

સ્વ. શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

જન્મ: વિ. સં. ૧૯૧૯ માગશર વદ ૮.

મરણ: વિ. સં. ૧૯૭૯ ના ફાગણ સુદ ૭.

"ગુજરાતી" પ્રેસ, મુંબઈ નં. ૧.

શ્રીઆયુર્વેદ ગ્રન્થમાલિકા

# શ્રીસુશ્રુત સંહિતા–

## (૧) સૂત્રસ્થાન

અનુવાદકઃ—

સ્વ. પ્રાણજીવન હરિહર શાસ્ત્રી

પ્રકાશકઃ—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, મુંબઈ નં. ૧.

૩–૦–૦

સં. ૧૯૮૬ ઈ. સ. ૧૯૨૯

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

સાસુન બિલ્ડિંગ, એલ્ફિન્સ્ટન સર્કલ, ટાઉન હૉલની સામે,
કોટ, મુંબઈ નં. ૧.





મુદ્રક અને પ્રકાશક:-
નટવરલાલ ઇચ્છારામ દેશાઈ.
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ—મુંબઈ નં. ૧.

શ્રી

# પ્રકાશકનું નિવેદન

આપણા પ્રાચીન પૂર્વજો જે આશ્ચર્યજનક વિદ્યાનિધિ આપણે માટે વારસામાં મૂકી ગયા છે, તેમાં ચાર વેદો મુખ્ય છે. એ ચારે વેદોના ચાર ઉપવેદો છે, તેમાં અથર્વવેદનો ઉપવેદ આયુર્વેદ છે. આપણા દરેક ધર્મ ગ્રન્થોના મૂળમાં તેના પ્રણેતા ભગવાન–પરબ્રહ્મ છે, અથવા માયા ઉપહિત ઈશ્વર છે. આ ઈશ્વર, હિરણ્યગર્ભ અથવા બ્રહ્માને નામે પણ ઓળખાય છે. નાટ્યશાસ્ત્રના આદિ પ્રણેતા બ્રહ્મા જ ગણાય છે, અને તે ઉપરથી ભરતમુનિએ નાનું નાટ્યશાસ્ત્ર રચ્યું છે. કોઈ કોઈ ગ્રન્થના પ્રણેતા શ્રીમહાદેવ (પરબ્રહ્મ) અને ઉમા (પ્રકૃતિ) મનાયા છે. આયુર્વેદને માટે એમ કહેવાય છે કે પ્રથમ બ્રહ્માએ આ ગ્રન્થ એક લાખ શ્લોક પુરનો રચ્યો હતો. એમ સુશ્રુત અને ચરકના ગ્રન્થો જોતાં પણ જણાય છે. દેવલોકના બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિનીકુમાર અને ઇન્દ્ર–એ ચારેએ આયુર્વેદનો પૃથ્વી ઉપર મનુષ્યોના હિતને માટે પ્રચાર કર્યો. આ ચાર દેવોએ પરંપરાથી આયુર્વેદનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તે પછી ઇન્દ્ર પાસેથી એક બ્રહ્મર્ષિ ભરદ્વાજ અને એક રાજર્ષિ ધન્વન્તરીએ અભ્યાસ કર્યો. ભરદ્વાજે પોતાનું જ્ઞાન ઋષિ મુનિઓને આપ્યું અને તેઓમાં આત્રેય ( પુનર્વસુ ) મુનિએ એનો સારોદ્ધાર કર્યો; એટલે કે તેમની પાસેથી શીખીને આત્રેય (પુનર્વસુ) મુનિએ એક મૂળ સંહિતા રચી હોય એમ જણાય છે. તે ગ્રન્થ ઉપર અગ્નિવેશ મુનિએ એક વૃત્તિ રચી અને તે ઉપર ચરકમુનિએ જે વિસ્તાર કર્યો અને ગ્રન્થમાં કોઇ કાઢઘાલ કરે નહિ તે માટે પ્રતિસંસ્કાર આપ્યો તે ગ્રન્થ ચરકસંહિતા કહેવાય છે. ધન્વન્તરી પાસેથી જેઓ શિખ્યા તેમાં સુશ્રુત નામના આચાર્યે તે વિદ્યાનો સંગ્રહ કર્યો, અને તે તેના નામે એટલે સુશ્રુત સંહિતાને નામે પ્રસિદ્ધ છે. ચરકાચાર્યે પોતાની સંહિતામાં ઔષધિથી રોગનિવારણ વિશેષ વર્ણવ્યું છે અને સુશ્રુતાચાર્યે પોતાના ગ્રન્થમાં ઔષધોપચાર ઉપરાંત શસ્ત્રક્રિયા (વાઢકાપની) વિદ્યા ઉપર ખાસ ભાર મૂકીને તેનો સર્વોત્તમ વિચાર દર્શાવ્યો છે. આ પ્રમાણે એક આયુર્વેદનો બે મુખ્ય શાખામાં પ્રચાર થયો. તેમાં કાળક્રમે રાજ્યાશ્રય અને રુગ્ણાલયોનો અભાવ થવાથી શસ્ત્રક્રિયાની પ્રગતિ અટકી પડી, એટલે આર્યો એ વિદ્યામાં પછાત પડી ગયા. ધીમે ધીમે હિન્દમાં આર્ય લોકોએ પોતાનો સમય તત્ત્વ-દર્શન, ધર્મશાસ્ત્ર અને ભક્તિથી ભગવદ્ પ્રાપ્તિ, સાયુજ્યાદિ મુક્તિ તરફ વિશેષ લક્ષ આપવાથી વૈદક-વિદ્યાનો હ્રાસ થતો ગયો. કાશીરાજ રાજર્ષિ ધન્વંતરી પાસે શિખેલા સુશ્રુત મુનિએ ધન્વંતરીની મૂળ સંહિતા ઉપર એક વૃત્તિ રચી, અને તે વૃત્તિ ઉપરથી સિદ્ધ નાગાર્જુને વિસ્તાર કરી પ્રતિસંસ્કાર આપ્યો, એ ગ્રન્થ સુશ્રુત સંહિતાને નામે વિખ્યાતિને પામ્યો. આયુર્વેદના આ બે મહાન્ ગ્રન્થોમાં આ પ્રમાણે એટલું બધું પરિ-વર્તન થયું કે આજે જે ગ્રન્થો આપણી પાસે હાજર છે તેમાં મૂળ સૂત્ર ભાગ, વૃત્તિનો ભાગ અને પ્રતિ

સંસ્કારનો ભાગ કેટકેટલો છે તે ચોક્કસ રીતે નક્કી કરવું મુશ્કેલ થઈ પડયું છે. જેવી મહાભારતની દશા થઈ છે, અને તેમાં ત્રણથી ચાર થરો ચઢી ગયા છે, તેમ ચરક અને સુશ્રુતના ગન્થ સંબંધમાં પણ થયું જણાય છે. આવી દશા એકલા વ્યાકરણ શાસ્ત્રની થઈ નથી. વિદ્વાનોનું માનવું છે કે આ સંસ્કરણનો કાળ ગુપ્તવંશનો કાળ હતો. કારણ કે સમુદ્રગુપ્ત અને કુમારગુપ્તના સમયમાં ઘણા પ્રાચીન ગ્રન્થો ફરી લખાયા છે. ચન્દ્રગુપ્તના સમયમાં ચાણક્યે અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, રાજનીતિ શાસ્ત્ર વગેરેનો ઉદ્ધાર કર્યો ને પોતાના શબ્દોમાં સૂત્રો રચી તેને– શાસ્ત્રને ખચિત અને મર્યાદિત બનાવ્યું. તેમ ચરકે અને નાગાર્જુને ભારદ્વાજ સંહિતા અને ધન્વંતરી સંહિતાને શ્લોકબદ્ધ બનાવી, તેની અનુક્રમણિકાઓ બાંધી, સંસ્કાર આપી આયુર્વેદના આ ગ્રન્થો નક્કી કર્યા. એમાં જોવાનું એ છે ભારદ્વાજ સંહિતા (અથવા આત્રેય સંહિતા) તેના છેવટના પ્રતિસંસ્કાર કરનારા ચરકને નામે ઓળખાઈ, ત્યારે ધન્વંતરીની સંહિતા નાગાર્જુનને નામે પ્રસિદ્ધ ન થતાં સુશ્રુતને નામે પ્રસિદ્ધ થઈ છે. આ પ્રમાણે આયુર્વેદના જૂનામાં જૂના અને પ્રમાણભૂત મનાતા બે ગ્રન્થોનો ટુંકમાં ઈતિહાસ છે.

આ સુશ્રુતાચાર્ય ક્યારે થઈ ગયા તે ચોક્કસ કહી શકાતું નથી. પણ વાગ્ભટ્ટ નામના એક સારા વૈદ્ય ઈસવી સનની પહેલાં આશરે બસો વર્ષ ઉપર થઈ ગયા છે. તેમણે પોતાના ગ્રન્થમાં ચરક અને સુશ્રુત ઉપરથી ઘણો ભાગ લીધો છે, તેથી એટલું અનુમાન થઈ શકે છે કે સુશ્રુતાચાર્ય તેમની પહેલા થઇ ગયેલા હોવા જોઇએ. સુશ્રુતના પ્રતિસંસ્કાર કર્તા નાગાર્જુન છે. એ હકીકત ટીકાકાર ડલ્લનાચાર્યના કહેવાથી જણાય છે. આ નાગાર્જુન પણ ક્યારે થઇ ગયો તે ચોક્કસ જણાયું નથી. શ્રીમદ્દ ભાગવતના નવમા સ્કંધના ૧૭ મા અધ્યાયમાં જણાવેલું છે, કાશીરાજ ધન્વન્તરી એ વૈવસ્વત મનુના દૌહિત્ર પુરુરવાથી નવમી પેઢીએ હતા. સુશ્રુત ગ્રન્થમાં જણાવેલું છે કે સુશ્રુત વિશ્વામિત્ર રાજાના પુત્ર હતા, અને આ વિશ્વામિત્ર વાલ્મીકિ રામાયણમાં પ્રસિદ્ધ છે. જો આ હકીકત ખરી હોય તો સુશ્રુતાચાર્ય ભગવાન રામચંદ્રના સમયમાં થઈ ગયા કહેવાય. પણ આ સર્વ મંતવ્યો સાધાર લાગતાં નથી, તેથી સુશ્રુત ઈસવી સન પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર થઈ ગયા હતા એમ માનવું વાજબી છે.

આયુર્વેદના બે પ્રાચીન ગ્રન્થોમાં આજે વાંચનારની સમક્ષ તેમાંનો એક ગ્રન્થ **“સુશ્રુત સંહિતા”**ના પ્રથમ **સૂત્રસ્થાન**નું શુદ્ધ ગુજરાતી ભાષાંતર ગુજરાતી પ્રજાજન આગળ રજુ થાય છે. આ ગ્રન્થનું ભાષાંતર “ગુજરાતી” પ્રેસમાં શાસ્ત્રી તરીકે કામકર્તા અને સ્વ. ઈચ્છારામના એક પરમ મિત્ર અને સહાયક સ્વ. પ્રાણજીવન હરિહર શાસ્ત્રીએ કરેલું છે. મુંબઈની કોટની દાનવીર શેઠ દેવકરણ નાનજીની સંસ્કૃત પાઠશાળામાં તેઓ વિદ્યાર્થીઓને સુશ્રુત અને ચરકનું અધ્યયન કરાવતા હતા. તે વેળાએ તેમણે પોતાને પણ કામ લાગે અને ગ્રન્થનું શિક્ષણ પાકું અપાય તે માટે શિખવતી વેળાએ ગ્રન્થનું ભાષાંતર કરવા માંડેલું અને તે “ગુજરાતી” પ્રેસની પુસ્તકમાળામાં છપાઈ પ્રસિદ્ધ કરવાનું તે વખતના માલીકોએ પોતાના ખર્ચે સ્વીકારેલું. તે પ્રમાણે આ ગ્રન્થ કટકે કટકે છપાતો ગયો, અને તે કામમાં જાણીતા વૈદ્યરાજ આયુર્વેદાચાર્ય શ્રી જાદવજી ત્રીકમજીએ પણ ભાષાંતર જોઈ જવામાં સહાય કરેલી. આ ગ્રન્થનું આખું સૂત્રસ્થાન અને નિદાનસ્થાનનાં છ પાનાં છપાયા પછી પ્રાણજીવન શાસ્ત્રીનો કૈલાસવાસ થયો અને તે પછી ગ્રન્થ અપૂર્ણ રહ્યો. તત્પશ્ચાત્ સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેશાઈની સ્થાપેલી “ગુજરાતી” પ્રેસની સંસ્થા મુશ્કેલીમાં આવી પડી. તેથી આ ગ્રન્થ પૂર્ણ કરવાને સુયોગ આવ્યો નહિ, પરિણામે આવી અપૂર્ણ દશામાં આવો સારો અને સુંદર સરળ ગુજરાતી ભાષામાં લખાયલો ગ્રન્થ અટવાઈ જાય અને નાણાની ભીડને લીધે પૂર્ણ થઈ શકે નહિ, તેવી સ્થિતિ આવી પુગી. તે જોઈને હાલના “ગુજરાતી” પ્રેસના માલીકો અને સંચાલકોએ આખો ગ્રન્થ નહિ તો, જેટલો છે તેટલો પણ સંપૂર્ણ ભાગ ગુજરાતી પ્રજા આગળ રજુ કરવાનો વિચાર કર્યો અને તેના પરિણામરૂપ આ **સૂત્રસ્થાન** પ્રસિદ્ધ થાય છે; અને ઈશ્વરેચ્છા અનુકૂળ થશે ત્યારે શેષ ભાગ કટકે કટકે છાપીને પણ પ્રસિદ્ધ કરવાની આશા છે.

આજે ભાષાંતરકાર શાસ્ત્રી પ્રાણજીવન વિદ્યમાન નથી. તેઓ જાતે નિરભિમાની પુરુષ હતા. તેઓ કોઈ પણ રીતે ગુજરાતી પ્રજામાં ધાંધલ કરીને પ્રકાશમાં આવવાની ઈચ્છા રાખતા નહોતા, પણ પોતામાં જે શક્તિ છે તે લોકોના જોવામાં આવશે તો કદર કરશે એવી માન્યતા રાખતા હતા. આ નિઃસ્વાર્થી પુરુષનું ટુંકું જીવનચરિત્ર અને છાયાચિત્ર આ પ્રચલિત જમાનાને અનુસરી આપ્યું છે તેથી અવિવેક નહિ ગણાશે એવી આશા છે. અને પૂજ્ય શાસ્ત્રીજી પ્રતિ "ગુજરાતી" પ્રેસના સંચાલકો અને માલીકોની પ્રેમપૂર્વક અંજલિરૂપે છે એમ વાંચનારાઓ માનશે એવી આશા છે.

આયુર્વેદના આ મહાન્ ગ્રન્થમાં તેનાં મુખ્ય આઠ અંગો જેવાં કે, શલ્યતંત્ર, શાલાકયતંત્ર, કાળ ચિકિત્સા તંત્ર, ભૂતવિદ્યા તંત્ર, કૌમાર ભૃત્ય તંત્ર, અગદતંત્ર, રસાયનતંત્ર, અને વાજીકરણતંત્રનો સમાવેશ કરેલો છે, જ્યારે ચરકમાં શલ્યતંત્ર સિવાય શાલાકયતંત્ર વગેરે સાત તંત્રોનો સંગ્રહ છે. અને ચરકાચાર્યે જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં ત્યાં સ્પષ્ટ જણાવ્યું છે કે વાઢકાપની ક્રિયા તેના જાણકારો પાસે કરાવવી, એટલે કે સુશ્રુતમાં આપેલી શારીર વિદ્યા ચરકથી ચઢિયાતી છે, અને તે તેની પોતાની છે.

સુશ્રુતના પ્રથમ સૂત્રસ્થાનના આ ભાષાંતર ગ્રન્થમાં કયા કયા વિષયો ચર્ચ્યા છે, તે જાણવા માટે એ પ્રકારની અનુક્રમણિકાઓ આપી છે, તે ઉપર જો કોઈ સામાન્ય રીતે સહજ નજર નાંખી જશે તો ઘણું જાણવાનું મળશે. એમાં પ્રાચીન કાળમાં આપણા દેશમાં શસ્ત્રક્રિયા કેવી હતી અને હાલની આંગ્લ શાસ્ત્રક્રિયા કેવી છે, તે જોવાનું સારી રીતે મળી શકે છે. તે પ્રમાણે સામાન્ય રીતે મનુષ્યે પોતાનું આરોગ્ય સાચવવા માટે પણ શા શા ઉપાયો કરવા તેનું પણ દિગ્દર્શન કરાવેલું જણાશે, એટલે તેનું અધ્યયન કરનારા વૈદ્યને ઘણું અનુભવજ્ઞાન મળી શકશે. આ ગ્રન્થ એકલો ગુજરાતી વૈદ્યરાજોને ઉપયોગી થઇ પડશે એટલું નહિ પણ સામાન્ય વાંચનારને પણ ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

મુંબઈ
જ્ઞાનપંચમી, ૧૯૮૬

નટવરલાલ ઇચ્છારામ દેશાઇ

# स्व. शास्त्री प्राणजीवन हरिहरनो परिचय



વૈદકશાસ્ત્રના આ એક સર્વોત્તમ પુસ્તકનું ભાષાંતર કરનાર સ્વ. શાસ્ત્રી પ્રાણજીવન હરિહર હતા. તેઓ ગુજરાતના એક પ્રતિષ્ઠિત અને મુંબઇના શાસ્ત્રીમંડળમાંના એક અગ્રગણ્ય ગુજરાતી શાસ્ત્રી હતા. સદ્ગત શાસ્ત્રીજીએ એવી કઈ સેવા બજાવી છે, એવો કયો લોકસંગ્રહાર્થે પ્રયત્ન કર્યો છે, કે જેને માટે આજે ગુજરાતી પ્રજા આગળ તેમનું જીવનવૃત્તાંત રજુ કરવામાં આવે, એવો પ્રશ્ન સહજ કોઇને થાય એ સ્વાભાવિક છે. અત્રે જે જીવનવૃત્તાંત સંક્ષેપમાં આપવામાં આવે છે તેનાથી ઉક્ત પૃચ્છાનું નિરાકરણ થાય છે. કવિ, પંડિત, શાસ્ત્રી, વિદ્યાવાન સત્પુરુષોનો પાર્થિવ દેહ પડ્યા પછી તેમની યશઃકાયા અજર અને અમર રહે છે, એવું જે કહેવાયલું છે તે અયોગ્ય નથી જ. શાસ્ત્રી પ્રાણજીવન પંડિત હતા, કાર્યાકાર્યની વ્યવસ્થિતિ જાણવા માટે જેની જરૂર શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં જણાવેલી છે તે શાસ્ત્રના સારા જ્ઞાતા હતા, સારી વિદ્યા સંપાદન કરેલી પણ તેનું અભિમાન નહિ રાખનારા વિવેકી-વિનયી, અને બ્રાહ્મણોના કર્મોનું યથાપાલન કરનાર પુરુષ હતા, તેમ અનેકના વિદ્યાદાતા ગુરુ હતા. આ સંસારમાં એમનું જીવન લોકોપકારમાં વધારે વ્યતીત થયું હતું. આવા ગુપ્ત રત્ન જેવા વિદ્વાન પુરુષનું શાંતિમય જીવન જાણવાની જરૂર છે.

સદ્ગત શાસ્ત્રીજી, યજુર્વેદી, માધ્યંદિનીશાખાધ્યાયી, સાંખ્યાયનગોત્રી તથા જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ આદિ ગુજરાતી ભક્ત કવિવર નરસિંહ મેહેતાની ભૂમિ જુનાગઢમાં થયો હતો અને બાળપણ તેમણે ત્યાંજ ગાળ્યું હતું. એમના પૂર્વજો જામ તમાચીના સમયમાં જામનગરની પડોશમાં આવેલા એક ગામમાં રહેતા હતા અને પૌરાણિક વૃત્તિથી જીવન ગાળતા હતા. તેમાંના પંડયા શ્રી આણંદજીના પુત્ર પ્રેમજી, નાગર ગૃહસ્થોના આમંત્રણથી પોતાના પુત્ર ભીમજી તથા રાઘવજીની સાથે જુનાગઢમાં આવીને વસ્યા હતા. પંડયા શ્રી ભીમજીને હરિહર તથા ભોળારામ નામના બે પુત્રો હતા; તેમાં શાસ્ત્રીજીના પિતા શ્રી હરિહર ભીમજી ધર્મનિષ્ઠ, સ્નાનસંધ્યાશીલ, સુશીલ, યદૃચ્છાલાભસંતુષ્ટ, કુટુંબવત્સલ અને કુલોપાસ્ય શ્રીહાટકેશ્વરના પરમ ઉપાસક હતા. શાસ્ત્રીજીનો જન્મ વિ. સં. ૧૯૧૯ માં માર્ગશીર્ષ વદિ આઠમને દિવસે થયો હતો. છેક બાલ્યકાળમાં શાસ્ત્રીજીને મોટા સૈયદ નીકળ્યા હતા અને તેને લીધે મરણતોલ થઈ ગયા હતા. પણ પ્રેમી પિતાની ભક્તિથી પ્રસન્ન થયેલા શ્રીહાટકેશ્વરે તેમને આરોગ્ય કર્યું, અને શાસ્ત્રીજી, શરીર અને મુખ ઉપર થોડાં ચાઠાં પડી જઇને બચી જવા પામ્યા. શ્રીહરિહરે શાસ્ત્રીજીને સાતમે વર્ષે ઉપનયન સંસ્કાર કરાવ્યો અને ગુજરાતી ભાષાનો વિદ્યારંભ કરાવ્યો. તેમણે ગામઠી શાળામાં ગુજરાતી સાત ચોપડીઓનો અભ્યાસ કર્યો અને તે પછી તે વખતના પ્રખ્યાત શાસ્ત્રી શ્રી કરુણાશંકર, શ્રી હરિદત્ત, તથા પંડિત શ્રી કમલનયનાચાર્યની પાસે ઉત્તરોત્તર સિદ્ધાંતકૌમુદી, પંચકાવ્ય, કુવલયાનંદ, સાહિત્યદર્પણ, કાવ્યપ્રકાશ વગેરે વ્યાકરણ અને સાહિત્યગ્રંથોનો તથા વેદાંતના ગ્રંથોનો તથા ધર્મશાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કર્યો અને નિષ્ણાત થયા. તેમણે તે પછી પોતાના જીવનકાળમાં ન્યાયવિષયમાં ટીકાસહિત તર્કસંગ્રહ, વેદાંતમાં ઉપનિષદો, ઇતિહાસોમાં રામાયણ, મહાભારતના થોડાં પર્વો અને સર્ગો, તેમજ શ્રીમદ્ ભાગવત સંપૂર્ણ, ધર્મશાસ્ત્રોમાં મનુ, યાજ્ઞવલ્કય, પારાશર સ્મૃતિ વગેરે તથા આયુર્વેદમાં ચરક, સુશ્રુત વગેરે અનેક ગ્રંથોનું તેમજ સાંખ્ય તથા યોગશાસ્ત્રનું પણ અધ્યયન કર્યું. તેમની કુમારાવસ્થામાં વિદ્યાગ્રહણ શક્તિથી પંડિત કમલનયનાચાર્ય પ્રસન્ન રહેતા હતા. તેમનો અભ્યાસ ચાલતો હતો એટલામાં એમના પૂજ્ય પિતાશ્રી પંડ્યા હરિહરે સંવત્ ૧૯૪૨ ના વર્ષમાં સ્વર્ગવાસ કર્યો. તે સમયે તેમના નાના ભાઇ શિવશંકર વિદ્યાર્થીજીવન ગાળતા હતા, તેથી કુટુંબના ભરણ પોષણનો સર્વ ભાર તેમના શિરે આવી પડ્યો, અને અધ્યયનવૃત્તિમાં ખલલ પડી. આથી તે સમયે જુનાગઢની સંસ્કૃત પાઠશાળામાં દ્વિતીયાધ્યાપક તરીકે તેમણે પોતાની નિમણુંક સ્વીકારી. અધ્યાપકવૃત્તિથી તથા અવકાશના સમયમાં પૌરાણિક વૃત્તિથી તેઓ આજીવિકા કરવા લાગ્યા.

આ અરસામાં મુંબઈ નિવાસી પ્રજ્ઞાચક્ષુ પ્રસિદ્ધ પંડિત આશુકવિ શ્રી ગટ્ટુલાલજી જુનાગઢ પધાર્યા હતા. તેઓ શાસ્ત્રીજીની વિદ્વત્તા જોઇ પ્રસન્ન થયા, અને તેમને કહ્યું કે જો તમે મુંબઇ આવશો તો તમારી ખ્યાતિ સારી થશે, અને હું તમને આશ્રય આપીશ. તેમની આજ્ઞા માથે ચઢાવી શાસ્ત્રીજી સંવત્ ૧૯૪૫ ના

વર્ષમાં મુંબઇ આવ્યા (ઇ.સ.૧૮૮૯) અને તેમની પાસે છ મહિના રહ્યા. આ સમયે ભારતમાર્તણ્ડ પંડિત ગટ્ટુલાલજી શ્રીવિષ્ણુસહસ્રનામ ઉપર ભાષ્ય રચતા હતા; પરંતુ તેઓ પ્રજ્ઞાચક્ષુ હોવાથી મોઢેથી બોલી શાસ્ત્રીજી પાસે લખાવતા હતા. એ રીતે એ ભાષ્ય લખાયલું હતું. તે વખતે પાયધોની ઉપર આવેલા જૈન ઉપાશ્રયમાં શાસ્ત્રીજી પ્રાણજીવન સંસ્કૃત ભણાવવા જતા હતા, તેથી જૈન શાસ્ત્રો સંબંધમાં પણ તેઓને થોડી સારી માહિતી મળી. પણ તે દરમ્યાન પંડિતજી ગટ્ટુલાલજીને ત્યાં રોજ વિદ્વાનોની મંડળી ભરાતી. તેમાં સદ્ગત અભેદમાર્ગપ્રવાસી મણિલાલ નભુભાઇ તથા ગુજરાતી પત્રના આદ્યતંત્રી શ્રી ઇચ્છારામ સૂર્યરામના સમાગમમાં શાસ્ત્રીજી આવ્યા. "ગુજરાતી" પત્ર તે વખતે ઉગતી દશામાં હતું. શ્રી ઇચ્છારામ પ્રજાપક્ષના હિમાયતિ હતા, તેમ સનાતન ધર્મના હિમાયતિ હતા, તેથી બંનેને સારી રાશ મળતી આવી, અને બન્નેનો સુયોગ સદ્ગત વિદ્વાન્ શાસ્ત્રીજી શામજી વાલજીએ કરી આપ્યો. સ્વર્ગવાસી શ્રી ઇચ્છારામને સંસ્કૃત ભાષાના સાહિત્યનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરાવી સંસ્કૃત ભાષાથી અજ્ઞાત ગુર્જર પ્રજાને તેનો લાભ આપવાના હેતુથી તથા ગુજરાતી સાહિત્યના કલેવરની વૃદ્ધિ કરવાના હેતુથી ઇતિહાસો, પુરાણો, નીતિગ્રન્થો, તથા વેદાંતના ગ્રન્થોનાં ભાષાંતરો કરાવવાની ઇચ્છા થઇ હતી, તેથી તેમણે શાસ્ત્રીજીને માનપૂર્વક "ગુજરાતી" પ્રેસના ખાતામાં રાખી લીધા. દેશી સાહિત્યની વૃદ્ધિ કરવી એ પણ એક દેશસેવા ગણાય, તેથી ગુજરાતી પત્રના આદ્ય તંત્રીએ શાસ્ત્રીજીની તે કાર્ય પર યોજના કરી. આ કાર્યને અંગે શાસ્ત્રીજીને ઘણા સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાળી ભાષાના ઉત્તમોત્તમ ગ્રંથો વાંચવાનો અને અધ્યયન કરવાનો અવકાશ મળ્યો. બંગાળી ભાષા તેઓ મુંબઇ આવ્યા પછી શીખ્યા હતા. આ સર્વનો લાભ તેમણે "ગુજરાતી" પત્ર અને પ્રેસ દ્વારા અને તેનાં પુસ્તકો અને ભેટો દ્વારા ગુજરાતી પ્રજાને આપ્યો છે. શાસ્ત્રીજીને આરંભમાં ગુજરાતી ભાષામાં લખાણ કરવાની અને ભાષાંતર કરવાની કેટલીક મુશ્કેલીઓ નડી હતી, કારણ કે જૂની પૌરાણિક ઢબે તેઓ વ્યાખ્યાન કરી શકતા અને સમજાવી શકતા, પણ કદિ લખવાની ટેવ નહિ હોવાથી આરંભમાં અડચણ પડી હતી. પણ તે સર્વ મુશ્કેલીઓ સ્વ. ઇચ્છારામના સહવાસથી ટળી ગઈ હતી અને શાસ્ત્રીજી ગુજરાતી ભાષામાં તેમની ઢબે લખતાં શીખી ગયા. તેમનો સ્વાધ્યાય ચાલુ હતો તેવામાં તેઓ સદ્ધર્મપરાયણ અને સનાતન ધર્માભિમાની સ્વ. શેઠ શ્રી દેવકરણ નાનજી દેશાઇના સંબંધમાં આવ્યા, અને સનાતન ધર્મની ઉન્નતિ થવાની ઇચ્છા રાખનારા શ્રી દેવકરણ શેઠે કોટની સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક તરીકે તેમની યોજના કરી, તેથી ત્યાં પણ તેમના આશ્રયથી ધર્મશાસ્ત્રોનો, આયુર્વેદનો અને મીમાંસાશાસ્ત્રનો સ્વાધ્યાય ચાલુ રહ્યો અને તે તેમના મરણ પર્યંત ચાલુ જ હતો.

એમનો નાનો ભાઇ સંવત્ ૧૯૪૯ ના વર્ષમાં વિદ્યાર્થિસ્થિતિમાં જ સ્વર્ગવાસી થયો હતો. તે પછી સાત વર્ષે તેમનાં પરમ પૂજ્ય માતુશ્રી રાધાબાઇ સ્વર્ગવાસી થયાં તથા બે બ્હેનો ઉત્તરોત્તર તેમનાં અનુગામી થયાં અને સંવત્ ૧૯૬૧ માં સરસ્વતી નામની એક પુત્રી મૂકીને તેમની સુશીલા પતિપરાયણા ધર્મપત્નીએ પણ સ્વર્ગવાસ કર્યો. આ રીતે સંબંધી જનોનો સ્વર્ગવાસ થવાથી શાસ્ત્રીજીને વૈરાગ્ય થવા લાગ્યો અને બે ચાર વર્ષ શાસ્ત્રીય ગ્રંથોના સ્વાધ્યાયમાં જ તેઓ ઐકાંતિક જીવન ગાળવા લાગ્યા. તે સમયે તેમણે મનુસ્મૃતિનું ભાષાંતર પંડિત નથ્થુરામ મહાશંકર સાથે મળીને કર્યું હતું, અને સ્વ. શેઠ શ્રીદેવકરણ નાનજીના અને સ્વ. શેઠ રા. ઇચ્છારામના આશ્રયથી પ્રકટ કર્યું હતું. તે પછી શેઠ શ્રી ઇચ્છારામના અને શેઠ દેવકરણના આગ્રહથી તેમણે બીજી વાર લગ્ન કર્યું હતું. આ વિવાહકર્મના ફળ તરીકે તેમને ત્રણ પુત્રો પ્રાપ્ત થયા, જેઓ આજે હૈયાત છે. પણ આશરે ઇ. સ. ૧૯૧૯–૨૦ ના વર્ષમાં તેમનાં બીજી વારનાં ધર્મપત્ની સ્વર્ગવાસી થયાં. ગૃહભંગ થવાથી તેઓને ઘણી નિરાશા લાગી અને ઘણી વાર સંન્યસ્ત ગ્રહણ કરવાનો વિચાર કરતા હતા, પણ ત્રણ પુત્રોને ભણાવવા ગણાવવા અને સંસારમાર્ગમાં ઠેકાણે પાડવાની ચિંતાથી તેઓએ એ વિચાર માંડી વાળ્યો. તેમના એક આશ્રયદાતા સ્વ. ઇચ્છારામના અવસાનથી તેમને ઘણું લાગી આવ્યું હતું, કારણ કે નિત્ય શાસ્ત્ર અને સાહિત્યની ચર્ચા કરનારા એક તેમના સાથી ગયા. તેમાં ઇ. સ. ૧૯૨૨ માં બીજા શેઠ દેવકરણ નાનજીના મરણથી કેમ જાણે તેમનું સર્વસ્વ હરાઈ ગયું ન હોય તેમ તેઓ કાવરાબાવરા થઈ ગયા હતા, જો કે તેમને આજીવિકા ચલાવવાને તથા પુત્રોને ભણાવવાને કશી અડચણ પડે તેવું નહોતું. શેઠ દેવકરણના અવસાન પછી તેમનું મન સંસાર ઉપરથી એકદમ ઉઠી ગયું, અને તેઓ થોડો સમય દેશમાં જઇ આવવાને માટે જુનાગઢ–વેરાવળ ગયા. ત્યાં તેઓ પોતાના સુપાત્ર જમાઇની સાથે રહ્યા. તેમની પુત્રીએ અને જમાઇએ તેમની ઉત્તરાવસ્થામાં સારી સેવા કરી, પણ જમણા હાથમાં

કંઇ રોગ પાકવાથી વાઢકાપ તેમને કરાવવો પડ્યો હતો. અને આખરે તે કષ્ટના પરિણામે તેમણે દેહ છોડ્યો. તેમને ત્રણ નાના પુત્રો અને એક પુત્રી હાલમાં છે.

**શાસ્ત્રીજીની સાહિત્યસેવા**—શાસ્ત્રીજીની સાહિત્યસેવા ચિરસ્મરણીય રહે તેવી છે. તેમણે "ગુજરાતી" પ્રેસમાં રહીને ગુજરાતી ભાષા ઉપર ઘણો સારો કાબુ મેળવ્યો હતો. તેમની ભાષા પ્રિય, મધુર અને સરળ અર્થગમ્ય હતી. સંસ્કૃત ભાષાના સારા જ્ઞાતા હોવા છતાં લાંબા સામાસિક શબ્દો, કે ક્લિષ્ટ કલ્પના કે અનર્થક લાંબાં લાંબાં વર્ણનો તેઓની ભાષામાં જણાતાં નથી. તેઓ કહેતા હતા કે ગુજરાતી ભાષાના કલેવરનું બંધારણ જ એવું છે કે તેમાં બાણભટ્ટ કે બીજા કવિઓની ભાષાનું અનુકરણ કરવું, એ કાગળની કોથળીમાં ખીલા ભરવા જેવું છે. જે ભાષા ગુજરાતી સાત ચોપડી શીખેલો ન સમજી શકે એવી ભાષામાં લખવું એ નિરર્થક છે. તેથી તેમણે ટુંકાં ટુંકાં પણ સંપૂર્ણ વાક્યો અને શુદ્ધ વિભક્તિ અને રૂપાખ્યાનોના પ્રયોગવાળી જ ભાષા સર્વત્ર વાપરી છે અને આજે "ગુજરાતી" પ્રેસ માટે તેમણે કરેલાં ભાષાંતરો—અનુવાદો આટલા લોકપ્રિય છે, તેનું કારણ પણ તે જ છે. જેમ શાસ્ત્રીય ગ્રન્થો, પુરાણોની તેમની ભાષા મધુર અને સુસ્પષ્ટ છે, તેમ તેમની વાર્તાઓ લખવાની શૈલી પણ સરળ, મનોરંજક, રસમય અને અર્થવાહી અને ટાયલા વગરની છે. તેઓ જે કંઇ કામ કરતા તેમાં તન મન ઓતપ્રોત કરી નાંખતા. તેમણે "ગુજરાતી" પ્રેસ માટે અધ્યાત્મ રામાયણ, મહાભારતનાં દશ-બાર પર્વો, શ્રીમદ્‌ભાગવતનું ભાષાંતર, પંચતંત્રનું ભાષાંતર, દશકુમારનું ભાષાંતર, યોગવાસિષ્ઠ મહારામાયણ, પારાશરસ્મૃતિ, ભર્તૃહરિશતક, એટલા ગ્રંથોના અનુવાદો રચી આપ્યા છે. તે સિવાય તેમણે વાર્તાના ગ્રંથોમાં "ગુજરાતી" પત્રની ભેટ તરીકે અયોધ્યાની બેગમ, નૂરજહાન, હેસ્ટીંગ્સની સોટી વગેરે લખ્યાં છે અને તે ગુજરાતીના વાંચકોમાં ઘણાં પ્રિય થઇ પડ્યાં હતાં. તે ઉપરાંત આયુર્વેદના અભ્યાસને પરિણામે સુશ્રુતનું ભાષાંતર તેમ જ ચરકનું ભાષાંતર કરેલાં છે, જે પૂર્ણ કરવાને તેઓ વધુ જીવી શક્યા નહિ. તેમનો વિચાર ઉત્તરાવસ્થામાં શાંકર ભાષ્યાનુસાર ઉપનિષદો અને બ્રહ્મસૂત્રના સુંદર અનુવાદો રચવાનો હતો અને તેમાં ઇશોપનિષદ્ તેમણે રચ્યું છે. તે ઉપરાંત પંચીકરણ તરીકે નારાયણ ઉર્ફે ઇચ્છારામ સ્વામી નામના એક ગુજરાતી સંન્યાસીના રચેલા 'સત્સુખાનુભવ'નો સુંદર અનુવાદ ગુજરાતી ભાષામાં કર્યો છે. આ બન્ને ગ્રન્થો હજી છપાયા નથી. સંસ્કૃત મનુસ્મૃતિનું સંપાદન કાર્ય તથા ભાષાંતર તેમણે કરેલું છે. તે ઉપરાંત શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના આશ્રયે 'માનવધર્મમાળા' તથા મેસર્સ એન. એમ. ત્રિપાઠીના આશ્રય નીચે 'પતિવ્રતા સતીઓ' એ ગ્રંથો રચેલા છે. આ ઉપરાંત તેમણે ઘણાં માસિકોમાં સારા વિચારવાળા અને ગંભીર મનનીય પ્રકીર્ણ લેખો લખેલા છે. "મુંબઈ સમાચાર"ના ચાલુ અંકોમાં તથા દીવાળીના ખાસ અંકોમાં તેમણે ધર્મશાસ્ત્ર ઉપર, સામાજિક વ્યવસ્થા ઉપર સારા નિબંધો લખેલા છે. "ગુજરાતી" પ્રેસનાં પંચાંગોની ઘણી ખરી કથાઓ અને આખ્યાનો પણ શાસ્ત્રીજીએ લખેલ છે. જો તેઓ જીવ્યા હોત તો હજી ઘણી ભાષાસેવા કરી શક્યા હોત. તેમનું નામ આ ગ્રંથોથી ચિરંજીવ છે. સ્વર્ગસ્થ શાસ્ત્રીજી એક સારા ગુજરાતી લેખક હોવા ઉપરાંત ધર્મશાસ્ત્રના વિષયમાં પ્રવીણ હતા. શાસ્ત્રચર્ચામાં તેમના મતને માન આપવામાં આવતું હતું. તેઓ સ્વભાવે મિલનસાર, માયાળુ હતા અને સ્પષ્ટ વક્તા હતા, તે એટલે સુધી કે પોતાના કહેવાથી સામાને દુઃખ લાગશે કે કેમ તે જોયા વગર એકદમ સાફ કહી દેતા હતા. તેમની મનુષ્યપરીક્ષા પણ સારી હતી. તેમ શારીરસંપત્તિ સાધારણ સારી ઠેઠ સુધી રહી હતી. નિત્ય નિયમસર સંધ્યાસ્નાન અને બ્રાહ્મકર્મ કરતા હતા. શરીરની યષ્ટિ એકવડી, મોંઢું વિચારશીલ અને હસમુખું હતું. અભિમાનનો લેશ નહોતો, છતાં પોતાના વિષય અને મત માટે આગ્રહ રાખનારા હતા; આટલું છતાં પણ જો કદાચ કોઇ કંઈ વાજબી ભૂલ દર્શાવે તો તે સ્વીકારી લેતા. હાલમાં ગુજરાતી બ્રાહ્મણોમાં સંસ્કૃત વિદ્યા ભણી શાસ્ત્રપારંગત થવાની ઇચ્છાવાળા ઘણા જ થોડા જોવામાં આવે છે. જ્યાં જુઓ ત્યાં દક્ષિણી કે મૈથીલી શાસ્ત્રી મળે, પણ ગુજરાતી વિદ્વાન્ શાસ્ત્રીઓની સંખ્યા દિવસાનુદિવસ ઓછી થતી જાય છે. તેમાં શાસ્ત્રી પ્રાણજીવનના ગુજરવાથી મુંબઇની વિદ્વાનમંડળીમાં તેની ખોટ છે. તેમના જીવનની રૂપરેખા અત્રે આંકીને તેમને શ્રદ્ધાપૂર્વક જે અંજલિ અમો અર્પીએ છીએ તે શાસ્ત્રીજીનો પવિત્ર આત્મા સ્વીકારશે એવી આશા છે.

---

# સુશ્રુતસંહિતાના અધ્યાયોની અનુક્રમણિકા

## સૂત્રસ્થાન

# વિષયોની અનુક્રમણિકા

## અધ્યાય ૨૨ મો-વ્રણાસ્રાવવિજ્ઞાનીય-



## અધ્યાય ૨૩ મો-કૃત્યાકૃત્યવિધિ-



## અધ્યાય ૨૪ મો-વ્યાધિસમુદ્દેશીય-

## અધ્યાય ૪૩ મો-વમનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય-



## અધ્યાય ૪૪ મો-વિરેચનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય-



## અધ્યાય ૪૫ મો-દ્રવદ્રવ્યવિજ્ઞાનીય-

——:o:——

## અધ્યાય ૪૬ મો-અન્નપાનવિધિ



### ૧ અથ શાલિવર્ગ



ઇતિ શાલિવર્ગ

### ૨ અથ કુધાન્યવર્ગ



ઇતિ ધાન્યવર્ગ

### ૩ અથ માંસવર્ગ

ઇતિ માંસવર્ગ

## ૪ અથ ફળવર્ગ

ઈતિ ફળવર્ગ.

## ૫ અથ શાકવર્ગ

ઇતિ પત્ર શાકવર્ગ

## ૬ અથ પુષ્પવર્ગ



ઇતિ પુષ્પવર્ગ

## ૭ અથ ઉદ્‌ભિજ્જવર્ગ



ઇતિ ઉદ્‌ભિજ્જવર્ગ

## ૮ અથ કંદવર્ગ



ઇતિ કંદવર્ગ

## ૯ અથ લવણવર્ગ

ઇતિ સર્વાનુપાનવર્ગ

## ૧૬-અથ ભોજનવિધિ



ઇતિ ભોજનવિધિ

## ૧૭-અથ ગુણોનાં કર્મ

**મહર્ષિ સુશ્રુતે રચેલી આયુર્વેદની સંહિતા જે એનાજ નામથી (સુશ્રુત સંહિતા) ઓળખાય છે, તેનું "સૂત્રસ્થાન" નામનું પહેલું સ્થાન પૂર્ણ થયું.**

**શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.**



## સ્વ. શાસ્ત્રી પ્રાણજીવનનાં પુસ્તકો

| પુસ્તકનું નામ. | કીંમત. રૂ. આ. પૈ. | ટ. ખ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| શ્રીમદ્‌ભાગવત (સચિત્ર) શ્રીકૃષ્ણોપનિષદ્ સહિત ... | ૮—૦—૦ | ૧—૪—૦ |
| શ્રીમદ્‌ભાગવતનો એકાદશસ્કંધ ... ... ... | ૧—૦—૦ | ૦—૫—૦ |
| શ્રીઅધ્યાત્મ રામાયણ ... ... ... ... | ૩—૦—૦ | ૦—૮—૦ |
| **શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ** | | |
| ભાગ ૧ લો—વૈરાગ્ય, મુમુક્ષુ અને ઉત્પત્તિ—૩ પ્રકરણો... | ૩—૦—૦ | ૦—૧૫—૦ |
| ભાગ ૨ જો—સ્થિતિ અને ઉપશમ—૨ પ્રકરણો ... | ૨—૦—૦ | |
| ભાગ ૩ જો—નિર્વાણ પ્રકરણ—પૂર્વાર્ધ ... ... | ૨—૦—૦ | ૦—૧૫—૦ |
| ભાગ ૪ થો—નિર્વાણ પ્રકરણ—ઉત્તરાર્ધ ... .... | ૩—૦—૦ | |
| **શ્રીધરી ગીતા**—(નાગરી લિપિ, મોટા અક્ષરો, ગુજરાતી ભાષાંતર પણ નાગરી લિપિમાં)... ... ... ... | ૦-૧૨-૦ | ૦—૬—૦ |
| **શ્રીધરી ભગવદ્‌ગીતા**—કાચું પુઠું ... ... .... | ૦—૮—૦ | ૦—૨—૦ |
| " " પાકું પુઠું ... ... ... | ૦-૧૧-૦ | ૦—૩—૦ |
| " " રેશમી પુઠું ... ... ... | ૦-૧૪-૦ | ૦—૨—૦ |
| **શ્રીધરી પંચરત્ન ગીતા**—કાચું પુઠું ... ... ... | ૧—૬—૦ | ૦—૩—૦ |
| " " પાકું પુઠું ... ... ... | ૧—૮—૦ | ૦—૩—૦ |
| " " રેશમી પુઠું ... ... ... | ૧-૧૦-૦ | ૦—૩—૦ |
| શ્રીવિષ્ણુસહસ્ર નામ (શંકરાચાર્યના ભાષ્યાનુસાર) ... | ૦—૨—૬ | ૦—૦—૬ |
| શ્રીપારાશર સ્મૃતિ ... ... ... ... | ૨—૦—૦ | ૦—૪—૬ |
| શ્રીમનુસ્મૃતિ ... ... ... ... ... | ૫—૦—૦ | ૦—૧૫—૦ |
| **ભર્તૃહરિ શતક ચતુષ્ટય સંગ્રહ** ... ... ... | ૧—૪—૦ | ૦—૬—૦ |
| ભર્તૃહરિકૃત નીતિશતક ... ... ... ... | ૦—૬—૦ | ૦—૩—૦ |
| " શૃંગારશતક ... ... ... ... | ૦—૬—૦ | ૦—૩—૦ |
| " વૈરાગ્યશતક ... ... ... ... | ૦—૬—૦ | ૦—૩—૦ |
| " વિજ્ઞાનશતક અને પ્રાસ્તાવિક શ્લોકો ... | ૦—૬—૦ | ૦—૩—૦ |
| કામંદક નીતિ ... ... ... .... ... | ૨—૦—૦ | ૦—૪—૬ |
| પંચતંત્ર (પંડિત વિષ્ણુ શર્માકૃત) ... ... ... | ૨—૦—૦ | ૦—૪—૦ |
| દશકુમાર ચરિત્ર (કવિ દંડીકૃત) ... ... ... | ૨—૦—૦ | ૦—૩—૦ |
| હેસ્ટીંગ્સની સોટી ... ... ... ... | ૨—૦—૦ | ૦—૫—૦ |
| શ્રીસુશ્રુત સંહિતા—(૧) સૂત્રસ્થાન ... ... ... | ૩—૦—૦ | ૦—૮—૦ |
| પતિવ્રતા સતીઓ ... ... ... ... | ૩—૮—૦ | ૦—૯—૦ |
| સત્સુખાનુભવ (નારાયણ ઉર્ફે ઈચ્છારામ સ્વામીકૃત) | છપાય છે. | |

**પુસ્તકો મળવાનું ઠેકાણું:—**

**"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ,**

**સાસુન બિલ્ડિંગ,**

**એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ નં. ૧.**

શ્રી

# સુશ્રુતસંહિતા

## ગુજરાતીભાષાન્તરસહિત.

### સૂત્રસ્થાન.

### અધ્યાય ૧ લો.

#### આયુર્વેદની ઉત્પત્તિ.

**अथातो वेदोत्पत्तिं नामाध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ [1]મહર્ષિ સુશ્રુત કહે છે કે, અહીંથી હું ‘વેદોત્પત્તિ’ એ નામના—આયુર્વેદની ઉત્પત્તિ એ વિષયના, અધ્યાયનું વ્યાખ્યાન—કથન જે પ્રમાણે મને ભગવાન્ ધન્વન્તરિએ ‘વેદોત્પત્તિ’ ના વિષયમાં કહેલું છે, તે પ્રમાણે કરું છું. ૧–૨.

---

૧ અહીં મૂળમાં **अथ** એ શબ્દ ગ્રન્થના આરંભમાં મંગળાચરણને માટે મૂકવામાં આવેલો છે. જો કે સઘળી છાપેલી પ્રતિઓમાં આ સૂત્રની પહેલાં ‘**नमो ब्रह्मप्रजापत्यश्विबलभिद्धन्वन्तरिसुश्रुतप्रभृतिभ्यः**’ એટલે ‘બ્રહ્મા, દક્ષપ્રજાપતિ, અશ્વિનીકુમાર, ઇંદ્ર, ધન્વન્તરિ, સુશ્રુત વગેરેને હું નમસ્કાર કરું છું’ એવું મંગલાચરણનું વાક્ય જોવામાં આવે છે. પરંતુ તે વાક્ય પાછળથી પ્રક્ષિપ્ત કરવામાં આવેલું હોય એમ જણાય છે. કેમકે, આમાં ‘સુશ્રુત વગેરેને નમસ્કાર કરું છું’ એમ લખેલું છે, તે સુશ્રુત સુશ્રુતને નમસ્કાર કરે એ સંભવતું નથી. તેમ જ સઘળા આર્ષગ્રન્થોમાં ‘**अथ**’ શબ્દથી જ મંગળાચરણ કરવાનો રીવાજ જોવામાં આવે છે. જેમ કે, ચરકસંહિતામાં ‘**अथातो दीर्घंजीवितीयमध्यायं व्याख्यास्यामः**’, વૈશેષિકમાં ‘**अथातो धर्मं व्याख्यास्यामः**’, પૂર્વમીમાંસામાં ‘**अथातो धर्मजिज्ञासा**’ વગેરે સઘળા આર્ષગ્રન્થોમાં ‘**अथ**’ એ શબ્દથી જ મંગલાચરણ કરેલું જોવામાં આવે છે. ‘**अतः**’ એ શબ્દ અધ્યાયના આરંભની મર્યાદા બતાવનારો છે, જેનો અમે ‘અહીંથી’ એવો અર્થ કરેલો છે. આ અધ્યાયમાં વેદની એટલે આયુર્વેદની ઉત્પત્તિ કહેવામાં આવેલી છે, તેથી આ અધ્યાયને ‘વેદોત્પત્તિ’ એવું નામ આપવામાં આવેલું છે. અહીં આયુર્વેદની ‘ઉત્પત્તિ’ એ વાક્યથી ‘પૂર્વે ન હતા એવા આયુર્વેદનું ઉત્પન્ન થવું’ એવો અર્થ લેવો નહીં, પણ ‘આયુર્વેદનું પ્રકટ થવું’ એવો જ અર્થ લેવો. કેમકે, આયુર્વેદને નિત્ય માનવામાં આવે છે. ‘જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને કહેલું છે તે પ્રમાણે’ એમ કહેવાની મતલબ એ છે કે, કોઇને શંકા થાય કે,–મહર્ષિ સુશ્રુત આ અધ્યાયમાં જે કાંઇ કહેવાના છે તે શું પોતાનું કપોલકલ્પિત કહેવાના છે કે કોઇ આપ્ત ગુરુ પાસેથી જે પ્રમાણે સાંભળેલું છે, તે પ્રમાણે કહેવાના છે? તો તેના સમાધાનમાં કહે છે કે,–જે પ્રમાણે પરમ આપ્ત ભગવાન્ ધન્વન્તરિએ મને આ બાબતમાં કહેલું છે, તે પ્રમાણે જ હું આ અધ્યાયમાં જણાવવાનો છું. આ પ્રમાણે દરેક અધ્યાયના પહેલા વિષયમાંના આ વાક્યનો આ પ્રમાણે જ મતલબ સમજવો. જે પુરુષ જગતની ઉત્પત્તિ અને પ્રલય, પ્રાણીઓનું આવવું અને જવું તથા વિદ્યા અને

### આયુર્વેદના અધ્યયન–શિક્ષણ માટે ઔપધેનવ વગેરે ઋષિઓનું ધન્વન્તરિ પાસે જવું.

**अथ खलु भगवन्तममवरमृषिगणपरिवृतमाश्रमस्थं काशिराजं दिवोदासं धन्वन्तरिमौपधेनववैतरणौरभ्रपौष्कलावतकरवीर्यगोपुररक्षितसुश्रुतप्रभृतय ऊचुः ॥ ३ ॥**

**भगवन्! शारीरमानसागन्तुभिर्व्याधिभिर्विविधवेदनाभिघातोपद्रुतान् सनाथानप्यनाथवद्विचेष्टमानान् विक्रोशतश्च मानवानभिसमीक्ष्य मनसि नः पीडा भवति; तेषां सुखैषिणां रोगोपशमार्थमात्मनश्च प्राणयात्रार्थं प्रजाहितहेतोरायुर्वेदं श्रोतुमिच्छाम इहोपदिश्यमानं; अत्रायत्तमैहिकमामुष्मिकं च श्रेयः, तद्भगवन्तमुपपन्नाः स्मः शिष्यत्वेनेति ॥ ४ ॥**

૨ દેવતાઓમાં–[1]વિદ્વાનોમાં શ્રેષ્ઠ, ઋષિઓના સમૂહથી વીંટાયેલા અને વાનપ્રસ્થ આશ્રમમાં રહેલા કાશિપ્રદેશના રાજા દિવોદાસ કે જેઓ [2]'ધન્વન્તરિ' એ ઉપનામથી પ્રસિદ્ધ હતા, તેમની પાસે ઔપધેનવ, ઔરભ્ર, વૈતરણ, પૌષ્કલાવત, કરવીર્ય, ગોપુરરક્ષિત અને સુશ્રુત વગેરે ઋષિઓએ જઇને કહ્યું કે, હે ભગવન્! મનુષ્યો, સગાસંબન્ધીઓ વગેરેના સહાયવાળાં છતાં પણ [3]શારીર, માનસિક અને આગન્તુક રોગોની નાના પ્રકારની વેદનાઓનાં દુઃખથી પીડા પામી, આયુર્વેદનું જ્ઞાન ન હોવાને લીધે અનાથોની પેઠે [1]વિરુદ્ધ ઉપચારો કરે છે અને અતિ દુઃખી સ્વરથી રુવે છે. તેઓની આ સ્થિતિ જોઈ અમારા મનમાં પીડા (દુઃખ અથવા દયા) ઉત્પન્ન થાય છે, માટે આરોગ્ય મેળવવાની ઇચ્છા ધરાવતા તે લોકોના રોગોની શાન્તિ માટે, અમારા પોતાના આરોગ્યનાં રક્ષણ માટે તથા ભવિષ્યની પ્રજાનાં પણ હિતને માટે અહીં આપના મુખથી આયુર્વેદના ઉપદેશનું શ્રવણ કરવા ઇચ્છીએ છીએ. કારણ કે, આ લોક (આ જન્મ) સંબન્ધી અને પરલોક (જન્માન્તર) સંબન્ધી કલ્યાણ આયુર્વેદના જ્ઞાનને આધીન છે. એ કારણથી અમે શિષ્ય તરીકે આપની પાસે આવ્યા છીયે. ૩–૪.

### ધન્વન્તરિએ તેઓનો શિષ્ય તરિકે કરેલો સ્વીકાર.

**तानुवाच भगवान्–स्वागतं वः। सर्व एवामीमांस्या अध्याप्याश्च भवन्तो वत्साः ॥ ५ ॥**

૩ ભગવાન્ ધન્વન્તરિએ તેઓને કહ્યું કે,–પુત્રો! તમે ભલે આવ્યા. તમે અધ્યયન કરાવવાને યોગ્ય છો અને તમારી જાતિ વગેરે સુપ્રસિદ્ધ હોવાથી તમોને શિષ્ય તરીકે સ્વીકારવા કે નહીં, તે વિષયમાં કશો વિચાર કરવો પડે તેમ [2]નથી. ૫.

### આયુર્વેદની ઉત્પત્તિ.

**इह खल्वायुर्वेदो नाम यदुपाङ्गमथर्ववेदस्यानुत्पाद्यैव प्रजाः श्लोकशतसहस्रमध्यायसहस्रं च कृतवान् स्वयम्भूः; ततोऽल्पायुष्ट्वमल्पमेधस्त्वं चावलोक्य नराणां भूयोऽष्टधा प्रणीतवान् ॥ ६ ॥**

૪ આ 'આયુર્વેદ' નામનું શાસ્ત્ર, કે જે અથર્વવેદનું [3]ઉપાંગ (નાનું અંગ) છે, તેને બ્રહ્માએ પ્રજાને ઉત્પન્ન કર્યા પહેલાંજ એક લાખ શ્લોકોના એક હજાર અધ્યાયોમાં ગોઠવીને પ્રગટ કર્યું હતું. ત્યાર પછી મનુષ્યોનું ટુંકું આયુષ્ય અને ટુંકી બુદ્ધિ જોઇને ફરી આ શાસ્ત્રને જૂદા જૂદા આઠ વિભાગોમાં ગોઠવીને (સંક્ષેપમાં) રચ્યું. ૬.

---

અવિદ્યા એ સઘળી બાબતોને જાણતો હોય, તેને 'ભગવાન્' કહેવામાં આવે છે. મૂળમાં બીજા સૂત્રમાં 'सुश्रुताय' એવું પદ છે, તે હસ્તલિખિત પ્રતિઓમાં જોવામાં આવતું નથી. તેમ જ ટીકાકાર ચક્રપાણિદત્તે અને ડલ્હણે પણ આના સંબંધમાં કશો ઈસારો કર્યો નથી, પણ આ પદ દરેક છાપેલી પ્રતિઓમાં જોવામાં આવે છે, તેથી આ પદને અમે પ્રક્ષિપ્ત માનીને દરેક અધ્યાયના બીજા સૂત્રમાં કૌંસની અંદર મૂકેલું છે.

૧ આ અર્થ મ્હેં 'विद्वांसो ह वै देवाः' એટલે 'વિદ્વાનોને દેવો કહેવામાં આવે છે' એ શતપથના વચનને અનુસરીને કરેલો છે.

૨ 'धनुषः શલ્યશાસ્ત્રના, अन्तं પારને, ईयर्ति પામે, इति धन्वन्तरिः એટલે ધન્વન્તરિ.' આ વ્યુત્પત્તિ ઉપરથી 'ધન્વન્તરિ' એ શબ્દનો અર્થ 'શલ્યશાસ્ત્રના–શસ્ત્રચિકિત્સાના પારને પામેલા' એવો થાય છે. મહારાજ દિવોદાસનું ધન્વન્તરિ એવું નામ નહીં પણ ધન્વન્તરિ એવો ઇલકાબ હતો અને એ ઇલકાબથી જ તેઓ લોકમાં પ્રસિદ્ધ હતા.

૩ શારીર, માનસિક અને આગન્તુક રોગોનું વર્ણન આ અધ્યાયના ૧૯ મા વિષયમાં કરવામાં આવશે. જો કે એ સૂત્રમાં ભુખ, તરશ વગેરે ચોથા પ્રકારના સ્વાભાવિક રોગો પણ કહેલા છે, પરંતુ તે રોગોની ચિકિત્સાનું આ શાસ્ત્રમાં પ્રાધાન્ય નથી, તેથી અહીં તેનું ગ્રહણ કર્યું નથી. (ડલ્હણ). ટીકાકાર હારાણચંદ્ર કવિરાજ તો 'शारीरमानसागन्तुस्वाभाविकैः' એવો જ પાઠ માને છે અને સ્વાભાવિક વ્યાધિઓનું પણ અહીં ગ્રહણ કરે છે.

૧ આ ઉપરથી એમ બતાવે છે કે, આયુર્વેદના જ્ઞાન વગર સગાસંબંધીઓ હોય તો પણ તેઓ દુઃખ મટાડવાને માટે નકામા જેવા છે.

૨ ધર્મશાસ્ત્રમાં કહેલું છે કે,–'જેના કુલની અને ગોત્રની ખબર ન હોય એવા શિષ્યને ઉપનયન દેવું નહીં.'

૩ અંગ જ નાનું હોય તો તે 'ઉપાંગ' કહેવાય છે. જેમ કે–માથું, પગ વગેરે શરીરનાં અંગો કહેવાય છે; અને નાક, આંગળીઓ વગેરે ઉપાંગો કહેવાય છે. તેમ શિક્ષા, કલ્પ વગેરે અથર્વવેદનાં અંગો છે અને આયુર્વેદ એ અથર્વવેદનું ઉપાંગ છે. કવિરાજ હારાણચંદ્ર ઉપાંગ શબ્દનો અર્થ આ પ્રમાણે કરે છેઃ–'उपमितमङ्गेनेत्युपाङ्गं' એટલે જે અંગના જેવું હોય, તે ઉપાંગ કહેવાય. અંગના જેવું એમ કહેવાથી, આયુર્વેદ દૃષ્ટાર્થનું પ્રતિપાદન કરનાર છે, તોપણ ક્વચિત્ અદૃષ્ટાર્થનું–ધર્મનું પણ પ્રતિ-

### આયુર્વેદનાં આઠ વિભાગોનાં નામો.

**तद्यथा–शल्यं, शालाक्यं, कायचिकित्सा, भूतविद्या, कौमारभृत्यं, अगदतन्त्रं, रसायनतन्त्रं, वाजीकरणतन्त्रमिति ॥ ७ ॥**

૫ આયુર્વેદના આઠ વિભાગોનાં નામો આ પ્રમાણે છે.– ૧ શલ્ય,[૧] ૨ શાલાક્ય,[૨] ૩ કાયચિકિત્સા,[૩] ૪ ભૂતવિદ્યા,[૪] ૫ કૌમારભૃત્ય,[૫] ૬ અગદતન્ત્ર,[૬] ૭ રસાયનતન્ત્ર[૭] અને ૮ વાજીકરણતન્ત્ર.[૮] ૭.

### આયુર્વેદનાં પ્રત્યેક અંગનું સંક્ષેપમાં લક્ષણ.

**अथास्य प्रत्यङ्गलक्षणसमासः । तत्र शल्यं नाम विविधतृणकाष्ठपाषाणपांशुलोहलोष्टास्थिबालनखपूयास्रावदुष्टव्रणान्तर्गर्भशल्योद्धरणार्थं, यन्त्रशस्त्रक्षाराग्निप्रणिधानव्रणविनिश्चयार्थं च ; शालाक्यं नाम ऊर्ध्वजत्रुगतानां रोगाणां श्रवणनयनवदनघ्राणादिसंश्रितानां व्याधीनामुपशमनार्थं; कायचिकित्सा नाम सर्वाङ्गसंश्रितानां व्याधीनां ज्वरातिसाररक्तपित्तशोषोन्मादापस्मारकुष्ठमेहादीनामुपशमनार्थं ; भूतविद्या नाम देवासुरगन्धर्वयक्षरक्षःपितृपिशाचनागग्रहाद्युपसृष्टचेतसां शान्तिकर्मबलिहरणादिग्रहोपशमनार्थं; कौमारभृत्यं नाम कुमारभरणधात्रीक्षीरदोषसंशोधनार्थं, दुष्टस्तन्यग्रहसमुत्थानां च व्याधीनामुपशमनार्थं; अगदतन्त्रं नाम सर्पकीटलूतावृश्चिकमूषिकादिदष्टविषव्यञ्जनार्थं विविधविषसंयोगविषोपहतोपशमनार्थं ; रसायनतन्त्रं नाम वयःस्थापनमायुर्मेधाबलकरं रोगापहरणसमर्थं च ; वाजीकरणतन्त्रं नाम अल्पदुष्टविशुष्कक्षीणरेतसामाप्यायनप्रसादोपचयजननिमित्तं प्रहर्षजननार्थं च; एवमयमायुर्वेदोऽष्टाङ्ग उपदिश्यते ॥ ८ ॥**

૬ હવે આયુર્વેદનાં પ્રત્યેક અંગનું સંક્ષેપમાં લક્ષણ કહું છું તે સાંભળો. દુષ્ટ વ્રણમાં રહેલાં અનેક જાતનાં ખડ, લાકડાં, પથરા, રેતી, ધાતુઓ ( લોઢું વગેરે ), ઢેફાં, હાડકાં, વાળ, નખ, પરુ વગેરે શલ્યોને કહાડવાં; પ્રસવ સમયે અટકેલા ગર્ભને કહાડવો; યન્ત્રો, શસ્ત્રો, ક્ષારો અને અગ્નિ એઓની યોજના કરવી તથા વ્રણનો નિશ્ચય કરવો, આ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'શલ્ય' કહેવામાં આવે છે. જત્રુથી ( છાતીના વચલા હાડકાથી) ઉપરના ભાગમાં એટલે આંખ, કાન, નાક અને મ્હોડું વગેરેમાં થયેલા રોગોને મટાડવા, એ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'શાલાક્ય' કહેવામાં આવે છે. સઘળાં અંગોમાં પ્રસરનારાં તાવ, અતિસાર, રક્તપિત્ત (ઉલટી, ઝાડા વગેરેમાં લોહીનું પડવું), ક્ષય, ઉન્માદ (ઘેલાપણું.) વાઈ, કુષ્ઠ (ચામડીના રોગો) અને પ્રમેહ વગેરે રોગોને મટાડવા, આ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'કાયચિકિત્સા' કહેવામાં આવે છે. દેવતા, અસુર, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, પિતૃ, પિશાચ અને નાગ એઓના આવેશથી ( વળગાડથી ) જેઓનું ચિત્ત દૂષિત થયેલું હોય તેઓના તે આવેશને મટાડવા માટે શાન્તિકર્મ, બલિદાન વગેરે કર્મો કરીને તે આવેશને દૂર કરવો, આ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'ભૂતવિદ્યા' કહેવામાં આવે છે. બાલકોનું ભરણપોષણ કરવું, ધાત્રીનું (ધવરાવનારીનું) દૂધ બગડી ગયું હોય તો તેને સુધારવું અને બગડેલું દૂધ પીવાથી તથા દુષ્ટ ગ્રહોના વળગાડથી બાલકોને થયેલા રોગોને મટાડવા, આ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'કૌમારભૃત્ય' કહેવામાં આવે છે.[૧] સર્પ, કીડા, લૂતા (ઝેરી કરોળીયા) વીંછી અને ઉંદર વગેરેના દંશથી થયેલા વિષવિકારની પરીક્ષા કરવી તથા નાના પ્રકારનાં સ્થાવર વિષોથી, જંગમ વિષોથી અને સંયોગ [૨]વિષોથી

૧ 'શલ્ય' એટલે શરીરની અંદર રહેલા–મનને અને શરીરને દુઃખ દેનારા પદાર્થો. તેઓને કહાડવા એ જે તન્ત્રમાં મુખ્ય વિષય હોય, તે તન્ત્રને પણ 'શલ્ય' કહેવામાં આવે છે.

૨ 'શલાકા' એટલે પટલ વીંધવાની શળી. તેનું જે કર્મ તે 'શાલાક્ય'. તે કર્મ જે તન્ત્રમાં પ્રધાન વિષય હોય, તે તન્ત્રને પણ 'શાલાક્ય' કહેવામાં આવે છે.

૩ 'કાય' એટલે જઠરાગ્નિ; તેની (તેના વૈષમ્યથી થયેલા રોગોની) જે ચિકિત્સા તેને 'કાયચિકિત્સા' કહેવામાં આવે છે. તે કાયચિકિત્સા જે તન્ત્રમાં કહેવામાં આવી હોય એવા તન્ત્રને પણ 'કાયચિકિત્સા' કહેવામાં આવે છે.

૪ 'ભૂત' એટલે દેવતા, અસુર વગેરે; તેઓને જાણવાની અને તેઓના આવેશને–વળગાડને દૂર કરવાની જે વિદ્યા, તે 'ભૂતવિદ્યા' કહેવાય છે. તે ભૂતવિદ્યા જે તન્ત્રમાં કહેવામાં આવી હોય, તે તન્ત્રને પણ 'ભૂતવિદ્યા'જ કહેવામાં આવે છે.

૫ 'કુમાર' એટલે બાળક, તેની 'ભૃતિ' એટલે ભરણ–પોષણ, તેના માટે ( તે જાણવા માટે ) જે તન્ત્ર, તેને 'કૌમારભૃત્ય' કહેવામાં આવે છે.

૬ 'અગદ' એટલે વિષને મટાડવાનો ઉપાય, તે જે તન્ત્રમાં કહેવામાં આવેલ હોય, તે તન્ત્રને 'અગદતન્ત્ર' કહેવામાં આવે છે.

૭ 'રસ' એટલે રસ, રક્ત વગેરે ધાતુઓ; અથવા રસ એટલે ઉત્તમ રસ, વીર્ય અને વિપાક; એઓને મેળવવાનો જે ઉપાય, તેનું નામ 'રસાયન.' તે રસાયન જે તન્ત્રમાં કહેવામાં આવેલાં હોય, તે તન્ત્રને 'રસાયનતન્ત્ર' કહેવામાં આવે છે.

૮ જે ઔષધના સેવનથી પુરુષ સ્ત્રીઓમાં વાજીના–અશ્વના જેવો સામર્થ્યવાળો થાય, તે ઔષધને 'વાજીકરણ' કહેવામાં આવે છે અને તેવાં ઔષધો જે તન્ત્રમાં કહેવામાં આવ્યાં હોય તે તન્ત્રને 'વાજીકરણતન્ત્ર' કહેવામાં આવે છે.

૧ અહીં મૂળમાંના '**दुष्टस्तन्यग्रहसमुत्थानां च**' એમાં '**च**' શબ્દથી 'યોનિરોગોને જાણવા અને તેની ચિકિત્સા કરવી' એટલો અર્થ લેવો. કેમકે કૌમારભૃત્યતન્ત્રમાં 'યોનિવ્યાપત્પ્રતિષેધ' એ અધ્યાય પણ કહેવામાં આવેલ છે. (કવિરાજ હારાણચંદ્ર).

૨ જે પદાર્થો સ્વાભાવિક રીતે વિષરૂપ ન હોય તેવા પદાર્થોના સંયોગથી જે વિષ ઉત્પન્ન થાય, તેને 'સંયોગવિષ' કહેવામાં આવે

પીડાતા લોકોની પીડાને મટાડવી, આ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'અગદતન્ત્ર' કહેવામાં આવે છે. યુવાવસ્થાને લાંબા વખત સુધી ટકાવી રાખવી; આયુષ્ય, બુદ્ધિ અને બલ એઓને વધારવા તથા રોગોને બીલકુલ દૂર કરવા આ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'રસાયનતન્ત્ર' કહેવામાં આવે છે. જેઓનું વીર્ય સ્વભાવથી જ થોડું હોય તેઓનાં વીર્યને વધારવું, વાતાદિ દોષોથી બગડેલા વીર્યને શુદ્ધ કરવું, સૂકાઈ ગયેલા વીર્યને પાછું તાજું કરવું, નષ્ટ થયેલા વીર્યને પાછું ઉત્પન્ન કરવું અને પુરુષોને સ્ત્રીપ્રસંગમાં અતિ આનંદ ઉપજાવવો, આ જે તન્ત્રનો મુખ્ય વિષય હોય તે તન્ત્રને 'વાજીકરણતન્ત્ર' કહેવામાં આવે છે. આવી રીતે આ આયુર્વેદ, શલ્ય વગેરે આઠ અંગોવાળો હોવાથી 'અષ્ટાંગ' કહેવાય છે. ૮.

**શલ્યના વિષયને મુખ્ય રાખીને સમગ્ર આયુર્વેદનો ઉપદેશ કરવાની શિષ્યોએ કરેલી માંગણી.**

**अत्र कस्मै किमुच्यतामिति ॥ ९ ॥**

**त ऊचुः—अस्माकं सर्वेषामेव शल्यज्ञानं मूलं कृत्वोपदिशतु भगवानिति ॥ १० ॥**

**स उवाचैवमस्त्विति ॥ ११ ॥**

**त ऊचुर्भूयोऽपि भगवन्तं—अस्माकमेकमतीनां मतमभिसमीक्ष्य सुश्रुतो भगवन्तं प्रक्ष्यति; अस्मै चोपदिश्यमानं वयमप्युपधारयिष्यामः ॥ १२ ॥**

**स उवाचैवमस्त्विति ॥ १३ ॥**

૭ આ આઠ અંગોમાંથી કયા અંગનો તમારામાંના કોને ઉપદેશ કરવો તે કહો. શિષ્યોએ કહ્યું કે, અમને સર્વને શલ્યજ્ઞાનના વિષયને મુખ્ય રાખીને સમગ્ર આયુર્વેદનો ઉપદેશ કરો! ધન્વન્તરિએ કહ્યું, ભલે. શિષ્યોએ ફરી ધન્વન્તરિને કહ્યું કે, અમે સઘળા એકમત થઈને સુશ્રુતને અમારો અભિપ્રાય જણાવીશું, એટલે સુશ્રુત અમારા અભિપ્રાય ઉપર ધ્યાન રાખીને આપને પૂછશે ને આપ સુશ્રુતને જે ઉપદેશ કરશો, તે અમે પણ સમજી લઈશું (જેથી અમને દરેકને જૂદો જૂદો ઉપદેશ કરવો પડશે નહીં.) ધન્વન્તરિએ કહ્યું કે, તથાસ્તુ! ૯–૧૩.

**આયુર્વેદનું પ્રયોજન.**

**वत्स सुश्रुत! इह खल्वायुर्वेदप्रयोजनं—व्याध्युपसृष्टानां व्याधिपरिमोक्षः, स्वस्थस्य रक्षणं च ॥ १४ ॥**

૮ હે પુત્ર સુશ્રુત! રોગોથી પીડાતા મનુષ્યોના રોગોને મટાડવા અને સ્વસ્થ (નીરોગી) પુરુષના આરોગ્યનું રક્ષણ કરવું, આ બે આયુર્વેદનાં પ્રયોજનો છે. ૧૪.

**'આયુર્વેદ' શબ્દનો અર્થ.**

**आयुरस्मिन् विद्यते, अनेन वा आयुर्विन्दतीत्यायुर्वेदः ॥ १५ ॥**

૯ આ શાસ્ત્રમાં [1]આયુષ્યનો વિચાર કરવામાં આવે છે તેથી, અથવા તો આ શાસ્ત્રના જ્ઞાનવડે મનુષ્ય આયુષ્ય મેળવી શકે છે તેથી, આ શાસ્ત્રને [2]'આયુર્વેદ કહેવામાં આવે છે. ૧૫

**આ તન્ત્રમાં પ્રમાણસિદ્ધ વિષયો જ કહેવામાં આવશે.**

**तस्याङ्गवरमाद्यमागमप्रत्यक्षानुमानोपमानैरविरुद्धमुच्यमानमुपधारय ॥ १६ ॥**

૧૦ આયુર્વેદના આઠે અંગોમાં શ્રેષ્ઠ અને આદિ ગણાતા શલ્યતન્ત્રનું [3]આગમ, [4]પ્રત્યક્ષ, [5]અનુમાન અને [6]ઉપમાન આ ચાર પ્રમાણોથી વિરુદ્ધ ન જાય એવું

---

છે. જેમ કે, મધ અને ઘી એ બે પદાર્થો સ્વાભાવિક રીતે વિષ ન હોવા છતાં પણ તેઓને સમભાગે મેલવતાં તેમાં જે એક જાતનું વિષ ઉત્પન્ન થાય છે તેને 'સંયોગવિષ' કહેવામાં આવે છે. આવી જાતના 'સંયોગવિષો' સૂત્રસ્થાનના 'હિતાહિતીય' નામના ૨૦ માં અધ્યાયમાં કહેવામાં આવશે.

૧ શરીર, ઇંદ્રિયો, મન અને આત્મા એઓના જે સંયોગ તેને 'આયુષ્ય' કહેવામાં આવે છે.

૨ 'વેદ' શબ્દમાં 'विद' વિચારવું, અને 'विद्लृ' મેળવવું એ બે ધાતુઓના અર્થોનો ઉપયોગ કર્યો છે. (જુઓ ઉત્તરતન્ત્રના 'તન્ત્રયુક્તિ' નામના ૬૫ મા અધ્યાયનો છઠ્ઠો વિષય.

૩ જેણે બહુ દૃઢપ્રમાણોથી પદાર્થોનો નિશ્ચય કરેલો હોય અને જે પ્રમાણે પોતે પદાર્થોને જાણેલા હોય તે પ્રમાણે જ બીજાઓને જણાવવાને પ્રવૃત્ત થયેલો હોય તેવા ઉપદેશ કરનારને 'આપ્ત' કહેવામાં આવે છે. તેવા આપ્ત પુરુષનો જે ઉપદેશ તેને 'આગમ' કહેવામાં આવે છે અને તે પ્રમાણ ગણાય છે.

૪ ઇંદ્રિયોનો વિષયોની સાથે સંબંધ થતાં તે જ ક્ષણે જે અવ્યભિચારી અને સંશય વગરનું જ્ઞાન ઉત્પન્ન થાય તેને 'પ્રત્યક્ષ' કહેવામાં આવે છે. 'નાકની અંદર સૂતરની વાટ ખોંસવાથી છીંક આવે છે' વગેરે આયુર્વેદમાં કહેલી બાબતો પ્રત્યક્ષથી પણ સિદ્ધ થાય છે.

૫ અનેક સ્થળે લિંગલિંગીના નિત્યસંબન્ધનું પ્રત્યક્ષ થયા પછી બીજી જગ્યાએ કેવળ લિંગનું જ પ્રત્યક્ષ થતાં લિંગલિંગીના નિત્યસંબંધની સ્મૃતિવડે અપ્રત્યક્ષ લિંગીનું જે જ્ઞાન થાય તેને 'અનુમાન' કહેવામાં આવે છે. જેમકે રસોડા વગેરેમાં અનેક વેળા લિંગ જે ધૂમ અને લિંગી જે અગ્નિ તેના નિત્યસંબંધનું ગ્રહણ થયા પછી બીજે–પર્વતમાં કેવળ લિંગનું–ધૂમનું પ્રત્યક્ષ થતાં પૂર્વે રસોડા વગેરેમાં જોયેલા લિંગલિંગીના નિત્યસંબંધનું સ્મરણ થાય છે અને તેથી અપ્રત્યક્ષ એવા લિંગીનું–અગ્નિનું અનુમાન થાય છે. અનુમાનવિષે ન્યાયશાસ્ત્રમાં બહુ વિસ્તારથી કહેવામાં આવેલું છે. જેઓને વિશેષ જિજ્ઞાસા હોય તેઓએ ન્યાયદર્શનના પહેલા અધ્યાયના પ્રથમ આહ્નિકના ૫ માં સૂત્રનું વાત્સ્યાયનભાષ્ય જોવું.

૬ જે વસ્તુ જણાવવાની હોય, તેનું કોઈ પ્રસિદ્ધ વસ્તુની સાથે સરખાપણું બતાવીને, તેને જે જણાવવી, તેને ઉપમાન કહેવામાં

એટલે એ ચાર પ્રમાણોથી સિદ્ધ થાય એવું, વ્યાખ્યાન આપું છું તે સાંભળો! ૧૬.

### શલ્યતન્ત્ર પહેલું હોવાનું કારણ.

**एतद्ध्यङ्गं प्रथमं, प्रागभिघातव्रणसंरोहात् यज्ञशिरःसन्धानाच्च । श्रूयते हि यथा–रुद्रेण यज्ञस्य शिरश्छिन्नमिति; ततो देवा अश्विनावभिगम्योचुः–भगवन्तौ नः श्रेष्ठतमौ युवां भविष्यथः, भवद्भ्यां यज्ञस्य शिरः सन्धातव्यमिति। तावूचतुरेवमस्त्विति । अथ तयोरर्थे देवा इन्द्रं यज्ञभागेन प्रासादयन् । ताभ्यां यज्ञस्य शिरः संहितमिति ॥ १७ ॥**

૧૧ સૃષ્ટિમાં શારીરરોગોની ઉત્પત્તિ પહેલાંજ દેવો અને અસુરોના સંગ્રામમાં–યુદ્ધમાં શસ્ત્રોના અભિઘાતથી (લાગવાથી) વ્રણો ઉત્પન્ન થયાં હતાં અને તે વ્રણો શલ્યતન્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે ઉપચારો (ચિકિત્સા–ઇલાજ) કરવાથી રુઝાયા હતા તેથી, તથા યજ્ઞનું કાપી નાંખેલું માથું શલ્યતન્ત્રની મદદવડેજ સાંધવામાં આવ્યું હતું, તેથી આ શલ્ય અંગ આયુર્વેદના સઘળા અંગોમાં પહેલું ગણાય છે. વૃદ્ધપરંપરાથી સાંભળતા આવ્યા છીએ કે, જ્યારે રુદ્રે યજ્ઞનું (દક્ષ પ્રજાપતિનું) માથું કાપી નાંખ્યું ત્યારે દેવતાઓએ અશ્વિનીકુમારો કે જેઓ દેવતાઓના વૈદ્યો હતા તેમની પાસે જઇને કહ્યું કે;–જો આપ બન્ને ભાઇઓ યજ્ઞનું માથું સાંધી આપશો તો અમારામાં (દેવતાઓમાં) સૌથી અતિશ્રેષ્ઠ ગણાશો, માટે આપ યજ્ઞનું માથું સાંધી આપો. અશ્વિનીકુમારોએ કહ્યું કે, ભલે એમ કરીશું. પછી દેવતાઓએ અશ્વિનીકુમારોને યજ્ઞમાં ભાગ મલવા માટે ઇન્દ્રને યજ્ઞવડે પ્રસન્ન કીધા અને ઇન્દ્રે અશ્વિનીકુમારોને યજ્ઞમાં ભાગ આપવાની સંમતિ આપી, એટલે તેઓએ યજ્ઞનું માથું સાંધી દીધું. ૧૭.

### શલ્યતન્ત્ર શ્રેષ્ઠ હોવાનું કારણ.

**अष्टास्वपि चायुर्वेदतन्त्रेष्वेतदेवाधिकमभिमतमाशुक्रियाकरणात्, यन्त्रशस्त्रक्षाराग्निप्रणिधानात्, सर्वतन्त्रसामान्याच्च ॥ १८ ॥**

૧૨ આયુર્વેદના આઠ તન્ત્રોમાં શલ્યતન્ત્રનેજ સઘળાઓએ શ્રેષ્ઠ માનેલું છે. કારણ કે, આ તન્ત્ર આયુર્વેદનાં બીજાં સાત તન્ત્રોના સરખું[1] છે તથા યંત્રો, શસ્ત્રો, ક્ષારો અને અગ્નિ, એઓના ઉપયોગથી બીજાં તન્ત્રો કરતાં આ તન્ત્રથી બહુ જલદી કાર્યસિદ્ધિ થાય છે. ૧૮.

### શલ્યતન્ત્રની પ્રશંસા.

**तदिदं शाश्वतं पुण्यं स्वर्ग्यं यशस्यमायुष्यं वृत्तिकरं चेति ॥ १९ ॥**

૧૩ આ શલ્યતન્ત્ર શાશ્વત (અવિનાશી અથવા અનાદિ), પુણ્યજનક, સ્વર્ગ આપનારું, યશ આપનારું, આયુષ્યને વધારનારું અને આરોગ્ય જાળવવાનું ઉત્તમ સાધન છે. ૧૯.

### આયુર્વેદ પૃથ્વીપર આવવાનો ક્રમ.

**ब्रह्मा प्रोवाच ततः प्रजापतिरधिजगे, तस्मादश्विनौ, अश्विभ्यामिन्द्रः, इन्द्रादहं, मया त्विह प्रदेयमर्थिभ्यः प्रजाहितहेतोः ॥ २० ॥**

૧૪ આ આયુર્વેદ પ્રથમ બ્રહ્માએ દક્ષપ્રજાપતિને ભણાવ્યો હતો, દક્ષપ્રજાપતિ પાસેથી અશ્વિનીકુમારો આયુર્વેદ ભણ્યા હતા, અશ્વિનીકુમારો પાસેથી ઇન્દ્ર ભણ્યા હતા અને ઇન્દ્ર પાસેથી હું ભણ્યો છું. હું અહીં પ્રજાના હિતને અર્થે પ્રથમ જ આ આયુર્વેદ તમોને ભણાવું છું. ૨૦

### ધન્વન્તરિએ શિષ્યોને આપેલી પોતાની ઓળખાણ.

**भवति चात्र–**

આ વિષયમાં આ પ્રમાણે શ્લોક કહેવામાં આવે છે.

**अहं हि धन्वन्तरिरादिदेवो**
**जरारुजामृत्युहरोऽमराणाम् ।**
**शल्याङ्गमङ्गैरपरैरुपेतं**
**प्राप्तोऽस्मि गां भूय इहोपदेष्टुम् ॥ २१ ॥**

૧૫ હું આદિદેવ[1] ધન્વન્તરિ છું. મેં પૂર્વે દેવતાઓનાં જરાવસ્થા, રોગો અને મૃત્યુ એઓને ટાળ્યાં હતાં. હમણાં હું આયુર્વેદના બીજા અંગો સહિત શલ્યતન્ત્રનો ઉપદેશ કરવાને માટે ફરી અહીં પૃથ્વી ઉપર અવતર્યો છું. ૨૧.

### આયુર્વેદ મનુષ્યને માટે જ છે.

**अस्मिन् शास्त्रे पञ्चमहाभूतशरीरिसमवायः पुरुष इत्युच्यते। तस्मिन् क्रिया, सोऽधिष्ठानं;कस्मात्? लोकस्य द्वैविध्यात्; लोकोहि द्विविधःस्थावरो जङ्गमश्च; द्विविधात्मक एवाग्नेयः सौम्यश्च, तद्भूयस्त्वात्; पञ्चात्मको वा; तत्र चतुर्विधो भूतग्रामः स्वेदजाण्डजोद्भिज्जजरायुजसंज्ञः; तत्र पुरुषः प्रधानं, तस्योपकरणमन्यत्; तस्मात् पुरुषोऽधिष्ठानम् ॥ २२ ॥**

---

આવે છે. જેમ કે 'જેવા કાળા તલ હોય છે તેવો જ તિલકાલક નામનો રોગ થાય છે.' વગેરે આયુર્વેદમાં કહેલી બાબતો ઉપમાન પ્રમાણથી સિદ્ધ થાય છે.

૧ જેમ કાયચિકિત્સા વગેરે બીજા તન્ત્રોમાં સ્નેહન વગેરે ક્રિયાઓ કહેવામાં આવી છે તેમ આમાં પણ કહી છે, તેથી આ તન્ત્ર બીજાં સાત તન્ત્રોના સરખું છે.

૧ 'विद्वांसो ह वै देवाः' એ શતપથ બ્રાહ્મણના વચન પ્રમાણે જો આદિદેવ એ શબ્દનો અર્થ કરીયે તો 'આયુર્વેદને પ્રજામાં પ્રસિદ્ધ કરનાર આદિ વિદ્વાન્' એવો અર્થ થાય છે. ટીકાકાર ડલ્હણ આદિદેવ એ શબ્દનો અર્થ કરતાં કહે છે કે,–આદિદેવ એટલે શંકર. બીજા ટીકાકારો કહે છે કે,–આદિદેવો (બ્રહ્મા વગેરે), કર્મદેવો (શતક્રતુ–ઇંદ્ર વગેરે) અને પ્રજનનદેવો (સ્કંદ વગેરે) એમ દેવો ત્રણ પ્રકારના છે. તેમાંના ધન્વન્તરિ એ આદિદેવ છે. આ ધન્વન્તરિએ પોતાને મ્હોડે કહેલું પોતાના માહાત્મ્યનું કથન, બીજાઓને જાણવા માટે તથા ખરું હોવાથી દોષરૂપ નથી. (ડલ્હણ.)

૧૬ આ શાસ્ત્રમાં પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતો અને જીવાત્માના સંયોગને એટલે પંચમહાભૂત અને જીવ એઓના સંયોગથી થયેલા મનુષ્યને પુરુષ [1]કહેવામાં આવે છે. તે પુરુષમાં જ આયુર્વેદમાં કહેલી સઘળી ક્રિયાઓ કરવામાં આવે છે માટે તે પુરુષ જ આયુર્વેદનું અધિષ્ઠાન (અધિકરણ–આશ્રય) છે. (પુરુષ જ અધિષ્ઠાન હોવાનું કારણ કહે છે–) કેમકે સ્થાવર અને જંગમ એ ભેદોથી સૃષ્ટિ બે પ્રકારની છે, તે બન્ને પ્રકારની સૃષ્ટિ પાછી આગ્નેય અને સૌમ્ય[2] એવા ભેદોથી પણ બે પ્રકારની છે. કેમકે આ સૃષ્ટિમાં અગ્નિ અને સોમ એ બેના ગુણો વિશેષ જોવામાં આવે છે; અથવા આ સૃષ્ટિ પંચમહાભૂતમય હોવાથી તેને પંચમહાભૂતાત્મક પણ કહી શકાય છે. આ સૃષ્ટિમાં સ્વેદજ,[3] ઉદ્‌ભિજ્જ, અંડજ અને જરાયુજ એ ભેદોથી પ્રાણીઓ ચાર પ્રકારનાં છે. આ ચાર પ્રકારનાં પ્રાણીઓમાં મનુષ્ય ઉપકાર્ય (સર્વનો ઉપભોગ કરનાર) છે અને બાકી જે કાંઇ છે તે સઘળું મનુષ્યનું ઉપકરણ (ઉપભોગ કરવાનું સાધન) છે. મનુષ્ય ઉપકાર્ય[4] હોવાથી સર્વ પ્રાણીઓમાં પ્રધાન[5] (શ્રેષ્ઠ) છે અને પ્રધાન હોવાથી તે જ આયુર્વેદનો આશ્રય છે. ૨૨.

### વ્યાધિનું લક્ષણ.

**तद्दुःखसंयोगा व्याधय इत्युच्यन्ते ॥ २३ ॥**

---

૧ જો કે 'પંચમહાભૂતો અને જીવ એઓના સંયોગને પુરુષ કહેવામાં આવે છે' એમ કહેવાથી પુરુષ શબ્દવડે પશુઓ વગેરેનું પણ ગ્રહણ થવું જોઇએ; કેમકે પંચમહાભૂતો અને જીવ એઓનો સંયોગ પશુઓ વગેરેમાં પણ છે, તો પણ સર્વ લોકમાં મનુષ્ય મુખ્ય હોવાથી અહીં પુરુષ શબ્દવડે મનુષ્યનું જ ગ્રહણ કરવું.

૨ અગ્નિનો–તેજનો અંશ જેમાં અધિક હોય તેને 'આગ્નેય' અને સોમનો–જલનો અંશ જેમાં અધિક હોય તેને 'સૌમ્ય' કહેવામાં આવે છે. જો કે આ સૃષ્ટિમાં સઘળા પદાર્થો પંચમહાભૂતથી બનેલા છે, તોપણ તેમાં અગ્નિનો–તેજનો ઉષ્ણગુણ અને સોમનો–જલનો શીતગુણ અધિક જોવામાં આવે છે. કેમકે દરેક પદાર્થ ઉષ્ણ અથવા શીત હોય છે, તેથી પંચમહાભૂતથી બનેલી સૃષ્ટિને આગ્નેય અને સૌમ્ય કહેવામાં કશી હરક્ત નથી.

૩ ચારે પ્રકારના પ્રાણીઓમાં સ્વેદ (બાફ–ગરમી) વિના કોઇની પણ ઉત્પત્તિ થઈ શકે નહીં, તેથી અહીં સ્વેદજને પ્રથમ ગણ્યા છે.

૪ કેમકે ઉપભોગ કરનાર અને ઉપભોગ કરવાની વસ્તુ એ બન્નેમાં ઉપભોગ કરનારજ પ્રધાન ગણાય છે.

૫ ભગવાન્ મનુએ પણ કહેલું છે કે–"भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिषु बुद्धिजीविनः। बुद्धिमत्सु नराः श्रेष्ठाः (म. अ. १ श्लो. ९६) એટલે સૃષ્ટિમાં પ્રાણીઓ (કીટાદિ) શ્રેષ્ઠ છે, પ્રાણીઓમાં પણ બુદ્ધિથી જીવનારા પશ્વાદિ શ્રેષ્ઠ છે અને તેઓથી પણ મનુષ્ય શ્રેષ્ઠ છે." માટે સર્વ સૃષ્ટિમાં શ્રેષ્ઠ જે મનુષ્ય તેજ આ શાસ્ત્રનું અધિષ્ઠાન છે અને તેને માટેજ આ શાસ્ત્ર કહેવામાં આવેલ છે.

૧૭ જેઓના સંયોગથી એટલે જેઓની પ્રાપ્તિથી અથવા જેઓના હોવાથી ઉપર કહેલા પુરુષને દુઃખ થાય, તેઓને વ્યાધિઓ એટલે રોગો કહેવામાં આવે છે. ૨૩

### વ્યાધિના ભેદો.

**ते चतुर्विधाः–आगन्तवः, शारीराः, मानसाः, स्वाभाविकाश्चेति ॥ २४ ॥**

૧૮ [1]આગન્તુ, શારીર, માનસ અને સ્વાભાવિક એ ભેદોથી રોગો ચાર પ્રકારના છે. ૨૪.

### આગન્તુ, વગેરે ચાર પ્રકારના રોગોનાં લક્ષણો.

**तेषामागन्तवोऽभिघातनिमित्ताः, शारीरास्त्वन्नपानमूला वातपित्तकफशोणितसन्निपातवैषम्यनिमित्ताः, मानसास्तु क्रोधशोकभयहर्षविषादेर्ष्यासूयादैन्यमात्सर्यकामलोभप्रभृतय इच्छाद्वेषभेदैर्भवन्ति, स्वाभाविकाः क्षुत्पिपासाजरामृत्युनिद्राप्रभृतयः ॥ २५ ॥**

૧૯ તેઓમાં અભિઘાતરૂપ (શસ્ત્ર વગેરેના પ્રહારરૂપ) કારણોથી ઉત્પન્ન થયેલા રોગોને 'આગન્તુ' (બ્હારના કારણથી થયેલા) રોગો કહેવામાં આવે છે; અન્નપાનની વિષમતા એટલે અન્નપાનનો, અયોગ, અતિયોગ અને મિથ્યાયોગ જેનું મૂલ[2] કારણ છે એવા વાયુ, પિત્ત, કફ અને[3] રક્ત એ ચાર દોષોમાંથી એકના, બેના, ત્રણના અથવા સઘળાના વૈષમ્યથી ઉત્પન્ન થયેલા રોગોને 'શારીર' (શરીર સંબંધી દોષોથી થયેલા) રોગો કહેવામાં આવે છે; ક્રોધ, શોક, ભય, હર્ષ, ઇર્ષ્યા, ગ્લાનિ, અસૂયા (પરાયા ગુણોમાં દોષદષ્ટિ), દીનતા, મત્સર, લોભ અને કામ

---

૧ આગન્તુ રોગો શરીરરોગોથી પહેલાં ઉત્પન્ન થયેલા છે તેથી આ સૂત્રમાં તેને પ્રથમ ગણેલા છે.

૨ આથી એમ બતાવે છે કે, અન્નપાનની વિષમતા એ રોગોનું વિપ્રકૃષ્ટ–દૂરનું કારણ છે અને વાતાદિ દોષોની વિષમતા એ રોગોનું સંનિકૃષ્ટ–નજીકનું કારણ છે. અંહી અન્નપાનની વિષમતાથી એમ કહેલું છે, તે સ્વસ્થવૃત્તની (આરોગ્ય જાળવવાના નિયમોની) વિષમતાનું ઉપલક્ષણ–સૂચક છે. તેથી કાળ, કર્મ, (દેહ, વાણિ અને મન એઓની પ્રવૃત્તિ) અને કાન વગેરે ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ વગેરે વિષયો એઓની વિષમતા પણ વાતાદિ દોષોની વિષમતાનું કારણ છે એમ સમજી લેવું. કાળ, કર્મ અને ઇંદ્રિયોના વિષયો એઓની વિષમતાનું અહીં સાક્ષાત્ ગ્રહણ નથી કર્યું તેથી એમ બતાવે છે કે, વાતાદિ દોષોની વિષમતા થવામાં જેમ અન્નપાનની વિષમતા મુખ્ય કારણ છે તેમ કાળ વગેરેની વિષમતા પ્રધાન કારણ નથી. (ડલ્હણ.)

૩ જો કે રક્ત દોષ (ધાતુઓને દૂષણ કરનારું) નહીં પણ દૂષ્ય (વાત વગેરે દોષોથી દૂષિત થનારું) છે, તો પણ તેને અહીં દોષોની પંક્તિમાં મૂકેલું છે. તેનું કારણ એ છે કે, આ શલ્યતન્ત્રમાં વ્રણની ચિકિત્સા એ મુખ્ય વિષય છે અને વ્રણના દૂષ્યોમાં રક્ત પ્રધાન છે, તેથી તેને અહીં દોષ કહેવામાં આવેલ છે. (ડલ્હણ).

વગેરે મનના વિકારો કે જેઓ [1]ઇચ્છાના ભેદોથી અને દ્વેષના ભેદોથી ઉત્પન્ન થાય છે તેઓને 'માનસ' (મન સંબંધી [2]રજોગુણ અને તમોગુણરૂપી દોષોથી થયેલા) રોગો કહેવામાં આવે છે; ભૂખ, તરસ, જરા, મૃત્યુ અને નિદ્રા વગેરે ભાવોને [3]'સ્વાભાવિક' ( સ્વભાવથી થયેલા ) રોગો કહેવામાં આવે છે. ૨૫.

## રોગોનાં સ્થાનકો.

**त एते मनःशरीराधिष्ठानाः ॥ २६ ॥**

૨૦ ઉપર કહેલા આ ચાર પ્રકારના રોગો મનમાં, શરીરમાં અથવા મન અને શરીર [4]બન્નેમાં ઉત્પન્ન થાય છે, માટે મન અને શરીર એ સઘળા રોગોનું આશ્રય-સ્થાન (રહેવાનું ઠેકાણું) છે. ૨૬.

## સઘળા રોગોની સંક્ષેપમાં ચિકિત્સા.

**तेषां संशोधनसंशमनाहाराचाराः सम्यक् प्रयुक्ता निग्रहहेतवः ॥ २७ ॥**

૨૧ [1]સંશોધન, [2]સંશમન, [3]આહાર અને [4]વિહાર એ ચાર પ્રકારની ક્રિયાઓનો સારી રીતે વિચાર કરીને વિધિપૂર્વક પ્રયોગ (યોજના) કરવામાં આવે તો તેથી ઉપર કહેલા ચારે પ્રકારના રોગોનો નિગ્રહ (ઉત્પન્ન થયેલા રોગોનો નાશ અને નહી ઉત્પન્ન થયેલા રોગોનો અટકાવ) થાય છે. ૨૭.

## આહારનું મુખ્યપણું.

**प्राणिनां पुनर्मूलमाहारो बलवर्णौजसां च, स षट्सु रसेष्वायतः, रसाः पुनर्द्रव्याश्रयाः, द्रव्याणि पुनरोषधयः ॥ २८ ॥**

૨૨ આહાર સર્વ પ્રાણીઓની ઉત્પત્તિનું મૂલ છે. કેમ કે આહારથી જ ગર્ભ ઉત્પન્ન કરવાને સમર્થ એવું વીર્ય અને શોણિત—રજ ઉત્પન્ન થાય છે. આહાર સર્વ પ્રાણીઓની ઉત્પત્તિનું મૂલ છે એટલું જ નહી પરંતુ તેઓના બલ, વર્ણ અને [5]ઓજ, એઓનું પણ મૂલ છે. તે આહાર મધુરાદિ ૭ [6]રસોને આધીન છે. એ રસો દ્રવ્યોમાં રહેલા છે, અને ઔષધિઓને[7] જ દ્રવ્યો કહેવામાં આવે છે. ૨૮.

---

૧ કોઇ પણ વસ્તુને મેળવવાની જે અતિશય અભિલાષા, તેને ઇચ્છા કહેવામાં આવે છે. એ ઇચ્છા અનેક વસ્તુઓનો આશ્રય કરનારી અને અનેક કામનાઓવાળી હોવાથી જૂદા જૂદા પ્રકારની છે. હર્ષ, શોક, દીનતા, કામ, લોભ વગેરે માનસિક વિકારો ઇચ્છાના ભેદોથી થાય છે. દ્વેષ એટલે અપ્રીતિ, એ પણ અનેક વસ્તુઓનો આશ્રય કરનારો હોવાથી અનેક પ્રકારનો છે. ક્રોધ, ભય, ઇર્ષ્યા, અસૂયા, મત્સર વગેરે માનસિક વિકારો દ્વેષના ભેદોથી થાય છે.

૨ "માનસિક રોગો રજોગુણથી અને તમોગુણથી ઉત્પન્ન થાય છે." એમ ચરકસંહિતામાં લખ્યું છે. જુવો ચ. સં. સૂ. સ્થા. અ. ૧.

૩ જો કે ભુખ, તરસ વગેરે રોગો હમ્મેશાં શરીરના સ્વભાવથી ઉત્પન્ન થાય છે તો પણ કોઇ કોઇ વખત વાયુ વગેરે દોષોથી પણ થાય છે. જ્યારે તેઓ સ્વભાવથી ઉત્પન્ન થયા હોય ત્યારે તેઓને 'સ્વાભાવિક' કહેવામાં આવે છે અને જ્યારે તેઓ દોષોથી ઉત્પન્ન થાય છે ત્યારે તેઓને 'શારીર' કહેવામાં આવે છે. સ્વભાવથી થયેલા ભુખ, તરસ વગેરે રોગોની ચિકિત્સા ભુખ લાગે ત્યારે જમવું, રસાયનોનું સેવન કરવું વગેરે ઉપાયોથી કરવી; અને વાયુ વગેરે દોષોથી ઉત્પન્ન થયેલા ભુખ, તરશ વગેરે રોગોની ચિકિત્સા દોષના પ્રકોપ પ્રમાણે કરવી. જો કે સ્વભાવથી ઉત્પન્ન થયેલી ભુખ, તરશ અને જરા પિત્તજન્ય છે અને નિદ્રા કફતમોજન્ય છે, તો પણ તે અલ્પદોષથી થયેલી હોવાને લીધે દોષજન્ય ગણાતી નથી.

૪ કુષ્ઠ વગેરે રોગો શરીરમાં, ક્રોધ વગેરે રોગો મનમાં અને ઉન્માદ વગેરે રોગો મન અને શરીર બન્નેમાં થાય છે. જો કે માનસિક રોગો શરીરને પણ પીડે છે અને શારીર રોગો મનને પણ પીડે છે તો પણ માનસિક રોગો પ્રથમ મનને અને પછી શરીરને પીડે છે તથા શારીર રોગો પ્રથમ શરીરને અને પછી મનને પીડે છે તેથી, ક્રોધ વગેરે માનસિક રોગો મનમાં થાય છે, અને કુષ્ઠ વગેરે શારીર રોગો શરીરમાં થાય છે, એમ કહેવામાં કશો દોષ નથી.

૧ "જે સારી રીતે શોધન કરે (દોષોને શરીરમાંથી બહાર કહાડે) તેને 'સંશોધન' કહેવામાં આવે છે. બહિરાશ્રય અને અભ્યન્તરાશ્રય એ ભેદોથી સંશોધન બે પ્રકારનું છે. જે સંશોધન શરીરના બહારના ભાગનો આશ્રય કરીને દોષોને કહાડે, તેને 'બહિરાશ્રય' સંશોધન કહેવામાં આવે છે. જેમ કે, શસ્ત્ર, ક્ષાર, લેપ વગેરે. જે સંશોધન શરીરના અંદરના ભાગને આશ્રય કરીને (શરીરની અંદર દાખલ થઇને) દોષોને બહાર કહાડે, તેને 'અભ્યન્તરાશ્રય' સંશોધન કહેવામાં આવે છે. જેમ કે, વમન, વિરેચન વગેરે.

૨ જે દોષોને બહાર કહાડે નહીં તેમ વધારે પણ નહીં પરંતુ કોપ પામેલા દોષોને સમાનસ્થિતિમાં લાવે તેને 'સંશમન' કહેવામાં આવે છે. બહિરાશ્રય અને અભ્યન્તરાશ્રય એ ભેદોથી સંશમન પણ બે પ્રકારનું છે. લેપ, અભ્યંગ વગેરે બહિરાશ્રય સંશમન છે અને પાચન, રસાયન વગેરે અભ્યન્તરાશ્રય સંશમન છે.

૩ ભક્ષ્ય (દાંતે ચાવીને ખાઇ શકાય એવો), ભોજ્ય (દાંતે ચાવ્યા વગર પણ ખાઇ શકાય એવો), લેહ્ય (ચાટી શકાય એવો) અને પેય (પી શકાય એવો) એ ભેદોથી આહાર ચાર પ્રકારનો છે. વળી તે ચારે પ્રકારનો આહાર દોષપ્રશમન (દોષોને શાંત કરનારો), વ્યાધિપ્રશમન (રોગોને શાંત કરનારો) અને સ્વસ્થવૃત્તિહિત (આરોગ્ય જાળવવા માટે ઉપયોગી) એવા ભેદોથી ત્રણ પ્રકારનો છે.

૪ વિહાર એટલે દેહની, વાણીની અને મનની ક્રિયાઓ.

૫ ઓજ એ શું છે તે વિષે સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' નામના પંદરમા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવશે.

૬ મીઠો, ખારો, તીખો, કડવો અને તુરો એ ૭ રસો કહેવાય છે.

૭ જો કે ઔષધિશબ્દ સ્થાવર, જંગમ, પાર્થિવ અને કાલકૃત આ ચારે પ્રકારના દ્રવ્યો માટે વાપરવામાં આવે છે તો પણ અહીં આહારનું પ્રકરણ હોવાથી આહારમાં ઉપયોગી એવા

## આહારોપયોગી સ્થાવર અને જંગમ ઔષધિઓ.

**तास्तु द्विविधाः—स्थावरा जङ्गमाश्च ॥ २९ ॥**

**तासां स्थावराश्चतुर्विधाः—वनस्पतयो, वृक्षा, वीरुध, ओषधय इति । तासु अपुष्पाः फलवन्तो वनस्पतयः, पुष्पफलवन्तो वृक्षाः, प्रतानवत्यः स्तम्बिन्यश्च वीरुधः, फलपाकनिष्ठा ओषधय इति ॥ ३० ॥**

**जङ्गमाः खल्वपि चतुर्विधाः—जरायुजाण्डजस्वेदजोद्भिज्जाः। तत्र पशुमनुष्यव्यालादयो जरायुजाः, खगसर्पसरीसृपप्रभृतयोऽण्डजाः, कृमिकीटपिपीलिकाप्रभृतयः स्वेदजाः, इन्द्रगोपमण्डूकप्रभृतय उद्भिज्जाः ॥ ३१ ॥**

૨૩ એ ઔષધિઓ સ્થાવર અને જંગમ એવા ભેદોથી બે પ્રકારની છે. તેઓમાંથી સ્થાવર ઔષધિઓ વનસ્પતિ, વાનસ્પત્ય, વીરુધ્ અને ઓષધિ એવા ભેદોથી ચાર પ્રકારની છે. જેઓને પુષ્પો આવ્યા વગરજ ફલ લાગતાં હોય તેઓને 'વનસ્પતિ' કહેવામાં આવે છે; જેમકે વડ, પિપળો વગેરે. જેઓને પુષ્પો આવ્યા પછી ફલો લાગતાં હોય તેઓને 'વાનસ્પત્ય' કહેવામાં આવે છે; જેમકે આંબો, જાંબુ વગેરે. જેઓના લાંબા વેલા ચાલે અને જેઓના ગુચ્છાઓ થાય તેઓને 'વીરુધ્' કહેવામાં આવે છે; જેમકે ગળો, જાઇ વગેરે. જેઓનો ફળો પાકી રહેવા પછી નાશ થાય છે તેઓને 'ઓષધિઓ' કહેવામાં આવે છે; જેમકે--ઘઉં, જુવાર વગેરે. જંગમ ઔષધિઓ પણ [2]જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ એવા ભેદોથી ચાર પ્રકારની છે. તેઓમાં [1]પશુઓ, મનુષ્યો વગેરે પ્રાણીઓ જરાયુજ (ગર્ભાશયથી ઉત્પન્ન થનારા) કહેવાય છે; પક્ષીઓ, અજગર સર્પો, પેટથી ચાલનારા સર્પો વગેરે પ્રાણીઓ અંડજ (ઇંડાથી ઉત્પન્ન થનારા) કહેવાય છે; કૃમીઓ, કીડાઓ, કીડીઓ વગેરે પ્રાણીઓ સ્વેદજ (પરસેવાથી તથા જમીનની બાફથી ઉત્પન્ન થનારા) કહેવાય છે; તથા [2]ઇંદ્રગોપ દેડકા વગેરે પ્રાણીઓ ઉદ્ભિજ્જ (જમીનને ફોડીને ઉત્પન્ન થનારા) કહેવાય છે. ૨૯--૩૧.

સ્થાવર અને જંગમ એવા બે પ્રકારના દ્રવ્યો માટે જ વાપરવામાં આવેલ છે એમ સમજવું. જો એમ નહોત તો પાર્થિવનું જૂદું ગ્રહણ ન કરત. કેમકે પાર્થિવનો પણ સ્થાવરમાં જ અંતર્ભાવ થાય છે. પાર્થિવ ઔષધિઓ ઘણુંકરીને આહારને માટે ઉપયોગમાં આવતી નથી, માટે તેને અહીં સ્થાવરથી જૂદી લખેલ છે. (ડલ્હણ.) આહાર અને ઔષધ એ ભેદથી દ્રવ્ય બે પ્રકારનું છે. જે દ્રવ્ય રસપ્રધાન હોય (એટલે જેનો ઉપયોગ કરવામાં આવતાં જઠરાગ્નિથી તેનો પાક થઇને તેમાંથી શીત, ઉષ્ણ વગેરે કોઇ પણ વીર્યસંજ્ઞિક ગુણ ગૌણપણે ઉત્પન્ન થતાં શરીરપોષક એવો રસ મુખ્ય રીતે ઉત્પન્ન થાય) તેને આહારદ્રવ્ય કહેવામાં આવે છે. જેમકે:–ઘઉં. જે દ્રવ્ય વીર્યપ્રધાન હોય (એટલે જેનો ઉપયોગ કરવામાં આવતાં જઠરાગ્નિથી તેનો પાક થઇને તેમાંથી શરીરપોષક એવો રસ ગૌણપણે ઉત્પન્ન થતાં શીત, ઉષ્ણ વગેરે કોઇ વીર્યસંજ્ઞિક ગુણ મુખ્ય રીતે ઉત્પન્ન થાય) તેને ઔષધદ્રવ્ય કહેવામાં આવે છે. જેમકે–તજ. ઔષધના તેના વીર્યની અવસ્થાના ન્યૂનાધિકપણાથી મૃદુ, મધ્યમ, તીક્ષ્ણ અને અતિતીક્ષ્ણ એવા ચાર ભેદો પાડવામાં આવે છે.

૨ પ્રથમના વિષયમાં કહેલા સંસ્વેદજ, ઉદ્ભિજ્જ, જરાયુજ અને અંડજ એ ક્રમ છોડીને અહીં જૂદો જ ક્રમ લીધેલો છે, તે પ્રાણીઓની ઉત્પત્તિમાં થતી સંકરતા બતાવવા માટે છે. જેમ કે, પક્ષીઓમાં બલાકા જરાયુજ પણ છે અને અંડજ પણ છે, સર્પોમાં અહિપતાકા નામની એક જાત જરાયુજ પણ છે, સંસ્વેદજોમાં કેટલીક કીડીઓ અંડજ પણ છે અને કેટલીક ઉદ્ભિજ્જ પણ છે. (ડલ્હણ.)

## સ્થાવર અને જંગમ ઔષધોનાં ચિકિત્સામાં ઉપયોગમાં આવતાં અંગો.

**तत्र स्थावरेभ्यस्त्वक्पत्रपुष्पफलमूलकन्दनिर्यासस्वरसादयः प्रयोजनवन्तः, जङ्गमेभ्यश्चर्मनखरोमरुधिरादयः ॥ ३२ ॥**

૨૪ તેઓમાંથી સ્થાવર ઔષધિઓના છાલ, પાનડાં, ફુલ, ફળ, મૂળ, કંદ, ગુંદ, સ્વરસ વગેરે અંગો ઉપયોગમાં આવે છે; અને જંગમ ઔષધિઓનાં ચામડાં, નખો, રુવાડાં, લોહી વગેરે અંગો ઉપયોગમાં આવે છે. ૩૨.

## પાર્થિવ ઔષધ.

**पार्थिवाः—सुवर्णरजतमणिमुक्तामनःशिलामृत्कपालादयः ॥ ३३ ॥**

૨૫ સોનું,[3] રૂપું, મણિઓ, મોતી, મનશીલ અને માટી વગેરે જે પૃથ્વીના વિકારો છે, તેઓને 'પાર્થિવ' ઔષધિ કહેવામાં આવે છે. ૩૩

## કાલકૃત ઔષધ.

**कालकृतास्तु—प्रवातनिवातातपच्छायाज्योत्स्नातमःशीतोष्णवर्षाऽहोरात्रपक्षमासर्त्वयनादयः कालविशेषाः ॥ ३४ ॥**

૨૬ અતિવાત (ઘણા પવનવાળો સમય), નિવાત (પવન વગરનો સમય), તડકો, છાયા, ચાંદની, અંધારૂં, થંડી,

૧ અહીં ઉપકરણના પ્રસ્તાવમાં પશુઓ મુખ્ય છે, માટે માણસોથી પહેલાં તેઓનું ગ્રહણ કર્યું છે.

૨ વર્ષાઋતુમાં રાતા રંગના કીડાઓ થાય છે, તેને 'ઇંદ્રગોપ' કહે છે. એનું હીન્દી નામ 'બીરબહુટી' છે.

૩ સુવર્ણને કેટલાક નૈયાયિકો તૈજસ્ માને છે. પરંતુ વૈદ્યકમાં તો ગુરુત્વ, કઠિણત્વ આદિ ગુણો તેમાં હોવાને લીધે તેને પાર્થિવ જ માનવામાં આવે છે. વૈશેષિકદર્શનના બીજા અધ્યાયના પ્રથમ આહ્નિકના સાતમા સૂત્રના ભાષ્યમાં મહામહોપાધ્યાય ચંદ્રકાંતે સુવર્ણનું પાર્થિવત્વ અનેક યુક્તિઓથી સિદ્ધ કરેલું છે. તે જિજ્ઞાસુઓને જોવા યોગ્ય છે.

ગરમી, વરસાદ, રાત, દિવસ, પખવાડીયાં, મહીનાઓ, ઋતુઓ અને (દક્ષિણાયન તથા ઉત્તરાયણ એ બે) અયનો વગેરે જે કાલના ભેદો છે તેઓને 'કાલકૃત'[1] ઔષધિઓ કહેવામાં આવે છે. ૩૪

## કાળકૃત ઔષધોનું પ્રયોજન.

**त एते स्वभावत एव दोषाणां संचयप्रकोपप्रशमप्रतीकारहेतवः, प्रयोजनवन्तश्च च ॥ ३५ ॥**

૨૭ આ ઉપર કહેલા કાલકૃત ઔષધો વાતાદિ દોષોના સંચય,[2] પ્રકોપ,[3] પ્રશમન[4] અને પ્રતિકારના કારણો છે અને ચિકિત્સામાં ઉપયોગી[5] છે. ૩૫.

**भवन्ति चात्र–**

આ બાબતમાં આ પ્રમાણે શ્લોકો કહેવામાં આવે છે–[6]

**शारीराणां विकाराणमेष वर्गश्चतुर्विधः ॥**
**चये कोपे शमे चैव हेतुरुक्तश्चिकित्सकैः ॥ ३६ ॥**

૧ અહીં 'પ્રવાત' શબ્દથી વાયુ, 'ઉષ્ણ' શબ્દથી તેજ, 'વર્ષા શબ્દ'થી જળ અને 'તમ' તથા 'જ્યોત્સ્ના' શબ્દથી આકાશ, એ રીતે ચારે મહાભૂતોનું ગ્રહણ કરેલું છે.

૨ પોતપોતાના સ્થાનોમાં દોષોની જે વૃદ્ધિ થવી તેને 'સંચય' કહેવામાં આવે છે.

૩ અહીં પ્રકોપશબ્દવડે પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય અને અભિવ્યક્તિ એ સર્વેનું ગ્રહણ કરવું (ડલ્હણ). સંચય, પ્રકોપ વગેરેનાં લક્ષણો સૂત્રસ્થાનના 'વ્રણપ્રશ્ન' નામના ૨૧ મા અધ્યાયમાં કહેવામાં આવશે.

૪ પ્રશમ એટલે પુરુષપ્રયત્ન વિના પોતાની મેળે જ શાંત થવું. જેમ કે, ગ્રીષ્મઋતુમાં અને મધ્યાહ્નકાળમાં કફજ્વરનો પ્રશમ થાય છે, એટલે તે પોતાની મેળે જ શાંત થાય છે. અહીં 'પ્રતિકાર' શબ્દવડે વૈદ્ય તરફથી કરવામાં આવતા ઉપચારમાં કાલનું સહાયકારક તરીકે હેતુપણું બતાવેલ છે.

૫ અમુક ઔષધને રાતે ચાંદનીમાં મૂકવું, અમુક ઔષધને તડકે સુકવવું વગેરે આગલ કહેવામાં આવશે, તેપરથી એમ જણાશે કે, કાલકૃત ઔષધો પણ ચિકિત્સામાં ઉપયોગી છે.

૬ ઉપર જે બાબત ગદ્યમાં કહી છે તેજ બાબત પાછી ૨૮ મા વિષયમાં પદ્યમાં કહેલી છે. તેથી અહીં પુનરુક્તિ છે. પરંતુ તે ગદ્યમાં કહેલી બાબતને વધારે સ્પષ્ટ કરવા માટે જ શ્લોકથી કહેલી હોવાને લીધે દોષરૂપ ગણાતી નથી. એ વિષે ચરકસંહિતામાં કહેવામાં આવ્યું છે કે, "ગદ્યમાં કહેલો વિષય તેના સ્પષ્ટીકરણ માટે ફરીથી શ્લોકવડે કહેવામાં આવે તો તે પુનરુક્તિ, દોષરૂપ ગણાતી નથી." (ચ. સં. નિ. સ્થા. અ. ૧) આ પ્રમાણે આગળ પણ આ ગ્રન્થમાં અનેક જગોએ ગદ્યમાં કહેલી બાબત પાછી શ્લોકથી કહેવામાં આવશે. ત્યાં પણ આ જ સમાધાન સમજવું.

૭ 'चये कोपे शमे चैव' એ હારાણચન્દ્ર કવિરાજે માનેલા પાઠ પ્રમાણે અર્થ કરેલો છે. ડલ્હણ અને ચક્રપાણિ એ બન્ને તો 'प्रकोपे प्रशमे चैव' એવો પાઠ માને છે. ને ડલ્હણ પ્રકોપશબ્દવડે સંચયનું ગ્રહણ કરે છે; ને ચક્રપાણિ પ્રકોપશબ્દનો ઉત્પાદ-ઉત્પન્ન થવું એવો અર્થ કરે છે.

૨૮ સ્થાવર, જંગમ, પાર્થિવ (ખનિજ) અને કાલકૃત એ ચાર[1] પ્રકારનાં ઔષધોને શારીર વિકારોના સંચયમાં, પ્રકોપમાં અને પ્રશમમાં કારણરૂપ કહેલાં છે. ૩૬.

## આગન્તુ રોગના ભેદો ને તે રોગોની ચિકિત્સા.

**आगन्तवस्तु ये रोगास्ते द्विधा निपतन्ति हि ।**
**मनस्यन्ये शरीरेऽन्ये तेषां तु द्विविधा क्रिया ३७**
**शरीरपतितानां तु शारीरवदुपक्रमः ।**
**मानसानां तु शब्दादिरिष्टो वर्गः सुखावहः॥ ३८॥**

૨૯ આગન્તુ રોગો બે પ્રકારે ઉત્પન્ન થાય છે. કેટલાએક આગન્તુ રોગો મનમાં ઉત્પન્ન થાય છે અને કેટલાએક આગન્તુ રોગો શરીરમાં[2] ઉત્પન્ન થાય છે. તેઓની ચિકિત્સા પણ બે પ્રકારની છે. જે આગન્તુ રોગો શરીરમાં ઉત્પન્ન થયા હોય તેઓની ચિકિત્સા શારીરરોગોની ચિકિત્સા પ્રમાણે જ કરવી, અને જે આગન્તુ રોગો મનમાં ઉત્પન્ન થયા હોય તેઓની ચિકિત્સા મનને અનુકુળ–પ્રિય એવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એઓથી તથા જ્ઞાન, ધૈર્ય, સમાધિ વગેરેથી કરવી. ૩૭. ૩૮.

## ઉપસંહાર.

**एवमेतत् पुरुषो व्याधिरौषधं क्रियाकाल इति चतुष्टयं समासेन व्याख्यातम् । तत्र पुरुषग्रहणात् तत्संभवद्रव्यसमूहो भूतादिरुक्तस्तदङ्गप्रत्यङ्गविकल्पाश्च त्वङ्मांससिरास्नायुप्रभृतयः; व्याधिग्रहणात् वातपित्तकफशोणितसंनिपातवैषम्यनिमित्ताः सर्व एव व्याधयो व्याख्याताः; औषधग्रहणाद्द्रव्यगुणरसवीर्यविपाकानामादेशः; क्रियाग्रहणाच्छेद्यादीनि स्नेहादीनि च कर्माणि व्याख्यातानि; कालग्रहणात् सर्वक्रियाकालानामादेशः ३९.**

૩૦ એવી રીતે પુરુષ, વ્યાધિ, ઔષધ અને [3]ક્રિયા–કાલ એ ચાર વિષયોનું સંક્ષેપથી નિરૂપણ કર્યું. તેમાં જેથી પુરુષની (મનુષ્યની) ઉત્પત્તિ થાય છે એવા શુક્ર-શોણિત વગેરે પાંચભૌતિક દ્રવ્યોનું, મનુષ્યના અંગ, ઉપાંગ વગેરેનું તથા ત્વચા, માંસ, શિરા, સ્નાયુ વગેરેનું જે વિસ્તારથી વર્ણન કરવામાં આવશે તે સઘળું અહીં 'પુરુષ' શબ્દના ઉલ્લેખથી કહેલું છે એમ સમજવું; વાયુ, પિત્ત, કફ અને રક્ત એ ચાર દોષોમાંથી એક, બે, ત્રણ અથવા સઘળાના વૈષમ્યથી થનારા તથા આગન્તુ વગેરે સર્વે રોગોનું જે વિસ્તારથી

૧ 'આહાર, આચાર, પાર્થિવ અને કાલકૃત એ ચાર પ્રકારના ઔષધો' એમ પંચિકાકાર અર્થ કરે છે. (ડલ્હણ).

૨ અભિઘાત વગેરેથી થનારા વ્રણ વગેરે આગન્તુ રોગો શરીરમાં ઉત્પન્ન થાય છે અને પુત્રમરણ વગેરેથી થનારા શોક વગેરે આગન્તુ રોગો મનમાં ઉત્પન્ન થાય છે.

૩ ક્રિયાકાલ એટલે ક્રિયાઓ જે છેદનાદિ તથા સ્નેહાદિ, તેઓની પ્રવૃત્તિ અને નિવૃત્તિ એઓને બતાવનારો કાલ.

વર્ણન આપવામાં આવશે તે સઘળું અહીં 'વ્યાધિ' શબ્દના ઉલ્લેખથી કહેલું છે એમ સમજવું; જૂદા જૂદા ઔષધોનું તથા તેઓના રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ એઓનું જે વિસ્તારથી વર્ણન કરવામાં આવશે તે સઘળું અહીં 'ઔષધ' શબ્દના ઉલ્લેખથી કહેલું છે એમ સમજવું; છેદન વગેરે તથા સ્નેહન વગેરે કર્મોનું જે વિસ્તારથી વર્ણન કરવામાં આવશે તે સઘળું અહીં 'ક્રિયા'[1] શબ્દના ઉલ્લેખથી કહેલું છે એમ સમજવું; તથા તે તે ક્રિયાઓ કરવાના તે તે સમયોનું જે વિસ્તારથી વર્ણન કરવામાં આવશે તે સઘળું અહીં 'કાલ' શબ્દના ઉલ્લેખથી કહેલું છે એમ સમજવું. ૩૯.

**भवति चात्र–**

આ બાબતમાં આ પ્રમાણે એક શ્લોક કહેવામાં આવ્યો છે.

**बीजं चिकित्सितस्यैतत्समासेन प्रकीर्तितम् ।**
**सविंशमध्यायशतमस्य व्याख्या भविष्यति ॥४०॥**

૩૧ આ પ્રમાણે ચિકિત્સાશાસ્ત્રનું–આયુર્વેદનું આ બીજ[2] સંક્ષેપવડે કહેવામાં આવ્યું છે. એટલે આયુર્વેદના બીજરૂપ એવા પુરુષ, વ્યાધિ, ઔષધ અને ક્રિયા–કાલ એ ચાર વિષય સંક્ષેપવડે કહ્યા છે. અને હવે પછીના ઉત્તરતન્ત્ર સહિત એકસોવીશ અધ્યાયોમાં આ બીજનું (આ ચાર વિષયોનું) વ્યાખ્યાન (વિસ્તાર) કરવામાં આવશે. ૪૦.

### એકસોવીશ અધ્યાયોની પાંચ સ્થાનોમાં વ્હેંચણ અને ઉત્તરતંત્રની પ્રાપ્તિ.

**तत्र सविंशमध्यायशतं पंचसु स्थानेषु । तत्र सूत्रस्थाननिदानशारीरचिकित्सितकल्पेषु अर्थवशात् संविभज्य उत्तरे तन्त्रे शेषानर्थान् व्याख्यास्यामः ॥ ४१ ॥**

૩૨ એ એકસોવીશ અધ્યાયોને વિષયોની સંગતિ પ્રમાણે સૂત્રસ્થાન, નિદાનસ્થાન, શારીરસ્થાન, ચિકિત્સાસ્થાન અને કલ્પસ્થાન એ નામના પાંચ વિભાગોમાં વ્હેંચીનેબાકીના પરિશિષ્ટ વિષયોનું ઉત્તરતન્ત્રમાં વ્યાખ્યાન કરીશું. ૪૧.

### આ શાસ્ત્ર ભણવાનું ફળ.

**भवति चात्र–**

અહીં આ પ્રમાણે શ્લોક કહેવામાં આવ્યો છે.

**स्वयम्भुवा प्रोक्तमिदं सनातनं**
**पठेद्धि यः काशिपतिप्रकाशितम् ।**
**स पुण्यकर्मा भुवि पूजितो नृपै-**
**रसुक्षये शक्रसलोकतां व्रजेत ॥ ४२ ॥**

૩૩ બ્રહ્માએ કહેલા અને કાશિપતિ ધન્વન્તરિએ પ્રસિદ્ધ કરેલા આ આયુર્વેદશાસ્ત્રનો જે પુરુષ અભ્યાસ કરે છે, તે પુરુષ પૃથ્વીમાં લોકોને આરોગ્ય આપવાથી પુણ્યવાન્ થાય છે, રાજાઓ તરફથી સન્માન મેળવે છે અને મરણ પામ્યા પછી ઇંદ્રના લોકમાં (સ્વર્ગમાં) જાય છે. ૪૨.

---

## અધ્યાય ૨ જો.

### ઉપક્રમ.

**अथातः शिष्योपनयनीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે,–હવે અહીંથી હું 'શિષ્યોપનયનીય'[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન, જે પ્રમાણે ભગવાન્ ધન્વંતરીએ મને તે વિષયમાં કહેલું છે, તે પ્રમાણે કરું છું. ૧–૨.

### કેવા વિદ્યાર્થીને આયુર્વેદની દીક્ષા આપવી અને કેવાને ન આપવી.

**ब्राह्मणक्षत्रियवैश्यानामन्यतममन्वयवयःशीलशौर्यशौचाचारविनयशक्तिबलमेधाधृतिस्मृतिमतिप्रतिपत्तियुक्तं तनुजिह्वौष्ठदन्ताग्रमृजुवक्त्राक्षिनासं प्रसन्नचित्तवाक्चेष्टं क्लेशसहं च भिषक् शिष्यमुपनयेत्; अतो विपरीतगुणं नोपनयेत् ॥३॥**

૨ જે વિદ્યાર્થી કુલીન,[2] યોગ્ય અવસ્થાવાળો (બાળક અથવા તરુણ), સારા શીલવાળો, કોઇ પણ કામ કરવામાં ગભરાય નહિ એવો, પવિત્ર, સારા આચારવાળો, વિનયી (નમ્ર), ઉત્સાહવાળો, બળવાન્ (કામકાજ કરી શકે એવો), ગ્રન્થને ધારણ કરી (યાદ રાખી) શકે એવો, ધીરજવાળો, અનુભવેલી બાબતોને ભૂલી ન જાય એવો, ન આવેલી બાબતને પણ કલ્પી શકે એવો, અર્થનો નિશ્ચય કરવાની ચાતુરીવાળો, પાતળી જીભવાળો, નાજુક ઓઠવાળો, દાંતની ઝીણી અણીઓવાળો, સરળ મુખવાળો, સરળ નેત્રોવાળો, સરળ નાસિકા(નાક)વાળો, પ્રસન્ન ચિત્તવાળો, સારી વાણીવાળો, સારી ચાલચલણવાળો, દુઃખને સહન

---

૧ 'ક્રિયાકાલ' એ પદમાં લીધેલા ક્રિયાશબ્દના ઉલ્લેખથી.

૨ જેમ એક બીજ પૃથ્વીમાં વાવવામાં આવતાં તે મૂલ, કાંડ, શાખા, પાન વગેરેથી વિસ્તાર પામીને ફળ આપે છે તેમ આ ચિકિત્સાશાસ્ત્રનું બીજ પણ સૂત્ર, નિદાન, શારીર, ચિકિત્સા, કલ્પ વગેરે સ્થાનોથી વિસ્તાર પામીને આરોગ્યરૂપી ફળ આપનારું છે, તેથી આને બીજ કહેલ છે.

૧ આ અધ્યાય 'શિષ્યોપનયન' એટલે શિષ્યને આયુર્વેદ ભણવા માટે ઉપનયન કરવું (દીક્ષા આપવી), એ વિષયને અધિકાર કરીને કહેવામાં આવ્યો છે, તેથી આ અધ્યાયને 'શિષ્યોપનયનીય' એવું નામ આપવામાં આવેલ છે. उपनीयतेऽनेनेत्युपनयनं જે ક્રિયાવડે અધ્યયન માટે શિષ્યને ગુરુ પાસે લઈ જવામાં આવે તે ક્રિયાને 'ઉપનયન' કહેવામાં આવે છે. આ ઉપનયન, દ્વિજત્વ સંપાદન કરવા માટે જે ઉપનયન નામનો ગૃહ્યોક્ત સંસ્કાર કરવામાં આવે છે તે નથી, પરંતુ આયુર્વેદના અધ્યયનની ઇતિકર્તવ્યતાનું એક મુખ્ય અંગ છે.

૨ કુલીન એટલે સારા કુળમાં ઉત્પન્ન થએલો અથવા જેના કુળમાં આયુર્વેદ ભણવાની પરંપરા ચાલી આવતી હોય એવો.

કરી શકે એવો અને બ્રાહ્મણ,[1] ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ જાતિઓમાંથી કોઇ પણ જાતિનો હોય તેને વૈદ્યે આયુર્વેદની દીક્ષા આપવી. જે વિદ્યાર્થી ઉપર કહેલા ગુણોથી ઉલટા ગુણોવાળો હોય તેને આયુર્વેદની દીક્ષા આપવી નહિ. ૩.

## આયુર્વેદની દીક્ષા આપવાનો વિધિ.

**उपनयनीयस्तु ब्राह्मणः प्रशस्तेषु तिथिकरणमुहूर्तनक्षत्रेषु प्रशस्तायां दिशि शुचौ समे देशे, चतुर्हस्तं चतुरस्रं स्थण्डिलमुपलिप्य गोमयेन दर्भैः संस्तीर्य, पुष्पैर्लाजभक्तै रत्नैश्च देवताः पूजयित्वा विप्रान् भिषजश्च, तत्रोल्लिख्याभ्युक्ष्य च दक्षिणतो ब्रह्माणं स्थापयित्वाऽग्निमुपसमाधाय, खदिरपलाशदेवदारुबिल्वानां समिद्भिश्चतुर्णां वा क्षीरवृक्षाणां न्यग्रोधोदुम्बराश्वत्थमधूकानां दधिमधुघृताक्ताभिर्दार्वीहौमिकेन विधिना स्रुवेणाज्याहुतीर्जुहुयात् सप्रणवाभिर्महाव्याहृतिभिः, ततः प्रतिदैवतमृषींश्च स्वाहाकारं च कुर्यात्, शिष्यमपि कारयेत् ॥ ४ ॥**

૩ દીક્ષા આપનારા બ્રાહ્મણે જ્યોતિઃશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શુભ તિથિ, શુભ કરણ, શુભ નક્ષત્ર અને શુભ મુહૂર્ત જોઈ, પૂર્વ અથવા ઉત્તર દિશામાં સ્વચ્છ અને સપાટ પ્રદેશમાં, ચાર હાથનું ચોરસ સ્થંડિલ બનાવી, તેને ગાયના છાણથી લીપી, આસપાસ દર્ભો બીછાવી, પુષ્પ, શાલની ધાણી અને રત્ન એઓથી દેવતાઓની, બ્રાહ્મણોની અને વૈદ્યોની પૂજા કરી, સ્થંડિલ ઉપર 'સ્ફ્ય'[2] નામના યજ્ઞિય પાત્રથી પશ્ચિમથી પૂર્વ ભણી ત્રણ રેખાઓ કરી, દર્ભથી સ્થંડિલ ઉપર જરા પાણી છાંટી, સ્થંડિલમાં અગ્નિ પધરાવી,[3] દક્ષિણ દિશામાં બ્રહ્માનું સ્થાપન કરી, (બ્રહ્માને આસન આપી) [1]દર્વિહોમના (સામાન્ય હોમના) વિધિ પ્રમાણે ખેર, ખાખરો, દેવદાર અને બિલી એ ચાર વૃક્ષોની અથવા વડ, ઉંબરો, પિપળો અને મહુડો એ ચાર છીરવાળાં વૃક્ષોની સમિધોને દહી, મધ અને ઘીમાં બોળીને અગ્નિમાં હોમ કરવો. પછી ॐ भूः स्वाहा, ॐ भुवः स्वाहा, ॐ स्वः स्वाहा, ॐ भूर्भुवः स्वः स्वाहाः એ રીતે ચાર મહાવ્યાહૃતિઓથી પ્રતિમહાવ્યાહૃતિએ સ્રુવામાં ઘી લઇ તેની આહુતિઓ આપવી; પછી બ્રહ્મા, દક્ષપ્રજાપતિ, અશ્વિનીકુમારો અને ઇંદ્ર એ દેવતાઓને તથા ધન્વન્તરિ, ભરદ્વાજ, આત્રેય વગેરે ઋષિઓને તેઓના નામની પૂર્વે પ્રણવ (ॐકાર) તથા છેવટે 'સ્વાહા' એ પદો જોડી, 'ॐ ब्रह्मणे स्वाहाः' ઇત્યાદિ રીતે મંત્રોનું ઉચ્ચારણ કરી સ્રુવામાં ઘી લઇ તેની આહુતિઓ હોમવી તથા શિષ્યની પાસેથી પણ ઉપર પ્રમાણે હોમ કરાવવો. ૪.

**ब्राह्मणस्त्रयाणां वर्णानामुपनयनं कर्तुमर्हति, राजन्यो द्वयस्य, वैश्यो वैश्यस्यैवेति ॥ ५ ॥**

૪ બ્રાહ્મણ, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણના શિષ્યને ઉપનયન-દીક્ષા આપી શકે છે; ક્ષત્રિય, ક્ષત્રિય અને વૈશ્ય એ બે વર્ણના શિષ્યને ઉપનયન આપી શકે છે અને વૈશ્ય, વૈશ્યવર્ણના શિષ્યને જ ઉપનયન આપી શકે છે. ૫.

**शूद्रमपि कुलगुणसंपन्नं मन्त्रवर्जमनुपनीतमध्यापयेदित्येके ॥ ६ ॥**

૫ શુદ્ર પણ જો તેના કુલમાં આયુર્વેદનું અધ્યયન કરવાની પરંપરા હોય અને ઉપર કહેલા શિષ્યના ગુણોથી યુક્ત હોય તો તેને પણ ઉપનયન કરાવ્યા વગર મંત્રભાગ રહિત આયુર્વેદનું અધ્યયન કરાવવું એમ કેટલાક આચાર્યો કહે છે.[2] ૬.

**ततोऽग्निं त्रिः परिणीयाग्निसाक्षिकं शिष्यं ब्रूयात्, कामक्रोधलोभमोहमानाहङ्कारेर्ष्यापारुष्यपैशुन्यानृतालस्यायशस्यानि हित्वा नीचनखरोम्णा शुचिना काषायवाससा सत्यव्रतब्रह्मचर्याभिवादनतत्परेणाऽवश्यं भवितव्यं, मदनुमतस्थानगमनशयनासनभोजनाध्ययनपरेण भूत्वा मत्प्रियहितेषु वर्तितव्यं, अतोऽन्यथा ते वर्तमान-**

---

૧ મૂળમાં 'ब्राह्मणक्षत्रियवैश्याणां' એવું પદ છે, તે ગૃહ્યસૂત્રમાં જેને ઉપનયનનો અધિકાર કહેલો છે એવા મૂર્ધાભિષિક્ત (બ્રાહ્મણથી ક્ષત્રિયકન્યામાં ઉત્પન્ન થયેલ પુત્ર), માહિષ્ય (ક્ષત્રિયથી વૈશ્યકન્યામાં ઉત્પન્ન થયેલ પુત્ર) અને અંબષ્ઠ (બ્રાહ્મણથી વૈશ્યકન્યામાં ઉત્પન્ન થયેલ પુત્ર) એઓનું ઉપલક્ષણ-સૂચક છે. તેથી એઓને પણ આયુર્વેદનો અધિકાર છે એમ જાણવું. મનુમાં પણ કહેલું છે કે, 'अम्बष्ठानां चिकित्सितं' એટલે 'અંબષ્ઠોએ ચિકિત્સા કરવી' (કવિરાજ હારાણચંદ્ર). બંગાળમાં હાલમાં 'વૈદ્ય' નામની એક જાતિ છે. તે અંબષ્ઠ છે. અને તે જાતિ ઘણુંકરીને ત્યાં ચિકિત્સાવૃત્તિ કરે છે.

૨ 'સ્ફ્ય' એ ખેરના લાકડાથી બનતું એક હાથ લાંબું અને તરવારના જેવી આકૃતિનું એક યજ્ઞિય પાત્ર છે. તેનાથી સ્થંડિલ ઉપર રેખાઓ કરવામાં આવે છે. એ પાત્ર ન હોય તો તેના બદલામાં દર્ભશલાકાથી કામ ચાલે છે. પારસ્કર ગૃહ્યસૂત્રના પ્રથમકાંડની પ્રથમ કંડિકાનું હરિહર ભાષ્ય જુઓ.

૩ બ્રહ્મા એટલે યજ્ઞમાં-ઉપનયનમાં કર્મ કરાવનાર એક ઋત્વિક્. તેને અગ્નિથી દક્ષિણમાં આસન આપવામાં (બેસાડવામાં) આવે છે. જોકે, મૂળમાં 'दक्षिणतो ब्रह्माणं स्थापयित्वाऽग्निमुपसमाधाय' એવો પાઠ છે, તોપણ ગૃહ્યસૂત્રમાં 'अग्निमुपसमाधाय दक्षिणतो ब्रह्मासनमास्तीर्य' એમ કહેલું છે, તેથી અહીં ઉલટી રીતે અન્વય કરીને 'અગ્નિ પધરાવી, દક્ષિણમાં બ્રહ્માને આસન આપી' એવો અર્થ કરેલો છે.

૧ મીમાંસાદર્શનના આઠમા અધ્યાયના ચોથા પાદમાં લૌકિક અને વૈદિક હોમોને 'દર્વિહોમ' એ નામ આપેલું છે, તેથી અહીં दार्वीहोमिकेन विधिना એનો અર્થ 'સામાન્ય હોમના વિધિ પ્રમાણે' એવો કરવો. (કવિરાજ હારાણચન્દ્ર).

૨ ચોથા તથા પાંચમા વિષયના પાઠને કેટલાક ટીકાકારો અનાર્ષ-પ્રક્ષિપ્ત માને છે.

स्याधर्मो भवत्यफला च विद्या न च प्राकाश्यं प्राप्नोति । अहं वा त्वयि सम्यग्वर्तमाने यद्यन्यथा-दर्शी स्यामेनोभाग् भवेयमफलविद्यश्च । द्विजगु-रुदरिद्रमित्रप्रव्रजितोपनतसाध्वनाथाभ्युपगतानां चात्मबान्धवानामिव स्वभेषजैः प्रतिकर्तव्यमेवं साधु भवति । व्याधशाकुनिकपतितपापकारिणां न च प्रतिकर्तव्यमेवं विद्या प्रकाशते मित्रयशोध-मार्थकामांश्च प्राप्नोति ॥ ७ ॥

૬ પછી અગ્નિને ત્રણવાર પ્રદક્ષિણા ફરી, અગ્નિને સાક્ષી રાખીને શિષ્યને કહેવું કે, તારે અભ્યાસ પૂરો થતાં સુધી કામ, ક્રોધ, મોહ, અભિમાન, અહંકાર, ઈર્ષ્યા, કઠોર વચન, ચાડી, જુઠું બોલવું, આળસ અને જેનાથી અપકીર્તિ થાય એવું કામ એઓનો ત્યાગ કરવો; યોગ્ય સમયે નખો તથા વાળો ઉતરાવી નાંખવા, પવિત્ર રહેવું; કષાય વસ્ત્રો પહેરવાં; અવશ્ય (ખાસ) કરીને સત્યવ્રતમાં (સચ્ચાઈથી ચાલવામાં), બ્રહ્મચર્યમાં (સમસ્ત ઈંદ્રિયોના સંયમમાં) અને માન્ય જનોને અભિવાદન કરવામાં તત્પર રહેવું; સ્થિતિ–રહેવું, ગમન–ચાલવું, શયન–સુવું, આસન–બેસવું, ભોજન–જમવું અને અધ્યયન–ભણવું એ કાર્યો મારી આજ્ઞા પ્રમાણે જ કરવાં; તથા મને પ્રસન્ન કરનારાં અને જેઓથી મ્હારું હિત થાય એવાં કાર્યો કરવામાં હંમેશાં તત્પર રહેવું. જો તું આ નિયમોથી ઉલટી રીતે વરતશે તો તને અધર્મ થશે, તારી વિદ્યા ફલીભૂત નહિ થાય અને તું ક્યાંય પણ પ્રસિદ્ધિને નહિ પામે; તેમ જ હું પણ જો તું સારી રીતે ચાલતા છતાં તારા ઉપરના મ્હારા ધર્મથી ઉલટી રીતે વર્તું તો મને પણ અધર્મ લાગે અને મ્હારી વિદ્યા પણ નિષ્ફળ થાય. આયુર્વેદનો અભ્યાસ સંપૂર્ણ થયા પછી તારે બ્રાહ્મણ, ગુરુ, દરિદ્ર, મિત્ર, સંન્યાસી, પડોસી, સત્પુરુષ, અનાથ અને દૂરથી આવેલા એઓને પોતાના બાંધવો જેવા સમજીને પોતાના જ ધનથી તૈયાર કરેલા ઔષધોથી તેઓના રોગોની ચિકિત્સા કરવી, એમ કરવાથી કલ્યાણ થાય છે. પશુઓની હિંસા કરનારા, પક્ષીઓની હિંસા કરનારા, પતિત (ગુરુપત્નિગમન વગેરે મહાપાતક કરનારા) અને ચોરી, વ્યભિચાર વગેરે પાપકર્મ કરનારા એઓના રોગોની ચિકિત્સા કરવી જ નહી; એમ કરવાથી વિદ્યા પ્રસિદ્ધિમાં આવે છે અને મિત્ર, યશ, ધર્મ, ધન અને કામ એઓની પ્રાપ્તિ થાય છે. ૭.

### આયુર્વેદના અનધ્યાયો.

भवतश्चात्र ॥
कृष्णेऽष्टमी तन्निधनेऽहनी द्वे
कृष्णेतरेऽप्येवमहर्द्विसन्ध्यम् ।
अकालविद्युत्स्तनयित्नुघोषे
स्वतन्त्रराष्ट्रक्षितिपव्यथासु ॥ ८ ॥
श्मशानयानायतनाहवेषु
महोत्सवौत्पातिकदर्शनेषु ।
नाध्येयमन्येषु च येषु विप्रा
नाधीयते नाशुचिना च नित्यम् ॥ ९ ॥

૭ કૃષ્ણપક્ષની અષ્ટમી (આઠમ), ચતુર્દશી (ચૌદશ) અને અમાવાસ્યા (અમાસ) તથા શુક્લપક્ષની અષ્ટમી, ચતુર્દશી અને પૂર્ણિમા (પુનમ) એ તિથિઓમાં, સાયંસન્ધ્યાના અને પ્રાતઃસન્ધ્યાના સમયમાં, ઋતુ વગરની[1] વીજળી અને ઋતુ વગરની મેઘની ગર્જના થતી હોય ત્યારે, પોતાને, પોતાના દેશને, પોતાના માણસોને કે પોતાના રાજાને કંઇ આપત્તિ આવી પડી હોય ત્યારે, સ્મશાનમાં, વાહન (હાથી–ઘોડા વગેરે) ઉપર બેઠા હોઇએ ત્યારે, જે સ્થાનમાં તે દિવસે યુદ્ધ કે યજ્ઞ થવાનો હોય ત્યાં,[2] મ્હોટો ઉત્સવ હોય તે દિવસે, ભૂકંપવગેરે ઉત્પાતના ચિન્હો જોવામાં આવતા હોય ત્યારે તથા બીજા પણ મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોમાં કહેલા અનધ્યાયના સમયો કે જેમાં બ્રાહ્મણો વેદનું અધ્યયન કરતા નથી તે સમયોમાં અને અપવિત્ર સ્થિતિમાં કદી પણ આયુર્વેદનું અધ્યયન કરવું નહીં. ૮. ૯.

---

## અધ્યાય ૩ જો.

### ઉપક્રમ.

अथातोऽध्ययनसंप्रदानीयमध्यायं व्याख्या-स्यामः ॥ १ ॥

यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે હું અહીંથી 'અધ્યયનસંપ્રદાનીય'[3] નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧. ૨.

### સૂત્રસ્થાન વગેરે પાંચ સ્થાનોના તથા ઉત્તરતન્ત્રના અધ્યાયોની સંખ્યા.

प्रागभिहितं सविंशमध्यायशतं पंचसु स्थानेषु, तत्र सूत्रस्थानमध्यायाः षट्चत्वारिंशत्, षोडश निदानानि, दश शारीराणि, चत्वारिंशच्चिकित्सितानि, अष्टौ कल्पाः, तदुत्तरं षट्षष्टिः ॥ ३ ॥

૨ પ્હેલા અધ્યાયમાં કહી આવ્યા છઇએ કે એકસોવીશ અધ્યાયોને સૂત્રસ્થાન વગેરે પાંચ સ્થાનોમાં વ્હેંચેલા છે, તે વ્હેંચણ આ પ્રમાણે છે–સૂત્રસ્થાનમાં છેંતાલીશ

---

૧ માર્ગશીર્ષ અથવા પૌષથી ચૈત્ર માસ સુધીમાં જે વૃષ્ટિ વગેરે થાય તેને અકાલમાં થયેલ માનવામાં આવે છે.

૨ આ અર્થ અમે ટીકાકાર ડલ્હણચંદ્રના મત પ્રમાણે કરેલો છે. મૂલમાં 'आयतनाहवेषु' એવું પદ છે તેમાંના આયતન શબ્દનો અર્થ ટીકાકાર ચક્રપાણિદત્ત 'વધસ્થાન' એવો કરે છે.

૩ આ અધ્યાય 'અધ્યયન' એટલે શાસ્ત્ર, તેનું જે 'સંપ્રદાન' એટલે સારી રીતે વિભાગ કરીને આપવું, એ વિષયને અધિકાર કરીને (લઇને) ક્હેવામાં આવેલ છે, તેથી આ અધ્યાયને 'અધ્યયનસંપ્રદાનીય' ક્હેવામાં આવે છે.

અધ્યાયો છે, નિદાનસ્થાનમાં સોળ અધ્યાયો છે, શારીર સ્થાનમાં દશ અધ્યાયો છે, ચિકિત્સાસ્થાનમાં ચાલીશ અધ્યાયો છે અને કલ્પસ્થાનમાં આઠ અધ્યાયો છે. એવી રીતે એકસો વીશ અધ્યાયોને પાંચ સ્થાનોમાં વ્હેંચેલા છે. તે શિવાય પછી [1]ઉત્તરતન્ત્રમાં બીજા છાસઠ અધ્યાયો છે. ૩.

### સૂત્રસ્થાનના છેંતાલીશ અધ્યાયોનાં નામો.

**वेदोत्पत्तिः शिष्यनयस्तथाध्ययनदानिकः ।**
**प्रभाषणाग्रहरणावृतुचर्याथ यान्त्रिकः ॥ ४ ॥**
**शस्त्रावचारणं योग्या विशिखा क्षारकल्पनम् ।**
**अग्निकर्मजलौकाख्यावध्यायौ रक्तवर्णनम् ॥ ५ ॥**
**दोषधातुमलाद्यानां विज्ञानाध्याय एव च ।**
**कर्णव्यधामपक्वैषावालेपो व्रण्युपासनम् ॥ ६ ॥**
**हिताहितो व्रणप्रश्नो व्रणास्रावश्च यः पृथक् ॥**
**कृत्याकृत्यविधिर्व्याधिसमुद्देशीय एव च ॥ ७ ॥**
**विनिश्चयः शस्त्रविधौ प्रणष्टज्ञानिकस्तथा ।**
**शल्योद्धृतिर्व्रणज्ञानं दूतस्वप्ननिदर्शनम् ॥ ८ ॥**
**पञ्चेन्द्रियं तथा छाया स्वभावाद्वैकृतं तथा ऽ- ।**
**वारणो युक्तसेनीय आतुरक्रमभूमिकौ ॥ ९ ॥**
**मिश्रकाख्यो द्रव्यगणः संशुद्धौ शमने च यः ।**
**द्रव्यादीनां च विज्ञानं विशेषो द्रव्यगोऽपरः ॥१०॥**
**रसज्ञानं वमनार्थमध्यायो रेचनाय च ।**
**द्रवद्रव्यविधिस्तद्वदन्नपानविधिस्तथा ॥ ११ ॥**
**सूचनात्सूत्रणाच्चैव सन्धानाच्चार्थसन्ततेः ।**
**षट्चत्वारिंशदध्यायं सूत्रस्थानं प्रचक्षते ॥ १२ ॥**

૩ ૧ વેદોત્પત્તિ, ૨ શિષ્યોપનયનીય, ૩ અધ્યયન-સંપ્રદાનીય, ૪ પ્રભાષણીય, ૫ અગ્રોપહરણીય, ૬ ઋતુચર્યા, ૭ યન્ત્રવિધિ, ૮ શસ્ત્રાવચારણીય, ૯ યોગ્યાસૂત્રીય, ૧૦ વિશિખાનુપ્રવેશનીય, ૧૧ ક્ષારપાકવિધિ, ૧૨ અગ્નિકર્મવિધિ, ૧૩ જલૌકાવચારણીય, ૧૪ શોણિતવર્ણનીય, ૧૫ દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય, ૧૬ કર્ણવ્યધબન્ધવિધિ, ૧૭ આમપક્વૈષણીય, ૧૮ વ્રણાલેપનબન્ધવિધિ, ૧૯ વ્રણિતોપાસનીય, ૨૦ હિતાહિતીય, ૨૧ વ્રણપ્રશ્ન, ૨૨ વ્રણાસ્રાવવિજ્ઞાનીય, ૨૩ કૃત્યાકૃત્યવિધિ, ૨૪ વ્યાધિસમુદ્દેશીય, ૨૫ અષ્ટવિધશસ્ત્રકર્મણ્ય, ૨૬ પ્રનષ્ટશલ્યવિજ્ઞાનીય, ૨૭ શલ્યાપનયનીય, ૨૮ વિપરીતાવિપરીતવ્રણવિજ્ઞાનીય, ૨૯ વિપરીતાવિપરીતદૂતશકુનસ્વપ્નનિદર્શનીય, ૩૦ પંચેન્દ્રિયાર્થવિપ્રતિપત્તિ, ૩૧ સ્વભાવવિપ્રતિપત્તિ, ૩૨ છાયાવિપ્રતિપત્તિ, ૩૩ અવારણીય, ૩૪ યુક્તસેનીય, ૩૫ [2]આતુરોપક્રમણીય, ૩૬ ભૂમિપ્રવિભાગવિજ્ઞાનીય, ૩૭ મિશ્રક, ૩૮ દ્રવ્યસંગ્રહણીય, ૩૯ સંશોધનસંશમનીય, ૪૦ દ્રવ્યરસગુણવીર્યવિપાકવિજ્ઞાનીય, ૪૧ દ્રવ્યવિશેષવિજ્ઞાનીય, ૪૨ રસવિશેષવિજ્ઞાનીય, ૪૩ વમનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય, ૪૪ વિરેચનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય, ૪૫ દ્રવદ્રવ્યવિજ્ઞાનીય અને ૪૬ અન્નપાનવિધિ એ નામના છેતાલીસ અધ્યાયો સૂત્રસ્થાનમાં કહેલા છે. આ સ્થાનમાં સઘળા વિષયો સંક્ષેપથી કહેવામાં આવેલા છે, તે તે વિષયોને યોગ્ય સ્થળમાં ગોઠવવામાં આવેલા છે અને છુટા છુટા વિષયોને ક્રમવાર સાંધી દીધા છે તેથી આ સ્થાનને સૂત્રસ્થાન[1] કહેવામાં આવે છે. ૪-૧૨.

### નિદાનસ્થાનના સોળ અધ્યાયોનાં નામો તથા 'નિદાનસ્થાન' એ શબ્દનો અર્થ.

**वातव्याधिकमर्शांसि साश्मरिश्च भगन्दरः ।**
**कुष्ठमेहोदरा मूढविद्रध्यः परिसर्पणम् ॥ १३ ॥**
**ग्रन्थिवृद्धीभग्नशूकक्षुद्राश्च मुखरोगिकम् ।**
**हेतुलक्षणनिर्देशान्निदानानीति षोडश ॥ १४ ॥**

૪-૧ વાતવ્યાધિનિદાન, ૨ અર્શોનિદાન, ૩ અશ્મરીનિદાન, ૪ ભગંદરનિદાન, ૫ કુષ્ઠનિદાન, ૬ પ્રમેહનિદાન, ૭ ઉદરનિદાન, ૮ મૂઢગર્ભનિદાન, ૯ વિદ્રધિનિદાન, ૧૦ વિસર્પનાડીસ્તનરોગનિદાન, ૧૧ ગ્રન્થ્યપચ્યર્બુદગલગંડ-

૧ મૂળમાં 'तदुत्तरं' એવું પદ છે. એમાં 'तत्' શબ્દવડે ઉત્તરતન્ત્ર એ આગલા પાંચ સ્થાનોના પરિશિષ્ટરૂપ છે એમ બતાવે છે. (કવિરાજ હારાણચંદ્ર).

૨ સઘળી છાપેલી પ્રતિઓમાં તથા કવિરાજ હારાણચંદ્રની ટીકામાં મૂળમાં 'आतुरक्रममिश्रकौ ॥ भूमिमार्गो' એવો પાઠ માનીને મિશ્રકાધ્યાયને ૩૬ મો અને ભૂમિપ્રવિભાગીય અધ્યાયને ૩૭ મો ગણેલ છે. પરંતુ ટીકાકાર ડલ્હણ કહે છે કે, જેજ્જટ, ગયદાસ વગેરે પ્રાચીન ટીકાકારોને આ ક્રમ સંમત નથી. તેઓ 'आतुरक्रमभूमिकौ ॥ मिश्रकाख्यो' એવો પાઠ માને છે. અમે પણ એ પ્રાચીન પાઠ માન્ય રાખી ભૂમિપ્રવિભાગીય અધ્યાયને ૩૬ મો અને મિશ્રકાધ્યાયને ૩૭ મો ગણેલ છે.

૧ આ અર્થ અમે ડલ્હણની ટીકા પ્રમાણે કર્યો છે. કવિરાજ હારાણચંદ્ર પોતાની ટીકામાં **सूचनात्, सूत्रणात्** અને **सन्धानात्** એ ત્રણ પદોનો અર્થ આ પ્રમાણે કહે છેઃ-**सूचनात्** આ સ્થાનમાં વિષયોનું સૂચન એટલે આખા વિષયનો એકદેશ કહીને તેથી અનુક્ત (નહી કહેલા) વિષયનું ગ્રહણ કરવામાં આવે છે (જેમકે, 'સ્થાવર ઔષધોનાં છાલ, પાનડાં, ફુલ, ફળ, મૂળ, કંદ, ગુંદ, સ્વરસ આદિ પ્રયોજનવાળાં છે.' અહીં આદિશબ્દવડે કાંટા, ભસ્મ વગેરે સૂચિત કરેલ છે) તેથી, અથવા **सूत्रणात्** એટલે આ સ્થાનમાં 'જે વાક્ય અલ્પઅક્ષરોવાળું, સંદેહરહિત, સારરૂપ, સર્વતોમુખ, નિરર્થકશબ્દ વગરનું અને દોષ વિનાનું હોય તેને 'સૂત્ર' કહેવામાં આવે છે.' એ લક્ષણવાળા સૂત્રોનું કથન છે (જેમકે, 'તે પુરુષને જેનાથી દુઃખ થાય તેનું નામ વ્યાધિ' એમ કહેવાથી સર્વ પ્રકારના વ્યાધિઓ સૂત્રિત કરેલા છે,) તેથી, અથવા **सन्धानात्** એટલે આ સ્થાનમાં વિષયોનું સંધાન-અનુસંધાન કરવામાં આવે છે (જેમકે, 'ઔષધ એ શબ્દના ઉલ્લેખથી અહીં દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવ એઓનું કથન કરેલું છે'. અહીં 'ઔષધ' શબ્દ દ્રવ્યવાચક છે. દ્રવ્ય, રસ ગુણ વગેરેને છોડીને હોવું નથી, ઇત્યાદિ પ્રકારે અનુસન્ધાન કરવાથી જ રસ વગેરેનો લાભ થાય છે) તેથી આ સ્થાનને સૂત્રસ્થાન કહેવામાં આવે છે. એ સૂત્રો સંજ્ઞા, પરિભાષા, વિધિ, નિયમ, અતિદેશ અને અધિકાર એ ભેદોથી છ પ્રકારનાં છે.

નિદાન, ૧૨ વૃન્ધ્યુપદંશશ્લીપદનિદાન, ૧૩ ક્ષુદ્રરોગનિદાન, ૧૪ શુકદોષનિદાન, ૧૫ ભગ્નનિદાન અને ૧૬ મુખરોગનિદાન એ નામના સોળ અધ્યાયો નિદાનસ્થાનમાં કહેલા છે. આ સ્થાનમાં તે તે રોગોનાં હેતુઓ તથા લક્ષણો,[1] (પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ) કહેવામાં આવેલાં છે તેથી આ સ્થાનને 'નિદાનસ્થાન' કહેવામાં આવે છે.૧૩.૧૪.

### શારીરસ્થાનના દશ અધ્યાયોનાં નામો તથા 'શારીરસ્થાન' એ શબ્દનો અર્થ.

**भूतचिन्ता रजःशुद्धिर्गर्भावक्रान्तिरेव च ।**
**व्याकरणं च गर्भस्य शारीरस्य च यत् स्मृतम्॥१५॥**
**प्रत्येकं मर्मनिर्देशः शिरावर्णनमेव च ।**
**शिराव्यधो धमनीनां गर्भिण्या व्याकृतिस्तथा ॥१६**
**निर्दिष्टानि दशैतानि शारीराणि महर्षिणा ।**
**विज्ञानार्थं शारीरस्य भिषजां योगिनामपि ॥१७॥**

૫-૧ સર્વભૂતચિન્તાશારીર, ૨ શુક્રશોણિતશુદ્ધિશારીર, ૩ ગર્ભાવક્રાન્તિશારીર, ૪ ગર્ભવ્યાકરણશારીર, ૫ શરીરસંખ્યાવ્યાકરણશારીર, ૬ પ્રત્યેકમર્મનિર્દેશશારીર, ૭ શિરાવર્ણનશારીર, ૮ શિરાવ્યધવિધિશારીર, ૯ ધમનીવ્યાકરણશારીર અને ૧૦ ગર્ભિણીવ્યાકરણશારીર એ નામના દશ અધ્યાયો શારીરસ્થાનમાં કહેવામાં આવેલા છે. આ સ્થાનથી વૈદ્યો અને યોગીઓને શરીરની રચનાનું જ્ઞાન થાય છે તેથી આ સ્થાનને 'શારીરસ્થાન' કહેવામાં આવે છે. ૧૫-૧૭.

### ચિકિત્સાસ્થાનના અધ્યાયોનાં નામો તથા 'ચિકિત્સાસ્થાન' એ શબ્દનો અર્થ.

**द्विव्रणीयो व्रणः सद्यो भग्नानां वातरोगिकम् ।**
**महावातिकमर्शांसि साश्मरिश्च भगन्दरः ॥ १८ ॥**
**कुष्ठानां महतां चापि मैहिकं पैडिकं तथा ।**
**मधुमेहचिकित्सा च तथा चोदरिणामपि ॥ १९ ॥**
**मूढगर्भचिकित्सा च विद्रधीनां विसर्पिणाम् ।**
**ग्रन्थिवृद्ध्युपदंशानां तथा च क्षुद्ररोगिकम् ॥२०॥**
**शूकदोषचिकित्सा तथा च मुखरोगिणाम् ।**
**शोफस्यानागतानां च निषेधो मिश्रकं तथा ॥२१॥**
**वाजीकरं च यत्क्षीणे सर्वोपघातशमोऽपि च ।**
**मेधायुष्करणं चापि स्वभावव्याधिवारणम् ॥ २२ ॥**
**निवृत्तसन्तापकरं कीर्तितं च रसायनम् ।**
**स्नेहोपयौगिकः स्वेदो वमने सविरेचने ॥ २३ ॥**
**तयोर्व्यापच्चिकित्सा च नेत्रबस्तिविभागिकः ।**
**नेत्रबस्तिविपत्तिसिद्धिस्तथाचोत्तरबस्तिकः ॥ २४ ॥**
**निरूहक्रमसंज्ञश्च तथैवातुरसंज्ञकः ।**
**धूमनस्यविधिश्चाप्यथाश्चत्वारिंशदिति स्मृताः॥२५॥**
**प्रायश्चित्तं प्रशमनं चिकित्सा शान्तिकर्म च ।**
**पर्यायास्तस्य निर्देशाच्चिकित्सास्थानमुच्यते॥२६॥**

૬-૧ દ્વિવ્રણીયચિકિત્સિત, ૨ સદ્યોવ્રણચિકિત્સિત, ૩ ભગ્નચિકિત્સિત, ૪ વાતવ્યાધિચિકિત્સિત, ૫ મહાવાતવ્યાધિચિકિત્સિત, ૬ અર્શશ્ચિકિત્સિત, ૭ અશ્મરીચિકિત્સિત, ૮ ભગંદરચિકિત્સિત, ૯ કુષ્ઠચિકિત્સિત, ૧૦ મહાકુષ્ઠચિકિત્સિત, ૧૧ પ્રમેહચિકિત્સિત, ૧૨ પ્રમેહપિડકા ચિકિત્સિત, ૧૩ મધુમેહચિકિત્સિત, ૧૪ ઉદરચિકિત્સિત, ૧૫ મૂઢગર્ભચિકિત્સિત, ૧૬ વિદ્રધિચિકિત્સિત, ૧૭ વિસર્પનાડીસ્તનરોગચિકિત્સિત, ૧૮ ગ્રન્થ્યપચ્યર્બુદગલગંડચિકિત્સિત, ૧૯ વૃદ્ધ્યુપદંશશ્લીપદચિકિત્સિત, ૨૦ ક્ષુદ્રરોગચિકિત્સિત, ૨૧ શૂકરોગચિકિત્સિત, ૨૨ મુખરોગચિકિત્સિત, ૨૩ શોફચિકિત્સિત, ૨૪ અનગાતાબાધપ્રતિષેધનીય, ૨૫ મિશ્રકચિકિત્સિત, ૨૬ ક્ષીણબલીયવાજીકરણચિકિત્સિત, ૨૭ સર્વોપઘાતશમનીયરસાયન, ૨૮ મેધાયુષ્કામીયરસાયન, ૨૯ સ્વભાવવ્યાધિપ્રતિષેધનીયરસાયન, ૩૦ નિવૃત્તસંતાપીયરસાયન, ૩૧ સ્નેહોપયૌગિકચિકિત્સિત, ૩૨ સ્વેદાવચારણીયચિકિત્સિત, ૩૩ વમનવિરેચનસાધ્યોપદ્રવચિકિત્સિત, ૩૪ નેત્રબસ્તિપ્રમાણપ્રવિભાગચિકિત્સિત, ૩૫ નેત્રબસ્તિવ્યાપચ્ચિકિત્સિત, ૩૬ અનુવાસનોત્તરબસ્તિચિકિત્સત, ૩૭ નિરૂહક્રમચિકિત્સિત, ૩૮ આતુરોપદ્રવચિકિત્સિત અને ૪૦ ધૂમનસ્યકવલગ્રહચિકિત્સિત એ નામના ઉત્તમ ચાલીસ અધ્યાયો ચિકિત્સાસ્થાનમાં કહેવામાં આવ્યા છે. પ્રાયશ્ચિત્ત,[1] પ્રશમન, ચિકિત્સા અને શાન્તિકર્મ એ ચિકિત્સાના પર્યાયો (સરખા અર્થવાળાં નામો) છે. તે ચિકિત્સા આ સ્થાનમાં કહેવામાં આવેલ છે તેથી આ સ્થાનને 'ચિકિત્સાસ્થાન' કહેવામાં આવે છે. ૧૮-૨૬.

### કલ્પસ્થાનના આઠ અધ્યાયોનાં નામો અને 'કલ્પસ્થાન' એ શબ્દનો અર્થ.

**अन्नस्य रक्षा विज्ञानं स्थावरस्येतरस्य च ।**
**सर्पदष्टविषज्ञानं तस्यैव च चिकित्सितम् ॥ २७ ॥**
**दुन्दुभेर्मूषिकाणां च कीटानां कल्प एव च ।**
**अष्टौ कल्पाः समाख्याता विषभेषजकल्पनात् ॥२८**

૭-૧ અન્નપાનરક્ષાકલ્પ, ૨ સ્થાવરવિષવિજ્ઞાનીય, ૩ જંગમવિષવિજ્ઞાનીય, ૪ સર્પદષ્ટવિષવિજ્ઞાનીય, ૫ સર્પદષ્ટચિકિત્સિત, ૬ દુંદુભીસ્વનીય, ૭ મૂષિકકલ્પ અને ૮ કીટકલ્પ એ નામના આઠ અધ્યાયો કલ્પસ્થાનમાં કહેવામાં આવ્યા છે. આ સ્થાનમાં વિષના ઔષધોની કલ્પનાઓ કહેવામાં આવી છે તેથી આ સ્થાનને 'કલ્પસ્થાન' કહેવામાં આવે છે. ૨૭.

---

૧ 'लक्ष्यन्ते ज्ञायन्ते व्याधय एभिरिति लक्षणं' 'જેનાથી વ્યાધિઓ જણાય તેનું નામ લક્ષણ' એ વ્યુત્પત્તિથી લક્ષણશબ્દવડે પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ એ ચારેનું ગ્રહણ થાય છે.

૧ જેમ ધર્મશાસ્ત્રમાં કહેલું પ્રાયશ્ચિત્ત વ્યાધિને ઉત્પન્ન કરનારા અધર્મનો નાશ કરીને વ્યાધિને મટાડે છે તેમ ચિકિત્સા પણ વ્યાધિને મટાડે છે તેથી તેને 'પ્રાયશ્ચિત્ત' નામ આપેલું છે.

अध्यायानां शतं विंशमेवमेतदुदीरितम् ।

૮—એ પ્રમાણે સૂત્રસ્થાન વગેરે પાંચ સ્થાનોમાં એકસો વિશ અધ્યાયો કહેવામાં આવેલા છે. ૨૭–૨૮.

### ઉત્તરતન્ત્રમાંના શાલાક્યતન્ત્રના અધ્યાયોનાં નામો તથા તેના પેહલા અધ્યાયને 'ઔપદ્રવિક' નામ આપવાનું કારણ.

अतःपरं स्वनाम्नैव तन्त्रमुत्तरमुच्यते ॥ २९ ॥
अधिकृत्य कृतं यस्मात्तन्त्रमेतदुपद्रवान् ।
औपद्रविक इत्येष तस्याध्यायस्त्वाभिरुच्यते ॥ ३० ॥
सन्धौ वर्त्मनि शुक्ले च कृष्णे सर्वत्र दृष्टिषु ।
संविज्ञानार्थमध्याया गदानां तु प्रति प्रति ॥३१॥
चिकित्साप्रविभागीयो वाताभिष्यन्दवारणः ।
पैत्तस्य श्लैष्मिकस्यापि रौधिरस्य तथैव च ॥३२
लेख्यभेद्यनिषेधौ च छेद्यानां वर्त्मदृष्टिषु ।
क्रियाकल्पोऽभिघातश्च कर्णोत्थास्तच्चिकित्सितम्॥
घ्राणोत्थानां च विज्ञानं तद्वद्प्रतिषेधनम् ।
प्रतिश्यायनिषेधश्च शिरोगदविवेचनम् ॥ ३४ ॥
चिकित्सा तद्गदानां च शालाक्यं तन्त्रमुच्यते ।

૯—આ ઉત્તરતન્ત્ર ઉપદ્રવોને (એટલે શલ્યતન્ત્રમાં મુખ્ય પ્રતિપાદ્ય જે વ્રણ તેના જે જ્વર વગેરે ઉપદ્રવો તેઓને તથા તેથી ઉપલક્ષિત–સૂચિત એવા જે નેત્રરોગ વગેરે તેઓને) અધિકાર કરીને રચવામાં આવેલ છે તેથી આ તન્ત્રના પ્રથમ અધ્યાયને 'ઔપદ્રવિક' એવું નામ આપવામાં આવેલ છે. ૧ ઔપદ્રવિક, ૨ સન્ધિગતરોગવિજ્ઞાનીય, ૩ વર્ત્મગતરોગવિજ્ઞાનીય, ૪ શુક્લગતરોગવિજ્ઞા, નીય, ૫ કૃષ્ણગતરોગવિજ્ઞાનીય, ૬ સર્વગતરોગવિજ્ઞાનીય- ૭ દષ્ટિગતરોગવિજ્ઞાનીય, ૮ ચિકિત્સિતપ્રવિભાગવિજ્ઞાનીય, ૯ વાતાભિષ્યંદપ્રતિષેધ, ૧૦ પિત્તાભિષ્યંદપ્રતિષેધ, ૧૧ શ્લેષ્માભિષ્યંદપ્રતિષેધ, ૧૨ રક્તાભિષ્યંદપ્રતિષેધ, ૧૩ લેખ્યરોગપ્રતિષેધ, ૧૪ ભેદ્યરોગપ્રતિષેધ, ૧૫ છેદ્યરોગપ્રતિષેધ, ૧૬ પક્ષ્મકોપપ્રતિષેધ, ૧૭ દષ્ટિગતરોગપ્રતિષેધ, ૧૮ ક્રિયાકલ્પ, ૧૯ નયનાભિઘાતપ્રતિષેધ, ૨૦ કર્ણગતરોગવિજ્ઞાનીય, ૨૧ કર્ણગતરોગપ્રતિષેધ, ૨૨ નાસાગતરોગવિજ્ઞાનીય, ૨૩ નાસાગતરોગપ્રતિષેધ, ૨૪ પ્રતિશ્યાયપ્રતિષેધ, ૨૫ શિરોરોગવિજ્ઞાનીય અને ૨૬ શિરોરોગપ્રતિષેધ એ નામના છવીશ અધ્યાયો ઉત્તરતન્ત્રમાં આવેલા શાલાક્યતન્ત્રમાં કહેવામાં આવ્યા છે. (મુખ રોગ નિદાન અને ચિકિત્સા વગેરે આ તંત્રના કેટલાક વિષયો પૂર્વ તંત્રમાં પણ કહેલા છે.) ૨૮–૩૪.

### ઉત્તરતન્ત્રમાંના કૌમારભૃત્યતન્ત્રના અધ્યાયનાં નામો.

नवग्रहाकृतिज्ञानं स्कन्दस्य च निषेधनम् ॥ ३५ ॥
अपस्मारशकुन्योश्च रेवत्याश्च पुनः पृथक् ।
पूतनायास्तथान्धाया मण्डिका शीतपूतना ॥३६॥
नैगमेषचिकित्सा च ग्रहोत्पत्तिः सयोनिजा ।
कौमारतन्त्रमित्येतच्छारीरेषु च कीर्तितम् ॥ ३७ ॥

૧૦–૧ નવગ્રહાકૃતિવિજ્ઞાનીય, ૨ સ્કંદપ્રતિષેધ, ૩ સ્કંદાપસ્મારપ્રતિષેધ, ૪ શકુનીપ્રતિષેધ, ૫ રેવતીપ્રતિષેધ, ૬ પૂતનાપ્રતિષેધ, ૭ અંધપૂતનાપ્રતિષેધ, ૮ શીતપૂતનાપ્રતિષેધ, ૯ મુખમંડિકાપ્રતિષેધ, ૧૦ નૈગમેષપ્રતિષેધ, ૧૧ ગ્રહોત્પત્તિ અને ૧૨ યોનિવ્યાપત્પ્રતિષેધ એ નામના બાર અધ્યાયો કૌમારભૃત્યતન્ત્રમાં કહેવામાં આવ્યા છે. તેમ જ શારીરસ્થાનમાં પણ આ તન્ત્રને લગતા શુક્રશોણિતશુદ્ધિ, ગર્ભાવક્રાંતિ વગેરે વિષયો કહેલા છે. ૩૫–૩૭.

### ઉત્તરતન્ત્રમાંના કાયચિકિત્સાતન્ત્રના અધ્યાયોનાં નામો.

ज्वरातिसारशोषाणां गुल्महृद्रोगिणामपि ।
पाण्डूनां रक्तपित्तस्य मूर्च्छायाः पानजाश्च ये॥३८
तृष्णायाश्छर्दिहिक्कानां निषेधः श्वासकासयोः ।
स्वरभेदचिकित्सा च कृम्युदावर्तिनोः पृथक्॥३९
विसूचिकारोचकयोर्मूत्राघातविकृच्छ्रयोः ।
इति कायचिकित्सायाः शेषमत्र प्रकीर्तितम् ॥४०॥

૧૧–૧ જ્વરપ્રતિષેધ, ૨ અતિસારપ્રતિષેધ, ૩ શોષપ્રતિષેધ, ૪ ગુલ્મપ્રતિષેધ, ૫ હૃદ્રોગપ્રતિષેધ, ૬ પાંડુરોગપ્રતિષેધ, ૭ રક્તપિત્તપ્રતિષેધ, ૮ મૂર્છાપ્રતિષેધ, ૯ પાનાત્યયપ્રતિષેધ, ૧૦ તૃષ્ણાપ્રતિષેધ, ૧૧ છર્દિપ્રતિષેધ, ૧૨ હિક્કાપ્રતિષેધ, ૧૩ શ્વાસપ્રતિષેધ, ૧૪ કાસપ્રતિષેધ, ૧૫ સ્વરભેદપ્રતિષેધ, ૧૬ કૃમિરોગપ્રતિષેધ, ૧૭ ઉદાવર્તપ્રતિષેધ, ૧૮ વિસૂચિકાપ્રતિષેધ, ૧૯ અરોચકપ્રતિષેધ, ૨૦ મૂત્રાઘાતપ્રતિષેધ અને ૨૧ મૂત્રકૃચ્છ્રદોષપ્રતિષેધ એ નામના એકવીશ અધ્યાયોમાં કાયચિકિત્સાતન્ત્રનો શેષ ભાગ (બાકી રહેલા વિષયો)[1] કહેવામાં આવેલ છે. ૩૮–૪૦.

### ઉત્તરતન્ત્રમાંના ભૂતવિદ્યાતન્ત્રના અધ્યાયોનાં નામો.

अमानुषनिषेधश्च तथाऽपस्मारिकोऽपरः ।
उन्मादप्रतिषेधश्च भूतविद्या निरुच्यते ॥ ४१ ॥

૧૨–૧ અમાનુષપ્રતિષેધ, ૨ અપસ્મારપ્રતિષેધ અને ૩ ઉન્માદપ્રતિષેધ એ નામના ત્રણ અધ્યાયો ભૂતવિદ્યા તન્ત્રમાં કહેલા છે. ૪૧.

### તન્ત્રના ભૂષણરૂપ ચાર અધ્યાયોનાં નામો.

रसभेदाः स्वस्थवृत्तिर्युक्तयस्तान्त्रिकाश्च याः ।
दोषभेदा इति ज्ञेया अध्यायास्तन्त्रभूषणाः ॥ ४२ ॥

---

૧ કેમકે, શલ્યતન્ત્રમાં પણ કાયચિકિત્સાને લગતા ઘણા વિષયો આવેલા છે. ક્ષુદ્રચિકિત્સા, ઉદરચિકિત્સા વગેરે કાયચિકિત્સાના વિષયો શલ્યતન્ત્રના પણ વિષય હોવાને લીધે તેઓને શલ્યતન્ત્રમાં કહેલા છે.

૧૩–૧ રસભેદવિકલ્પ, ૨ સ્વસ્થવૃત્ત, ૩ તન્ત્રયુક્તિ અને ૪ દોષભેદવિકલ્પ એ નામના ચાર અધ્યાયો સમગ્ર તન્ત્રના ભૂષણ–શણગારરૂપ કહેલા છે. ૪૨.

**આ તન્ત્રને ઉત્તરતન્ત્ર નામ આપવાનું કારણ.**

**श्रेष्ठत्वादुत्तरं ह्येतत्तन्त्रमाहुर्महर्षयः ।**
**बह्वर्थसंग्रहाच्छ्रेष्ठमुत्तरं चापि पश्चिमम् ॥ ४३ ॥**

૧૪–આ તન્ત્રમાં ઘણા વિષયોનો સંગ્રહ કરેલો હોવાને લીધે શ્રેષ્ઠ છે તેથી, અથવા આ તન્ત્ર છેવટ કહેવામાં આવેલું છે, તેથી આને 'ઉત્તરતન્ત્ર' કહેવામાં આવે છે. ૪૩.

**આયુર્વેદના આઠે અંગોનો આ ગ્રન્થમાં સમાવેશ.**

**शालाक्यतन्त्रं कौमारं चिकित्सा त्रकायिकी च या ।**
**भूतविद्येति चत्वारि तन्त्रे तूत्तरसंज्ञिते ॥ ४४ ॥**
**वाजीकरं चिकित्सासु रसायनविधिस्तथा ।**
**विषतन्त्रं पुनः कल्पाः शल्यज्ञानं समन्ततः ॥४५॥**

૧૫–શાલાકયતન્ત્ર, કૌમારભૃત્યતન્ત્ર, કાયચિકિત્સાતન્ત્ર અને ભૂતવિદ્યાતન્ત્ર એ ચાર અંગો ઉત્તરતન્ત્રમાં કહેલાં છે, વાજીકરણતન્ત્ર અને રસાયનતન્ત્ર એ બે અંગો ચિકિત્સાસ્થાનમાં કહેલાં છે, અગદતન્ત્ર નામનું અંગ કલ્પસ્થાનમાં કહેલું છે અને શલ્યતન્ત્ર નામનું અંગ સમગ્ર ગ્રન્થમાં વ્યાપ્ત–ફેલાયલું છે. ૪૪–૪૫.

**આ ગ્રન્થ ભણવાથી લાભ.**

**इत्यष्टाङ्गमिदं तन्त्रमादिदेवप्रकाशितम् ।**
**विधिनाऽधीत्य युञ्जाना भवन्ति प्राणदा भुवि ॥४६॥**

૧૬–આ પ્રમાણે આઠ અંગોવાળા અને આદિદેવ ધન્વન્તરિએ પ્રકાશિત કરેલા આ શાસ્ત્રને વિધિપૂર્વક ભણીને આ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે જેઓ ચિકિત્સા કરે છે તેઓ પૃથ્વીમાં લોકોને જીવિતદાન આપનારા થાય છે.૪૬.

**શાસ્ત્રનો અભ્યાસ અને અનુભવ બન્નેની આવશ્યકતા.**

**एतदवश्यमध्येयमधीत्य च कर्माप्यवश्यमुपासितव्यं, उभयज्ञो हि भिषग्राजार्हो भवति ॥४७॥**

૧૭–આ તન્ત્ર–શાસ્ત્ર અવશ્ય ભણવું જોઇએ અને ભણીને આ શાસ્ત્રમાં કહેલી છેદન, ભેદન વગેરે તથા સ્નેહન વગેરે ક્રિયાઓ પણ અવશ્ય કરવી જોઇએ. કેમકે શાસ્ત્ર અને ક્રિયા બન્ને જાણનાર વૈદ્ય, રાજા તરફથી સન્માન મેળવવાને યોગ્ય થાય છે. ૪૭.

**भवन्ति चात्र ॥**

**यस्तु केवलशास्त्रज्ञः कर्मस्वपरिनिष्ठितः ।**
**स मुह्यत्यातुरं प्राप्य प्राप्य भीरुरिवाहवम् ॥ ४८ ॥**
**यस्तु कर्मसु निष्णातो धाष्टर्याच्छास्त्रबहिष्कृतः ।**
**स सत्सु पूजां नाप्नोति वधं चार्हति राजतः॥४९॥**
**उभावेतावनिपुणावसमर्थौ स्वकर्मणि ।**
**अर्धवेदधरावेतावेकपक्षाविव द्विजौ ॥ ५० ॥**
**ओषध्योऽमृतकल्पास्तु शस्त्राशनिविषोपमाः ।**
**भवन्त्यज्ञैरुपहृतास्तस्मादेतौ विवर्जयेत् ॥ ५१ ॥**
**स्नेहादिष्वनभिज्ञो यश्छेद्यादिषु च कर्मसु ।**
**स निहन्ति जनं लोभात् कुवैद्यो नृपदोषतः ॥५२॥**
**यस्तूभयज्ञो मतिमान् स समर्थोऽर्थसाधने ।**
**आहवे कर्म निर्वोढुं द्विचक्रः स्यन्दनो यथा ॥५३॥**

અહીં આ પ્રમાણે શ્લોકો કહેવામાં આવ્યા છે.

૧૮–જે વૈદ્ય કેવળ શાસ્ત્ર જાણતો હોય પરંતુ ક્રિયામાં–ચિકિત્સામાં અશિક્ષિત–અકુશળ હોય તે વૈદ્ય, જેમ બીકણ પુરુષ યુદ્ધને પ્રાપ્ત થઇને મુંઝાઈ જાય છે તેમ રોગીને પ્રાપ્ત થઇને મુંઝાઈ જાય છે. જે પુરુષ ક્રિયાઓમાં–ચિકિત્સામાં નિષ્ણાત–કુશળ હોય પણ ધૃષ્ટતાથી શાસ્ત્ર ન ભણેલ હોય તે પુરુષ સારા માણસોમાં સન્માન મેળવી શકતો નથી અને રાજા તરફથી સજાને પાત્ર થાય છે. જે કેવળ શાસ્ત્ર જાણતો હોય પણ ક્રિયામાં કુશળ ન હોય અને જે ક્રિયામાં કુશળ હોય છતાં શાસ્ત્ર ન ભણેલો હોય તે બન્ને અર્ધું જ્ઞાન ધરાવનારા છે અને તેથી એક પાંખવાળા પક્ષીની પેઠે પોતાનું કાર્ય સારી રીતે કરવામાં અસમર્થ છે. અમૃતના જેવી ઔષધીઓ પણ જો અજ્ઞ–મૂર્ખને હાથે અપાયેલી હોય તો તે શસ્ત્ર, વિજળી અને વિષના જેવી નુકસાન કરનારી થઇ પડે છે[૧] માટે અજ્ઞ–મૂર્ખ વૈદ્યનું ઔષધ લેવું નહી. જે કુવૈદ્યો સ્નેહાદિ ક્રિયાઓમાં તથા છેદન આદિ ક્રિયાઓમાં અજાણ્યા હોય છે તેઓ રાજાની ગફલતને લીધે લોભથી લોકોને મારી નાંખે છે. જે બુદ્ધિમાન્ વૈદ્ય શાસ્ત્ર અને ક્રિયા બન્ને જાણતો હોય તે વૈદ્ય, જેમ બે ચક્ર–પૈડાંવાળો રથ યુદ્ધમાં પોતાનું કામ કરી શકે છે તેમ રોગીને આરોગ્ય આપવાને સમર્થ થાય છે. ૪૮–૫૩.

**આયુર્વેદનું અધ્યયન કેવી રીતે કરવું ?**

**अथ वत्स तदेतदध्येयं यथा तथोपधारय मया प्रोच्यमानं–अथ शुचये कृतोत्तरासङ्गायाव्याकुलायोपस्थितायाध्ययनकाले शिष्याय यथाशक्ति गुरुरुपदिशेत् पदं पादं श्लोकं वा, ते च पदपादश्लोका भूयः क्रमेणानुसन्धेयाः, एवमेकैकशो घटयेदात्मना चानुपठेत् । अद्रुतमविलम्बितमविशङ्कितमननुनासिकं व्यक्ताक्षरमपीडितवर्णमक्षिभ्रुवौष्ठहस्तैरनभिनीतं सुसंस्कृतं नात्युच्चैर्नातिनीचैः स्वरैः पठेत्; न चान्तरेण कश्चिद्व्रजेत्तयोरधीयानयोः ॥ ५४ ॥**

---

૧ શસ્ત્ર, વિજળી અને વિષ એ ત્રણેના દૃષ્ટાંતથી એમ બતાવે છે કે, કેટલાંક ઔષધો શસ્ત્રની પેઠે તરત પ્રાણ હરે છે, કેટલાંક વિજળીની પેઠે અકસ્માત મરણ નિપજાવે છે અને કેટલાંક વિષની પેઠે સંજ્ઞાનાશ વગેરે કરીને મરણ લાવે છે.

૧૯–પુત્ર સુશ્રુત! હવે એ આયુર્વેદનું અધ્યયન કેવી રીતે કરવું જોઇએ તે કહું છું તે સાંભળ! મલોત્સર્ગ-દન્તધાવન-સ્નાન વગેરે પ્રાતઃકૃત્ય કરીને પવિત્ર થયેલા, જેણે ખભા ઉપર ઉત્તરીય વસ્ત્ર ધારણ કર્યું છે એવા, એકચિત્તવાળા અને અધ્યયનના સમયમાં પાસે આવેલા શિષ્યને તેની શક્તિ પ્રમાણે ગુરુએ એક પદ, પાદ કે શ્લોકનો ઉપદેશ કરવો અને તે પદ, પાદ તથા શ્લોકનો ક્રમથી અન્વય કરી બતાવવો. પછી અન્વય પ્રમાણે એક એક પદ, પાદ અને શ્લોકનો અર્થ બતાવવો અને શિષ્ય તે પ્રમાણે બોલી ગયા પછી પાછું ગુરુએ પોતે બોલી જવું. બહુ જલદીથી-ઉતાવળથી નહીં તેમ બહુ વિલંબથી પણ નહી, સાંભળનારને શંકા ન પડે, અનુનાસિક વર્ણો શિવાય બીજે અનુનાસિક ઉચ્ચાર ન થાય, અક્ષરોનું સ્પષ્ટ ઉચ્ચારણ થાય, કોઇ પણ અક્ષર ઉપર દબાણ ન પડે, આંખ-ભમ્મર-હોઠ અને હાથથી કોઇ પણ પ્રકારના અભિનય કર્યાં વગર અને કાનને મધુર લાગે એવી રીતે બહુ ઉંચે નહીં તેમ બહુ નીચે પણ નહી એવે સ્વરે અધ્યયન કરવું. ગુરુ અને શિષ્ય અધ્યયન કરતા હોય તે બેની વચ્ચેથી કોઇએ પણ જવું નહીં. ૫૪.

**भवतश्चात्र–**

અહીં આ પ્રમાણે બે શ્લોકો કહેવામાં આવે છે–

### કેવો શિષ્ય શાસ્ત્રના પારને પામે છે?

**शुचिर्गुरुपरो दक्षस्तन्द्रानिद्राविवर्जितः।**
**पठेदेतेन विधिना शिष्यः शास्त्रान्तमाप्नुयात्॥५५॥**

૨૦–બાહરથી અને અંતઃકરણથી પવિત્ર, ગુરુની સેવામાં તત્પર અને આલસ તથા અકાળનિદ્રા રહિત એવો ચતુર શિષ્ય ઉપર કહેલા વિધિ પ્રમાણે અધ્યયન કરે તો શાસ્ત્રના પારને પામે છે. ૫૫.

### શાસ્ત્ર ભણ્યા પછી શું કરવું?

**वाक्सौष्ठवेऽर्थविज्ञाने प्रागल्भ्ये कर्मनैपुणे।**
**तदभ्यासे च सिद्धौ च यतेताध्ययनान्तगः॥५६॥**

૨૧–જેણે સમગ્ર શાસ્ત્રનું અધ્યયન કરેલું હોય એવા શિષ્યે સારી વાણી બોલવામાં, શાસ્ત્રનો અર્થ જાણવામાં, પ્રગલ્ભતા મેળવવામાં, ક્રિયાઓમાં કુશળ થવામાં, ક્રિયાઓનો અભ્યાસ કરવામાં અને લોકોને આરોગ્ય આપવામાં પ્રયત્ન કરવો. ૫૬.

---

## અધ્યાય ૪ થો.

### ઉપક્રમ.

**अथातः प्रभाषणीयमध्यायं व्याख्यास्यामः॥१॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय)॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'પ્રભાષણીય'[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે, ભગવાન્ ધન્વન્તરિયે મને તે વિષયમાં કહેલું છે, તે પ્રમાણે કરું છું. ૧–૨.

**अधिगतमप्यध्ययनमप्रभाषितमर्थतः खरस्य-चन्दनभार इव केवलं परिश्रमकरं भवति॥ ३॥**

૨ જે શાસ્ત્ર ગુરુ પાસેથી ભણીને કંઠે કરવામાં આવે પણ તેનું અર્થપૂર્વક પ્રભાષણ (વારંવાર અર્થ સમજીને વિચાર) કરવામાં ન આવે તે શાસ્ત્ર, ભણનારને, જેમ ચંદનનો ભાર ગધેડાને કેવળ પરિશ્રમ કરનાર બોજારૂપ થઈ પડે છે, તેમ કેવલ પરિશ્રમ આપનાર-બોજારૂપ જ થઇ પડે છે.[2] ૩.

**भवति चात्र–**

અહીં આ પ્રમાણે શ્લોક કહેવામાં આવે છે.

**यथा खरश्चन्दनभारवाही**
**भारस्य वेत्ता नतु चन्दनस्य।**
**एवं हि शास्त्राणि बहून्यधीत्य**
**चार्थेषु मूढाः खरवद्वहन्ति॥४॥**

૩ જેમ ચંદનનો ભાર ઉપાડનાર ગધેડો તેના ભારને જ જાણે છે એટલે મારા ઉપર કંઇક ભાર છે એમ જાણે છે પણ ચંદનને જાણતો નથી એટલે મારા ઉપર જે ભાર છે તે સામાન્ય વસ્તુનો નહી પણ સુગન્ધ વગેરે ગુણવાળા ચંદનનો છે એમ જાણતો નથી (અર્થાત્ તેના ગુણને સમજતો નથી) તેમ જેઓ ઘણાં શાસ્ત્રો ભણે છે (એટલે ભણીને-ગોખીને કંઠે કરે છે) પણ તેના અર્થને જાણતા નથી તેઓ પણ કેવલ શાસ્ત્રનો ભાર જ ઉપાડે છે (અર્થાત્ તેનાથી કાંઈ પણ લાભ મેળવી શકતા નથી). ૪.

**तस्मात्सर्विंशमध्यायशतमनुपदपादश्लोकार्धश्लोकमनुवर्णयितव्यमनुश्रोतव्यं च; कस्मात्? सूक्ष्मा हि द्रव्यरसगुणवीर्यविपाकदोषधातुमलाशयमर्मशिरास्नायुसन्ध्यस्थिगर्भसंभवद्रव्यसमूहविभागास्तथा प्रणष्टशल्योद्धरणव्रणविनिश्चयभग्नविकल्पाः साध्ययाप्यप्रत्याख्येयता च विकाराणामेवमादयश्चान्ये विशेषाः सहस्रशो ये विचिन्त्यमाना विमलविपुलबुद्धेरपि बुद्धिमाकुलीकुर्युः किं**

---

[1] આ અધ્યાય 'પ્રભાષણ' એટલે 'અર્થના વિચારપૂર્વક વારંવાર પઠન' એ વિષયને અધિકાર કરીને કહેવામાં આવેલ છે, તેથી આ અધ્યાયને 'પ્રભાષણીય' એ નામ આપવામાં આવ્યું છે.

[2] નિરુક્તમાં ભગવાન્ યાસ્કે પણ કહેલું છે કે, "स्थाणुरयं भारवाहः किलाभूदधीत्य वेदान्न विजानात्यर्थम्। योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा" એટલે જે પુરુષ વેદને ભણીને તેના અર્થને જાણતો નથી, તે પુરુષ ભારને ઉપાડનારા સ્થાણુ-કાષ્ઠના જેવો છે. પરંતુ જે વેદ ભણીને તેના અર્થને પણ જાણે છે તે સર્વ કલ્યાણને પ્રાપ્ત થાય છે અને જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ કરીને સ્વર્ગને મેળવે છે.

**पुनरल्पबुद्धेः; तस्मादवश्यमनुपदपादश्लोकार्धश्लोकमनुवर्णयितव्यमनुश्रोतव्यं च ॥५॥**

૪ એટલા માટે આ ગ્રન્થમાં ઉત્તરતન્ત્ર સહિત જે એકસોવિશ અધ્યાય કહેલા છે તેના એક એક પદ, પાદ, અર્ધશ્લોક અને શ્લોકનું ગુરુએ વ્યાખ્યાન કરવું અને શિષ્યે તે સાંભળવું. કેમ કે, દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય, વિપાક, દોષ, ધાતુ, મલ, આશય, મર્મ, શિરા, સ્નાયુ, સન્ધિ, અસ્થિ અને ગર્ભની ઉત્પત્તિમાં કારણભૂત દ્રવ્યો ( રસ, આત્મા, સત્ત્વ, શુક્ર અને શોણિત ) એઓના વિભાગો; ત્વચા વગેરેમાં નષ્ટ–અદશ્ય થયેલા શલ્યને બહાર ખેંચી કહાડવું, વ્રણના ભેદોનો નિશ્ચય, ભગ્નના પ્રકારો, તેમ જ રોગોનું સાધ્ય–યાપ્ય અને અસાધ્યપણું અને એવા જ બીજા દેશ–કાળના ભેદો વગેરે વિશેષો–વિષયો એવા છે કે જેનો અનેક રીતે વિચાર કરતાં વિમલ–નિર્મલ અને વિપુલ બુદ્ધિવાળાની બુદ્ધિ પણ આકુલ થઈ જાય–ગુંચવાઈ જાય, તો પછી અલ્પબુદ્ધિવાળાની તો વાત જ શી? એટલા માટે જરૂર દરેક પદ, પાદ, અર્ધશ્લોક અને શ્લોકનું ગુરુએ વ્યાખ્યાન કરવું અને શિષ્યે તે સાંભળવું. ૫.

### બીજા શાસ્ત્રોના વિષયો કેવી રીતે જાણવા?

**अन्यशास्त्रविषयोपपन्नानां चार्थानामिहोपनिपतितानामर्थवशात्तेषां तद्विद्येभ्य एव व्याख्यानमनुश्रोतव्यं, कस्मात्? न ह्येकस्मिञ्छास्त्रे शक्यः सर्वशास्त्राणामवरोधः कर्तुम् ॥ ६ ॥**

૫ વ્યાકરણ, સાંખ્ય, વૈશેષિક વગેરે બીજા શાસ્ત્રના વિષયો કે જેઓ પ્રસંગવશાત્ આ ગ્રન્થમાં આવેલા હોય તેનું તે તે શાસ્ત્રમાં નિષ્ણાત એવા માણસો પાસેથી જ વ્યાખ્યાન સાંભળવું, કેમકે એક જ શાસ્ત્રમાં સર્વ શાસ્ત્રનો સમાવેશ કરવો એ શક્ય (બની શકે તેવું) નથી. ૬.

**भवन्ति चात्र ।**

અહીં આ પ્રમાણે શ્લોક કહેવામાં આવે છેઃ–

### વૈદ્યને ઘણા શાસ્ત્રો જાણવાની જરૂર.

**एकं शास्त्रमधीयानो न विद्याच्छास्त्रनिश्चयम् ।**
**तस्माद्बहुश्रुतः शास्त्रं विजानीयाच्चिकित्सकः ॥७॥**

૬ જે માણસ એક જ શાસ્ત્ર ભણે છે તે, શાસ્ત્રના નિશ્ચયને જાણી શકતો નથી, એટલા માટે વૈદ્યે બહુશ્રુત થઈને ( ઘણાં શાસ્ત્રો સાંભળીને ) આ શાસ્ત્ર જાણવું. ૭.

### ખરો વૈદ્ય કોને કેવો.

**शास्त्रं गुरुमुखोद्गीर्णमादायोपास्य चासकृत् ।**
**यः कर्म कुरुते वैद्यः स वैद्योऽन्ये तु तस्कराः ॥८॥**

૭ જે માણસ ગુરુમુખેથી શાસ્ત્રનું અધ્યયન કરી, અનેકવાર તેનો અભ્યાસ કરીને કર્મ કરે છે તે જ ખરો વૈદ્ય છે, બીજા તો વૈદ્યના વેશમાં લોકના ધન અને પ્રાણને હરનારા ચોર જ છે. ૮.

### શલ્યતન્ત્રના વિષયમાં શંકા પડે તો શું કરવું?

**औपधेनवमौरभ्रं सौश्रुतं पौष्कलावतम् ।**
**शेषाणां शल्यतन्त्राणां मूलान्येतानि निर्दिशेत् ॥९॥**

૮ ઔપધેનવ, ઔરભ્ર, સૌશ્રુત અને પૌષ્કલાવત એ ચાર તન્ત્રો બાકીનાં સઘળાં શલ્યતન્ત્રોનાં મૂળ છે અર્થાત્ આ તન્ત્રના કોઇ વિષયમાં શંકા પડે તો ઔરભ્ર વગેરે તન્ત્રોમાં તે વિષય જોઇ તેની સાથે તુલના કરીને શંકાની નિવૃત્તિ કરવી. ૯.

---

## અધ્યાય ૫ મો.

## ઉપક્રમ.

**अथातोऽग्रोपहरणीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું ‘અગ્રોપહરણીય[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨.

### ચિકિત્સાકર્મના ત્રણ પ્રકારો.

**त्रिविधं कर्म-पूर्वकर्म, प्रधानकर्म, पश्चात्कर्मेति; तद्व्याधिं प्रति प्रत्युपदेक्ष्यामः । अस्मिञ्छास्त्रे शस्त्रकर्मप्राधान्याच्छस्त्रकर्मैव तावत्पूर्वमुपदेक्ष्यामस्तत्सम्भारांश्च ॥ ३ ॥**

૨ પૂર્વકર્મ (મુખ્યકર્મ કરવાની પેહલાં તેના સાધનરૂપે કરવાનું કર્મ), પ્રધાનકર્મ ( મુખ્યકર્મ ) અને પશ્ચાત્કર્મ (મુખ્યકર્મ કર્યા પછી કરવાનું કર્મ) એ રીતે કર્મ[2] ત્રણ

---

૧ આ અધ્યાય ‘અગ્રોપહરણ’ એટલે શસ્ત્રકર્મ કરવાની પહેલાં તૈયાર રાખવાની સામગ્રીઓ, એ વિષયને અધિકાર કરીને કહેવામાં આવ્યો છે માટે આ અધ્યાયને ‘ અગ્રોપહરણીય ’ એવું નામ આપવામાં આવ્યું છે.

૨ જેમ કે વમન અથવા વિરેચન કરાવવું હોય ત્યારે પ્રથમ દોષોને પકાવી પીઘળાવીને બહાર નિકળવા યોગ્ય કરવા માટે સ્નેહન અને સ્વેદન કર્મ કરવું તે પૂર્વકર્મ, પછી વમન અથવા વિરેચન કરાવવું તે પ્રધાનકર્મ, અને ત્યાર પછી જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે પેયા વગેરે આપવી તે પશ્ચાત્કર્મ કહેવાય છે; તે પ્રમાણે શસ્ત્રકર્મ કરવું હોય ત્યારે પ્રથમ શોજાને પોટીસથી પકાવવો વગેરે પૂર્વકર્મ, શસ્ત્રકર્મ કરવું તે પ્રધાનકર્મ અને પછી વ્રણનું રોપણ વગેરે કરવું તે પશ્ચાત્કર્મ કહેવાય છે.

કર્મનું પૂર્વપણું અને પશ્ચિમપણું એ પ્રધાનકર્મની અપેક્ષાએ હોય છે. તેથી જે કર્મ એકની અપેક્ષાએ પૂર્વકર્મ હોય છે તેજ બીજાની અપેક્ષાએ પશ્ચાત્કર્મ પણ હોય છે. જેમકે, અભ્યંગ એ સ્વેદ વગેરેની અપેક્ષાએ પૂર્વકર્મ છે, કેમકે તેમાં તે પ્રથમ કરવામાં આવે છે; અને સ્રાવણ વગેરે કર્મની અપેક્ષાએ પશ્ચાત્કર્મ છે, કેમકે તેમાં તે પાછલથી કરવામાં આવે છે.

પ્રકારનું છે. તે ત્રણે પ્રકારનાં કર્મોનો અહીં પણ ઉપદેશ કરવામાં આવે તો ગ્રન્થનો વિસ્તાર થઇ જાય માટે તે તે વ્યાધિઓના પ્રકરણમાં એ ત્રણે પ્રકારનાં કર્મો કહેવામાં આવશે. હાલ પ્રથમ તો આ તન્ત્રમાં શસ્ત્રકર્મ જ મુખ્ય છે માટે તે કર્મનો અને તે કર્મની સામગ્રીઓનો ઉપદેશ કરીએ છીએ. ૩

### શસ્ત્રકર્મના આઠ પ્રકાર.

**तच्च शस्त्रकर्माऽष्टविधं; तद्यथा–छेद्यं, भेद्यं, लेख्यं, वेध्यं, एष्यं, आहार्यं, विस्राव्यं, सीव्यमिति ॥ ४ ॥**

૩ છેદ્ય (કાપવું), ભેદ્ય (ચિરવું), લેખ્ય (છોલવું), વેધ્ય (વિંધવું), એષ્ય (નાડીવ્રણ વગેરેની ગતિને તપાસવું), આહાર્ય (ખેંચી કાઢવું), વિસ્રાવ્ય (રક્ત, પરૂ વગેરેનો સ્રાવ કરાવવો) અને સીવ્ય (સીવવું) એ રીતે શસ્ત્રકર્મના આઠ પ્રકાર છે. ૪.

### શસ્ત્રકર્મ કરવાની પ્હેલાં તૈયાર રાખવાની સામગ્રીઓ.

**अतोऽन्यतमं कर्म चिकीर्षता वैद्येन पूर्वमेवोपकल्पयितव्यानि; तद्यथा–यन्त्रशस्त्रक्षाराग्निशलाकाशृङ्गजलौकालाबूजाम्बवोष्ठपिचुप्लोतसूत्रपत्रपट्टमधुघृतवसापयस्तैलतर्पणकषायालेपनकल्कव्यजनशीतोष्णोदककटाहादीनि परिकर्मिणश्च स्निग्धाः स्थिरा बलवन्तः ॥ ५ ॥**

૪ એઓમાંનું કોઇ પણ કર્મ કરવું હોય ત્યારે વૈદ્યે પ્રથમથી જ યન્ત્રો, શસ્ત્રો, ક્ષારો, અગ્નિ, શલાકાઓ (સળીઓ), શિંગડું, જળો, તુંબડાં, જાંબવોષ્ઠ,[1] રુ, લુગડાના કડકા, સુતર, પાનડાં, જખ્મ ઉપર બાંધવાના પાટાઓ, મધ, ઘી, ચરબી, દુધ, તેલો, તર્પણ, ક્વાથો, લેપો, કલ્કો, પંખો, ઠંડું પાણી, ઉહું પાણી અને વાસણો વગેરે સામાગ્રીઓ[2] તૈયાર રાખવી; તેમ જ પ્રીતિવાળા, દૃઢ મનવાળા અને બલવાન્ પરિચારકો (નોકરો–સારવાર કરનારા) પણ તૈયાર રાખવા. ૫.

### શસ્ત્રપ્રયોગનો વિધિ.

**ततः प्रशस्तेषु तिथिकरणमुहूर्तनक्षत्रेषु दध्यक्षतान्नपानरत्नैरग्निं विप्रान् भिषजश्चार्चयित्वा कृतबलिमङ्गलस्वस्तिवाचनं लघु भुक्तवन्तं प्राङ्मुखमातुरमुपवेश्य यन्त्रयित्वा प्रत्यङ्मुखो वैद्यो मर्मसिरास्नायुसन्ध्यस्थिधमनीः परिहरन्ननुलोमं शस्त्रं निदध्यादापूयदर्शनात्सकृदेवापहरेच्छस्त्रमाशु च; महत्स्वपि च पाकेषु द्व्यङ्गुलं त्र्यङ्गुलं वा शस्त्रपदमुक्तम् ॥ ६ ॥**

૫ પછી જોશીને પૂછી જે દિવસે તિથિ, કરણ અને નક્ષત્ર એઓનો સારો યોગ આવતો હોય તે દિવસે શુભ-મુહૂર્તમાં રોગીના હાથથી દહીં, ચોખા, અન્નપાન અને રત્નોવડે અગ્નિની, બ્રાહ્મણોની અને વૈદ્યોની પૂજા કરાવી તથા બલિદાન, ગાયન આદિ મંગલ કૃત્યો અને સ્વસ્તિવાચન કરાવીને તે રોગીને હલકું જમાડવું. પછી રોગીને ઉગમણે મોઢે બેસાડી, શસ્ત્રપ્રયોગ ટાણે રોગી હાથ–પગ વગેરે અંગો હલાવે નહીં માટે તેના અંગોને નિયમિત કરી (બાંધી) વૈદ્યે પોતાનું મોઢું પશ્ચિમ તરફ રાખી[1] મર્મસ્થાન, શિરા, સ્નાયુ, સંધિ, અસ્થિ અને ધમની એઓને બચાવી એટલે એઓમાં જખમ ન થવા દેતાં રોગીનાં રુવાડાંઓની વલણને અનુસરી[2] પરૂ દેખાય ત્યાં સુધી ઉંડું એકી વખતે જ ઝડપથી શસ્ત્ર (નસ્તર) ઘોંચી દેવું અને ઝડપથી પાછું કહાડી લેવું. મ્હોટા પાકોમાં પણ, શસ્ત્રવડે બે આંગળ અથવા ત્રણ આંગળ લાંબો જખમ કરવો. ૬.

### વૈદ્યે શસ્ત્રવડે કેવો છેદ કરવો.

**तत्रायतो, विशालः, समः, सुविभक्त, इति व्रणगुणाः ॥ ७ ॥**

૬ વૈદ્યે શસ્ત્રવડે જે છેદ કરવો તે લાંબો, પોહળો, સરખો અને સારી રીતે વિભક્ત અવયવોવાળો કરવો. કેમ કે આ વ્રણ(છેદ)ના ગુણો છે. ૭.

**भवतश्चात्र ॥**

**आयतश्च विशालश्च सुविभक्तो निराश्रयः ।**
**प्राप्तकालकृतश्चापि व्रणः कर्मणि शस्यते ॥ ८ ॥**

૭ આ વિષયમાં કહેલું છે કે–શસ્ત્રક્રિયામાં લાંબો, પોહળો, સારી રીતે વિભાગ કરાએલો અને યોગ્ય સમયે કરવામાં આવેલો વ્રણ (છેદ) વખણાય છે.[3] ૮.

### શસ્ત્રકર્મ કરનારા વૈદ્યમાં કેવા ગુણ હોવા જોઇએ.

**शौर्यमाशुक्रिया शस्त्रतैक्ष्ण्यमस्वेदवेपथू ।**
**असंमोहश्च वैद्यस्य शस्त्रकर्मणि शस्यते ॥ ९ ॥**

---

૧ ડહામ દેવાના કામમાં આવતો જાંબુ જેવા મ્હોડાવાળો લાંબો શળીઓ.

૨ આ યંત્રાદિક સામગ્રીઓમાં કેટલીક સામગ્રીઓ ખુદ શસ્ત્રક્રિયા કરવામાં સાધન તરીકે ઉપયોગ કરવા માટે છે અને કેટલીક સામગ્રીઓ જો શસ્ત્રક્રિયા કરતાં કંઇપણ ખરાબી થાય તો તેને દૂર કરવા માટે છે.

૧ રોગીએ પૂર્વ તરફ અને વૈદ્યે પશ્ચિમ તરફ મોઢું રાખીને બેસવાનું લખેલું છે તે પ્રાતઃકાળ માટે છે. કેમકે એ સમયે સૂર્ય સન્મુખ હોવાથી રોગનું સ્થાન બરાબર જોઈ શકાય છે. પરંતુ જો બપોર પછી શસ્ત્રકર્મ કરવાનું હોય તો એથી ઉલટી રીતે વૈદ્યે પૂર્વ અને રોગીએ પશ્ચિમ તરફ મોઢું રાખી બેસવું.

(કવિરાજ હારાણચંદ્ર)

૨ અહિ મૂળમાં 'અનુલોમં' એવું પદ છે. તેનો 'રુંવાડાંઓની વળણને અનુસરી' એવો અર્થ અમે ડલ્હણના મત પ્રમાણે કરેલો છે. કવિરાજ હારાણચંદ્ર અનુલોમ શબ્દનો 'યથાયોગ્ય' એવો અર્થ કરે છે.

૩ કેમકે આવા વ્રણમાં કલ્ક તથા કવાથ વગેરેને દાખલ કરવાનું સગવડભરેલું થઈ પડે છે.

૮ શસ્ત્રક્રિયા કરનારા વૈદ્યમાં નિર્ભયપણું, હાથનું હલકાપણું (ઝડપ), શસ્ત્રની તીક્ષ્ણતા, પરસેવો ન આવવો, હાથ ન કંપવો અને ન ગભરાતાં સ્થિર બુદ્ધિથી કામ કરવું એ ગુણો[1] હોવા જોઇએ. ૯.

**એક વખત છેદ કરવાથી સઘળો પરૂ નિકળી ન જાય તો શું કરવું.**

**एकेन वा व्रणेनाशुध्यमाने नान्तरा बुद्ध्याऽवेक्ष्यापरान् व्रणान् कुर्यात् ॥ १० ॥**

**भवति चात्र ॥**

**यतो यतो गतिं विद्यादुत्सङ्गो यत्र यत्र च ।**
**तत्र तत्र व्रणं कुर्याद्यथा दोषो न तिष्ठति ॥ ११ ॥**

૯ જો એક છેદ કરવાથી સઘળો પરૂ નિકળી ન જાય તો વૈદ્યે બુદ્ધિથી વિચાર કરીને થોડે છેટે બીજા છેદો કરવા.[2] અહીં કહેવામાં આવે છે કે–શોજામાં જ્યાં જ્યાં પ્રરૂની ગતિ જોવામાં આવે અને જ્યાં જ્યાં ઉંચાઈ જોવામાં આવે ત્યાં ત્યાં છેદો કરવા, કે જેથી પરૂ રહે નહી. ૧૦–૧૧.

**સરખો વ્રણ કરવાનો અપવાદ.**

**तत्र भ्रूगण्डशङ्खललाटाक्षिपुटौष्ठदन्तवेष्टकक्षाकुक्षिवंक्षणेषु तिर्यक्छेद उक्तः ॥ १२ ॥**

**चन्द्रमण्डलवच्छेदान्पाणिपादेषु कारयेत् ।**
**अर्धचन्द्राकृतींश्चापि गुदे मेढ्रे च बुद्धिमान् ॥१३॥**

૧૦ ભમ્મર, ગાલ, લમણાં, કપાળ, આંખના પાંપણ, હોઠ, દાંતના પેઢા, કાખ (બગલ), પેટ અને સાથળોના સાંધા એઓમાં આડો છેદ કરવો; હાથમાં અને પગમાં ચંદ્રમંડલના જેવો ગોળ છેદ કરવો અને ગુદામાં તથા લિંગમાં અર્ધચંદ્રના જેવો છેદ કરવો. (એ શિવાયના બીજા પ્રદેશોમાં સરખોજ છેદ કરવો.) ૧૨–૧૩.

**અવિધિયે વ્રણ કરવાથી હાનિ.**

**अन्यथा तु शिरास्नायुच्छेदनादतिमात्रं वेदना चिराद्व्रणसंरोहो मांसकन्दीप्रादुर्भावश्चेति ॥ १४ ॥**

૧૧ ઉપર કહેલાં સ્થાનો શિવાય જો બીજા સ્થાનોમાં આડો, ચંદ્રમંડલના જેવો કે અર્ધચંદ્રના જેવો છેદ કરવામાં આવે તો શિરા કે સ્નાયુ કપાઈ જાય છે અને તેથી રોગીને બહુ વેદના થાય છે, વ્રણ ઘણે દિવસે રુઝાય છે તથા અંદર માંસના કંદ જેવા અંકુરો ઉત્પન્ન થાય છે. ૧૪.

૧ કેમકે વૈદ્ય જો બીકણ હોય તો સાધ્યરોગમાં પણ શસ્ત્રક્રિયા કરવાની હીમ્મત કરતો નથી અને કરે તો પણ શસ્ત્રને છેક સુધી પ્હોંચાડી શકતો નથી અને વ્રણમાં પરૂ રહેવા દીએ છે. ઝડપ રાખવાથી તથા હાથની હલકાઈ રાખવાથી રોગીને વધારે વખત દુ:ખ ખમવું પડતું નથી. શસ્ત્ર જો તીક્ષ્ણ હોય તો રોગીને પીડા ઓછી થાય છે.

૨ એક વ્રણ કર્યા પછી તેથી બે આંગળ અથવા ત્રણ આંગળ છેટે બીજો વ્રણ કરવો જોઇએ. જુઓ વાગ્ભટ્ટ સૂત્રસ્થાન અ. ૨૮, શ્લોક ૧૮ મો

**કયા રોગોમાં રોગીને જમાડ્યા વગર જ શસ્ત્રક્રિયા કરવી.**

**मूढगर्भोदराऽश्मरीमुखरोगेष्वभुक्तवतः कर्म कुर्वीत ॥ १५ ॥**

૧૨ મૂઢગર્ભ, ઉદરરોગ, પથરી, અને મોઢાના રોગે એઓમાં રોગીને જમાડ્યાવગર જ[1] શસ્ત્રક્રિયા કરવી. ૧૫

**શસ્ત્રક્રિયા કર્યા પછી શું કરવું.**

**ततः शस्त्रमवचार्य शीताभिरद्भिरातुरमाश्वास्य समन्तात्परिपीड्याङ्गुल्या व्रणमभिमृद्य प्रक्षाल्य कषायेण प्लोतेनोदकमादाय तिलकल्कमधुसर्पिःप्रगाढामौषधयुक्तां वर्तिं प्रणिदध्यात्, ततः कल्केनाच्छाद्य नातिस्निग्धां नातिरूक्षां घनां कवलिकां दत्त्वा वस्त्रपट्टेन बध्नीयाद्वेदनारक्षोघ्नैर्धूपैर्धूपयेद्रक्षोघ्नैश्च मन्त्रै रक्षां कुर्वीत ॥ १६ ॥**

૧૩ શસ્ત્રક્રિયા કરી લીધા પછી રોગીને શીતળ જળથી આશ્વાસન કરી, વ્રણને ચોતરફ આંગળીથી દબાવીને સ્રાવ (પરૂ) કાઢી નાખી, આંગળીઓ વડે વ્રણને ચોળીને શસ્ત્રથી કરેલી જગ્યાને સરખી કરી, વ્રણને ત્રિફલા–લિંબડો વગેરેના કવાથથી[2] ધોઈ નાખી, વ્રણની અંદર રહેલા પાણીને લુગડાના કકડાથી ખેંચી લેઈ, પછી સૂત્રસ્થાનના ૩૬ મા અધ્યાયમાં કહેલા સંશોધનીય ઔષધોવાળી વાટને તલનો કલ્ક, મધ અને ઘીમાં સારી રીતે ખરડી, વ્રણની અંદર ખોસવી. પછી ચિકિત્સાસ્થાનના બીજા અધ્યાયમાં કહેલા સદ્યોવ્રણનાં ઔષધોના કલ્ક(ચટણી)થી વ્રણને ઢાંકી દઈ તેની ઉપર બહુ સ્નિગ્ધ નહીં તેમજ બહુ રૂક્ષ પણ નહીં એવી જાડી કવલિકા[3] (પટ્ટી) મૂકી કપડાથી પાટો

૧ કેમકે મૂઢગર્ભ વગેરે રોગોમાં જો પેટ અન્નથી ભરેલું હોય તો યન્ત્રપ્રયોગ વગેરેથી રોગી કષ્ટ પામે છે અથવા મરી જાય છે અને વાયુ પ્રકોપ પામે છે; તથા મ્હોડાના રોગોમાં આંગળી વગેરેના દબાણથી અથવા સૂગથી આહાર બ્હાર નીકળે (ઉલટી થાય) તો ક્રિયામાં મ્હોટી અડચણ આવે છે. અહી કેટલાક ટીકાકારો मूढगर्भोदरार्शोश्मरीभगन्दरमुखरोगेषु એવો પાઠ માનીને અર્શ અને ભગંદર એ બે રોગો વધારે ગણાવે છે. પણ તે ઠીક નથી. કેમકે, તેઓની ચિકિત્સામાં પ્રથમ લઘુભોજન કરાવવનું લખેલ છે તેમજ આજ ગ્રંથનો અનુવાદ કરનારા વાગ્ભટે પણ અર્શ તથા ભગંદરનું ગ્રહણ કરેલું નથી. (કવિરાજ હારાણચંદ્ર.)

૨ વ્રણને ધોવાને માટે સાત દિવસ સુધી સદ્યોવ્રણચિકિત્સિત નામના ચિકિત્સાસ્થાનના બીજા અધ્યાયમાં કહેલા કષાયોનો ઉપયોગ કરવો અને ત્યાર પછી વાતાદિ દોષોનો વિચાર કરીને કષાયની કલ્પના કરી લેવી. (ડલ્હણ)

૩ બેવડા કે ચોવડા કરેલા કપડાની પટ્ટી–ઘડીને કવલિકા કહેવામાં આવે છે. કેટલાકો ઔષધોના સ્વરસોને નીકળતો અટકાવવા સારૂ ચિકિત્સાસ્થાનનાં ભગ્નચિકિત્સિત નામના ત્રીજા અધ્યયમાં કહેલા ખાખરો, ઉમ્બરો વગેરે વૃક્ષોની છાલ તથા પાનડા વગેરેથી બનાવેલી પટ્ટીને કવલિકા કહે છે.

બાંધી દેવો. પછી વેદનાને તથા રાક્ષસોને મટાડનારા ધૂપોની ધૂમાડી દેવી[1] અને રાક્ષસોને ભગાડનારા મન્ત્રોથી રક્ષા કરવી. ૧૬.

### વેદનાને તથા રાક્ષસોને મટાડનારો ધૂપ.

ततो गुग्गुल्वगुरुसर्जरसवचागौरसर्षपचूर्णैर्लवणनिम्बपत्रव्यामिश्रैराज्ययुक्तैर्धूपैर्धूपयेत्। आज्यशेषेण चास्य प्राणान् समालभेत् ॥ १७ ॥

૧૪ ગુગળ, અગર, રાળ, વજ, ધોળા સર્ષવ, સિંધાલુણ અને લિંબડાનાં પાનડાં એઓને ઘીમાં કાલવીને તેની ધૂમાડી દેવી અને પછી તે ધૂપોને કાલવવાના વાસણમાં જે ઘી ખરડાઈ રહેલું હોય તેથી રોગીના હૃદય વગેરે અંગો કે જેઓ પ્રાણોને રહેવાના સ્થાનકો છે તેઓપર અભ્યંગ કરવો. ૧૭.

### રક્ષાકર્મ કરવાનો વિધિ.

उदकुम्भाच्चापो गृहीत्वा प्रोक्षयन्रक्षाकर्म कुर्यात्। तद्वक्ष्यामः ॥ १८ ॥

૧૫ પછી જલના કલશમાંથી પાણી લેઈ નીચે લખેલા મંત્રો બોલી તે પાણી છાંટી રક્ષાકર્મ કરવું. ૧૮.

તે મંત્રો આ પ્રમાણે છે.

[2]"कृत्यानां प्रतिघातार्थं तथा रक्षोभयस्य च ।
रक्षाकर्म करिष्यामि ब्रह्मा तदनुमन्यताम् ॥ १९ ॥
नागाः पिशाचा गन्धर्वाः पितरो यक्षराक्षसाः ।
अभिद्रवन्ति ये ये त्वां ब्रह्माद्या घ्नन्तु तान् सदा २०
पृथिव्यामन्तरीक्षे च ये चरन्ति निशाचराः ।
दिक्षु वास्तुनिवासाश्च पान्तु त्वां ते नमस्कृताः २१
पान्तु त्वां मुनयो ब्रह्मा दिव्या राजर्षयस्तथा ।
पर्वताश्चैव नद्यश्च सर्वाः सर्वेऽपि सागराः ॥ २२ ॥
अग्नी रक्षतु ते जिह्वां प्राणान्वायुस्तथैव च ।
सोमो व्यानमपानं ते पर्जन्यः परिरक्षतु ॥ २३ ॥
उदानं विद्युतः पान्तु समानं स्तनयित्नवः ।
बलमिन्द्रो बलपतिर्मनुर्मन्ये मतिं तथा ॥ २४ ॥
कामांस्ते पान्तु गन्धर्वाः सत्त्वमिन्द्रोऽभिरक्षतु ।
प्रज्ञां ते वरुणो राजा समुद्रो नाभिमण्डलम् ॥ २५ ॥
चक्षुः सूर्यो दिशः श्रोत्रे चन्द्रमाः पातु ते मनः ।
नक्षत्राणि सदा रूपं छायां पान्तु निशास्तव ॥२६॥
रेतस्त्वाप्याययन्त्वापो रोमाण्योषधयस्तथा ।
आकाशं खानि ते पातु देहं तव वसुन्धरा ॥ २७ ॥
वैश्वानरः शिरः पातु विष्णुस्तव पराक्रमम् ।
पौरुषं पुरुषश्रेष्ठो ब्रह्मात्मानं ध्रुवो भ्रुवौ ॥ २८ ॥
एता देहे विशेषेण तव नित्या हि देवताः ।
एतास्त्वां सततं पान्तु दीर्घमायुरवाप्नुहि ॥ २९ ॥
स्वस्ति ते भगवान् ब्रह्मा स्वस्ति देवाश्च कुर्वताम् ।
स्वस्ति ते चन्द्रसूर्यौ च स्वस्ति नारदपर्वतौ ॥३०॥
स्वस्त्यग्निश्चैव वायुश्च स्वस्ति देवाः सहेन्द्रगाः ।
पितामहकृता रक्षा स्वस्त्यायुर्वर्धतां तव ॥ ३१ ॥
ईतयस्ते प्रशाम्यन्तु सदा भव गतव्यथः ।
इति स्वाहा" ॥ ३२ ॥
एतैर्वेदात्मकैर्मन्त्रैः कृत्याव्याधिविनाशनैः ।
मयैवं कृतरक्षस्त्वं दीर्घमायुरवाप्नुहि ॥ ३३ ॥

૧૬ આવી રીતે અભિચારકર્મનો અને રોગોનો નાશ કરનારા આ વેદમય મંત્રોથી મેં તારી રક્ષા કરલી છે. માટે તું લાંબાં આયુષ્યને પ્રાપ્ત થા. ૧૯–૩૩.

### પશ્ચાત્કર્મ.

ततः कृतरक्षमातुरमागारं प्रवेश्याचारिकमादिशेत् । ततस्तृतीयेऽहनि विमुच्यैवं बध्नीयाद्वस्त्रपट्टेन; न चैनं त्वरमाणोऽपरेद्युर्मोक्षयेत् । द्वितीयदिवसे परिमोक्षणाद्विग्रथितो व्रणश्चिरादुपसंरोहति तीव्ररुजश्च भवति । अत ऊर्ध्वं दोषकालबलादीनवेक्ष्य कषायालेपनबन्धाहाराचारा-

1 ફક્ત વ્રણને જ નહીં પણ રોગીની શય્યા વગેરેને પણ ધૂમાડી દેવી. વ્રણની દુર્ગન્ધ મટાડવી, વ્રણ ઉપર માખીઓ વગેરે જન્તુઓને બેસતા અટકાવવા અને હવાને શુદ્ધ કરવી એ ધૂમાડી આપવાનો હેતુ છે.

2 કેટલાક ટીકાકારો 'મંત્રોનો શબ્દમાં તાત્પર્યય હોય છે અર્થમાં હોતો નથી, એમ માની આ મંત્રોની વ્યાખ્યા કરતા નથી. તેઓનો અભિપ્રાય એવો છે કે આ મંત્રો જે પ્રમાણે લખેલા છે તે પ્રમાણે બોલી જઇને રક્ષા કરવી. એથી અમે મૂલમાં મંત્રોનો અર્થ કર્યો નથી. એ મત્રોનો શબ્દાર્થ આ પ્રમાણે છે. "અભિચારના તથા રાક્ષસોના ભયને દૂર કરવા માટે રક્ષાકર્મ કરૂં છું તેને બ્રહ્મા અનુમતિ આપો. નાગો, પિશાચો, ગંધર્વો, પિતરો, યક્ષો અને રાક્ષસો જેઓ તને પીડતા હોય તેનો બ્રહ્માદિ દેવો નાશ કરો. પૃથ્વીમાં, અંતરીક્ષમાં તથા દિશાઓમાં જે રાક્ષસો ફરતા હોય અને જે રાક્ષસો ગૃહોમાં રહેતા હોય તેઓ નમસ્કાર કરવાથી તારી રક્ષા કરો. સ્વર્ગમાં રહેનારા બ્રહ્માના પુત્રો એવા સનકાદિ મુનિઓ, રાજર્ષિઓ, પર્વતો, નદીઓ અને સર્વ સાગરો એઓ તારી રક્ષા કરો, અગ્નિ તારી જીહ્વાની, વાયુ પ્રાણોની, સોમ વ્યાનવાયુની, મેઘ અપાનવાયુની, વિદ્યુત ઉદાનવાયુની, મેઘ સમાનવાયુની, બળના પતિ એવા ઇંદ્ર બળની, મનુ મન્યા અને મતિની, ગંધર્વો કામની, ઇંદ્ર સત્ત્વની, રાજા વરૂણ બુદ્ધિની, સમુદ્ર નાભિમંડળની, સૂર્ય નેત્રની, દિશાઓ કાનની, ચંદ્રમા મનની, નક્ષત્રો રૂપની, રાત્રિ છાયાની, જળ વીર્યની, ઔષધિઓ રોમની, આકાશ છિદ્રોની, પૃથ્વી શરીરની, વૈશ્વાનર મસ્તકની, વિષ્ણુ પરાક્રમની, પુરુષ શ્રેષ્ઠ એવા ઈશ્વર પુરુષાર્થની, બ્રહ્મા આત્માની અને ધ્રુવ ભમ્મરની રક્ષા કરો. આ દેવતાઓ વિશેષ કરીને નિત્ય તારા દેહમાં રહેલા છે. એઓ તારી નિરંતર રક્ષા કરો. તું દીર્ઘ આયુષ્યને પ્રાપ્ત થા. ભગવાન બ્રહ્મા, ચંદ્ર, સૂર્ય, નારદ, પર્વત, અગ્નિ, વાયુ અને ઇંદ્ર સહવર્તમાન દેવો તારૂં કલ્યાણ કરો. આ રક્ષા બ્રહ્માએ કરેલી છે તેથી તારૂં કલ્યાણ થાઓ, તારૂં આયુષ્ય વધો, તારી દૈવી આપત્તિઓ શાંત થાઓ અને તું રોગરહિત થા."

**न्विवध्यात्। न चैनं त्वरमाणः सान्तर्दोषं रोपयेत्; स ह्यल्पेनाप्यपचारेणाभ्यन्तरमुत्सङ्गं कृत्वा भूयोऽपि विकरोति ॥ ३४ ॥**

૧૭ ઉપર પ્રમાણે રક્ષા કર્યા પછી રોગીને આતુરાગાર(રોગીને માટે ખાસ જુદા રાખેલા મકાન)માં લઈ જઈ સૂત્રસ્થાનના વ્રણિતોપાસનીય નામના ૧૯ મા અધ્યાયમાં કહ્યા પ્રમાણે આહાર-વિહાર કરવાની આજ્ઞા કરવી. પછી ત્રિજે દિવસે પાટા છોડી પ્રથમ કહ્યા પ્રમાણે જ વ્રણને ક્વાથથી ધોઇને સાફ કરી, અંદર વાટ મુકી, કલ્કથી ઢાંકી, ઉપર પટ્ટી મુકીને પાટા બાંધવા.[1] ઉતાવળ કરીને બીજે દિવસે પાટા છોડવો નહીં. બીજે દિવસે પાટા છોડવાથી વ્રણ કલહાઇને નહીં ભરાતાં ગ્રન્થી જેવા થઈ જાય છે, ઘણે દિવસે રૂઝાય છે અને વ્રણમાં તીવ્ર વેદના થાય છે. ત્રિજા દિવસ પછી દોષ, કાળ અને રોગીના બળ વગેરેનો વિચાર કરીને ક્વાથ, લેપ, પાટા અને આહાર-વિહાર વગેરેની વ્યવસ્થા કરવી. ૩૪.

### પરૂવાળા વ્રણને રૂઝવવાની મનાઈ.

**भवन्ति चात्र ॥**

અહીં આ પ્રમાણે શ્લોકો કહેવામાં આવ્યા છે.

**तस्मादन्तर्बहिश्चैव सुशुद्धं रोपयेद्व्रणम् ॥ ३५ ॥**

૧૮ જ્યાં સુધી વ્રણમાં જરા પણ પરૂ રહેલું હોય ત્યાં સુધી તેને ઉતાવળ કરીને રૂઝાવવો નહીં. કારણ કે એવી રીતની જરા પણ વિરુદ્ધ ક્રિયા થઇ તો તે પરૂ અંદરના ભાગમાં કોતર પાડીને પાછો પણ વિકાર ઉત્પન્ન કરે છે. એટલા માટે જ્યારે વ્રણ અંદર અને બાહરથી શુદ્ધ થઇ જાય ત્યારે તેને રૂઝાવવાનો ઉપાય કરવો. ૩૫.

### વ્રણવાળાએ કઇ બાબતો વર્જ્ય કરવી.

**रूढेऽप्यजीर्णव्यायामव्यवायादीन्विवर्जयेत् ।**
**हर्षं क्रोधं भयं चापि यावदास्थैर्यसंभवात् ॥ ३६ ॥**

૧૯ વ્રણ ભરાઇ આવ્યા પછી પણ રોગી જ્યાં સુધી પાછો સ્થિર (બલાદિસંપન્ન) ન થાય ત્યાં સુધી તેણે હર્ષ, ક્રોધ, ભય, અજીર્ણ ભોજન, કસરત અને મૈથુન વગેરેનો ત્યાગ કરવો. ૩૬.

### કઈ ઋતુમાં કેટલે દિવસે પાટા છોડવો.

**हेमन्ते शिशिरे चैव वसन्ते चापि मोक्षयेत् ।**
**त्र्यहाद्व्यहाच्छरद्ग्रीष्मवर्षास्वपि च बुद्धिमान् ॥ ३७ ॥**

૨૦ બુદ્ધિમાન્ વૈદ્યે હેમંત, શિશિર અને વસંત એ ત્રણ ઋતુઓમાં ત્રીજે દિવસે પાટા છોડવો; તથા ગ્રીષ્મ, વર્ષા અને શરદ્ એ ત્રણ ઋતુઓમાં બીજે દિવસે પાટા છોડવો.[2] ૩૭.

### ઉપર કહેલા નિયમોનો અપવાદ.

**अतिपातिषु रोगेषु नेच्छेद्विधिमिमं भिषक् ।**
**प्रदीप्तागारवच्छीघ्रं तत्र कुर्यात् प्रतिक्रियाम् ॥ ३८ ॥**

૨૧ જે રોગોમાં શસ્ત્રક્રિયાને વિલંબ થતાં માઠો પરિણામ આવવાનો સંભવ હોય, ત્યાં તો વૈદ્યે ઉપર કહેવા પ્રમાણે સઘળી સામગ્રીઓ તૈયાર કરવા વગેરેમાં વખત ન ગુમાવતાં જેમ ઘરમાં આગ લાગી હોય તો તેને જલદી બુઝાવવામાં આવે છે તેમ ત્યાં તે રોગને શાન્ત કરવાને માટે જલદી ઉપાયો યોજવા (શસ્ત્રક્રિયા કરવી). ૩૮.

### શસ્ત્રપ્રયોગથી ઉત્પન્ન થએલી વેદનાને શાંત કરવાનો ઉપાય.

**या वेदना शस्त्रनिपातजाता**
**तीव्रा शरीरं प्रदुनोति जन्तोः ।**
**घृतेन सा शान्तिमुपैति सिक्ता**
**कोष्णेन यष्टीमधुकान्वितेन ॥ ३९ ॥**

૨૨ ઘીમાં જેઠીમધ મેળવી, તે ઘીને જરા ગરમ કરીને તેનું વ્રણ ઉપર સેચન કરવાથી, શસ્ત્ર લાગવાથી ઉત્પન્ન થએલી અને માણસના શરીરને બહુ પરિતાપ આપનારી તીવ્ર વેદના શાંત થાય છે. ૩૯.

---

## અધ્યાય છઠ્ઠો.

### ઉપક્રમ.

**१ अथात ऋतुचर्याध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'ઋતુચર્યા[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે મને ભગવાન્ ધન્વન્તરિએ તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨.

### કાળનો મહિમા.

**कालो हि नाम भगवान् स्वयम्भूरनादिमध्यनिधनोऽत्र रसव्यापत्संपत्ती जीवितमरणे च मनुष्याणामायत्ते ॥ ३ ॥**

૨ કાળ એ ભગવાન્ (સર્વ ઐશ્વર્યવાળો-મહાસમર્થ), સ્વયંભૂ (પોતાની મેળે ઉત્પન્ન થએલો અર્થાત્ જેને કોઇએ ઉત્પન્ન કરેલો નથી એવો) તથા આદિ-મધ્ય અને અન્ત વિનાનો છે.[2] મધુરાદિ રસોની (મધુરાદિ રસવાળા દ્રવ્યોની) વ્યાપત્તિ (વિગુણતા) અને સંપત્તિ

[1] પાટાઓ કેવી રીતે બાંધવા વગેરે બાબતો આ સ્થાનનાં વ્રણાલેપનબન્ધવિધિ' નામના ૧૮ મા આધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવશે.

[2] હેમન્ત વગેરે ત્રણ ઋતુઓ ઠંડી હોવાને લીધે તેમાં પાકનો ભય નથી તેથી એ ઋતુઓમાં ત્રીજે દિવસે અને શરદ્ ગ્રીષ્મ અને વર્ષા એ ત્રણ ઋતુઓ ગરમ હોવાને લીધે તેમાં પાક થવાનો ભય રહે છે તેથી તેમાં બીજે દિવસે પાટા છોડવાનું લખેલું છે.

[1] ચર્યા એટલે આચરણ, કઈ ઋતુમાં શું આચરણ કરવું તે આ અધ્યાયમાં કહેવામાં આવેલ છે તેથી આ અધ્યાયને 'ઋતુચર્યાધ્યાય' એવું નામ આપવામાં આવ્યું છે.

[2] કાળનો ધર્મ બતાવીને હવે કર્મ બતાવે છે, કે જેથી કાળનું ચિકિત્સામાં ઉપયોગીપણું જણાય.

( ગુણવત્તા ) તથા મનુષ્યોનું જીવિત અને મરણ એ કાળને આધીન છે. ૩

## કાળ શબ્દનો નિરુક્તિ.

**स सूक्ष्मामपि कलां न लीयत इति कालः, संकलयति कालयति वा भूतानीति कालः ॥ ४ ॥**

૩ કાળ હમેશાં ગતિ કરે છે છતાં જરાવાર પણ થાકતો ( ખોભરતો ) નથી તેથી,[1] અથવા સંકલન એટલે સંહારવાથી સર્વ પ્રાણીઓને એકઠાં કરે છે તેથી, અથવા સંકલન કરે છે એટલે સર્વ પ્રાણીઓને સુખદુઃખથી જોડી દીએ છે તેથી, અથવા સર્વને મરણના સમીપમાં લઈ જાય છે તેથી 'કાળ' કહેવાય છે. ૪.

## કાળના વિભાગો.

**तस्य संवत्सरात्मनो भगवानादित्यो गतिविशेषेणाक्षिनिमेषकाष्ठाकलामुहूर्ताहोरात्रपक्षमासर्त्वयनसंवत्सरयुगप्रविभागं करोति ॥ ५ ॥**

૪ ભગવાન્ સૂર્યનારાયણ પોતાની ખાસ ગતિથી તે સંવત્સરાત્મક (વર્ષરૂપી) કાળના અક્ષિનિમેષ, કાષ્ઠા, કલા, મુહૂર્ત, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, અયન, સંવત્સર અને યુગ એ નામના વિભાગો કરે છે. ૫.

## કાળના વિભાગોનું વર્ણન

**तत्र लघ्वक्षरोच्चारणमात्रोऽक्षिनिमेषः, पञ्चदशाक्षिनिमेषाः काष्ठा, त्रिंशत्काष्ठाः कला, विंशतिकलो मुहूर्तः कलादशभागश्च, त्रिंशन्मुहूर्तमहोरात्रं, पञ्चदशाहोरात्राणि पक्षः, स च द्विविधः शुक्लः कृष्णश्च, तौ मासः ॥ ६ ॥**

૫ એક લઘુ અક્ષરનું ઉચ્ચારણ કરવામાં જેટલો સમય લાગે તેટલા સમયને 'અક્ષિનિમેષ' કહેવામાં આવે છે. પંદર અક્ષિનિમેષ થાય ત્યારે 'કાષ્ઠા' કહેવાય છે. ત્રિશ કાષ્ઠા થાય ત્યારે 'કલા' કહેવાય છે. વિશ કલા થાય ત્યારે એક 'મુહૂર્ત (બે ઘડી)' કહેવાય છે. કોઈ સ્થલે ત્રણ કાષ્ઠાનો મુહૂર્ત પણ કહેવામાં આવે છે. ત્રિશ મુહૂર્ત થાય ત્યારે 'અહોરાત્ર (દિવસ રાત)' કહેવાય છે. અને પંદર અહોરાત્ર થાય ત્યારે 'પક્ષ (પખવાડીયું)' કહેવાય છે. શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ એ ભેદોથી પક્ષ બે પ્રકારના છે. બે પક્ષ થાય ત્યારે 'માસ (મહિનો)' કહેવાય છે. ૬.

## ઋતુઓનું વર્ણન

**तत्र माघादयो द्वादश मासाः, द्विमासिकमृतुं कृत्वा षडृतवो भवन्ति, ते शिशिरवसन्तग्रीष्मवर्षाशरद्धेमन्ताः, तेषां तपस्तपस्यौ शिशिरः, मधुमाधवौ वसन्तः, शुचिशुक्रौ ग्रीष्मः, नभोनभस्यौ वर्षाः, इषोर्जौ शरत, सहःसहस्यौ हेमन्त इति ॥ ७ ॥**

**त एते शीतोष्णवर्षलक्षणाश्चन्द्रादित्ययोः कालविभागकरत्वादयने द्वे भवतो दक्षिणमुत्तरं च । तयोर्दक्षिणं वर्षाशरद्धेमन्ताः, तेषु भगवानाप्यायते सोमोऽम्ललवणमधुराश्च रसा बलवन्तो भवन्त्युत्तरोत्तरं च सर्वप्राणिनां बलमभिवर्धते; उत्तरं च शिशिरवसन्तग्रीष्माः, तेषु भगवानाप्यायतेऽर्कस्तिक्तकषायकटुकाश्च रसा बलवन्तो भवन्त्युत्तरोत्तरं च सर्वप्राणिनां बलमपहीयते ॥ ८ ॥**

**भवति चात्र ॥**

**शीतांशुः क्लेदयत्युर्वी विवस्वाञ्छोषयत्यपि ।**
**तावुभावपि संश्रित्य वायुः पालयति प्रजाः ॥ ९ ॥**

**अथ खल्वयने द्वे युगपत्संवत्सरो भवति । ते तु पञ्च युगमिति संज्ञां लभन्ते । स एष निमेषादियुगपर्यन्तः कालश्चक्रवत्परिवर्तमानः कालचक्रमुच्यत इत्येके ॥ १० ॥**

૬ માઘ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જેષ્ઠ, આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન, કાર્તિક, માર્ગશીર્ષ અને પૌષ એ બાર મહિનાઓ છે. બે બે મહિનાની એક એક ઋતુ થાય છે એટલે બાર મહિનાઓમાં ૭ ઋતુઓ થાય છે. તે ઋતુઓનાં નામો આ પ્રમાણે છે—શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ્, અને હેમંત. એઓમાં માઘ, અને ફાલ્ગુન એ બે માસોને શિશિરઋતુ કહેવામાં આવે છે. ચૈત્ર અને વૈશાખ એ બે માસોને વસંતઋતુ કહેવામાં આવે છે, જેષ્ઠ અને આષાઢ એ બે માસોને ગ્રીષ્મઋતુ કહેવામાં આવે છે, શ્રાવણ અને ભાદ્રપદ એ બે માસોને વર્ષાઋતુ કહેવામાં આવે છે, આશ્વિન અને કાર્તિક એ બે માસોને શરદ્ઋતુ કહેવામાં આવે છે તથા માર્ગશીર્ષ અને પૌષ એ બે માસોને હેમંતઋતુ કહેવામાં આવે છે. એ ૭ ઋતુઓ શીત (ઠંડી), ઉષ્ણ (ગરમી) અને વર્ષા (વરસાદ) રૂપી ત્રણ લક્ષણોવાળી છે. એટલે હેમંત અને શિશિર એ બે ઋતુઓ શીતલક્ષણવાળી છે, વસંત અને ગ્રીષ્મ એ બે ઋતુઓ ઉષ્ણલક્ષણવાળી છે અને વર્ષા અને શરદ્ એ બે ઋતુઓ વર્ષાલક્ષણવાળી છે. ચંદ્રના કાળનો અને સૂર્યના કાળનો વિભાગ[1] કરવાથી એ ૭ ઋતુઓના દક્ષિણાયન અને ઉત્તરાયણ[2] એવાં બે અયનો થાય છે. વર્ષા, શરદ્ અને હેમન્ત એ ત્રણ ઋતુઓમાં દક્ષિણાયન થાય છે. એ ત્રણ ઋતુઓમાં ભગવાન્ ચંદ્રમા ઉત્તરોત્તર અધિક બળ પામે છે, ખાટો—ખારો અને મધુર એ ત્રણ રસો ઉત-

૧ કેટલાક મૂળમાં 'सूक्ष्मामपि कलां न लीयते એની જગોએ 'कालीयते' એવો પાઠ ભણી 'જેની સંખ્યા કરવામાં આવે છે તે કાલ' એવો અર્થ કરે છે.

૧ દક્ષિણાયન ચંદ્રના કાળનો અને ઉત્તરાયણ સૂર્યના કાળનો વિભાગ કરે છે.

૨ દક્ષિણાયન એટલે દક્ષિણ દિશા તરફ સૂર્યનું જવું અને ઉત્તરાયણ એટલે ઉત્તર દિશા તરફ સૂર્યનું જવું.

રોત્તર અધિક બળવાળા[1] થાય છે અને સર્વ પ્રાણીઓનું બળ પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે. શિશિર, વસંત અને ગ્રીષ્મ એ ત્રણ ઋતુઓ દક્ષિણાયનરૂપ છે, એ ત્રણ ઋતુઓમાં સૂર્ય ઉત્તરોત્તર અધિક બળ પામે છે, કડવો-તુરો અને તિખો એ ત્રણ રસો ઉત્તરોત્તર અધિક બળવાળા થાય છે[2] અને સર્વ પ્રાણીઓનું બળ પણ ઉત્તરોત્તર ઓછું થતું જાય છે. દક્ષિણાયન અને ઉત્તરાયણ] એ બન્ને મળીને વર્ષ થાય છે અને એવાં પાંચ વર્ષો મળીને એક યુગ થાય છે. ચક્રની પેઠે ફર્યા કરતો નિમેષથી માંડીને યુગ સુધીનો આ કાળ 'કાલચક્ર' કહેવાય છે, આમ કેટલાએક કહે છે. ૭-૧૦.

## બીજી રીતે ઋતુઓનો વિભાગ.

**इह तु वर्षाशरद्धेमन्तवसन्तग्रीष्मप्रावृषः षडृतवो भवन्ति दोषोपचयप्रकोपोपशमानिमित्तं; ते तु भाद्रपदाद्येन द्विमासिकेन व्याख्याताः । तद्यथा-भाद्रपदाश्वयुजौ वर्षाः, कार्तिकमार्गशीर्षौ शरत्, पौषमाघौ हेमन्तः, फाल्गुनचैत्रौ वसन्तः, वैशाखज्यैष्ठौ ग्रीष्मः, आषाढश्रावणौ प्रावृडिति ॥ ११ ॥**

૭ આ તન્ત્રમાં તો વાતાદિ દોષોનાં ઉપચય (વૃદ્ધિ), પ્રકોપ અને ઉપશમ સમજવા માટે વર્ષા, શરદ્, હેમન્ત, વસંત, ગ્રીષ્મ અને પ્રાવૃષ્ એ ૭ ઋતુઓ માનવામાં આવે છે.[3] એ ઋતુઓ ભાદ્રપદ આદિ બે બે માસોથી થાય છે. જેમ કે-ભાદ્રપદ અને આશ્વિન એ બે માસો વર્ષાઋતુ, કાર્તિક અને માગશીર્ષ એ બે માસો શરદ્ઋતુ, પૌષ અને માઘ એ બે માસો હેમન્તઋતુ, ફાલ્ગુન અને ચૈત્ર એ બે માસો વસંતઋતુ, વૈશાખ અને જેષ્ઠ એ બે માસો ગ્રીષ્મઋતુ અને અષાઢ તથા શ્રાવણ એ બે માસો પ્રાવૃટ્ઋતુ કહેવાય છે. ૧૧.

૧ વર્ષાઋતુમાં ખાટો રસ, શરદ્ઋતુમાં લવણરસ અને હેમન્તઋતુમાં મધુરરસ અધિક બલવાળા થાય છે.

૨ શિશિરઋતુમાં કડવો રસ, વસન્તઋતુમાં તુરો રસ અને ગીષ્મઋતુમાં તીખો રસ અધિક બલવાળા થાય છે.

૩ ઉપર કહેલો શિશિરાદિ ઋતુવિભાગ રસોની તથા પ્રાણીઓના બળની વૃદ્ધિ અને હાનિ બતાવવાને માટે કહેલો છે અને આ પ્રાવૃડાદિ ઋતુવિભાગ સંશોધનને માટે દોષોનો સંચય, પ્રકોપ અને ઉપશમ બતાવવાને માટે કહેલો છે. ચરકસંહિતામાં પણ 'તસ્યાશિતીય' નામના સૂત્રસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં રસોની ઉત્પત્તિ તથા બળની વૃદ્ધિ હાની બતાવવા માટે શિશિરાદિ ઋતુવિભાગ કહેલો છે અને વિમાનસ્થાનના 'રોગભિષગ્જિતીય' નામના ૮ મા અધ્યાયમાં સંશોધનને માટે પ્રાવૃડાદિ ઋતુવિભાગ કહેલો છે. કાશ્યપતન્ત્રમાં તો કહેલું છે કે-"ગંગાનદીના ઉત્તર ભાગમાં શીત અધિક પડે છે માટે ત્યાં શિશિરાદિ ઋતુવિભાગ જાણવો અને ગંગા નદીના દક્ષિણ ભાગમાં વૃષ્ટિ અધિક થાય છે માટે ત્યાં પ્રાવૃડાદિ ઋતુવિભાગ જાણવો."

## ઋતુઓમાં દોષોનો સંચય અને પ્રકોપ કેવી રીતે થાય છે.

**तत्र वर्षास्वोषधयस्तरुण्योऽल्पवीर्या आपश्चाप्रसन्नाः क्षितिमलप्रायास्ता उपयुज्यमाना नभसि मेघावतते जलप्रक्लिन्नायां भूमौ क्लिन्नदेहानां प्राणिनां शीतवातविष्टब्धाग्नीनां विदह्यन्ते, विदाहात् पित्तसंचयमापादयन्ति, स संचयः शरदि प्रविरलमेघे वियत्युपशुष्यति पङ्केऽर्ककिरणप्रविलायितः पैत्तिकान् व्याधीन् जनयति । ता एवौषधयः कालपरिणामात्परिणतवीर्या बलवत्यो हेमन्ते भवन्त्यापश्च प्रसन्नाः स्निग्धा अत्यर्थं गुर्व्यस्ता उपयुज्यमाना मन्दकिरणत्वाद्भानोः सतुषारपवनोपष्टम्भितदेहानां देहिनामविदग्धाः स्नेहाच्छैत्याद्गौरवादुपलेपाच्च श्लेष्मणः संचयमापादयन्ति, स संचयो वसन्तेऽर्करश्मिप्रविलायित ईषत्स्तब्धदेहानां देहिनां श्लैष्मिकान् व्याधीन् जनयति । ता एवौषधयो निदाघे निःसारा रूक्षा अतिमात्रं लघ्व्यो भवन्त्यापश्च, ता उपयुज्यमानाः सूर्यप्रतापोपशोषितदेहानां देहिनां रौक्ष्याल्लघुत्वाद्वैशद्याच्च वायोः संचयमापादयन्ति, स संचयः प्रावृषि चात्यर्थं जलोपक्लिन्नायां भूमौ क्लिन्नदेहानां प्राणिनां शीतवातवर्षेरितो वातिकान् व्याधीन् जनयति । एवमेष दोषाणां संचयप्रकोपहेतुरुक्तः ॥ १२ ॥**

૮ વર્ષાઋતુમાં ઔષધિઓ નવી તથા થોડી શક્તિવાળી થાય છે અને જળ પણ અસ્વચ્છ થાય છે તથા તેમાં પૃથ્વીનો મેલ ઝાઝા પરિમાણમાં ભળે છે. એ સમયમાં આકાશ વાદળાંઓથી ઘેરાએલું તથા પૃથ્વી પાણીથી કચકચતી હોવાને લીધે મનુષ્યોના દેહો ક્લેદ-(ભેજ)વાળાં તથા જઠરાગ્નિ ઠંડીથી કોપ પામેલા અંદરના વાયુને લીધે મંદ થઇ જાય છે. એથી તે સમયમાં તે નવી તથા ઓછી શક્તિવાળી[1] ઓષધિઓનો તથા મેલાં જળનો ઉપયોગ કરવામાં આવે તો તેઓનો વિદાહ (ખાટો પાક) થાય છે અને ઓષધિઓનો તથા જળનો ખાટો પાક થવાથી વર્ષાઋતુમાં પિત્તનો સંચય થાય છે.[2] તે એકઠો થએલો પિત્ત જ્યારે શરદ્ઋતુમાં આકાશમાં વાદળાં પાંખાં પડી જાય છે અને પૃથ્વીપરનો કાદવ સુકાવા લાગે છે ત્યારે સૂર્યના કિરણોવડે પીઘળીને પિત્તસંબન્ધી રોગોને

૧ જો કે વર્ષાઋતુમાં ઘઉં વગેરે ધાન્યો જૂનાં જ હોય છે તો પણ તેઓમાં સૂક્ષ્મ જળ પેસી જવાને લીધે તેઓ કુંણાં, કંઇક શક્તિવગરનાં, કોંટા ફુટવા જેવાં અને ફુલેલાં થઈ જાય છે તેથી તેઓને નવીન કહ્યાં છે. શાક વગેરે તો તે સમયમાં નવાં જ વપરાય છે.

૨ વર્ષાઋતુમાં પિત્તસંચય પામે છે, પરંતુ વર્ષાઋતુની શીતતાને લીધે તેમાં પ્રકોપ પામીશકતું નથી.

ઉત્પન્ન કરે છે. હેમંતઋતુમાં તે જ (વર્ષા ઋતુમાં ઉત્પન્ન થએલી) ઔષધિઓ કાલના ફેરફારને લીધે સંપૂર્ણશક્તિવાળી તથા શરીરની વૃદ્ધિ કરે એવી થાય છે, જળ પણ સ્વચ્છ, સ્નિગ્ધ અને અત્યંત ભારે થાય છે. એ સમયમાં સૂર્યનાં કિરણો મંદ થવાને લીધે તથા પવન તુષાર-(ઝાકળ)વાળો હોવાને લીધે મનુષ્યના શરીરો પણ પુષ્ટ થાય છે. એથી હેમંતઋતુમાં ઉપર કહેલા ગુણોવાળા ઓષધોનો તથા જળનો ઉપયોગ કરવામાં આવે તો તેનો વિદાહ થતો નથી, પરંતુ તે ઓષધિઓ અને જળોના સ્નેહ, શૈત્ય, ભારેપણું અને ઉપલેપ (ચોપડાઈ રહેવાપણું) એ ગુણોને લીધે કફનો સંચય થાય છે.[1] પછી એ એકઠો થએલો કફ વસંતઋતુમાં જેઓના શરીરો જરા જડ થએલાં છે એવા પ્રાણીઓનાં શરીરોમાં સૂર્યના કિરણોથી પીઘળીને[2] કફસંબન્ધી રોગોને ઉત્પન્ન કરે છે. એજ ઔષધિઓ તથા જળ ગ્રીષ્મઋતુમાં નિઃસાર (કસ વિનાના –ઓછી શક્તિવાળાં), રૂક્ષ અને અત્યંત હલકાં થઈ જાય છે. એ સમયમાં સૂર્યના તાપથી જેઓનાં શરીરો સુકાઈ ગએલાં છે એવાં પ્રાણીઓ તે ઔષધિઓનો અને જળનો ઉપયોગ કરે છે તેથી તે ઔષધિઓ અને જળ પોતાના રૂક્ષપણાથી, હલકાપણાથી અને વિશદ(ચોખા)-પણાથી, વાયુનો સંચય કરે છે.[3] પછી તે એકઠો થએલો વાયુ, પ્રાવૃષ્ઋતુમાં પૃથ્વી જળથી અત્યંત પલળવાને લીધે જેઓનાં શરીરો પલળેલાં છે એવા પ્રાણીઓનાં શરીરોમાં ઠંડા પવનથી અને વરસાદથી પ્રેરાઇને વાયુસંબન્ધી રોગોને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે દોષોના સંચયના અને પ્રકોપનાં કારણો કહ્યાં. ૧૨.

### સંચય પામેલા દોષોનું સંશોધન ક્યારે કરવું.

**तत्र वर्षाहेमन्तग्रीष्मेषु संचितानां दोषाणां शरद्वसन्तप्रावृट्सु च प्रकुपितानां निर्हरणं कर्तव्यम् ॥ १३ ॥**

૯ વર્ષાઋતુમાં સંચય પામેલું પિત્ત શરદ્ઋતુમાં પ્રકોપ પામે છે માટે શરદ્ઋતુમાં તેનું સંશોધન કરવું, હેમંતઋતુમાં સંચય પામેલો કફ વસંતઋતુમાં પ્રકોપ પામે છે માટે વસંતઋતુમાં તેનું સંશોધન કરવું અને ગ્રીષ્મઋતુમાં સંચય પામેલો વાયુ પ્રાવૃષ્ઋતુમાં પ્રકોપ પામે છે માટે પ્રાવૃષ્ઋતુમાં તેનું સંશોધન કરવું.[1] ૧૩.

### દોષોનો પોતાની મેળે ઉપશમ ક્યારે થાય છે?

**तत्र पैत्तिकानां व्याधीनामुपशमो हेमन्ते, श्लैष्मिकाणां निदाघे, वातिकानां घनात्यये, स्वभावत एव। त एते संचयप्रकोपोपशमा व्याख्याताः ॥१४॥**

૧૦ પિત્તસંબન્ધી વ્યાધિઓ હેમંતઋતુમાં સ્વાભાવિક રીતે[2]–પોતાની મેળે શાંત થઈ જાય છે, કફના રોગો ગ્રીષ્મઋતુમાં સ્વાભાવિક[3] રીતે–પોતાની મેળે શાંત થઈ જાય છે અને વાયુના રોગો શરદ્ઋતુમાં સ્વાભાવિકરીતે–[4]

---

૧ ઠંડીને લીધે હેમન્તઋતુમાં કફ એકઠો થઇને બંધાઈ રહે છે, તેનો પ્રકોપ થતો નથી.

૨ વસન્તઋતુમાં સૂર્યના તાપથી કફ ફક્ત ઘીની પેઠે પીગળે છે પરંતુ તેનું શોષણ થતું નથી, કેમકે વસન્તઋતુમાં સૂર્યનો તાપ બહુ તીક્ષ્ણ હોતો નથી અને કફ પણ વધારે હોય છે.

૩ જો કે વાયુ શીત છે તેથી ઉષ્ણ એવી ગ્રીષ્મઋતુમાં તેનો સંચય થવો ન જોઇએ, તો પણ ગ્રીષ્મઋતુમાં અતિરૂક્ષ ઔષધિઓના સેવનથી વાયુનો સંચય થાય છે. કેમકે વાયુના સર્વ ગુણોમાં રૂક્ષતા પ્રધાન છે. ગ્રીષ્મઋતુમાં વાયુ ફક્ત સંચય જ પામે છે, પરંતુ ગ્રીષ્મઋતુની ઉષ્ણતાને લીધે તેમાં પ્રકોપ પામતો નથી.

૧ વર્ષા, હેમંત અને ગ્રીષ્મ એ ઋતુઓમાં વરસાદ, ઠંડી અને ગરમી ઘણી હોય છે માટે તે ઋતુઓમાં સંશોધન આપવું યોગ્ય નથી. પરંતુ પ્રાવૃટ્, વસંત અને શરદ્ એ ઋતુઓમાં વરસાદ, ઠંડી અને ગરમી સાધારણ હોય છે માટે તે ઋતુઓમાં સંશોધન કરવું યોગ્ય છે. વર્ષા, હેમંત અને ગ્રીષ્મ એ ઋતુમાં પણ જો કોઈ એવો રોગ થયો હોય કે જેમાં સંશોધન કરવાની બહુ જરૂર હોય તો કૃત્રિમગુણોથી તે ઋતુઓના શીતોષ્ણાદિ ગુણોનો પ્રતિકાર કરીને સંશોધન કરવું. વર્ષા, હેમંત અને ગ્રીષ્મ એ ઋતુઓમાં શા માટે સંશોધન ન કરવું, કરવાથી શું હાનિ થાય છે, કેવી રીતે હાનિ થાય છે, આત્યયિક રોગોમાં જો એ ઋતુઓમાં સંશોધન કરવાની જરૂર પડે તો કેવી રીતે સંશોધન કરવું, આ સર્વ બાબતો વિષે ચરકસંહિતાના વિમાનસ્થાનના ૮ મા અધ્યાયમાં વિસ્તારથી વિવેચન કર્યું છે. જો સઘળું અહીં લખવામાં આવે તો વિસ્તાર થઈ જાય માટે અહીં ન લખતાં જેઓને જીજ્ઞાસા હોય તેઓને તે સ્થળ જોવાની ભલામણ કરું છું.

શરદ્ વગેરે ઋતુઓના બીજા માસમાં સંશોધન કરવું. એટલે માર્ગશીર્ષ માસમાં પિત્તનું, ચૈત્ર માસમાં કફનું અને શ્રાવણ માસમાં વાયુનું સંશોધન કરવું. અહીં 'પ્રકોપ' એ શબ્દમાં 'પ્ર' મુકેલો છે તેથી એમ બતાવે છે કે, દોષોનો સંપૂર્ણ કોપ થાય ત્યારે જ સંશોધન કરવું, કેમકે–બરાબર કોપ નહીં પામેલા અને નહીં પીગળેલા દોષોનું બરાબર સંશોધન થઈ શકતું નથી. શરદ્ વગેરે ઋતુઓના પ્હેલા માસમાં એટલે કાર્તિક, આષાઢ અને ફાગણ એ માસોમાં દોષોનો કોપ પ્રકર્ષાવસ્થાને પ્રાપ્ત થએલો હોતો નથી, માટે શરદ્ વગેરે ઋતુઓના પ્હેલા માસમાં સંશોધન ન કરતાં બીજા માસમાં જ સંશોધન કરવું.

આગળ 'વ્રણપ્રશ્ન' નામના સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયમાં 'संचयेऽपहृता दोषा लभन्ते नोत्तरा गतीः' એટલે 'સંચયાવસ્થામાં જ જો દોષોનું હરણ કરવામાં આવે તો તે પ્રકોપ વગેરે ઉત્તર અવસ્થાને પ્રાપ્ત થતા નથી.' એમ કહેવામાં આવશે, તે વચન સાથે આનો વિરોધ દેખાય છે. પણ તેમ નથી. કેમકે ઋતુસ્વભાવ વગર બીજાં કારણોથી સંચય થયેલા દોષોના હરણ માટે તે વચન છે અને આ વચન ઋતુસ્વભાવથી જ સંચય પામેલા દોષોના હરણ માટે છે.

૨ હેમન્ત ઋતુના શીતાદિ સ્વભાવને લીધે.

૩ ગ્રીષ્મઋતુના ઉષ્ણતા આદિ સ્વભાવને લીધે.

૪ શરદ્ઋતુના ઉષ્ણતા આદિ સ્વભાવને લીધે.

પોતાની મેળે શાંત થઈ જાય છે.[1] એવી રીતે વાતાદિ દોષોનાં સંચય, પ્રકોપ અને ઉપશમ એ ત્રણેનું વ્યાખ્યાન કરવામાં આવ્યું. ૧૪.

### એક દિવસ રાતમાં છએ ઋતુનાં લક્ષણો.

**तत्र पूर्वाह्णे वसन्तस्य लिङ्गं, मध्याह्ने ग्रीष्मस्य, अपराह्णे प्रावृषः, प्रदोषे वार्षिकं, शारदमर्धरात्रे, प्रत्यूषसि हैमन्तमुपलक्षयेत् । एवमहोरात्रमपि वर्षमिव शीतोष्णवर्षलक्षणं दोषोपचयप्रकोपोपशमैर्जानीयात् ॥ १५ ॥**

૧૧ એક દિવસરાતમાં પણ પૂર્વાહ્ણમાં (દિવસના પેહલા ભાગમાં) વસંતઋતુનું લક્ષણ, મધ્યાહ્નમાં (દિવસના વચલા ભાગમાં) ગ્રીષ્મઋતુનું લક્ષણ, અપરાહ્ણમાં (દિવસના છેલા ભાગમાં) પ્રાવૃષ્ઋતુનું લક્ષણ, આગલી રાતે વર્ષાઋતુનું લક્ષણ, મધ્યરાતે શરદ્ઋતુનું લક્ષણ અને પાછલી રાતે હેમન્તઋતુનું લક્ષણ થાય છે. આ પ્રમાણે એક અહોરાત્ર-(દિવસરાત)માં પણ શીત, ઉષ્ણ અને વરસાદરૂપી લક્ષણવાળાં આખાં વર્ષની પેઠે દોષોનો સંચય, પ્રકોપ અને ઉપશમ થાય છે એમ જાણવું.[2] ૧૫.

**तत्राव्यापन्नेष्वृतुष्वव्यापन्ना ओषधयो भवन्त्यापश्च; ता उपयुज्यमानाः प्राणायुर्बलवीर्यौजस्कर्यो भवन्ति ॥ १६ ॥**

૧૨ જો ઋતુઓ બગડેલી ન હોય તો ઔષધિઓ અને જળ પણ બગડતાં નથી; અને તે નહીં બગડેલી ઔષધિઓનો તથા નહીં બગડેલાં જળનો ઉપયોગ કરવાથી પ્રાણ, આયુષ્ય, બળ, વીર્ય અને ઓજ એઓની વૃદ્ધિ થાય છે. ૧૬.

### ઋતુઓ બગડે તો શું થાય છે?

**तेषां पुनर्व्यापदोऽदृष्टकारिताः । शीतोष्णवातवर्षाणि खलु विपरीतान्योषधीर्व्यापादयन्त्यापश्च; तासामुपयोगाद्विविधरोगप्रादुर्भावो मरको वा भवेदिति ॥ १७ ॥**

૧૩ ઋતુઓનો બગાડો એટલે શીત, ઉષ્ણ, વાયુ અને વરસાદ એઓનો હીનયોગ, મિથ્યાયોગ અને અતિયોગ સર્વજનોના અધર્મને લીધે થાય છે. વિપરીતતાને એટલે હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગને પામેલા શીત, ઉષ્ણ, વાયુ અને વરસાદ એઓ ઔષધિઓને તથા જળને ખરાબ કરી નાંખે છે. તે ખરાબ થએલી ઔષધિઓનો અને જળનો ઉપયોગ કરવાથી અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે અથવા મરકી[1] ફાટી નિકળે છે. ૧૭.

### ઋતુઓ બગડી હોય ત્યારે શું કરવું.

**तत्राव्यापन्नानामोषधीनामपां चोपयोगः ॥ १८ ॥**

૧૪ જ્યારે ઋતુઓમાં બગાડ થયો હોય ત્યારે નહીં બગડેલી જૂની ઔષધિઓનો તથા નહીં બગડેલાં જૂનાં જળનો ઉપયોગ કરવો. ૧૮.

### ઋતુઓના બગાડા શિવાય દેશનો નાશ થવાનાં બીજાં કારણો.

**कदाचिदव्यापन्नेष्वप्यृतुषु कृत्याभिशापरक्षःक्रोधाधर्मैरुपध्वस्यन्ते जनपदाः । विषौषधीपुष्पगन्धेन वायुनोपनीतेनाक्रम्यते यो देशस्तत्र दोषप्रकृत्यविशेषेण कासश्वासवमथुप्रतिश्यायशिरोरुग्ज्वरैरुपतप्यन्ते ग्रहनक्षत्रचरितैर्वा, गृहदारशयनासनयानवाहनमणिरत्नोपकरणगर्हितलक्षणनिमित्तप्रादुर्भावैर्वा ॥ १९ ॥**

૧૫ કોઇ વખતે ઋતુઓ બગડેલી ન હોય તો પણ અભિચારથી, ગુરુઓ વગેરેના શાપથી, રાક્ષસોથી કે અધર્મોથી દેશો ઉજડ થઈ જાય છે; જે દેશમાં વાયુએ આણેલો ઝેરી ઔષધોના પુષ્પોનો ગંધ ફેલાય છે તે દેશમાં દોષોનો કે પ્રકૃતિનો કશો મેળ ન રહેતાં ઉધરસ, સ્વાસ, ઉલટી, શલખમ, માથાનો દુઃખાવો અને તાવ એ રોગોથી તે દેશ પીડાય છે; કોઈ વખત ગ્રહો અને નક્ષત્રોની વિપરીત ગતિથી અથવા ઘર, સ્ત્રી, શય્યા, આસન, યાન (રથ વગેરે), અસ્વ વગેરે વાહન, મણિ (સૂર્યકાંત વગેરે), રત્નો (હીરા વગેરે) અને ઉપકરણો એઓના નિંદિત લક્ષણો, અથવા વારંવાર ભૂકંપ વગેરે નિમિત્તો ઉત્પન્ન થવાથી પણ અનેક રોગો ઉત્પન્ન થઈ દેશનો નાશ થાય છે. ૧૯.

### જ્યારે દેશનો નાશ કરે એવા રોગો ઉત્પન્ન થયા હોય ત્યારે શું કરવું?

**तत्र स्थानपरित्यागशान्तिकर्मप्रायश्चित्तमङ्गलजपहोमोपहारेज्याञ्जलिनमस्कारतपोनियमदयादानदीक्षाभ्युपगमदेवताब्राह्मणगुरुपरैर्भवितव्यमेवं साधु भवति ॥ २० ॥**

---

[1] અર્થાત્ એ ઋતુઓમાં દોષોની શાંતિને માટે કંઈ પણ ઉપાય ન કરવામાં આવે તોપણ તે ઋતુઓના શીતોષ્ણાદિ સ્વભાવને લીધે જ તેઓમાં દોષોની શાંતિ થઈ જાય છે.

[2] દિવસરાતમાં દોષોના જે અલ્પ સંચયો અને અલ્પ પ્રકોપો થાય છે તેઓનું સંશોધન 'અનાગતાબાધપ્રતિષેધનીય' નામના ચિકિત્સાસ્થાનના ૨૪ મા અધ્યયમાં કહેલા દન્તધાવન (દાતણ કરવું) વગેરે વિધિઓથી કરવું. કેમકે દિવસરાતમાં થતા સંચય પ્રકોપો ચંદ્ર, સૂર્ય અને વાયુ એઓના ઉષ્ણતા વગેરે ગુણોરૂપ અલ્પકારણોથી થાય છે; માટે તેઓની અનાગનાબાધપ્રતિષેનીયમાં કહેલા અલ્પવિધિઓથી જ શાંતિ થાય છે; અને ઋતુઓમાં થતાં સંચયપ્રકોપો તો બીજા માર્ગોમાં ગયેલા ચંદ્ર, સૂર્ય અને વાયુ એઓએ કરેલા દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય, વિપાક વગેરેના ફેરફારરૂપ મ્હોટા કારણોથી થયેલા હોવાને લીધે અતિપ્રબલવાન્ હોય છે માટે તેઓની વમન-વિરેચન, વગેરે મ્હોટા સંશોધન વિધિઓથીજ શાંતિ થાય છે.

[1] જેઓના પ્રકૃતિ, આહાર, દેહ, બળ, સાત્મ્ય, સત્વ અને વય સમાન ન હોય એવા મનુષ્યોનું વાયુ, જળ, દેશ અને કાળ એ ભાવો-બાબતો કે જેઓ સર્વેને સમાન છે તેઓના વૈગુણ્યથી ઉત્પન્ન થયેલા એક રોગથી એક સમયમાં જે મરણ થાય તેને 'જનપદોદ્ધ્વંસન' એટલે મરકી કહેવામાં આવે છે.

૧૬ તેવા સમયમાં જે સ્થાનમાં રોગોનો ઉપદ્રવ હોય તે સ્થાનનો ત્યાગ કરવો, એટલે તે સ્થાન છોડી દઈ બીજા ઉપદ્રવ વગરના સ્થાનમાં જવું, વેદમન્ત્રોથી યજ્નાદિ શાંતિકર્મો કરવાં, ચાંદ્રાયણ વગેરે પ્રાયશ્ચિત્તનાં વ્રતો કરવાં, ઉત્તમ ઔષધિઓ તથા ઉત્તમ મણિઓ વગેરેને ધારણ કરવાં, જપ કરવો, હોમ કરવો, દેવતાઓને બલિદાનો આપવાં, યજ્ઞો કરવા, દેવતાઓને તથા મહાત્માઓને હાથ જોડવા તથા નમસ્કાર કરવા, ઉપવાસ વગેરે તપશ્ચર્યા કરવી, નિયમો (મૌન વગેરે) પાળવા, સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી, દાનો આપવાં, ગુરુઓની પાસેથી મન્ત્રાદિની દીક્ષાઓ લેવી, ગુરુઓની આજ્ઞા માનવી અને દેવતાઓ, બ્રાહ્મણો તથા ગુરુઓની સેવામાં તત્પર રહેવું. આ પ્રમાણે કરવાથી સારું થાય છે. ૨૦.

**ऋतूनामत ऊर्ध्वमव्यापन्नानां लक्षणान्युपदेक्ष्यामः ॥ २१ ॥**

૧૭ હવે નહીં બગડેલી ઋતુઓનાં લક્ષણો[1] કહીએ છીએ. ૨૧.

### નહીં બગડેલી હેમન્તઋતુનાં લક્ષણો.

**वायुर्वात्युत्तरः शीतो रजोधूमाकुला दिशः ।**
**छन्नस्तुषारैः सविता हिमानद्धा जलाशयाः ॥२२॥**
**दर्पिता ध्वाङ्क्षखड्गाह्वमहिषोरभ्रकुञ्जराः ।**
**रोध्रप्रियङ्गुपुन्नागाः पुष्पिता हिमसाह्वये ॥ २३ ॥**

૧૮ હેમંતઋતુમાં ઉત્તરદિશાનો શીતળ પવન વાય છે, દિશાઓ રજથી અને ધૂમસથી વ્યાપ્ત થઇ રહે છે, સૂર્ય ઝાકળથી ઢંકાઈ જાય છે, જળાશયો બરફથી ઢંકાઈ રહે છે; કાગડા, ગેંડા, પાડા, ઘેંટા અને હાથીઓ મસ્ત થાય છે; તથા લોધર, ઘંઉલા અને પુંનાગનાં વૃક્ષોમાં ફુલો આવે છે. ૨૨–૨૩.

### નહીં બગડેલી શિશિરઋતુનાં લક્ષણો.

**शिशिरे शीतमधिकं वातवृष्ट्याकुला दिशः ।**
**शेषं हेमन्तवत्सर्वं विज्ञेयं लक्षणं बुधैः ॥ २४ ॥**

૧૯ શિશિરઋતુમાં હેમંતઋતુ કરતાં ઠંડી વધારે પડે છે, અને દિશાઓ પવન સહિત વરસાદથી તોફાની બને છે તથા બીજાં સઘળાં લક્ષણો હેમંતઋતુના જેવાં જ થાય છે. ૨૪.

### નહીં બગડેલી વસંતઋતુનાં લક્ષણો.

**दिशो वसन्ते विमलाः काननैरुपशोभिताः ।**
**किंशुकाम्भोजबकुलचूताशोकादिपुष्पितैः ॥ २५ ॥**
**कोकिलाषट्पदगणैरुपगीता मनोहराः ।**
**दक्षिणानिलसंवीताः सुमुखाः पल्लवोज्ज्वलाः॥२६॥**

[1] એટલે અહીં નહીં બગડેલા ઋતુઓનાં જે લક્ષણો કહેવામાં આવ્યાં છે તેથી ઉલટાં લક્ષણો જો જોવામાં આવે તો ઋતુઓ બગડેલી છે એમ સમજવું.

૨૦ વસંતઋતુમાં દિશાઓ નિર્મળ થાય છે, વનો જેઓમાં ફુલો આવેલાં છે એવા ખાખરા, કમળ, બોલસરી, આંબા અને અશોકનાં વૃક્ષોથી શોભી નિકળે છે, કોકિલોના ટોકાઓ તથા ભ્રમરોના ગુંજારો મનનું આકર્ષણ કરે છે અને દક્ષિણ દિશાનો પવન વાય છે. ૨૫–૨૬.

### નહીં બગડેલી ગ્રીષ્મઋતુનાં લક્ષણો.

**ग्रीष्मे तीक्ष्णांशुरादित्यो मारुतो नैर्ऋतोऽसुखः ।**
**भूस्तप्ता सरितस्तन्व्यो दिशः प्रज्वलिता इव ॥२७॥**
**भ्रान्तचक्राह्वयुगलाः पयःपानाकुला मृगाः ।**
**ध्वस्तवीरुत्तृणलताविपर्णाङ्कितपादपाः ॥ २८ ॥**

૨૧ ગ્રીષ્મઋતુમાં સૂર્યનો તાપ બહુ સખ્ત પડે છે, અસુખકારી નૈર્ઋત દિશાનો પવન વાય છે, પૃથ્વી સૂર્યના તાપથી તપી જાય છે, નદીઓનો પ્રવાહ પાતળો પડી જાય છે, દિશાઓ સળગેલી જેવી દેખાય છે, ચક્રવાક પક્ષીનાં જોડાંઓ જળાશયો ગોતવાને માટે ભટકતાં ફરે છે, મૃગો પાણી પીવાને માટે વ્યાકુળ થઇ રહે છે, છોડવાઓ, ખડ અને લતાઓ સુકાઇ જાય છે તથા વૃક્ષો પાનડાં વગરનાં થઈ જાય છે. ૨૭–૨૮.

### નહીં બગડેલી પ્રાવૃષ્ઋતુનાં લક્ષણો.

**प्रावृष्यम्बरमानद्धं पश्चिमानिलकर्षितैः ।**
**अम्बुदैर्विद्युदुद्द्योतप्रस्रुतैस्तुमुलस्वनैः ॥ २९ ॥**
**कोमलश्यामशष्पाढ्या शक्रगोपोज्ज्वला मही ।**
**कदम्बनीपकुटजसर्जकेतकिभूषिता ॥ ३० ॥**

૨૨ પ્રાવૃષ્ઋતુમાં પશ્ચિમ દિશાના વાયુએ ખેંચી આણેલાં, વિજળીઓના ચમકાટવાળાં, ખુબ વરસતાં અને ભારે ગર્જના કરતાં વાદળાંઓથી આકાશ ઢંકાઇ રહે છે; અને પૃથ્વી કોમળ હરીઆળા ઘાસવાળી, ઇંદ્રગોપ નામના કીડાઓથી દીપી નિકળેલી અને કદમ્બ, ધૂળીકદમ્બ, કડાયો, રાળનું ઝાડ તથા કેતકી (કેવડા)ઓના વૃક્ષોથી શોભીતી થઈ રહે છે. ૨૯–૩૦.

### નહીં બગડેલી વર્ષાઋતુનાં લક્ષણો.

**तत्र वर्षासु नद्योऽम्भःपूरोद्भग्नतटद्रुमाः ।**
**वाप्यः प्रोत्फुल्लकुमुदनीलोत्पलविराजिताः ॥३१॥**
**भूरव्यक्तस्थलश्वभ्रा बहुशस्योपशोभिता ।**
**नातिगर्जत्स्रवन्मेघनिरुद्धार्कग्रहं नभः ॥ ३२ ॥**

૨૩ વર્ષા ઋતુમાં નદીઓના કિનારાપરનાં વૃક્ષો જલના પૂરથી ભાંગી પડે છે, વાવો ખીલેલા પોયણાઓથી તથા કમળોથી શોભી રહે છે, પૃથ્વીના સપાટ પ્રદેશો કે ખાડાઓ કાદવને લીધે વરતી શકાતા નથી, પૃથ્વી અનેક તરેહના ધાન્યોથી શોભી નિકળે છે, અને આકાશમાં અતિ ગર્જના વગરનાં અને જળને વરસતાં વાદળાંઓથી સૂર્ય તથા બીજા ચંદ્રાદિ ગ્રહો ઢંકાઈ જાય છે. ૩૧–૩૨.

### નહીં બગડેલી શરદ્ઋતુનાં લક્ષણો.

**बभ्रुरुष्णः शरद्यर्कः श्वेताभ्रविमलं नभः ।**
**तथा सरांस्यम्बुरुहैर्भान्ति हंसांसघट्टितैः ॥३३॥**
**पङ्कशुष्कद्रुमाकीर्णा निम्नोन्नतसमेषु भूः ।**
**बाणसप्ताह्वबन्धूककाशासनविराजिताः ॥ ३४ ॥**

૨૪ શરદ્ઋતુમાં સૂર્ય પિંગળા રંગનો દેખાય છે, આકાશ સફેદ વાદળાંઓવાળું તથા સાફ દેખાય છે, સરોવરો હંસોની કાંધિથી ચલાયમાન થતા કમળોથી શોભી રહે છે; પૃથ્વી નીચા પ્રદેશોમાં કાદવવાળી, ઉંચા પ્રદેશોમાં સુકી, સપાટ પ્રદેશોમાં ઝાડવાંઓવાળી, તથા કાંટાશળીઓ, સપ્તપર્ણ, બપોરીઆ અને બીયો એઓનાં વૃક્ષોથી શોભી રહે છે. ૩૩–૩૪.

### ઋતુઓના ફેરફારથી દોષોનો પ્રકોપ થાય છે.

**स्वगुणैरतियुक्तेषु विपरीतेषु वा पुनः ।**
**विषमेष्वपि वा दोषाः कुप्यन्त्यृतुषु देहिनाम्॥३५॥**

૨૫ જો ઋતુઓ પોતપોતાના ગુણોના અતિયોગ, અયોગ અથવા મિથ્યાયોગને પામી હોય તો તેમાં માણસોના વાયુ, પિત્ત અને કફ એ દોષો પ્રકોપ પામે છે. ૩૫.

### કઈ ઋતુમાં કયા દોષનું હરણ કરવું?

**हरेद्वसन्ते श्लेष्माणं पित्तं शरदि निर्हरेत् ।**
**वर्षासु शमयेद्वायुं प्राग्विकारसमुच्छ्रयात् ॥३६॥**

૨૬ રોગોની ઉત્પત્તિ થયા પહેલાં જ વસંતઋતુમાં કફનું અને શરદ્ઋતુમાં પિત્તનું સંશોધન કરવું તથા વર્ષાઋતુમાં વાયુનું શમન કરવું. ૩૬.

---

## અધ્યાય ૭ મો.

### ઉપક્રમ.

**अथातो यन्त्रविधिमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે–હવે અહીંથી હું '[1]યન્ત્રવિધિ' નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨.

### યન્ત્રોની સંખ્યા અને તેમાં હાથનું પ્રધાનપણું.

**यन्त्रशतमेकोत्तरं, अत्र हस्तमेव प्रधानतमं यन्त्राणामवगच्छ। (किं [2]कारणं? यस्माद्धस्तादृते यन्त्राणामप्रवृत्तिरेव,) तदधीनत्वाद्यन्त्रकर्मणाम् ॥**

૧ આ અધ્યાયમાં યન્ત્રોનો વિધિ એટલે યન્ત્રોની કલ્પના અથવા યન્ત્રોના ભેદો કહેવામાં આવ્યા છે માટે આ અધ્યાયને 'યન્ત્રવિધિ' એવું નામ આપવામાં આવ્યું છે.

૨ કૌંસમાં મુકેલો પાઠ ટીકાકાર ચક્રપાણિદત્તને તથા ડલ્હણને સંમત નથી.

૨ યન્ત્રો એકસો[1] ને એક છે. યન્ત્રોમાં હાથ જ સર્વથી પ્રધાન છે. (કારણ કે, હાથ વિના યન્ત્રોની પ્રવૃત્તિ જ થતી નથી–યન્ત્રો વાપરી જ શકાતાં નથી), કેમકે યન્ત્રનાં કર્મો હાથને જ આધીન છે. ૩.

### યન્ત્રનું તથા શલ્યનું સામાન્ય લક્ષણ.

**तत्र मनःशरीराबाधकराणि शल्यानि, तेषामाहरणोपायो यन्त्राणि ॥ ४ ॥**

૩ મનને તથા શરીરને પીડા કરનારા જે દ્રવ્ય તેઓને 'શલ્ય' કહેવામાં આવે છે; અને તે શલ્યોને કહાડવાનાં જે સાધનો તેઓને 'યન્ત્રો'[2] કહેવામાં આવે છે. ૪.

### યન્ત્રોના ભેદો તથા તેઓની સંખ્યા.

**तानि षट्प्रकाराणि। तद्यथा-स्वस्तिकयन्त्राणि, संदंशयन्त्राणि, तालयन्त्राणि, नाडीयन्त्राणि, शलाकायन्त्राणि, उपयन्त्राणि चेति । तत्र चतुर्विंशतिः स्वस्तिकयन्त्राणि, द्वे संदंशयन्त्रे, द्वे एव तालयन्त्रे, विंशतिर्नाड्यः, अष्टाविंशतिः शलाकाः, पञ्चविंशतिरुपयन्त्राणि ॥ ५ ॥**

૪ એ યન્ત્રો ૭ પ્રકારનાં છે. જેમકે–સ્વસ્તિકયન્ત્રો,[3] સંદંશયન્ત્રો,[4] તાલયન્ત્રો, નાડીયન્ત્રો,[5] શલાકાયન્ત્રો[6] અને ઉપયન્ત્રો. એઓમાં સ્વસ્તિકયન્ત્રો ચોવીશ પ્રકારનાં છે, સંદંશયન્ત્રો બે પ્રકારનાં છે, તાલયન્ત્રો બે જ[7] પ્રકારનાં છે, નાડીયન્ત્રો વીશ પ્રકારનાં છે, શલાકાયન્ત્રો અઠ્યાવીશ પ્રકારનાં છે અને ઉપયન્ત્રો પચીશ પ્રકારનાં છે. ૫.

---

૧ અહીં મૂલમાં 'यन्त्रमेकोत्तरं शतं' એમ છે. તેમાં શતશબ્દનો અર્થ અસંખ્ય એવો કરવામાં આવે તો 'યન્ત્રો અસંખ્ય છે પણ તેમાં એક પ્રધાન છે' એવો અર્થ થાય, વૃદ્ધવાગ્ભટ્ટમાં કહ્યું છે કે "યન્ત્રોનાં કર્મો અસંખ્ય હોવાથી યન્ત્રો આટલાં જ છે એમ તેઓની નક્કી સંખ્યા કહેવી એ અશકય છે"

૨ યન્ત્રનું લક્ષણ વાગ્ભટ્ટમાં આ પ્રમાણે લખ્યું છે;–'શરીરના જુદા જુદા ભાગને પીડા કરનારાં જે નાનાં પ્રકારનાં શલ્યો તેઓને કહાડવાં; અર્શ, ભગંદર વગેરે અંદરના રોગોને જોવા; શસ્ત્ર, ક્ષાર અને અગ્નિ એઓની યોજના કરતાં બાકીનાં અંગની રક્ષા કરવી; તેમ જ બસ્તિ, નસ્ય વગેરેનો ઉપયોગ કરવો, એ સઘળી ક્રિયા કરવામાં સાધનભૂત જે પદાર્થ તે, તથા વાટકી, તુંબડી, શીંગડું અને જાંબવોષ્ઠ વગેરે એ સર્વને 'યન્ત્ર' કહેવામાં આવે છે. વા. સૂ. સ્થા. અ. ૨૫ શ્લો ૧–૨.

૩ 'સ્વસ્તિક' એટલે 'સાથીઓ,' જે યન્ત્રને ઉઘાડતાં તેને આકાર સાથીઆના જેવો થઇ જાય તેને 'સ્વસ્તિક યન્ત્ર' કહેવામાં આવે છે. ૪ સાણસી તથા ચીપીઓ. ૫ જે યન્ત્રો નાડી એટલે નળી જેવાં પોલા હોય તે 'નાડીયન્ત્રો' કહેવાય છે. નાડીયન્ત્રોને ઇંગ્રેજીમાં 'ટ્યુબ્યુલર' (Tubular) કહેવામાં આવે છે.

૬ શળીઓ. શલાકાયન્ત્રોને ઇંગ્રેજીમાં કેન્યુલા (Cannula) કહેવામાં આવે છે.

૭ બીજાં યન્ત્રોની સંખ્યા પછી નિશ્ચયાર્થક 'જ' (અવ્યવ) મુક્યો નથી અને અહીં મુક્યો છે, તેથી એમ બતાવે છે કે,–

## યન્ત્રો શાનાં બનાવવાં.

**तानि प्रायशो लौहानि भवन्ति, तत्प्रतिरूपकाणि वा तदलाभे ॥ ६ ॥**

૫ એ યન્ત્રો ઘણુંકરીને લોહ[1] વગેરે ધાતુઓનાં બનાવવામાં આવે છે. પરંતુ ધાતુ ન મળે તો પછી તેના જેવા બીજા દ્રવ્યોથી[2] પણ તે યન્ત્રો બનાવી શકાય છે. ૬.

## યન્ત્રો કેમ બનાવવાં.

**तत्र नानाप्रकाराणां व्यालानां मृगपक्षिणां मुखैर्मुखानि यन्त्राणां प्रायशः सदृशानि, तस्मात्तत्सारूप्यादागमादुपदेशादन्ययन्त्रदर्शनाद्युक्तितश्च कारयेत् ॥ ७ ॥**

૬ એ યન્ત્રોનાં મ્હોડાઓ ઘણુંકરીને હિંસક[3] પશુઓનાં કે હિંસક પક્ષીઓના મ્હોડાં જેવાં થાય છે. એટલા માટે તે પશુપક્ષીઓનાં મ્હોડાના આકારોની સરખામણી કરીને, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે, વૃદ્ધવૈદ્યોના ઉપદેશથી, બીજા (તૈયાર બનેલાં) યન્ત્રોને જોઇને અને માણસોના અવયવ વગેરેના વિભાગોનો વિચાર કરીને સઘળાં યન્ત્રો કરાવવાં. ૭.

## યન્ત્રો કેવાં બનાવવાં.

**समाहितानि यन्त्राणि खरश्लक्ष्णमुखानि च । सुदृढानि सुरूपाणि सुग्रहाणि च कारयेत् ॥ ८ ॥**

૭ એ સઘળાં યન્ત્રો યોગ્ય[4] માપવાળાં (બહુ મ્હોટા નહીં તેમ બહુ ન્હાનાં પણ નહીં એવાં), બહુ મજબૂત, સારા દેખાવવાળાં અને સારી રીતે પકડી શકાય એવી પાંખોવાળાં (અથવા જેઓથી પકડેલી વસ્તુ આમ તેમ હટી નહીં જાય એવાં) કરાવવાં. તેઓમાં ઉપયોગ પ્રમાણે કોઇનાં મ્હોડાં તીક્ષ્ણ તો કોઇનાં મ્હોડાં લાસાં[1] કરાવવાં. ૮.

## ચોવીશ પ્રકારનાં સ્વસ્તિક યન્ત્રોનાં નામ, લક્ષણ અને ઉપયોગ.

**४ तत्र स्वस्तिकयन्त्राण्यष्टादशाङ्गुलप्रमाणानि सिंहव्याघ्रवृकतरक्ष्वृक्षद्वीपिमार्जारशृगालमृगैर्वारुककाककङ्ककुररचासभासशशघात्युलूकचिल्लिश्येनगृध्रक्रौञ्चभृङ्गराजाञ्जलिकर्णावभञ्जननन्दिमुखमुखानि मसूराकृतिभिः कीलैरवबद्धानि मूलेऽङ्कुशवदावृत्तवारङ्गाण्यस्थिविदष्टशल्योद्धरणार्थमुपदिश्यन्ते ॥ ९ ॥**

૮ એઓમાં ચોવીશ પ્રકારનાં સ્વસ્તિક યન્ત્રોનાં નામો આ પ્રમાણે છે,–સિંહમુખ,[2] વ્યાઘ્રમુખ,[3] વૃકમુખ,[4] તરક્ષુમુખ,[5] ઋક્ષમુખ,[6] દ્વીપિમુખ,[7] માર્જારમુખ,[8] શૃગાલમુખ,[9] મૃગૈર્વારુકમુખ,[10] કાકમુખ,[11] કંકમુખ,[12] કુરરમુખ,[13] ચાસમુખ,[14] ભાસમુખ,[15] શશઘાતિમુખ,[16] ઉલૂકમુખ,[17] ચિલ્લિમુખ,[18] શ્યેનમુખ,[19] ગૃધ્રમુખ,[20] ક્રૌંચમુખ,[21] ભૃંગરાજમુખ,[22] અંજલિકર્ણમુખ,[23] અવભંજનમુખ[24] અને નન્દિમુખ.[25] આ યન્ત્રો અઢાર આંગળ લાંબાં કરાવવાં, એઓની કાંધમાં મસૂરના દાણા જેવી જડ નખાવવી અને એઓના મૂળભાગમાં અંકુશની પેઠે

---

બીજાં યન્ત્રો શલ્યોની આકૃતિ પ્રમાણે વધારે પણ બનાવી શકાય છે તેથી તેમની સંખ્યામાં વધારો પણ થાય છે. પણ તાલયન્ત્રો તો બે પ્રકારનાં જ થાય છે, તેથી તેની સંખ્યા બેથી વધતી જ નથી. (ડલ્હન)

૧ અહીં મૂલમાં જે 'લોહ' શબ્દ છે તે સોનું, રૂપું, ત્રાંબું, કલઇ અથવા શીશું અને લોહડું એ પાંચ ધાતુઓનો વાચક છે. માટે યન્ત્રો ઉપયોગને અનુસરીને સોનું વગેરે પાંચ ધાતુઓમાંથી ગમે તે ધાતુનાં કરવાં એમ ડલ્હણ વગેરે ટીકાકારો કહે છે. હાલમાં પણ કેટલાંક યન્ત્રો રૂપાના બનાવવામાં આવે છે અને કેટલાંક યન્ત્રો ઉપર સ્વચ્છતાને માટે રૂપાનો ઢોલ (ગીલીટ) ચ્હડાવવામાં આવે છે.

૨ દાંત, શીંગડાં, લાકડું વગેરે.

૩ હિંસક (શિકારી) પશુ પક્ષિઓ જેમ પોતાના મ્હોડાથી શિકારને પકડી લે છે અને પકડ્યા પછી ખેંચ્યા વગર રહેતા નથી તેમ યન્ત્રો પણ શરીરમાં રહેલા શલ્યને પકડી લઇ બ્હાર ખેંચી કહાડે માટે યન્ત્રોના મ્હોડાં હિંસક–શિકારી પશુપક્ષિઓનાં મ્હોડાં જેવાં બનાવવાં.

૪ મૂળમાં **समाहितानि** એવું પદ છે. તેનો અર્થ ડલ્હણ 'યોગ્યમાપવાળાં' એવો કરે છે અને ચક્રપાણિદત્ત 'જેના અવયવો પોતપોતાના સ્થાનમાં બરાબર ગોઠવાયલાં હોય' એવો અર્થ કરે છે.

૧ જેમકે કંકમુખ વગેરેના મ્હોડાં તીક્ષ્ણ હોય છે અને સિંહમુખ વગેરેના મ્હોડાં લાસાં હોય છે. ૨ સિંહના જેવા મ્હોડાવાળું. ૩ વાઘના જેવા મ્હોડાવાળું. ૪ વરૂ (નાર)ના જેવા મ્હોડાવાળું. ૫ ઝરખના જેવા મ્હોડાવાળું. ૬ રીંછના જેવા મ્હોડાવાળું. ૭ ચિતાના જેવા મ્હોડાવાળું. ૮ બિલાડાના જેવા મ્હોડાવાળું. ૯ શિયાળના જેવા મ્હોડાવાળું. ૧૦ મૃગૈર્વારુક એ હરણના જેવું એક હિંસક પશુ છે એમ હારાણચંદ્ર લખે છે. આનું ગુજરાતી નામ મળતું નથી. તેના જેવા મોઢાવાળું. ૧૧ કાગડાના જેવા મ્હોડાવાળું. ૧૨ કંક એ એક લાંબી ચાંચવાળું હિંસક પક્ષી છે. તેના પીછાં બાણમાં નાખવામાં આવે છે. (ડલ્લણ) આનું ગુજરાતી નામ મળ્યું નથી. તેના જેવા મોઢાવાળું. ૧૩ ટિટોડાના જેવા મ્હોડાવાળું. ૧૪ ચાસ (આને મરાઠીમાં તાસ પક્ષી અથવા ચારગા કહે છે. તે)નાં જેવા મોઢાવાળું. ચાસનું ગુજરાતી નામ મળ્યું નથી. ૧૫ 'ભાસ' એ એક પ્રકારના ગીધનું નામ છે. તેના જેવા મોઢાવાળું. ૧૬ મોટી સમળા (બાજ) જેવા મ્હોડાવાળું. (હારાણચંદ્ર) ૧૭ ઘુવડના જેવા મ્હોડાવાળું. ૧૮ સમળી (સમરા) ના જેવા મ્હોડાવાળું. ૧૯ સકરા–સીંચાણાના જેવા મ્હોડાવાળું. ૨૦ ગીધના જેવા મ્હોડાવાળું. ૨૧ ક્રૌંચ (મરાઠી–કરકોંચા, ગુજરાતી કુંઝડી?) ના જેવા મોઢાવાળું. ક્રૌંચ એ એક બગલાની જાતનું પક્ષી છે એમ હારાણચંદ્ર કહે છે. ૨૨ ભૃગરાજ (બંગાલી ફિંગા, મરાઠી–કાળ વટપક્ષી) ના જેવા મોઢાવાળું. ભૃંગરાજ એ એક જાતની કાળી ચકલી છે એમ ડલ્હણ કહે છે. ૨૩ અંજલિકર્ણ (આનું ગુજરાતી નામ મળ્યું નથી. તે) ના જેવા મોઢાવાળું. ૨૪ અવભંજન (આનું નામ ગુજરાતીમાં મળતું નથી. તે)ના જેવા મોઢાવાળું. ૨૫ નંદિમુખ (આનું ગુજરાતી નામ મળતું નથી. તે)ના જેવા મોઢાવાળું.

વળેલાં પાંખાઓ કરાવવાં. આ સઘળા સ્વસ્તિકયન્ત્રો હાડકાંઓમાં ઘુસેલા શલ્યોને કહાડવા માટે ઉપયોગમાં લેવાં. ૯.

## બે પ્રકારના સંદંશયન્ત્રો, તેઓનું પ્રમાણ અને તેઓનો ઉપયોગ.

**सनिग्रहोऽनिग्रहश्च संदंशौ षोडशाङ्गुलौ भवतः; त्वङ्मांससिरास्नायुगतशल्योद्धरणार्थमुपदिश्येते ॥ १० ॥**

૯ સંદંશ યન્ત્રો બે પ્રકારનાં છે,[1] એમાંના એકને કાંધના ભાગમાં જડ નાંખવામાં આવે છે (જેમકે, સાણસી) અને બીજાને તેવી જડ નાંખવામાં આવતી નથી. (જેમકે, ચીપીઓ) આ યન્ત્રો સોળ આંગળ લાંબાં બનાવવાં જોઇએ. એ બે સંદંશ યન્ત્રો ત્વચામાં, માંસમાં, શિરામાં અને સ્નાયુમાં રહેલાં શલ્યોને કહાડવાને માટે ઉપયોગમાં લેવાં. ૧૦.

## બે પ્રકારના તાલયંત્રો, તેઓનું લક્ષણ અને ઉપયોગ.

**तालयन्त्रे द्वादशाङ्गुले, मत्स्यतालुवदेकतालद्वितालके; कर्णनासानाडीशल्यानामाहरणार्थम् ॥**

૧૦ તાલયન્ત્રો[2] બે પ્રકારનાં છે.[3] તેઓ બાર આંગળ લાંબાં હોય છે. એમાંના એકને માછલાના તાળવા જેવો (અર્ધલંબગોળ અને વચમાં ખાડાવાળો) એક ભાગ હોય છે અને બીજાને તેવા બે ભાગ હોય છે. ૧૧.

**नाडीयन्त्राण्यनेकप्रकाराण्यनेकप्रयोजनान्येकतोमुखान्युभयतोमुखानि च; तानि स्रोतोगतशल्योद्धरणार्थं रोगदर्शनार्थमाचूषणार्थं क्रियासौकर्यार्थं चेति; तानि स्रोतोद्वारपरिणाहानि यथायोगपरिणाहदीर्घाणि च; भगन्दरार्शोव्रणबस्त्युत्तरबस्तिमूत्रवृद्धिदकोदरधूमनिरुद्धप्रकशसन्निरुद्धगुदयन्त्राण्यलाबूशृङ्गयन्त्राणि चोपरिष्टाद्वक्ष्यामः ॥ १२ ॥**

૧૧ નાડીયન્ત્રો અનેક પ્રકારનાં છે અને તેઓથી ઘણાં કાર્યો કરી શકાય છે. કેટલાંએક નાડીયન્ત્રો એક મ્હોડાવાળાં થાય છે અને કેટલાંએક નાડીયન્ત્રો ઘણા મ્હોડાવાળાં[1] થાય છે. સ્રોતોમાં રહેલા શલ્યોને કહાડવા માટે,[2] રોગોને જોવાને માટે,[3] રક્ત વગેરેને ચૂસવાને માટે[4] તથા બીજી ક્રિયાઓની સુગમતા માટે આ નાડીયન્ત્રોનો ઉપયોગ કરવો.[5] આ નાડીયન્ત્રો સ્રોતોનાં[6] દ્વારો જેવાં ઘેરાઇવાળાં (એટલે સ્રોતોના દ્વારોનો જેટલો વિસ્તાર હોય તેટલા વિસ્તારવાળાં) તથા યોગ્યતા પ્રમાણે જાડાં અને લાંબાં બનાવવાં.[7] વીશ પ્રકારના નાડીયન્ત્રોનાં નામો આ પ્રમાણે છે,—બે પ્રકારના ભગંદરયંત્રો, બે[8] પ્રકારના અર્શોયન્ત્રો, વ્રણયન્ત્ર, ચાર[9] પ્રકારના બસ્તિયન્ત્રો, બે[10] પ્રકારના ઉત્તરબસ્તિયન્ત્રો, મૂત્રવૃદ્ધિયન્ત્ર, દકોદરયન્ત્ર, ત્રણ[11] પ્રકારનાં

---

૧ સનિબન્ધન (જડવાળા) સંદંશને અંગ્રેજીમાં ફોર્સેપ્સ Farceps) અને અનિબન્ધન (જડ વગરના) સંદંશને અંગ્રેજીમાં (ટોંગ Tongs) કહેવામાં આવે છે. વૃદ્ધવાગ્ભટ્ટમાં બીજા બે સંદંશ યન્ત્રો વધારે આપેલાં છે તેના લક્ષણો આ પ્રમાણે છે,—"૧ બીજું એક છ આંગળ લાંબું, અર્ધો આંગળ પહોળું, જેના બન્ને પાંખ્યાં વાંકાં હોય એવું અને અંગુઠો તથા તેને પાસેની આંગળીના છેડાઓને ભેગા કર્યાં હોય તો તેની જેવી આકૃતિ થાય તેવી આકૃતિવાળું સંદંશયન્ત્ર બનાવવું અને તેનો ઉપયોગ સૂક્ષ્મ શલ્યોને, પરબાલને તથા વ્રણની અંદરના વધારે માંસને ખેંચી કહાડવામાં કરવો" આ સંદંશ અનિબન્ધ સંદંશનો જ એક ભેદ છે. આનો આકાર હજામોની પાસે રહેતા વાળ છોંટવાના ચીપીયા જેવો છે. ૨ "બીજું મુચુંડી નામનું સંદંશયન્ત્ર છ આંગળ લાંબું, અર્ધા આંગળ પહોળાં અને સીધાં પાંખ્યાવાળું, જેના પાંખ્યાનાં અંદરના ભાગમાં ઝીણા ઝીણા દાંતા હોય એવું અને જેના મૂલમાં કાતરના જેવાં બે પકડવાના હોય એવું બનાવવું અને તેનો કાપેલા અર્મ (આંખની સફેદાઇમાં વધેલું માંસ Pterygium) ના બાકી વધેલા ભાગને તથા ગંભીર વ્રણની અંદરના માંસને કાપી કહાડવા માટે ઉપયોગ કરવો. આ સંનિબન્ધન સંદંશનો ભેદ છે આને અંગ્રેજીમાં (આર્ટરી ફોર્સેપ્સ) કહેવામાં આવે છે.

૨ અહીં હારાણચંદ્ર કવિરાજ 'તાલ' એ શબ્દનો કરતાલ (એક પ્રકારનું વાદ્ય) એવો અર્થ માની 'માછલાના તાળવા જેવો મૃદુ-પાતળો અને કરતાલ જેવા આકારનો એક ભાગને જેને હોય તે એકતાલક અને તેવા બે ભાગ જેને હોય તે દ્વિતાલક એવો અર્થ કરે છે.

૩ સુશ્રુતે કહેલા તાલયન્ત્રોનું હાલમાં ડૉક્ટરો વાપરતા (સ્કૂપ Scoop) નામના યન્ત્રોની સાથે સરખાપણું જોવામાં આવે છે.

૧ જેમકે અલાબૂયન્ત્ર વગેરે એક મુખવાળાં અને અર્શોયન્ત્ર વગેરે અનેક મુખવાળાં છે.

૨ સૂત્રસ્થાનના ૨૭ મા અધ્યાયનું ૧૯ મું સૂત્ર જુવો.

૩ અંદરના અર્શ, ભગંદર, યોનિરોગ વગેરે રોગો જોવાને માટે બન્ને પાર્શ્વમાં છિદ્રવાળું અર્શોયન્ત્ર, ભગંદરયન્ત્ર અને યોન્યેક્ષણયન્ત્ર વગેરે યન્ત્રો જોવાને માટે વપરાય છે.

૪ વાયુ, ખરાબ લોહી, ખરાબ ધાવણ વગેરે ચૂસવાને માટે. ઘટીયન્ત્ર (કપીંગ ગ્લાસ), અલાબુ, અને સ્તન્યચૂષણ (બ્રેષ્ટપંપ Breast Pump) વગેરે યન્ત્રો ચૂસવાને માટે વપરાય છે.

૫ અંદરના અર્શ વગેરે રોગોમાં શસ્ત્રક્રિયા કરવી, ક્ષાર મુકવા, ડ્હામ દેવા વગેરે ક્રિયાઓમાં સુગમતા કરવા માટે. નાક વગેરેમાં ફુંક મારી દવા પહોંચાડવા માટે પણ નાડી યન્ત્રોનો ઉપયોગ કરવામાં આવે છે.

૬ જેમ કે 'નિરુદ્ધપ્રકશ' રોગમાં સ્રોતના દ્વારને વધારવા માટે સ્રોતના—છિદ્રના પ્રમાણનું નાડીયન્ત્ર કહેવામાં આવશે.

૭ એટલે જે સ્રોતોમાં જેટલાં જાડાં અને લાંબાં નાડીયન્ત્રો ઉપયોગમાં આવતાં હોય તે સ્રોતને માટે તેટલાં જાડાં અને લાંબાં નાડીયન્ત્રો બનાવવાં. જેમ કે મોટા એવા ગુદસ્રોતમાં પણ કનિષ્ઠિકા, અનામિકા અને મધ્યમા અંગુળી જેટલાંજ જાડાં બસ્તિયન્ત્રો ઉપયોગમાં આવે છે. (હારાણચંદ્ર).

૮ એક જોવા માટે અને એક ક્રિયા માટે એ રીતે ભગંદરયન્ત્ર તથા અર્શો યન્ત્ર બે પ્રકારનાં છે.

૯—૬, ૮, ૧૦ અને ૧૨ આંગળની લંબાઇના ભેદથી બસ્તિયન્ત્ર ચાર પ્રકારનાં છે.

૧૦ એક પુરૂષને માટે અને બીજું સ્રીને માટે.

૧૧ પ્રાયોગિક, સ્નૈહિક અને વૈરેચનિક એ ભેદથી ધૂમયન્ત્રો ત્રણ

ધૂમયન્ત્રો, નિરુદ્ધપ્રકશયન્ત્ર, સંનિરુદ્ધગુદયન્ત્ર, અલાબુયન્ત્ર અને શૃંગયન્ત્ર. આ યન્ત્રો વિશે વિશેષ વ્યાખ્યાન આગલ[1] આપવામાં આવશે.[2] ૧૨.

પ્રકારનાં છે, કાસઘ્ન અને વામનીય એ બેનો વૈરેચનિકમાં જ અંતર્ભાવ થતો હોવાથી તેને જુદા ગણવા નહીં (ચક્રપાણીદત્ત).

૧ ભગંદર યન્ત્રનું વર્ણન ચિ૦ સ્થા૦ ના ૮૪ મા અધ્યાયમાં, અર્શોયન્ત્રનુ વર્ણન ચિ૦ સ્થા૦ ના છઠ્ઠા અધ્યાયમાં, બસ્તિયન્ત્રનુ વર્ણન ચિ૦ સ્થા૦ ના ૩૫ માં અધ્યાયમાં, ઉત્તરબસ્તિયન્ત્રનું વર્ણન ચિ૦ સ્થા૦ ના ૩૭ માં અધ્યાયમાં, મૂત્રવૃદ્ધિયન્ત્રનું વર્ણન ચિ૦ સ્થા૦ ના ૧૯ મા અધ્યાયમાં, દકોદરયન્ત્રનું વર્ણન ચિ૦ સ્થા૦ ના ૧૪ મા અધ્યાયમાં, ધૂમયન્ત્રનું વર્ણન ચિ૦ સ્થા૦ ના ૪૪ મા અધ્યાયમાં, નિરુદ્ધપ્રકશયન્ત્ર અને સન્નિરુદ્ધગુદયન્ત્રનું વર્ણન ચિ૦ સ્થા૦ ના ૨૦ માં અધ્યાયમાં તથા અલાબુયન્ત્રનું અને શૃંગયન્ત્રનું વર્ણન સૂ૦ સ્થા૦ ના ૧૩ મા અધ્યાયમાં આપવામાં આવશે. આ યન્ત્રો કેવાં બનાવવાં, બીજા ગ્રન્થોમાં આ યન્ત્રોના સંબંધમાં શું લખ્યું છે અને હાલ અંગ્રેજીમાં આ યન્ત્રોને શું કહેવામાં આવે છે વગેરે બાબતો ઉપર તે તે સ્થલમાં ટિપ્પણમાં વિવેચન કરવામાં આવશે.

વાગ્ભટમાં નીચે લખેલાં નાડી યન્ત્રો વધારે કહેલાં છે. ૧ 'કંઠની અંદર રહેલા શલ્યને જોવા માટે દશ આંગળ લાંબું અને પાંચ આંગળ ઘેરાઇવાળું એક નાડી યન્ત્ર બનાવવું. ૨ 'ચતુષ્કર્ણ વારંગને પકડવાને માટે પાંચ મ્હોડા (છિદ્રો)વાળું એક નાડીયન્ત્ર બનાવવું અને દ્વિકર્ણવારંગને પકડવાને માટે ત્રણ છિદ્રોવાળું એક નાડીયન્ત્ર બનાવવું." ૩ 'એ જ પ્રકારની બીજી નાડી શલ્યને જોવાને માટે બનાવવી અને તેની લંબાઇ, જાડાઇ અને ઘેરાઇ વારંગકર્ણને અનુસરીને રાખવી. ૪ 'શલ્યને હલાવવાને માટે બાર આંગળ લાંબું, ત્રણ આંગળ ઘેરાછિદ્રવાળું એક નાડીયન્ત્ર બનાવવું અને તેનું મ્હોડું કમળની કર્ણિકા જેવું રાખવું.' ૫ 'અંગુલિત્રાણક નામનું નાડીયન્ત્ર લાકડાનું અથવા હાથીદાંતનું, ગાયના આંચળના આકારનું, ચાર આંગળ લાંબું અને બે છિદ્રોવાળું બનાવવું, દાંતની ડાઢ વળી ગઇ હોય ત્યારે આ યન્ત્રથી મ્હોડું સ્હેલાઇથી ઉઘાડી શકાય છે.' ૬ 'યોનિવ્રણેક્ષણ નામનું યન્ત્ર શોળ આંગળ લાંબું, વચમાં પોલું, કમળની કળીના આકારનું, ચાર ભિત્તવાળું અને ચાર શલાકાવાળું બનાવવું અને તેના ઉપર એક ઉપરથી નીચે હાલનારું કડું બેસાડવું. આ યન્ત્રને મૂલ તરફ દાબવાથી તેનું મ્હોડું ઉઘડે છે. આને અંગ્રેજીમાં ( Vaginal Speculum ) કહે છે. ૭ 'નાડીવ્રણ ધોવાને માટે તથા તેમાં તેલ નાખવાને માટે બસ્તિયન્ત્રના આકારની અને છ આંગળ લાંબી પિચકારી બનાવવી; તેના મૂલનું છિદ્ર અંગુઠા જેટલું અને મ્હોડાનું છિદ્ર વટાણા જેટલું રાખવું; બસ્તિયન્ત્રની પેઠે આ યન્ત્રના આગલા ભાગમાં કર્ણિકા રાખવી નહીં તથા તેના મૂલમાં એક નરમ ચામડાની કુંકણી બાંધવી.'

૨ વીશ પ્રકારના નાડીયંત્રોની જે આ ગણના આપી છે તે ચક્રપાણિ તથા ડલ્હણના મત પ્રમાણે આપી છે. અત્રે હારાણચન્દ્ર કવિરાજ આથી જુદી જ રીતે વીશ નાડીયંત્રો ગણી બતાવે છે. જેમ કે, બે પ્રકારના અર્શોયંત્રો (એક પુરુષ તથા એક સ્ત્રી માટે), ચાર પ્રકારના બસ્તિયંત્રો (૬, ૮, ૧૦ અને ૧૨ આંગળના ભેદથી), પાચ પ્રકારના ઉત્તરબસ્તિયંત્રો (એક શિસ્ન જેટલું અને બીજું ચૌદ આંગળ લાંબું એ ભેદથી બે પુરુષને માટે, એક યોનિમાર્ગ માટે અને બીજું મૂત્રમાર્ગ માટે એ રીતે બે સ્ત્રીઓ માટે, અને એક કન્યા માટે એ ભેદથી), એક દકોદર યંત્ર, પાંચ ધૂમયંત્રો (પ્રાયોગિક, સ્નૈહિક, વૈરેચનિક, કાસઘ્ન અને વ્રણધૂપન એ ભેદોથી), એક નિરુદ્ધકશયન્ત્ર, એક અલાબુયંત્ર, અને એક શૃંગયન્ત્ર એ રીતે વીશ નાડીયન્ત્રો છે. ભગંદરયન્ત્ર અર્શોયન્ત્રના જેવું, વ્રણયન્ત્ર બસ્તિના જેવું, મૂત્રવૃદ્ધિયન્ત્ર દકોદરના જેવું અને સંનિરુદ્ધગુદયન્ત્ર સંનિરુદ્ધપ્રકશના જેવું હોવાને લીધે તેની જુદી ગણના કરવાની જરૂર નથી.

**शलाकायन्त्राण्यपि नानाप्राकाराणि नानाप्रयोजनानि यथायोगपरिणाहदीर्घाणि च; तेषां गण्डूपदसर्पफणशरपुङ्खबडिशमुखे द्वे द्वे एषणव्यूहनचालनाहरणार्थमुपदिश्येते, मसूरदलमात्रमुखे द्वे किंचिदानताग्रे स्रोतोगतशल्योद्धरणार्थे, षट्कार्पासकृतोष्णीषाणि प्रमार्जनक्रियासु, त्रीणि दर्व्याकृतीनि खलुमुखानि क्षारौषधप्रणिधानार्थे, त्रीण्यन्यानि जाम्बववदनानि त्रीण्यङ्कुशवदनानि षडेवाग्निकर्मस्वभिप्रेतानि, नासार्बुदहरणार्थमेकं कोलास्थिदलमात्रमुखं खलुतीक्ष्णोष्ठं, अञ्जनार्थमेकं कलायपरिमण्डलमुभयतो मुकुलाग्रं, मूत्रमार्गविशोधनार्थमेकं मालतीपुष्पवृन्ताग्रप्रमाणपरिमण्डलमिति ॥ १३ ॥**

૧૩ શલાકાયન્ત્રો પણ અનેક પ્રકારનાં છે. અને તેઓથી અનેક પ્રકારના કાર્યો કરી શકાય છે શલાકાયન્ત્રોની જાડાઈ તથા લંબાઈ યોગ્યતા પ્રમાણે રાખવી. એઓમાંથી બે શલાકાયન્ત્રો અળશલિઆના જેવા મ્હોડાવાળાં[1] બનાવવાં અને તેનો ઉંડા પાક વગેરેમાં પરૂ વગેરે શોધવાનાં કામમાં ઉપયોગ કરવો, બે યન્ત્રો[2] સર્પની ફણ જેવા મ્હોડાવાળાં બનાવવાં અને તેનો તોડેલી પથરીને એકઠી કરવાને માટે[3] ઉપયોગ કરવો, બે[4] શલાકાયન્ત્રો બાણના પુંખના જેવાં મ્હોડાવાળાં બનાવવાં અને તેનો શલ્યને હટાવવાના કામમાં ઉપયોગ કરવો, બે શલાકાયન્ત્રો માછલાં પકડવાના કાંટાના જેવાં મ્હોડાવાળાં[5] બનાવવાં

૧ આ શલાકાયન્ત્રને 'એષણી' કહેવામાં આવે છે, એષણી તે અંગ્રેજીમાં પ્રોબ ( Probes ) કહેવામાં આવે છે.

૨ આમાનું એક સોળ આંગળ અને બીજું બાર આંગળ લાંબું બનાવવું. વાગ્ભટ.

૩ જેમ કે વાગ્ભટમાં લખેલું છે કે, "પથરી કહાડવા માટે આગળના ભાગમાં સર્પના ફણા સરખું વાંકું વળેલું એક 'સર્પફણ' નામનું શલાકાયન્ત્ર બનાવવું.

૪ આમાનું એક દશ આંગળ અને બીજું બાર આંગળ લાંબું બનાવવું. વાગ્ભટ.

૫ આ શલાકાયન્ત્રને 'બડિશ' કહેવામાં આવે છે, આને અંગ્રેજીમાં હુક ( Hook ) કહે છે. આ બે યન્ત્રોમાંનું એક વળેલી અણીવાળું (આંચિતાગ્ર) અને બીજું સીધી અણીવાળું (પ્રયતાગ્ર) હોય છે.

અને તેના શલ્યને ખેંચી કહાડવાના કામમાં ઉપયોગ કરવો, બે[1] શલાકાયન્ત્રો મસૂરની દાળ જેવાં મ્હોડાવાળાં તથા કાંઇક નમેલી અણીવાળાં બનાવવાં અને તેનો સ્રોતોમાં રહેલા શલ્યોને કહાડવા માટે ઉપયોગ કરવો, લોહી પરૂ વગેરે લુછી નાખવા માટે જેઓના છેડા ઉપર રુ વીટવામાં આવ્યું હોય એવી છ[2] શલાકાઓ બનાવવી, ત્રણ[3] શલાકાયન્ત્રો કડછી જેવી આકૃતિવાળાં અને ઉંડા મ્હોડાવાળાં બનાવવાં તથા શરીરના કોઇ પણ ભાગમાં ક્ષાર મુકવાને માટે તેઓનો ઉપયોગ કરવો, ત્રણ[4] શલાકાયન્ત્રો જાંબુ જેવા મ્હોડાવાળાં તથા ત્રણ શલાકાયન્ત્રો અંકુશના જેવા મ્હોડાવાળાં બનાવવાં અને તે છ યન્ત્રોનો અગ્નિકાર્યમાં (ડામ દેવાના કામમાં) ઉપયોગ કરવો, નાકમાંથી રસોળી કહાડવા માટે બોરના અર્ધા ઠળીઆ જેવડા મ્હોડાવાળું, વચમાં ઉંડું અને તીક્ષ્ણ ઓઠવાળું એક શલાકાયન્ત્ર બનાવવું, આંખમાં અંજન નાખવા માટે વટાણા જેટલું બન્ને તરફના છેડામાં ફુલની કળી જેવા આકારનું એક શલાકાયન્ત્ર બનાવવું તથા મૂત્રમાર્ગને સાફ કરવાને માટે જાઇના ફુલના દીંટીયાના અગ્ર ભાગ જેટલી ગોળાઇવાળું એક શલાકાયન્ત્ર બનાવવું. ૧૩.

### પચીશ ઉપયન્ત્રો અને તેઓનો ઉપયોગ.

**उपयन्त्राण्यपि रज्जुवेणिकापट्टचर्मान्तवल्कललतावस्त्राष्ठीलाश्ममुद्गरपाणिपादतलाङ्गुलिजिह्वा-**

**दन्तनखमुखबालाश्वकटकशाखाष्ठीवनप्रवाहणहर्षायस्कान्तभयानि क्षाराग्निभेषजानि चेति ॥ १४ ॥**
**एतानि देहे सर्वस्मिन् देहस्यावयवे तथा ।**
**सन्धौ कोष्ठे धमन्यां च यथायोगं प्रयोजयेत् ॥१५॥**

૧૩ દોરી, ત્રેવડી વણેલી દોરી, પાટીયું, ચામડું, વૃક્ષોની અતર્છાલ,[1] વેલાઓ, વસ્ત્ર, અષ્ઠીલા (એક લંબગોળ પથરો), હથોડો, હાથનું અને પગનું તળું, આંગળી, જીભ, દાંત, નખ, મ્હોડું, વાળ, ઘોડાના[2] ચોકડાની કડી, ઝાડની ડાળ, થુંકવું, પ્રવાહણ (વમન, વિરેચન, છીંક વગેરે ગતિ આપનાર ક્રિયાઓ), હર્ષ, લોહચુંબક,[3] ભય, ક્ષાર, અગ્નિ અને ઔષધ એ પચીશ ઉપયન્ત્રો છે. આ ઉપયન્ત્રોનો સઘળા શરીરમાં, શરીરના અવયવમાં, સંધિસ્થલમાં, કોષ્ઠ (કોઠા)માં અને ધમનીમાં યોગ્યતા પ્રમાણે ઉપયોગ કરવો. ૧૪-૧૫.

### ચોવીશ પ્રકારનાં યન્ત્રોનાં કામો.

**यन्त्रकर्माणि तु निर्घातनपूरणबन्धनव्यूहनवर्तनचालनविवर्तनाविवरणपीडनमार्गाविशोधनविकर्षणाहरणाञ्छनोन्नमनविनमनभञ्जनोन्मथनाचूषणैषणदारणर्जूकरणप्रक्षालनप्रधमनप्रमार्जनानि चतुर्विंशतिः ॥ १६ ॥**

૧૪ હલાવવું, પૂરવું, બાંધવું, ગોઠવવું, ગોળ કરવું, એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં લેવું, ફેરવવું, ફેલાવવું, દબાવવું, રસ્તો સાફ કરવો, ખેંચવું, કહાડી લેવું, જરા અગ્રમાં (મ્હોડા તરફ) લાવવું, ઉંચે ઉપાડવું, નમાવવું, મર્દન કરવું, મથવું, ચૂસવું, તપાસવું, ફાડવું, સરખું કરવું, ધોવું, ફુંકવું અને લુછી નાખવું એ ચોવીશ યન્ત્રોનાં કામો છે. ૧૬.

**स्वबुद्ध्या चापि विभजेद्यन्त्रकर्माणि बुद्धिमान् ।**
**असंख्येयविकल्पत्वाच्छल्यानामिति निश्चयः ॥१७॥**

૧૫ શલ્યના ભેદો અસંખ્ય છે એટલા માટે બુદ્ધિમાન્ વૈદ્યે પોતાની બુદ્ધિથી પણ યન્ત્રોના કામો કલ્પી લેવાં. ૧૭.

### કેવા યન્ત્રો દોષવાળા ગણાય છે.

**तत्रातिस्थूलमसारमतिदीर्घमतिह्रस्वमग्राहि विषमग्राहि वक्रं शिथिलमत्युन्नतं मृदुकीलं मृदुमुखं मृदुपाशमिति द्वादश यन्त्रदोषाः ॥ १८ ॥**

૧૬ બહુ જાડું, હલકી જાતનાં લોઢાથી બનાવેલું,

---

૧ આમાંનું એક આઠ આંગળ અને બીજું નવ આંગળ લાંબું બનાવવું. વાગ્ભટ.

૨ આ છ શલાકાઓનો ઘણું કરીને નાક, કાન અને ગુદા સંબંધી ક્ષાર વગેરેની ક્રિયાઓમાં ઉપયોગ કરવામાં આવે છે. તેઓમાંની બે શલાકાઓ નાકસંબન્ધિ પાસેના અને છેટેના કાર્યને માટે અનુક્રમે છ આંગળ અને સાત આંગળ લાંબી બનાવવી, કાનસંબન્ધિ પાસેના કામને માટે એક આઠ આંગળ લાંબી અને બીજી છેટેના કામને માટે નવ આંગળ લાંબી બનાવવી. ગુદાસંબન્ધિ પાસેના કામને માટે એક દશ આંગળ લાંબી અને છેટેના કામને માટે બીજી બાર આંગલ લાંબી કરવી. વાગ્ભટ.

૩ આ ત્રણ યન્ત્રો આઠ આંગલ લાંબાં રાખવાં અને તેના મ્હોડાં તર્જની (અંગુઠાની જોડેની આંગળી) મધ્યમા (વચલી આંગળી) અને અનામિકા (વચલી અને ટચલીને વચેની આંગળી) એઓના નખો પ્રમાણે બનાવવાં. વાગ્ભટ.

૪ જાંબવોષ્ઠ નામના ત્રણ શલાકાયન્ત્રોની કુલ લંબાઈ બાર આંગળ, દશ આંગળ અને આઠ આંગળ રાખવી તથા તેઓના ફલાની લંબાઇ અનુક્રમે દોઢ આંગળ, એક આંગળ અને અર્ધો આંગળ રાખવી અને તેઓનો સ્થાનપરત્વે ઉપયોગ કરવો (વૃદ્ધ વાગ્ભટ). વાગ્ભટમાં નીચે લખેલાં શલાકાયન્ત્રો વધારે કહેવામાં આવ્યાં છે, ૧ 'મૂઢગર્ભ (અટકેલા ગર્ભને) કહાડવાને માટે શંકુના આકારનું, આગળના ભાગમાં વાંકુ વળેલું અને આઠ આંગળ લાંબુ 'ગર્ભશંકુ' નામનું એક શલાકાયન્ત્ર બનાવવું.' ૨ 'દાંત કહાડવા માટે (દાંત કહાડવા પહેલાં દાંતને મૂળમાંથી ઢીલા કરવા માટે) ચાર આંગળ લાંબું અને જેના મ્હોડાનો આકાર બાણના પુંખના સરખો હોય એવું એક 'શરપુંખ' મુખ નામનું શલાકાયન્ત્ર બનાવવું,' ૩ 'કાનમાંથી મેલ વગેરે કહાડવા માટે સ્રુવાના આકારના મ્હોડાવાળું એક શલાકાયન્ત્ર બનાવવું.

૧ વૃક્ષોની છાલો ભગ્નને બાંધવામાં કામ આવે છે. જુવો ચિકિત્સાસ્થાનના ૩ જા અધ્યાયનો ૫ મો શ્લોક.

૨ ઘોડાનાં ચોકડાંનો ઉપયોગ સૂત્રસ્થાનના ૨૭ માં અધ્યાયના ૧૯ માં સૂત્રમાં કહેવામાં આવશે.

૩ આ પથરો આકર્ષક (લોઢાનું આકર્ષણ કરનાર), ચુંબક (લોઢાનું ચુંબન કરનાર), દ્રાવક (લોઢાને પીગળાવનાર) અને ભ્રામક (લોઢાને ભ્રમણ કરાવનાર) એમ ચાર પ્રકારનો થાય છે. (ડલ્લન)

બહુ લાંબું, બહુ ટુંકું, શલ્યને બીલકુલ પકડી ન શકે એવું શલ્યને બરાબર પકડી ન શકે એવું, વાંકું, ઢીલું, બહુ ઉંચું, નરમ જડવાળું, નરમ મ્હોડાવાળું અને નરમ એ બાર પ્રકારનાં યન્ત્રો દોષવાળાં ગણાય છે.

### ઉત્તમ યન્ત્રનું લક્ષણ.

**एतैर्दोषैर्विनिर्मुक्तं यन्त्रमष्टादशाङ्गुलम् ।**
**प्रशस्तं भिषजा ज्ञेयं तद्धि कर्मसु योजयेत् ॥१९॥**

૧૭ જે અઢાર આંગળનું યન્ત્ર ઉપર કહેલા દોષ વિનાનું હોય તેને ઉત્તમ સમજવું, અને તેવા જ યન્ત્રનો વૈદ્યે ચિકિત્સાકર્મમાં ઉપયોગ કરવો. ૧૯.

### કેવાં કેવાં શલ્યોને કયા કયા યન્ત્રોથી કહાડવાં.

**दृश्यं सिंहमुखाद्यैस्तु गूढं कङ्कमुखादिभिः ।**
**निर्हरेत्तु शनैः शल्यं शास्त्रयुक्तिव्यपेक्षया ॥२०॥**

૧૮ જે શલ્ય બહાર દેખાતું હોય તેને સિંહમુખ વગેરે યન્ત્રોથી અને જે શલ્ય અંદર છુપાયલું હોય તેને કંકમુખ વગેરે યન્ત્રોથી કાહાડવું. અથવા જે શસ્ત્ર જ્યાં યોગ્ય જણાય ત્યાં તે શસ્ત્રવડે શલ્યને ખેંચી કાહાડવું. ૨૦.

### હાથ વિના બીજા યન્ત્રોમાં કંકમુખનું પ્રધાનપણું.

**निवर्तते साध्ववगाहते च**
**शल्यं निगृह्योद्धरते च यस्मात् ।**
**यन्त्रेष्वतः कङ्कमुखं प्रधानं**
**स्थानेषु सर्वेष्वधिकारि चैव ॥ २१ ॥**

૧૯ કંકમુખયન્ત્ર સેહેલાઇથી વ્રણની અંદર પેસે છે, સેહેલાઇથી વ્રણમાંથી બહાર નિકળે છે, સારી રીતે શલ્યને પકડીને બહાર ખેંચી કહાડે છે અને સઘળી જગોમાં તેનો ઉપયોગ કરી શકાય છે માટે તે સઘળા યન્ત્રોમાં પ્રધાન–મુખ્ય છે. ૨૧.

---

## અધ્યાય ૮ મો.

### ઉપક્રમ.

**अथातः शस्त्रावचारणीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે હું અહીંથી 'શસ્ત્રાવચારણીય'[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧. ૨.

૧ શસ્ત્રોનું જે અવચારણ (ઉપયોગ) તેનું નામ 'શસ્ત્રાવચારણ', એ વિષયને અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવેલ છે તેથી આને 'શસ્ત્રાવચારણીય,' એવું નામ આપવામાં આવ્યું છે.

### વીશ પ્રકારનાં શસ્ત્રોનાં નામો.

**विंशतिः शस्त्राणि; तद्यथा मण्डलाग्रकरपत्रवृद्धिपत्रनखशस्त्रमुद्रिकोत्पलपत्रकार्धधारसूचीकुशपत्राटीमुखशरारीमुखान्तर्मुखत्रिकूर्चककुठारिकाव्रीहिमुखारावेतसपत्रकबडिशदन्तशङ्क्वेषण्य इति ३**

૨ શસ્ત્રો વીશ પ્રકારનાં છે, જેમ કે–[1]મંડલાગ્ર, [2]કરપત્ર, [3]વૃદ્ધિપત્ર, [4]નખશસ્ત્ર, [5]મુદ્રિકા, [6]ઉત્પલપત્ર, [7]અર્ધધાર,

---

૧ આ શસ્ત્ર છ આંગળ લાંબું કરવું અને તેના પાનાની આકૃતિ અંગુઠાની પાસેની આંગળીના નખના મૂળના ધોળા ભાગ (અન્તર્નખ) જેવી રાખવી. તેનો પોથકી (આંખના પાપણનો એક રોગ) અને ગળશુંડિકા–પડજીભ વગેરેમાં લેખન તથા છેદન માટે ઉપયોગ કરવો (વાગ્ભટ). મંડલાગ્રની હાલમાં ડૉક્ટરો તરફથી વપરાતા 'સ્પૂન Spoon' નામના શસ્ત્રની સાથે સરખામણી કરી શકાય છે.

૨ કરપત્ર એટલે કરવતી, તે તીક્ષ્ણ ઝીણા દાંતાવાળી, દશ આંગળ લાંબી અને બે આંગળ પ્હોળી કરવી તથા તેને પકડવાને માટે એક મજબૂત મૂઠ (હાથો) રાખવી (વાગ્ભટ). કરપત્રને અંગ્રેજીમાં 'સૉ Saw' કહેવામાં આવે છે.

૩ વૃદ્ધિ નામની ઔષધિના પાંનડા જેવું જેનું પાનું હોય તે વૃદ્ધિપત્ર કહેવાય છે. વૃદ્ધિપત્ર બે જાતનું થાય છે. એક અંચિતાગ્ર એટલે જેનો આગલો ભાગ સીધો હોય એવું અને બીજું પ્રયતાગ્ર એટલે જેનો આગલો ભાગ પીઠની તરફ નમેલો હોય એવું. બન્નેની લંબાઇ સાત આંગળની રાખવી. તેમાં સાડા ચાર આંગળની મૂઠ અને અઢી આંગળનું પાનું રાખવું. અંચિતાગ્ર વૃદ્ધિપત્રને ક્ષુર (અસ્ત્રો અથવા ચાકુ) કહેવામાં આવે છે. (ડલ્લન). વાગ્ભટ કહે છે કે, જે સોજો ચામડી ઉપર હોય તેને માટે સોઇ જેવી અણીવાળું અને જેનો આગળનો ભાગ સીધો હોય એવું વૃદ્ધિપત્ર બનાવવું અને જે સોજો ચામડીથી ઉંડો હોય તેને માટે પીઠ તરફ નમેલી ધારવાળું વૃદ્ધિપત્ર બનાવવું. અંચિતાગ્રવૃદ્ધિપત્રને અંગ્રેજીમાં 'સ્કૅલપલ Scalpel' કહેવામાં આવે છે. ને પ્રયતાગ્રને 'ઍબ્સેસ નાઇફ Abscess knife' કહેવામાં આવે છે.

૪ નખશસ્ત્ર એટલે નેરણી, તેનું પાનું બે આંગળ લાંબું અને એક આંગળ પ્હોળું રાખવું (ડલ્લન). વાગ્ભટ કહે છે કે, નેરણી નવ આગળ લાંબી અને બે મ્હોડાવાળી બનાવવી. તેના એક મ્હોડાની ધાર સીધી રાખવી અને બીજા મ્હોડાની ધાર વાંકી રાખવી. નેરણીને અંગ્રેજીમાં 'નેલપેરર Nailpairer' કહેવામાં આવે છે.

૫ વાગ્ભટ કહે છે કે–ગળાની અંદરના રોગોને કાપવા માટે તથા ચીરવામાટે 'અંગુલીશસ્ત્ર' નામનું શસ્ત્ર બનાવવું, તેનું પાનું તે તે રોગ તથા સ્થાનને અનુસરીને મંડલાગ્ર કે વૃદ્ધિપત્રના આકારનું અને અર્ધો આંગળ લાંબું રાખવું અને તેને અંગુઠાની પાસેની આંગળીના આગલા પુરામાં બરાબર બેસે એવી એક અંગુઠીમાં બેસાડી દેવું અને શસ્ત્રક્રિયા કરતી વખતે તે અંગુઠી આંગળીમાં ઘાલ્યા પછી હટી ન જાય તે માટે દોરાથી બાંધી લેવી. વાગ્ભટે કહેલું અંગુલીશસ્ત્ર તે આ મુદ્રિકાજ સમજવી.

૬ ઉત્પલ એટલે કમળ એની પાંખડી જેવું જેનું પાનું હોય તે. આ શસ્ત્ર છ આંગળનું અને તીક્ષ્ણ ધારવાળું કરવું. તેનું પાનું લાંબું અને એક આંગળ પ્હોળું રાખવું (ભોજ).

૭ આ શસ્ત્ર આઠ આંગળ લાંબું કરવું. ત્રણ આંગળનું પાનું અને પાંચ આંગળની મૂઠ રાખવી, પાનામાં પણ એક આંગળનો

[૧]સૂચી, [૨]કુશપત્ર, [૩]આટીમુખ, [૪]શરારીમુખ, [૫]અન્તર્મુખ, [૬]ત્રિકૂર્ચક, [૭]કુઠારિકા, [૮]વ્રીહિમુખ, [૯]આરા, [૧]વેતસપત્ર, [૨]વડિશ, [૩]દન્તશંકુ અને એષણી.[૪] ૩.

## શસ્ત્રોનો ઉપયોગ.

**तत्र मण्डलाग्रकरपत्रे स्यातां छेदने लेखने च, वृद्धिपत्रनखशस्त्रमुद्रिकोत्पलपत्रकार्धधाराणि छेदने भेदने च, सूचीकुशपत्राटीमुखशरारीमुखान्तर्मुखत्रिकूर्चकानि विस्रावणे, कुठारिकाव्रीहिमुखारावेतसपत्रकाणि व्यधने सूची च, वडिशं दन्तशङ्कुश्चाहरणे, एषण्येषणे आनुलोम्ये च, सूच्यः सेवने, इत्यष्टविधे कर्मण्युपयोगः शस्त्राणां व्याख्यातः ॥ ४ ॥**

૩ એઓમાં મંડલાગ્ર અને અને કરપત્ર એ બે શસ્ત્રોનો કાપવામાં તથા છોલવામાં ઉપયોગ કરવો; વૃદ્ધિપત્ર, [૫]નખ-

---

ભાગ ધારવિનાનો રહેવા દેવો અને બે આંગળમાં ધાર રાખવી. કેટલાકો મૂળમાં 'અધ્યર્ધધાર' એવો પાઠ ભણી જેના પાનાના નીચેના ભાગમાં આખામાં ધાર હોય અને ઉપરના ભાગમાં અર્ધામાં ધાર હોય તે અધ્યર્ધધાર કહેવાય છે એવો અર્થ કરે છે (ડલ્હન). અધ્યર્ધધારનું હાલમાં ડૉક્ટરો તરફથી વપરાતા 'પેજેટ્સ નાઇફ Pagets kinfe' નામના શસ્ત્રની સાથે સરખાપણું જોવામાં આવે છે.

૧ સૂચી એટલે સોઈ. સોઇને વિષે સૂત્રસ્થાનના ૨૫ મા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવશે.

૨ 'કુશ' એટલે દર્ભ, તેના પત્ર એટલે પાંનડા જેવું જેનું પાનું હોય તે. આ શસ્ત્રનું પાનું દર્ભના પાંનડા જેવું, એક આંગળ લાંબું, મૂઠ ત્રણ આંગળ લાંબી અને મધ્યમાં ત્રણ આંગળનો શળી જેવો ભાગ રાખવો (ડલ્હન).

૩ આ શસ્ત્ર પાણીમાં રહેનાર આટી નામના પક્ષીના મ્હોડા જેવા અને બે આંગળ લાંબા પાનાવાળું કરવું ( વાગ્ભટ ).

૪ આ શસ્ત્ર શરારી નામના પક્ષીના મ્હોડા જેવા મ્હોડાવાળું, બાર આંગળ લાંબું અને ચપળ પાંખીઆઓવાળું કરવું. આ શસ્ત્ર કાતર કહેવાય છે (ડલ્હન). વાગ્ભટે તો શરારીમુખ અને કર્તરી ( કાતર ) એ નામનાં બે શસ્ત્રો જુદાં જ કહેલાં છે. કાતરને અંગ્રેજીમાં 'સીઝર્સ Scissors' કહેવામાં આવે છે.

૫ આ શસ્ત્ર આઠ આંગળ લાંબું અને દોઢ આંગળના અર્ધચંદ્રાકાર પાનાવાળું કરવું (વાગ્ભટ.)

૬ આ શસ્ત્ર આઠ આંગળ લાંબું અને ત્રણ પાનાવાળું કરવું તથા એક એક પાનાની વચ્ચે શળ જેટલું અંતર રાખવું. આનાં પાનાં ત્રણ આંગળ લાંબાં અને દાંડો પાંચ આંગળ લાંબો અને મૂઠવાળો બનાવવો. (ડલ્હન.)

૭ કુઠારિકા એટલે કુહાડી. આ શસ્ત્ર ગાયના દાંત જેવા જાડા અને અર્ધા આંગળ લાંબા પાનાવાળું કરવું અને તેને પકડવાને માટે સાડાસાત આંગળ લાંબો એક દાંડો રાખવો. હાડકાની ઉપરની શિરાને વીંધવા માટે આ શસ્ત્રનો ઉપયોગ કરવો. કુઠારિકાને અંગ્રેજીમાં 'એકસશેપ્ડ Axe-shaped' કહેવામાં આવે છે.

૮ વ્રીહિમુખશસ્ત્ર છ આંગળ લાંબું કરવું. તેનું મુખ વ્રીહિ-શાળ જેટલા વિસ્તારવાળું અને દોઢ આંગળ લાંબું રાખવું. વચ્ચે અઢી આંગળનો દાંડો રાખવો ને બે આંગળની મુઠ રાખવી. વ્રીહિમુખને અંગ્રેજીમાં 'ટ્યુકર Teocar' કહે છે.

૯ આ શસ્ત્ર મોચીની આર જેવું થાય છે માટે તેને 'આરા' કહેવામાં આવે છે. આરાના મ્હોડાનો અર્ધો આંગળ ભાગ ગોળ અને બાકીનો ભાગ ચોખુણો રાખવો. અને તેનો ગોળ ભાગ માત્ર સોજામાં પેસવા દેવો. સોજો કાચો છે કે પાકો તે તપાસવા માટે તથા કાનની જાડી બુટ વીંધવા માટે તેનો ઉપયોગ કરવો (વાગ્ભટ). આરાને અંગ્રેજીમાં 'ઓલ લાઇક નાઇફ Owl-like-knife' કહેવામાં આવે છે.

૧ આ શસ્ત્રનું પાનું વેતસપત્ર એટલે નેતરના પાંનડા જેવું, તીક્ષ્ણ, એક આંગળ પ્હોળું અને ચાર આંગળ લાંબું કરવું તથા ચાર આંગળની મૂઠ કરવી. (ડલ્હન.) વેતસપત્રનું હાલમાં ડાકટરો તરફથી વપરાતા 'નેરોબ્લેડેડ નાઇફ Narrow-bladed knife' નામના શસ્ત્ર સાથે સરખાપણું જોવામાં આવે છે.

૨ આ શસ્ત્ર માછલા પકડવાના કાંટાની પેઠે નમેલા મ્હોડાવાળું કરવું. (વાગ્ભટ.) વડિશ શસ્ત્ર છ આંગળ લાંબું કરવું. તે બે જાતનાં કરવાં. તેમાં એક સ્વાનત–સારી રીતે નમેલું ને બીજું નાત્યાનત–થોડું નમેલું કરવું. સાડાપાંચ આંગળનો દાંડો રાખવો ને બાકીના ભાગનું તેનું મુખ કરવું. થોડા નમેલાનું મુખ અર્ધચન્દ્રના જેવું ને સ્વાનતનું તેથી વધારે નમેલું કરવું ને તેની અણી તથા દાંડા વચ્ચે અર્ધા આંગળનો અવકાશ રાખવો. વડિશશસ્ત્રને અંગ્રેજીમાં 'શાર્પહુક્સ Sharp Hooks' કહેવામાં આવે છે.

૩ આ શસ્ત્ર ચોખુણું કરવું. આના એક તરફમાં ધાર રાખવી અને એક તરફમાં મૂઠ જેવું રાખવું (વાગ્ભટ). આને વાગ્ભટે 'દંતલેખનક' એવું નામ આપેલું છે.

૪ વાગ્ભટમાં નીચે લખેલાં શસ્ત્રો વધારે કહેલાં છે.

નાકની અંદરના અને કાનની અંદરના અર્શોને કાપવા માટે અર્ધા આંગળના પાનાનું 'સર્પમુખ' નામનું એક શસ્ત્ર બનાવવું.

આંખની અંદરના મોતીઆનાં પાણીને દબાવીને નીચે સરકાવવા માટે કાંટાશલિઆની કળીના જેવા બે મ્હોડાવાળી એક ત્રાંબાની શળી બનાવવી.

ચાર આંગળ લાંબી અને ગોળ સાત અથવા આઠ સોઇઓ લઇ તેઓને એક ગોળ છેડાની મૂઠમાં બરાબર મજબુત બેસાડવી તેને કૂર્ચ કહેવામાં આવે છે. તેનો ઉપયોગ નીલિકા (ચામડી ઉપરના કાળા દાગ), વ્યંગ અને કેશપાત એ રોગો ટાંચવાને માટે કરવો.

કાનની બૂટ વીંધવાને માટે જુઈની કળી જેવા મ્હોડાવાળું એક કર્ણવેધન નામનું શસ્ત્ર બનાવવું.

અર્ધા આંગળ લાંબા આઠ કાંટા જેના છેડામાં ખોસેલા હોય એવી એક રવઈ (ખજ) બનાવવી. તે રવઈ નાકની અંદર નાખી હાથથી હલાવી લોહી કહાડવા માટે તેનો ઉપયોગ કરવો.

૫ વાગ્ભટે નખશસ્ત્રનો ઉપયોગ સૂક્ષ્મ શલ્યોને કહાડવા માટે અને પ્રચ્છાન એટલે તુંબડી વગેરે મુકીને લોહી કહાડવા પ્હેલાં ચામડી ઉપર ટાંચા મારવાને માટે પણ કહ્યો છે.

શસ્ત્ર, મુદ્રિકા, ઉત્પલપત્ર અને અર્ધધાર એ પાંચ શસ્ત્રોનો કાપવામાં, ચીરવામાં (ફોડવામાં) તથા છોલવામાં ઉપયોગ કરવો; સૂચી, કુશપત્ર, આટીમુખ, શરારીમુખ, અન્તર્મુખ અને ત્રિકૂર્ચક એ શસ્ત્રોનો પરૂ-રક્ત વગેરેનો સ્રાવ કરાવવામાં ઉપયોગ કરવો; કુઠારિકા, વ્રીહિમુખ, આરા, વેતસપત્ર અને સૂચી એ પાંચ શસ્ત્રોનો વીંધવામાં ઉપયોગ કરવો; વડિશ અને [1]દન્તશંકુ એ બે શસ્ત્રોનો શલ્યને બહાર ખેંચી કહાડવામાં ઉપયોગ કરવો; એષણી એ શસ્ત્રનો પરૂ વગેરેની ગતિને તપાસવામાં અને [2]ભગંદર વગેરેના છેદ વખતે છેદનો અનુક્રમ બતાવવામાં ઉપયોગ કરવો તથા સૂચીઓનો સીવવામાં ઉપયોગ કરવો. આ પ્રમાણે શસ્ત્રોનો, આઠ પ્રકારનાં શસ્ત્રકર્મોમાં ઉપયોગ કહ્યો છે. ૪.

### શસ્ત્રોને પકડવાની રીત.

**तेषामथ यथायोगग्रहणसमासोपायः कर्मसु वक्ष्यते—तत्र वृद्धिपत्रं वृन्तफलसाधारणे भागे गृह्णीयात्, भेदनान्येवं सर्वाणि, वृद्धिपत्रं मण्डलाग्रं च किंचिदुत्तानपाणिना लेखने बहुशोऽवचार्य, वृन्ताग्रे विस्रावणानि, विशेषेण बालवृद्धसुकुमारभीरुनारीणां राज्ञां राजपुत्राणां च त्रिकूर्चकेन विस्रावयेत्, तलप्रच्छादितवृन्तमङ्गुष्ठप्रदेशिनीभ्यां व्रीहिमुखं, कुठारिकां वामहस्तन्यस्तामितरहस्तमध्यमाङ्गुल्याऽङ्गुष्ठविष्टब्धयाऽभिहन्यात्, आराकरपत्रैषण्यो मूले, शेषाणि तु यथायोगं गृह्णीयात्॥५॥**

૪ હવે જુદી જુદી શસ્ત્રક્રિયા કરતી વખતે ઉપર કહેલાં શસ્ત્રોને કેવી રીતે પકડવાં તે સંક્ષેપથી કહેવામાં આવે છે—વૃદ્ધિપત્ર નામનું શસ્ત્ર અને બીજાં પણ ચીરવાનાં શસ્ત્રો તેમના હાથાનાં અને ફળા (પાના)ના મધ્ય ભાગમાં પકડવાં; વૃદ્ધિપત્રથી કે મંડલાગ્રથી લેખન કરવું (છોલવું) હોય ત્યારે તેઓને કંઇક ચતા હાથથી પકડીને દરદવાળી જગો ઉપર વારંવાર તેઓની યોજના કરવી; જે શસ્ત્રોનો પરૂ વગેરેનો સ્રાવ કરાવવાના કામમાં ઉપયોગ કરવામાં આવે છે તેઓને હાથાના અગ્રભાગમાં પકડવાં; વિશેષ કરી બાલક, વૃદ્ધ, સુકુમાર (સુંવાળા), બીકણ, સ્ત્રી, રાજા અને રાજકુમારો એઓના પરૂ વગેરેનો સ્રાવ કરાવવો હોય તો ત્રિકૂર્ચક નામના શસ્ત્રથી જ સ્રાવ કરાવવો; વ્રીહિમુખનો ઉપયોગ કરવો હોય ત્યારે તેના હાથાને હથેળીમાં ઢાંકી અંગુઠાથી અને અંગુઠાની જોડેની આંગળીથી તેનાં ફળાંને પકડવું; કુઠારિકા શસ્ત્રનો ઉપયોગ કરવો હોય ત્યારે તેને ડાબા હાથમાં પકડી જમણા હાથની વચલી આંગળીને અંગુઠાનો ટેકો દઇ તે આંગળીથી ઠોકવી; આરા, કરપત્ર અને એષણી એ ત્રણ શસ્ત્રોને મૂળમાં જ પકડવાં અને બાકીનાં શસ્ત્રોને જેમ શસ્ત્રક્રિયા કરવામાં સગવડ પડે તેમ પકડવાં. ૫.

### શસ્ત્રો કેવી આકૃતિવાળાં બનાવવાં.

**तेषां नामभिरेवाकृतयः प्रायेण व्याख्याताः। तत्र नखशस्त्रैषण्यावष्टाङ्गुले, सूच्यो वक्ष्यन्ते, (प्रदेशिन्यग्रपर्वप्रदेशप्रमाणा मुद्रिका। दशाङ्गुला शरारीमुखी सा कर्तरीति कथ्यते।) शेषाणि तु षडंगुलानि ॥ ६ ॥**

૫ આ શસ્ત્રોની આકૃતિઓ ઘણુંકરીને તેઓનાં નામો ઉપરથી જ કહી દીધી છે, નખશસ્ત્ર અને એષણી આ બે શસ્ત્રો આઠ આંગળ લાંબાં કરવાં. સૂચીઓનું પ્રમાણ સૂત્રસ્થાનના 'અષ્ટવિધશસ્ત્રકર્મણ્ય' નામના ૨૫ મા અધ્યાયમાં કહેવામાં આવશે. (મુદ્રિકા-વીંટી નામનું શસ્ત્ર અંગુઠાના પડખાની આંગળીના ત્રણ પુરામાંનું પ્હેલું પુરું પેસે તેવડું કરવું, શરારીમુખ નામનું શસ્ત્ર દશ આંગળ લાંબુ કરવું. આ શસ્ત્ર કાતર કહેવાય છે.[1]) બાકીનાં શસ્ત્રો ઘણુંકરીને છ છ આંગળ [2]લાંબાં કરવાં. ૬.

### શસ્ત્રોની ધાર કેટલી પાતળી ને કેવી રાખવી.

**तत्र धारा भेदनानां मासूरी, लेखनानामर्धमासूरी, व्यधनानां विस्रावणानां च कैशिकी, छेदनानामर्धकैशिकीति बडिशो दन्तशंकुश्चानताग्रे तीक्ष्णकण्टकप्रथम यवपत्रमुखे च एषणी गण्डूपदाकारमुखी ॥ ७ ॥**

૬ વૃદ્ધિપત્ર, નખશસ્ત્ર વગેરે શસ્ત્રો કે જેઓનો ચીરવામાં ઉપયોગ કરવામાં આવે છે તેઓની ધાર મસુરની દાળની ધાર જેટલી પાતળી રાખવી. મંડલાગ્ર વગેરે શસ્ત્રો કે જેઓનો છોલવામાં ઉપયોગ કરવામાં આવે છે તેઓની

---

૧ જો વાગ્ભટે કહેલું 'દંતલેખન' શસ્ત્ર આજ હોય તો વાગ્ભટે તેનો ઉપયોગ દંતશર્કરા (દાંત ઉપર જમતી રેતી) ને શોધવામાં કહેલો છે.

૨ આનુલોમ્ય શબ્દનો સ્રાવ કરાવવો એવો અર્થ ડલ્હણ તથા ચક્રપાણિએ કરેલો છે તે બરાબર નથી. અમે હારાણચંદ્રના મત પ્રમાણે અર્થ કરેલો છે. ભગન્દરની ચિકિત્સામાં પણ કહેલું છે કે, एषणीं दत्त्वा शस्त्रं पातयेत्' એટલે એષણી રાખીને શસ્ત્રથી છેદ કરવો.

૧ આટલો પાઠ કેટલાએક ટીકાકારો મૂલમાં ન ભણતા હોવાથી અમે કાંઉસમાં દાખલ કરેલ છે. શરારીમુખ અને કર્તરી આ બે શસ્ત્રો વાગ્ભટમાં જુદાં જ કહેલાં છે અને અહીં પણ શસ્ત્રોનો ઉપયોગ બતાવતાં શરારીમુખનો સ્રાવ કરાવવામાં ઉપયોગ કરવો એમ કહેલું છે અને કર્તરીનો મુખ્ય ઉપયોગ તો કાપવામાં થાય છે તેથી શરારીમુખ અને કર્તરી એ બે શસ્ત્રો જુદાં જ છે એમ સિદ્ધ થાય છે. તેથી 'શરારીમુખ' આ શસ્ત્ર કાતર કહેવાય છે, આ પાઠ પ્રક્ષિપ્ત હોય એમ લાગે છે.

૨ આ અધ્યાયના સૂત્રની નોટમાં શસ્ત્રોનાં પ્રમાણો વિશે આંગળોની જે જે સંખ્યા આપી છે તે અન્યાંતરના મત ઉપરથી છે માટે આ અન્યની સાથે તે નોટની વિરુદ્ધતાની શંકા કરવી નહીં.

ધાર મસૂરની દાળની ધાર કરતાં અર્ધી પાતળી રાખવી. કુઠારિકા, વ્રીહિમુખ વગેરે શસ્ત્રો કે જેઓનો વીંધવામાં ઉપયોગ કરવામાં આવે છે અને સૂચી, કુશપત્ર વગેરે શસ્ત્રો કે જેઓનો સ્રાવ કરાવવામાં ઉપયોગ કરવામાં આવે છે, તેઓની ધાર વાળના અગ્રભાગ જેટલી બારીક કરવી. ચીરવામાં તથા છોલવામાં જે શસ્ત્રોનો ઉપયોગ કરવામાં આવે છે તેઓનો જ જ્યારે કાપવામાં ઉપયોગ કરવો હોય ત્યારે તેઓની ધાર વાળના અર્ધ ભાગ જેટલી પાતળી રાખવી.[1] વડિશ નમેલી અણીવાળું અને તીક્ષ્ણ કાંટાના જેવા મ્હોડાવાળું કરવું. દંતશંકુ નામનું શસ્ત્ર આગલા ભાગમાં નમેલું અને જવના પ્હેલા નીકળતા પાનડાના જેવા મ્હોડાવાળું કરવું. [2]એષણી નામનું શસ્ત્ર તીક્ષ્ણ કાંટાના જેવા મ્હોડાવાળું અને જવના પ્હેલા નીકળતા પાનડાના જેવા મ્હોડાવાળું એમ બે પ્રકારનું કરવું. ૭.

### શસ્ત્રના ગુણો.

**तानि सुग्रहाणि सुलोहानि सुधाराणि सुरूपाणि सुसमाहितमुखाग्राण्यकरालानि चेति शस्त्रसम्पत् ॥ ८ ॥**

૭ જે શસ્ત્રો સારી રીતે પકડી શકાય એવાં (સારી મૂઠવાળાં), સારા લોઢા (પોલાદ)થી બનાવેલાં, સારી ધારવાળાં, સારાં દેખાવવાળાં, અને જેઓના મુખના અગ્રભાગો–અણીઓ સારી રીતે બનાવેલ હોય એવાં અને કરકરી વગરનાં હોય તે શસ્ત્રો સારાં ગણાય છે. ૮.

### શસ્ત્ર કેવું લેવું.

**तत्र वक्रं कुण्ठं खण्डं खरधारमतिस्थूलमत्यल्पमतिदीर्घमतिह्रस्वमित्यष्टौ शस्त्रदोषाः। अतो विपरीतगुणमाददीतान्यत्र करपत्रात्, तद्धि खरधारमस्थिच्छेदनार्थम् ॥ ९ ॥**

૮ વાંકું, જાડી ધારવાળું હોવાને લીધે રુવાડાંમાં ન પેસી શકે એવું (બુઠું), ખંડિત (ભાંગેલું), ખરસટ ધારવાળું, બહુ જાડું, બહુ પાતળું, બહુ લાંબું અને બહુ ટુંકું એ આઠ જાતનું શસ્ત્ર દોષવાળું ગણાય છે. ઉપર કહેલા આઠ દોષોથી ઉલટા ગુણોવાળું એટલે સરખું, રુવાડાંમાં પેસી શકે એવી ઝીણી ધારવાળું, અખંડિત, લાસી ધારવાળું તથા બહુ જાડું, બહુ પાતળું, બહુ લાંબું કે બહુ ટુંકું ન હોય એવું શસ્ત્ર ઉપયોગમાં લેવું. પરંતુ કરપત્ર તો લાસી ધારવાળું નહીં પણ ખરસટ ધારવાળું જ બનાવવું જોઇએ, કારણ કે તેનો ઉપયોગ હાડકાંને કાપવાને માટે કરવાનો છે અને હાડકાંને કાપવામાં તો ખરસટ ધારની જ જરૂર છે. ૯.

### શસ્ત્રોને શાનું પાણી પાવું.

**तेषां पायना त्रिविधा क्षारोदकतैलेषु। तत्र क्षारपायितं शरशल्यास्थिच्छेदनेषु, उदकपायितं मांसच्छेदनभेदनपाटनेषु, तैलपायितं शिराव्यधनस्नायुच्छेदनेषु, तेषां निशानार्थं श्लक्ष्णशिला माषवर्णा, धारासंस्थापनार्थं शाल्मलीफलकमिति ॥ १० ॥**

૯ ક્ષાર, પાણી અને તેલ એ ત્રણ ચીજો શસ્ત્રોને પાવામાં આવે છે એટલે શસ્ત્રોને પાણી ચ્હડાવવા માટે અગ્નિમાં તપાવીને ક્ષારમાં, પાણીમાં કે તેલમાં બુઝાવવામાં આવે છે. બાણને કે હાડકાંને કાપવાને માટે જે શસ્ત્રોનો ઉપયોગ કરવો હોય તેને ક્ષારનું પાણી પાવું. માંસને કાપવા માટે, ચીરવા માટે કે ફાડવા માટે જે શસ્ત્રોનો ઉપયોગ કરવો હોય તેઓને પાણી પાવું. શિરાઓને વિંધવા માટે તથા સ્નાયુઓને કાપવા માટે જે શસ્ત્રોનો ઉપયોગ કરવો હોય તેઓને તેલ પાવું. એ શસ્ત્રોની ધારને તીક્ષ્ણ કરવા માટે લાસી અને અડદ જેવા રંગની શિલા રાખવી અને તીક્ષ્ણ કરેલી ધારને સર્વત્ર સરખી કરવા માટે શેમળાનું ટપલું રાખવું. ૧૦.

### કેવાં શસ્ત્રનો ઉપયોગ કરવો.

**भवति चात्र।**

**यदा सुनिशितं शस्त्रं रोमच्छेदि सुसंस्थितम्।**
**सुगृहीतं प्रमाणेन तदा कर्मसु योजयेत् ॥ ११ ॥**

૧૦ શસ્ત્ર જ્યારે સારી પેઠે સજેલું, રૂવાંડાંને ઉતારી નાંખે એવું, ટપલાંપર ચ્હડાવીને સમી કરેલી ધારવાળું અને યોગ્ય પ્રમાણવાળું હોય ત્યારે તેને ઉપર કહ્યા પ્રમાણે પકડીને તેનો શસ્ત્રક્રિયામાં ઉપયોગ કરવો. ૧૧.

### અનુશસ્ત્રોનાં નામો.

**अनुशस्त्राणि तु त्वक्सारस्फटिककाचकुरुविन्दजलौकाग्निक्षारनखगोजीशेफालिकाशाकपत्रकरीरबालाङ्गुल्य इति ॥ १२ ॥**

૧૧. વાંસ, સ્ફટિક, કાચ, [1]કુરુવિંદ, જળો, અગ્નિ,

---

૧ જો કે યન્ત્રોમાં કહેલા વડિશનું અને આ વડિશનું પ્રયોજન એક જ છે તોપણ વડિશને બે જગોએ કહેલું છે તેનું કારણ એ છે કે યન્ત્રોમાં કહેલું વડિશ યોગ્યતા પ્રમાણે જાડું અને લાંબું તથા લાસા મ્હોડાવાળું કરવું અને શસ્ત્રોમાં કહેલું વડિશ તો છ આંગળ લાંબું અને તીક્ષ્ણ કાંટાના જેવા મ્હોડાવાળું જ કરવું.

૨ યન્ત્રરૂપ એષણીનું પ્રમાણ યોગ્યતા પ્રમાણે કરવું તથા તેઓનું મ્હોડું અળશલિઆના મોઢા જેવું લાસું કરવું અને શસ્ત્રરૂપ એષણીની લંબાઈ તો આઠ આંગળ જ રાખવી અને તેનું મ્હોડું તીક્ષ્ણ કાંટા જેવું તથા જવના નવા પાંનડા જેવું કરવું, એ કારણથી એષણીને યન્ત્રોમાં અને શસ્ત્રોમાં બન્નેમાં ગણી છે. તીક્ષ્ણ કાંટા જેવા મોઢાવાળી એષણીને અંગ્રેજીમાં 'શાર્પપ્રોબ્સ Sharp Probes' અને જવના પહેલા પાનડા જેવા મ્હોડાવાળી એષણીને અંગ્રેજીમાં 'ડાયરેકટર Director' કહે છે.

૧ કુરુવિંદ એ એક જાતનો પત્થર છે. તેને ગુજરાતીમાં કરંજનો પત્થર કહે છે. ખંભાતના અકીક ઘસનારાઓ અકીક ઘસવા માટે આની સરાણ બનાવે છે, આને મરાઠીમાં કુરુંદ અને અંગ્રેજીમાં કૉરંડમ (Correndum) કહે છે.

ક્ષાર, નખ, ભોંયપાથરીનાં પાન, નગડનાં પાન, સાગનાં પાન, અંકુરો, વાળ અને આંગળીઓ એ ચૌદ અનુશસ્ત્રો છે. ૧૨.

### અનુશસ્ત્રોનો ઉપયોગ.

**शिशूनां शस्त्रभीरूणां शस्त्राभावे च योजयेत् ।**
**त्वक्सारादिचतुर्वर्गं छेद्ये भेद्ये च बुद्धिमान् ॥१३॥**
**आहार्यच्छेद्यभेद्येषु नखं शक्येषु योजयेत् ।**
**विधिः प्रवक्ष्यते पश्चात्क्षारवह्निजलौकसाम् ॥१४॥**
**ये स्युर्मुखगता रोगा नेत्रवर्त्मगताश्च ये ।**
**गोजीशेफालिकाशाकपत्रैर्विस्रावयेत्तु तान् ॥**
**एष्वेष्वेषण्यलाभे तु बालाङ्गुल्यङ्कुरा हिताः ॥१५॥**

૧૨ શસ્ત્રો મળે નહીં એવા સમયમાં તથા બાળકોના અંગોમાં કે શસ્ત્રોથી ભય પામનારા લોકોના અંગોમાં શસ્ત્રક્રિયા કરવી હોય તો બુદ્ધિમાન્ વૈદ્યે કાપવાને માટે તથા ચીરવાને માટે શસ્ત્રોને બદલે વાંસ, સ્ફટિક, કાચ અને કુરુવિંદ એઓનો ઉપયોગ કરવો. જો બની શકે એમ જણાય તો ખેંચી કહાડવામાં, કાપવામાં અને ચીરવામાં નખોનો ઉપયોગ કરવો. ક્ષારનો, અગ્નિનો તથા જળો મુકવાનો વિધિ આગળ કહેવામાં આવશે. મ્હોડામાં કે આંખોની પાંપણોમાં સ્રાવ કરાવવા યોગ્ય રોગો થયા હોય તો તેઓને ભોંયપાથરીનાં પાનડાં, નગડનાં પાનડાં અને સાગનાં પાનડાં એઓથી સ્રાવ કરાવવો. પરૂની ગતિ વગેરેને તપાસવા યોગ્ય રોગોમાં એષણી નામનું શસ્ત્ર ન મળે તો વાળથી, આંગળીથી કે અંકુરોથી કામ ચલાવવું. ૧૩–૧૫.

### શસ્ત્રો કોની પાસે તૈયાર કરાવવાં.

**शस्त्राण्येतानि मतिमान् शुद्धशैक्यायसानि तु ।**
**कारयेत्करणप्राप्तं कर्मारं कर्मकोविदम् ॥ १६ ॥**

૧૩ બુદ્ધિમાન્ વૈદ્યે એ શસ્ત્રો પૂરા સાધનોવાળા અને શિલ્પમાં ચતુર એવા લુહાર પાસે શુદ્ધ તીક્ષ્ણ લોહનાં (પોલાદનાં) કરાવવાં. ૧૬.

### વૈદ્યને શસ્ત્રોનો અભ્યાસ રાખવાની જરૂર.

**प्रयोगज्ञस्य वैद्यस्य सिद्धिर्भवति नित्यशः ।**
**तस्मात्परिचयः कार्यः शस्त्राणामादितः सदा ।१७।**

૧૪ શસ્ત્રોની ઉત્તમ યોજના જાણનારા વૈદ્યને હમેશાં પોતાના કામમાં યશ મળે છે એટલા માટે વૈદ્યે અધ્યયનના આરંભથી જ નિત્ય શસ્ત્રોનો પ્રયોગ જાણવાનો અભ્યાસ કરવો. ૧૭.

---

## અધ્યાય ૯ મો.

### ઉપક્રમ.

**अथातो योग्यासूत्रीयमध्यायं व्याख्यास्यामः ॥१॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'યોગ્યાસૂત્રીય'[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨.

### શિષ્યને શસ્ત્રક્રિયાનો અભ્યાસ કરાવવાની જરૂર.

**अधिगतसर्वशास्त्रार्थमपि शिष्यं योग्यां कारयेत् । छेद्यादिषु स्नेहादिषु च कर्मपथमुपदिशेत् । सुबहुश्रुतोप्यकृतयोग्यः कर्मस्वयोग्यो भवति ॥३॥**

૨ શિષ્ય સર્વ આયુર્વેદશાસ્ત્રના અર્થને સમજી ચુક્યો હોય તો પણ તેને ગુરુએ ક્રિયાઓનો અભ્યાસ કરાવવો. છેદન (કાપવું) વગેરે ક્રિયાઓમાં તથા સ્નેહન વગેરે ક્રિયાઓમાં તે તે ક્રિયાઓ કરવાની રીતિનો ગુરુએ ઉપદેશ કરવો (શિષ્યના હાથથી તે ક્રિયાઓ કરાવવી). કેમકે શિષ્ય ઘણુંજ અધ્યયન કરીને પણ જો ક્રિયાઓનો અભ્યાસ કર્યા વિનાનો રહે તો તે ચિકિત્સા કરવામાં યોગ્ય થતો નથી. ૩.

### શસ્ત્રક્રિયાનો અભ્યાસ કેવી રીતે કરાવવો.

**तत्र पुष्पफलालाबूकालिन्दकत्रपुसैर्वारुककर्कारुकप्रभृतिषु छेद्यविशेषान् दर्शयेदुत्कर्तनपरिकर्तनानि चोपदिशेत्; दृतिबस्तिप्रसेवकप्रभृतिषूदकपङ्कपूर्णेषु भेद्ययोग्यां; सरोम्णि चर्मण्याततें लेख्यस्य; मृतपशुशिरासूत्पलनालेषु च वेध्यस्य; घुणोपहतकाष्ठवेणुनलनालीशुष्कालाबुमुखेष्वेष्यस्य; पनसबिम्बीबिल्वफलमज्जमृतपशुदन्तेष्वाहार्यस्य; मधूच्छिष्टोपलिप्ते शाल्मलीफलके विस्राव्यस्य; सूक्ष्मघनवस्त्रान्तयोर्मृदुचर्मान्तयोश्च सीव्यस्य; पुस्तमयपुरुषाङ्गप्रत्यङ्गविशेषेषु बन्धयोग्यां; मृदुमांसपेशीषूत्पलनालेषु च कर्णसन्धिबन्धयोग्यां; मृदुषु मांसखण्डेष्वाग्निक्षारयोग्यां; उदकपूर्णघटपार्श्वस्रोतस्यलाबूमुखादिषु च नेत्रप्रणिधानबस्तिपीडनयोग्यामिति ॥ ४ ॥**

૩ કોંઠ, દુધળાં, તરબુચ (કલીંગર), કાકડી, એર્વારુક (કાકડીની જાત) અને કોહળું વગેરેમાં ગોતીર્થ આદિ છેદન (કાપવા) ના પ્રકારો દેખાડવા. એટલે જે જે પ્રકારે કાપવું જોઇએ તે તે પ્રકારો તે ફળો કાપીને શિષ્યને શિખવવા. પખાલ, મૂત્રાશય અને ચામડાનો કોસ એઓમાં પાણી તથા કાદવ વગેરે ભરી તેઓ ઉપર શસ્ત્રપ્રયોગો કરીને ચીરવાનો

---

૧ કર્તવ્ય કર્મના સમ્યગ્યોગને માટે તેના જેવા કર્મનો જે અભ્યાસ તેનું નામ 'યોગ'; એ યોગને માટે સમર્થ એવી જે ક્રિયા તેનું નામ 'યોગ્યા'; યોગ્યાનું જે સૂત્ર શાસ્ત્ર તેનું નામ 'યોગ્યાસૂત્ર' એ 'યોગ્યાસૂત્ર' વિષયને અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવેલ છે માટે આ અધ્યાયને 'યોગ્યાસૂત્રીય' કહેવામાં આવે છે. (ચક્રપાણિદત્ત.)

અભ્યાસ કરાવવો. [1]રુંવાડાંઓવાળું ચામડું પાથરીને તેમાં છોલવાનો અભ્યાસ કરાવવો. મરેલા પશુઓની શિરાઓમાં તથા કમળોના નાળોમાં વીંધવાની ક્રિયાનો અભ્યાસ કરાવવો. ઘણુ નામના કીડાઓએ કોલેલાં લાકડાઓમાં, વાંસોમાં, બરૂઓમાં, દાંડલીઓમાં, સુકાયેલાં તુંબડાઓના મ્હોડામાં શલ્યાદિક શોધી કહાડવાનો અભ્યાસ કરાવવો. ફણસ, ઘોલાં (તિંડોરાં) અને બીલાં એઓના ગર્ભોમાં અને મરેલા પશુઓનાં દાંતોમાં શલ્યોને ખેંચી કહાડવાનો અભ્યાસ કરાવવો એટલે ફણસ વગેરેના ગર્ભમાંથી બીને તથા દાંતના પેઢાંમાંથી દાંતને કહાડી બતાવીને કહાડવાની ક્રિયા શીખવવી. જેના ઉપર મીણ ચોપડયું હોય એવા શેમળાના પાટિયામાં સ્રાવ કરાવવાની ક્રિયાનો અભ્યાસ કરાવવો. ઝીણા અને જાડા વસ્ત્રોના છેડાઓમાં તથા કોમળ ચામડાઓના છેડાઓમાં સીવવાનો અભ્યાસ કરાવવો. વસ્ત્ર વગેરેથી બનાવેલાં માણસના પુતળાના તે તે અંગોમાં તથા ઉપાંગોમાં પાટા બાંધવાનો અભ્યાસ કરાવવો. કોમળ માંસપેશીઓમાં તથા કમળોના નાળાઓમાં કાનના સાંધાઓને બાંધવાનો અભ્યાસ કરાવવો. નરમ માંસના ટુકડાઓમાં ડ્હામ દેવાનો અને ક્ષાર મુકવાનો અભ્યાસ કરાવવો. જળથી ભરેલા ઘડાના પડખામાં છિદ્ર કરીને તે છિદ્રમાં તથા તુંબડાના મ્હોડા વગેરેમાં બસ્તિ (પિચકારી)ની નળી દાખલ કરવાની અને પિચકારી દબાવવાની ક્રિયાનો અભ્યાસ કરાવવો. ૪.

भवतश्चात्र ॥

**एवमादिषु मेधावी योग्यार्हेषु यथाविधि ।**
**द्रव्येषु योग्यां कुर्वाणो न प्रमुह्यति कर्मसु ॥ ५ ॥**
**तस्मात्कौशलमन्विच्छन् शस्त्रक्षाराग्निकर्मसु ।**
**यस्य यत्रेह साधर्म्यं तत्र योग्यां समाचरेत् ॥६॥**

૪ બુદ્ધિમાન્ પુરુષ જેઓમાં યુક્તિ ફાવે એવા ઉપર કહેલા કહોળા વગેરે દ્રવ્યોમાં શાસ્ત્રરીતિને અનુસરીને છેદન વગેરે ક્રિયાઓનો અભ્યાસ કરે તો પછી સાચેસાચી તે ક્રિયાઓ કરવામાં મુંઝાતો નથી. એટલા માટે શસ્ત્રકર્મ, ક્ષારકર્મ અને અગ્નિકર્મ એઓમાં કુશલતા મેળવવાની ઈચ્છા રાખનારા પુરુષે જે જે દ્રવ્યમાં જે જે ક્રિયા કરવાની સરખાઈ જોવામાં આવે તે તે દ્રવ્યમાં તે તે ક્રિયા કરવાનો અભ્યાસ કરવો. ૬.

---

૧ રુંવાડાંવાળું ચામડું પાથરીને એમ કહેવાથી રુંવાડાની વલણને અનુસરીને જ લેખન કરવું એમ બતાવે છે. કેમ કે, પ્રતિલોમ, રુંવાડાંની વલણની સામે લેખન કરવાથી વેદના થાય છે અને રક્તની અતિપ્રવૃત્તિ થાય છે. (હારાણચંદ્ર.)

## અધ્યાય ૧૦ મો.

### ઉપક્રમ.

**अथातो विशिखानुप्रवेशनीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે-હવે અહીંથી હું 'વિશિખાનુપ્રવેશનીય'[1] નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨.

### વૈદ્યે કેવી રીતે પોતાના ધંધાની શરુઆત કરવી.

**अधिगततन्त्रेणोपासिततन्त्रार्थेन दृष्टकर्मणा कृतयोग्येन शास्त्रार्थं निगदता राज्ञाऽनुज्ञातेन नीचनखरोम्णा शुचिना शुक्लवस्त्रपरिहितेन छत्रवता दण्डहस्तेन सोपानत्केनानुद्धतवेषेण सुमनसा कल्याणाभिव्याहारेणाकुहकेन बन्धुभूतेन भूतानां सुसहायवता वैद्येन विशिखाऽनुप्रवेष्टव्या ॥ ३ ॥**

૨ વૈદ્યે આયુર્વેદશાસ્ત્ર અને તેનો અર્થ સંપૂર્ણ રીતે જાણી લઈ, બીજા વૈદ્યોના હાથથી થતી છેદનાદિ તથા સ્નેહનાદિ ક્રિયાઓનું પ્રત્યક્ષ અવલોકન કરી, પોતાના હાથથી પણ તે તે ક્રિયાઓ કરવાનો સંપૂર્ણ અભ્યાસ કરી, શાસ્ત્રનો અર્થ બીજા વિદ્વાનોની પાસે કહેવો હોય તો તે સંપૂર્ણ અને યથાર્થ કહી શકાય એવી શક્તિનું સંપાદન કરી, રાજાને પરીક્ષા આપી તેની પાસેથી અનુજ્ઞાપત્ર (સનદ) મેળવીને પોતાના ધંધાની શરુઆત કરવી. વૈદ્યે પોતાના નખો તથા દહાડી વગેરેના વાળ ઉતરાવી નાખવા, પવિત્ર રહેવું, ધોળાં વસ્ત્રો પ્હેરવાં, હાથમાં છત્રી તથા લાકડી રાખવી, પગરખાં-જોડા પ્હેરવાં, વેશ ઉદ્ધતાઇ ભરેલો નહીં પણ સાદો રાખવો, મનમાં પ્રસન્ન રહેવું, સારું (હિત, મિત અને મધુર) બોલવાની ટેવ રાખવી, કોઇ જાતની દગાઇ કે કોઇ જાતનો ઢોંગ કરવાથી દૂર રહેવું, સર્વ પ્રાણીઓ તરફ બન્ધુભાવ રાખવો અને જ્યાં જવું હોય ત્યાં પોતાની સાથે કામકાજ કરવા માટે એક સારો સહાય (નોકર) રાખવો. ૩.

---

૧ વિશિખા એટલે કર્મમાર્ગ-(ચિકિત્સાના વ્યવસાયનો-ધંધાનો માર્ગ), તેને માટે જે અનુપ્રવેશ-શરુઆત તેને 'વિશિખાનુપ્રવેશ' કહેવામાં આવે છે. અથવા વિશિખા એટલે રસ્તો-બજાર, તેમાં ચિકિત્સાને માટે જે અનુપ્રવેશ તેને 'વિશિખાનુપ્રવેશ' કહેવામાં આવે છે એ વિશિખાનુપ્રવેશ વિષયને અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવેલ છે તેથી આ અધ્યાયને 'વિશિખાનુપ્રવેશનીય' એવું નામ આપવામાં આવેલ છે. (ચક્રપાણિદત્ત). કવિરાજ હારાણચંદ્ર વિશિખા એ શબ્દનો અર્થ રોગીના રહેવાના ઘરનો માર્ગ એવો કરે છે.

## રોગ જાણવાનાં સાધનો.

**ततो दूतनिमित्तशकुनमङ्गलानुलोम्येनातुरगृहमभिगम्योपविश्यातुरमभिपश्येत् स्पृशेत्पृच्छेच्च । त्रिभिरेतैर्विज्ञानोपायै रोगाः प्रायशो वेदितव्या इत्येके । तत्तु न सम्यक् । षड्विधो हि रोगाणां विज्ञानोपायः । तद्यथा पञ्चभिः श्रोत्रादिभिः प्रश्नेन चेति ॥ ४ ॥**

૩ પછી પોતાને બોલાવવા આવેલા રોગીના દૂતની, વાયુ વગેરે નિમિત્તોની, પક્ષીઓનું બોલવું વગેરે શકુનોની અને સ્વસ્તિકપૂર્ણ ઘટ આદિ માંગલિક પદાર્થોની અનુકુલતા–શુભતા જોઈને રોગીને ઘેર જવું. પછી ત્યાં જઈ રોગીની પાસે બેસીને રોગીને જોવો, રોગીનો સ્પર્શ કરવો અને રોગીને તેની સ્થિતિની હકીકત પૂછવી. કેટલાએક કહે છે કે–દર્શન, સ્પર્શ અને પ્રશ્ન એ ત્રણ ઉપાયોથી એટલે જોવાથી, સ્પર્શ કરવાથી અને પૂછવાથી ઘણુંકરીને સઘળા રોગો જાણી શકાય છે; પણ તે વાત બરાબર નથી. કારણ કે–એ ત્રણ ઉપયોથી જ સઘળા રોગો વિશેષરૂપે જાણી શકાતા નથી; પરંતુ સાંભળવું, જોવું, ચાખવું, સ્પર્શ કરવો, સુંઘવું અને પૂછવું એ ૭ ઉપાયોથી જ સઘળા રોગો વિશેષરૂપે જાણી શકાય છે. ૪.

## કયા સાધનથી કયા રોગો જણાય છે.

**तत्र श्रोत्रेन्द्रियविज्ञेया विशेषा रोगेषु व्रणास्रावविज्ञानीयादिषु वक्ष्यन्ते 'सफेनं रक्तमीरयन्ननिलः सशब्दो निर्गच्छति'इत्येवमादयः; स्पर्शनेन्द्रियविज्ञेयाः शीतोष्णश्लक्ष्णकर्कशमृदुकठिनत्वादयो ज्वरशोफादिषु; चक्षुरिन्द्रियविज्ञेयाः शरीरोपचयापचयायुर्लक्षणबलवर्णविकारादयः; रसनेन्द्रियविज्ञेयाः प्रमेहादिषु रसविशेषाः; घ्राणेन्द्रियविज्ञेया अरिष्टलिङ्गादिषु व्रणानामव्रणानां च गन्धविशेषाः; प्रश्नेन च विजानीयाद्देशं कालं जातिं सात्म्यमातङ्कसमुत्पत्तिं वेदनासमुच्छ्रायं बलं दीप्ताग्नितां वातमूत्रपुरीषरजसां प्रवृत्त्यप्रवृत्ती कालप्रकर्षादींश्च विशेषान्; आत्मसदृशेषु विज्ञानाभ्युपायेषु तत्स्थानीयैर्जानीयात् ॥ ५ ॥**

૪ રોગોની અંદર કેટલીક ખાસ બાબતો સાંભળવાથી જાણી શકાય છે. જેઓ વિષે આગળ 'વ્રણાસ્રાવવિજ્ઞાનીય' વગેરે અધ્યાયોમાં કહેવામાં આવશે. જેમકે ત્યાં કહેલું છે કે–'ફીણવાળા રુધિરને પ્રવર્તાવતો વાયુ શબ્દ કરતો નીકળે છે' વગેરે. તાવ, સોજો વગેરે રોગોમાં થંડાપણું, ગરમપણું, લીસાપણું, ખરસટપણું, કોમળપણું અને કઠણપણું વગેરે ખાસ બાબતો સ્પર્શ કરવાથી જણાય છે. શરીરનું સ્થૂલપણું અને કૃશપણું, આયુષ્યનાં લક્ષણો, બળ અને શરીરના વર્ણોના ફેરફાર વગેરે કેટલીક ખાસ બાબતો જોવાથી જ જણાય છે. પ્રમેહ વગેરે રોગોમાં મૂત્ર વગેરેના મધુરાદિ રસવિશેષો જીભે ચાખવાથી જ જણાય છે. અરિષ્ટ લક્ષણોમાં વ્રણોના તથા વ્રણોથી જુદા જુદા રોગોના જે જુદા જુદા ખાસ ગન્ધો કહેવામાં આવશે તે સુંઘવાથી જણાય છે. પૂછવાથી જે દેશમાં રોગ ઉત્પન્ન થયો હોય તેની, રોગની ઉત્પત્તિના સમયની, રોગીની જાતિની (અથવા રોગની સંપ્રાપ્તિની), રોગીને અનુકૂલ પડતા આહારવિહારોની, રોગનાં કારણોની, વેદનાના વધારા ઘટારાની, શરીરની શક્તિની, જઠરાગ્નિની સ્થિતિની, અધોવાયુ મલમૂત્ર અને રજ વગેરેની પ્રવૃત્તિની કે અપ્રવૃત્તિની, કેટલો સમય થયા રોગ થયો છે તેની તથા એવી જ બીજી પણ ખાસ બાબતોની ખબર પડે છે.[1] વૈદ્યે જે રોગો શાસ્ત્રમાં કહેલા ન હોય તેઓને પણ ઉપર કહેલા પાંચ ઇન્દ્રિઓ અને પ્રશ્ન એ ૭ રોગ જાણવાના ઉપાયોવડે વાતાદિ દોષોના લક્ષણો ઉપરથી જાણી[2] લેવા. ૫.

## કેવા રોગો વૈદ્યને મોહ પમાડે છે.

**भवति चात्र ॥**

**मिथ्यादृष्टा विकारा हि दुराख्यातास्तथैव च ।**
**तथा दुष्परिमृष्टाश्च मोहयेयुश्चिकित्सकम् ॥ ६ ॥**

૫ જે રોગો ખોટી રીતે જોવામાં આવે એટલે એક રોગને બીજા રોગરૂપે જાણવામાં આવે અથવા ખોટી રીતે જણાવવામાં આવે એટલે રોગી પોતાના રોગની ખરી હકીકત વૈદ્યને જણાવે નહીં અથવા વૈદ્ય રોગના તત્ત્વને સારી રીતે સમજી શકે નહીં તો તે રોગો વૈદ્યને મુંઝવી નાંખે છે. ૬.

## રોગ પરત્વે વૈદ્યનું કર્તવ્ય.

**एवमभिसमीक्ष्य साध्यान् साधयेत्, याप्यान् यापयेत्, असाध्यान्नोपक्रमेत्, परिसंवत्सरोत्थितांश्च विकारान् प्रायशो वर्जयेत् ॥ ७ ॥**

૬ એવી રીતે ઉપર કહેલા રોગોને જાણવાના ૭ ઉપાયોથી રોગની બરોબર પરીક્ષા કરીને વૈદ્યે સાધ્ય રોગોને મટાડવાની ચિકિત્સા કરવી, યાપ્ય રોગોને થોભાવી રાખવા એટલે રોગીનું જીવન બાકી હોય ત્યાં સુધી તે રોગોને વધવા ન દેતાં તેજ સ્થિતિમાં ટકાવી રાખવા ચિકિત્સા કરવી અને અસાધ્ય રોગોની ચિકિત્સા કરવી જ નહીં. જે રોગોને

---

૧ કવિરાજ હારાણચંદ્ર તો અહીં 'आत्मसदृशेषु' એની જગોએ 'आत्मासदृशेषु' એવો પાઠ માનીને એનો અર્થ વૈદ્યને પોતાને વિજ્ઞાનના ઉપાયો–ઇન્દ્રિયો અસદૃશ એટલે હીન હોય તો તેણે તત્સ્થાનીય એટલે રોગીના ઘરનાં માણસો પાસેથી રોગની હકીકત જાણવી એટલે વૈદ્યને પોતાને આંખ વગેરે કોઇ ઇન્દ્રિય કમ-ઓછી હોય તો રોગીના ઘરના માણસને પૂછી રોગની હકીકત જાણવી. 'आत्मसदृशेषु' એ પાઠને તે પ્રમાદપાઠ માને છે.

૨ ચોથા વિષયમાં કહેલી બાબતને પંચિકાકાર પ્રક્ષિપ્ત માને છે.

ઉત્પન્ન થયાને એક વર્ષ વિતેલું હોય તે રોગોની [1]ઘણુંકરીને ચિકિત્સા કરવી નહીં. ૭.

**કેવા માણસોના રોગો કષ્ટસાધ્ય થઈ પડે છે.**

**तत्र साध्या अपि व्याधयः प्रायेणैषां दुश्चिकित्स्यतमा भवन्ति; तद्यथा–श्रोत्रियनृपतिस्त्रीबालवृद्धभीरुराजसेवककितवदुर्बलवैद्यविदग्धव्याधिगोपकदरिद्रकृपणक्रोधवतामनात्मवतामनाथानां च; एवं निरूप्य चिकित्सां कुर्वन् धर्मार्थकामयशांसि प्राप्नोति ॥ ८ ॥**

૭ વેદીઆ બ્રાહ્મણો, રાજાઓ, સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, બીકણો, રાજાના નોકરો, જુગારીઓ, નબળાઓ, વૈદકનું થોડુંક જ્ઞાન મળવાથી પોતાને વૈદ્ય માનનારાઓ, રોગને છુપાવનારાઓ, દરિદ્ર લોકો, કંજૂસ લોકો, ક્રોધી લોકો, ઇંદ્રિયોને વશ નહીં રાખી શકનારાઓ અને અનાથ લોકો એઓના રોગો સાધ્ય છતાં પણ ઘણુંકરીને ચિકિત્સા કરવામાં બહુ મુશ્કેલી ભરેલા થઈ પડે છે. આ પ્રમાણે વિચાર કરીને ચિકિત્સા કરનારો વૈદ્ય ધર્મ, ધન, કામ અને યશ એઓને મેળવે છે. ૮.

**વૈદ્યે સ્ત્રીઓ સાથે કેવી રીતે વર્તવું.**

**भवति चात्र ॥**

**स्त्रीभिः सहास्यां संवासं परिहासं च वर्जयेत् ।**
**दत्तं च ताभ्यो नादेयमन्नादन्यद्भिषग्वरैः ॥ ९ ॥**

૯ વૈદ્યે સ્ત્રીઓની સાથે એક આસન ઉપર બેસવાની, એકાન્તમાં રહેવાની અને હાંસી કરવાની ટેવ રાખવી નહીં. ઉત્તમ વૈદ્યોએ સ્ત્રીઓની પાસેથી અન્ન શિવાય બીજું કશું તેઓ આપે તો પણ લેવું નહીં. ૯.

---

## અધ્યાય ૧૧ મો.

## ક્ષારપાક વિધિ. (ક્ષારની બનાવટ અને તેનો ઉપયોગ.)

**अथातः क्षारपाकविधिमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'ક્ષારપાકવિધિ'[2] એ નામના (ક્ષાર બનાવવો અને તેનો ઉપયોગ કરવો એ વિષયના) અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨.

૧ ઘણુંકરીને એ શબ્દથી રક્તગુલ્મ વગેરે રોગો વર્ષ પછી પણ સાધ્ય છે એમ બતાવે છે.

૨ ક્ષારનો પાક એટલે પકાવવું–બનાવવું, અને વિધિ એટલે ઉપયોગ, એ બે વિષયને અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવેલ છે તેથી આ અધ્યાયને 'ક્ષારપાકવિધિ' એવું નામ આપવામાં આવેલ છે.

**શસ્ત્રોમાં ક્ષારનું પ્રધાનપણું.**

**शस्त्रानुशस्त्रेभ्यः क्षारः प्रधानतमः, छेद्यभेद्यलेख्यकरणात्त्रिदोषघ्नत्वाद्विशेषक्रियावचारणाच्च २**
**तत्र क्षरणात्क्षणनाद्वा क्षारः ॥ ४ ॥**

**नानौषधिसमवायात्त्रिदोषघ्नः, शुक्लत्वात्सौम्यः; तस्य सौम्यस्यापि सतो दहनपचनदारणादिशक्तिरविरुद्धा, आग्नेयौषधिगणभूयिष्ठत्वात् कटुक उष्णस्तीक्ष्णः पाचनो विलयनः शोधनो रोपणः शोषणः स्तम्भनो लेखनः कृम्यामकफकुष्ठविषमेदसामुपहन्ता पुंस्त्वस्य चाति सेवितः ॥ ५ ॥**

**स द्विविधः प्रतिसारणीयः, पानीयश्च ॥ ६ ॥**

૨ ક્ષાર, કાપવું, ચીરવું અને છોલવું[1] એ ત્રણ ક્રિયાઓ કે જે જળો અને અગ્નિથી નથી થઈ શકતી તે (જે ઠેકાણે શસ્ત્રપ્રયોગ ન કરી શકાતો હોય તેવા વિષમસ્થાનોમાં પણ) કરે છે, વાતાદિ ત્રણે દોષોને મટાડે છે અને બીજા શસ્ત્રોથી ન થઈ શકતી વિશેષક્રિયામાં (પીવામાં) પણ તેનો શસ્ત્રના જેવો ઉપયોગ થાય છે, તેથી ક્ષાર મંડલાગ્ર વગેરે સઘળા શસ્ત્રો અને વાંસ વગેરે અનુશસ્ત્રો કે જેઓમાં જળો પ્રધાન અને અગ્નિ પ્રધાનતર છે તેઓ કરતાં પણ પ્રધાનતમ[2]–વિશેષ પ્રધાન છે. ૩.

**'ક્ષાર' શબ્દની નિરુક્તિ.**

૩ ક્ષરણ કરે છે (માંસ, ચામડી વગેરેને ખેરવી નાખે છે) તેથી અથવા ક્ષણન કરે છે (માંસ, ચામડી વગેરેનો નાશ કરે છે) તેથી તેને 'ક્ષાર' કહેવામાં આવે છે. ૪.

**ક્ષારના ગુણ.**

૪ ક્ષાર નાના પ્રકારની ઔષધિઓના સંયોગથી બને છે તેથી વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષોને મટાડે છે.[3]

૧ નાડીવ્રણ વગેરેને છોલવામાં, વ્રણ શોથ વગેરેને ચીરવામાં અને જેમાં કઠણ અને ઉન્નત માંસ હોય એવા વ્રણોમાં છોલવામાં–લેખન કરવામાં ક્ષારનો ઉપયોગ થાય છે.

૨ છેદન વગેરે અનેક ક્રિયાઓ કરવાપણું, મંડલાગ્ર વગેરે શસ્ત્રો તથા વાંસ વગેરે અનુશસ્ત્રોમાં પ્રત્યેકમાં નથી અને ક્ષારમાં છે તેથી ક્ષારનું પ્રધાનપણું સિદ્ધ થાય છે. 'ક્ષારથી અગ્નિ પ્રધાન છે' એમ જે આગલ કહેવામાં આવશે તે, વાત અને કફના સંબન્ધવાળા અર્શના દાહમાં અને અગ્નિથી બળેલા રોમો પાછા ન થવાના હેતુથી છે, તે એક ખાસ બાબત માટે છે, તેથી ઘણાં કાર્યો કરવાથી જે ક્ષારનું પ્રધાનપણું કહેલું છે તેને બાધ આવતો નથી. કોઇ શંકા કરે કે, શસ્ત્રોથી પણ જ્યારે ક્ષારને પ્રધાનપણું છે તો શસ્ત્રો કરતાં પ્રથમ તેનું કથન કરવું જોઇએ? પણ તેમ નથી. કેમ કે, અનુશસ્ત્રોમાં ગણના હોવાને લીધે અપ્રધાનપણું પણ ક્ષારમાં વિવક્ષિત છે. (ચક્રપાણિદત્ત.)

૩ ઔષધોને બાળી નાંખવાથી ભસ્મમાં તેના અસલ ગુણો આવશે નહીં એમ માનવું નહીં. કેમકે ભસ્મમાં પણ ઔષધના ગુણો ઉતરે છે એ વિષે પ્રમાણો જોવામાં આવે છે. જેમકે–રક્તપિત્તની ચિકિત્સામાં કહેલું છે કે,–'કમળની ભસ્મ પાણીમાં ઘોળી તેમાં મધ નાંખીને પીવાથી રક્તપિત્ત મટે છે.'

ક્ષાર સફેદ હોવાને લીધે સૌમ્ય[1] છે. સૌમ્ય હોવા છતાં પણ તેની બનાવટમાં આગ્નેય(ગરમ) ઔષધિઓનો જથ્થો ઘણો હોવાને લીધે[2] તેમાં બાળવાની, પકાવવાની અને ફાડવાની વગેરે શક્તિનું હોવું વિરુદ્ધ નથી. ક્ષાર રસમાં-સ્વાદમાં તીખો[3] અને ખારો, ઉષ્ણવીર્ય, અન્નના અજીર્ણને તથા વ્રણને પકાવનાર, વાયુ તથા કફની અધિકતાવાળા સોજાને પીગળાવનાર, દુષ્ટ વ્રણનું શોધન કરનાર, વ્રણને રૂઝવનાર, વ્રણના ક્લેદનુ-ભેજનું શોષણ કરનાર, રક્તની અતિપ્રવૃત્તિનું સ્તંભન કરનાર અને ઉખેડનાર છે તથા કૃમિ, આમ, કફ, કુષ્ઠ, વિષ અને મેદવૃદ્ધિ (ચરબીનું વધવું) એઓને મટાડનાર છે. જો ક્ષારનું વધારે સેવન કરવામાં આવે તો તેથી વીર્યનો નાશ થાય છે. ૫.

### ક્ષારના બે ભેદો.

૫ પ્રતિસારણીય (ચોપડવાને-લગાડવાને યોગ્ય) અને પાનીય (પીવાને યોગ્ય) એ ભેદોથી ક્ષાર બે પ્રકારનો છે. ૬.

### પ્રતિસારણીય ક્ષારનો ઉપયોગ.

**तत्र प्रतिसारणीयः कुष्ठकिटिभदद्रुकिलासभगन्दरार्बुददुष्टव्रणनाडीचर्मकीलतिलकालकन्यच्छव्यङ्गमशकबाह्यविद्रधिकृमिविषार्शस्सूपदिश्यते सप्तसु च मुखरोगेषूपजिह्वाधिजिह्वोपकुशदन्तवैदर्भेषु तिसृषु च रोहिणीष्वेतेषु चैवानुशस्त्रप्रणिधानमुक्तम् ॥ ७ ॥**

૬ કુષ્ઠ (ચામડીના રોગો), કિટિભ, દાદર, સફેદ કોઢ, ભગંદર, રસોળી, દુષ્ટ વ્રણ, નાડીવ્રણ (નાસૂર), ચર્મકીલ, તલ, ન્યચ્છ, વ્યંગ, મસ, બહારના કૃમિ, બહારનો વિદ્રધિ, બહારનું ઝેર, અર્શ વગેરે રોગો ઉપર પ્રતિસારણીય ક્ષારનો ઉપયોગ કરવો. તેમ જ મુખરોગોમાંના ઉપજિહ્વ, અધિજિહ્વ, ઉપકુશ, દંતવૈદર્ભ, વાતરોહિણી અને કફરોહિણી એ સાત જ રોગોમાં પ્રતિસારણીય ક્ષારનો ઉપયોગ કરવો, કેમકે એ સાત રોગોમાં જ અનુશસ્ત્રનો-ક્ષારનો ઉપયોગ કરવાનું ચિકિત્સામાં કહેલું છે. ૭.

### પાનીય ક્ષારનો ઉપયોગ.

**पानीयस्तु गरगुल्मोदराग्निसंगाजीर्णारोचकानाहशर्कराश्मर्याभ्यन्तरविद्रधिकृमिविषार्शस्सूपयुज्यते ॥ ८ ॥**

૭ કૃત્રિમવિષ, ગુલ્મ, ઉદરના રોગો, અગ્નિમાંદ્ય, અજીર્ણ, અરુચિ, આનાહ (કબજીઆત), શર્કરા, પથરી, અંદરનો વિદ્રધિ, પેટના કૃમિ, અંદરનું વિષ અને અર્શ એ રોગો ઉપર [1]પાનીયક્ષારનો ઉપયોગ[2] કરવો. ૮

### કોને પાનીય ક્ષાર ન આપવો ?

**अहितस्तु रक्तपित्तज्वरितपित्तप्रकृतिबालवृद्धदुर्बलभ्रममदमूर्छातिमिरपरीतेभ्योऽन्येभ्यश्चैवंविधेभ्यः ॥ ९ ॥**

૮ પિત્તપ્રકૃતિવાળો મનુષ્ય, બાળક, વૃદ્ધ, દુર્બળ, તથા રક્તપિત્ત, જ્વર, ભ્રમ (માથામાં ચકરી આવવી). મદ (દારૂ, સોપારી વગેરેનો નિશો-મોણો), મૂર્છા અને તિમિર (આંખનો રોગ) એ રોગોમાંના કોઈ પણ રોગથી પીડાતા મનુષ્યો અને એવા જ બીજા રોગીઓને પાનીય ક્ષાર નુકસાન કરનારો છે (માટે તેઓને પાનીય ક્ષાર આપવો નહિ.) ૯

### પાનીય ક્ષાર બનાવવાનો સંક્ષિપ્ત વિધિ.

**तं चेतरक्षारवद्दग्ध्वा परिस्त्रावयेत्तस्य विस्तारोऽन्यत्र ॥ १० ॥**

૯ આગળ પ્રતિસારણીય ક્ષાર બનાવવાનો જે વિધિ કહેવામાં આવશે તે પ્રમાણે મરખા વગેરેના વૃક્ષોને બાળી, તેઓની ભસ્મને છ ગુણા પાણીમાં ઘોળી, એકવીશવાર વસ્ત્રથી ગાળી, અગ્નિ ઉપર પકાવી, ત્રીજા ભાગ જેટલું પાણી બાકી રહે ત્યારે તેને વસ્ત્રથી ગાળી લેવું, એટલે પાનીય ક્ષાર બને છે. પ્રતિસારણીય ક્ષાર અને પાનીય ક્ષારમાં ફેર એટલો જ છે કે-પ્રતિસારણીય ક્ષારને

---

૧ ક્ષાર સૌમ્ય હોવા છતાં પણ શીતવર્ય નથી, કેમકે તેમાં ઉષ્ણપણું જ જોવામાં આવે છે. મહાભૂતોના કોઈ એક અદૃષ્ટ વિશેષથી ઘડાયેલો એવો સંબંધ થાય છે, કે જે સમાન આશ્રયવાળા ગુણને પણ ઉત્પન્ન કરી શકતો નથી. જેમ કે આમળામાં તેજ અમ્લ રસને ઉત્પન્ન કરે છે પરંતુ ઉષ્ણવીર્યને ઉત્પન્ન કરતું નથી. તેમ ક્ષારની અંદરનો સૌમ્ય ભાગ શુક્લપણું જ ઉત્પન્ન કરે છે ઉષ્ણપણું ઉત્પન્ન કરી શકતો નથી (ચક્રપાણિદત્ત).

કવિરાજ હારાણચન્દ્ર તો 'स खलु आग्नेयगुणभूयिष्ठत्वात्' એવો પાઠ માનીને 'ક્ષારની બનાવટમાં ગરમ ઔષધો ઘણાં હોવાને લીધે તે કટુ, ઉષ્ણ વગેરે ગુણવાળો છે, એમ અર્થ કરે છે.

૨ ક્ષાર ત્રણે દોષોને મટાડનાર હોવાથી જ પિત્તાર્શમાં પણ તેનો ઉપયોગ થઈ શકે છે. 'ક્ષાર' સફેદ હોવાને લીધે સૌમ્ય છે એમ કહેવાનો તાત્પર્ય એવો છે કે, ક્ષાર પોતાના શુક્લરૂપને લીધે રૂપમાં જ સૌમ્ય છે, કેમકે શુક્લરૂપ સોમનું-જળનું જ છે. બાકી ગુણોમાં તો ક્ષાર ઉષ્ણ જ છે. તેથી જ તેના ગુણો કહેતી વખતે તેને ઉષ્ણ જ કહેવામાં આવેલ છે.

૩ અહીં મૂળમાં ક્ષારનો તીખો જ રસ લખેલો છે. લવણ રસ લખેલો નથી તેનું કારણ એ છે કે ક્ષારનો લવણ વર્ગમાં પાઠ હોવાને લીધે તેનો લવણ રસ તો સિદ્ધ જ છે. આથી ક્ષારનો લવણ અને તીખો એ બે રસો છે એમ સમજવું. આગળ વિષયના શ્લોકમાં પણ ક્ષારનો મુખ્ય રસ લવણ અને અનુરસ તીખો લખવામાં આવેલ છે.

૧ 'પાનીયક્ષારની ઉત્તમ માત્રા એક પલ (૪ તોલા), મધ્યમ માત્રા ત્રણ કર્ષ (૩ તોલા) અને અધમ માત્રા અર્ધપલ (બે તોલા) છે, એમ ડલ્હણ કહે છે.

૨ એ પ્રમાણે તૈયાર થયેલા ક્ષારનો સાત દિવસ પછી ઉપયોગ કરવો (વાગ્ભટ).

જેમ બીજીવાર પકાવવામાં આવે છે તેમ પાનીય ક્ષારને બીજીવાર પકાવવામાં આવતો નથી. આ પાનીય ક્ષારના સંબંધમાં જે કાંઈ વિસ્તારથી કહેવાનું છે તે આગળ 'ગુલ્મ-ચિકિત્સિત' વગેરે અધ્યાયોમાં કહેવામાં આવશે. ૧૦.

### પ્રતિસારણીય ક્ષારના ભેદો.

**अथेतरस्त्रिविधो मृदुर्मध्यस्तीक्ष्णश्च ॥ ११ ॥**

૧૦ પ્રતિસારણીય ક્ષાર મૃદુ, મધ્ય અને તીક્ષ્ણ એમ ત્રણ પ્રકારનો થાય છે. ૧૧.

### પ્રતિસારણીય ક્ષાર બનાવવાનો વિધિ.

**तं चिकीर्षुः शरदि गिरिसानुजं शुचिरुपोष्य प्रशस्तेऽहनि प्रशस्तदेशजातमनुपहतं मध्यमवयसं महान्तमसितमुष्ककमधिवास्यापरेद्युः पाटयित्वाऽभिमन्त्र्यानेन मन्त्रेण—'अग्निवीर्य महावीर्य मा ते वीर्यं प्रणश्यतु । इहैव तिष्ठ कल्याण मम कार्यं करिष्यसि । मम कार्ये कृते पश्चात्स्वर्गलोकं गमिष्यसि' श्वेतपुष्परक्तपुष्पसहस्रं जुहुयात्, खण्डशः प्रकल्प्यावपास्य निर्वाते देशे निचितं कृत्वा सुधाशर्कराश्च प्रक्षिप्य तिलनालैरादीपयेत्, अथोपशान्तेऽग्नौ तद्भस्म पृथग्गृह्णीयाद्भस्मशर्कराश्च । अथानेनैव विधानेन कुटजपलाशाश्वकर्णपारिभद्रकबिभीतकारग्वधतिल्वकार्कस्नुह्यपामार्गपाटलानक्तमालवृषकदलीचित्रकपूतीकेन्द्रवृक्षास्फोताश्वमारकसप्तच्छदाग्निमन्थगुञ्जाश्चतस्रश्च कोशातकीः समूलफलपत्रशाखा दहेत् । ततः क्षारद्रोणमुदकद्रोणैः षड्भिरालोड्य मूत्रैर्वा यथोक्तैरेकविंशतिवारान् विस्राव्य महति कटाहे शनैर्दर्व्या विघट्टयन् विपचेत् स यदा भवत्यच्छो रक्तस्तीक्ष्णः पिच्छिलश्च, तमादाय महति वस्त्रे परिस्राव्येतरान्विसृज्य च पुनरग्नावधिश्रयेत् । तत एव च क्षारोदकात्कुडवमध्यर्धं वाऽपनयेत् । ततः कटशर्कराभस्मशर्कराक्षीरपाकशङ्खनाभीरग्निवर्णाः कृत्वाऽऽयसे पात्रे तस्मिन्नेव क्षारोदके निषिच्य पिष्ट्वा तेनैव द्विद्रोणेऽष्टपलसंमितं शङ्खनाभ्यादीनां प्रमाणं प्रतिवाप्य सततमप्रमत्तश्चैनमवघट्टयन् विपचेत् । स यथा नातिसान्द्रो नातिद्रवश्च भवति तथा प्रयतेत । अथैनमागतपाकमवतार्यानुगुप्तमायसे कुम्भे संवृतमुखे निदध्यात् । एष मध्यमः ॥ १२ ॥**

૧૧ પ્રતિસારણીય ક્ષાર બનાવવાની ઇચ્છા ધરાવનારા વૈદ્યે શરદ્ ઋતુમાં શુભ દિવસ જોઈ, તે દિવસે સ્નાનાદિકથી પવિત્ર થઈ, ઉપવાસ કરી, પર્વતના શિખર ઉપર (અથવા જાંગલ દેશની) સપાટ અને સારી ભૂમિમાં ઉગેલા, મધ્યમ અવસ્થાવાળા, અને મ્હોટા પ્રમાણના અને કીડ વગેરેથી નુકસાન નહીં પામેલા કાળાં ફૂલવાળા મરખાને આગલે દિવસે અધિવાસન[1] કરી આવીને બીજે દિવસે પ્રાતઃકાળમાં મરખાની પાસે જઈ નીચેના મંત્રથી તેને અભિમંત્રણ કરીને તેના કટકા કરવા. અભિમંત્રણનો મંત્ર આ પ્રમાણે છે:–

"अग्निवीर्य महावीर्य मा ते वीर्यं प्रणश्यतु ।
इहैव तिष्ठ कल्याण मम कार्यं करिष्यसि ।
मम कार्ये कृते पश्चात्स्वर्गलोकं गमिष्यसि ॥"

હે અગ્નિ સરખા વીર્યવાળા! હે મહાવીર્ય! તારી શક્તિનો નાશ નહિ થાઓ! હે કલ્યાણકર! તું અહીં જ રહે અને મારું કામ કર; મારું કામ કર્યા પછી સ્વર્ગમાં જાજે." આ મંત્રથી મરખાનું અભિમંત્રણ કર્યા પછી એક હજાર ધોળાં પુષ્પ અને રાતાં પુષ્પનો હોમ કરવો અને પછી તેને મૂળ, પાનડાં, શાખા વગેરેની સાથે કાપી નાંખી, તેની ફાડો કરી, ફાડોના પણ ન્હાના ન્હાના ટુકડાઓ કરી. તે ટુકડાઓને પવન વગરના પ્રદેશમાં ખડકી, તે ઢગલામાં જેમાંથી ચૂનો બને છે તે પથરાઓ નાંખી, તેને તલસરાઓથી (તલનાં ઘાસથી) સળગાવી દેવો. એ સઘળાં લાકડાંઓ બળી જઈને અગ્નિ શાન્ત થઈ (ઠરી) જાય ત્યારે તે ભસ્મ, મરખાના લાકડાં બાળતી વખતે તેનો રસ જમીન ઉપર પડવાથી માટીના જે મોટા ગાંગડાઓ બંધાઈ જાય તે (ભસ્મશર્કરા) તથા ચૂનાની પાક્ષી અને કાચી કાંકરીઓ એઓને જુદાં જુદાં લઈ લેવાં. તે પછી એવી જ રીતે બે જાતનો [2]કડો કડાયો, ખાખરો, રાળનું ઝાડ, દેવદાર (અથવા પાંડેરવો), બહેડાનું ઝાડ, ગરમાળો, લોધર, આંકડા, થોર, અઘેડો, પાડલ, કરંજ, અરડુશી, કેળ, ચિત્રો, કાંકચ, કપુરીમધુરી (અથવા ગરણી), કણેર, સપ્તપર્ણ, અરણી, ચણોઠીના વેલા અને ચાર પ્રકારની કોશાતકીઓ (કડવાં તુરીઆં, કડવાં જુમખડાં, કડવાં ગલકાં અને કુકડવેલાં) એ ઔષધિઓ મૂળ, ફળ, પાનડાં અને શાખાઓ સાથે બાળી તેઓની ભસ્મને પણ જુદી લઈ લેવી. ઉપર કહેવા પ્રમાણે સઘળા ઔષધોની ભસ્મને તૈયાર કરી પછી તે ભસ્મોમાંથી

---

[1] પ્રત્યેક વૃક્ષમાં અમુક ભૂતનો એટલે દેવનો વાસો હોય છે. તેને તેમાંથી દૂર કરવામાટે પ્રાર્થના કરવી પડે છે. તંત્રકાર ભોજ કહે છે કે;–જે ઔષધીનો ઉપયોગ કરવો હોય તે ઔષધીની સન્મુખ ઉભા રહીને નિચે પ્રમાણે મંત્ર ભણવો:– निवसंतीह भूतानि यान्यस्मिन् कानिचिद् द्रुमे । अपक्रामंत्वतः-च्छेद्यः परार्थे श्वो ह्ययं द्रुमः ॥ આ વૃક્ષમાં જે કોઈ ભૂતો વસતાં હોય તેઓએ આમાંથી બહાર નિકળી જવું, કારણ કે આવતી કાલે આ વૃક્ષને પરને માટે કાપવાનું છે.

[2] જો કે મરખાની ભસ્મ અને કડા વગેરેની ભસ્મનો સાથે જ ક્ષાર કરવાનો છે તો પણ મરખાની ભસ્મનો ભાગ વધારે લેવાનો હોવાને લીધે જ તેની ભસ્મ જુદી કરવાનું કહેલું છે. કેટલાકો તો એમ કહે છે કે મરખાની એકલી ભસ્મથી પણ ક્ષાર થઈ શકે છે તેથી તેની ભસ્મ જુદી કરવાનું કહેલું છે.

બે ભાગ મરખાની ભસ્મનો અને એક ભાગ કડાયા વગેરેની ભસ્મનો મળીને એક દ્રોણ પ્રમાણે લઈ તેને ૭ દ્રોણ પાણીમાં અથવા ૭ દ્રોણ ગોમૂત્રમાં ઘોળી નાખીને મ્હોટી કડાઈમાં એકવીશ વાર વસ્ત્રથી ગાળી લેવું. પછી તે કડાઈને ચુલા ઉપર ચ્હડાવી નીચે આંચ-અગ્નિ કરી ધીરે ધીરે કડછાથી હલાવતાં હલાવતાં પકાવવું. પછી એ ક્વાથ જ્યારે સ્વચ્છ, રાતો, તીક્ષ્ણ અને ચીકણો થઈ જાય ત્યારે (આશરે બે દ્રોણ (૨૦૪૮ તોલા) પાણી બાકી રહે ત્યારે) તેને ચુલા ઉપરથી હેઠે ઉતારી મ્હોટા વસ્ત્રથી ગાળી લઈ કીટાંને ફેંકી દેવો અને તે પાણીમાંથી એક કુડવ (૧૬ તોલા) અથવા દોઢ કુડવ (૨૪ તોલા) પાણી કહાડી લઈ જુદું રાખવું. તથા તે ક્વાથને ફરીવાર અગ્નિ ઉપર ચ્હડાવવો. પછી ચૂનાની ભસ્મ, ભસ્મશર્કરા, છીપો અને શંખના વળીઓવાળા ભાગો એ દરેક આઠ આઠ [1]પલભાર (૩૨ તોલા) લઈ તેઓને અગ્નિમાં લાલચોળ થાય એવા તપાવી, ક્ષારના ક્વાથમાંથી જુદા કહાડી લીધેલા કુડવ અથવા દોઢ કુડવ ભાર ક્વાથમાં બુઝાવી, તે જ પાણીમાં વાટી તે સર્વના કલ્કને ચૂલા ઉપરના બે દ્રોણ પ્રમાણવાળા ક્વાથમાં નાખી દેવો. અને અવિચ્છિન્ન રીતે કંઈ પણ ગફલત નહિ રાખતાં કડછાથી હલાવતાં હલાવતાં પકાવવો અને એવી તજવીજ રાખવી કે તે ક્વાથ બહુ ઘાટો પણ થાય નહિ, તેમ બહુ પાતળો પણ ન રહે. જ્યારે એ ક્વાથ બરાબર પાક ઉપર આવી જાય ત્યારે તેને ઉતારી લઈ લોઢાના ઘડામાં નાખી ઘડાનું મ્હોડું બન્ધ કરી યોગ્ય રક્ષણમાં રાખવો. આ પ્રમાણે બનાવેલા પ્રતિસારણીય ક્ષારને, 'મધ્યમ' કહેવામાં આવે છે. ૧૨.

## મૃદુ પ્રતિસારણીય ક્ષાર બનાવવાનો વિધિ.

**एष एवाप्रतीवापः पक्कः संव्यूहिमो मृदुः ॥१३॥**

૧૩ ઉપર મધ્યમ પ્રકારનો પ્રતિસારણીય ક્ષાર બનાવવાનો જે વિધિ કહેલો છે તે પ્રમાણે જ જે ક્ષાર બનાવવામાં આવે, પરંતુ મધ્યમ ક્ષારમાં જે ચૂનાની કાંકરીઓ વગેરેનો પ્રતિવાપ-કલ્ક નાખવામાં આવે છે તે પ્રતિવાપ જેમાં નાખવામાં આવે નહિ તે ક્ષારને 'મૃદુ' અથવા 'સંવ્યૂહિમ' કહેવામાં આવે છે. ૧૩.

## તીક્ષ્ણ પ્રતિસારણીય ક્ષાર બનાવવાનો વિધિ.

**प्रतिवापे यथालाभं दन्तीद्रवन्तीचित्रकलाङ्गलकीपूतिकप्रवालतालपत्रीबिडसुवर्चिकाकनकक्षीरीहिङ्गुवचाविषाः समाः श्लक्ष्णचूर्णाः शुक्तिप्रमाणाः प्रतिवापः । स एव सप्रतीवापः पक्कः पाक्यस्तीक्ष्णः ॥ १४ ॥**

૧૩ મધ્યમ પ્રકારના પ્રતિસારણીય ક્ષારમાં જ તેને તૈયાર કરતી વખતે તેમાં ચૂનાની કાંકરી વગેરે ચાર ચિજો ઉપરાંત નેપાલો, રતનજોત, ચિત્રો, દુધીયો વછનાગ, કાંકચનાં પાનડાં, કાળી મુસળી, બીડલૂણ, સંચલ, દારુડી (અથવા રેવંદચીની), હીંગ, વજ અને અતિવિષની કળી એઓમાંથી જેટલી દવાઓ મળી શકે તેટલી બે બે તોલાભાર લઈ તેનું બારીક ચૂર્ણ કરી તે સઘળાનો પ્રતિવાપ[1] નાખી જે ક્ષાર તૈયાર કરવામાં આવે તેને 'તીક્ષ્ણ' અથવા 'પાક્ય' કહેવામાં આવે છે. ૧૪.

## રોગના બળને અનુસરીને ત્રણે પ્રકારના ક્ષારનો ઉપયોગ.

**तेषां यथाव्याधिबलमुपयोगः ।**

૧૪ આ મધ્યમ, મૃદુ અને તીક્ષ્ણ એ ત્રણ પ્રકારના ક્ષારનો રોગના બળને અનુસરીને ઉપયોગ કરવો[2] એટલે રોગનું બળ મધ્યમ હોય તો મધ્યમ ક્ષારનો, ઓછું હોય તો મૃદુ ક્ષારનો અને વધારે હોય તો તીક્ષ્ણ ક્ષારનો ઉપયોગ કરવો.

## ક્ષાર નિર્બળ થઈ ગયો હોય તો તેને પાછો બળવાન કરવાનો વિધિ.

**क्षीणबले तु क्षारोदकमावपेद्बलकरणार्थम् ॥ १५ ॥**

૧૫ બનાવ્યા પછી ઘણો કાળ જવાને લીધે અથવા ઓષધિઓ ઓછી હોવાને લીધે ક્ષાર જો નિર્બળ થઈ જાય તો તેને બળ આપવામાટે તેમાં ઉપર કહેલું ક્ષારોદક (એકવીશવાર ગાળેલું ભસ્મનું પાણી) નાખીને તેને ફરીવાર પકાવવો. એટલે ક્ષાર પાછો બળવાન્ થઈ જશે. ૧૫

## કેવો ક્ષાર ગુણોવાળો ગણાય છે.

**भवतश्चात्र ।**

**नैवातितीक्ष्णो न मृदुः शुक्लः श्लक्ष्णोऽथ पिच्छिलः ।**
**अविष्यन्दी समः शीघ्रः क्षारो ह्यष्टगुणः स्मृतः ॥१६॥**

૧૬ આ વિષયમાં ધન્વંતરિના બે શ્લોક આ પ્રમાણે છે:-જે ક્ષાર બહુ જ તીક્ષ્ણ ન હોય, બહુ મૃદુ ન હોય, સફેદ હોય, લાસો હોય, ચીકણો હોય, ફેલાઈ ન જાય એવો હોય, સરખો હોય (બહુ ઘાટો ન હોય તેમ બહુ પાતળો પણ ન હોય) અને તુરત કામ કરે એવો હોય આ રીતે ક્ષાર આઠ ગુણવાળો ગણાય છે. ૧૬

---

૧ કેટલાકો ચુનાના પત્થરા વગેરે ચારે મળીને આઠ પલ લેવાં એમ કહે છે.

૧ અવલેહ વગેરે તૈયાર કરતી વખતે તેમાં પ્રથમ જે કલ્ક વગેરે નાંખવામાં આવે છે તેને 'આવાપ' કહેવામાં આવે છે અને બીજી વખત પાછાં જે ચૂર્ણો વગેરે નાંખવામાં આવે છે તેને, 'પ્રતિવાપ' કહેવામાં આવે છે.

૨ વાયુ, કફ અને મેદથી થયેલા અર્બુદ વગેરે ઉપર તીક્ષ્ણ ક્ષારનો ઉપયોગ કરવો અને પિત્ત તથા રક્તથી થયેલા અર્શો ઉપર મૃદુક્ષારનો ઉપયોગ કરવો, એમ વાગ્ભટ કહે છે.

### કેવો ક્ષાર દોષોવાળો ગણાય છે.

**अतिमार्दवश्वैत्यौष्ण्यतैक्ष्ण्यपैच्छिल्यसर्पिताः ।**
**सान्द्रताऽपक्वता हीनद्रव्यता दोष उच्यते ॥ १७ ॥**

૧૭ જે ક્ષાર બહુ મૃદુ હોય, બહુ સફેદ હોય, બહુ ગરમ હોય, બહુ તીક્ષ્ણ હોય, બહુ ચીકણો હોય, ફેલાઈ જાય એવો હોય, સાન્દ્ર હોય, કાચો રહી ગયો હોય અને ઓછી શક્તિવાળા અથવા ઓછા ઔષધોથી બનાવેલો હોય તે ક્ષાર દોષવાળો કહેવાય છે. ૧૭.

### પ્રતિસારણીય ક્ષાર મૂકવાનો વિધિ.

**तत्र क्षारसाध्यव्याधिव्याधितमुपवेश्य निर्वातातपे देशेऽसम्बाधेऽग्रोपहरणीयोक्तेन विधानेनोपसंभृतसंभारं, ततोऽस्य तमवकाशं निरीक्ष्यावघृष्यावलिख्य प्रच्छयित्वा शलाकया क्षारं पातयित्वा वाक्छतमात्रमुपेक्षेत ॥ १८ ॥**

૧૮ જેને ક્ષારથી મટે તેવો વ્યાધિ થયો હોય તેને જ્યાં પવન ન હોય, જ્યાં તડકો પણ ન હોય, એવા મનુષ્યની ભીડ વિનાના પ્રદેશમાં બેસાડવો, અને સૂત્રસ્થાનના 'अग्रोपहरणीय' નામના પાંચમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે યોગ્ય મુહૂર્તમાં તે દરદીની પાસે યંત્ર, શસ્ત્ર, ક્ષાર, અગ્નિ, તથા સળી વગેરે સામગ્રીઓ મૂકીને શરીરના જે ભાગમાં રોગ થયેલો હોય તે ભાગને બરાબર જોઈ તપાસી, તે રોગ જો પિત્તથી થયેલો હોય તો તે પ્રદેશને ઘસીને, વાયુથી થયેલો હોય તો તે જગોને છોલીને અને [1]કફથી થયેલો હોય તો તે જગાને શસ્ત્રથી ગોંચીને તેના ઉપર સળીવડે[2] ક્ષાર મુકવો અને મુકયા પછી સો ગુરુ[3] અક્ષરોનું ઉચ્ચારણ કરતાં જેટલો સમય લાગે તેટલા સમય સુધી તેને એમને એમ રહેવા દેવો.[4] ૧૮.

### ક્ષારથી રોગ બરાબર બળી જવાનાં લક્ષણો.

**तस्मिन्निपतिते व्याधौ कृष्णता दग्धलक्षणम् ॥**

૧૯ રોગવાળા સ્થાન ઉપર ક્ષાર મુકયા પછી જો તે સ્થાન કાળું થઈ જાય તો જાણવું કે તે સમ્યગ્દગ્ધ થયું છે-બરાબર બળ્યું છે.

### ક્ષાર મુકવાથી થયેલી વેદનાને શાન્ત કરવાનો ઉપાય

**तत्राम्लवर्गः शमनः सर्पिर्मधुकसंयुतः ॥ १९ ॥**

૨૦ જ્યારે રોગવાળું સ્થાન ક્ષારથી બરાબર બળ્યું છે એમ જણાય ત્યારે તે જગોને કપડાથી લુછીને તે પર અમ્લ વર્ગની (ખાટા પદાર્થોની) સાથે ઘી અને જેઠીમધનું ચૂર્ણ મેળવી તેનો લેપ કરવો, તેથી વેદના શાંત થાય છે. ૧૯

**अथ चेत्स्थिरमूलत्वात्क्षारदग्धं न शीर्यते ।**
**इदमालेपनं तत्र समग्रमवचारयेत् ॥ २० ॥**
**अम्लकाञ्जिकबीजानि तिलान्मधुकमेव च ।**
**प्रपेष्य समभागानि तेनैवमनुलेपयेत् ॥ २१ ॥**

૨૧ પરંતુ જો ક્ષાર મુકવા છતાં પણ રોગવાળી જગો ઉંડા મૂળવાળી હોવાને લીધે ખરી ન પડે તો તેને ખેરવવા માટે ખાટી કાંજીનો નીચેનો જાડો ભાગ, તલ અને જેઠીમધ એઓને સરખે ભાગે લઈ વાટીને તેનો લેપ કરવો. ૨૦-૨૧

### ક્ષાર મુકવાથી થયેલા વ્રણને રુઝવવાનો ઉપાય.

**तिलकल्कः समधुको घृताक्तो व्रणरोपणः ।**

૨૨ તલ અને જેઠીમધને વાટી તેમાં ઘી મેળવીને તેનો લેપ કરવાથી ક્ષારથી થયેલો વ્રણ રુઝાઈ જાય છે.

### ખાટો રસ ક્ષારની વેદનાને શાંત કરવાનું કારણ.

**रसेनाम्लेन तीक्ष्णेन वीर्योष्णेन च योजितः ॥ २२ ॥**
**आग्नेयेनाग्निना तुल्यः कथं क्षारः प्रशाम्यति ।**
**एवं चेन्मन्यसे वत्स प्रोच्यमानं निबोध मे ॥२३॥**
**अम्लवर्ज्यान्रसान्क्षारे सर्वानेव विभावयेत् ।**
**कटुकस्तत्र भूयिष्ठो लवणानुरसस्तथा ॥ २४ ॥**
**अम्लेन सह संयुक्तः स तीक्ष्णलवणोरसः ।**
**माधुर्यं भजतेऽत्यर्थं तीक्ष्णभावं विमुञ्चति ॥ २५ ॥**
**माधुर्याच्छममाप्नोति वह्निरद्भिरिवाप्लुतः ॥ २६ ॥**

૨૩ ભગવાન્ ધન્વન્તરિ સુશ્રુતને કહે કે, હે પુત્ર! ખાટા પદાર્થો તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય અને આગ્નેય-અગ્નિગુણપ્રધાન હોવાથી તેઓવડે ક્ષારનું શમન કેમ થાય એમ જો તારા મનમાં કદાચ શંકા થાય તો તેનું હું સમાધાન કહું છું તે સાંભળ-ક્ષારમાં એક ખાટા રસ

---

1 જો રોગવાળી જગોમાં દાહ, રતાશ વગેરે જણાતાં હોય તો જાણવું કે તે રોગ પિત્તથી થયેલો છે, જો તે જગોની ચામડી બ્હેર મારી ગઈ હોય અને કઠણ હોય તો જાણવું કે, તે રોગ વાયુથી થયેલ છે અને જો તે જગો ખરજ અને સોજાવાળી હોય તો જાણવું કે, તે રોગ કફથી થયેલ છે.

2 ક્ષાર મુકવા માટે કેવી શળીઓ લેવી તેનું વર્ણન યન્ત્રવિધિ અધ્યાયનામા વિષયમાં જુવો. વાગ્ભટ કહે છે કે ક્ષાર મુકતી વખતે વૈદ્યની આંગળીને ક્ષારનો સ્પર્શ ન થાય એટલા માટે શળીને તેના પકડવાના ભાગમાં કપડાથી લપેટી લેવી.

3 આ ઉપરથી એમ પણ બતાવે છે કે,-જે ક્ષાર સો ગુરુ અક્ષરોનું ઉચ્ચારણ કરવામાં આવે તેટલા સમયમાં રોગને બાળી શકે તે ક્ષારને જ ઉપર કહેલા ગુણોવાળો જાણવો.

4 ક્ષાર મુકવાના સંબન્ધમાં વાગ્ભટ કેટલીક બાબદ આ પ્રમાણે વિશેષ કહે છે,-અર્શની તેના ઉપર ક્ષાર મુકયા પછી અર્શોયન્ત્ર હાથથી ઢાંકી મુકવું. પાંપણના રોગોમાં ક્ષાર મુકવો હોય તો પાપણ આંગળી કે યન્ત્રથી ઉલટાવી, ડોળાના ભાગને રુના પુંભડાથી ઢાંકીને કમળની પાંખડી જેટલો પાતળો ક્ષારનો લેપ કરવો. નાકમાં અર્બુદ વગેરે રોગો થયા હોય તો રોગીને સૂર્યની સામે બેસાડી, નાકના અગ્રભાગને ઉંચો કરીને કમળની પાંખડી જેટલો પાતળો લેપ કરવો અને પચાસ ગુરુ અક્ષરોનો ઉચ્ચાર કરવામાં આવે તેટલો વખત સુધી રહેવા દેવો. કાનના અર્શ ઉપર ક્ષાર મુકવો હોય તો એ જ પ્રમાણે મુકવો.

સિવાય બીજા પાંચે રસો છે અને તેઓમાં પણ ખારો રસ વિશેષ છે અને તીખો રસ ખારા રસથી કંઇક ઓછો છે. ક્ષારમાં રહેલો એ તીક્ષ્ણ ખારો રસ ખાટા રસના સંયોગથી અત્યંત મધુર થઈ જાય છે અને પોતાના તીક્ષ્ણપણાને છોડી દે છે. જેમ અગ્નિ પાણીથી ભીંજાઇને શાન્ત થઈ જાય છે તેમ ક્ષાર, ખારા રસના અને ખાટા રસના સંયોગથી થયેલી મધુરતાથી શાન્ત થઈ જાય છે. ૨૨-૨૬.

### ક્ષારના સમયોગનાં લક્ષણો.

**तत्र सम्यग्दग्धे विकारोपशमो लाघवमनास्रावश्च ॥ २७ ॥**

૨૪ રોગવાળી જગો ક્ષારથી બરાબર બળેલી હોય તો રોગની શાંતિ[1] થઈ જાય છે, અંગ હલકું થાય છે અને લોહી તથા પરૂ વગેરેનો સ્રાવ બન્ધ પડી જાય છે.[2] ૨૭.

### ક્ષારના હીનયોગનાં લક્ષણો.

**हीनदग्धे तोदकण्डूजाड्यानि व्याधिवृद्धिश्च ॥२८॥**

૨૫ રોગવાળી જગો ક્ષારથી ઓછી બળેલી હોય તો તેમાં સોયો ભોંકાયા જેવી વેદના થાય છે, ખરજવું આવે છે, જડપણું થાય છે અને રોગનો વધારો થાય છે. ૨૮.

### ક્ષારના અતિયોગનાં લક્ષણો.

**अतिदग्धे दाहपाकरागस्रावाङ्गमर्दक्लमपिपासामूर्च्छाः स्युर्मरणं वा ॥ २९ ॥**

૨૬ રોગવાળી જગો ક્ષારથી વધારે બળેલી હોય તો તેમાં બળતરા થાય છે, તે ભાગ પાકી આવે છે અને લાલ થઈ જાય છે, તેમાંથી લોહી, પરૂ વગેરેનો સ્રાવ થાય છે, અંગોમાં મર્દનના સરખી પીડા થાય છે, ગ્લાનિ થાય છે, તરસ લાગે છે, મૂર્ચ્છા આવે છે અને વખતે મરણ પણ થઈ જાય છે. ૨૯

### ક્ષાર મુકવાથી થયેલા વ્રણમાં બગાડાની ચિકિત્સા.

**क्षारदग्धव्रणं तु यथादोषं यथाव्याधि चोपक्रमेत् ३०**

૨૭ ક્ષાર મુકવાથી થયેલા વ્રણમાં જે કંઈ પણ બગાડો થાય તો તેની ચિકિત્સા રોગ અને દોષના પ્રકોપ ઉપર લક્ષ આપીને તે પ્રમાણે કરવી. ૩૦

### કોને ક્ષાર ન મુકવો?

**अथ नैते क्षारकृत्याः-तद्यथा, दुर्बलबालस्थविरभीरुसर्वाङ्गशूनोदरिरक्तपित्तिगर्भिण्यृतुमतीप्रवृद्धज्वरिप्रमेहोरःक्षतक्षीणतृष्णामूर्च्छोपद्रुतक्लीबापवृत्तोद्वृत्तफलयोनयः ॥ ३१ ॥**

૨૮ દુર્બલ, બાલક, વૃદ્ધ, બીકણ, ગર્ભિણી સ્ત્રી, ઋતુવાળી સ્ત્રી, નપુંસક, તથા સર્વાંગશોથ (સર્વ અંગનો સોજો) ઉદરરોગ, રક્તપિત્ત, પ્રબલજ્વર, પ્રમેહ, ઉરઃક્ષત, ક્ષય, તૃષ્ણા (તરસ), અને મૂર્ચ્છા એ રોગોમાંના કોઈ પણ રોગથી પીડાયેલા મનુષ્યો, જેના વૃષણો (ગોળી) પોતાના સ્થાનથી નીચે ઉતરી ગયેલા હોય અથવા ઉપર ચ્હડી ગયા હોય એવા મનુષ્યો અને જેની યોનિ અથવા ગર્ભાશય પોતાના સ્થાનથી ઉપર ચહડી ગયેલાં હોય અથવા નીચે ઉતરી ગયાં હોય એવી સ્ત્રીઓ એઓને ક્ષારક્રિયા કરવી નહીં. ૩૧.

### શરીરના કયા સ્થાનોમાં ક્ષાર ન મુકવો

**तथा मर्मसिरास्नायुधमनीसन्धितरुणास्थिसेवनीगलनाभिनखान्तरशेफःस्रोतस्स्वल्पमांसेषु च प्रदेशेष्वक्ष्णोश्च न दद्यादन्यत्र वर्त्मरोगात् ॥ ३२ ॥**

૨૯ મર્મસ્થલ, સિરા, સ્નાયુ, ધમની, સાંધાનાં સ્થલ, કોમળ અસ્થિ, સેવની, ગળું, નાભિ, નખોનો અંદરનો ભાગ, લિંગ અને સ્રોતઃસ્થાન એઓમાં તથા થોડા માંસવાળા ગોઠણ-કપાલ વગેરે પ્રદેશોમાં અને પાંપણના રોગો શિવાયના બીજા આંખના રોગોમાં ક્ષાર મુકવો નહીં. ૩૨.

### કેવા માણસના રોગો ક્ષારથી મટી શકતા નથી.

**तत्र क्षारसाध्येष्वपि व्याधिषु शूनगात्रमस्थिशूलिनमन्नद्वेषिणं हृदयसन्धिपीडोपद्रुतं क्षारो न साधयति ॥ ३३ ॥**

૩૦ જેના શરીરમાં સોજો થયેલો હોય, જેને હાડકાંઓમાં શૂલ નિકળતું હોય, જેને અન્ન ઉપર અરુચિ હોય તથા જેને હૃદયના રોગો કે સાંધાના રોગો થયેલા હોય એવા પુરુષોને ક્ષારથી મટી શકે એવો રોગ થયો હોય તો પણ તે રોગને ક્ષાર મટાડી શકતો નથી. ૩૩.

### બુદ્ધિમાન વૈદ્ય પાસે જ ક્ષારકર્મ કરાવવું.

**भवति चात्र ॥**

> विषाग्निशस्त्राशनिमृत्युकल्पः
> क्षारो भवत्यल्पमतिप्रयुक्तः ।
> स धीमता सम्यगनुप्रयुक्तो
> रोगान्निहन्यादचिरेण घोरान् ॥ ३४ ॥

૩૧ આ વિષયમાં એક પ્રાચીન શ્લોક આ પ્રમાણે છેઃ-અલ્પ બુદ્ધિવાળા વૈદ્યે યોજેલો (મુકેલો અથવા પાયેલો) ક્ષાર, વિષ, અગ્નિ, શસ્ત્ર અને વીજળીની પેઠે માણસને મારી નાંખે છે, પરંતુ જો તે જ ક્ષાર બુદ્ધિમાન્ વૈદ્યે સારી રીતે યોજેલો હોય તો ભયંકર રોગોનો પણ તરત નાશ કરી નાખે છે. ૩૪.

---

૧ આ રોગની શાન્તિ થવી વગેરે લક્ષણો ક્ષારની વેદના શાન્ત થઈ ગયા પછી જ જણાય છે.

૨ ક્ષાર પોતાનું કામ કેવી રીતે કરે છે તેના વિષે વાગ્ભટ કહે છે કે;-ક્ષાર ક્ષોભ પમાડીને જાણે અવયવને ચૂસતો ન હોય અને પીડતો ન હોય એવી રીતે બધી રોગવાળી જગોમાં ફેલાઇને દોષોને જડમૂળમાંથી ઉખેડી નાંખે છે અને પછી પોતાનું કામ કરી, વેદના વગરનો થઇને પોતાની મેળેજ શાન્ત પામે છે.

## અધ્યાય ૧૨ મો.

### [1]અગ્નિકર્મવિધિ (ડ્હામ દેવાનો વિધિ.)

**अथातोऽग्निकर्मविधिमध्यायं व्याख्यास्यामः ॥१॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે,–હવે અહીંથી હું (અગ્નિકર્મવિધિ) એ નામના (ડ્હામ દેવાનો વિધિ એ વિષયના) અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨.

### ક્ષાર કરતાં ક્રિયામા અગ્નિનું શ્રેષ્ઠપણું.

**क्षारादग्निर्गरीयान् क्रियासु व्याख्यातः, तद्दग्धानां रोगाणामपुनर्भावाद्भेषजशस्त्रक्षारैरसाध्यानां तत्साध्यत्वाच्च ॥ ३ ॥**

૨ અગ્નિ, ક્ષાર કરતાં (ગુણોમાં નહીં પણ) ક્રિયામાં વધારે શ્રેષ્ઠ[2] છે. કારણ કે,–અગ્નિથી બળેલા રોગો પાછા ઉત્પન્ન થતા નથી અને ઔષધ, શસ્ત્ર તથા ક્ષાર એઓથી સારા ન થયેલા રોગો અગ્નિથી સારા થાય છે. ૩.

### ડ્હામ દેવાનાં સાધનો.

**अथेमानि दहनोपकरणानि, तद्यथा पिप्पल्यजाशकृद्गोदन्तशरशलाकाजाम्बवौष्ठेतरलोहाः क्षौद्रगुडस्नेहाश्च । तत्र पिप्पल्यजाशकृद्गोदन्तशरशलाकास्त्वग्गतानां, जाम्बवौष्ठेतरलोहानि मांसगतानां, क्षौद्रगुडस्नेहाः सिरास्नायुसन्ध्यस्थिगतानाम् ॥४॥**

૩ લિંડીપિપળ, બકરીની લિંડી, ગાયના દાંત, લોઢાની સળી, જાંબુ જેવા મ્હોડાવાળા કાળા પથરાની (અથવા લોઢાની) સળી, તાંબા વગેરે ધાતુઓ, મધ, ગોળ અને તેલ વગેરે સ્નેહ એ સઘળા પદાર્થો રોગોને અગ્નિથી બાળવાનાં સાધનો છે (એટલે એ ચીજોને અગ્નિમાં તપાવીને કે બાળીને રોગવાળી જગો ઉપર ડ્હામ દેવાય છે.) એઓમાંથી લિંડીપિપળ, બકરીની લિંડી અને લોઢાની સળી એ ત્રણ ચીજોનો ચામડીમાં થયેલા રોગોને માટે ઉપયોગ કરવો; જાંબુના જેવા મ્હોડાવાળી સળી અને તાંબા વગેરે ધાતુઓનો માંસમાં થયેલા રોગોને બાળવા માટે ઉપયોગ કરવો; તથા મધ, ગોળ અને તેલ વગેરે સ્નેહ એઓનો સિરા, સ્નાયુ, સન્ધિ અને અસ્થિ–હાડકાં એઓમાં થયેલા રોગોને બાળવા માટે ઉપયોગ કરવો. ૪.

### કઈ ઋતુમાં અગ્નિકર્મ કરવું અને કઈ ઋતુમાં અગ્નિકર્મ ન કરવું.

**तत्राग्निकर्म सर्वर्तुषु कुर्यादन्यत्र शरद्ग्रीष्माभ्यां; तत्राप्यात्ययिकेऽग्निकर्मसाध्ये व्याधौ तत्प्रत्यनीकं विधिं कृत्वा ॥ ५ ॥**

૪ શરદ્ અને ગ્રીષ્મ એ બે ઋતુઓ શિવાય સઘળી ઋતુઓમાં અગ્નિકર્મ કરવું–ડ્હામ દેવા. પરંતુ શરદ્ અને ગ્રીષ્મ ઋતુમાં પણ જો અગ્નિકર્મથી–ડ્હામ દેવાથી જ મટે એવો ઝડપદાર (અગ્નિકર્મને વિલંબ થતાં તુરત પ્રાણનો નાશ કરે એવો) રોગ થયો હોય તો તે ઋતુઓની ગરમીને શાંત કરે એવા શીતળ ઉપચારો કરીને અગ્નિકર્મ કરવું ડ્હામ દેવા. ૫.

### કયા રોગોમાં રોગીને જમાડીને અગ્નિકર્મ કરવું અને કયા રોગમાં જમાડ્યા વગર અગ્નિકર્મ કરવું.

**सर्वव्याधिष्वृतुषु च पिच्छिलमन्नं भुक्तवतः कर्म कुर्वीत, मूढगर्भाश्मरीभगन्दरार्शोमुखरोगेषु अभुक्तवतः कर्म कुर्वीत ॥ ६ ॥**

૫ સઘળા રોગોમાં અને સઘળી ઋતુઓમાં રોગીને પિચ્છિલ (ચીકણું) અન્ન જમાડીને અગ્નિકર્મ કરવું–ડ્હામ દેવા. પરંતુ મૂઢગર્ભ, પથરી, ભગંદર, અર્શ અને મ્હોડાનાં રોગો એઓમાં તો રોગીને જમાડ્યા વગર જ[1] અગ્નિકર્મ કરવું–ડ્હામ દેવા. ૬.

### અગ્નિકર્મ વિષે એકીયમત અને પોતાના તંત્રનો સિદ્ધાન્ત.

**तत्र द्विविधमग्निकर्माहुरेके त्वग्दग्धं मांसदग्धं च; इह तु सिरास्नायुसन्ध्यस्थिष्वपि न प्रतिसिद्धोऽग्निः ७**

૬ કેટલાએક આચાર્યો[2] કહે છે કે,–"ચામડીમાં અને

---

૧ આ અધ્યાયમાં અગ્નિકર્મવિધિ એટલે ડાહામ દેવાનો વિધિ કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું નામ 'અગ્નિકર્મવિધિ' એવું છે.

૨ ત્રણે દોષોને મટાડવા વગેરે ગુણોમાં તો ક્ષારજ શ્રેષ્ઠ છે એટલે ગુણોમાં ક્ષાર શ્રેષ્ઠ છે અને ક્રિયામાં અગ્નિ શ્રેષ્ઠ છે. એ રીતે પોતપોતાના કામમાં બન્ને એક બીજા કરતાં શ્રેષ્ઠ છે એમ સમજવું. જો રોગો સાધ્ય હોય અને બરોબર બળેલા હોય તો જ ફરી ઉત્પન્ન થતા નથી. પણ તેમ ન હોય તો બાળ્યા પછી પણ પાછા ઉત્પન્ન થાય છે. કેટલાએક કહે છે કે,–અગ્નિએ મૂળમાંથી ઉખેડી નાંખેલા રોગો પાછા ઉત્પન્ન થતા જ નથી પરંતુ અર્બુદ વગેરે રોગો દાહ કર્યા પછી પણ જે પાછા ઉત્પન્ન થતા જોવામાં આવે છે તે, મિથ્યા આહાર વગેરેથી પાછો દોષનો પ્રકોપ થવાને લીધે જ ઉત્પન્ન થયેલા હોય છે. બાકી તેના તે તો પાછા ઉત્પન્ન થતા જ નથી. જો રોગ ઔષધથી ન મટે તો શસ્ત્રનો, શસ્ત્રથી ન મટે તો ક્ષારનો અને ક્ષારથી પણ ન મટે એવો ઉંડા મૂળવાળો રોગ થયો હોય તો અગ્નિનો પ્રયોગ કરવો.

૧ કેમકે, એ રોગોમાં ભોજન કર્યું હોય તો ક્રિયા કરતી વખતે ઉલટી કે ઝાડો થવાથી કર્મમાં અડચણ આવવાનો સંભવ રહે છે. માટે એ રોગોમાં રોગીને જમાડ્યા વગર જ અગ્નિકર્મ કરવું.

૨ શિરા વગેરેમાં દાહ ન કરવો એમ કાશ્યપ મુનિનું માનવું છે. જેમકે તેઓએ પોતાના તન્ત્રમાં કહેલું છે,–"શિરા, સ્નાયુ, સંધિ, અસ્થિ અને મર્મસ્થાન એઓમાં વૈદ્યે અગ્નિથી દાહ કરવો

માંસમાં જ ડ્હામ દેવા," પરંતુ અમારા તન્ત્રમાં તો સિરા, સ્નાયુ, સન્ધિ અને અસ્થિ–હાડકાં એઓમાં પણ ડ્હામ દેવાનો નિષેધ નથી. ૭

### ચામડી વગેરેમાં કરવામાં આવેલાં અગ્નિકર્મનાં જુદાં જુદાં લક્ષણો.

**तत्र शब्दप्रादुर्भावो दुर्गन्धता त्वक्संकोचश्च त्वग्दग्धे, कपोतवर्णताऽल्पश्वयथुवेदना शुष्कसंकुचितव्रणता च मांसदग्धे, कृष्णोन्नतव्रणता स्रावसन्निरोधश्च सिरास्नायुदग्धे, रूक्षारुणता कर्कशस्थिरव्रणता च सन्ध्यस्थिदग्धे ॥ ८ ॥**

૭. ચામડીમાં ડ્હામ દેવામાં આવે તો ફ્ટ્ ફ્ટ્ અવાજ થાય છે, દુર્ગન્ધ નીકળવા લાગે છે, અને ચામડી સંકોચાઈ જાય છે. માંસમાં ડ્હામ દેવામાં આવે તો તે જગેનો હોલાના જેવો (ધોળો) રંગ થઈ જાય છે, જરા સોજો ચડી આવે છે, જરા વેદના થાય છે અને વ્રણ સુકાઈ જાય છે તથા સંકોચાઈ જાય છે. સિરામાં કે સ્નાયુમાં ડ્હામ દેવામાં આવે તો વ્રણ કાળો અને ઉંચો થઈ જાય છે તથા સ્રાવ બંધ પડી જાય છે. અને સન્ધિમાં કે અસ્થિમાં ડ્હામ દેવામાં આવે તો વ્યાધિવાળી જગો રૂક્ષ અને લાલ થઈ જાય છે તથા વ્રણ કઠોર અને સ્થિર થઈ જાય છે. ૮.

### કયા રોગોમાં કઈ જગેએ અને કેવી રીતે અગ્નિકર્મ કરવું.

**तत्र शिरोरोगाधिमन्थयोर्भ्रूललाटशङ्खप्रदेशेषु दहेत्, वर्त्मरोगेष्वार्द्रालक्तकप्रतिच्छन्नां दृष्टिं कृत्वा वर्त्मरोमकूपान् दहेत् ॥ ९ ॥**

૮ માથાનો દુખાવો અને અધિમન્થ એ રોગોમાં ભ્રમરમાં, કપાલમાં અને લમણામાં ડ્હામ દેવા; પાંપણના રોગોમાં દૃષ્ટિમંડળને ભીના કપડાથી ઢાંકીને પાંપણના રુંવાડાના ખાડાઓને ડ્હામ દેવા. ૯

### કેવા રોગોમાં ડ્હામ દેવા.

**त्वङ्मांससिरास्नायुसन्ध्यस्थिस्थितेऽत्युग्ररुजे वायावुच्छ्रितकठिनसुप्तमांसे व्रणे ग्रन्थ्यर्शोऽर्बुदभगन्दरापचीश्लीपदचर्मकीलतिलकालकान्त्रवृद्धिसन्धिसिराच्छेदनादिषु नाडीशोणितातिप्रवृत्तिषु चाग्निकर्म कुर्यात् ॥ १० ॥**

૯ ચામડી, માંસ, સિરા, સ્નાયુ, સન્ધિ અને અસ્થિ એઓમાં રહી વાયુ અતિતીવ્ર પીડા કરતો હોય ત્યારે; વ્રણનું માંસ ઉંચું, કઠણ અને સ્પર્શજ્ઞાન વગરનું થઈ ગયું હોય ત્યારે; ગાંઠ, રસોળી, અર્શ, ભગંદર, અપચી, શ્લીપદ, ચર્મકીલ, તલ, અન્ત્રવૃદ્ધિ અને નાડીવ્રણ એ રોગોમાંનો કોઈ પણ રોગ થયો હોય ત્યારે; સન્ધિનું કે સિરાનું છેદન વગેરે થયું હોય ત્યારે અને લોહી બહુ જ વ્હેવા લાગ્યું હોય ત્યારે ડ્હામ દેવા. ૧૦.

### આકૃતિ ઉપરથી ડ્હામના ચાર ભેદ.

**तत्र रोगाधिष्ठानभेदादग्निकर्म चतुर्द्धा भिद्यते. तद्यथा–वलयबिन्दुविलेखाप्रतिसारणानीति दहनविशेषाः ॥ ११ ॥**

૧૦ રોગોનાં સ્થાનોના ભેદોથી ડ્હામના વલય, બિન્દુ, વિલેખા અને પ્રતિસારણ એવા ચાર ભેદો છે. તેઓમાં સળી તપાવીને રોગવાળી જગો ઉપર વલય કહેતાં કડા–ચકરડા જેવો જે ડ્હામ દેવામાં આવે તેને 'વલય' (ગોળ ડ્હામ) કહેવામાં આવે છે. બિન્દુ–ટીપા–ચાંદલા જેવો જે ડ્હામ દેવામાં આવે તેને 'બિન્દુ' કહેવામાં આવે છે. ઉભી, આડી, વાંકી વગેરે વિવિધ પ્રકારની રેખાઓના આકારમાં જે ડ્હામ દેવામાં આવે તેને 'વિલેખા' કહેવામાં આવે છે અને તપાવેલી સળી વગેરે આમ તેમ જે ઘસવામાં આવે તેને 'પ્રતિસારણ' કહેવામાં આવે છે. ૧૧.

### ડ્હામ દેવામાં તપાસવા યોગ્ય બાબતો.

**भवति चात्र ।**

**रोगस्य संस्थानमवेक्ष्य सम्यक् नरस्य मर्माणि बलाबलं च । व्याधिं तथर्तुं च समीक्ष्य सम्यक् ततो व्यवस्येद्भिषगग्निकर्म ॥ १२ ॥**

૧૧ આ વિષયમાં એક પ્રાચીન વચન આ પ્રમાણે છે:–ગ્રંથિ વગેરે રોગની આકૃતિનું સારી રીતે અવલોકન કરીને તથા રોગ, રોગીનું બલાબલ, મર્મસ્થાનો અને ઋતુ એઓનો સારી રીતે વિચાર[1] કરીને પછી વૈદ્યે અગ્નિકર્મ કરવું. ૧૨.

---

નહીં. તેમ જ એ સ્થાનોમાં કોઈ ઝેરી પ્રાણિ કરડેલ હોય તો તે દંશવાળા ભાગને શસ્ત્રથી કાપી નાંખવો નહીં." પરંતુ ધન્વન્તરિ તો અહીં શિરા વગેરેમાં પણ દાહ કરવાનું કહે છે. આ મતભેદનું સમાધાન કરવા માટે ડલ્હણ કહે છે કે,–અહીં શિરા વગેરેમાં દાહ કરવાનું જે લખ્યું છે તે શિરા વગેરેમાં થયેલા રોગોને મટાડવાને માટે નહીં પણ શિરા વગેરે કપાઈ જવાને લીધે રક્તની અત્યંત પ્રવૃત્તિ થવા લાગે તો તે વ્યાપત્તિને મટાડવાને માટે જ દાહ કરવાનું કહ્યું છે. કેમકે શિરા વગેરેમાં થયેલા રોગો તો માંસનો દાહ કરવાથી જ મટી જાય છે. જેમકે ભદ્રશૌનક ઋષિએ કહેલું છે,–"ચામડી અને માંસમાં થયેલા રોગો ચામડીનો દાહ કરવાથી જ મટી જાય છે. અને શિરા, સ્નાયુ, સંધિઓ અને અસ્થિઓ એઓમાં થયેલા રોગો માંસનો દાહ કરવાથી મટી જાય છે." કેટલાએક ટીકાકારો તો કહે છે કે,–જો શિરા વગેરેમાં અગ્નિકર્મથી જ મટે એવો ભીડપદાર રોગ થયો હોય તો શિરા, સ્નાયુ, સંધિ અને અસ્થિ એઓમાં પણ દાહ કરવો.

[1] જેમકે રોગી જો બળવાન્ હોય તો અગ્નિકર્મ કરવું, દુર્બળ હોય તો ન કરવું; વાયુ કે કફથી થયેલા રોગોમાં અગ્નિકર્મ કરવું અને રક્ત કે પિત્તથી થયેલા રોગોમાં અગ્નિકર્મ ન કરવું; હેમંત, શિશિર, વસંત અને વર્ષા એ ચાર ઋતુમાં અગ્નિકર્મ કરવું અને

### સારી રીતે ડ્હામ દેવાયા પછી કરવાની ચિકિત્સા.

**तत्र सम्यग्दग्धे मधुसर्पिर्भ्यामभ्यङ्गः ॥ १३ ॥**

૧૩ સારી રીતે દાહ થયો હોય-જેવો જોઇયે તેવો ડ્હામ દેવાયો હોય, તો તે ઉપર મધ અને ઘી મેળવીને તેનો અભ્યંગ કરવો-ચોળવું. ૧૩.

### કોને ડ્હામ ન દેવા.

**अथेमानग्निना परिहरेत्-पित्तप्रकृतिमन्तःशोणितं भिन्नकोष्ठमनुद्धृतशल्यं दुर्बलं बालं वृद्धं भीरुमनेकव्रणपीडितमस्वेद्यांश्चेति ॥ १४ ॥**

૧૪ દુર્બલ, વૃદ્ધ, બાલક, બીકણ અને પિત્તપ્રકૃતિ તથા જેના શરીરમાં રક્તનો સંચય થયલો હોય, જેનો કોઠો તરવાર વગેરેથી ચીરાઈ ગયો હોય અને રક્ત અંદર જ રહી ગયેલું હોય, જેના શરીરમાં શલ્ય હોય, જે ઘણા વ્રણોથી પીડાતો હોય અને જેને [1]સ્વેદ આપવાનો નિષેધ કરવામાં આવ્યો હોય તેઓને અગ્નિકર્મ કરવું નહિ (ડ્હામ દેવા નહીં). ૧૪

### બીજે પ્રકારે દાહના ચાર ભેદો.

**अत ऊर्ध्वमितरथा दग्धलक्षणं वक्ष्यामः-तत्र स्निग्धं रूक्षं वाऽऽश्रित्य द्रव्यमग्निर्दहति, अग्निसन्तप्तो हि स्नेहः सूक्ष्मसिरानुसारित्वात्त्वगादीननुप्रविश्याशु दहति, तस्मात्स्नेहदग्धेऽधिका रुजो भवन्ति तत्र प्लुष्टं, दुर्दग्धं सम्यग्दग्धमतिदग्धं चेति चतुर्विधमग्निदग्धम्। तत्र यद्विवर्णं प्लुष्यतेऽतिमात्रं तत्प्लुष्टं। यत्रोत्तिष्ठन्ति स्फोटास्तीव्राश्चोषदाहरागपाकवेदनाश्चिराच्चोपशाम्यन्ति तद्दुर्दग्धं। सम्यग्दग्धमनवगाढं तालफलवर्णं सुसंस्थितं पूर्वलक्षणयुक्तं च, अतिदग्धे मांसावलम्बनं गात्रविश्लेषः सिरास्नायुसन्ध्यस्थिव्यापादनमतिमात्रं ज्वरदाहपिपासामूर्च्छाश्चोपद्रवा भवन्ति व्रणश्चास्य चिरेण रोहति रूढश्च विवर्णो भवति। तदेतच्चतुर्विधमग्निदग्धलक्षणमात्मकर्मप्रसाधकं भवति ॥ १५ ॥**

૧૫ હવે ઉપર વલય વગેરે જે ચાર પ્રકારના દાહના ભેદો કહ્યા તેથી જુદે જ પ્રકારે બીજા ચાર પ્રકારના દાહના ભેદો કહીયે છીયે. અગ્નિ, ઘી વગેરે સ્નિગ્ધ દ્રવ્યનો આશ્રય કરીને અથવા તો લોહ, પત્થર વગેરે રૂક્ષ દ્રવ્યનો આશ્રય કરીને બાળે છે. તેમાં અગ્નિથી તપેલા ઘી વગેરે સ્નેહ દ્રવ્યો પોતાના બારીક સ્રોતોમાં પ્રવેશ કરવાના સ્વભાવને લીધે ચામડી વગેરેમાં ઘુસી જઇને તરત બાળે છે. તેથી સ્નેહથી દાઝેલામાં વધારે વેદનાઓ થાય છે. પ્લુષ્ટ (સહેજ દગ્ધ), દુર્દગ્ધ,[1] સમ્યગ્દગ્ધ અને અતિદગ્ધ એવા ભેદોથી દાહના ચાર પ્રકાર છે. તેઓમાં જે દાહમાં-ડ્હામમાં દાહની જગોનો સ્વાભાવિક રંગ બદલાઈ જાય અને અત્યંત બળતરા થાય પરંતુ ફોડલા ન થાય તેને 'પ્લુષ્ટ (દગ્ધ)' કહેવામાં આવે છે; જે દાહમાં ફોડલા ઉઠી આવે, આકર્ષણ થતું- ખેંચાતું હોય એવી વેદના થાય, બળતરા થાય, દાહની જગો રાતી થઈ જાય, પાકી આવે અને તેમાં વેદના થાય તથા ડ્હામ ઘણે દિવસે સારો થાય તેને 'દુર્દગ્ધ' કહેવામાં આવે છે; જે ડ્હામ ઉંડો ન ગયો હોય, પાકેલા તાલના ફળ જેવા રંગવાળો હોય, બહુ ઉંચાપણું બહુ નીચાપણું વગેરે દોષોવાળો ન હોય અને પહેલાં ચામડી વગેરેમાં દાહ થયાનાં જે લક્ષણો કહેલાં છે તે લક્ષણોવાળો હોય તેને 'સમ્યગ્દગ્ધ' કહેવામાં આવે છે; તથા જે ડ્હામમાં માંસ લટકી પડે, અંગ વીંખાઈ જાય, સિરા-સ્નાયુ-સન્ધિ અને અસ્થિમાં નુકસાન પુગે. તાવ-દાહ-તરસ અને મૂર્છા એ ઉપદ્રવો થાય, ઘણે દિવસે જખમ રુઝાય અને જખમ રુઝાયા પછી તે જગોનો રંગ બદલાયલો જ રહે તેને 'અતિદગ્ધ' કહેવામાં આવે છે. આ ચાર પ્રકારના દાહના લક્ષણોનું ગ્નાન, વૈદ્યને પોતાના કામમાં ( ચિકિત્સા કરવામાં ) મદદગાર થઈ પડે છે. ૧૫.

### ડ્હામ દેવાથી રક્ત અને પિત્તના પ્રકોપ થવાનાં કારણો.

**भवन्ति चात्र-**

**अग्निना कोपितं रक्तं भृशं जन्तोः प्रकुप्यति ।**
**ततस्तेनैव वेगेन पित्तमस्याभ्युदीर्यते ॥ १६ ॥**
**तुल्यवीर्ये उभे ह्येते रसतो द्रव्यतस्तथा ।**
**तेनास्य वेदनास्तीव्राः प्रकृत्या च विदह्यते ॥१७॥**
**स्फोटाः शीघ्रं प्रजायन्ते ज्वरस्तृष्णा च वर्धते ।**

૧૬ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છેઃ-અગ્નિથી પ્રાણિનું રક્ત અત્યંત પ્રકોપ પામે છે અને રક્તનો પ્રકોપ થતાં અને તે અગ્નિએ કોપાવેલા રુધિરવડે, તેનું પિત્ત પણ ઝડપથી પ્રકોપ પામે છે. કેમકે અગ્નિ અને પિત્ત બન્ને સમાન વીર્યવાળા છે એટલે બન્ને ઉષ્ણવીર્ય છે, રસમાં પણ બન્ને સરખાં છે એટલે બન્ને તીખા રસવાળાં છે અને દ્રવ્યમાં પણ બન્ને સમાન છે

શરદ તથા વર્ષા એ બે ઋતુઓમાં અગ્નિકર્મ ન કરવું. અગ્નિકર્મ કરતી વખતે મર્મસ્થાનોનો બચાવ કરવો વગેરે બાબદો અગ્નિકર્મ કરતી વખતે વૈદ્યે વિચારવા જેવી છે.

[1] જેને પાંડુરોગ, પ્રમેહ, રક્તપિત્ત, ક્ષય, કૃશતા, અજીર્ણ, ઉદર, વિષવિકાર, તૃષા, ઉલટી, અને અતિસાર એ રોગો થયેલા હોય તેઓ, જેણે મદ્ય પીધું હોય તે અને ગર્ભિણી સ્ત્રી એઓને સ્વેદ આપવાની મનાઇ કરવામાં આવી છે.

[1] પ્લુષ્ટદગ્ધ અને દુર્દગ્ધ એ બન્ને હીનદગ્ધના જ ભેદો હોવા છતાં પણ તેઓને જુદા જુદા ગણ્યા છે તેનું કારણ એ છે કે-તેઓનાં લક્ષણો અને ચિકિત્સાઓ ભિન્ન ભિન્ન છે. વાગ્ભટે પ્લુષ્ટદગ્ધને 'તુચ્છદગ્ધ' એવું નામ આપેલું છે.

એટલે બન્ને તૈજસ છે; તેથી રક્તનો પ્રકોપ થતાં તેની સાથે પિત્તનો પણ પ્રકોપ થાય છે. પિત્ત કે જે સ્વભાવથી જ દાહ વગેરે કરનારું છે તેનો પ્રકોપ થવાથી પિત્તસંબન્ધી તીવ્ર દાહ વગેરે વેદનાઓ થાય છે, તુરત ફોડલાઓ ઉઠી આવે છે. અને જ્વર તથા તૃષા તરત વૃદ્ધિ પામે છે. ૧૬–૧૭.

**પ્લુષ્ટદગ્ધની (સ્હેજ દાઝેલાની) ચિકિત્સા.**

**दग्धस्योपशमार्थाय चिकित्सा संप्रवक्ष्यते ॥१८॥**
**प्लुष्टस्याग्निप्रतपनं कार्यमुष्णं तथौषधम् ।**
**शरीरे स्विन्नभूयिष्ठे स्विन्नं भवति शोणितम् १९**
**प्रकृत्या ह्युदकं शीतं स्कन्दयत्यतिशोणितम् ।**
**तस्मात्सुखयति ह्युष्णं न तु शीतं कथंचन ॥ २० ॥**

૧૬ હવે દગ્ધની–બળેલાની શાંતિને માટે ચિકિત્સા કહું છું–પ્લુષ્ટદગ્ધ થયું હોય એટલે અગ્નિથી સ્હેજ દાઝી ગયું હોય તો તે દાઝેલાં અંગને અગ્નિમાં તપાવવું, ગરમ ઔષધોનો લેપ કરવો અને ગરમ ઉપચારો કરવા. શરીરને અગ્નિમાં ખુબ તપાવવાથી લોહી પણ તપે છે અને તે તપવાથી પાતળું થાય છે, લોહી પાતળું થતાં ગરમી બ્હાર નીકળી જાય છે અને વાયુ. માર્ગ ખુલ્લો હોવાને લીધે અનુલોમગતિવાળો થાય છે, અને તેથી ઉષ્ણ ઉપચારો કરવાથી સુખ થાય છે. જળ સ્વાભાવિક રીતે શીતળ હોવાને લીધે લોહીને એકદમ જમાવી દે છે અને લોહી જામી જવાથી ગરમી બ્હાર નીકળી શકતી નથી તથા વાયુની ગતિ પણ રોકાઈ જાય છે તેથી દાહમાં શૂલ, સોજો, રતાસ વગેરે ઉપદ્રવો થાય છે એટલા માટે પ્લુષ્ટદગ્ધમાં ગરમ ઉપચારો જ કરવા, શીતળ ઉપચારો કદી પણ કરવા નહિ. ૧૮–૨૦.

**દુર્દગ્ધની (ઓછા પ્રમાણમાં દેવાયેલા ડ્હામની) ચિકિત્સા.**

**शीतामुष्णां च दुर्दग्धे क्रियां कुर्याद्भिषक् पुनः ।**
**घृतालेपनसेकांस्तु शीतानेवास्य कारयेत् ॥ २१ ॥**

૧૭ દુર્દગ્ધ થયું હોય તો શીતળ અને ઉષ્ણ બન્ને પ્રકારના ઉપચારો કરવા એટલે ડ્હામનું મૂલ ઉંડું ગયું હોય તો તપેલા લોહીને શાંત કરવાને માટે શીતળ ઉપચારો કરવા અને ડ્હામનું મૂલ ઉંડું ન ગયું હોય તો લોહીને પાતળું કરવાને માટે ઉષ્ણ ઉપચારો કરવા. ઘીનો લેપ અને સેચન એ ઉપચારો તો શીતળ જ કરવા. ૨૧.

**સમ્યગ્દગ્ધની (બરોબર બળેલાની) વિશેષ ચિકિત્સા.**

**सम्यग्दग्धे तुगाक्षीरीप्लक्षचन्दनगैरिकैः ।**
**सामृतैः सर्पिषा स्निग्धैरालेपं कारयेद्भिषक् ॥२२॥**
**ग्राम्यानूपौदकैश्चैनं पिष्टैर्मांसैः प्रलेपयेत् ।**
**पित्तविद्रधिवच्चैनं संततोष्माणमाचरेत् ॥ २३ ॥**

૧૮ સમ્યગ્દગ્ધ થયું હોય તો વંશલોચન, પીપરની છાલ, રતાંજળી, સોનાગેરુ અને ગળો એઓને પાણીમાં વાટી તેમાં ઘી મેળવીને તેનો લેપ કરવો. ગામમાં રહેનારા ઘોડા વગેરે પશુઓનું માંસ, જલપ્રાય દેશમાં રહેનારા સુવર વગેરે પ્રાણિઓનું માંસ અને કાચબા વગેરે જલચર પ્રાણિઓનું માંસ એઓને વાટીને તેનો લેપ કરવો. સમ્યગ્દગ્ધમાં જો બહુ જ ગરમી હોય તો તેની પિત્તવિદ્રધિની પેઠે ચિકિત્સા કરવા. (પિત્તવિદ્રધિમાં કહેલી ચિકિત્સા કરવી.) ૨૨–૨૩.

**અતિદગ્ધની (વધારે બળેલાની) ચિકિત્સા.**

**अतिदग्धे विशीर्णानि मांसान्युद्धृत्य शीतलाम् ।**
**क्रियां कुर्याद्भिषक्पश्चाच्छालितण्डुलकण्डनैः २४**
**तिन्दुकीत्वक्कषायैर्वा घृतमिश्रैः प्रलेपयेत् ।**
**व्रणं गुडूचीपत्रैर्वा छादयेदथवौदकैः ॥ २५ ॥**
**क्रियां च निखिलां कुर्याद्भिषक् पित्तविसर्पवत् ।**

૧૯ અતિદગ્ધ થયું હોય તો લટકી રહેલાં માંસોને કહાડી નાખીને શીતળ ઉપચારો કરવા. પછી ડ્હામની ઉપર રાતા ચોખાનું ચૂર્ણ ભરભરાવવું અથવા ટીંબરુની છાલના ચૂર્ણમાં ઘી મેળવીને તેનો લેપ કરવો અથવા ગળોનાં પાનડાંઓ કે કમળ વગેરે જળમાં ઉગેલી વનસ્પતિઓનાં પાનડાંઓ વણ ઉપર ઢાંકવા તથા પિત્તવિસર્પની જે ચિકિત્સા કહેલી છે, તે સઘળી અતિદગ્ધમાં પણ કરવી. ૨૪–૨૫.

**અગ્નિથી બળેલી ચામડી ઉપર રૂઝ લાવનારું ઘી.**

**मधूच्छिष्टं समधुकं रोध्रं सर्जरसं तथा ॥ २६ ॥**
**मञ्जिष्ठां चन्दनं मूर्वां पिष्ट्वा सर्पिर्विपाचयेत् ।**
**सर्वेषामग्निदग्धानामेतद्रोपणमुत्तमम् ॥ २७ ॥**

૨૦ મીણ, જેઠીમધ, લોધર, રાળ, મજીઠ, રતાંજળી અને મૂર્વા એ સઘળાં ઔષધો સમાન ભાગે લઈ તેઓને વાટીને તેનો કલ્ક કરવો. પછી તે કલ્કથી ચારગણું ઘી અને ઘીથી ચારગણું પાણી લઈ તેઓને પકાવીને ઘી તૈયાર કરવું. આ ઘી સઘળા પ્રકારના અગ્નિદગ્ધોમાં રુઝ લાવવાનો ઉત્તમ ઉપાય છે. ૨૬–૨૭.

**સ્નેહથી બળેલાની ચિકિત્સા.**

**स्नेहदग्धे क्रियां रूक्षां विशेषेणावचारयेत् ।**

૨૧ ઘી વગેરે સ્નેહથી બળી ગયેલ હોય તો તે ઉપર વિશેષે કરીને રૂક્ષ ઉપચારો કરવા.

**ધુંવાડો લાગવાનાં લક્ષણો.**

**अत ऊर्ध्वं प्रवक्ष्यामि धूमोपहतलक्षणम् ॥ २८ ॥**
**श्वसिति क्षौति चात्यर्थमत्याधमति कासते ।**
**चक्षुषोः परिदाहश्च रागश्चैवोपजायते ॥ २९ ॥**

**सधूमकं निःश्वसिति घ्रेयमन्यन्न वेत्ति च ।**
**तथैव च रसान्सर्वान् श्रुतिश्चास्योपहन्यते ॥ ३० ॥**
**तृष्णादाहज्वरयुतः सीदत्यथ च मूर्छति ।**
**धूमोपहत इत्येवं**

૨૨ હવે જેને ધૂમાડો લાગ્યો હોય તે મનુષ્યનાં લક્ષણ કહું છું:–જે માણસને ધૂમાડો લાગ્યો હોય તે માણસ હાંફે છે, અત્યંત છીંકો ખાય છે, બહુ આફરી જાય છે (તેને બહુ આફરો ચ્હડે છે), ઉધરસ ખાય છે, સઘળા રસોને જાણી શકતો નથી, તેને આંખોમાં બળતરા થાય છે અને આંખો લાલ થઈ આવે છે, તેના નિશ્વાસમાં ધૂમાડો નીકળે છે, તેને બીજા કોઈ પણ ગંધની ખબર પડતી નથી, તેના કાન બ્હેરા થઈ જાય છે અને તેને તરસ, તાવ, ગ્લાનિ તથા મૂર્છા એ ઉપદ્રવો થઈ આવે છે. ૨૮–૩૦.

**ધૂમાડો લાગવાની ચિકિત્સા.**

**शृणु तस्य चिकित्सितम् ॥ ३१ ॥**
**सर्पिरिक्षुरसं द्राक्षां पयो वा शर्कराम्बु वा ।**
**मधुराम्लौ रसौ वाऽपि वमनाय प्रदापयेत् ॥ ३२ ॥**
**वमतः कोष्ठशुद्धिः स्याद्धूमगन्धश्च नश्यति ।**
**विधिनाऽनेन शाम्यन्ति सदनक्षवथुज्वराः ॥ ३३ ॥**
**दाहमूर्च्छातृडाध्मानश्वासकासाश्च दारुणाः ।**
**मधुरैर्लवणाम्लैश्च कटुकैः कवलग्रहैः ॥ ३४ ॥**
**सम्यग्गृह्णातीन्द्रियार्थान्मनश्चास्य प्रसीदति ।**
**शिरोविरेचनं चास्मै दद्याद्योगेन शास्त्रवित् ॥३५॥**
**दृष्टिर्विशुध्यते चास्य शिरोग्रीवं च देहिनः ।**
**अविदाहि लघु स्निग्धमाहारं चास्य कल्पयेत् ३६**

૨૩ હવે ધૂમાડો લાગવાથી રોગી થયેલા મનુષ્યની ચિકિત્સા કહું છું તે સાંભળો. જેને ધૂમાડો લાગ્યો હોય તેને ઉલટી કરાવવા માટે ઘી અને શેરડીનો રસ અથવા કાળી દરાખ અને દૂધ અથવા શાકરનું પાણી અથવા મધુર અને ખાટા રસવાળા પદાર્થો આપવા. ઉલટી થવાથી કોઠો સાફ થઈ જાય છે, ધૂમાડાનો ગન્ધ નાશ પામે છે, તથા આ વિધિ કરવાથી ભયંકર એવી અંગની ગ્લાનિ, છીંક, તાવ, દાહ, મૂર્છા, તરસ, આફરો, શ્વાસ અને ઉધરસ શાંત પડી જાય છે. તે માણસને મીઠા, ખારા, ખાટા અને તીખા રસવાળા પદાર્થોના કોગળા કરાવવા. આથી તે ઇંદ્રિયોના ગન્ધ વગેરે વિષયોને સારી રીતે ગ્રહણ કરી શકે છે અને તેનું મન પ્રસન્ન થાય છે. શાસ્ત્રજ્ઞ વૈદ્યે તેને યોગ્યમાત્રાથી શિરોવિરેચન આપવું. શિરોવિરેચનથી તેની દૃષ્ટિ, મગજ અને કંઠ શુદ્ધ થઈ જાય છે. તે માણસને દાહ ન કરે, પચવામાં હલકો હોય અને સ્નિગ્ધ હોય એવો આહાર–ખોરાક આપવો. ૩૧–૩૬

**લુ કે તડકો લાગ્યો હોય તેની ચિકિત્સા.**

**उष्णवातातपैर्दग्धे शीतः कार्यो विधिः सदा ।**

૨૪ જે માણસને લુ કે તડકો લાગ્યો હોય તેને હમ્મેશાં શીતળ ઉપચાર કરવા.

**જે માણસ ઉપર બરફ પડ્યું હોય તેની ચિકિત્સા.**

**शीतवर्षानिलैर्दग्धे उष्णं स्निग्धं च शस्यते ॥३७॥**

૨૫ જે માણસ બરફ પડવાથી બળી ગયો હોય અથવા જેને પવનની સાથે વરસાદ લાગ્યો હોય તેની ચિકિત્સા ગરમ અને સ્નિગ્ધ ઉપચારોથી કરવી. ૩૭.

**જે માણસ ઉપર વિજળી પડી હોય તેની ચિકિત્સા.**

**तथाऽतितेजसा दग्धे सिद्धिर्नास्ति कथंचन ।**
**इन्द्रवज्राग्निदग्धेऽपि जीवति प्रतिकारयेत् ।**
**स्नेहाभ्यङ्गपरीषेकैः प्रदेहैश्च तथा भिषक् ॥ ३८ ॥**

૨૬ જે માણસ વિજળી પડવાથી બળી ગયો હોય તે માણસ કોઈ પણ ઉપાયથી બચી શકતો નથી. વિજળીથી બળ્યા છતાં પણ જો માણસ જીવતો રહે તો વૈદ્યે ઘી વગેરે સ્નિગ્ધ પદાર્થોના અભ્યંગોથી, સેચનોથી તથા જાડા લેપોથી તેની ચિકિત્સા કરવી. ૩૮.

---

## અધ્યાય ૧૩ મો

### [1]જલૌકાવચારણીય (જળો મુકવાનો વિધિ)

### ઉપક્રમ.

**अथातो जलौकावचारणीयमध्यायं व्याख्यास्यामः॥१॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે,–હવે અહીંથી હું 'જલૌકાવચારણીય' એ નામના–(જળો મૂકવી એ વિષયના) અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨.

**રક્ત કહાડવાના સાધનોમાં જળો શ્રેષ્ઠ છે.**

**नृपाढ्यबालस्थविरभीरुदुर्बलनारीसुकुमाराणा-मनुग्रहार्थं परमसुकुमारोऽयं शोणितावसेचनो-पायोऽभिहितो जलौकसः ॥ ३ ॥**

૨ રાજા, ધનવાન્, બાલક, વૃદ્ધ, બીકણ, દુર્બલ, સ્ત્રી અને સુકુમાર–નાજુક એઓના ઉપકાર માટે (એઓનું લોહી વગર પીડાયે કહાડવા માટે) આ જળો મૂકવારૂપી પરમ સુકુમાર–નાજુક (બહુજ સ્હેલો) ઉપાય કહેલો છે. ૩.

**અમુક દોષથી બગડેલા રક્તને અમુક સાધનથી કહાડવા વિષે.**

**तत्र वातपित्तकफदुष्टशोणितं यथासंख्यं शृङ्ग-जलौकालाबुभिरवसेचयेत, स्निग्धशीतरूक्षत्वात्; सर्वाणि सर्वैर्वा ॥ ४ ॥**

[1] આ અધ્યાય જલૌકા એટલે જળોના અવચારણ એટલે ઉપયોગના વિધિનો અધિકાર કરીને કહેવામાં આવ્યો છે તેથી આને 'જલૌકાવચારણીય' એવું નામ આપવામાં આવ્યું છે.

૩ ગાયનું શીંગડું સ્નિગ્ધ છે તેથી રક્ત જો વાયુથી બગડેલું હોય તો તેને શીંગડાવડે (શીંગડું મુકીને) કહાડવું. જળો શીતળ–ઠંડી છે તેથી રક્ત જો પિત્તથી બગડેલું હોય તો તેને જળોવડે (જળો મુકીને) કહાડવું અને તુંબડું ઉષ્ણ–ગરમ છે તેથી રક્ત જો કફથી બગડેલું હોય તો તેને તુંબડીવડે (તુંબડી મુકીને) કહાડવું. અથવા વાયુ, પિત્ત અને કફ એમાંના કોઈ પણ દોષથી બગડેલા લોહીને શીંગડું, જળો અને તુંબડી એમાંના ગમે તે સાધનવડે (એમાંનું જે મળી આવે તેનાવડે) કહાડવું. ૪.

**આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો કહેવામાં આવેલા છે.**

**भवन्ति चात्र ।**

**उष्णं समधुरं स्निग्धं गवां शृङ्गं प्रकीर्तितम् ।**
**तस्माद्वातोपसृष्टे तु हितं तदवसेचने ॥ ५ ॥**
**शीताधिवासा मधुरा जलौका वारिसम्भवा ।**
**तस्मात्पित्तोपसृष्टे तु हिता सा ह्यवसेचने ॥ ६ ॥**
**अलाबु कटुकं रूक्षं तीक्ष्णं च परिकीर्तितम् ।**
**तस्माच्छ्लेष्मोपसृष्टे तु हितं तदवसेचने ॥ ७ ॥**

૪ ગાયનું શીંગડું ઉષ્ણવીર્ય, કાંઇક મધુર અને સ્નિગ્ધ છે, તેથી વાયુથી બગડેલા લોહીને કહાડવામાં તે હિતકારી છે. જળો શીતળ સ્થળમાં રહેનારી, મધુર અને પાણીમાં ઉત્પન્ન થયેલી છે તેથી પિત્તથી બગડેલા લોહીને કહાડવામાં તે હિતકારી છે. તુંબડી કડવી, રુક્ષ અને તીક્ષ્ણ છે. તેથી કફથી બગડેલા લોહીને કહાડવામાં તે હિતકારી છે. ૫–૭.

**શીંગડાથી અને તુંબડીથી રક્ત કહાડવાનો વિધિ.**

**तत्र प्रच्छिते तनुवस्त्रपटलसूत्राबद्धेन शृङ्गेण शोणितमवसेचयेदाचूषणात्; सान्तर्दीपयाऽलाब्वा ॥ ८ ॥**

૫ શીંગડાથી લોહી કહાડવું હોય તો, જે ભાગમાં લોહી બગડેલું હોય તે ભાગને પ્રથમ શસ્ત્રથી ટોંચી, જેના છેડાના ભાગમાં એવડું ત્રેવડું બારીક કપડું સૂતરથી બાંધેલું હોય એવા શીંગડાંને ટોંચેલા ભાગ ઉપર મૂકીને જ્યાંસુધી લોહી ચૂસાય ત્યાં સુધી મોઢેથી ચૂષીને કહાડવું. તુંબડીવડે લોહી કહાડવું હોય તો જે ભાગમાં લોહી બગડેલું હોય તે ભાગને પ્રથમ શસ્ત્રથી ટોંચી, તુંબડીની અંદર રૂ–કાપુસ સળગાવીને મૂકવું અને તે તુંબડીને ટોંચેલા ભાગ ઉપર લગાવીને જ્યાં સુધી લોહી ચૂસાય ત્યાં સુધી કહાડવું. ૮.

**'જલાયુકા' અને 'જલૌકસ્' શબ્દની નિરુક્તિ.**

**अथ जलायुका वक्ष्यन्ते–जलमासामायुरिति जलायुकाः, जलमासामोक इति जलौकसः ॥ ९ ॥**

૬ સંસ્કૃત ભાષામાં જળોનાં 'જલાયુકા' અને 'જલૌકસ' એવાં બે નામ છે. જલ એઓનું આયુસ્ છે તેથી એઓ 'જલાયુકા' કહેવાય છે અને જલ એઓનું ઓકસ્–સ્થાન છે તેથી એઓ 'જલૌકસ્' કહેવાય છે. ૯.

**જળોના ભેદો.**

**ता द्वादश; तासां सविषाः षट्, तावत्य एव निर्विषाः ॥ १० ॥**

૭ જળો બાર જાતની થાય છે. તેઓમાં ૭ જાત ઝેરવાળી છે અને ૭ જાત ઝેર વગરની છે. ૧૦.

**૭ જાતની ઝેરી જળોનાં લક્ષણ અને તેઓના વિષની ચિકિત્સા.**

**तत्र सविषाः–कृष्णा कर्बुरा अलगर्दा इन्द्रायुधा सामुद्रिका गोचन्दना चेति । तास्वञ्जनचूर्णवर्णा पृथुशिराः कृष्णा, वर्मिमत्स्यवदायता छिन्नोन्नत कुक्षिः कर्बुरा, रोमशा महापार्श्वा कृष्णमुख्यलगर्दा, इन्द्रायुधवदूर्ध्वराजिभिश्चित्रिता इन्द्रायुधा, ईषदसितपीतिका विचित्रपुष्पाकृतिचित्रा सामुद्रिका, गोवृषणवदधोभागे द्विधाभूताकृतिरणुमुखी गोचन्दनेति । ताभिर्दष्टे पुरुषे दंशे श्वयथुरतिमात्रं कण्डूर्मूर्छा ज्वरो दाहश्छर्दिर्मदः सदनमिति लिङ्गानि भवन्ति । तत्र महागदः पानालेपननस्यकर्मादिषूपयोज्यः । इन्द्रायुधादष्टमसाध्यम् । इत्येताः सविषाः सचिकित्सिता व्याख्याताः ॥११॥**

૮ તેઓમાં કૃષ્ણા, કર્બુરા, અલગર્દા, ઇન્દ્રાયુધા, સામુદ્રિકા અને ગોચન્દના એ ૭ જાતની જળો ઝેરી છે. તેઓમાં જે જળો કાજળના (અથવા સુરમાના) ચૂર્ણ જેવા રંગવાળી અને મ્હોટા માથાવાળી હોય તે જળોને કૃષ્ણા જાણવી. જે જળો વર્મી નામના માછલાના જેવી લાંબી અને કોઇક જગોએ ચીરાયલા પેટવાળી તો કોઇક જગોએ ઉંચા પેટવાળી હોય તે જળોને 'કર્બુરા' જાણવી. જે જળો રુવાંટાંવાળી, મ્હોટા પડખાવાળી અને કાળા મ્હોડાવાળી હોય તે જળોને 'અલર્ગદા' જાણવી; જે જળો ચોમાસામાં દેખાતા ઇન્દ્રધનુષના જેવા વિચિત્ર રંગોની ઉંચી રેખાઓવાળી હોય તે જળોને 'ઇન્દ્રાયુધા' જાણવી; જે જળો કંઇક કાળી, કંઇક પીળી અને વિચિત્ર પુષ્પોની પેઠે નાના પ્રકારના બિન્દુઓવાળી હોય તે જળોને 'સામુદ્રિકા' અને જે જળો નીચેના ભાગમાં બળદના વૃષણોની પેઠે બે ભાગવાળી અને ઝીણા મ્હોડાવાળી હોય તે જળોને ગોચન્દના જાણવી. આ ૭ જાતની જળોમાંથી કોઈ જાતની જળો માણસને કરડે તો તેના ડંખમાં સોજો થાય છે અને અત્યંત ખરજ આવે છે; તથા મૂર્છા, તાવ, દાહ, ઉલટી, મદ (મીણો) અને સુસ્તી એ ચિહ્નો થાય છે. આ અવસ્થામાં 'મહાગદ' નામના વિષઘ્ન[1] ઔષધપ્રયોગનો પીવામાં, લેપમાં અને નસ્ય આપવા વગેરેમાં ઉપયોગ કરવો. ઇન્દ્રાયુધા

[1] કલ્પસ્થાનના અધ્યાય ૫મામાં 'મહાગદ' પ્રયોગ જુઓ.

નામની જળો કરડી હોય તો તેનું ઝેર અસાધ્ય છે. આ પ્રમાણે છ જાતની ઝેરી જળોનું અને તેઓના ડંખની ચિકિત્સાનું વર્ણન કર્યું. ૧૧.

**છ પ્રકારની નિર્વિષ જળોનું વર્ણન.**

**अथ निर्विषाः—कपिला पिङ्गला शङ्कुमुखी मूषिका पुण्डरीकमुखी सावरिका चेति । तत्र मनःशिलारञ्जिताभ्यामिव पार्श्वाभ्यां पृष्ठे स्निग्धमुद्गवर्णा कपिला, किंचिद्रक्ता वृत्तकाया पिङ्गाऽऽशुगा च पिङ्गला, यकृद्वर्णा शीघ्रपायिनी दीर्घतीक्ष्णमुखी शङ्कुमुखी, मूषिकाकृतिवर्णाऽनिष्टगन्धा च मूषिका, मुद्गवर्णा पुण्डरीकतुल्यवक्त्रा पुण्डरीकमुखी, स्निग्धा पद्मपत्रवर्णाऽष्टादशाङ्गुलप्रमाणा सावरिका सा च पश्वर्थे; इत्येता अविषा व्याख्याताः ॥ १२ ॥**

૯ હવે ઝેર વગરની જળોનું વર્ણન કરીએ છીએ. કપિલા, પિંગલા, શંકુમુખી, મૂષિકા, પુંડરીકમુખી અને સાવરિકા આ છ જાતની જળો ઝેર વગરની છે. તેઓમાં જે જળો મણશીલથી રંગેલા જેવા પડખાંવાળી અને પીઠમાં લીલા મગના જેવા રંગવાળી હોય તેને 'કપિલા' જાણવી; જે જળો કાંઈક રાતી, ગોળ શરીરવાળી, પિંગળી (પીળચટી) અને ઝડપથી ચાલનારી હોય તેને 'પિંગલા' જાણવી; જે જળો યકૃતના–કલેજાના જેવા કાળા અને રાતા રંગવાળી, ઝડપથી લોહી પીનારી અને તીક્ષ્ણ તથા લાંબા મ્હોડાવાળી હોય તેને 'શંકુમુખી' જાણવી; જે જળો ઉંદરની પુછડીના જેવા આકાર અને રંગવાળી તથા ખરાબ ગન્ધવાળી હોય તેને 'મૂષિકા' જાણવી; જે જળો મગના જેવા વર્ણવાળી અને કમળના જેવા મ્હોડાવાળી હોય તેને 'પુંડરીકમુખી' જાણવી; તથા જે જળો સ્નિગ્ધ, કમળના પાનડા જેવા વર્ણવાળી અને અઢાર આંગળ લાંબી હોય તેને 'સાવરિકા' જાણવી. આ સાવરિકા નામની જળોનો ઘોડા, બળદ વગેરે પશુઓનું લોહી કહાડવામાં ઉપયોગ કરવો. આ પ્રમાણે વગરઝેરવાળી જળોની છ જાતોનું વર્ણન કર્યું. ૧૨.

**નિર્વિષ જળોની ઉત્પત્તિનાં સ્થાનો.**

**तासां यवनपाण्ड्यसह्यपौतनादीनि क्षेत्राणि । तेषु महाशरीरा बलवत्यः शीघ्रपायिन्यो महाशना निर्विषाश्च विशेषेण भवन्ति ॥**

૧ તુર્કસ્થાન, પાંડ્યદેશ, સહ્યાદ્રિપર્વત અને મથુરા પ્રાંત વગેરે દેશો ઝેર વગરની જળોને ઉત્પન્ન થવાનાં ક્ષેત્રો છે. એ દેશોમાં ઘણું કરીને મ્હોટા શરીરવાળી, બળવાન્, ઝડપથી લોહી પીનારી, ખૂબ ખાનારી અને ઝેરવગરની જળો ઉત્પન્ન થાય છે.

**ઝેરી જળોને ઉત્પન્ન કરનારા પદાર્થો.**

**तत्र सविषमत्स्यकीटदर्दुरमूत्रपुरीषकोथजाताः कलुषेष्वम्भस्सु च सविषाः ॥ १३ ॥**

૧૧ ઝેરી જળો ઝેરી માછલાં, ઝેરી કીડા અને ઝેરી દેડકાના મૂત્રના અને વિષ્ટાના સડામાંથી તથા ગન્દા પાણીમાં ઉત્પન્ન થાય છે. ૧૩.

**ઝેરવગરની જળોને ઉત્પન્ન કરનારા પદાર્થો.**

**पद्मोत्पलनलिनकुमुदसौगन्धिककुवलयपुण्डरीकशैवालकोथजाता विमलेष्वम्भस्सु च निर्विषाः १४**

**भवति चात्र ।**

**क्षेत्रेषु विचरन्त्येताः सलिलेषु सुगन्धिषु ।**
**न च सङ्कीर्णचारिण्यो न च पङ्केशयाः सुखाः १५**

૧૨ ઝેરવગરની જળો પદ્મ, ઉત્પલ, નલિન, કુમુદ, સૌગન્ધિક, કુવલય, પુંડરીક અને શેવાળ એઓના કોથથી (સડામાંથી) તથા નિર્મળ પાણીમાં ઉત્પન્ન થાય છે. આ વિષયમાં આ પ્રમાણે શ્લોક કહેલો છે. એ ઝેરવગરની જળો સુગન્ધિ પાણીવાળાં સ્થળમાં રહે છે, વિષ્ઠા વગેરે ખરાબ આહારનું ભોજન કરતી નથી (પરંતુ શેવાળ વગેરેનું ભોજન કરે છે), કાદવમાં સુતી નથી (પરંતુ ઘાસ–પાનડાં વગેરેમાં સુવે છે) આ જળો સુખકારી છે (તેનાવડે લોહી કહાડવાથી કોઈ પણ જાતનું દુઃખ થાતું નથી પરંતુ સુખ–આરોગ્ય પ્રાપ્ત થાય છે.) ૧૪–૧૫.

**જળોને પકડવાનો અને પાળવાનો વિધિ.**

**तासां प्रग्रहणमार्द्रचर्मणाऽन्यैर्वा प्रयोगैर्गृह्णीयात्। अथैनां नवे महति घटे सरस्तडागोदकपङ्कमावाप्य निदध्यात्, भक्ष्यार्थे चासामुपहरेच्छैवलं वल्लूरमौदकांश्च कन्दांश्चूर्णीकृत्य, शय्यार्थं तृणमौदकानि च पत्राणि, त्र्यहात्त्र्यहाच्चाभ्योऽन्यज्जलं भक्ष्यं च दद्यात्, सप्तरात्रात्सप्तरात्राच्च घटमन्यं संक्रामयेत्१६**

૧૩ જળોને લીલાં ચામડાથી અથવા બીજી કોઈ તજબીજથી પકડવી, અને પછી તેઓને મોટા અને નવા ઘડામાં સરોવરનું અથવા તો તળાવનું પાણી અને કાદવ નાખીને તેમાં રાખવી. અને એઓને ખાવાને માટે શેવાળ, સુકાયેલું માંસ અને પાણીમાં ઉત્પન્ન થયેલા કંદોનું ચૂર્ણ આપવું. સુવાને માટે ખડ અને પાણીમાં ઉગતા રોપાઓનાં પાનડાંઓ આપવાં. બબ્બે દિવસે અથવા તો ત્રણ ત્રણ દિવસે બીજો ખોરાક તથા બીજું પાણી જળોને આપવું અને સાત સાત રાત્રીએ બીજા ઘડામાં નાખવી. ૧૬.

**લોહી કહાડવામાટે અયોગ્ય જળો.**

**भवति चात्र ।**

**स्थूलमध्याः परिक्लिष्टाः पृथ्व्यो मन्दविचेष्टिताः ।**
**अग्राहिण्योऽल्पपायिन्यः सविषाश्च न पूजिताः १७**

૧૪ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છે:–જે જળોનો મધ્ય દેહ (શરીરનો વચલો ભાગ) જાડો હોય

તથા જેઓ કલેશ પામેલી, પહોળી, મંદ ચેષ્ટાવાળી (સુસ્ત), રોગવાળી જગ્યાને નહી પકડનારી, થોડું લોહી પીનારી અને ઝેરી હોય તે જળો લોહી કહાડવાના કામમાં ઉપયોગી નથી. ૧૭.

### જળો મુકવાનો વિધિ

**अथ जलौकोऽवसेकसाध्यव्याधितमुपवेश्य संवेश्य वा विरूक्षयेच्चास्य तमवकाशं मृद्गोमयचूर्णैर्यद्यरुजः स्यात् । गृहीताश्च ताः सर्षपरजनीकल्कोदकप्रदिग्धगात्रीः सलिलसरकमध्ये मुहूर्तस्थिता विगतक्लमा ज्ञात्वा ताभी रोगं ग्राहयेत् । सूक्ष्मशुक्लार्द्रपिचुप्लोतावच्छन्नां कृत्वा मुखमपावृणुयात्, गृह्णन्त्यै क्षीरबिन्दुं शोणितबिन्दुं वा दद्याच्छस्त्रपदानि वा कुर्वीत; यद्येवमपि न गृह्णीयात्तदान्यां ग्राहयेत् । यदा च निविशतेऽश्वखुरवदाननं कृत्वोन्नम्य च स्कन्धं तदा जानीयाद्गृह्णातीति, गृह्णन्तीं चार्द्रवस्त्रावच्छन्नां धारयेत्सेचयेच्च । दंशे तोदकण्डूप्रादुर्भावैर्जानीयाच्छुद्धमियमादत्त इति । शुद्धमाददानामपनयेत् । अथ शोणितगन्धेन न मुञ्चेन्मुखमस्याः सैन्धवचूर्णेनावकिरेत् ॥ १८ ॥**

૧૫ જેનો રોગ જળો મુકવાથી સારો થઈ શકે એમ હોય અર્થાત્ જે રોગીનું લોહી જળોવડે કહાડવું હોય તે રોગીને બેસાડીને અથવા સુવડાવીને જે જગા ઉપર જળો લગાડવી હોય તે જગો જો વ્રણ વગરની હોય તો તેના ઉપર માટીનું તથા છાણાનું ચૂર્ણ ઘસીને તે જગોને રૂક્ષ કરવી (કે જેથી જળો ત્યાં વળગે). પછી ઘડામાંથી જળોને પકડીને બ્હાર કહાડી, સર્ષવના અને હળદરના કલ્કનું પાણી તેઓનાં શરીરપર ખરડીને તેઓને પાણીના વાસણમાં થોડો સમય રાખવી. જ્યારે એમ લાગે કે હવે તેઓ આળસ વગરની થઈ ગઈ છે, ત્યારે તેઓને રોગવાળી જગો ઉપર લગાડવી અને નરમ-સાફ કરેલું ધોળું રૂ અથવા કપડું પાણીમાં ભીંજવી તેનાવડે તેના શરીરને ઢાંકી દેવું, ફક્ત મ્હોડું ખુલું રહેવા દેવું. જળો જો રોગનાં સ્થાનને પકડે નહી તો તે સ્થાન પર દુધનું ટીપું અથવા લોહીનું ટીપું નાખવું અથવા શસ્ત્રવડે ટોચા કરવા કે જેથી જળો તે સ્થાનને પકડે. આમ કર્યા છતાં પણ જો ન પકડે તો તે જળોને છોડી દઇને બીજી જળો લગાડવી. જ્યારે જળો મ્હોડાને ઘોડાની ખરી જેવું કરીને અને કાંધને ઉંચી કરીને ચોંટે ત્યારે જાણવું કે, હવે તે લોહી પીયે છે. જ્યારે તેઓ લોહી પીવા લાગે ત્યારે તેના શરીરને ભીનાં કપડાથી ઢાંકી રાખવું અને તેનાપર પાણી રેડ્યા કરવું. જળોના દંશમાં જ્યારે સોઈ ભોંકાવા જેવી વેદના થાય અને ચળ થવા લાગે ત્યારે જાણવું કે તે શુદ્ધ લોહી પીયે છે. જ્યારે તે શુદ્ધ લોહી પીવા માંડે ત્યારે તેને ત્યાંથી ખસેડી લેવી. જો જળો લોહીના ગંધથી તે જગાને ન છોડે તો તેના મ્હોડા ઉપર સિન્ધાલુણનું ચૂર્ણ ભરભરાવવું એટલે તે પોતાની મેળે છોડી દેશે. ૧૮.

### જળોનો ખસેડી લીધા પછી તેણે પીધેલું રક્ત ઓકાવી કાઢવાનો વિધિ

**अथ पतितां तण्डुलकण्डनप्रदिग्धगात्रीं तैललवणाभ्यक्तमुखीं वामहस्ताङ्गुष्ठाङ्गुलीभ्यां गृहीतपुच्छां दक्षिणहस्ताङ्गुष्ठाङ्गुलीभ्यां शनैः शनैरनुलोममनुमार्जयेदामुखाद्वामयेत्तावद्यावत्सम्यग्वान्तलिङ्गानीति । सम्यग्वान्ता सलिलसरकन्यस्ता भोक्तुकामा सती चरेत् । या सीदति न चेष्टते सा दुर्वान्ता, तां पुनः सम्यग्वामयेत् । दुर्वान्ताया व्याधिरसाध्य इन्द्रमदो (रक्तमदो) नाम भवति । अथ सुवान्तां पूर्ववत्सन्निदध्यात् ॥ १९ ॥**

૧૬ જળો રુધિર પીને પડી જાય એટલે તેના શરીર ઉપર ચોખાના લોટનો લેપ કરી તથા મ્હોડા ઉપર તેલમાં વાટેલું સિન્ધાલુણ ચોળી, ડાબા હાથના અંગુઠાથી તથા અંગુઠાની પાસેની આંગળીથી તેનું પુછડું પકડીને જમણા હાથના અંગુઠાથી તથા અંગુઠાની પાસેની આંગળીથી ધીરે ધીરે અનુલોમ રીતે (પુછડાથી મ્હોડા તરફ) છેક મ્હોડા સુધી દબાવતા જવું અને દબાવી દબાવીને સારી પેઠે લોહી ઓકી નાખ્યાનાં ચિહ્નો દેખાય ત્યાં સુધી લોહી ઓકાવવું. **(સારી રીતે લોહી ઓકી નાખ્યાનું લક્ષણ-)** એ જળોને પાણીના વાસણમાં નાખવામાં આવતાં ખાવાની ઇચ્છાથી ફરવા લાગે ત્યારે જાણવું કે, તેણે સંપૂર્ણ રીતે લોહી ઓકી નાખ્યું છે. **(સારી રીતે લોહી નહી ઓકી નાખ્યાનું લક્ષણ-)** પરંતુ જો જળો પાણીના વાસણમાં સુસ્ત થઇને પડી રહે અને હરેફરે નહિ તો જાણવું કે તેણે સંપૂર્ણ રીતે લોહી ઓકી નાખ્યું નથી. જો તેણે બરોબર લોહી ઓકી નાખ્યું ન હોય તો તેને ઉપર કહેવા પ્રમાણે ફરીથી લોહી ઓકાવવું. જો જળોને સારી પેઠે લોહી ઓકાવવામાં ન આવે તો તેને ઇન્દ્રમદ (રક્તમદ) નામનો અસાધ્ય રોગ થાય છે. જેણે સારી રીતે લોહી ઓકી નાખ્યું હોય એવી જળોને પાછી પ્રથમની પેઠે ઘડામાં નાખવી. ૧૯.

### લોહી કાઢ્યા પછીનો વિધિ.

**शोणितस्य च योगायोगानवेक्ष्य जलौकोव्रणान्मधुनाऽवघट्टयेच्छीताभिरद्भिश्च परिषेचयेद्बध्नीत वा व्रणं कषायमधुरस्निग्धशीतैश्च प्रदेहैः प्रदिह्यादिति ॥ २० ॥**

૧૭ લોહી નીકળવાના સમયોગ, હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગ જોઇને જો સમયોગ થયો હોય તો જળોએ

કરેલા વ્રણ ઉપર સો પાણીએ ધોયેલા ઘીનો લેપ કરવો, હીનયોગ થયો હોય તો મધ ચોળવું, અતિયોગ થયો હોય તો વ્રણ ઉપર થંડું પાણી રેડવું અથવા તો પાટો બાંધવો અને મિથ્યાયોગ થયો હોય તો વ્રણ ઉપર તુરા, મધુર, સ્નિગ્ધ તથા શીતળ પદાર્થોના કલ્કોનો લેપ કરવો. ૨૦.

**જળો મુકવાનો વિધિ જાણનારા વૈદ્યની પ્રશંસા.**

**भवति चात्र ।**

**क्षेत्राणि ग्रहणं जातीः पोषणं सावचारणम् ।**
**जलौकसां च यो वेत्ति तत्साध्यान्स जयेद्गदान् ॥ २१ ॥**

૧૮ આ વિષયમાં આ પ્રમાણે એક શ્લોક છે:–જે વૈદ્ય જળોને રહેવાનું તથા ઉત્પન્ન થવાનું સ્થાન, પકડવાના ઉપાયો, જાતિઓ, પોષણ કરવાની રીતિ અને રોગવાળી જગો ઉપર લગાડવાની રીતિ એઓને સારી રીતે જાણતો હોય તે વૈદ્ય જળો લગાડવાથી મટી શકે એવા રોગોને જીતે છે. (મટાડી શકે છે). ૨૧.

---

## અધ્યાય ૧૪ મો

## [1]શોણિતવર્ણનીય (લોહીના વર્ણન વિશેનો).

### ઉપક્રમ.

**अथातः शोणितवर्णनीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'શોણિતવર્ણનીય' એ નામના (લોહીના વર્ણનના અધિકારવાળા) અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨.

### રસની ઉત્પત્તિ અને તેનું કર્મ.

**तत्र पाञ्चभौतिकस्य चतुर्विधस्य षड्रसस्य द्विविधवीर्यस्याष्टविधवीर्यस्य वाऽनेकगुणस्योपयुक्तस्याहारस्य सम्यक्परिणतस्य यस्तेजोभूतः सारः परमसूक्ष्मः स रस इत्युच्यते । तस्य च हृदयं स्थानं, स हृदयाच्चतुर्विंशतिं धमनीरनुप्रविश्योर्ध्वगा दश दश चाधोगामिन्यश्चतस्रस्तिर्यग्गाः कृत्स्नं शरीरमहरहस्तर्पयति वर्धयति धारयति यापयति चादृष्टहेतुकेन कर्मणा ॥**

૨ પૃથ્વી વગેરે પાંચમહાભૂતોના વિકારરૂપ, મધુર વગેરે છ રસોવાળા, પેય-લેહ્ય-ભોજ્ય અને ભક્ષ્ય એવા ભેદોથી ચાર પ્રકારના, શીત અને ઉષ્ણ એમ બે વીર્યવાળા અથવા તો શીત-ઉષ્ણ-સ્નિગ્ધ, રુક્ષ-વિશદ-પિચ્છિલ મૃદુ અને તીક્ષ્ણ એમ આઠ પ્રકારના વીર્યવાળા અને દ્રવ-સ્થૂલ વગેરે અનેક ગુણોવાળા એવા આહારનો યોગ્ય રીતે પ્રકૃતિ વગેરેનો વિચાર કરીને ઉપયોગ કર્યા પછી જઠરાગ્નિથી તેનો સારી રીતે પાક થતાં દૂધમાંથી ઘીની પેઠે જે પરમ સૂક્ષ્મ (સૂક્ષ્મસ્રોતોમાં પણ ગતિ કરી શકે એવો) સાર (મલ વગરનો ભાગ) ઉત્પન્ન થાય છે તેને 'રસ' કહેવામાં આવે છે. (રસ જો કે આખા શરીરમાં ફરનારો છે તોપણ) તેનું મુખ્ય સ્થાન હૃદય છે. એ રસ હૃદયમાંથી નીકળેલી ચોવિશ ધમનીઓ કે જેઓમાંની દશ ઉપર ગયેલી છે, દશ નીચે ગયેલી છે અને ચાર આડી ગયેલી છે તેઓ દ્વારા જેનું કારણ અદષ્ટ છે (પ્રત્યક્ષ થતું નથી) એવાં કર્મવડે-(એવી ક્રિયાવડે) પ્રતિદિન સર્વ શરીરને તૃપ્ત કરે છે, વધારે છે, ધારણ કરે છે અને ટકાવી રાખે છે.

### રસની ગતિવિષે અનુમાન.

**तस्य शरीरमनुधावतोऽनुमानाद्गतिरुपलक्षयितव्या क्षयवृद्धिवैकृतैः ॥**

૩ શરીરમાં ગતિ કર્યા કરતા તે રસની હૃદયની પીડા, કંપ વગેરે લક્ષણોપરથી ક્ષયરૂપ વિકૃતગતિ જાણવી; છાતીમાં મોળ મોળ થવી વગેરે વૃદ્ધિનાં લક્ષણોથી વૃદ્ધિરૂપ વિકૃતગતિ જાણવી અને શરીરને બરાબર પોષણ આપવું વગેરે સમત્વનાં લક્ષણો ઉપરથી સમત્વરૂપ અવિકૃતગતિ અનુમાનથી જાણી લેવી.

### રસના સૌમ્યપણાનો નિર્ણય.

**तस्मिन् सर्वशरीरावयवदोषधातुमलाशयानुसारिणि रसे जिज्ञासा किमयं सौम्यस्तैजस? इति। अत्रोच्यते-स खलु द्रवानुसारी स्नेहनजीवनतर्पणधारणादिभिर्विशेषैः सौम्य इत्यवगम्यते ॥ ३ ॥**

૪ સર્વ શરીરના અવયવો, દોષો, ધાતુઓ, મલો અને આશયો એઓમાં ગતિ કરનારા-ફરનારા રસના વિષયમાં એવી જિજ્ઞાસા થાય કે-'તે સૌમ્ય છે કે તૈજસ છે,' તો તેનો ઉત્તર આ પ્રમાણે કહેવામાં આવે છે કે-તે રસ શરીરમાં દ્રવરૂપે ગતિ કરે છે અને સ્નેહન, (સ્નિગ્ધ કરવું) જીવન, તર્પણ, ધારણ વગેરે સોમગુણની ક્રિયાઓ કરે છે તેથી તે સૌમ્ય છે એમ જણાય છે. ૩.

### રસમાંથી લોહી બનવા વિશે

**स खल्वाप्यो रसो यकृत्प्लीहानौ प्राप्य रागमुपैति ॥ ४ ॥**

૫ તે રસ આપ્ય (જલનો અંશ જેમાં અધિક છે એવો) હોવા છતાં પણ યકૃત્‌માં અને પ્લીહામાં આવીને ત્યાં રહેલા રંજક પિત્તના સંબન્ધથી રાતાપણાને પામે છે. (લોહીરૂપે થાય છે). ૪.

**भवतश्चात्र ।**

**रञ्जितास्तेजसा त्वापः शरीरस्थेन देहिनाम् ।**
**अव्यापन्नाः प्रसन्नेन रक्तमित्यभिधीयते ॥ ५ ॥**

[1] આ અધ્યાય શોણિતના કહેતાં રુધિરનાં-લોહીનાં વર્ણનનો અધિકાર કરીને કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું નામ શોણિતવર્ણનીય એવું છે.

૬ આ વિષયમાં આ પ્રમાણે બે શ્લોકો કહેવામાં આવેલા છે–રસ જો કોઈ પણ જાતના બગાડને ન પામ્યો હોય તો પ્રાણિઓના શરીરમાં (યકૃત્ અને પ્લીહામાં) રહેલા પ્રસન્ન (વિકારને નહી પામેલા) એવા રંજક નામના પિત્તથી રંગાઇને 'રક્ત' એવા નામને પ્રાપ્ત થાય છે. (લોહી બને છે). ૫.

### આર્તવનું વર્ણન

**रसादेव स्त्रिया रक्तं रजःसंज्ञं प्रवर्तते।**
**तद्वर्षाद्वादशादूर्ध्वं याति पञ्चाशतः क्षयम् ॥ ६ ॥**

૭ સ્ત્રીયોને જે મહીને મહીને ત્રણથી પાંચ દિવસ સુધી યોનિદ્વારમાંથી 'રજ' નામનું રક્ત પ્રવર્તે છે તે રક્ત પણ રસમાંથી જ બને છે. આ રક્તની પ્રવૃત્તિ બારમાં વર્ષ પછી શરુ થાય છે અને પચાસમાં વર્ષ પછી ક્ષય પામે છે–બંધ થાય છે. ૬.

### આર્તવનું આગ્નેયપણું

**आर्तवं शोणितं त्वाग्नेयमग्नीषोमीयत्वाद्गर्भस्य ॥७॥**

૮ જોકે સ્ત્રીઓનું ઋતુ સંબન્ધી રક્ત (રજ) જળનો અંશ જેમાં અધિક છે એવા રસમાંથી બનેલું છે તો પણ તે આગ્નેય (અગ્નિનો અંશ જેમાં અધિક છે એવું) છે. કારણ કે આયુર્વેદમાં ગર્ભને અગ્નિષોમીય માનવામાં આવ્યો છે. તે કહેવું જો રજ આગ્નેય હોય તો જ ઘટે–સંભવે. (એટલે સ્ત્રીનું રજ અને પુરુષનું વીર્ય એ બન્નેના સંયોગથી ગર્ભની ઉત્પત્તિ થાય છે અને તે ગર્ભને અગ્નીષોમીય કહેવામાં આવે છે. તેમાં વીર્યને સૌમ્ય (જળનો અંશ જેમાં અધિક છે એવું) માનવામાં આવે છે ત્યારે હવે જો રજને આગ્નેય માનવામાં આવે તો જ ગર્ભ અગ્નિષોમીય છે એ કહેવું ઘટી શકે.) ૭.

### ધાતુરક્તનું પાંચભૌતિકપણું.

**पञ्चभौतिकं चापरे जीवरक्तमाहुराचार्याः ॥ ८ ॥**
**विस्रता द्रवता रागः स्पन्दनं लघुता तथा ।**
**भूम्यादीनां गुणा ह्येते दृश्यन्ते चात्र शोणिते ॥ ९ ॥**

૯ કેટલાએક આચાર્યો કહે છે કે, ધાતુરક્ત કે જે પ્રાણિઓનાં જીવનરૂપ છે તે પૃથ્વી વગેરે પાંચે મહાભૂતોના વિકારરૂપ છે. ૮.

૧૦ રક્તમાં જે કાચા માંસના જેવો ગન્ધ છે તે પૃથ્વીનો ગુણ છે, જે દ્રવપણું છે તે જળનો ગુણ છે, જે રાતાપણું છે તે તેજનો ગુણ છે, જે ચલન–ગતિ છે તે વાયુનો ગુણ છે અને જે હલકાપણું છે તે આકાશનો ગુણ છે; આ પ્રમાણે પૃથ્વી વગેરે પાંચે મહાભૂતોના ગન્ધ વગેરે પાંચે ગુણો રક્તમાં જોવામાં આવે છે (માટે રક્ત પાંચભૌતિક–પંચમહાભૂતોના વિકારરૂપ, છે એમ નિશ્ચય થાય છે.) ૯

### રસથી સર્વ ધાતુઓનું પોષણ થાય છે.

**रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते ।**
**मेदसोऽस्थि ततो मज्जा मज्ज्ञः शुक्रस्य सम्भवः १०**

૧૧ રસ અનુક્રમે રક્ત, માંસ, મેદ–ચરબી, અસ્થિ–હાડકાં, મજ્જા અને વીર્ય આ સર્વ ધાતુઓનું પોતામાં રહેલા તે તે ધાતુના સમાન ભાગથી પોષણ કરે છે. ૧૦.

### આહારરસનું શ્રેષ્ઠપણું.

**तत्रैषां धातूनामन्नपानरसः प्रीणयिता ॥ ११ ॥**

૧૨ ઉપર કહેલા રસ વગેરે સાતેય ધાતુઓનું અન્નપાનથી ઉત્પન્ન થયેલો આહારરસ પોષણ કરે છે. ૧૧.

### રસનું રક્ષણ કરવાની જરુર.

**रजसं पुरुषं विद्याद्रसं रक्षेत् प्रयत्नतः ।**
**अन्नात्पानाच्च मतिमानाचाराच्चाप्यतन्द्रितः ॥ १२ ॥**

૧૩ આ પ્રમાણે મનુષ્યનું આહારરસથી જ પોષણ થાય છે એમ જાણવું અને બુદ્ધિમાન્ પુરુષે આલસ્ય નહી રાખતાં યોગ્ય અન્નપાનોથી અને યોગ્ય વિહારોથી આહાર રસનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરવો. ૧૨.

### રસ શબ્દની નિરુક્તિ.

**तत्र 'रस गतौ' धातुः अहरहर्गच्छतीत्यतो रसः १३**

૧૪ ગતિ એટલે ગમન કરવું એ અર્થવાળા રસધાતુ ઉપરથી રસ શબ્દ થયો છે તે પ્રતિદિવસ શરીરમાં ગતિ કર્યા કરે છે માટે રસ કહેવાય છે. ૧૩.

### રસમાંથી કેટલે દિવસે વીર્ય બને છે ?

**स खलु त्रीणि त्रीणि कलासहस्राणि पञ्चदश च कला एकैकस्मिन् धाताववतिष्ठत एवं मासेन रसः शुक्रीभवति स्त्रीणां चार्तवमिति ॥ १४ ॥**

**भवति चात्र ।**

**अष्टादश सहस्राणि संख्या ह्यस्मिन्समुच्चये ।**
**कलानां नवतिः प्रोक्ता स्वतन्त्रपरतन्त्रयोः ॥१५॥**

૧૫ એ આહારરસ શરીરમાં એક દિવસમાં જ ઉત્પન્ન થઇને રસથી મજ્જા પર્યન્ત છ ધાતુઓમાંના પ્રત્યેક એક ધાતુની અંદર ત્રણ હજાર અને પંદર કલા એટલે પાંચ પાંચ દિવસ રહે છે અને એક મહીને એ રસ પુરુષોના શરીરમાં વીર્યપણાને અને સ્ત્રીઓના શરીરમાં આર્તવપણાને પામે છે.

આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છેઃ–રસનો વીર્યરૂપે અને આર્તવરૂપે પરિણામ થવામાં કુલ અઢાર હજાર અને નેવું કલાઓ એટલે એક માસ લાગે છે. આ વાત આ તન્ત્રમાં અને બીજા તન્ત્રોમાં એક રીતે જ કહેવામાં આવી છે. ૧૪–૧૫.

**स शब्दार्चिर्जलसन्तानवदणुना विशेषेणानुधावत्येव शरीरं केवलम् ॥ १६ ॥**

૧૬ એ રસ આખા શરીરમાં શબ્દના પ્રવાહની પેઠે આડો, અગ્નિના પ્રવાહની પેઠે ઉંચે અને જળના પ્રવાહની પેઠે નીચે સૂક્ષ્મ પ્રકારથી દોડ્યા કરે છે. ૧૬.

**મહીને દિવસે રસમાંથી વીર્ય થવાના નિયમનો અપવાદ**

**वाजीकरण्यस्त्वोषधयः स्वबलगुणोत्कर्षाद्विरेचनवदुपयुक्ताः शुक्रं शीघ्रं विरेचयन्ति ॥ १७ ॥**

૧૭ કોઈ એમ શંકા કરે કે-'જ્યારે એક મહીને જ રસનું વીર્ય બને છે તો પછી તુરત વીર્ય ઉત્પન્ન કરવાને માટે વાજીકરણ ઔષધોનો જે ઉપયોગ કહેલો છે તે વ્યર્થ જશે, તેનો ઉત્તર એ છે કે-જેમ વિરેચન ઔષધો પોતાના ગુણાદિકના પ્રભાવથી તુરત રેચ લગાડે છે તેમ વાજીકરણ ઔષધો પણ જો ઉપયોગમાં લેવામાં આવ્યાં હોય તો પોતાના દ્રવ્યના સ્વભાવથી અને ગુણના ઉત્કર્ષથી-સ્વભાવથી તુરત જ રસનું વીર્યરૂપે પરિણામ કરીને પ્રવર્તાવે છે. ૧૭.

**બાળકોના શરીરમાં વીર્ય ન દેખાવામાં દૃષ્ટાંત.**

**यथाहि पुष्पमुकुलस्थो गन्धो न शक्यमिहास्तीति वक्तुं नैव नास्तीत्यथवाऽस्ति सतां भावानामभिव्यक्तिरिति कृत्वा केवलं सौक्ष्म्यान्नाभिव्यज्यते, स एव गन्धो विवृतपत्रकेशरैः कालान्तरेणाभिव्यक्तिं गच्छत्येवं बालानामपि वयःपरिणामाच्छुक्रप्रादुर्भावो भवति, रोमराज्यादयोऽथार्तवादयश्च विशेषा नारीणां (रजसि चोपचीयमाने शनैः शनैः स्तनगर्भाशययोन्यभिवृद्धिर्भवति)॥१८॥**

૧૮ જેમ ફુલની કાચી કળીમાં ગન્ધ છે એમ કહી શકાતું નથી. કેમકે તેમાં ગન્ધ પ્રત્યક્ષ થતો નથી-ઘ્રાણેન્દ્રિયથી અનુભવાતો નથી. પરંતુ તેથી એમ સમજવું નહી કે તેમાં ગન્ધ છે જ નહી. કેમ કે તે જ કળીમાં કાલાંતરે પાંખડીઓ અને કેસરો વિસ્તૃત થતાં-કળી ફુટતાં, ગન્ધ અભિવ્યક્ત થાય છે તેથી જે પદાર્થો પ્રથમ અવ્યક્ત હોય તે જ પદાર્થો પાછળથી કારણ, સામગ્રીને પ્રાપ્ત થઈને અભિવ્યક્ત થાય છે પરંતુ જે પદાર્થોનું અસ્તિત્વ-હોવાપણું હોતું જ નથી તે પદાર્થો કદી પણ અભિવ્યક્ત થતા નથી, એ સિદ્ધાન્તને-નિયમને અનુસરીને અનુમાન કરી શકાય છે કે, ફુલની કળીમાં ગન્ધ છે, પણ તે સૂક્ષ્મ હોવાથી અભિવ્યક્ત થતો નથી. તેમ બાળકોના શરીરમાં વીર્ય પ્રત્યક્ષ થતું નથી તેથી એમ સમજવું નહી કે, તેઓના શરીરમાં વીર્ય બીલકુલ છે જ નહી, તે યુવાવસ્થા આવતાં અભિવ્યક્ત થાય છે તેથી અનુમાનવડે એમ માનવું જ જોઇએ કે, બાળકોના શરીરમાં વીર્ય છે, પરંતુ તે સૂક્ષ્મ હોવાને લીધે અભિવ્યક્ત થાતું નથી. જેમ ફુલની કળીમાં રહેલો ગન્ધ કાલાન્તરે કળીની પાંખડીઓ અને કેસરો વિસ્તૃત થતાં-કળી ફુટતાં, અભિવ્યક્ત થાય છે તેમ બાલકોના શરીરમાં રહેલું વીર્ય પણ કાલાન્તરે વયનો પરિણામ થતાં-યુવાવસ્થા પ્રાપ્ત થતાં, અભિવ્યક્ત થાય છે, તથા દાઢી મુછ વગેરે પણ ફુટે છે; અને સ્ત્રીઓને પણ ઉમ્મરમાં આવતાં ઋતુ દેખાય છે તથા જેમ જેમ આર્તવ-રજ વધતું જાય તેમ તેમ સ્તન, ગર્ભાશય અને યોનિની અભિવૃદ્ધિ થતી જાય છે. ૧૮.

**स एवान्नरसो वृद्धानां जरापरिपक्वशरीरत्वान्न प्रीणनो भवति ॥ १९ ॥**

૧૯ તેજ (સમગ્ર ધાતુઓનું પોષણ કરનારો) અન્નનો રસ વૃદ્ધોનું શરીર જરાવસ્થાને લીધે પરિપક્વ-ક્ષીણ થયલું હોવાને લીધે તેઓના શરીરમાં થોડી તૃપ્તિ કરે છે-થોડું પોષણ કરે છે. (અર્થાત્ તેનાં શરીરને ટકાવી રાખવા જેટલું જ પોષણ કરે છે પરંતુ તેને વધારી શકતો નથી. ૧૯.

**રસાદિકને ધાતુ કહેવાનું કારણ.**

**त एते शरीरधारणाद्धातव इत्युच्यंते ॥ २० ॥**

૨૦ તે એ રસ વગેરે સાત પદાર્થો શરીરને ધારણ કરે છે માટે તેઓને 'ધાતુઓ' કહેવામાં આવે છે. ૨૦.

**રક્ત વિષે વિવેચનની પ્રતિજ્ઞા.**

**तेषां क्षयवृद्धि शोणितनिमित्ते तस्मात्तदधिकृत्य वक्ष्यामः ॥ २१ ॥**

૨૧ ધાતુઓના ક્ષયનું અને ધાતુઓની વૃદ્ધિનું કારણ રક્તજ (લોહીજ) છે. માટે હવે રક્તના સંબંધમાં કેટલુંક વિવેચન કરીએ છીયે. ૨૧.

**વાતાદિ દોષોથી દૂષિત થયેલા રક્તનાં લક્ષણો.**

**तत्र फेनिलमरुणं कृष्णं परुषं तनु शीघ्रगमस्कन्दि च वातेन दुष्टं, नीलं पीतं हरितश्यावं विस्रमनिष्टं पिपीलिकामक्षिकाणामस्कन्दि च पित्तदुष्टं, गैरिकोदकप्रतीकाशं स्निग्धं शीतलं बहलं पिच्छिलं चिरस्रावि मांसपेशीप्रभं च श्लेष्मदुष्टं, सर्वलक्षणसंयुक्तं काञ्जिकाभं विशेषतो दुर्गन्धि च सन्निपातदुष्टं। द्विदोषलिङ्गं संसृष्टं जीवित शोणितमन्यत्र वक्ष्यामः ॥ २२ ॥**

૨૨ જે રક્ત ફીણવાળું, જરાક રાતું, કાળું, રૂક્ષ, પાતળું, ઝડપથી ચાલનારું અને જામે નહી એવું હોય તે રક્તને વાયુથી બગડેલું જાણવું. જે રક્ત ગળીના જેવા રંગવાળું, પીળું, લીલા રંગનું, કાળું, કાચા માંસના જેવા ગન્ધવાળું, કીડીઓને તથા માખીઓને ગમે નહી એવું અને જામે નહી એવું હોય તે રક્તને પિત્તથી બગડેલું જાણવું. જે રક્ત ગેરુના પાણી જેવું, સ્નિગ્ધ, શીતળ,

ધાટું, ચીકણું, ઘણીવારે સ્રવે એવું અને માંસની પેશી જેવું હોય તે રક્તને કફથી બગડેલું જાણવું. જે રક્ત ઉપર કહેલા સઘળા લક્ષણોવાળું, કાંજીના જેવું અને વિશેષે કરીને દુર્ગન્ધવાળું હોય તે રક્તને ત્રણે દોષોથી બગડેલું જાણવું. જે રક્ત બે દોષોનાં લક્ષણોવાળું હોય તેને બે દોષોથી બગડેલું જાણવું. જીવિત શોણિત વિષે બીજે સ્થળે કહેશું. ૨૨.

### શુદ્ધ રક્તનું લક્ષણ

**इन्द्रगोपप्रतीकाशमसंहतमविवर्णं च प्रकृतिस्थं जानीयात् ॥ २३ ॥**

૨૩ જે રક્ત ઇંદ્રગોપ નામના જીવડાના જેવું રાતું હોય, બહુ પાતળું કે બહુ જાડું ન હોય અને વિકૃતવર્ણવાળું ન હોય (એટલે પોતાના અસલ વર્ણવાળું હોય) તે રક્તને શુદ્ધ જાણવું. ૨૩.

### રક્ત કાઢવાને અયોગ્ય પુરુષો.

**विस्राव्यान्यत्र वक्ष्यामः; अथाऽविस्राव्याः- सर्वाङ्गशोफः क्षीणस्य चाम्लभोजननिमित्तः पाण्डुरोग्यर्शसोदरिशोषिगर्भिणीनां च श्वयथवः ॥ २४ ॥**

૨૪ કેવા સ્થલમાંથી રક્તનો સ્રાવ કરાવવો તે વિશે બીજા સ્થલમાં (આ સ્થાનના ૨૫ મા અધ્યાય વગેરેમાં) કહેવામાં આવશે. અહીં તો કેવા સોજાઓમાંથી રક્તનો સ્રાવ ન કરાવવો તે કહેવામાં આવે છે. સર્વ અંગોમાં થયેલા સોજામાંથી, ક્ષીણ માણસને ખાટાં પદાર્થો જમવાથી થયેલા સોજામાંથી તથા પાંડુરોગી, અર્શરોગી, ઉદરરોગી, ક્ષયરોગી અને ગર્ભિણી એઓને થયેલા સોજામાંથી રક્તનો સ્રાવ કરાવવો નહી. ૨૪.

### શસ્ત્રથી રક્ત કાઢવાના બે પ્રકાર.

**तत्र शस्त्रविस्रावणं द्विविधं प्रच्छानं शिराव्यधनं च ॥ २५ ॥**

૨૫ શસ્ત્રથી બે પ્રકારે લોહી સ્રવાવવામાં (કહાડવામાં) આવે છે. એક પ્રચ્છાનથી એટલે શસ્ત્રવડે ટોંચા મારીને રક્ત સ્રવાવવામાં આવે છે અને બીજું સિરાવેધથી એટલે ફસ ખોલીને, રક્ત સ્રવાવવામાં આવે છે. ૨૫.

### પ્રચ્છાનથી (ટોંચા મારીને) રક્ત કહાડવાનો વિધિ.

**तत्र ऋज्वसङ्कीर्णं सूक्ष्मं सममनवगाढमनुत्तानमाशु च शस्त्रं पातयेन्मर्मसिरास्नायुसन्धीनां चानुपघाति ॥ २६ ॥**

૨૬ ટોંચા મારીને લોહી કહાડવું હોય તો મર્મસ્થલ, સિરા, સ્નાયુ અને સન્ધિ એઓને ઇજા ન પહોંચે તેમ ઝડપથી શસ્ત્રવડે સરલ, એક બીજાને અડકે નહી એવા, ઝીણાં, સરખી રેખાવાળા, બહુ ઉંડા ઉતરે નહી એવા અને કંઇક માંસ સુધી પહોંચે એવા ટોંચા મારવા. ૨૬.

### રક્તનો સ્રાવ ઠીક ન થવાનાં કારણો.

**तत्र दुर्दिने दुर्विद्धे शीतवातयोरस्विन्नेऽभुक्तवतः स्कन्नत्वाच्छोणितं न स्रवत्यल्पं वा स्रवति २७**

૨૭ દિવસ (આકાશ) વાદળાંઓથી ઘેરાયલો હોય અથવા બરાબર રીતે ટોંચા મારવામાં આવ્યા ન હોય અથવા ટાઢ કે પવન પ્રબળ હોય અથવા રોગીને સ્વેદનક્રિયા કરવામાં આવી ન હોય અથવા રોગી તુરતનો જમેલો હોય તો લોહી ધાટું હોવાને લીધે સ્રવતું નથી અથવા તો ઓછું સ્રવે છે. ૨૭

### કેવા પુરુષોને રક્તનો સ્રાવ થાતો નથી?

**भवति चात्र ।**

**मदमूर्छाश्रमार्तानां वातविण्मूत्रसङ्गिनाम् ।**
**निद्राभिभूतभीतानां नृणां नासृक् प्रवर्तते ॥ २८ ॥**

૨૮ આ વિષયમાં આ પ્રમાણે શ્લોક છેઃ—જેઓ મદ, મૂર્ચ્છા કે શ્રમથી—થાકથી પીડાયેલા હોય, જેઓને અધોવાયુ, મલ કે મૂત્ર પ્રવૃત્ત થતાં ન હોય અને જેઓ નિદ્રાથી ઘેરાયલા હોય કે ભય પામેલા હોય તેઓનું લોહી સ્રવતું નથી. ૨૮.

### બગડેલું રુધિર ન કહાડવાથી નુકસાન થાય છે

**तद्दुष्टं शोणितमनिर्ह्रियमाणं कण्डूशोफरागदाहपाकवेदना जनयेत् ॥ २९ ॥**

૨૯ બગડેલું રુધિર જો ટોંચા મારવા છતાં પણ સ્રવીને નીકળી ન જાય તો તે ખરજ, સોજો, રતાશ, પાક અને વેદનાને કરે છે. ૨૯.

### રક્તનો અતિસ્રાવ થવાનાં લક્ષણો.

**अत्युष्णातिस्विन्नातिविद्धेष्वज्ञैर्विस्रावितमतिप्रवर्तते ॥**

૩૦ અતિ ઉષ્ણ કાલમાં અથવા તો શરીરને બહુ સ્વેદ આપીને લોહી કહાડવામાં આવે અથવા શસ્ત્રવડે બહુ દૂર સુધી વિંધવામાં આવે અથવા અનુભવ વગરના વૈદ્યના હાથથી લોહી કહાડવામાં આવે તો રક્તનો અતિસ્રાવ થાય છે (લોહી બહુ જ વહેવા લાગે છે).

### રક્તનો અતિસ્રાવ થવાથી થનારા વિકારો.

**तदतिप्रवृत्तं शिरोभितापमान्ध्यमधिमन्थं तिमिरप्रादुर्भावं धातुक्षयमाक्षेपकं पक्षाघातमेकाङ्गविकारं तृष्णादाहौ हिक्कां कासं श्वासं पाण्डुरोगं मरणं चापादयति ॥ ३० ॥**

૩૧ રક્તની જો અતિપ્રવૃત્તિ (બહુ સ્રાવ) થાય છે તો તેથી માથાનો દુખાવો, આંધળાપણું, અધિમન્થ (એક જાતનો આંખનો રોગ), તિમિર, ધાતુઓનો ક્ષય,

આંચકી, એક અંગમાં વિકાર થવારૂપી પક્ષાઘાત, તરસ, દાહ, હેડકી, ઉધરસ, શ્વાસ અને પાંડુરોગ થાય છે તથા વખતે રોગીનું મરણ પણ થઈ જાય છે. ૩૦

### કેવા સમયમાં રક્ત ન કહાડવું ?

भवन्ति चात्र ।

तस्मान्न शीते नात्युष्णे नास्विन्ने नातितापिते ।
यवागूं प्रतिपीतस्य शोणितं मोक्षयेद्भिषक् ॥३१॥

૩૧ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે. તે માટે વૈદ્યે અતિશીત કાળમાં કે અતિ ઉષ્ણકાળમાં, સ્વેદનક્રિયા કર્યા વગર અથવા સૂર્ય વગેરેનો તાપ ઘણો જ લાગ્યો હોય તો રક્ત સ્રવાવવું–કહાડવું નહીં. લોહી કહાડવા મ્હેલાં રોગીને યોગ્ય પ્રમાણમાં [1]યવાગૂ–રાબ પાવી. અને પછી લોહી કહાડવું. ૩૧

### બરોબર રક્તસ્રાવ થયાનાં લક્ષણો.

सम्यग्गत्वा यदा रक्तं स्वयमेवावतिष्ठते ।
शुद्धं तदा विजानीयात्सम्यग्विस्रावितं च तत् ३२
लाघवं वेदनाशान्तिर्व्याधेर्वेगपरिक्षयः ।
सम्यग्विस्राविते लिङ्गं प्रसादो मनसस्तथा ॥३३॥

૩૩ જ્યારે લોહી સારી રીતે સ્રવીને પોતાની મેળે જ બન્ધ થઈ જાય ત્યારે જાણવું કે હવે લોહી શુદ્ધ થયું છે અને સારી રીતે સ્રવવામાં આવ્યું છે. હલકાપણું, વેદનાની શાંતિ, વ્યાધિના વેગનો ક્ષય (રોગના જોરનું ઓછું થવું) તથા મનનું પ્રસન્ન થવું આ બરાબર રક્તસ્રાવ થયાનાં લક્ષણો છે. ૩૨–૩૩.

### લોહી કહડાવવાનો અભ્યાસ રાખવાથી થતા ફાયદાઓ

त्वग्दोषा ग्रन्थयः शोफा रोगाः शोणितजाश्च ये ।
रक्तमोक्षणशीलानां न भवन्ति कदाचन ॥ ३४ ॥

૩૪ જેઓને રક્તસ્રાવ કરાવવાનો–લોહી કહડાવવાનો અભ્યાસ છે તેઓને ચામડીના રોગો, ગ્રન્થિઓ, સોજાઓ અને લોહીના બગાડથી થતા વિસર્પ વગેરે રોગો કદી પણ થતા નથી. ૩૪.

### શસ્ત્રપ્રયોગ કર્યા છતાં લોહી ન નિકળે ત્યારે કરવાના ઉપચારો.

अथ खल्वप्रवर्तमाने रक्ते एलाशीतशिवकुष्ठतगरपाठाभद्रदारुविडङ्गचित्रकत्रिकटुकागारधूमहरिद्रार्काङ्कुरनक्तमालफलैर्यथालाभं त्रिभिश्चतुर्भिः समस्तैर्वा चूर्णीकृतैः सर्षपतैललवणप्रगाढैर्व्रणमुखमवघर्षयेदेवं सम्यक् प्रवर्तते ॥ ३५ ॥

૩૫ શસ્ત્રપ્રયોગ કર્યા છતાં પણ લોહીની પ્રવૃત્તિ ન થાય તો એલચી, છડીલો–પત્થરફૂલ (અથવા વરીયાળી ?) કઠ, તગર, કાળીપાડ, દેવદાર, વાવડીંગ, ચિત્રો, સુંઠ, લીંડી પિપળ, મરી, ઘરના ધૂમાડાની મસ, હળદર, આંકડાના કુંપળો અને કરંજના ફલ આ ઔષધોમાંના સઘળાં અથવા ત્રણ ચાર જેટલાં મળે તેટલાંઓનું ચૂર્ણ કરી તેમાં સરસીનું તેલ અને સિંધાલૂણનું ચૂર્ણ સારી પેઠે મેળવીને વ્રણના મ્હોડા ઉપર ઘસવું. આમ કરવાથી રક્તની સારી રીતે પ્રવૃત્તિ થશે. ૩૫.

### રક્તની અતિ પ્રવૃત્તિને અટકાવવાના બહારના ઉપાયો.

अथातिप्रवृत्ते रोध्रमधुकप्रियङ्गुपतङ्गगैरिकसर्जरसरसाञ्जनशाल्मलीपुष्पशङ्खशुक्तिमाषयवगोधूमचूर्णैः शनैः शनैर्व्रणमुखमवचूर्ण्याङ्गुल्यग्रेणावपीडयेत्। सालसर्जार्जुनारिमेदमेषशृङ्गधवधन्वनत्वग्भिर्वा चूर्णिताभिः क्षौमेण वा ध्मापितेन समुद्रफेनलाक्षाचूर्णैर्वा यथोक्तैर्व्रणबन्धनद्रव्यैर्गाढं बध्नीयात् । शीताच्छादनभोजनागारैः शीतैः परिषेकप्रदेहैश्चोपाचरेत्, क्षारेणाग्निना वा दहेद्यथोक्तंव्यधनादनन्तरं वा तामेवातिप्रवृत्तां शिरां विध्येत् ॥

૩૬ રક્તની અતિપ્રવૃત્તિ થવા લાગે (લોહી વધારે નિકળવા માંડે) તો લોધર, જેઠીમધ, ઘઉંલા, પતંગ, ગેરુ, રાળ, રસવંતી, શેમળાનાં ફૂલ, શંખ, છીપ, અડદ, જવ અને ઘઉં એઓનું ચૂર્ણ ધીરે ધીરે વ્રણના મ્હોડા ઉપર ભરભરાવીને આંગળીના અગ્ર ભાગવડે (આંગળીના ટેરવાથી) વ્રણના મ્હોડાને દબાવવું; અથવા સાલ, રાળનું ઝાડ, અર્જુન, અરિમેદ, મરડાશીંગી, ધાવડો અને ધામણ એઓની છાલનું ચૂર્ણ ધીરે ધીરે વ્રણના મ્હોડા ઉપર ભરભરાવીને આંગળીના ટેરવાવડે વ્રણના મ્હોડાને દબાવવું. અથવા અલસીના રેસાઓમાંથી બનાવેલાં વસ્ત્રને બાળીને તેની ભસ્મ–રાખ ધીરે ધીરે વ્રણના મોઢા ઉપર ભરભરાવીને આંગળીના ટેરવાવડે દબાવવું. અથવા સમુદ્રફીણ અને લાખના ચૂર્ણને વ્રણના મોઢા ઉપર ભરભરાવીને આંગળીના ટેરવાવડે દબાવવું. અથવા વ્રણ ઉપર પાટો બાંધવા માટે કહેલા સણ–સૂતર વગેરેથી વ્રણના મોઢા ઉપર મજબૂત પાટો બાંધવો. રોગીને ટંડા કપડાં પહેરાવવાં, ટંડું ભોજન જમાડવું, શીતળતાવાળા ઘરમાં રાખવો અને વ્રણ ઉપર શીતવીર્ય ઔષધોની શીતળ ધારા કરવી અને શીતવીર્ય ઔષધોનો વ્રણ ઉપર લેપ કરવો અથવા વ્રણ ઉપર ક્ષાર મુકવો અથવા અગ્નિકર્મવિધિ નામના અધ્યાયમાં કહેવા પ્રમાણે અગ્નિથી ડ્હામ દેવો.

[1] હારાણચંદ્ર કહે છે કે;–यवाग्वाः मात्रा यवागू प्रति એવી રીતે યવાગૂ શબ્દનો પ્રતિની સાથે અવ્યયીભાવ સમાસ છે તેથી અહીં યવાગૂની એટલે રાબની માત્રા પાવી અર્થાત્ થોડીક રાબ પાવી એમ કહે છે અને એ અર્થ બરાબર છે ડલ્લન કહે છે કે;–प्रति पीतस्य એમાં જે प्रति શબ્દ છે તે બીજીવાર પીવાનું સૂચવે છે તેથી બીજીવાર, ત્રીજીવાર એમ બે ત્રણવાર યવાગૂ પાયા પછી લોહી કાઢવું એમ કહે છે. ડલ્લન પણ प्रति શબ્દનો અર્થ માત્રા જ કરે છે. અને કહે છે કે યવાગૂ માત્રા પ્રમાણે પાવી.

અથવા રક્તની ગતિ બંધ કરવા માટે જે ઠેકાણે સિરા વિંધેલી હોય તેથી નીચેના ભાગમાં (જેમાંથી રક્ત વધારે નીકળતું હોય એવી) તેજ સિરાને વિંધવી.

### રક્તની અતિપ્રવૃત્તિને અટકાવવાના આભ્યન્તર ઉપચારો.

काकोल्यादिक्काथं वा शर्करामधुमधुरं पाययेत्, एणहरिणोरभ्रशशमहिषवराहाणां वा रुधिरं, क्षीरयूषरसैः सुस्निग्धैश्चाश्नीयात्, उपद्रवांश्च यथास्वमुपाचरेत् ॥ ३६ ॥

भवन्ति चात्र ॥

धातुक्षयात्स्रुते रक्ते मन्दः संजायतेऽनलः ।
पवनश्च परं कोपं याति तस्मात्प्रयत्नतः ॥ ३७ ॥
तन्नातिशीतैर्लघुभिः स्निग्धैः शोणितवर्धनैः ।
ईषदम्लैरनम्लैर्वा भोजनैः समुपाचरेत् ॥ ३८ ॥

૩૬ અથવા તો કાકોલ્યાદિગણનો ક્વાથ, મીઠો થાય તેટલી સાકર તથા મધ તેમાં નાખીને રોગીને પાવો. અથવા તો કાળું હરણ, રાતું હરણ, મેંઢો, શશલું, પાડો, ભેંસ અને ડુક્કર, એઓનું લોહી પાવું. જેમાં સારી રીતે ઘી નાખ્યું હોય એવાં દૂધ, યૂષ (ઓસાણ), અને માંસના રસની સાથે ભાત જમાડવો અને રક્તના (લોહીના) વધારે સ્રાવથી જે ઉપદ્રવ થયા હોય તેઓનો લક્ષણાનુસાર ઉપચાર કરવો. ૩૬

આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો કહેલા છેઃ—લોહીનો સ્રાવ થવાથી ધાતુનો ક્ષય થાય છે તેથી જઠરાગ્નિ મંદ થાય છે અને વાયુ અત્યંત કોપાયમાન થાય છે. માટે જેને લોહીનો અતિસ્રાવ થયો હોય તેને કંઇક ઘંડાં, હલકાં, સ્નિગ્ધ, લોહીને વધારનારાં અને થોડાં ખાટાં અથવા તો ખટાશ વગરનાં ભોજનો જમાડવાં. ૩૭–૩૮.

### રક્તની અતિ પ્રવૃત્તિને અટકાવનારા ચાર ઉપાયો અને તેઓનો ઉપયોગ.

चतुर्विधं यदेतद्धि रुधिरस्य निवारणम् ।
संधानं स्कन्दनं चैव पाचनं दहनं तथा ॥ ३९ ॥
व्रणं कषायः संधत्ते रक्तं स्कन्दयते हिमम् ।
तथा संपाचयेद्भस्म दाहः संकोचयेच्छिराः ॥४०॥
अस्कन्दमाने रुधिरे संधानानि प्रयोजयेत् ।
संधाने भ्रश्यमाने तु पाचनैः समुपाचरेत् ॥ ४१ ॥
कल्पैरेतैस्त्रिभिर्वैद्यः प्रयतेत यथाविधि ।
असिद्धिमत्सु चैतेषु दाहः परम इष्यते ॥ ४२ ॥

૩૮ અત્યંત વહેતાં લોહીને અટકાવવા માટે સંધાન એટલે શસ્ત્રથી કરેલા ટોચાને સાંધવા, સ્કંદન કહેતાં લોહીને ઘાટું કરવું, પાચન કહેતાં શસ્ત્રથી કરેલા ટોચાને ક્ષારથી પચાવવા અને દહન કહેતાં શસ્ત્રથી કરેલા ટોચાને અગ્નિથી ડ્હામ દેવા આ ચાર ઉપાય કહ્યા છે. તુરા-રસવાળા પદાર્થો વ્રણને (શસ્ત્રથી કરેલા ટોચાને) સાંધે છે (સાંધીને લોહીને અટકાવે છે). ઘંડા પદાર્થો લોહીને ઘાટું કરે છે. અને ઘાટું કર્યા પછી તેના વેગને અટકાવે છે. ક્ષાર વ્રણને પકાવે છે અને પકાવીને લોહીના પ્રવાહને બંધ કરે છે અને દાહ (ડ્હામ) સિરાઓનો સંકોચ કરે છે (સિરાઓનો સંકોચ કરીને લોહીના વેગને અટકાવે છે). લોહીને અટકાવવા માટે પ્રથમ શીતલ ઉપચાર કરવા, જો શીતલ ઉપચારથી લોહી ઘાટું થઇને વહેતું બંધ ન થાય તો વ્રણને સાંધવામાટે તુરા રસવાળા પદાર્થોનો ઉપયોગ કરવો. જો તેનાથી પણ ફાયદો ન થાય તો ક્ષારથી વ્રણને પકાવીને લોહીને બંધ કરવાનો પ્રયત્ન કરવો. ઉપર કહેલા ત્રણે ઉપાયોથી વૈદ્યે લોહીને બંધ કરવા માટે યથાવિધિ પ્રયત્ન કરવો. પરંતુ આ ત્રણે ઉપાયોથી ફાયદો ન થાય તો છેવટે અગ્નિથી ડ્હામ દેવો એ પરમ-શ્રેષ્ઠ છે. ૩૯–૪૨.

### વધારે લોહી કહ્હાડવાનો નિષેધ.

सशेषदोषे रुधिरे न व्याधिरतिवर्तते ।
सावशेषे ततः स्थेयं न तु कुर्यादतिक्रमम् ॥ ४३ ॥
देहस्य रुधिरं मूलं रुधिरेणैव धार्यते ।
तस्माद्यत्नेन संरक्ष्यं रक्तं जीव इति स्थितिः ॥४४॥

૩૯ લોહીનો સ્રાવ કરાવતી વખતે દોષવાળું લોહી થોડું બાકી રહી ગયું હોય તો તેથી વ્યાધિ વધતો નથી માટે બગડેલું લોહી થોડુંક બાકી રહે એટલે લોહી સ્રાવ કરાવવાનું બંધ કરવું. પરંતુ લોહીનો વધારે સ્રાવ કરાવવો નહિ. કેમકે;—શરીરનું મૂલ રક્ત છે અને રક્તજ શરીરને ટકાવી રાખે છે. તે માટે યત્નથી રક્તનું રક્ષણ કરવું. રક્ત એ જ જીવ છે આવો આયુર્વેદનો સિદ્ધાન્ત છે. ૪૩–૪૪.

### રક્તસ્રાવ પછી કરેલા શીતલ ઉપચારથી થયેલી વેદનાનો ઉપાય.

स्रुतरक्तस्य सेकाद्यैः शीतैः प्रकुपितेऽनिले ।
शोफं सतोदं कोष्णेन सर्पिषा परिषेचयेत् ॥ ४५ ॥

૪૦ રક્તસ્રાવ કરાવ્યા પછી શીતલ એવા જળધારા, લેપ વગેરે ઉપાયો કરવાથી જો વાયુનો પ્રકોપ થઇને વ્રણમાં સોજો થાય અને તેમાં સોયો ભોંકાવા જેવી વેદના થાતી હોય તો સહેજ ગરમ કરેલા ઘીની તે વ્રણ ઉપર ધાર કરવી. ૪૫.

---

## અધ્યાય ૧૫ મો.

## [1]દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય.

### ઉપક્રમ.

अथातो दोषधातुमलक्षयवृद्धिविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥

---

૧ આ અધ્યાય વાતાદિ દોષ, રસાદિ ધાતુ, અને વિષ્ટાદિ-મલના ક્ષયનાં અને વૃદ્ધિનાં વિજ્ઞાનનો અધિકાર કરીને કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય એવું નામ છે.

**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨.

**દોષાદિનાં લક્ષણો કહેવાનું પ્રયોજન.**

**दोषधातुमलमूलं हि शरीरं तस्मादेतेषां लक्षणमुच्यमानमुपधारय ॥ ३ ॥**

૨ દોષો, (વાત-પિત્ત-કફ) ધાતુઓ (રસાદિ) (અને ઉપધાતુઓ) તથા મલો એઓ શરીરનાં મૂલરૂપ છે; એટલા માટે એઓનાં લક્ષણો કહું છું તે એકાગ્ર મનથી સાંભળ. ૩.

**પ્રકૃતિસ્થ વાયુનાં લક્ષણો (કર્મો અને ભેદો).**

**तत्र प्रस्पन्दनोद्वहनपूरणविवेकधारणलक्षणो वायुः पञ्चधा प्रविभक्तः शरीरं धारयति ॥ ४ ॥**

૩ પ્રસ્પન્દન (સંકોચન પ્રસારણાદિરૂપે શરીરને ચલાવવું). ઉદ્વહન (ઇન્દ્રિયોના વિષયોને લઈ જવા અથવા દોષો, ધાતુઓ અને મળોને શરીરમાં અહીં તહીં લઇ જવા), પૂરણ ( ખાધેલા આહારને આમાશયમાં લઇ જવો), વિવેક (રસ, મલ, મૂત્ર વગેરેનું પૃથક્કરણ કરવું ) અને ધારણ (મલ મૂત્ર વગેરેને વેગના-હાજતના સમયમાં પ્રવર્તાવવા અને અવેગના-(હાજત ન હોય તે સમયમાં રોકી રાખવા) એ જેનાં કર્મો છે એવો વાયુ વ્યાન, ઉદાન, પ્રાણ, સમાન અને અપાન એ નામનાં પાંચ પ્રકારોમાં વહેંચાઇને શરીરને ધારણ કરે છે. ૪.

**પ્રકૃતિસ્થપિત્તનાં લક્ષણો (કર્મ અને ભેદો.)**

**रागपक्त्योजस्तेजोमेधोष्मकृत्पित्तं पञ्चधाप्रविभक्तमग्निकर्मणाऽनुग्रहं करोति ॥ ५ ॥**

૪ રસને રંગવું, આહારને પકવવું, રૂપને ગ્રહણ કરવું, મેધા-ધારણશક્તિ-યાદદાસ્તને ઉત્પન્ન કરવી અને શરીરને ગરમી આપવી એ જેનાં કર્મો છે એવું પિત્ત રંજક, પાચક, સાધક, આલોચક અને ભ્રાજક એ નામનાં પાંચ પ્રકારોમાં વહેંચાઇ, અગ્નિનું કામ કરીને શરીરનો ઉપકાર કરે છે. (શરીરને ફાયદો પહોંચાડે છે.) ૫

**પ્રકૃતિસ્થ કફનાં લક્ષણો (કર્મ અને ભેદો)**

**संधिसंश्लेषणस्नेहनरोपणपूरणबलस्थैर्यकृच्छ्लेष्मा पञ्चधा प्रविभक्त उदककर्मणाऽनुग्रहं करोति ॥ ६ ॥**

૫ હાડકાંઓના સંધિઓને જોડવા, શરીરમાં સ્નિગ્ધતા રાખવી, વ્રણોનું રોપણ કરવું (વ્રણોને રુઝવવા), શરીરને અંદરના શૂન્ય અવકાશોને (ખાલી ભાગોને) પૂરવા, શરીરને પુષ્ટ કરવું, ઇન્દ્રિયોને તૃપ્ત કરવી (પોતપોતાના કાર્યમાં પ્રવૃત્તિ રાખવી), શરીરને બળ આપવું, અને શરીર મજબૂત કરવું એ જેનાં કર્મો છે એવો કફ શ્લેષક, ક્લેદક, બોધક, તર્પક અને અવલંબક એ નામના પાંચ ભેદોમાં વહેંચાઈ, શરીરમાં જળનું કાર્ય કરીને શરીરનો ઉપકાર કરે છે. ૬

**પ્રકૃતિસ્થ રસાદિ ધાતુઓનાં લક્ષણો-કર્મો**

**रसः प्रीणयति रक्तपुष्टिं च करोति, रक्तं वर्णप्रसादं मांसपुष्टिं जीवयति च, मांसं शरीरपुष्टिं मेदसश्च, मेदः स्नेहस्वेदौ दृढत्वं पुष्टिमस्थ्नां च, अस्थि देहधारणं मज्ज्ञः पुष्टिं च, मज्जा प्रीतिं स्नेहं बलं शुक्रपुष्टिं पूरणमस्थ्नां च करोति, शुक्रं धैर्यं च्यवनं प्रीतिं देहबलं हर्षं बीजार्थं च ॥ ७ ॥**

૬ રસ તૃપ્તિ આપે છે અને રક્તનું પોષણ કરે છે. રક્ત શરીરના વર્ણને પ્રસન્ન-સારો રાખે છે, માંસનું પોષણ કરે છે અને જીવાડે છે. માંસ શરીરની પુષ્ટિ કરે છે અને મેદ-ચરબીનું પોષણ કરે છે. મેદ-ચરબી શરીરને સ્નિગ્ધ અને દૃઢ કરે છે, પરસેવો ઉત્પન્ન કરે છે તથા અસ્થિઓનું પોષણ કરે છે. અસ્થિઓ-હાડકાંઓ શરીરને ધારણ કરે છે અને મજ્જાનું પોષણ કરે છે. મજ્જા સ્ત્રીઓ વિષે પ્રીતિ ઉત્પન્ન કરે છે, શરીરને સ્નિગ્ધ રાખે છે, બલ આપે છે, વીર્યનું પોષણ કરે છે, અસ્થિઓનું પૂરણ કરે છે અને અસ્થિઓની અંદર ભરતી રાખ્યા કરે છે. વીર્ય ધીરજ રખાવે છે, શરીરને શક્તિ આપે છે, સ્ત્રી વિષે હર્ષને ઉત્પન્ન કરે છે, સ્ત્રીઓ ઉપર પ્રીતિ કરાવે છે, સંભોગ સમયમાં સ્ખલિત થાય છે અને ગર્ભને ઉત્પન્ન કરે છે. ૭.

**પ્રકૃતિસ્થ મળનાં લક્ષણો-કર્મો.**

**पुरीषमुपष्टम्भं वाय्वग्निधारणं च, बस्तिपूरणविक्लेदकृन्मूत्रं, स्वेदः क्लेदत्वक्सौकुमार्यकृत ॥ ८ ॥**

૭ વિષ્ઠા-મળ શરીરને ટકાવી રાખે છે તથા વાયુનું અને અગ્નિનું ધારણ કરે છે, મૂત્ર મૂત્રાશયને પૂર્યા કરે છે અને ભીનું રાખ્યા કરે છે, પરસેવો શરીરને ભીનું કરે છે અને ચામડીને સુવાળી રાખે છે. ૮.

**પ્રકૃતિસ્થ ઉપધાતુઓનાં લક્ષણો-કર્મો.**

**रक्तलक्षणमार्तवं गर्भकृच्च, गर्भो गर्भलक्षणं, स्तन्यं स्तनयोरापीनत्वजननं जीवनं चेति ॥ ९ ॥**

૮ આર્તવ (સ્ત્રીઓનું રજ) રક્તના જેવાં લક્ષણોવાળું છે અને ગર્ભને ઉત્પન્ન કરે છે ( ગર્ભની ઉત્પત્તિમાં કારણરૂપ છે). ગર્ભ સ્તનોનાં મુખોનું-ચુંચીનું કાળાપણું વગેરે ગર્ભનાં લક્ષણોને ઉત્પન્ન કરે છે. ધાવણ સ્તનોને પુષ્ટ કરે છે અને બાલકોને જીવાડે છે. ૯.

**પ્રકૃતિસ્થ દોષો, ધાતુઓ અને મળોનાં રક્ષણનો વિધિ.**

**तेषां विधिवत्परिरक्षणं कुर्वीत ॥ १० ॥**

૯ પોતાની પ્રકૃતિમાં–સમાનસ્થિતિમાં રહેલા એવા દોષો, ધાતુઓ, મળો અને ઉપધાતુઓ તેઓનું આયુર્વેદમાં કહેલા સ્વસ્થવૃત્તના વિધિવડે સારી રીતે રક્ષણ કરવું (આયુર્વેદમાં કહેલા તન્દુરુસ્તી જાળવવાના નિયમો પાળીને ઉપર કહેલા વાતાદિ દોષો વગેરે સમાન સ્થિતિમાં રહે ક્ષીણ કે વૃદ્ધ ન થાય એવી તજવીજ રાખવી). ૧૦.

### દોષ વગેરેનો ક્ષય થવાનાં કારણો.

**अत ऊर्ध्वमेषां क्षीणलक्षणं वक्ष्यामः–क्षयः पुनरेषामतिसंशोधनातिसंशमनवेगविधारणासात्म्याशनमनस्तापव्यायामानशनातिमैथुनैर्भवति ।**

૧૦ હવે એ દોષો, ધાતુઓ, મળો અને ઉપધાતુઓ એઓની ક્ષીણતાનાં (ઓછા થવાનાં) લક્ષણો કહું છું. વમન વિરેચન વગેરેથી, અતિસંશોધન કરવાથી, અતિ સંશમન કરવાથી, મૂત્ર વગેરેના વેગોને–હાજતને રોકવાથી, પ્રકૃતિને અનુકૂલ ન હોય એવા પદાર્થો ખાવાથી, મનના સંતાપથી, મહેનત કરવાથી, ઉપવાસ કરવાથી અને અતિમૈથુન કરવાથી દોષો વગેરેનો ક્ષય થાય છે.

### દોષોના ક્ષયનાં લક્ષણો.

**तत्र वातक्षये मन्दचेष्टताऽल्पवाक्त्वमपहर्षो मूढसंज्ञता च, पित्तक्षये मन्दोष्माग्निता निष्प्रभत्वं च, श्लेष्मक्षये रूक्षताऽन्तर्दाह आमाशयेतराशयश्लेष्माशयशून्यता संधिशैथिल्यं तृष्णा दौर्बल्यं प्रजागरणं च ॥ ११ ॥**

૧૧ તેઓમાં વાયુનો ક્ષય થયો હોય તો શરીરનો વ્યાપાર મંદ થઈ જાય છે, ભાષણ અલ્પ થઈ જાય છે (વધારે બોલી શકાતું નથી), હર્ષ ઓછો થાય છે તથા જ્ઞાનેન્દ્રિયોની અને બુદ્ધિની શક્તિ ક્ષીણ થાય છે. પિત્તનો ક્ષય થયો હોય તો જઠરાગ્નિ–પાચનશક્તિ મંદ થાય છે, શરીરની ગરમી ઓછી થાય છે, તથા શરીર નિસ્તેજ થઈ જાય છે. કફનો ક્ષય થયો હોય તો શરીર રુક્ષ અને દુર્બળ થઈ જાય છે, શરીરની અંદર દાહ થાય છે, શરીરના સઘળા સન્ધિઓ શિથિલ–ઢીલા થઈ જાય છે, તરસ લાગ્યા કરે છે, નિદ્રા આવતી નથી તથા આમાશય વગેરે કફના આશયો શૂન્ય (ખાલી) થઈ જાય છે. ૧૧

### વાતાદિ દોષોના ક્ષયની ચિકિત્સા.

**तत्र स्वयोनिवर्धनद्रव्याण्येव प्रतीकारः ॥ १२ ॥**

૧૨ વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોમાંના કોઈ પણ દોષનો ક્ષય થયો હોય તો તે (ક્ષય પામેલા) દોષને વધારનારા પદાર્થોનું (દ્રવ્યોનું અને કર્મનું) સેવન કરવું એ જ તેની ચિકિત્સા (તેને સમાન સ્થિતિમાં લાવવાનો ઉપાય) છે. ૧૨.

### ધાતુઓના ક્ષયનાં લક્ષણો.

**रसक्षये हृत्पीडा कम्पः शोषः शून्यता तृष्णा च, शोणितक्षये त्वक्पारुष्यमम्लशीतप्रार्थना सिराशैथिल्यं च, मांसक्षये स्फिग्गण्डौष्ठोपस्थोरुवक्षःकक्षापिण्डिकोदरग्रीवाशुष्कता रौक्ष्यतोदौ गात्राणां सदनं धमनीशैथिल्यं च, मेदःक्षये प्लीहाभिवृद्धिः सन्धिशून्यता रौक्ष्यं मेदुरमांसप्रार्थना च, अस्थिक्षयेऽस्थितोदो दन्तनखभङ्गो रौक्ष्यं च, मज्जक्षयेऽल्पशुक्रता पर्वभेदोऽस्थिनिस्तोदोऽस्थिशून्यता च, शुक्रक्षये मेढ्रवृषणवेदनाऽशक्तिर्मैथुने चिराद्वा प्रसेकः प्रसेके चाल्परक्तशुक्रदर्शनम् ॥ १३ ॥**

૧૩ રસનો ક્ષય થયો હોય તો હૃદયમાં પીડા થાય છે, હૃદય કંપે છે, તથા શૂન્ય–ખાલી થઈ જાય છે અને તરસ લાગ્યા કરે છે. રક્તનો ક્ષય થયો હોય તો ચામડી કઠોર થઈ જાય થાય છે, સિરાઓ શિથિલ–ઢીલી થઈ જાય છે તથા ખાટા અને શીતળ–ઠંડા પદાર્થો ખાવાની ઇચ્છા થાય છે. માંસનો ક્ષય થયો હોય તો ફૂલા–ગાલ–ઓઠ–ઉપસ્થ (શિસ્ન અને યોનિ)–સાથળ–છાતી–કાંખ (બગલ) પિંડિઓ–પેટ અને ગરદન એઓ સુકાઈ જાય છે, શરીર રુક્ષ થઈ જાય છે, સોયો ભોંકાવા જેવી વેદના થાય છે, અંગો દુર્બળ–સુસ્ત થઈ જાય છે અને ધમનીઓ શિથિલ–ઢીલી થઈ જાય છે. મેદનો–ચરબીનો ક્ષય થયો હોય તો પ્લીહા–બરોળ વધે છે, સન્ધિઓ શૂન્ય–ખાલી થઈ જાય છે, શરીર રુક્ષ થાય છે અને સ્નિગ્ધ (ચરબીવાળાં) માંસો ખાવાની ઇચ્છા થાય છે. અસ્થિઓનો ક્ષય થયો હોય તો અસ્થિઓમાં સોયો ભોંકાવા જેવી વેદના થાય છે, દાંતો તથા નખો ભાંગે છે અને શરીર તથા દાંત, નખ વગેરે રુક્ષ થઈ જાય છે. મજ્જાનો ક્ષય થયો હોય તો વીર્ય ઓછું થાય છે, સાંધાઓમાં તુટવા જેવી વેદના થાય છે, હાડકાંઓમાં સોયો ભોંકાવા જેવી વેદના થાય છે અને હાડકાંઓ શૂન્ય–ખાલી થઈ જાય છે. વીર્યનો ક્ષય થયો હોય તો લિંગમાં તથા વૃષણોમાં વેદના થાય છે, મૈથુનમાં અશક્તિ આવે છે, મૈથુન કરવામાં આવે તો પણ ઘણીવારે વીર્ય સ્ખલિત થાય છે અને તે વીર્ય થોડું તથા રક્ત–લોહીમિશ્રિત જોવામાં આવે છે. ૧૩.

### ધાતુઓના ક્ષયની ચિકિત્સા.

**तत्रापि स्वयोनिवर्धनद्रव्योपयोगः प्रतीकारः ॥१४॥**

૧૪ ધાતુનો ક્ષય થયો હોય તો તેમાં પણ તે ધાતુને વધારનારા પદાર્થોનાં સેવનથી તેની ચિકિત્સા કરવી. ૧૪.

### મળોના ક્ષયનાં લક્ષણો.

**पुरीषक्षये हृदयपार्श्वपीडा सशब्दस्य च वायोरूर्ध्वगमनं कुक्षौ संचरणं च, मूत्रक्षये बस्तितोदोऽल्पमूत्रता च ॥**

૧૫ વિષ્ટાનો ક્ષય થયો હોય તો હૃદયમાં અને પડખાંઓમાં પીડા થાય છે તથા ગડગડાટ કરતો વાયુ પેટમાં ફરે છે અને ઉંચે પણ ચઢે છે. મૂત્રનો ક્ષય થયો હોય તો મૂત્રાશયમાં સોયઓ ભોંકાવા જેવી વેદના થાય છે તથા મૂત્ર ઓછું થઈ જાય છે.

### મળમૂત્રના ક્ષયની ચિકિત્સા.

**अत्रापि स्वयोनिवर्धनद्रव्याण्येव प्रतीकारः ॥**

૧૬ મળનો–વિષ્ટાનો કે મૂત્રનો ક્ષય થયો હોય તો તેમાં પણ તેઓને વધારનારા દ્રવ્યોનુંજ સેવન કરવું એ તેનો ઉપાય છે.

### પરસેવાના ક્ષયનાં લક્ષણો અને તેની ચિકિત્સા.

**स्वेदक्षये स्तब्धरोमकूपता त्वक्शोषः स्पर्शवैगुण्यं स्वेदनाशश्च; तत्राभ्यङ्गः स्वेदोपयोगश्च १५**

૧૭ પરસેવાનો ક્ષય થયો હોય તો રુંવાડાના છિદ્રો અક્કડ થઈ જાય છે, ચામડી સુકાઈ જાય છે, સ્પર્શનું બરાબર જ્ઞાન થતું નથી અને પરસેવો આવતો નથી. જો પરસેવાનો ક્ષય થયો હોય તો શરીર ઉપર તેલ વગેરે સ્નેહ પદાર્થો ચોળવા તથા સ્વેદ (બાફ) લેવો અને પરસેવો ઉત્પન્ન કરનારા ઔષધોનો ઉપયોગ કરવો. ૧૫.

### આર્તવાદિકના ક્ષયનાં લક્ષણો અને તેની ચિકિત્સા.

**आर्तवक्षये यथोचितकालादर्शनमल्पता वा योनिवेदना च, तत्र संशोधनमाग्नेयानां च द्रव्याणां विधिवदुपयोगः ॥**

૧૮ આર્તવ (૨૮)નો ક્ષય થયો હોય તો યોગ્ય સમયે ઋતુ આવતું–દેખાતું નથી અને આવે–દેખાય તોપણ થોડું આવે છે–દેખાય છે તથા યોનિમાં વેદના થાય છે. આર્તવ–રજનો ક્ષય થયો હોય તો સંશોધન કરવું તથા તલ, અડદ વગેરે ગરમ પદાર્થોનો વિધિ પ્રમાણે ઉપયોગ કરવો.

### ધાવણનો ક્ષય થવાનાં લક્ષણો અને તેની ચિકિત્સા

**स्तन्यक्षये स्तनयोर्म्लानता स्तन्यासम्भवोऽल्पता वा, तत्र श्लेष्मवर्धनद्रव्योपयोगः ॥**

ધાવણનો ક્ષય થયો હોય તો સ્તનો કરમાઈ–સુકાઈ જાય છે, ધાવણ આવતું નથી અને આવે તો થોડું આવે છે. ધાવણનો ક્ષય થયો હોય તો કફને વધારનારા દ્રવ્યોનો ઉપયોગ કરવો.

### ગર્ભનો ક્ષય થવાનાં લક્ષણો અને તેની ચિકિત્સા.

**गर्भक्षये गर्भास्पन्दनमनुन्नतकुक्षिता च, तत्र प्राप्तबस्तिकालायाः क्षीरबस्तिप्रयोगो मेध्यान्नोपयोगश्चेति ॥ १६ ॥**

ગર્ભનો ક્ષય થયો હોય તો ગર્ભ પેટમાં ફરકતો નથી અને પેટ ઉંચું થતું નથી. જો ગર્ભનો ક્ષય થયો હોય તો સ્નિગ્ધ અન્નોનો ઉપયોગ કરવો તથા બસ્તિ દેવાનો કાલ (આઠમો માસ) પ્રાપ્ત થયો હોય તો ક્ષીરબસ્તિનો પ્રયોગ કરવો (દુધની પીચકારી દેવી). ૧૬

### દોષ વગેરેની અતિવૃદ્ધિ થવાનાં કારણો.

**अत ऊर्ध्वमतिवृद्धानां दोषधातुमलानां लक्षणं वक्ष्यामः । वृद्धिः पुनरेषां स्वयोनिवर्धनात्युपसेवनाद्भवति ॥**

૧૯ હવે અતિવૃદ્ધિ પામેલા દોષો, ધાતુઓ, મલો અને ઉપધાતુઓનાં લક્ષણો કહું છું. દોષો, ધાતુઓ, મલો અને ઉપધાતુઓ એઓની વૃદ્ધિ એઓને વધારનારા–પોષણ કરનારા પદાર્થોનું અતિ સેવન કરવાથી થાય છે.

### દોષોની વૃદ્ધિ થવાનાં લક્ષણો.

**तत्र वातवृद्धौ वाक्पारुष्यं कार्श्यं कार्ष्ण्यं गात्रस्फुरणमुष्णकामिता निद्रानाशोऽल्पबलत्वं गाढवर्चस्त्वं च, पित्तवृद्धौ पीतावभासता सन्तापः शीतकामित्वमल्पनिद्रता मूर्च्छा बलहानिरिन्द्रियदौर्बल्यं पीतविण्मूत्रनेत्रत्वं च, श्लेष्मवृद्धौ शौक्ल्यं शैत्यं स्थैर्यं गौरवमवसादस्तन्द्रा निद्रा सन्ध्यस्थिविश्लेषश्च ॥ १७ ॥**

૨૦ જો વાયુની વૃદ્ધિ થઈ હોય તો વાણીમાં કઠોરપણું આવે છે, શરીર કૃશ–પાતળું અને કાળું થઈ જાય છે, અંગો ફરકે છે, ઉષ્ણ પદાર્થોની ઇચ્છા થાય છે, નિદ્રા આવતી નથી, ઉત્સાહ ઓછો થઈ જાય છે અને વિષ્ટા–મળ કઠણ થાય છે. જો પિત્તની વૃદ્ધિ થઈ હોય તો સઘળા પદાર્થો પીળા દેખાય છે, શરીર અને મનમાં સંતાપ થાય છે, ઠંડા પદાર્થોની ઇચ્છા થાય છે, નિદ્રા થોડી આવે છે, મૂર્ચ્છા આવે છે, ઓજનો–જીવનશક્તિનો ક્ષય થાય છે, ઇન્દ્રિયો દુર્બળ થઈ જાય છે તથા વિષ્ટા–મળ–મૂત્ર અને નેત્રો પીળાં થઈ જાય છે. જો કફની વૃદ્ધિ થઈ હોય તો શરીર ધોળું અને ઠંડુ થઈ જાય છે, અંગો ઝલાઈ જાય છે, શરીર ભારે થાય છે, ગ્લાનિ થાય છે, તન્દ્રા–ઘેન આવે છે, નિદ્રા વધારે આવે છે તથા અસ્થિના સન્ધિઓ છુટા પડી જતા હોય એમ લાગે છે. ૧૭

### ધાતુઓની અતિવૃદ્ધિ થવાનાં લક્ષણો.

**रसोऽतिवृद्धो हृदयोत्क्लेदं प्रसेकं चापादयति । रक्तं रक्ताङ्गाक्षतां शिरापूर्णत्वं च । मांसं स्फिग्गण्डौष्ठोपस्थोरुबाहुजंघासु वृद्धिं गुरुगात्रतां च । मेदः स्निग्धाङ्गतामुदरपार्श्ववृद्धिं कासश्वासादीन् दौर्गन्ध्यं च । अस्थि अध्यस्थीन्यधिदन्तांश्च । मज्जा सर्वाङ्गनेत्रगौरवम् । शुक्रं शुक्राश्मरीमतिप्रादुर्भावं च ॥ १८ ॥**

૨૧ જો રસની અતિવૃદ્ધિ થઈ હોય તો મોળ–હીબકા આવે છે અને મ્હોડામાંથી લાળ ઝર્યા કરે છે. જો

રક્તની અતિવૃદ્ધિ થઈ હોય તો શરીર અને આંખો લાલ થઈ જાય છે તથા શિરાઓ રક્તથી પૂર્ણ થયેલી–ભરાઈ ગયેલી લાગે છે. જો માંસની અતિવૃદ્ધિ થઈ હોય તો ફૂલા, ગાલ, ઓઠ, ઉપસ્થ (લિંગ અને યોનિ), સાથળ, ભુજાઓ અને પિંડીઓ એઓની વૃદ્ધિ થાય છે (એઓ જાડાં થઈ જાય છે) તથા શરીર ભારી થઈ જાય છે. જો મેદની ચરબીની અતિવૃદ્ધિ થઈ હોય તો શરીર સ્નિગ્ધ થાય છે, પેટ અને પડખાં વૃદ્ધિ પામે છે, ઉધરસ, શ્વાસ વગેરે રોગો થાય છે તથા શરીર દુર્ગન્ધ મારે છે. જો અસ્થિઓની–હાડકાંની અતિવૃદ્ધિ થઈ હોય તો અધિક અસ્થિ તથા અધિક દાન્તો ઉત્પન્ન થાય છે. જો મજ્જાની અતિવૃદ્ધિ થઈ હોય તો સઘળાં અંગો તથા આંખો ભારી થઈ જાય છે. જો વીર્યની અતિવૃદ્ધિ થઈ હોય તો વીર્યની પથરી થાય છે અને વીર્ય અતિ સ્રવ્યા કરે છે. ૧૮

### મળોની અતિ વૃદ્ધિ થવાનાં લક્ષણો.

**पुरीषमाटोपं कुक्षौ शूलं च । मूत्रं मुहुर्मुहुः प्रवृत्तिं बस्तितोदमाध्मानं च । स्वेदस्त्वचो दौर्गन्ध्यं कण्डूं च ॥ १९ ॥**

૨૨ વિષ્ટાની–મળની અતિવૃદ્ધિ થઈ હોય તો પેટમાં ગડગડાટ થાય છે તથા શૂલ નીકળે છે (પેટમાં દુખે છે). જો મૂત્રની અતિવૃદ્ધિ થઈ હોય તો વારંવાર પેસાબ આવ્યા કરે છે, મૂત્રાશયમાં સોઇઓ ભોંકાવા જેવી વેદના થાય છે અને મૂત્રાશય–પેડુ ફૂલી જાય છે–ચહડી આવે છે. જો પરસેવાની અતિવૃદ્ધિ થઈ હોય તો ચામડી દુર્ગન્ધ મારે તથા ખરજ–ચળ આવે છે. ૧૯

### ઉપધાતુઓની અતિવૃદ્ધિ થવાનાં લક્ષણો.

**आर्तवमङ्गमर्दमतिप्रवृत्तिं दौर्गन्ध्यं च । स्तन्यं स्तनयोरापीनत्वं मुहुर्मुहुः प्रवृत्तिं तोदं चागर्भो जठराभिवृद्धिं शोथं च ॥ २० ॥**

૨૩ આર્તવની–રજની અતિવૃદ્ધિ થઈ હોય તો અંગોમાં મર્દન જેવી પીડા થાય છે, રજનો બહુ સ્રાવ થાય છે તથા શરીર દુર્ગંધ મારે છે. જો ધાવણની અતિવૃદ્ધિ થઈ હોય તો સ્તનો બહુ પુષ્ટ થાય છે, વારંવાર ધાવણ સ્રવ્યા કરે છે તથા સ્તનોમાં સોઇઓ ભોંકાવા જેવી વેદના થાય છે. ગર્ભની અતિવૃદ્ધિ થઈ હોય તો પેટ બહુ વધી જાય છે અને સોજો થાય છે. ૨૦

### અતિવૃદ્ધિ પામેલા દોષાદિની ચિકિત્સા

**तेषां यथास्वं संशोधनं क्षपणं च क्षयादविरुद्धैः क्रियाविशेषैः कुर्वीत ॥ २१ ॥**

૨૪ અતિવૃદ્ધિ પામેલા દોષો, ધાતુઓ, મલો અને ઉપધાતુઓ એઓને સંશોધન, સંશમન, આહાર અને આચાર–વિહાર એ ચાર પ્રકારની ક્રિયાઓમાંથી તે તે રસ રક્તાદિ ધાતુઓ માટે જે ક્રિયા યોગ્ય જણાય તે ક્રિયાવડે તેઓનો પોતાના પ્રમાણથી ક્ષય ન થાય તેવી રીતે સંશોધન અથવા સંશમન, કરીને પોતાના પ્રમાણમાં લાવવા. ૨૧

### શરીરના સઘળા ધાતુઓને સમાન સ્થિતિમાં રાખવાની જરૂર.

**पूर्वः पूर्वोऽतिवृद्धत्वाद्वर्धयेद्धि परं परम् । तस्मादतिप्रवृद्धानां धातूनां ह्रासनं हितम् ॥ २२ ॥**

૨૫ કોઈ પણ પહેલો પહેલો ધાતુ અતિ વૃદ્ધિ પામે તો તે પોતપોતાથી પછી પછીના ધાતુને વધારે છે અને કોઇ પણ પછી પછીનો ધાતુ અતિ વૃદ્ધિ પામે તો તે પોતપોતાથી પહેલાં પહેલાનાં ધાતુને વધારે છે તેમજ કોઇ પણ પહેલો પહેલો ધાતુ અતિક્ષીણ થયો હોય તો પોતાપોતાથી પછી પછીના ધાતુને ક્ષીણ કરે છે અને કોઇ પણ પછી પછીનો ધાતુ અતિ ક્ષીણ થયો હોય તો પોતપોતાથી પહેલા પહેલા ધાતુને ક્ષીણ કરે છે. આ પ્રમાણે ધાતુઓનો પરસ્પર સંબંધ છે માટે અતિ વૃદ્ધિ પામેલા ધાતુઓને ઓછા કરવા અને અતિ ક્ષીણ થયેલા ધાતુઓને વધારવા અર્થાત્ શરીરના સઘળા ધાતુઓ જે રીતે પ્રકૃતિસ્થ રહે (સમાન સ્થિતિમાં રહે) તેમ કરવું હિતકારક છે. ૨૨

### બળ અથવા ઓજનું લક્ષણ અને તેના ક્ષયનું લક્ષણ.

**बललक्षणं बलक्षयलक्षणमत ऊर्ध्वं वक्ष्यामः । तत्र रसादीनां शुक्रान्तानां धातूनां यत्परं तेजस्तत्खल्वोजस्तदेव बलमित्युच्यते स्वशास्त्रसिद्धान्तात् ॥ २३ ॥**

૨૬ હવે બલનું તથા બલના ક્ષયનું લક્ષણ કહું છું. રસથી વીર્ય સુધીના સઘળા ધાતુઓનો જે ઉત્તમ સાર છે તેજ ઓજ છે અને તે ઓજને જ અમારા તન્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે 'બલ' કહેવામાં આવે છે. ૨૩

### ઓજનું સ્વાભાવિક કર્મ.

**तत्र बलेन स्थिरोपचितमांसता सर्वचेष्टास्वप्रतिघातः स्वरवर्णप्रसादो बाह्यानामाभ्यन्तराणां करणानामात्मकार्यप्रतिपत्तिर्भवति ॥ २४ ॥**

૨૭ એ બલથી–ઓજથી માંસ સ્થિર–દૃઢ તથા પુષ્ટ રહે છે, શરીરના–વાણીના તથા મનના વ્યાપારો અપ્રતિહતપણે–કંઈ પણ અડચણ વગર ચાલ્યા કરે છે, સ્વર તથા શરીરનો વર્ણ પ્રસન્ન–નિર્મળ રહે છે અને બાહ્યેન્દ્રિયો (કર્મેન્દ્રિયો) તથા આભ્યન્તરેન્દ્રિયો (જ્ઞાનેન્દ્રિયો) પોતપોતાના કામમાં પ્રવર્તે છે. ૨૪

**भवन्ति चात्र ॥**

**ओजः सोमात्मकं स्निग्धं शुक्लं शीतं स्थिरं सरम् । विविक्तं मृदु मृत्स्नं च प्राणायतनमुत्तमम् ॥ २५ ॥**

**देहः सावयवस्तेन व्याप्तो भवति देहिनाम् ।**
**तदभावाच्च शीर्यन्ते शरीराणि शरीरिणाम् ॥२६॥**

૨૮ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો કહેવામાં આવ્યા છેઃ—ઓજ સૌમ્ય (સોમનો—જલનો અંશ જેમાં અધિક છે એવું), સ્નિગ્ધ, ધોળું, શીતળ, શરીરના અવયવોને સ્થિરતા આપનારું, ગતિવાળું, નિર્મળ, કોમળ, લાસું અને પ્રાણોનું ઉત્તમ સ્થાન છે. દેહધારીઓનો સઘળો અવયવોવાળો દેહ તેનાથી વ્યાપ્ત છે. એ ઓજનો નાશ થવાથી પ્રાણીઓના શરીરો નાશ પામે છે. ૨૫–૨૬

## ઓજનો ક્ષય થવાનાં કારણો.

**अभिघातात्क्षयात्कोपाच्छोकाद्ध्यानाच्छ्रमात्क्षुधः । ओजः संक्षीयते ह्येभ्यो धातुग्रहणनिःसृतम् । तेजः समीरितं तस्माद्विस्रंशयति देहिनः ॥ २७ ॥**

૨૯ શસ્ત્ર વગેરેનો અભિઘાત (માર), ધાતુઓનો ક્ષય, ક્રોધ, શોક, ચિન્તા, શ્રમ અને ભુખ આ કારણોથી પ્રકોપ પામેલા વાયુવડે ઓજ ચલાયમાન થઇને પોતાના સ્રોતોમાંથી ભ્રષ્ટ થાય છે (બહાર નિકળી પડે છે) તેથી દેહધારીઓ—મનુષ્યો સર્વ કર્મોમાંથી બહિષ્કૃત થાય છે. (સર્વ કર્મો કરવાને અસમર્થ થઈ પડે છે.) ૨૭

## ઓજના ક્ષયના ભેદો.

**तस्य विस्रंसो व्यापत् क्षय इति लिङ्गानि व्यापन्नस्य भवन्ति ॥ २८ ॥**

૩૦ અભિઘાત વગેરે કારણોથી વિકાર પામેલા ઓજના વિસ્રંસ—પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થવું, વ્યાપત્—અન્યથાભાવ થવો, અને ક્ષય—ઓછું થવું, એ રીતે ત્રણ લક્ષણો (વિકારો) થાય છે. ૨૮

## ઓજના વિસ્રંસ વગેરે ત્રણ વિકારોનાં લક્ષણો.

**सन्धिविश्लेषो गात्राणां सदनं दोषच्यवनं क्रियासन्निरोधश्च विस्रंसे । स्तब्धगुरुगात्रता वातशोफो वर्णभेदो ग्लानिस्तन्द्रा निद्रा च व्यापन्ने । मूर्च्छा मांसक्षयो मोहः प्रलापो मरणमिति च क्षये २९**

૩૧ જો ઓજ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થયું હોય તો શરીરના સઘળા સન્ધિઓ શિથિલ—ઢીલા થાય છે, અંગોમાં ગ્લાનિ થાય છે, વાતાદિ દોષો પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થાય છે તથા શરીરના, વાણીના અને મનના સઘળા વ્યાપારો અટકી પડે છે. જો ઓજનો અન્યથાભાવ—વિપરીતભાવ થયો હોય તો અંગો અક્કડ અને ભારે થઈ જાય છે, વાતશોથ થાય છે, શરીરનો વર્ણ બદલાઈ જાય છે, અંગમાં ગ્લાનિ થાય છે તથા તન્દ્રા—ઘેન અને નિદ્રા રહ્યા કરે છે. જો ઓજનો ક્ષય થયો હોય તો મૂર્ચ્છા આવે છે, માંસનો ક્ષય થાય છે, પ્રલાપ થાય છે તથા મરણ પણ થાય છે. ૨૯

**भवन्ति चात्र ॥**

**त्रयो दोषा बलस्योक्ता व्यापद्विस्रंसनक्षयाः ।**
**विश्लेषसादौ गात्राणां दोषविस्रंसनं श्रमः ॥ ३० ॥**
**अप्राचुर्यं क्रियाणां च बलविस्रंसलक्षणम् ।**
**गुरुत्वं स्तब्धताङ्गेषु ग्लानिर्वर्णस्य भेदनम् ॥ ३१ ॥**
**तन्द्रा निद्रा वातशोफो बलव्यापदि लक्षणम् ।**
**मूर्च्छा मांसक्षयो मोहः प्रलापोऽज्ञानमेव च ॥३२॥**
**पूर्वोक्तानि च लिङ्गानि मरणं च बलक्षये ॥**

૩૨ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો કહેલા છેઃ—બલના (ઓજના) પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થવું. અન્યથા ભાવ થવો અને ક્ષય થવો એ રીતે ત્રણ વિકારો થાય છે. ઓજ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થયું હોય તો શરીરના સઘળા સન્ધિઓ શિથિલ—ઢીલા થાય છે, શરીરમાં ગ્લાનિ થાય છે, વાતાદિ દોષો પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થાય છે, (મેહનત કર્યા વગર) થાક લાગે છે તથા શરીર વાણી અને મનની ક્રિયાઓ મંદ થઈ જાય છે. ઓજનો અન્યથાભાવ થયો હોય તો અંગોમાં ભારેપણું, અંગોનું ઝલાઈ જવું, ગ્લાનિ, શરીરના વર્ણનું બદલાઈ જવું ઘેન, નિદ્રા અને વાયુ સંબંધી સોજો એ લક્ષણો થાય છે. ઓજનો ક્ષય થયો હોય તો મૂર્ચ્છા, માંસનો ક્ષય, મોહ, પ્રલાપ—બકવાદ, અજ્ઞાન, ઉપર કહેલા સઘળાં લક્ષણો તથા મરણ આટલાં લક્ષણો થાય છે. ૩૦–૩૨

## ઓજ—બળના ક્ષયની ચિકિત્સા.

**तत्र विस्रंसे व्यापन्ने च क्रियाविशेषैरविरुद्धैर्बलमाप्याययेत् । नष्टसंज्ञमितरं च वर्जयेत् ॥३३॥**

૩૩ ઓજ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થયું હોય અથવા ઓજનો અન્યથાભાવ થયો હોય તો ઓજની સમાન ગુણવાળી એવી રસાયન વાજીકરણ વગેરે ક્રિયાઓથી ઓજને વધારવું. પરંતુ ઓજનો ક્ષય થવાને લીધે જો રોગીની સંજ્ઞા જતી રહી હોય તો તેની ચિકિત્સા કરવી નહીં. ૩૩

## તેજનું લક્ષણ, તેજની ક્ષીણતાનું લક્ષણ અને તેની ચિકિત્સા.

**तेजोऽप्याग्नेयं क्रमशः पच्यमानानां धातूनामभिनिर्वृत्तमन्तरस्थं स्नेहजातं वसाख्यं स्त्रीणां विशेषतो भवति, तेन मार्दवसौकुमार्यमृदुल्परोमतोत्साहदृष्टिस्थितिपक्तिकान्तिदीप्तयो भवन्ति । तत् कषायतिक्तशीतरूक्षविष्टम्भिवेगविघातव्यवायव्यायामव्याधिकर्षणैश्च विक्रियते । तस्यापि पारुष्यवर्णभेदतोदनिष्प्रभत्वानि विस्रंसने भवन्ति । कार्श्यं मन्दाग्निताधस्तिर्यक् च विच्युतिर्व्यापत्तौ, दृष्ट्यग्निबलह्रान्यनिलप्रकोपमरणानि क्षये; तत्रापि स्नेहपानाभ्यङ्गप्रदेहपरिषेकस्निग्धलध्वन्नानि क्षये विदधीत ३४**

૩૪ તેજ પણ આગ્નેય પદાર્થ છે, અનુક્રમે પાકતી ધાતુઓમાંથી ઉત્પન્ન થનારો 'વસા' નામનો સ્નેહ શરીરમાં રહે છે તેનું નામ તેજ છે. આ તેજ સ્ત્રીઓમાં અધિક હોય છે તેથી સ્ત્રીઓના શરીરમાં કોમળતા, સુકુમારતા, મૃદુતા શરીરપર થોડાં રુવાડાંપણું, ઉત્સાહ, દૃષ્ટિની સ્થિરતા, અન્નાદિકનું પાકવું, કાંતિ અને દીપ્તિ અધિક હોય છે. તુરાં, કડવાં, તાઢાં, લુખાં તથા ઝાડાનો અટકાવ કરનારાં અન્નાદિકથી, મૂત્રાદિકના વેગને રોકવાથી, અતિ મૈથુન કરવાથી, અત્યંત કસરત કરવાથી, વ્યાધિઓથી, અને ઉપવાસ વગેરે કરવાથી આ તેજ ક્ષીણતાને પામે છે. તેજની વિસ્રંસ નામની ક્ષીણતા થઈ હોય તો ત્વચાનું કઠોરપણું, વર્ણનું બદલાઈ જવું, વ્યથા અને કાંતિરહિતપણું આટલાં ચિન્હો થાય છે. તેજની વ્યાપત્ નામની ક્ષીણતા થઈ હોય તો કૃશપણું, અગ્નિની મંદતા, અને વસાનું વિષ્ટાના દ્વારથી અથવા તો મૂત્રદ્વારથી નિકળવું થાય છે. તેજની ક્ષય નામની ક્ષીણતા થઈ હોય તો દૃષ્ટિના અને અગ્નિના બળની હાનિ થાય છે અને વાયુનો પ્રકોપ થાય છે તથા મરણ પણ થાય છે. આ રીતે તેજની ક્ષીણતા થઈ હોય તો સ્નેહનાં પાન, અભ્યંગ, પ્રદેહ (લેપ) અને પરિષેક કરવા તથા સ્નિગ્ધ અને હલકાં અન્નો જમાડવાં. ૩૪

## દોષાદિકોના ક્ષયનું સામાન્ય લક્ષણ.

**भवन्ति चात्र ।**

**दोषधातुमलक्षीणो बलक्षीणोऽपि वा नरः ।**
**स्वयोनिवर्धनं यत्तदन्नपानं प्रकाङ्क्षति ॥ ३५ ॥**

૩૫ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો કહેલા છેઃ-જે માણસના દોષો, ધાતુઓ, મલો, ઉપધાતુઓ અને બલ-ઓજ એઓમાંથી કોઈનો પણ ક્ષય થયો હોય તો માણસ જેનો ક્ષય થયો હોય તેને વધારનારા અન્નની અને પાનની ઇચ્છા કરે છે. ૩૫

## દોષાદિકોના ક્ષયની સામાન્ય ચિકિત્સા.

**यद्यदाहारजातं हि क्षीणः प्रार्थयते नरः ।**
**तस्य तस्य स लाभे तु तं तं क्षयमपोहति ॥ ३६ ॥**

૩૬ ક્ષીણ થયેલા (જેને દોષો વગેરેમાંના કોઈનો પણ ક્ષય થયો હોય તેવા) માણસને જે જે આહારની ઇચ્છા થાય તે તે આહાર જો તેને મળે તો તે તે દોષ વગેરેનો ક્ષય મટી જાય છે. ૩૬

**यस्य धातुक्षयाद्वायुः संज्ञां कर्म च नाशयेत् ।**
**प्रक्षीणं च बलं यस्य नासौ शक्यश्चिकित्सितुम् ३७**

૩૭ જે માણસની ધાતુઓના ક્ષયથી પ્રકોપ પામેલા વાયુએ સંજ્ઞા અને ક્રિયાનો (શરીરના વ્યાપારોનો) નાશ કરેલો હોય તથા જેનું બળ ક્ષીણ થયેલું હોય તે માણસ ચિકિત્સાથી સારો થઈ શકતો નથી. ૩૭

## શરીર સ્થૂલ અને કૃશ થવામાં રસનું કારણપણું.

**रसनिमित्तमेव स्थौल्यं कार्श्यं च ॥**

૩૮ શરીર સ્થૂલ-જાડું થવાનું (મધ્યમ થવાનું) અને કૃશ-પાતળું થવાનું કારણ રસ જ છે.

## શરીર અતિસ્થૂલ થવાનાં કારણો.

**तत्र श्लेष्मलाहारसेविनोऽध्यशनशीलस्याव्यायामिनो दिवास्वप्नरतस्य चाम एवान्नरसो मधुरतरश्च शरीरमनुक्रामन्नतिस्नेहान्मेदो जनयति, तदतिस्थौल्यमापादयति ॥**

૩૯ જે માણસ કફને વધારનારા આહારોનું સેવન કરનારો, એક વખત ખાધેલો ખોરાક પાચન નહી થયા છતાં જ બીજી વખત જમવાની આદત-ટેવવાળો, મ્હેનત નહી કરનારો અને દિવસે સુવાના અભ્યાસ (ટેવ)વાળો હોય તે માણસનો અન્નરસ [1]આમ-અપક્વ-કાચો જ રહે છે તથા બહુ મધુર થઈ જાય છે. તે (કાચો અને બહુ મધુર) અન્નરસ શરીરમાં ગતિ કરતો પોતાનાં અતિસ્નિગ્ધપણાને લીધે મેદનું જ વિશેષ પોષણ કરે છે. (મેદની જ વિશેષ વૃદ્ધિ કરે છે.) તે વૃદ્ધિ પામેલું મેદ શરીરને અતિસ્થૂલ-બહુ જાડું કરે છે.

## શરીર અતિસ્થૂલ થવાથી થતા ઉપદ્રવો.

**तमतिस्थूलं क्षुद्रश्वासपिपासाक्षुत्स्वप्नस्वेदगात्रदौर्गन्ध्यक्रथनगात्रसादगद्गदत्वानि क्षिप्रमेवाविशन्ति, सौकुमार्यान्मेदसः सर्वक्रियास्वसमर्थः, कफमेदोनिरुद्धमार्गत्वाच्चाल्पव्यवायो भवति आवृतमार्गत्वादेवं शेषा धातवो नाप्यायन्तेऽत्यर्थमतोऽल्पप्राणो भवति, प्रमेहपिडकाज्वरभगन्दरविद्रधिवातविकाराणामन्यतमं प्राप्य पञ्चत्वमुपयाति, सर्व एव चास्य रोगा बलवन्तो भवन्त्यावृतमार्गत्वात् स्रोतसाम् ॥**

૪૦ અતિસ્થૂલ-બહુજાડા માણસના ઉપર તુરત જ ક્ષુદ્ર શ્વાસ, તરસ, ભુખ, નિદ્રા, પરસેવો, શરીરમાંથી દુર્ગન્ધ નીકળવી, નિદ્રાવસ્થામાં કંઠમાં ઘુર ઘુર અવાજ થવો, અંગોનુ અશક્તપણું અને વાણીનું ગદ્દગદપણું (અસ્પષ્ટ બોલવું) એ રોગો હુમલો કરે છે. મેદના સુકુમાર-સુવાળાપણાને લીધે બહુ જાડો માણસ સઘળાં કામો કરવામાં અસમર્થ થાય છે (કંઈ પણ કામ કરી શકતો નથી). કફ અને મેદથી સઘળા માર્ગો રોકાયેલા હોવાને લીધે તે અલ્પમૈથુનવાળો થઈ જાય છે (વધારે મૈથુન કરી શકતો નથી), એજ પ્રમાણે મેદથી માર્ગ રોકાઈ

[1] મેદસ્વી મનુષ્યનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોવા છતાં પણ તેને નિત્ય અધ્યશન કરવાની ટેવ હોવાથી તેના શરીરમાં આમરસ ઉત્પન્ન થાય છે. જઠરાગ્નિથી રસ ઉત્પન્ન થાય છે પરંતુ ધાત્વગ્નિથી તેનો પાક ન થવાથી તેને આમ એવી સંજ્ઞા આપવામાં આવી છે.

જવાને લીધે અન્નરસ અસ્થિ, મજ્જા અને વીર્ય એ ધાતુઓનું સારી રીતે પોષણ કરી શકતો નથી, તેથી તે માણસ અલ્પ શક્તિવાળો-કમતાગાત-નાકૌવત થઈ જાય છે. છેવટે એ માણસ પ્રમેહ, પ્રમેહપિડકા, જ્વર, ભગન્દર, વિદ્રધિ અને વાતરોગો એ રોગોમાંના કોઈ પણ રોગનો ભોગ થઈને મરણ પામે છે. દોષાદિકને વહન કરનારા (લઈ જનારા) સ્રોતોના માર્ગો મેદથી રોકાયેલા હોવાને લીધે તેના સર્વે રોગો બલવાન્ થઈ પડે છે.

### મેદની વૃદ્ધિ થતી અટકાવવાનો ઉપાય.

**अतस्तस्योत्पत्तिहेतुं परिहरेत् ॥**

૪૧ એટલા માટે (મેદની વૃદ્ધિ થવાને લીધે શરીર અતિસ્થૂલ થવાથી ઉપર કહેલાં નુકસાનો થાય છે માટે) મેદની વૃદ્ધિ થવાની પ્હેલાં જ જે કારણોથી મેદની વૃદ્ધિ થતી હોય તે કારણોનો ત્યાગ કરવો.

### મેદની વૃદ્ધિ થઈ હોય તેનો ઉપાય.

**उत्पन्ने तु शिलाजतुगुग्गुलुगोमूत्रत्रिफलालोह-रजोरसाञ्जनमधुयवमुद्गकोरदूषकश्यामाकोद्दालका-दीनां विरूक्षणच्छेदनीयानां च द्रव्याणां विधिव-दुपयोगो व्यायामो लेखनबस्त्युपयोगश्चेति ॥३८॥**

૪૨ છતાં મેદની વૃદ્ધિ થાય તો શિલાજીત, ગુગળ, ગોમૂત્ર (ગૌમૂતર), ત્રિફલા (હરડા, બ્હેડા અને આંબળા), લોહભસ્મ, રસવંતી, મધ, જવ, મગ, કોદરા, સામો, જંગલી કોદરા અને બીજા પણ શરીરને રુક્ષ કરનારા તથા માર્ગોને શુદ્ધ કરનારા પદાર્થોનો ઉપયોગ કરવો. કસરત કરવી, તથા લેખન બસ્તિઓનો (મેદ અને કફને ઉખેડીનારા દ્રવ્યોથી બનાવેલી પીચકારીઓનો) પણ ઉપયોગ કરવો. ૩૮

### શરીર બહુ કૃશ-પાતળું થવાનાં કારણો.

**तत्र पुनर्वातलाहारसेविनोऽतिव्यायामव्यवाया-ध्ययनभयशोकध्यानरात्रिजागरणपिपासाक्षुत्कषा-याल्पाशनप्रभृतिभिरुपशोषितो रसधातुः शरीर-मनुक्रामन्नल्पत्वान्न प्रीणयति, तस्मादतिकार्श्यं च भवति ॥**

૪૩ વાયુને વધારનારા દ્રવ્યોનું સેવન કરવું, બહુ મ્હેનત કરવી, બહુ મૈથુન કરવું, બહુ ભય રાખવો, બહુ શોક કરવો, બહુ ચિન્તા કરવી, રાતના બહુ જાગવું, બહુ તરસ્યું રહેવું, બહુ ભુખ્યું રહેવું, તુરા રસ-વાળા આહારોનું સેવન કરવું તથા બહુ થોડું જમવું વગેરે કારણોથી સુકાયેલો (રુક્ષ થયેલો-ઓછો થયેલો) રસ શરીરમાં ફરતાં છતાં પણ પોતાના રુક્ષપણાને લીધે તથા ઓછાપણાને લીધે ધાતુઓનું સારીરીતે પોષણ કરી શકતો નથી અને તેથી શરીર બહુ કૃશ-પાતળું થઈ જાય છે.

### બહુ પાતળા માણસને થનારા ઉપદ્રવો.

**सोऽतिकृशः क्षुत्पिपासाशीतोष्णवातवर्षभारा-दानेष्वसहिष्णुर्वातरोगप्रायोऽल्पप्राणश्च क्रियासु भवति, श्वासकासशोषप्लीहोदराग्निसादगुल्मरक्त-पित्तानामन्यतमं प्राप्य मरणमुपयाति, सर्व एव चास्य रोगा बलवन्तो भवन्त्यल्पप्राणत्वात् ॥**

૪૪ અતિકૃશ-બહુપાતળો માણસ ભુખ, તરસ, થંડી, ગરમી, પવન, વરસાદ તથા ભાર એઓને સહન કરી શકતો નથી; તેને ઘણા પ્રકારના વાયુના રોગો થાય છે; તથા તે માણસ શરીરના, મનના અને વાણીના વ્યાપારોમાં અશક્ત થઈ જાય છે. છેવટે તે માણસ શ્વાસ, ઉધરસ, ક્ષય, પ્લીહા-બરોળ, ઉદરરોગ, અગ્નિ-માન્ધ, ગુલ્મ અને રક્તપિત્ત એ રોગોમાંના કોઈ પણ રોગનો ભોગ થઈને મરણ પામે છે. બહુ પાતળા માણસના શરીરમાં શક્તિ થોડી હોય છે તેથી તેને સઘળા રોગો બળવાન્ થઈ પડે છે.

### શરીરને પાતળું થતું અટકાવવાના ઉપાય.

**अतस्तस्योत्पत्तिहेतुं परिहरेत् ।**

૪૫ એટલા માટે (શરીર અતિકૃશ થવાથી ઉપર કહેલાં નુકસાનો થાય છે માટે) શરીર અતિકૃશ થવાની પ્હેલાં જ જે કારણોથી શરીર અતિકૃશ થાય છે તે કારણોનો ત્યાગ કરવો.

### કૃશ શરીરને મધ્યમ કરવાના ઉપાય.

**उत्पन्ने तु पयस्याश्वगन्धाविदारीविदारीगन्धा-शतावरीबलातिबलानागबलानां मधुराणामन्यासां चौषधीनामुपयोगः,क्षीरदधिघृतमांसशालिषष्टिक-यवगोधूमानां च, दिवास्वप्नब्रह्मचर्याव्यायामबृंहण-बस्त्युपयोगश्चेति ॥ ३९ ॥**

૪૬ શરીરમાં અતિકૃશપણું ઉત્પન્ન થયું હોય તો ક્ષીર-કાકોલી, આસન્ધ, વિદારીકન્દ, શાલિપર્ણી (ત્રિપાની સમેરવો), શતાવરી, ધોળા ફુલની ખપાટ, પીળા ફુલની ખપાટ અને ગંગેટી એઓનો તથા બીજી પણ મધુર ઔષધિઓનો ઉપયોગ કરવો. ખોરાક માટે દુધ, દહીં, ઘી, માંસ, ચોખા, સાઠી ચોખા, જવ અને ઘઉં એઓનો ઉપયોગ કરવો. દિવસે સુવું, બ્રહ્મચર્ય પાળવું (મૈથુન ન કરવું), મ્હેનત ન કરવી તથા બૃંહણબસ્તિઓનો ઉપ-યોગ કરવો. ૩૯.

### શરીરને મધ્યમ રાખવાના ઉપાય અને તેના ગુણો.

**यः पुनरुभयसाधारणान्युपसेवेत तस्यान्नरसः शरीरमनुक्रामन् समान् धातूनुपचिनोति, समधातु-त्वान्मध्यशरीरो भवति, सर्वक्रियासु समर्थः क्षुत्पि-पासाशीतोष्णवर्षातपसहो बलवांश्च; स सततमनु-पालयितव्य इति ॥ ४० ॥**

૪૭ જે માણુસ ઉભય સાધારણ (અત્યંત સ્નિગ્ધ પણ નહિ તેમ અત્યંત રૂક્ષ પણ નહિ એવા) આહાર–વિહારોનું સેવન કરે છે તે માણુસનો અન્નરસ, શરીરમાં ફરતો ફરતો સઘળા ધાતુઓનું સરખી રીતે પોષણ કરે છે અને સઘળા ધાતુઓને સરખી રીતે પોષણ મળવાથી સઘળા ધાતુઓ સમાન રહે છે તેથી સઘળા ધાતુઓની સમાનતાને લીધે તે માણુસ મધ્યમ શરીરવાળો (બહુ જાડો નહીં તેમ બહુ પાતળો પણ નહી એવો) થાય છે. મધ્યમ શરીરવાળો માણુસ સઘળાં કામો કરવામાં સમર્થ, ભુખ–તરસ–થંડી–ગરમી–વરસાદ અને તડકાને સહન કરી શકે એવો તથા બલવાન્ હોય છે, એટલા માટે હમેશાં સ્વસ્થવૃત્તનું આચરણુ કરીને મધ્યમ શરીરનું રક્ષણુ કરવું (શરીર મધ્યમ રહે એવી તજ-વીજ રાખવી). ૪૦.

### મધ્યમ શરીરની પ્રશંસા.

**भवन्ति चात्र ।**

**अत्यन्तगर्हितावेतौ सदा स्थूलकृशौ नरौ ।**
**श्रेष्ठो मध्यशरीरस्तु कृशः स्थूलात्तु पूजितः ॥४१॥**

૪૮ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો કહેલા છેઃ-જાડા શરીરવાળો અને પાતળા શરીરવાળો એ બન્ને માણુસો સદા અત્યંત નિન્દિત છે. તોપણુ જાડા શરીરવાળા કરતાં પાતળા શરીરવાળો શ્રેષ્ઠ છે અને મધ્યમ શરીરવાળો એ બન્ને કરતાં પણુ શ્રેષ્ઠ છે. ૪૧.

### દોષના પ્રકોપથી ધાતુઓનો ક્ષય.

**दोषः प्रकुपितो धातून् क्षपयत्यात्मतेजसा ।**
**इद्धः स्वतेजसा वह्निरुखागतमिवोदकम् ॥ ४२ ॥**

૪૯ વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષોમાંનો કોઈ પણુ દોષ પ્રકોપ પામ્યો હોય તો, પોતાની શક્તિથી જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ પોતાના તેજથી તપેલીમાં રહેલાં જલને ક્ષીણુ કરે છે (ઓછું કરે છે) તેમ [1]ધાતુ-ઓને ક્ષીણુ કરે છે. ૪૨.

### શરીરમાં દોષાદિકોનું ચોકસ પ્રમાણુ ન હોવાનાં કારણો.

**वैलक्षण्याच्छरीराणामस्थायित्वात्तथैव च ।**
**दोषधातुमलानां तु परिमाणं न विद्यते ॥ ४३ ॥**

૫૦ દોષો, [1]ધાતુઓ, મલો અને [2]ઉપધાતુઓ એઓ કાલાનુસારે ફેરફાર પામ્યા કરે છે તેથી તથા પ્રકૃતિ, દેહ વગેરેના ભેદોથી શરીરો નાના પ્રકારનાં છે તેથી તેઓનું શરીરમાં કશું મુકરર પ્રમાણુ છેજ નહીં (અને તેથી જ અમોએ અહીં તેઓનું પ્રમાણુ કહ્યું નથી.) ૪૩.

### દોષાદિકોનું સમાનપણું જાણુવાનો ઉપાય.

**एषां समत्वं यच्चापि भिषग्भिरवधार्यते ।**
**न तत्स्वास्थ्यादृते शक्यं वक्तुमन्येन हेतुना ॥४४॥**

૫૧ વૈદ્યોએ શરીરની સ્વસ્થતા ઉપરથી એ દોષો વગેરેના સમાનપણાનો નિશ્ચય કરી લેવો. કેમકે દોષો વગેરેનું સમાનપણું સ્વસ્થતાનાં લક્ષણો સિવાય બીજા કોઈ પણ કારણથી–ઉપાયથી કહી શકાય–જાણી શકાય એમ નથી. ૪૪.

### દોષાદિકનાં ક્ષય વૃદ્ધિ જાણુવાનો ઉપાય.

**दोषादीनां त्वसमतामनुमानेन लक्षयेत् ।**
**अप्रसन्नेन्द्रियं वीक्ष्य पुरुषं कुशलो भिषक् ॥४५॥**

૫૨ કુશલ વૈદ્યે પુરુષને અપ્રસન્ન ઇન્દ્રિયોવાળો જોઇને દોષ વગેરેના ક્ષયરૂપ અથવા વૃદ્ધિરૂપ અસમાનપણાને અનુમાનથી જાણી લેવું. ૪૫

### દોષાદિકનાં ક્ષય વૃદ્ધિની સામાન્ય ચિકિત્સા.

**स्वस्थस्य रक्षणं कुर्यादस्वस्थस्य तु बुद्धिमान् ।**
**क्षपयेद्बृंहयेद्वाऽपि दोषधातुमलान् भिषक् ।**
**तावद्यावदरोगः स्यान्नरो रोगसमन्वितः ॥ ४६ ॥**

૫૩ સ્વસ્થના આરોગ્યની રક્ષા કરવી અને અસ્વસ્થ-ની–(રોગી)ની બુદ્ધિમાન વૈદ્યે તે મનુષ્ય રોગથી રહિત થાય ત્યાં સુધી, જો દોષો, ધાતુઓ, મલો અને ઉપ-ધાતુઓ વૃદ્ધિ પામેલા જણાય તો તેઓને જ્યાં સુધી રોગીને આરોગ્ય પ્રાપ્ત થાય (રોગી સાજો થાય) ત્યાં સુધી ઓછા કરવા અને ક્ષીણુ થયેલા જણાય તો જ્યાં સુધી તેને આરોગ્ય પ્રાપ્ત થાય ત્યાં સુધી તેઓને વધારવા. ૪૬.

### આરોગ્યનું લક્ષણ.

**समदोषः समाग्निश्च समधातुमलक्रियः ।**
**प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥ ४७ ॥**

૫૪ જેના વાત પિત્ત અને કફ સમ[1] (સરખા) હોય, જેનો અગ્નિ સમ હોય, જેની સાત ધાતુઓ સમ હોય, જેના મળ સમ હોય,–પ્રમાણુસર ઝાડો ઉતરતો હોય,

---

[1] અહીં ધાતુ શબ્દથી ઉપધાતુઓને તથા મળોને પણ જાણવા. કારણ કે તેઓ પણ પ્રાકૃતાવસ્થામાં શરીરને ધારણ કરે છે.

[2] ધાવણ વગેરે શરીરને ધારણ કરનારાં છે છતાં તેને ઉપધાતુ કહેવામાં આવે છે. પરંતુ ધાતુ કહેવામાં આવતાં નથી કેમકે જેમાં ધારણ તથા પોષણ બન્ને કાર્ય કરવાના ગુણ હોય એવા રસાદિકનેજ મુખ્યપણે ધાતુ સંજ્ઞા આપવામાં આવે છે, માટે જેઓ શરીરને ધારણ કરતા હોય અને બીજા ધાતુ-ઓનું પોષણ કરતા હોય એવા રસાદિકને જ ધાતુ કહેવામાં આવે છે. પરંતુ ધાવણ વગેરેને ધાતુ કહેવામાં આવતા નથી. કેમકે તેઓ શરીરને ધારણ જ કરે છે. પરંતુ બીજા ધાતુનું પોષણ કરતાં નથી.

[1] આ શ્લોકમાં સમશબ્દ છે તેનો અર્થ એવો થાય છે કે ઓછા પણ નહિ તેમ વિશેષ પણ નહિ પરંતુ સરખા. વાત, પિત્ત, કફ એ જો સમ કહેતાં સરખા હોય તો મનુષ્ય આરોગ્ય કહેવાય છે.

તથા જેની[1] ક્રિયાઓ પણ સમ હોય, જેનું શરીર તેજસ્વી હોય, જેની ઇંદ્રિયો અને મન પ્રસન્ન રહેતાં હોય તે મનુષ્ય સ્વસ્થ કહેવાય છે. ૪૭

## અધ્યાય ૧૬ મો.

### [2]કર્ણવ્યધબન્ધવિધિ (કાનને વીંધવાનો તથા પાટા બાંધવાનો વિધિ).

#### ઉપક્રમ.

**अथातः कर्णव्यधबन्धविधिमध्यायं व्याख्यास्यामः १ यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) २**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે-હવે અહિંથી હું 'કર્ણવ્યધબન્ધવિધિ' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨.

#### બાળકોના કાન વિંધવાનું કારણ.

**रक्षाभूषणनिमित्तं बालस्य कर्णौ विध्येते ॥**

૨ કેટલાએક રોગોથી રક્ષણ કરવા માટે તથા અલંકારો-દાગીનાઓ પહેરાવવા માટે બાળકોના કાનો વિંધવામાં આવે છે.

#### કાન વિંધવાનો સમય, તેની રીત તથા વિંધ્યા પછીની ક્રિયા.

**तौ षष्ठे मासि सप्तमे वा शुक्लपक्षे प्रशस्तेषु तिथिकरणमुहूर्तनक्षत्रेषु कृतमङ्गलस्वस्तिवाचनं कुमारं धात्र्यङ्के उपवेश्य बालक्रीडनकैः प्रलोभ्याभिसान्त्वयन् भिषग्वामहस्तेनाकृष्य कर्णं दैवकृते छिद्रे आदित्यकरावभासिते शनैः शनैर्दक्षिणहस्तेन ऋजु विध्येत्; प्रतनुकं सूच्या, बहलमारया; पूर्वं दक्षिणं कुमारस्य, वामं कन्यायाः; ततः पिचुवर्तिं प्रवेश्य सम्यग्विद्धमामतैलेन परिषेचयेत् ॥ ३ ॥**

૩ જન્મથી છઠ્ઠે મહિને અથવા તો સાતમે મહિને શુક્લ પક્ષમાં જ્યોતિઃશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શુભ તિથિ, શુભકરણ, શુભ નક્ષત્ર અને શુભ મુહૂર્ત જોઈ, તે દિવસે બ્રાહ્મણો પાસે મંગલ તથા સ્વસ્તિવાચન કરાવી, વૈદ્યે બાલકને ધાવના ખોળામાં બેસાડી, કૃત્રિમ હાથી ઘોડા વગેરે બાળકનાં રમકડાંઓથી તેને લલચાવી, સાન્ત્વના કરતાં કરતાં તેના કાનને ડાબા હાથથી પકડી, તે કાનમાં સૂર્યના કિરણોના પ્રકાશથી દેખાઈ રહેલા દૈવકૃત (સ્વાભાવિક-કુદરતી રીતે જ ઉત્પન્ન થયેલા) છિદ્રમાં જમણા હાથમાં સોઈ પકડીને તેથી ધીરે ધીરે સરળ વિંધ કરવો. કાન પાતળો હોય તો સોઇવડે અને જાડો હોય તો આરવડે વિંધ કરવો. છોકરાનો પ્રથમ જમણો કાન વિંધવો અને પછી ડાબો કાન વિંધવો તથા કન્યાનો પ્રથમ ડાબો કાન વિંધવો અને પછી જમણો કાન વિંધવો. કાન બરોબર વિંધાયો છે એમ જણાય એટલે તે વિંધમાં રુની વાટ નાખવી અને તેની ઉપર કાચું તેલ રેડવું. ૩

#### કાન યોગ્ય સ્થાનમાં વિંધાયા છે કે નહિ તેની પરીક્ષા.

**शोणितबहुत्वेन वेदनया वाऽन्यदेशविद्धमिति जानीयात्, निरुपद्रवतया तद्देशविद्धमिति ॥ ४ ॥**

૪ કાનને વિંધ્યા પછી જો લોહી બહુ નીકળવા લાગે અથવા વેદના થાય તો જાણવું કે દૈવકૃત છિદ્રમાં નહિ પણ બીજા પ્રદેશમાં વિંધાઈ ગયો છે અને જો કંઈ પણ ઉપદ્રવ ન થાય તો જાણવું કે કાન બરાબર દૈવકૃત છિદ્રમાં વિંધાયો છે. ૪

#### કાનની સિરાઓ વિંધાવાથી થનારા ઉપદ્રવો.

**तत्राज्ञेन यदृच्छया विद्धासु सिरासु कालिकामर्मरिकालोहितिकासूपद्रवा भवन्ति; तत्र कालिकायां ज्वरो दाहः श्वयथुर्वेदना च भवति, मर्मरिकायां वेदना ज्वरो ग्रन्थयश्च, लोहितिकायां मन्यास्तम्भापतानकशिरोग्रहकर्णशूलानि भवन्ति; तेषु यथास्वं प्रतिकुर्वीत ॥ ५ ॥**

૫ જો મૂર્ખ વૈદ્યના હાથથી ગમે તેમ કાન વિંધતાં કાનની કાલિકા, લોહિતિકા કે મર્મરિકા નામની સિરાઓ વિંધાઈ જાય તો ઘણા પ્રકારના ઉપદ્રવો થાય છે. તેઓમાં કાલિકા નામની સિરા વિંધાઈ ગઈ હોય તો જ્વર, દાહ, સોજો અને વેદના એ ઉપદ્રવો થાય છે; મર્મરિકા નામની સિરા વિંધાઈ ગઈ હોય તો વેદના, જ્વર અને ગ્રન્થિઓ-ગાંઠો એ ઉપદ્રવો થાય છે; તથા લોહિતિકા નામની સિરા વિંધાઈ ગઈ હોય તો મન્યાસ્તંભ, અપતાનક, શિરોગ્રહ (માથાનું ઝલાઈ જવું) અને કર્ણશૂલ (કાનમાં ચસકા નીકળવા) એ ઉપદ્રવો થાય છે. આ જ્વર વગેરે ઉપદ્રવોની ચિકિત્સા આગળ તે તે રોગની ચિકિત્સાના પ્રકરણમાં કહેવામાં આવશે તે પ્રમાણે કરવી. ૫

#### કટાયલી સોઈ વગેરેથી વિંધેલા કાનની પીડાની ચિકિત્સા.

**क्लिष्टजिह्माप्रशस्तसूचिव्यधाद्गाढतरवर्तित्वाद्दोषप्रकोपादप्रशस्तव्यधाद्वा यत्र संरम्भो वेदना वा भवति, तत्र वर्तिमपहृत्याशु मधुकैरण्डमूलमञ्जिष्ठायवतिलकल्कैर्मधुघृतप्रगाढैरालेपयेत्तावद्यावत्सुरूढ इति ॥**

[1] જેની ક્રિયા સમ હોય એટલે જેને રાત્રે બરાબર નિદ્રા આવતી હોય તથા જે દિવસે બરાબર જાગૃત રહેતો હોય એવો પુરુષ.

[2] કાનને વિંધવાનો તથા વિંધેલા કાન ફાટી જાય તો તેને સાંધવાનો વિધિ કહેતાં પ્રકાર આ અધ્યાયમાં કહેલો છે તેથી આ અધ્યાયનું 'कर्णव्यधबन्धविधि' એવું નામ છે.

૬ કટાયેલી, વાંકી કે બીજી કોઈ પણ ખામીવાળી સોયવડે વિંધાયાથી અથવા બહુ મજબૂત વાટ નાખવાથી અથવા દૈવકૃત છિદ્ર સિવાય બીજા સ્થાનમાં વિંધાયાથી કે વાતાદિ દોષના પ્રકોપથી જો કાનમાં સોજો કે વેદના થાય તો તુરત વાટને કહાડી લઇને જેઠીમધ, એરંડાનાં મૂલ, મજીઠ, જવ અને તલ એઓનો કલ્ક કરી તેમાં મધ અને ઘી મેળવીને, જખમ રુઝાઈ જાય ત્યાં સુધી હમેશાં તેનો લેપ કર્યા કરવો.

### જખમી કાનને ફરીથી કયારે વિંધવો?

**सुरूढं चैनं पुनर्विध्येत्; विधानं तु पूर्वोक्तमेव ॥६॥**

૭ જખમ રુઝાયા પછી પૂર્વે કહેલા વિધિ પ્રમાણે જ ફરીથી કાનને વિંધવો. ૬

### કાનના છિદ્રમાં નાખેલી વાટ કયારે બદલાવવી?

**त्र्यहात्त्र्यहाच्च वर्तिं स्थूलतरां दद्यात्परिषेकं च तमेव ॥ ७ ॥**

૮ ત્રણ ત્રણ દિવસે વાટ બદલાવીને ક્રમે ક્રમે વધારે વધારે જાડી વાટ નાખવી તથા તે ઉપર કાચું તેલ રેડવું. ૭

### કાનનું છિદ્ર વધારવાનો ઉપાય.

**अथ व्यपगतदोषोपद्रवे कर्णे वर्धनार्थं लघु वर्धनकं कुर्यात् ॥ ८ ॥**

૯ કાનમાંથી સઘળા દોષો તથા ઉપદ્રવો મટી ગયા પછી કાનના છિદ્રને વધારવા માટે તેમાં અઘેડો, મોરપીંછ વગેરેની એક હલકી શળી નાખવી. ૮

### ચિરાઈ ગયેલા કાનને સાંધવામાટે બંધનો (પાટાઓ).

**भवति चात्र ।**

**एवं विवर्धितः कर्णश्छिद्यते तु द्विधा नृणाम् ।**
**दोषतो वाऽभिघाताद्वा संधानं तस्य मे शृणु ॥९॥**

૧૦ એ પ્રમાણે કાનનું છિદ્ર વધારતાં વધારતાં વાતાદિ દોષના પ્રકોપથી અથવા તો અભિઘાતથી—ચોટ લાગવાથી કાન છેદાઈ—ચીરાઈ જાય છે. આ પ્રમાણે કાન ચીરાઈ ગયો હોય તો તેને કેવી રીતે સાંધવો તે હું કહું છું તે સાંભળો. ૯

### કાનના બંધની પંદર આકૃતિઓનાં નામ.[1]

**तत्र समासेन पञ्चदश कर्णबन्धनाकृतयः; तद्यथा–नेमिसंधानक उत्पलभेद्यको वल्लूरक आसंगिमो गण्डकर्ण आहार्यो निर्वेधिमो व्यायोजिमः कपाटसंधिकोऽर्धकपाटसंधिकः संक्षिप्तो हीनकर्णो वल्लीकर्णो यष्टिकर्णः काकौष्ठक इति ॥**

૧૧ સંક્ષેપમાં કર્ણબંધનની પંદર આકૃતિઓ આ પ્રમાણે છેઃ—૧ નેમિસંધાન, ૨ ઉત્પલભેદ્યક, ૩ વલ્લૂરક, ૪ આસંગિમ, ૫ ગણ્ડકર્ણ, ૬ આહાર્ય, ૭ નિર્વેધિમ, ૮ વ્યાયોજિમ, ૯ કપાટસંધિક, ૧૦ અર્ધકપાટસંધિક, ૧૧ સંક્ષિપ્ત, ૧૨ હીનકર્ણ, ૧૩ વલ્લીકર્ણ, ૧૪ યષ્ટિકર્ણ અને ૧૫ કાકૌષ્ઠક.

### સાધ્ય દશ બંધનોનું વિવેચન.

**तेषु पृथुलायतसमोभयपालिर्नेमिसंधानकः, वृत्तायतसमोभयपालिरुत्पलभेद्यकः, ह्रस्ववृत्तसमोभयपालिर्वल्लूरकः, अभ्यन्तरदीर्घैकपालिरासंगिमः, बाह्यदीर्घैकपालिर्गण्डकर्णः, अपालिरुभयतोऽप्याहार्यः, पीठोपमपालिरुभयतः क्षीणपुत्रिकाश्रितो निर्वेधिमः, स्थूलाणुसमविषमपालिर्व्यायोजिमः, अभ्यन्तरदीर्घैकपालिरितराल्पपालिः कपाटसंधिकः, बाह्यदीर्घैकपालिरितराल्पपालिरर्धकपाटसंधिकः; तत्र दशैते कर्णबन्धविकल्पाः साध्यास्तेषां स्वनामभिरेवाकृतयः प्रायेण व्याख्याताः ॥**

૧૨ કાનની બૂટના બન્ને ભાગ પોહોળા, લાંબા તથા સરખા હોય તો તેને નેમિની પેઠે એટલે રથના પૈડાની ધારની પેઠે સાંધી શકાય છે, તેથી તે કર્ણબંધ નેમિસંધાનક કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગ ગોળ, લાંબા, તથા સમાન હોય તો તેને ભેદાયલાં કમળની પેઠે સાંધી શકાય છે માટે તે કર્ણબંધ उत्पलभेद्यक કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગ ટૂંકા, ગોળ અને સરખા હોય તો તેને સુકા માંસની ફાડની પેઠે સાંધી શકાય છે તેથી તે કર્ણબંધ वल्लूरक કહેવાય છે. કાનની બૂટના બે ભાગમાંથી ગાલની તરફનો એક જ લાંબો ભાગ બચ્યો હોય, તો તે બચેલા ભાગને ફાડીને, કાપીને જતા રહેલા ભાગના મૂળની સાથે ચોટાડવામાં આવે છે તેથી તે કર્ણબંધ आसंगिम કહેવાય છે. કાનની બૂટના બે ભાગમાંથી બાહારનો ભાગ એટલે ગાલ તરફના ભાગની સાથેનો એક જ ભાગ રહી ગયો હોય તો તેને ગાલ તરફના જતા રહેલા બીજા ભાગના મૂળની સાથે સાંધી દેવામાં આવે છે તેથી તે કર્ણબંધ गंडकर्ण કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગ થોડા થોડા રહ્યા હોય તો ગાલના પ્રદેશમાંથી જીવતું માંસ કાઢી તેનો બૂટના જેવો આકાર કરીને સાંધવામાં આવે છે તે કર્ણબંધને आहार्य કહેવામાં આવે છે. (આમાં ગાલમાંથી જે માંસ લેવું તે માંસમાં રુધિરનો સંચાર થવા માટે તે માંસના એક છેડાનો ગાલના માંસની સાથે સંબંધ રાખવો અને કાન સારો થયા પછી તે માંસના છેડાને કાતરથી કાપી નાખવો).

---

[1] આ આકૃતિઓમાં अर्धकपाटसंधिक સુધીની દશ આકૃતિઓ જ કર્ણના બંધનરૂપ છે છતાં પંદરનેય કર્ણબંધનરૂપ કહી છે. એ છત્રીન્યાયથી કહી છે. જેમ એક છત્રવાળાની સાથે બીજા વગર છત્રના જાતા હોય તો પણ તે છત્રી જાય છે એટલે છત્રવાળા જાય છે એમ કહેવાય છે તેમ.

કાનની બૂટના બન્ને ભાગ જરા પણ રહ્યા ન હોય તો કાનની પુતળીના ઉપરના ભાગને વિંધીને કર્ણબંધ કરવામાં આવે છે તે કર્ણબંધને निर्वेधिम કહેવામાં આવે છે. કાનના બે ભાગ સમવિષમ એટલે જાડા તથા પાતળા હોય તો તે બન્નેને શસ્ત્રથી કાતરીને અનેક પ્રકારથી સાંધવામાં આવે છે તેથી તે કર્ણબંધ વ્યાયોજિમ કહેવાય છે. કાનની બૂટના બે ભાગમાંથી ગાલની તરફનો ભાગ લાંબો હોય અને સામેનો ભાગ ટુંકો હોય, તો લાંબા ભાગને ટુંકા ભાગની સાથે બહારથી કપાટની પેઠે (કમાડની પેઠે) સાંધવામાં આવે છે તેથી તે કર્ણબંધ कपाटसंधिक કહેવાય છે. કાનની બૂટના બે ભાગમાંથી ગાલની તરફના ભાગની સામેનો ભાગ લાંબો હોય, અને ગાલની તરફનો ભાગ ટુંકો હોય તો લાંબા ભાગને ટુંકા ભાગની સાથે અંદરના ભાગમાં અર્ધા કપાટની પેઠે સાંધી દેવામાં આવે છે તેથી તે કર્ણબંધ अर्धकपाटसंधिक કહેવાય છે. કર્ણબંધનોના પંદર ભેદોમાં આ દશ ભેદ સાધ્ય છે અને તેઓના આકારો ઘણું-કરીને તેઓનાં નામોથી જ કહેવામાં આવ્યા છે.

### અસાધ્ય પાંચ બંધનોનું વિવેચન.

**संक्षिप्तादयः पञ्चासाध्याः; तत्र शुष्कशष्कुलिरुत्सन्नपालिरितरालपपालिः संक्षिप्तः, अनधिष्ठानपालिः पर्यन्तयोश्च क्षीणमांसो हीनकर्णः, तनुविषमाल्पपालिर्वल्लीकर्णः, ग्रथितमांसः स्तब्धसिराततः सूक्ष्मपालिर्यष्टिकर्णः, निर्मांससंक्षिप्ताग्राल्पशोणितपालिः काकौष्ठक इति, बद्धेष्वपि तु शोफदाहरागपाकपिडकास्रावयुक्ता न सिद्धिमुपयान्ति ॥ १० ॥**

૧૩ સંક્ષિપ્ત વગેરે પાંચ કર્ણબંધ અસાધ્ય છે. કાનની બૂટના બે ભાગોમાં ગાલની તરફના ભાગની સામેના જતા રહેલા ભાગનું મૂળ પણ સુકાઈ ગયું હોય, અને ગાલની તરફનો ભાગ અલ્પ રહેલો હોય, તે કાન संक्षिप्त કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગનાં મૂળ સુકાઈ ગયાં હોય, અને કાનની બૂટની આસપાસની જગ્યાનું ગાલ વગેરેનું માંસ પણ સુકાઈ ગયું હોય તો તે કાન हीनकर्ण કહેવાય છે. કાનની બૂટના બન્ને ભાગ પાતળા, વિષમ ( ખડબચડા) અને નાના હોય તો તે કાન वल्लीकर्ण કહેવાય છે. જેમાં માંસની ગાંઠો પડી ગઈ હોય, જે કાન અક્કડ સિરાઓથી ભરપૂર હોય, અને જે કાનની બૂટ ઝીણી હોય તે કાન यष्टिकर्ण કહેવાય છે. જે કાનની બૂટ માંસ વિનાની હોય, જે બુટના છેડા ટુંકા હોય, અને જેમાં લોહી થોડું હોય તે કાન, काकौष्ठक કહેવાય છે. પ્રથમના દશ બંધોમાં પણ જે કાનમાં સોજા, દાહ, લાલાસ, પાક, ફોડલાઓ, અને રુધિરાદિકનો સ્રાવ થતો હોય તે કાન બંધનો બાંધ્યા છતાં પણ સારા થાતા નથી. ૧૦

### નિર્વેધિમ નામના બંધનું સંધાનસૂત્ર

**भवति चात्र ।**

**यस्य पालिद्वयमपि कर्णस्य न भवेदिह ।**
**कर्णपीठं समे मध्ये तस्य विद्ध्वा विवर्धयेत् ११**

૧૪ આ વિષયમાં આ પ્રમાણે શ્લોક છેઃ—જે કાનની બૂટની બન્નેય ચીર રહી ન હોય તેવા કાનની પુતળીની ઉપરના સરખા અને મધ્યમ ભાગને વિંધીને તેવા કાનને વધારવો. ૧૧

### અર્ધકપાટસંધિક અને કપાટસંધિકનું સંધાનસૂત્ર

**बाह्यायामिह दीर्घायां संधिराभ्यन्तरो भवेत् ।**
**आभ्यन्तरायां दीर्घायां बाह्यसंधिरुदाहृतः ॥१२॥**

૧૫ કાનની બૂટના બે ભાગમાંથી ગાલની સામી બાજુનો ભાગ લાંબો હોય અને ગાલ તરફનો ભાગ ટુંકો હોય તો બહારના ભાગથી અંદરના ભાગને સાંધી દેવો. આ સંધાનને कपाटसंधानक કહે છે અને જો કાનની બૂટના બે ભાગમાંથી ગાલની તરફનો ભાગ લાંબો હોય અને તેની સામેનો ભાગ ટુંકો હોય તો અંદરના ભાગથી બાહારના ભાગને સાંધવો. આ સંધાનને अर्धकपाटसंधानक કહે છે. ૧૨

### આસંગિમનું સંધાનસૂત્ર.

**एकैव तु भवेत्पालिः स्थूला पृथ्वी स्थिरा च या ।**
**तां द्विधा पाटयित्वा तु छित्त्वा चोपरि संधयेत् ॥**

૧૬ જો જાડી, પોહોળી અને સ્થિરતાવાળી કાનની બૂટની એક જ ફાડ બાકી રહેલી હોય તો તેને ચીરીને તેના બે ભાગ કરવા, અને પછી ઉપરના ભાગમાં શસ્ત્રથી છેદન કરી પેલી ચીરને ચોટાડીને કાનને સાંધવો. ૧૩

### આહાર્યનું સંધાનસૂત્ર.

**गण्डादुत्पाट्य मांसेन सानुबन्धेन जीवता ।**
**कर्णपालिमपालेस्तु कुर्यान्निर्लिख्य शास्त्रवित् ॥१४**

૧૭ કાનની બૂટના બન્ને ભાગ થોડા થોડા રહેલા હોય તો શાસ્ત્રવેત્તા વૈદ્યે એ ભાગમાં શસ્ત્રથી ટોચા મારવા અને પછી ગાલમાંથી તેની સાથે વળગી રહે તે પ્રમાણે જીવતું (લોહીવાળું) માંસ કાઢીને તે માંસથી કાનની બૂટના બન્ને ભાગને સાંધવા. ૧૪

### કાન ઉપર બંધન (પાટો) બાંધવાનો વિધિ.

**अतोऽन्यतमं बन्धं चिकीर्षुरग्रोपहरणीयोक्तोपसंभृतसम्भारं विशेषतश्चात्रोपहरेत् सुरामण्डं क्षीरमुदकं धान्याम्लं कपालचूर्णं चेति; ततोऽङ्गनां पुरुषं वा ग्रथितकेशान्तं लघु भुक्तवन्तमाप्तैः सुपरिगृहीतं च कृत्वा बन्धमुपधार्य छेद्यभेद्यलेख्यव्यधनैरुपपन्नैरुपपाद्य कर्णशोणितमवेक्षेत तद्दुष्टमदुष्टं वेति; तत्र वातदुष्टे धान्याम्लोष्णोदकाभ्यां**

**पित्तदुष्टे शीतोदकपयोभ्यां श्लेष्मदुष्टे सुरामण्डोष्णोदकाभ्यां प्रक्षाल्य कर्णौ पुनरवलिख्यानुन्नतमहीनमविषमं च कर्णसंधिं संनिवेश्य स्थितरक्तं संदध्यात्, ततो मधुघृतेनाभ्यज्य पिचुप्लोतयोरन्यतरेणावगुण्ठ्य सूत्रेणानवगाढमनतिशिथिलं च बद्ध्वा कपालचूर्णेनावकीर्याऽऽचारिकमुपदिशेद्द्विव्रणीयोक्तेन च विधानेनोपचरेत् ॥ १५ ॥**

૧૮ ઉપર કહેલા કર્ણબન્ધોમાંનો (કાનના પાટાઓમાંથી) કોઈ પણ બન્ધ-પાટો બાંધવાની ઇચ્છા હોય ત્યારે સૂત્રસ્થાનના 'અગ્રોપહરણીય' નામના ૫ મા અધ્યાયમાં કહેલી સામગ્રીઓ હાજર રાખવી તથા ખાસ કરીને સુરામંડ (દારુની ઉપરનો આછો ભાગ), દુધ, પાણી, કાંજી અને ઠીકરાનો ભુકો એ સર્વ પદાર્થ પણ હાજર રાખવા. પછી સ્ત્રી કે પુરુષ જેનો કાન સાન્ધવો હોય તેના વાળોને બન્ધાવી-ગુંથાવી, તેને હલકું ભોજન જમાડી, તેના સગાસંબન્ધીઓની પાસે તેને બરોબર પકડાવી-સ્થિર રખાવી, કેવો બન્ધ બાંધવો છે (પાટો બાંધવો છે) તેનો નિશ્ચય કરી, કાન ઉપર છેદન-કાપવું, ભેદન-ચીરવું, લેખન-છોલવું અને વ્યધન-વીંધવું એ ક્રિયાઓમાંથી જે યોગ્ય જણાય તે ક્રિયા કરીને લોહીની તપાસ કરવી કે લોહી બગડેલું છે કે શુદ્ધ છે? લોહી જો વાયુથી બગડેલું જણાય તો કાંજી અને ઉહ્નાં પાણીથી, પિત્તથી બગડેલું જણાય તો થંડા પાણી અને દુધથી તથા કફથી બગડેલું જણાય તો સુરામંડ અને ઉનાં પાણીથી કાનને ધોઇને કપડાથી લુછી, ઉંચો નહી, નીચો નહી તેમ વાંકોચુકો પણ નહી એવો બરાબર સાંધો મેળવીને, લોહી વ્હેતું બન્ધ પડે એટલે કાનને સાન્ધી દેવો. પછી તે ઉપર મધ અને ઘી ચોપડી, રુ અથવા કપડું વીંટી, તેને દોરાવડે બહુ મજબૂત નહી તેમ બહુ ઢીલું પણ નહી એવી રીતે બાન્ધી તેના ઉપર ઠીકરાનું ચૂર્ણ ભભરાવી દેવું. તે પછી રોગીએ શું પથ્ય લેવું (ખોરાક ખાવો) તથા કેવી રીતે વર્તવું તે આચારનો ઉપદેશ કરવો અને ચિકિત્સા સ્થાનના 'દ્વિવ્રણીયચિકિત્સિત' નામના બીજા અધ્યાયમાં કહેલા લેપ વગેરે ઉપચારો પણ કરવાં. ૧૫

### કાનને સાંધ્યા પછી રોગીને વર્તવાની રીત.

**भवतश्चात्र ।**

**विघट्टनं दिवास्वप्नं व्यायाममतिभोजनम् ।**
**व्यवायमग्निसंतापं वाक्श्रमं च विवर्जयेत् ॥ १६ ॥**

૧૯ આ વિષયમાં આ પ્રમાણે બે શ્લોકો છેઃ-જેનો કાન સાન્ધવામાં આવ્યો હોય તેણે કાનને હલાવવો કે ચોળવો-રગડવો નહીં, દિવસે સુવું નહીં, મહેનત કરવી નહીં, બહુ જમવું નહીં, મૈથુન કરવું નહીં, અગ્નિના તાપ આગળ બેસવું નહીં અને ઝાઝું બોલવું નહી. ૧૬

### સાંધેલા કાન ઉપર તેલ સિંચવાનો અવધિ.

**आमतैलपरीषेकं त्रिरात्रमवचारयेत् ।**
**ततस्तैलेन संसृष्टं त्र्यहादपनयेत्पिचुम् ॥ १७ ॥**

૨૦ કાન ઉપર ત્રણ દિવસ સુધી હમેશાં કાચું તેલ રેડવું અને ત્રણ દિવસ પછી તેલથી ભીંજાયેલું રુનું પુંગડું કે કપડું કહાડી નાખવું. ૧૭

### કેવા કાનને સાંધવા નહિ?

**न चाशुद्धरक्तमतिप्रवृत्तरक्तं क्षीणरक्तं वा संदध्यात् । स हि वातदुष्टे रक्ते रूढोऽपि परिपुटनवान्, पित्तदुष्टे दाहपाकरागवेदनावान्, श्लेष्मदुष्टे स्तब्धः कण्डूमान्, अतिप्रवृत्तरक्ते श्यावशोफवान्, क्षीणोऽल्पमांसो न वृद्धिमुपैति ॥ १८ ॥**

૨૧ જે કાનનું લોહી વાતાદિ દોષોથી બગડેલું હોય તે કાનને સાન્ધવો નહીં, લોહી શુદ્ધ છતાં પણ લોહી બહુ વ્હેતું હોય ત્યાં સુધી કાનને સાન્ધવો નહીં, અને જે કાનમાં લોહી ક્ષીણ થઈ ગયું હોય તે કાનને પણ સાન્ધવો નહિ. લોહી જો વાયુથી બગડેલું હોય અને કાનને સાન્ધી દેવામાં આવે તો તે કાન રુઝાયા પછી પણ પાછો ફાટી જાય છે, લોહી જો પિત્તથી બગડેલું હોય અને કાનને સાન્ધવામાં આવે તો કાનમાં દાહ, પાકવું, રતાશ અને વેદના થાય છે. લોહી જો કફથી બગડેલું હોય અને કાનને સાન્ધવામાં આવે તો કાનમાં ખરજ-ચેળ આવે છે અને કાન અક્કડ થઈ જાય છે. લોહી બહુ વ્હેતું હોય છતાં કાનને સાન્ધવામાં આવે તો તેમાં કાળા રંગનો સોજો થાય છે. શુદ્ધ લોહી બહુ વ્હેવાથી કાનનું લોહી ક્ષીણ થયેલું હોય તે હાલતમાં જો કાનને સાન્ધવામાં આવે તો માંસ ક્ષીણ થવાને લીધે કાન વધતો નથી. ૧૮

### કાનને ક્યારે વધારવો?

**स यदा सुरूढो निरुपद्रवः सवर्णो भवति तदैनं शनैः शनैरभिवर्धयेत् ॥**

૨૨ માટે કાન જ્યારે સારીપેઠે રુઝાઈ જાય, ઉપદ્રવ વિનાનો થઈ જાય અને તેનો વર્ણ પ્રથમના જેવો થઈ જાય ત્યારે તેને ધીરે ધીરે વધારવો.

### નહિ રુઝાયલા કાનને વધારવાથી ઉપદ્રવો થાય છે.

**अतोऽन्यथा संरम्भदाहपाकरागवेदनावान् पुनश्छिद्यते वा ॥ १९ ॥**

૨૩ જો બરાબર રુઝાયા વિના, ઉપદ્રવો સઘળા મટ્યા વિના અને પ્રથમના જેવો વર્ણ થયા વિના કાનને વધારવામાં આવે તો તેથી સોજો, દાહ, પાક, રતાશ અને વેદના થાય છે અથવા તો કાન પાછો ચીરાઈ જાય છે. ૧૯

### કાનને વધારવાનું તેલ બનાવવાનો વિધિ.

**अथास्याप्रदुष्टस्याभिवर्द्धनार्थमभ्यंगः । तद्यथा गोधाप्रतुदविष्किरानूपौदकवसामज्जानौ पयः सर्पिस्तैलं गौरसर्षपजं च यथालाभं सम्भृत्यार्कालर्कबलातिबलानन्तापामार्गाश्वगन्धाविदारिगन्धाक्षीरशुक्लाजलशूकमधुरवर्गपयस्याप्रतिवापं तैलं वा पाचयित्वा स्वनुगुप्तं निदध्यात् ॥ २० ॥**

૨૪ હવે જેમાં કશો દોષ ન રહ્યો હોય એવા કાનને વધારવા માટે અભ્યંગ–ચોળવાનું તેલ કહીયે છીયે.–ચંદન ઘો તથા પ્રતુદ, વિષ્કિર, આનૂપ, અને ઔદક એ વર્ગોના પ્રાણિઓની ચરબી તથા મજ્જા, અને ઘી તથા ધોળા સર્ષવનું તેલ એ ચાર સ્નેહોમાંથી જેટલાં મળી શકે તેટલાં એકઠાં કરીને તેમાં રાતા ફુલનો આંકડો, ધોળા ફુલનો આંકડો, ધોળા ફુલની ખપાટ, પીળા ફુલની ખપાટ, કપુરીમધુરી, અઘેડો, આસન્ધ, સમેરવો, વિદારી–કંદ, જલશૂક (એક જાતનો પાણીનો કીડો) અને કાકોલ્યાદિ મધુરગણની ઓષધિઓનો કલ્ક નાખી ઉપર કહેલા સ્નેહોનો ચોથો હિસ્સો અને સ્નેહોથી ચારગણું દુધ નાખી, સ્નેહના પાકની વિધિથી પકાવીને તેને સારા બંદોબસ્તથી સાચવી રાખવું અથવા તો ફક્ત તલના તેલમાં જ ઉપર કહેલી આંકડો વગેરે ઓષધિઓનો કલ્ક તથા દુધ નાખી તેલને પકાવીને તૈયાર કરવું. ૨૦

### તેલના અભ્યંગનો વિધિ.

**स्विदितोन्मर्दितं कर्णं स्नेहेनानेन योजयेत् ।**
**अथानुपद्रवः सम्यग्बलवांश्च विवर्धते ॥ २१ ॥**
**यवाश्वगन्धायष्ट्याह्वैस्तिलैश्चोद्वर्तनं हितम् ।**

૨૫ કાનને સેકીને તથા ચોળીને તે ઉપર એ સ્નેહનો અથવા તો તેલનો અભ્યંગ કરવો (ચોળવું–માલીસ કરવી તે). એથી કાન–કાનની બૂટ બલવાન્ અને ઉપદ્રવો વગરની થઇને વૃદ્ધિ પામે છે. અભ્યંગ કર્યા પછી જવ, આસન્ધ, જેઠીમધ અને તલ એઓને વાટીને તેનાથી કાનને માલીશ કરવી (ચોળીને સાફ કરવો.) ૨૧

### બીજું અભ્યંગ તેલ બનાવવાનો વિધિ.

**शतावर्यश्वगन्धाभ्यां पयस्यैरण्डजीवनैः ॥ ॥ २२ ॥**
**तैलं विपक्वं सक्षीरमभ्यंगात्पालिवर्धनम् ।**

૨૬ શતાવરી, આસન્ધ, વિદારીકંદ, એરંડ અને જીવનીયગણ એઓનો કલ્ક કરી તેથી ચારગણું તેલ તથા તેલથી ચારગણું દુધ લઇને તેમાં તેલ પકાવવું. આ તેલનો અભ્યંગ કરવાથી કાનની બૂટ વધે છે. ૨૨

### કાન ન વધે તો કેવી ચિકિત્સા કરવી?

**ये तु कर्णा न वर्धन्ते विधिनानेन योजिताः ॥ २३ ॥**
**तेषामपांगदेशेषु कुर्यात्प्रच्छानमेव तु ॥**
**बाह्यच्छेदं न कुर्वीत व्यापदस्तु ततो ध्रुवाः ॥ २४ ॥**

૨૭ કાનને વધારવાના ઉપાયો કર્યા છતાં પણ જો કાન વધે નહિ તો તે કાનની પુતળીના નીચેના ભાગમાં શસ્ત્રથી જરાક છરકો જ કરવો. પરંતુ કાનની પુતળીના બાહારના ભાગમાં કદી પણ છેદન કરવું નહિ. બાહારના ભાગમાં જો છેદન–છરકો કરવામાં આવે તો તેથી કાયમની પીડાઓ થાય છે. ૨૩–૨૪

### નહિ રુઝાયલા કાનને વધારવાથી કાન ત્રુટી જાય છે.

**बद्धमात्रं तु यः कर्णं सहसैवाभिवर्धयेत् ।**
**आमकोशी समाध्मातः क्षिप्रमेव विमुच्यते ॥ २५ ॥**

૨૮ જે પુરૂષ કર્ણબન્ધ કરીને (કાનને સાંધીને) તુરત જ કાનને વધારવાની ઇચ્છા કરે છે તો તે કાન મધ્યભાગ બરાબર નહિ રુઝાવાથી સુજી જઇને તુરત જ ત્રુટી જાય છે. (કર્ણબન્ધ છૂટા પડી જાય છે). ૨૫

### કાનને ક્યારે વધારવો?

**जातरोमा सुवर्त्मा च श्लिष्टसंधिः समः स्थिरः ।**
**सुरूढोऽवेदनो यस्तु तं कर्णं वर्धयेच्छनैः ॥ २६ ॥**

૨૯ કાન જ્યારે સારી પેઠે રુઝાઈ જાય, તેની વેદના મટી જાય, રુવાંડાઓ ઉગી નીકળે, સાંધાઓ બરાબર મળી જાય, છિદ્ર સારું થઈ જાય, તથા તે સરખો અને મજબૂત થઈ જાય, ત્યારે તેને ધીરે ધીરે વધારવો. ૨૬

### ક્યાં કયો કર્ણબંધ બાંધવો?

**अमिताः कर्णबन्धास्तु विज्ञेयाः कुशलैरिह ।**
**यो यथा सुनिविष्टः स्यात्तं तथा विनियोजतेत् ॥ २७ ॥**

૩૦ કુશળ વૈદ્યોએ કર્ણના અપાર બંધો છે એમ જાણવું; અને તેમાંથી જ્યાં જે બંધ યોગ્ય જણાય ત્યાં તે બંધની યોજના કરવી. ૨૭

### કાનની બૂટના વ્યાધિઓ અને તેની ચિકિત્સા.

**(कर्णपाल्यामयान्नॄणां पुनर्वक्ष्यामि सुश्रुत ।**
**कर्णपाल्यां प्रकुपिता वातपित्तकफास्त्रयः ॥ १ ॥**
**द्विधा वाप्यथ संसृष्टाः कुर्वंति विविधा रुजः ।**
**विस्फोटःस्तब्धता शोफः पाल्यां दोषे तु वातिके २**
**दाहविस्फोटजननं शोफः पाकश्च पैत्तिके ।**
**कण्डूः सश्वयथुः स्तम्भो गुरुत्वं च कफात्मके ॥ ३ ॥**
**यथादोषं च संशोध्य कुर्यात्तेषां चिकित्सितम् ।**
**स्वेदाभ्यंगपरीषेकैः प्रलेपासृग्विमोक्षणैः ॥ ४ ॥**
**मृद्वीं क्रियां बृंहणीयैर्यथास्वं भोजनैस्तथा ।**
**य एवं वेत्ति दोषाणां चिकित्सां कर्तुमर्हति ॥ ५ ॥**

૩૧ હે સુશ્રુત! હવે મનુષ્યોને કાનની બૂટમાં જે રોગો થાય છે તે રોગો ફરીથી કહું છું:–કાનની બૂટમાં કોપાયમાન થયેલા વાત પિત્ત અને કફ આ ત્રણ દોષો જૂદા જૂદા, બબ્બે મળીને, અથવા તો ત્રણેય મળીને

અનેક જાતના રોગોને ઉત્પન્ન કરે છે. જો વાયુનો પ્રકોપ થયો હોય તો ફોડલા, જડતા, અને સોજો થાય છે. પિત્તનો પ્રકોપ થયો હોય તો દાહ, ફોડલા, સોજો, અને પાક થાય છે. જો કફનો પ્રકોપ થયો હોય તો ખરજ, સોજા, જડતા અને ભારેપણું થાય છે. દોષને અનુસરતું સંશોધન કરીને યોગ્યતા પ્રમાણે સ્વેદનોથી, અભ્યંગોથી, સ્નેહાદિકની ધારાઓ કરવાથી, પ્રલેપોથી, અને લોહી કાઢવાથી તે તે વ્યાધિઓની ચિકિત્સા કરવી, તથા યોગ્યતા પ્રમાણે બૃંહણીય ઔષધોથી તથા બૃંહણીય ભોજનોથી સુકુમાર ચિકિત્સા કરવી. જે વૈદ્ય આ પ્રમાણે દોષોની પરીક્ષા કરી શકે છે તે વૈદ્ય ચિકિત્સા કરવાને લાયક છે. ૧–૫

### કાનના બૂટના રોગોનાં નામ અને તેની સામાન્ય ચિકિત્સા

अत ऊर्ध्वं नामलिंगैर्वक्ष्ये पाल्यामुपद्रवान्।
उत्पाटकश्चोत्पुटकः श्यावः कण्डूयुतो भृशम् ॥ ६॥
अवमन्थः सकण्डूको ग्रन्थिको जम्बुलस्तथा।
स्रावी च दाहवांश्चैव शृण्वेषां क्रमशः क्रियाम्॥७॥
अपामार्गः सर्जरसः पाटलालकुचत्वचौ।
उत्पाटके प्रलेपः स्यात्तैलमेभिश्च पाचयेत् ॥ ८ ॥
शम्याकशिग्रुपूतीकगोधामेदोऽथ तद्वसा।
वाराहं गव्यमैणेयं पित्तं सर्पिश्च संसृजेत् ॥ ९ ॥
लेपमुत्पुटके दद्यात्तैलमेभिश्च साधितम्।
गौरीं सुगन्धां सश्यामामनन्तां तण्डुलीयकम् १०
श्यावे प्रलेपनं दद्यात्तैलमेभिश्च साधितम्।
पाठां रसांजनं क्षौद्रं तथा स्यादुष्णकांजिकम् ११
दद्यात्लेपं सकण्डूके तैलमेभिश्च साधितम्।
व्रणीभूतस्य देयं स्यादिदं तैलं विजानता ॥ १२॥
मधुकक्षीरकाकोलीजीवकाद्यैर्विपाचितम्।
गोधावराहसर्पाणां वसाः स्युः कृतबृंहणे ॥ १३ ॥
प्रलेपनमिदं दद्यादवसिच्यावमन्थके।
प्रपौण्डरीकं मधुकं समंगां धवमेव च ॥ १४ ॥
तैलमेभिश्च संपक्वं शृणु कण्डूमतः क्रियाम्।
सहदेवा विश्वदेवा अजाक्षीरं ससैन्धवम् ॥ १५ ॥
एतैरालेपनं दद्यात्तैलमेभिश्च साधितम्।
ग्रन्थिके गुटिकां पूर्वं स्रावयेदवपाट्य तु ॥ १६ ॥
ततः सैन्धवचूर्णं तु घृष्ट्वा लेपं प्रदापयेत्।
लिखित्वा तत्स्रुतं दृष्ट्वा चूर्णै रोध्रस्य जम्बुले १७
क्षीरेण प्रतिसार्यैनं शुद्धं संरोपयेत्ततः।
मधुपर्णीं मधूकं च मधुकं मधुना सह ॥ १८ ॥
लेपः स्राविणि दातव्यस्तैलमेभिश्च साधितम्।
पंचवल्कैः समधुकैः पिष्टैस्तैश्च घृतान्वितैः ॥ १९ ॥
जीवकाद्यैः ससर्पिष्कैर्दह्यमानं प्रलेपयेत् ॥

૩૨ હે સુશ્રુત ! હવે કાનની બૂટમાં જે રોગો થાય છે તે રોગોનાં નામ તથા લક્ષણ કહું છું:–[1]उत्पाटक, [2]उत्पुटक, [3]श्याव, [4]सकंडूक, [5]अवमंथ, [6]कंडूमान्, [7]ग्रंथिक, [8]जंबुल, [9]स्रावी અને [10]दाहवान् આવા નામના દશ કાનની બૂટના રોગ છે. એઓની અનુક્રમથી ચિકિત્સા કહું છું તે તું સાંભળ:–उत्पाटक થયો હોય તો અઘેડો, રાળ, પાડળ અને ક્ષુદ્ર ફણસની છાલનો લેપ કરવો તથા આ ઓષધીનો કલ્ક નાખીને પકાવેલું તેલ લગાડવું. उत्पुटक થયો હોય તો ગરમાળો, સરગવો, કરંજ, ચંદનઘોની મેદા, ચંદનઘોની વસા, સુવરનું પિત્ત, બળદનું પિત્ત, કાળા હરિણનું પિત્ત અને ઘી આ બધાંને વાટીને તેનો લેપ કરવો તથા તેઓના કલ્કથી પકાવેલું તેલ લગાડવું. श्याव થયો હોય તો હળદર, નગડ, ધઉલા, ધોળી ધરો અને તાંદળજો આ સર્વને વાટીને તેનો લેપ કરવો, તથા એઓનો કલ્ક નાખીને પકાવેલું તેલ લગાડવું. सकंडूक થયો હોય તો કાળીપાટ, રસવંતી, મધ, અને ગરમ કાંજી આ સર્વનો લેપ કરવો, અને તેઓનો કલ્ક નાખીને પકાવેલું તેલ લગાડવું. જો सकंडूक વ્રણવાળો થયો હોય તો ડાહ્યા વૈદ્યે જેઠીમધ, ક્ષીરકાકોળી, અને જીવક ઇત્યાદિ ઔષધોથી પકાવેલું તેલ લગાડવું તથા બૃંહણક્રિયા કરીને ચંદનઘો, સુવર અને સર્પની ચરબીનો લેપ કરવો. अवमंथक થયો હોય તો લોહી કાઢી નાખીને પાંડેરવો, જેઠીમધ, મજીઠ, અને ધાવડો આનો લેપ કરવો, અને તેઓનો કલ્ક નાખીને પકાવેલું તેલ લગાડવું. कंडूमान् થયો હોય તો સેદરડી અને ગંગેટીને બકરીના દુધમાં સૈંધવની સાથે વાટીને તેનો લેપ કરવો, અને તેઓનો કલ્ક નાખીને પકાવેલું તેલ લગાડવું. ग्रंथिक થયો હોય તો પ્રથમ ગાંઠને ચીરીને તેમાંથી લોહી કાઢી નાંખવું. તે પછી તેના ઉપર સીંધાલુણનું ચૂર્ણ ઘસીને તેનો જ લેપ કરવો. जंबुल થયો હોય તો શસ્ત્રથી તેને ખોતરીને તેમાંથી લોહી કાઢી નાંખવું અને તેના ઉપર લોદરનું ચૂર્ણ ઘસવું અને પછી દુધથી તેને ધોઈ નાખીને તે શુદ્ધ થાય કે તેના ઉપર રોપણક્રિયા (રુઝ

---

૧ કાનની બૂટમાં દાહ, પાકને પીડા સાથે જે સોજો થાય તે उत्पाटक કહેવાય છે. ૨ કાનની બૂટમાં સોજો થઈ આવે ને તેથી કાનની બૂટ ફાટી જાય તે उत्पुटक કહેવાય છે. ૩ દાહ તથા પાકની સાથે કાનની બૂટમાં જે કાળો સોજો થાય છે તે श्याव કહેવાય છે. ૪ કાનની બૂટમાં ખરજ સાથે જે સોજો થાય છે તે सकंडूक કહેવાય છે. ૫ કાનની બૂટમાં કફથી જે સોજો થાય છે ને તેમાં વેદના થાય છે તે अवमंथ કહેવાય છે. ૬ કાનની બૂટમાં ખરજની સાથે જે સોજો થાય છે તે कंडूमान કહેવાય છે. ૭ કાનની બૂટમાં ગાંઠરૂપ સોજો થાય તે ग्रंथिक કહેવાય છે. ૮ કાનની બૂટમાં જાંબુના જેવા રંગનો કાળો સોજો થાય તે जंबुल કહેવાય છે. ૯ કાનની બૂટમાં ખરજ, દાહ અને વેદનાવાળી સર્પના જેવી ફોડલીયો થાય, અને તેમાંથી લોહી કે પરુ સ્રવ્યા કરે તે स्रावी કહેવાય છે. ૧૦ કાનની બૂટમાં ભારે દાહવાળો સોજો થાય તે दाहाजान् કહેવાય છે.

લાવવાની ક્રિયા ) કરવી. સ્રાવી થયો હોય તો સીંવણુ, જેઠીમધ, મહુડાં, અને મધ આ બધાંને વાટીને તેનો લેપ કરવો, તથા એજ દ્રવ્યોના કલ્કથી પકાવેલું તેલ લગાડવું. દાહવાન્ થયો હોય તો [1]પંચવલ્કલ તથા જેઠીમધને વાટી, તેમાં ઘી મેળવીને તેનો લેપ કરવો, અથવા તો જીવકાદિક દ્રવ્યો વાટી તેમાં ઘી મેળવીને તેનો લેપ કરવો. ૧–૧૯

**કપાઈ ગયેલા નાકને સાંધવાનો વિધિ.**

**विश्लेषितायास्त्वथ नासिकाया**
**वक्ष्यामि संधानविधिं यथावत् ।**
**नासाप्रमाणं पृथिवीरुहाणां**
**पत्रं गृहीत्वा त्ववलम्बितस्य ॥ २८ ॥**
**तेन प्रमाणेन हि गण्डपार्श्वा-**
**दुत्कृत्य बद्धं त्वथ नासिकाग्रम् ।**
**विलिख्य चाशु प्रतिसंदधीत**
**तत्साधुबंधैर्भिषगप्रमत्तः ॥ २९ ॥**
**सुसंहितं सम्यगथो यथावन्**
**नाडीद्वयेनाभिसमीक्ष्य बद्ध्वा ।**
**प्रोन्नम्य चैनाम्**

૩૩ હવે નાક કપાઈ ગયું હોય તો તેને સાંધવાનો વિધિ યથાર્થ રીતે કહું છું:-જેટલો ભાગ નાકનો કપાઈ ગયો હોય તેવડા પ્રમાણનું કોઈ ઝાડનું પાંદડું લઇને તેને ગાલ ઉપર મૂકીને બરાબર તેટલું જ ગાલને વળગી રહેલા છેડાવાળું માંસ કાપી લેવું અને પછી શસ્ત્રથી નાકના આગળના ભાગ ઉપર ટોચા દઇને તુરત જ સાવધાનીથી તે નાકના આગળના ભાગને પેલા ગાલના માંસથી સારાં બંધનોવડે સાંધી દેવો. તે પછી તે નાક બરાબર સંધાઈ ગયું છે એમ જોઇને શ્વાસ લેવામાટે બરુની અથવા તો એરંડાની બે નળી નાકને ઉંચું કરીને તેની નીચે નાખવી અને રુના પૂંભડાથી તે બંને નળીને બાંધી લેવી. ૨૮–૨૯

**સાંધેલા નાકની ચિકિત્સા.**

**अवचूर्णयेच्च**
**पतङ्गयष्टीमधुकांजनैश्च ॥ ३० ॥**
**संछाद्य सम्यक् पिचुना सितेन**
**तैलेन सिंचेदसकृत्तिलानाम् ।**
**घृतं च पाय्यः स नरः सुजीर्णे**
**स्निग्धो विरेच्यः स यथोपदेशम् ॥ ३१ ॥**
**रूढं च सन्धानमुपागतं स्यात्**
**तदर्धशेषं तु पुनर्निकृन्तेत् ।**
**हीनां पुनर्वर्द्धयितुं यतेत**
**समां च कुर्यादतिवृद्धनासाम् ॥ ३२ ॥**

નાકને સાંધ્યા પછી એના ઉપર રતાંજલિ, જેઠીમધ, અને રસવંતીનું ચૂર્ણ ભરભરાવીને, રુના સફેદ પૂંભડાથી સંપૂર્ણ રીતે ઢાંકી દેવું અને તેના ઉપર વારંવાર તલનું તેલ સીંચ્યા કરવું. તે પછી એ મનુષ્યને ઘી પાઇને સ્નિગ્ધ કરવો, અને તે સ્નિગ્ધ થાય એટલે તેને ભોજન કરાવવું અને ભોજન સારી રીતે પચી ગયા પછી તેને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિરેચન આપવું. નાકની સાથે સાંધેલો ભાગ સારી રીતે રુઝાઈ જાય અને તેના સાંધા મળી જાય, એટલે ગાલની સાથે વળગી રહેલા માંસના છેડાને કાપી નાખવો આમ કર્યા છતાં પણ જો નાક ટુંકું રહી જાય તો તેને વધારવામાટે ફરીને યત્ન કરવો અને નાક જો બહુ વધી જાય તેને સરખું કરવું. ૩૦–૩૨

**કપાઈ ગયેલા હોઠને સાંધવાનો વિધિ.**

**नाडीयोगं विनौष्ठस्य नासासंधानवद्विधिम् ।**
**य एवमेव जानीयात्स राज्ञः कर्तुमर्हति ॥ ३३ ॥**

૩૪ કપાઈ ગયેલા હોઠને સાંધવાનો વિધિ પણ નાકને સાંધવાના વિધિના જેવો જ છે. માત્ર તેમાં નળીઓ લગાડવી નહિ. જે વૈદ્ય આ પ્રમાણે ચિકિત્સા કરી જાણે છે તે વૈદ્ય રાજાની ચિકિત્સા કરવાને યોગ્ય ગણાય છે. ૩૩

## અધ્યાય ૧૭ મો.

### [1]આમપક્વૈષણીય (કાચા તથા પાકેલા સોજાની સમજણ વિશેનો).

### ઉપક્રમ.

**अथात आमपक्वैषणीयमध्यायं व्याख्यास्यामः ॥१॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'આમપક્વૈષણીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

**સોજાનું સ્વરૂપ.**

**शोफसमुत्थाना ग्रन्थिविद्रध्यलजीप्रभृतयः प्रायेण व्याधयोऽभिधास्यन्तेऽनेकाकृतयस्तैर्विलक्षणः पृथुर्ग्रथितः समो विषमो वा त्वङ्मांसस्थायी दोषसंघातः शरीरैकदेशोत्थितः शोफ इत्युच्यते ॥ ३ ॥**

૨ ઘણું કરીને સોજાની પેઠે ઉત્પન્ન થનારા અને જુદા જુદા પ્રકારના અનેક આકારોવાળા ગ્રન્થિ, વિદ્રધિ, અલજી વગેરે રોગો કે જેઓ (જેઓનાં લક્ષણો) આગળ કહેવામાં આવશે તેથી જુદા જ પ્રકારનો (જુદાં જ લક્ષણોવાળો) ચામડી અને માંસનો આશ્રય કરીને રહે-

---

૧ વડ, ઉંબરો, પીપળો, પારસપીપળો, અને પીપર આ પાંચ ક્ષીરવાળાં વૃક્ષની છાલ પંચવલ્કલ કહેવાય છે.

૨ આ ૧૯ શ્લોકોને પૂર્વાચાર્યોએ ક્ષેપક માન્યા છે. અને ડલ્હણે પણ આટલા ભાગ ઉપર ટીકા કરી નથી.

૧ આમ કહેતાં કાચા અને પક્વ કહેતાં પાકતા તથા પાકી ગયેલા એવા સોજાનાં एषणम् કહેતાં વિજ્ઞાનને ઉદ્દેશીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે માટે આ અધ્યાયનું નામ આમપક્વૈષણીય છે.

નારો, દોષોથી ભરપૂર શરીરના, એક દેશમાં જે વિસ્તીર્ણ, ગાંઠના જેવો ઉંચો અને સરખો, વાંકોચુકો અથવા તો ઉંચો નીચો ઉભરો ઉત્પન્ન થાય તેને શોફ-શોથ-સોજો કહેવામાં આવે છે. ૩

### સોજાના ૭ પ્રકાર.

**स षड्विधो वातपित्तकफशोणितसन्निपाताऽगन्तुनिमित्तः ॥**

૩ વાયુથી ઉત્પન્ન થયેલો, પિત્તથી ઉત્પન્ન થયેલો, કફથી ઉત્પન્ન થયેલો, સન્નિપાતથી ઉત્પન્ન થયેલો, રક્તથી ઉત્પન્ન થયેલો અને આગન્તુ કારણોથી ઉત્પન્ન થયેલો એ રીતે સોજો ૭ પ્રકારનો છે (એટલે વાયુ, પિત્ત કફ, સન્નિપાત, રક્ત અને આગન્તુ એ ૭ કારણોથી સોજો ઉત્પન્ન થાય છે).

### વાયુના સોજાનાં લક્ષણ.

**तस्य दोषरूपव्यंजकैर्लक्षणानि व्याख्यास्यामः । तत्र वातशोफोऽरुणः कृष्णो वा परुषो मृदुरनवस्थितःस्तोदादयश्चात्र वेदनाविशेषा भवन्ति ॥**

૪ વાતાદિદોષોના વર્ણો અને ચિહ્નો ઉપરથી તે સોજાનાં લક્ષણો કહીએ છીએઃ વાયુથી ઉત્પન્ન થયેલો સોજો લાલ અથવા કાળો, રૂક્ષ (ખરસટ), નરમ અને ચંચલ (એક જ જગો ઉપર નહી રહેનારો) હોય છે તથા તેમાં સોયો ભોંકાયાજેવી વગેરે અનેક પ્રકારની વેદનાઓ થાય છે.

### પિત્તના સોજાનાં લક્ષણ.

**पित्तशोफः पीतो मृदुः सरक्तो वा शीघ्रानुसारी चोषादयश्चात्र वेदनाविशेषा भवन्ति ॥**

૫ પિત્તથી ઉત્પન્ન થયેલો સોજો બીલકુલ પીળો, અથવા કંઇક રાતો અને પીળો, કોમળ અને તુરત પ્રસરનારો હોય છે તથા તેમાં ચોષ (બળતરા આકર્ષણ) વગેરે અનેક પ્રકારની વેદનાઓ થાય છે.

### કફના સોજાનાં લક્ષણ.

**श्लेष्मशोफः पाण्डुः शुक्लो वा कठिनः शीतः स्निग्धो मन्दानुसारी कण्ड्वादयश्चात्र वेदनाविशेषा भवन्ति ॥**

૬ કફથી ઉત્પન્ન થયેલો સોજો બીલકુલ સફેદ અથવા કંઇક પીળો અને સફેદ, કઠણ, થંડો, સ્નિગ્ધ અને મંદગતિવાળો (જલદી નહી પ્રસરનારો) હોય છે તથા એમાં ખરજ વગેરે અનેક જાતની વેદનાઓ થાય છે.

### સંનિપાતના સોજાનાં લક્ષણ.

**सर्ववर्णवेदनः सन्निपातश्वयथुः ॥**

૭ સંનિપાતથી થયેલા સોજામાં ઉપર કહેલાં સઘળાં લક્ષણો હોય છે તથા ઉપર કહેલી સઘળી વેદનાઓ થાય છે.

### રક્તથી થયેલા સોજાનાં લક્ષણ.

**पित्तवच्छोणितजोऽतिकृष्णश्च ॥**

૮ રક્તથી ઉત્પન્ન થયેલો સોજો પિત્તથી ઉત્પન્ન થયેલા સોજાના જેવો અને બહુ કાળો હોય છે.

### આગંતુ સોજાનાં લક્ષણ.

**पित्तरक्तलक्षण आगन्तुर्लोहितावभासश्च ॥ ४ ॥**

૯ અભિઘાત વગેરે આગન્તુ કારણોથી ઉત્પન્ન થયેલા સોજામાં પિત્તથી થયેલા અને રક્તથી થયેલા સોજાનાં જે લક્ષણો કહેલાં છે તે સઘળાં લક્ષણો જોવામાં આવે છે. આ સોજાનો રંગ લાલ હોય છે. ૪

### સોજો પાકપર આવવાનાં કારણ.

**स यदा बाह्याभ्यन्तरैः क्रियाविशेषैर्न सम्भावितः प्रशमयितुं क्रियाविपर्ययाद्बहुत्वाद्वा दोषाणां तदा पाकाभिमुखो भवति ॥**

૧૦ એ સોજો જ્યારે લેપ કરવો, લોહી કઢાવવું વગેરે બાહરના ઉપચારોથી અને વમન-ઉલટી કરાવવી, વિરેચન-રેચ આપવો વગેરે અંદરના ઉપચારોથી પણ દોષોના બહુપણાને લીધે અથવા તો એ ઉપચારોમાં કંઇક ભૂલ થવાને લીધે શમાવી શકાય નહી ત્યારે પાકવા લાગે છે.

### કાચા સોજાનાં લક્ષણ.

**तस्याऽऽमस्य पच्यमानस्य पक्वस्य च लक्षणमुच्यमानमवधारय । तत्र मन्दोष्मता त्वक्सवर्णता शीतशोफता स्थैर्यं मन्दवेदनताल्पशोफता चामलक्षणमुद्दिष्टम् ॥**

૧૧ કાચા સોજાનાં, પાકવા લાગેલા સોજાનાં અને પાકી ગયેલા સોજાનાં જુદાં જુદાં લક્ષણો કહું છું તે સાંભળઃ જો સોજામાં ઉષ્ણપણું થોડું હોય, સોજાનો રંગ ચામડીના અસલ રંગ જેવો જ હોય, સ્પર્શ થંડો હોય, સોજો કઠણ હોય, તેમાં વેદના થોડી થતી હોય અને તેનો ચ્હડાવ થોડો હોય તો જાણવું કે સોજો કાચો છે.

### પાકવા માંડેલા સોજાનું લક્ષણ.

**सूचीभिरिव निस्तुद्यते दश्यत इव पिपीलिकाभिस्ताभिश्च संसृप्यत इव च्छिद्यत इव शस्त्रेण भिद्यत इव शक्तिभिस्ताड्यत इव दण्डेन पीड्यत इव पाणिना घट्टयत इव चाङ्गुल्या दह्यते पच्यत इव चाग्निक्षाराभ्यामोषचोषपरीदाहाश्च भवन्ति । वृश्चिकविद्ध इव च स्थानासनशयनेषु न शांतिमुपैति । आध्मातबस्तिरिवाततश्च शोफो भवति । त्वग्वैवर्ण्यं शोफाभिवृद्धिर्ज्वरदाहपिपासा भक्तारुचिश्च पच्यमानलिङ्गम् ॥**

૧૨ જો સોજામાં જાણે સોયો ભોંકાતી હોય, કીડીઓ

ચટકા ભરતી હોય અથવા તો સળવળતી હોય, શસ્ત્રથી છેદન થતું (કપાતું) હોય, ભાલાંઓથી ભેદન થતું (ચીરાતું) હોય, લાકડીથી માર પડતો હોય, હાથથી દબાણ થતું–દબાતું હોય, આંગળીઓથી મર્દન થતું–ચોળાતું હોય, અગ્નિથી બળતરા થતી હોય અને ક્ષારથી રંધાતું હોય તથા ચારે તરફથી દાહ થતો હોય એવી વેદનાઓ થાય, સોજાના એક પ્રદેશમાં અથવા તો સર્વત્ર બળતરા થાય તથા રોગીને વિછી કરડ્યો હોય તેવા માણસની પેઠે ઉઠતાં, બેસતાં કે સુતાં ક્યાંય પણ શાન્તિ મળે નહીં. સોજો ફુંકથી ફુલાવેલા મૂત્રાશયની પેઠે ચામડીના સંકોચથી રહિત–કરચલી વિનાનો થઈ જાય, ચામડીનો રંગ બદલાઈ જાય, સોજાનો ચ્હડાવો વધી જાય, તાવ આવે, શરીરમાં દાહ થાય, તરસ લાગ્યા કરે અને અન્ન ઉપર અરુચિ થાય તો જાણવું કે સોજો પાકવા માંડ્યો છે.

### પાકેલા સોજાનાં લક્ષણ.

**वेदनोपशान्तिः पाण्डुतालपशोफता वलीप्रादुर्भावस्त्वक्परिपुटनं निम्नदर्शनमङ्गुल्याऽवपीडिते प्रत्युन्नमनं वस्ताविवोदकसंचरणं पूयस्य प्रपीडयत्येकमन्तमन्ते वावपीडिते मुहुर्मुहुस्तोदः कण्डूरुन्नतता च व्याधेरुपद्रवशान्तिर्भक्ताभिकाङ्क्षा च पक्वलिङ्गम् ॥ ५ ॥**

૧૩ જો સોજામાં વેદના ઓછી થઈ જાય, સોજાનો રંગ ફીકો–સફેદ થઈ જાય, સોજાનો ઘેરાવો ઓછો થઈ જાય, સોજાની ઉપર કરચલીઓ પડી જાય, ચામડી ઉખડી (અથવા ફાટી) જાય, સોજાની કોર (છેડાનો ભાગ) નમી જાય, સોજાના એક પ્રદેશને આંગળીથી દબાવતાં બીજા પ્રદેશનું ઉંચાણ થતું જોવામાં આવે, સોજાના એક છેડાને દબાવવામાં આવે અથવા તે છેડો પોતાની મેળે દબાય તો જેમ મૂત્રાશયની કોથળીને દબાવતાં તેમાં પાણી આમ તેમ ફરે તેમ સોજામાં પરૂ ફરે, વારંવાર સોજામાં સોયો ભોંકાયા જેવી વેદના થાય, ખરજ–ચળ આવે, સોજો વચમાં ઉંચો થઈ જાય, દાહ, ચોષ વગેરે ઉપદ્રવો શાંત થઈ જાય અને અન્ન ઉપર રુચિ થાય તો જાણવું કે સોજો પાકી ગયો છે. ૫

### પાકેલા સોજાના સંબંધમાં વૈદ્યને સૂચના.

**कफजेषु तु रोगेषु गम्भीरगतित्वादभिघातजेषु च केषुचिदसमस्तं पक्वलक्षणं दृष्ट्वा पक्वमपक्वमिति मन्यमानो भिषग्मोहमुपैति । यत्र हि त्वक्सवर्णता शीतशोफता स्थौल्यमल्परुजताऽश्मवद्घनता न तत्र मोहमुपेयादिति ॥ ६ ॥**

૧૪ કફથી થયેલા સોજા મંદગતિવાળા હોય છે, અને અભિઘાતથી થયેલા કેટલાએક સોજાઓમાં ગુપ્ત ભાગમાં શલ્ય વગેરે પેસી જવાથી પાકવાનાં સંપૂર્ણ લક્ષણ જોવામાં આવતાં નથી તેથી વૈદ્ય પાકેલા સોજાને પણ કાચો માનીને ભૂલ ખાય છે. કફજન્ય તથા અભિઘાતજન્ય સોજા પાકી ગયા હોય તોપણ તેઓનો પાક ઉંડો હોવાથી ઉપરનો રંગ ચામડીના જેવો જ હોય છે અંદરના ભાગમાં સ્પર્શ ગરમ રહે છે અને બાહારના ભાગમાં શીતળ રહે છે, સોજો સ્થૂલ રહે છે, તેમાં પીડા થોડી થાય છે, સોજાનો ભાગ પથરાના જેવો કઠિન રહે છે, તેથી વૈદ્યને કાચાપણાની ભ્રાંતિ થવાનો સંભવ છે તોપણ જો ઉપર કહેલાં પાકી જવાનાં લક્ષણો તેના જોવામાં આવે તો વૈદ્યે તેને માટે જરા પણ મુઝાવું નહિ પણ સોજાને પાકી ગયેલા જાણવા. ૬

### તસ્કર (ચોર) વૈદ્યનું લક્ષણ.

**भवन्ति चात्र ॥**

**आमं विपच्यमानं च सम्यक् पक्वं च यो भिषक् ।**
**जानीयात्स भवेद्वैद्यः शेषास्तस्करवृत्तयः ॥ ७ ॥**

૧૫ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે:–જે વૈદ્ય કાચા સોજાને, પાકવા લાગેલા સોજાને અને પાકી ગયેલા સોજાને સારી પેઠે ઓળખી શકે તેને જ ખરો વૈદ્ય સમજવો. બાકીના (સોજાના કાચાપણા વગેરેનાં લક્ષણો નહિ જાણીને જ ચિકિત્સા કરનારા) વૈદ્યોને (તો રોગીના પ્રાણ અને ધનને લુટી લેનારા હોવાથી) ચોરનો ધંધો લઈ બેઠેલા સમજવા. ૭

### પાકેલા સોજામાં ત્રણે દોષોનું હોવાપણું.

**वातादृते नास्ति रुजा न पाकः**
**पित्तादृते नास्ति कफाच्च पूयः ।**
**तस्मात्समस्तान् परिपाककाले**
**पचंति शोफांस्त्रय एव दोषाः ॥ ८ ॥**

૧૬ વાયુ વિના વેદના થાતી નથી, પિત્ત વિના પાક થાતો નથી અને કફ વિના પરૂ થાતું નથી તેથી સિદ્ધ થાય છે કે પાકના સમયમાં ત્રણે દોષો સોજાને પકાવે છે એટલે કે પાકના સમયમાં સોજામાં વેદના, પાક અને પરૂ એ ત્રણે દોષોનાં લક્ષણો જોવામાં આવે છે તેથી સિદ્ધ થાય છે કે શરુઆતમાં સોજો એક દોષથી ઉત્પન્ન થાય છે. પરંતુ પાકના સમયમાં સોજામાં ત્રણેય દોષોનો સંબંધ થાય છે. ૮

### સોજાના પાકવિશે બીજા વિદ્વાનોનું મત.

**कालान्तरेणाऽभ्युदित्तं तु पित्तं**
**कृत्वा वशे वातकफौ प्रसह्य ।**
**पचत्यतः शोणितमेव पाको**
**मतोऽपरेषां विदुषां द्वितीयः ॥ ९ ॥**

૧૭ બીજા વિદ્વાનો તો સોજાના પાકવાના સંબંધમાં આ પ્રમાણે જુદો જ મત ધરાવે છે કે:–પોતાના પ્રકોપનો સમય પ્રાપ્ત થાય છે ત્યારે જોરમાં આવેલું પિત્ત વાયુ અને કફને ( કે જેઓ પચનક્રિયામાં પ્રતિબન્ધ કરનારા

છે તેઓને) પોતાના કબજામાં લઇને (કમજોર કરી નાખીને) લોહીને પકાવે છે (લોહીને પકાવીને પરુના રૂપમાં ફેરવી નાખે છે) એટલે સોજો પાકે છે. (ઉપરના મતમાં કફનું પરુ બને છે અને આ મતમાં લોહીનું પરુ બને છે આટલો બે મતમાં તફાવત છે.) ૯

**કાચા અથવા તો પાકવા લાગેલા સોજાને કાપવાથી ઉપદ્રવો થાય છે.**

**तत्रामच्छेदे मांसशिरास्नाय्वस्थिसंधिव्यापादनमतिमात्रं शोणितातिप्रवृत्तिर्वेदनाप्रादुर्भावोऽवदरणमनेकोपद्रवदर्शनं क्षतविद्रधिर्वा भवति ॥**

૧૮ કાચા સોજાને અથવા તો પાકવા લાગેલા સોજાને કાપવાથી માંસ, શિરા, સ્નાયુ અને સન્ધિના ભાગ એઓને બહુ જ નુકસાન પહોંચે છે લોહીનો બહુ સ્રાવ થાય છે, અનેક પ્રકારની વેદનાઓ થાય છે, સોજામાં ઊંડા ચીરા પડી જાય છે, અનેક ઉપદ્રવો જોવામાં આવે છે અથવા ક્ષતવિદ્રધિ થાય છે.

**પાકેલા સોજાને નહિ કાપવાથી તે અસાધ્ય થાય છે.**

**स यदा भयमोहाभ्यां पक्वमप्यपक्वमिति मन्यमानश्चिरमुपेक्षते व्याधिं वैद्यस्तदा गम्भीरानुगतो द्वारमलभमानः पूयः स्वमाश्रयमवदीर्योत्संगं महान्तमवकाशं कृत्वा नाडीं जनयित्वा कृच्छ्रसाध्यो भवत्यसाध्यो वेति ॥ १० ॥**

૧૯ જો વૈદ્ય અજ્ઞાનથી પાકેલા સોજાને પણ કાચો સમજીને અથવા પાકેલો સમજ્યા છતાં પણ બીકથી લાંબા વખત સુધી તેની ઉપેક્ષા (બેદરકારી) કરે (તેને કાપે નહિ) તો પરુ બહાર નીકળવાનો રસ્તો નહિ મળવાને લીધે અંદર ઊંડુ પેસી જઈ, પોતાનાં સ્થાનને ફાડી નાખી, અંદર ઊંડાણવાળી મ્હોટી કોતર પાડી નાડીવ્રણ ઉત્પન્ન કરીને કષ્ટસાધ્ય અથવા અસાધ્ય થઈ પડે છે. ૧૦

**ચંડાલ વૈદ્યનું લક્ષણ.**

**भवन्ति चात्र ॥**

**यश्छिनत्त्याममज्ञानाद्यश्च पक्वमुपेक्षते ।**
**श्वपचाविव मन्तव्यौ तावनिश्चितकारिणौ ॥ ११ ॥**

૨૦ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છેઃ-જે વૈદ્ય અજ્ઞાનને લીધે કાચા સોજાને કાપે અને જે વૈદ્ય અજ્ઞાનને લીધે પાકેલા સોજાની ઉપેક્ષા-બેદરકારી કરે (પાકેલા સોજાને વખતસર કાપે નહિ) તે બન્ને અવિચારી (વિચાર નહિ કરનારા) વૈદ્યને ચંડાળ જેવા માનવા. ૧૧

**શસ્ત્રક્રિયા કર્યા પહેલાં ભોજન કરાવવાનું કારણ.**

**प्राक्शस्त्रकर्मणश्चेष्टं भोजयेदातुरं भिषक् ।**
**मद्यपं पाययेन्मद्यं तीक्ष्णं योऽवेदनासहः ॥ १२ ॥**
**न मूर्च्छत्यन्नसंयोगान्मत्तः शस्त्रं न बुध्यते ।**
**तस्मादवश्यं भोक्तव्यं रोगेष्वक्तेषु कर्मणि ॥ १३ ॥**
**प्राणो ह्याभ्यन्तरो नृणां बाह्यप्राणगुणान्वितः ।**
**धारयत्यविरोधेन शरीरं पांचभौतिकम् ॥ १४ ॥**

૨૧ વૈદ્યે શસ્ત્રક્રિયા કર્યા પહેલાં રોગીને હિતકારી અન્ન જમાડવું અને જો રોગી વેદનાને સહન ન કરી શકે એવો હોય અને તેને મદ્ય પીવાની ટેવ હોય તો તેને તીક્ષ્ણ મદ્ય પણ પાવું. રોગીએ જો અન્ન ખાધેલું હોય તો તેને શસ્ત્રપ્રયોગથી મૂર્છા આવતી નથી અને જો મદ્ય પીને મત્ત થયો હોય તો તેને શસ્ત્રકર્મની વેદના જણાતી નથી. માટે શસ્ત્રપ્રયોગ કર્યાની પહેલાં મૂઢગર્ભ, ઉદર વગેરે રોગો સિવાય બીજા રોગોમાં શસ્ત્રકર્મ કરતી વખતે રોગીને અવશ્ય જમાડવો અને જો મદ્ય પીવાની ટેવ હોય તો મદ્ય પણ પાવું. મનુષ્યોના આભ્યંતર પ્રાણ-ઓજથી ઉત્પન્ન થનારી શક્તિ, બાહ્ય પ્રાણના કહેતાં અન્નના, તૃપ્તિકરવી વગેરે ગુણોથી તૃપ્ત થઇને મનુષ્યનાં પાંચભૌતિક શરીરને અડચણ વગર ટકાવી રાખે છે. ૧૨-૧૪

**સોજો અસાધ્ય થવાનું કારણ.**

**अल्पोमहान्वा क्रियया विना यः**
**समुच्छ्रितः पाकमुपैति शोफः ।**
**विशालमूलो विषमं विदग्धः**
**स कृच्छ्रतां यात्यवगाढदोषः ॥ १५ ॥**

૨૨ શરીરમાં ઉત્પન્ન થયેલો ન્હાનો કે મ્હોટો સોજો જો ચિકિત્સા વગરજ પોતાની મેળે સારી રીતે ઉંચો થઇને પાકે છે તો તે બહુ ઊંડાણમાં ફેલાઈ જાય છે, સરખી રીતે પાકતો નથી. (કોઈ જગોએ પાકે તો કોઈ જગોએ કાચો રહી જાય છે) તેનું પરુ બહુ ઊંડું ઉતરી જાય છે અને તે સોજો બહુ મુશ્કેલીથી મટી શકે છે. ૧૫

**ચિકિત્સા કરવાથી સોજો સાધ્ય સ્થિતિમાં આવે છે.**

**आलेपविस्रावणशोधनैश्च**
**सम्यक्प्रयुक्तैर्यदि नोपशाम्येत् ।**
**पच्येत शीघ्रं सममल्पमूलः**
**स पिण्डितश्चोपरि चोन्नतः स्यात् ॥ १६ ॥**

૨૩ લેપ કરવો, લોહી કઢાવવું અને વમન-વિરેચન વગેરેથી શોધન કરવું. એ ક્રિયાઓનો જો સારી રીતે પ્રયોગ કરવામાં આવે તો સોજો પાક્યા વગરજ શાંત થઈ જાય છે અને કદાચ શાન્ત ન થાય અને પાકે તો પણ તુરત અને સરખી રીતે પાકે છે, વધારે જગોમાં ફેલાતો નથી અને તે બરાબર ગોળ થઇને ઉપરના ભાગમાં ઉંચો થાય છે. ૧૬

**વ્રણમાંથી પરુ કાઢવાની જરૂર.**

**कक्षं समासाद्य यथैव वह्नि-**
**र्वाय्वीरितः सन्दहति प्रसह्य ।**

तथैव पूयोऽप्यविनिःसृतो हि
मांसं शिराःस्नायु च खादतीह ॥ १७ ॥

૨૪ જેમ અગ્નિ ખડની ગંજીમાં પડે અને પવન તેને મદદ કરે છે તો તે જેમ ગંજીને એકદમ બાળી નાખે છે. તેમ જ વ્રણની અંદરથી જો પરુને કહાડવામાં ન આવે તો તે વાયુ વગેરે દોષોથી પ્રેરાઇને માંસ, શિરાઓ અને સ્નાયુઓને બળપૂર્વક ખાઈ જાય છે-સડાવી નાખે છે. ૧૭

### સોજા ઉપર કરવાની સાત ક્રિયાઓ.

आदौ विम्लापनं कुर्याद्द्वितीयमवसेचनम् ।
तृतीयमुपनाहं च चतुर्थीं पाटनक्रियाम् ॥ १८ ॥
पंचमं शोधनं कुर्यात्षष्ठं रोपणमिष्यते ।
एते क्रमा व्रणस्योक्ताः सप्तमं वैकृतापहम् ॥ १९ ॥

૨૫ સોજા ઉપર પ્રથમ વિમ્લાપન ક્રિયા ( સોજાને બેસાડી દેનારા લેપ, પરિષેક વગેરે ક્રિયાઓ ) કરવી તેથી જો સોજો ન મટે તો બીજી અવસેચન ક્રિયા (લોહી કઢાવવું, ઉલટી કરાવવી, રેચ આપવો વગેરે ક્રિયાઓ) કરવી તેથી પણ સોજો ન મટે તો ત્રીજી ઉપનાહ ક્રિયા કરવી (પોટીસ બાંધવી). ઉપનાહ ક્રિયાથી સોજો બેસી જાય છે અથવા પાકે છે. જો પાકે તો ચોથી પાટનક્રિયા કરવી (શસ્ત્રથી સોજાને ચીરવો). શસ્ત્રપ્રયોગ કર્યા પછી વ્રણને સાફ કરવાને માટે (વ્રણમાં બાકી રહેલાં પરુને કહાડી નાખવામાટે ) પાંચમી શોધનક્રિયા કરવી. વ્રણ શુદ્ધ થયા પછી તેને રુઝવવાને માટે છઠ્ઠી રોપણક્રિયા કરવી (મલમ વગેરે લગાડવાં) અને વ્રણ રુઝાઈ ગયા પછી તે જગોને અસલના જેવી બનાવવામાટે તથા રુવાટાં ઉગાડવા માટે સાતમી વૈકૃતાપહ એટલે વિકૃતિનો ( વ્રણના વિકારનો ) નાશ કરનારી ક્રિયા કરવી. ૧૮-૧૯

---

## અધ્યાય ૧૮ મો.

## [1]વ્રણાલેપનબંધવિધિ (વ્રણના ઉપર લેપ કરવાનો અને પાટો બાંધવાનો વિધિ).

### ઉપક્રમ.

अथातो व्रणालेपनबन्धविधिमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥
यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'વ્રણાલેપનબંધવિધિ' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહ્યું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

---

[1] વ્રણના ઉપર કહેતાં સોજાના ઉપર આલેપન કહેતાં ઔષધનો લેપ કરવો અને બંધ કહેતાં પાટો બાંધવો આ બે વિષયનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું व्रणालेपनबंधविधि એવું નામ છે.

સોજા ઉપર લેપ કરવો એ શ્રેષ્ઠ છે અને તેના કરતાં પણ પાટો બાંધવો એ શ્રેષ્ઠ છે.

आलेप आद्य उपक्रम एष सर्वशोफानां सामान्यः प्रधानतमश्च, तं च प्रतिरोगं वक्ष्यामः । ततो बन्धः प्रधानं तेन शुद्धिर्व्रणरोपणमस्थिसंधिस्थैर्यं च ३

૩ લેપ કરવો એ મુખ્ય ક્રિયા છે, વાત આદિ સર્વ પ્રકારના સોજાઓને માટે સામાન્ય ચિકિત્સા છે, લેપ કરવાથી પીડા તુરત મટે છે તેથી સર્વ ચિકિત્સાઓમાં લેપ ઉત્તમોત્તમ ચિકિત્સા છે. પ્રત્યેક રોગના વિષયમાં તે લેપ વિશે અમે કહીશું. તે લેપના કરતાં પણ બંધ (પાટો) વધારે ઉત્તમ છે. (પાટાની ખાસ આવશ્યકતા છે) કારણ કે પાટાથી (ઔષધ સાથે પાટો બાંધવાથી) વ્રણની શુદ્ધિ થાય છે, વ્રણ રુઝાય છે, અને હાડકાંઓના સાંધાઓ મજબૂત થાય છે. ૩

### લેપ કરવાની રીત અને તેનું ફળ.

तत्र प्रतिलोममालिम्पेन्नानुलोमम् । प्रतिलोमे हि सम्यगौषधमवतिष्ठतेऽनुप्रविशति रोमकूपान् स्वेदवाहिभिश्च शिरामुखैर्वीर्यं प्राप्नोति ॥ ४ ॥ न च शुष्यमाणमुपेक्षेतान्यत्र पीडयितव्यात् । शुष्को ह्यपार्थकोरुक्करश्च ॥ ५ ॥

૩ લેપ કરવો તે રુવાડાંઓનાં વલણથી ઉલટી બાજુથી કરવો, પરંતુ રુવાડાંઓનાં વલણને અનુસરીને કરવો નહિ. રુવાડાંઓનાં વલણથી ઉલટી બાજુથી લેપ કરવામાં આવે છે તો તે ઔષધ સારી રીતે ચોંટી રહે છે, રુવાડાંઓના છિદ્રોમાં પ્રવેશ કરે છે, અને પરસેવાને વહન કરનારી શિરાઓનાં મુખો દ્વારા શરીરમાં પ્રવેશ કરીને શક્તિમાન્ થાય છે. લેપ કર્યા પછી તે લેપને સુકાવા દેવો નહિ. પરંતુ જો લેપ વ્રણને દબાવવા માટે તથા તાણવા માટે કરવામાં આવ્યો હોય તે લેપને સુકાવા દેવો. કારણ કે લેપ સુકાઈ ગયા પછી નિષ્ફળ થઈ પડે છે-કોઈ પણ જાતનો ફાયદો કરતો નથી. પરંતુ ઉલટી પીડા કરે છે. ૪-૫

### ત્રણ પ્રકારના લેપ અને કયા દોષમાં કયો લેપ કરવો તે વિશે.

स त्रिविधः प्रलेपः, प्रदेह, आलेपश्च । तेषामन्तरं प्रलेपः शीतस्तनुरविशोषी विशोषी च । प्रदेहस्तूष्णः शीतो वा बहलो बहुरविशोषी च । मध्यमोऽत्रालेपः । तत्र रक्तपित्तप्रसादकृदालेपः । प्रदेहो वातश्लेष्मप्रशमनः सन्धानः शोधनो रोपणः शोफवेदनापहश्च, तस्योपयोगः क्षताक्षतेषु । यस्तु क्षतेषूपयुज्यते स भूयः कल्क इति संज्ञां लभते, निरुद्धालेपसंज्ञः, तेनास्रावसन्निरोधो मृदुता पूतिमांसापकर्षणमन्तर्निर्दोषता व्रणशुद्धिश्च भवति ६

૪ પ્રલેપ, પ્રદેહ અને આલેપ એવા નામનો ત્રણ પ્રકારનો લેપ છે. તેમાં જે લેપ પાતળો કરવામાં આવે, જે શીતળ હોય, સુકાવા દેવાને અયોગ્ય અને જ્યાં સુકાવા દેવો જોઇએ ત્યાં સુકાવા દેવાને યોગ્ય હોય, તે પ્રલેપ કહેવાય છે. જે લેપ શીતળ અથવા તો ગરમ હોય અને જે જાડો, ઝાડો, અને સુકાય નહિ તેવો કરવામાં આવે તે પ્રદેહ કહેવાય છે. જેમાં પ્રલેપનાં લક્ષણ પણ હોય અને જેમાં પ્રદેહનાં લક્ષણ પણ હોય એવો મધ્યમ સ્થિતિવાળો લેપ આલેપ કહેવાય છે. આ લેપોમાં આલેપ નામનો લેપ લોહીને અને પિત્તને શુદ્ધ કરે છે. પ્રદેહ વાયુને તથા કફને શાંત કરે છે, ભાંગેલાં હાડને સાંધે છે, શુદ્ધ કરે છે, વ્રણમાં ભરતી લાવીને વ્રણને રુઝાવે છે, અને સોજાની વેદનાને મટાડે છે. જખમથી થયેલા સોજાઓમાં તથા જખમ વગર થયેલા સોજાઓમાં તે લેપનો ઉપયોગ કરવો. જખમથી થયેલા સોજાઓ ઉપર જ્યારે લેપ કરવામાં આવે છે ત્યારે તે લેપને આલેપ એવું નામ આપવામાં આવતું નથી પણ कल्क એવું નામ આપવામાં આવે છે. कल्क (ઔષધનો લોંદો) મૂકવાથી વ્રણમાંથી રુધિર વગેરેનો સ્રાવ બંધ પડે છે, વ્રણમાં કોમળપણું આવે છે, વ્રણમાંથી બગડેલું માંસ નીકળી જાય છે, અંદરના ભાગમાં થયેલું પરુ મટી જાય છે. વ્રણમાં રહેલા દોષો દૂર થઈ જાય છે અને વ્રણ સારું થઈ જાય છે. ૬

अविदग्धेषु शोफेषु हितमालेपनं भवेत् ।
यथास्वं दोषशमनं दाहकण्डूरुजापहम् ॥ ७ ॥
त्वक्प्रसादनमेवाग्र्यं मांसरक्तप्रसादनम् ।
दाहप्रशमनं श्रेष्ठं तोदकण्डूविनाशनम् ॥ ८ ॥
मर्मदेशेषु ये रोगा गुह्येष्वपि तथा नृणाम् ।
संशोधनाय तेषां हि कुर्यादालेपनं भिषक् ॥ ९ ॥

૫ કાચા સોજાઓ ઉપર આલેપ નામનો લેપ હિતકારક છે, (પાકા સોજાઓ ઉપર પ્રદેહ હિતકારક છે અને આ પ્રદેહને ઉપનાહ પણ કહે છે). વિકારોનું શમન કરે તેવાં યોગ્ય ઔષધોથી કરવામાં આવેલો આલેપ નામનો લેપ દોષોને શાંત કરે છે, પિત્ત સંબંધી દાહને, કફ સંબંધી ખરજને અને વાત સંબંધી વેદનાને મટાડે છે, ચામડીને શુદ્ધ કરવામાં આલેપ મુખ્ય છે. માંસને તથા રુધિરને સ્વચ્છ કરે છે, તથા રુધિર આદિ દૂષ્યોએ (દૂષણ પામવા યોગ્ય ધાતુઓએ) કરેલા દાહને, વ્યથાને તથા ખરજને મટાડે છે. મનુષ્યોને મર્મસ્થળોમાં તથા ગુહ્ય પ્રદેશોમાં પણ જે રોગો થયા હોય, તેઓનાં સંશોધન કરવામાટે વૈદ્યે આલેપનો ઉપયોગ કરવો. ૭–૯

### લેપમાં સ્નેહ કેટલો નાખવો તે વિશે.

( षड्भागं पैत्तिके स्नेहं चतुर्भागं तु वातिके ।
अष्टभागं तु कफजे स्नेहमात्रां प्रदापयेत् ॥१०॥)

૬ પિત્તથી થયેલા સોજા ઉપર જે લેપ કરવો હોય તે લેપમાં લેપના છઠ્ઠા ભાગ જેટલી, વાતથી થયેલા વ્રણ ઉપર જે લેપ કરવો હોય તે લેપમાં તે લેપના ચોથા ભાગ જેટલી, અને કફથી થયેલા વ્રણ ઉપર જે લેપ કરવો હોય તે લેપમાં તે લેપના આઠમા ભાગ જેટલી સ્નેહની માત્રા નાખવી. ૧૦

### આલેપ નામનો લેપ કેટલો જાડો કરવો તથા ક્યારે કરવો?

तस्य प्रमाणमार्द्रमाहिषचर्मोत्सेधमुपदिशंति ११
न चालेपं रात्रौ प्रयुञ्जीत माभूच्छैत्यपिहितोष्मणस्तदनिर्गमाद्विकारप्रवृत्तिरिति ॥ १२ ॥
प्रदेहसाध्ये व्याधौ तु हितमालेपनं दिवा ।
पित्तरक्ताभिघातोत्थे सविषे च विशेषतः ॥ १३ ॥

૭ આલેપનો (મધ્યમ પ્રકારના લેપનો) થર પાડાના આળાં ચામડાં જેટલો જાડો કરવો. એમ પ્રાચીન વૈદ્યો કહે છે. આલેપ નામના લેપનો પ્રયોગ રાત્રે કરવો નહિ. કારણકે જો રાત્રે તેનાથી લેપ કરવામાં આવે છે તો રુવાંડાંનાં છિદ્રો રુંધાઈ જવાથી અંદરની ગરમી બહાર નીકળી શકતી નથી તેથી રોગની વૃદ્ધિ થાય છે. પ્રદેહથી મટી શકે એવા વ્યાધિમાં પણ દિવસે લેપ કરવાથી ફાયદો થાય છે તથા રક્તથી, પિત્તથી અને અભિઘાતથી થયેલા વ્યાધિમાં અને ઝેરથી થયેલા વ્યાધિમાં તો દિવસે લેપ કરવાથી વિશેષ ફાયદો થાય છે. ૧૧–૧૩

### વાસી લેપ નુકસાન કરે છે.

न च पर्युषितं लेपं कदाचिदवचारयेत् ।
उष्माणं वेदनां दाहं घनत्वाज्जनयेत्स हि ॥ १४ ॥

૮ રાતવાસી લેપ કોઈ પણ દિવસ લગાડવો નહિ. કારણ કે વાસી લેપ ઘાટાપણાથી ગરમી, વેદના અને દાહ ઉત્પન્ન કરે છે. ૧૪

### એક લેપ ઉપર બીજો લેપ કરવો નહિ તથા વાપરેલા લેપનો ફરી ઉપયોગ કરવો નહિ.

उपर्युपरि लेपं तु न कदाचित्प्रदापयेत् ।
न च तेनैव लेपेन प्रदेहं दापयेत्पुनः ॥
शुष्कभावात्स निर्वीर्यो युक्तोऽपि स्यादपार्थकः १५

૯ એક લેપ કર્યો હોય તેના ઉપર બીજો લેપ કોઈ પણ દિવસ કરાવવો નહિ. તેમ શરીર ઉપરથી કાઢી નાખેલા લેપથી પણ ફરીથી લેપ કરાવવો નહિ. કારણ કે તે લેપ સુકાઈ જવાથી નિર્વીર્ય–વીર્ય–શક્તિ વિનાનો થઈ જાય છે તેથી લગાડવામાં આવ્યા છતાં પણ ફાયદો કરતો નથી. ૧૫

### વ્રણ ઉપર પાટા બાંધવાના પદાર્થો.

अत ऊर्ध्वं व्रणबन्धनद्रव्याण्युपदेक्ष्यामः । तद्यथा । क्षौमकार्पासाविकदुकूलकौशेयपत्रोर्णचीन-

**पट्टचर्मान्तर्वल्कलालाबूशकललताविदलरज्जुतूलफलसंतानिकालौहानीति ॥१६॥ तेषां व्याधिं कालं चावेक्ष्योपयोगः प्रकरणतश्चैषामादेशः ॥ १७ ॥**

૧૦ હવે પછી વ્રણુ ઉપર પાટા બાંધવાના પદાર્થો[1] કહીએ છીએ. અળસીનાં વસ્ત્ર, કપાસનાં વસ્ત્ર, ઉનનાં વસ્ત્ર, શણુનાં વસ્ત્ર, રેશમીનાં વસ્ત્ર, ધોયેલાં રેશમી વસ્ત્ર, ચીન દેશનાં વસ્ત્ર, ચામડાં, ઝાડની અંતર છાલ, તુંબડાની ફાડ, વેલા, વાંસ વગેરેની ચીરો, દોરી, રૂ, દુધની તર (સુતરની આંટી) અને સુવર્ણ વગેરે ધાતુઓ, આ વ્રણુને પાટા બાંધવાનાં સાધન છે. રોગને તથા સમયને જોઇને તે પાટાના પદાર્થોનો ઉપયોગ કરવો. પ્રકરણને અનુસરીને એટલે જેવું વ્રણુ હોય તેવો પાટો બાંધવા માટે કહેવામાં આવ્યું છે. ૧૬–૧૭

### ચૌદ પ્રકારના પાટાનાં નામ.

**तत्र कोशदामस्वस्तिकानुवेल्लितप्रतोलीमण्डलस्थगिकायमकखट्वाचीनविबन्धवितानगोफणाः पंचांगी चेति चतुर्दश बन्धविशेषाः । तेषां नामभिरेवाकृतयः प्रायेण व्याख्याताः ॥ १८ ॥**

૧૧ [2]કોશબંધ, દામબંધ, સ્વસ્તિકબંધ, અનુવેલ્લિતબંધ, પ્રતોલીબંધ, મંડલબંધ, સ્થગિકાબંધ, યમકબંધ, ખટ્વાબંધ, ચીનબંધ, વિબંધબંધ, વિતાનબંધ, ગોફણુાબંધ અને પંચાંગીબંધ આ રીતે ચૌદ જાતના બંધો (પાટાઓ) છે. આ બંધોની આકૃતિઓ ઘણું કરીને તેઓનાં નામો ઉપરથી જ કહેવામાં આવી છે. ૧૮

### કયા સ્થાનમાં કયો પાટો બાંધવો?

**तत्र कोशमङ्गुष्ठाङ्गुलिपर्वसु विदध्यात् । दाम सम्बाधेऽङ्गे । सन्धिकूर्चकभ्रूस्तनान्तरतलकर्णेषु स्वस्तिकम् । अनुवेल्लितं तु शाखासु । ग्रीवामेढ्रयोः प्रतोलीम् । वृत्तेऽङ्गे मण्डलम् । अङ्गुष्ठाङ्गुलिमेढ्राग्रेषु स्थगिकाम् । यमलव्रणयोर्यमकम् । हनुशङ्खगण्डेषु खट्वाम् । अपाङ्गयोश्चीनम् । पृष्ठोदरोरःसु विबन्धम् । मूर्द्धनि वितानम् । चिबुकनासौष्ठांसबस्तिषु गोफणाम् । जत्रूण ऊर्ध्वं पंचांगीमिति । यो वा यस्मिन् शरीरप्रदेशे सुनिविष्टो भवति । तं तस्मिन् विदध्यात् । यंत्रणं ऊर्ध्वमधस्तिर्यक्च ॥ १९ ॥**

૧૨ અંગુઠાના અને આંગળીઓના પર્વ ભાગમાં કોશબંધ બાંધવો, સંકડાશવાળા અંગમાં દામબંધ બાંધવો, સાંધાઓના મધ્ય ભાગમાં, કૂર્ચકાના મધ્ય ભાગમાં, ભ્રકુટીઓના મધ્ય ભાગમાં, સ્તનોના મધ્ય ભાગમાં, હાથ પગના તળીયાઓમાં, અને કાનમાં સ્વસ્તિકબંધ બાંધવો, પગમાં અને બાહુમાં અનુવેલ્લિતબંધ બાંધવો, કંઠમાં અને શિશ્નમાં પ્રતોલીબંધ બાંધવો, ગોળ અંગમાં મંડલબંધ બાંધવો, અંગુઠાના આગલા ભાગમાં, આંગળીના આગલા ભાગમાં, તથા શિશ્નના આગલા ભાગમાં સ્થગિકાબંધ બાંધવો, બે વ્રણુ હારદોર થયાં હોય ત્યાં યમકબંધ બાંધવો, હડપચી, લમણા અને ગાલના ભાગમાં ખટ્વાબંધ બાંધવો, નેત્રના છેડામાં ચીનબંધ બાંધવો, પીઠ, પેટ અને છાતીના ભાગમાં વિબંધબંધ બાંધવો, મસ્તક ઉપર વિતાનબંધ બાંધવો, ડાઢી,

---

[1] જો વાયુ અથવા તો કફ સંબંધી વ્યાધિ હોય અને વ્યાધિની જગ્યા દૃઢ-મજબુત હોય તો પાટો બાંધવામાં જાડા પદાર્થોનો ઉપયોગ કરવો, પિત્ત સંબંધી વ્યાધિ હોય, ઉષ્ણકાળ (ઉનાળો) હોય અને વ્યાધિનું સ્થાન મૃદુ હોય તો પાટો બાંધવામાં પાતળા પદાર્થોનો ઉપયોગ કરવો. મસ્તક ઉપર વ્રણુ થયેલું હોય તો તુંબડાની ફાડથી પાટો બાંધવો. જેમ સ્થાનનો તથા કાળનો વિચાર કરવો તેમ ચાલતા પ્રકરણનો પણુ વિચાર કરવો. જેમ કે કોઇને સર્પ કરડ્યો હોય તો રક્ષાના મંત્રો ભણીને જે ઠેકાણે સર્પ કરડ્યો હોય તેથી ચાર આંગળ દૂર દોરો બાંધવો, વાગવાથી લોહી વધારે નીકળતું હોય તો તેને અટકાવવા માટે સન્નાલિકા નામનો પાટો બાંધવો એટલે વહેતું લોહી અટકી જાય, હાડકું ભાંગી ગયું હોય તો તેને સાંધવા માટે કાળા રંગની ઉપળસરી વગેરેનો પાટો બાંધવો, માથા ઉપર વ્રણુ થયું હોય તો તુંબડાના કટકાથી પાટો બાંધવો. વગેરે વગેરે.

[2] રેશમનો કીડો પોતાની લાળમાંથી એક કોશ બનાવીને તેમાં રહે છે અને તેમાંથી બહાર નીકળવાની ઇચ્છા થાય છે ત્યારે તેના એક ભાગને કરડી, તેમાં કાણું પાડીને બાહાર નીકળી જાય છે તેવા આકારનો જે બંધ (પાટો) બાંધવામાં આવે તે કોશબંધ કહેવાય છે. દામ માળાનું નામ છે. તેના આકાર જેવો જે પાટો બાંધવામાં આવે છે તેને દામબંધ કહેવામાં આવે છે. સ્વસ્તિક એ સાથીઆનું નામ છે તેના આકાર જેવો ચોખંડો જે પાટો બાંધવામાં આવે છે તે સ્વસ્તિકબંધ કહેવાય છે. ઉત્તરોત્તર આંટાઓ દઇને જે બંધ–પાટો બાંધવામાં આવે છે તેને અનુવેલ્લિતબંધ કહેવામાં આવે છે. પ્રતોલી એ વિશાળ શેરીનું અથવા તો માર્ગનું નામ છે. જેમ વિશાળ શેરીમાંથી મનુષ્યો, હાથી, ઘોડા વગેરે સુખથી આવજાવ કરી શકે છે તેમ આ પાટો બાંધવાથી પવન, મૂત્ર વગેરેનો પણુ સારી રીતે ખુલાસો થઈ શકે છે તેથી આ બંધને ( પાટાને ) પ્રતોલીબંધ કહેવામાં આવે છે. જે પાટો ટોપીની પેઠે ગોળ આકૃતિથી બાંધવામાં આવે છે તે મંડલબંધ કહેવાય છે. જે પાટો દરજીની અંગુઠીના જેવા આકારનો બાંધવામાં આવે છે તેને સ્થગિકાબંધ કહેવામાં આવે છે. જે પાટો જોટા રૂપે બાંધવામાં આવે છે તેને યમકબંધ કહેવામાં આવે છે. જે પાટો ખાટલાના આકારે બાંધવામાં આવે છે તેને ખટ્વાબંધ કહે છે. જે પાટો વસ્ત્રના ચીરાઓથી બાંધવામાં આવે છે તે ચીનબંધ કહેવાય છે. જે પાટો ઉંચે બાંધેલા ચંદ્રવાની પેઠે બાંધવામાં આવે છે તેને વિતાનબંધ કહે છે. જે પાટો વિવિધ પ્રકારના બંધોથી બાંધવામાં આવે છે તેને વિબંધ કહે છે. જે પાટો પત્થરાઓ ફેંકવાની ગોફણુના આકારનો બાંધવામાં આવે છે તેને ગોફણુબંધ કહે છે. જે પાટો પાંચ તરફથી બાંધવામાં આવે છે તેને પંચાગી કહે છે.

નાક, હોઠ, ખભા અને મૂત્રાશય ઉપર ગોફણ બંધ બાંધવો, કંઠની હાંસડીના ઉપરના ભાગમાં પંચાંગી બંધ બાંધવો. અથવા તો શરીરના જે પ્રદેશમાં જે પાટો અનુકૂળ આવે તે પ્રદેશમાં તે પાટો બાંધવો. પાટાના છેડાની ગાંઠ ઉપરના ભાગમાં પણ બાંધી શકાય, નીચેના ભાગમાં પણ બાંધી શકાય અને આડા પ્રદેશમાં પણ બાંધી શકાય. ૧૯

### પાટો કેવી રીતે બાંધવો?

**तत्र घनां कवलिकां दत्वा वामहस्तपरिक्षेपमृजुमनाविद्धमसंकुचितं मृदुपट्टं निवेश्य बध्नीयात् । न च व्रणस्योपरि कुर्याद्ग्रन्थिमाबाधकरं च ॥**

૧૩ વ્રણ ઉપર ઔષધ લગાડી, તે ઔષધને જાડી એવી [1]કવલિકાથી ઢાંકી દઈને, ડાબા હાથથી સુકુમાર પાટાને પકડી રાખીને તે સીધા, છિદ્ર (કાંણા) વિનાના અને કરચલી વિનાના પાટાને વ્રણના પ્રદેશ ઉપર ગોઠવી દેવો અને જમણા હાથથી તેને બાંધવો. પાટાની ગાંઠ વ્રણના ઉપર ન આવે તેમ બાંધવી. તેમ વ્રણને પીડા કરે તે પ્રમાણે પણ બાંધવી નહિ.

### વ્રણમાં નાખવાની વાટ તથા ઔષધનો કલ્ક કેવો જોઇએ?

**न च विकेशिकौषधे अतिस्निग्धे अतिरूक्षे विषमे वा कुर्वीत । यस्मादतिस्नेहात्क्लेदो रौक्ष्याच्छेदो दुर्न्यासाद्व्रणवर्त्मावघर्षणमिति ॥ २० ॥**

૧૪ વ્રણમાં નાખવાની (કલ્ક, મધ અથવા તો ઘીથી ભીંજવેલાં વસ્ત્રની અથવા તો સૂત્રની) વાટ તથા વ્રણ ઉપર લગાડવાનાં ઔષધનો કલ્ક (લોંદો) અત્યંત સ્નિગ્ધ હોવો ન જોઇએ, અત્યંત રુક્ષ પણ હોવો ન જોઇએ, તેમ તેને વ્રણમાં વિષમરીતે પણ દાખલ કરવાં નહિ; કારણ કે અત્યંત સ્નિગ્ધ હોવાથી વ્રણમાં આર્દ્રપણું (ભીનાશ) થાય છે, અત્યંત રુક્ષ હોવાથી વ્રણના એકત્ર થતા બે હોઠને ફાડી નાખે છે, અને વિષમ રીતે દાખલ કરવાથી વ્રણનું મુખ ઘસાય છે. ૨૦

[1] મૂળમાં कवलिका શબ્દ છે તેનો આ પ્રમાણે અર્થ છે. कवलयति प्रच्छादनेन व्रणान् इति कवलिका વ્રણોને ઢાંકી દઇને કોળીયારૂપ કરે. અર્થાત્ ગ્રસી લે તે कवलिका કહેવાય. વ્રણના ઉપર ઔષધ લગાડીને તે ઉખડી ન જાય તેને માટે પાતળું લુગડું પાંદડું અથવા તો ઉંબરા વગેરે ઝાડની છાલ મૂકવામાં આવે છે અથવા તો બેવડું ત્રેવડું કરેલું પાતળું વસ્ત્ર વ્રણ ઉપર ઢાંકવામાં આવે છે અને તે વ્રણને ઢાંકી દે છે તેથી તે कवलिका કહેવાય છે. વળી તે कवलिकाને घनां એવું વિશેષણ આપીને કહે છે કે તે કવલિકા-ઘના એટલે ઘાટી હોવી જોઇએ. પાતળા વસ્ત્રને બેવડું ત્રેવડું કરવામાં આવે એટલે તે ઘાટું થાય તેને વ્રણના ઉપર મૂકવું. કવલના સ્વરૂપ વિશે બીજા તંત્રમાં કહ્યું છે કે;–'शूचिसूक्ष्मां दृढाः पट्टाःकवलाः ॥' સાફ, પાતળા અને મજબૂત પાટા કવલ કહેવાય છે.

### ત્રણ પ્રકારના પાટા અને કયા સ્થાનના વ્રણ ઉપર કયો પાટો બાંધવો તે વિશે.

**तत्र व्रणायतनविशेषाद्बन्धविशेषस्त्रिविधो भवति गाढः समः शिथिल इति ॥ २१ ॥**

**पीडयन्नरुजो गाढः सोच्छ्वासः शिथिलः स्मृतः ।**
**नैव गाढो न शिथिलः समो बन्धः प्रकीर्तितः २२**

**तत्र स्फिकुक्षिकक्षावङ्क्षणोरःशिरस्सु गाढः । शाखावदनकर्णकण्ठमेढ्रमुष्कपृष्ठपार्श्वोदरोरस्सु समः । अक्ष्णोः संधिषु च शिथिल इति ॥ २३ ॥**

૧૫ વ્રણનાં સ્થાનોના ભેદને લીધે ગાઢ (દૃઢ) સમ, અને શિથિલ (ઢીલો) એમ ત્રણ પ્રકારના પાટા બાંધવામાં આવે છે. જે બંધ (પાટો) વ્રણને દબાવે પરંતુ વેદના કરે નહિ તે પાટો ગાઢ કહેવાય છે, જે બંધ (પાટો) ઉચ્છ્વાસવાળો–પોચો) હોય તે શિથિલ કહેવાય છે અને જે બંધ ગાઢ પણ ન હોય અને શિથિલ પણ ન હોય તે બંધ 'સમ' કહેવાય છે. તેઓમાં ફૂલા, પેટ, કાખ, જાંઘના કાતરા, હૃદય, અને માથું આ પ્રદેશમાં, ગાઢ બંધ બાંધવો. હાથ, પગ, મુખ, કાન, કંઠ, શિશ્ન, વૃષણ, પીઠ, પડખાં, પેટ, અને વક્ષઃસ્થળ આ પ્રદેશમાં સમ બંધ બાંધવો. બન્ને નેત્ર ઉપર અને સંધિઓના ભાગમાં શિથિલ બંધ બાંધવો. ૨૧–૨૩

### વાતાદિક દોષાનુસાર પાટાઓ બાંધવા વિષે.

**तत्र पैत्तिकं गाढस्थाने समं बध्नीयात् समस्थाने शिथिलं शिथिलस्थाने न, एवं शोणितदुष्टं च । श्लेष्मिकं शिथिलस्थाने समं, समस्थाने गाढं, गाढस्थाने गाढतरमेवं वातदुष्टं च ॥ २४ ॥**

૧૬ જો વ્રણ પિત્તથી થયું હોય તો ગાઢ બંધ બાંધવાના સ્થાન ઉપર સમ બંધ બાંધવો. સમ બંધ બાંધવાના સ્થાન ઉપર શિથિલ બંધ બાંધવો. અને શિથિલ બંધ બાંધવાના સ્થાન ઉપર બંધ બાંધવોજ નહિ. વ્રણ જો દુષ્ટ (બગડેલાં) રુધિરથી થયું હોય તોપણ પિત્તના વ્રણ પ્રમાણેજ પાટો બાંધવો. વ્રણ જો કફથી થયો હોય તો શિથિલ બંધ બાંધવાના સ્થાન ઉપર સમ બંધ બાંધવો. સમ બંધ બાંધવાનાં સ્થાન ઉપર ગાઢ બંધ બાંધવો, અને ગાઢ બંધ બાંધવાનાં સ્થાન ઉપર અતિગાઢ બંધ બાંધવો. વ્રણ જો વાયુથી થયો હોય તોપણ કફ સંબંધી વ્રણની પેઠેજ બંધ બાંધવો. ૨૪

### ઋતુ પ્રમાણે પાટાઓ બાંધવાનો ક્રમ.

**तत्र पैत्तिकं शरदि ग्रीष्मे द्विरह्नो बध्नीयाद्रक्तोपद्रुतमप्येवम् । श्लेष्मिकं हेमन्तवसन्तयोस्त्र्यहाद्वातोपद्रुतमप्येवम् ॥२५॥**

૧૭ વ્રણ જો પિત્તથી થયું હોય તો શરદ્ઋતુમાં અને ગ્રીષ્મ ઋતુમાં તેના ઉપર એક દિવસમાં બે વાર બંધ–પાટો

બાંધવો. વ્રણ જો રુધિરથી દુષ્ટ થયું હોય તોપણ પિત્તના વ્રણની પેઠેજ પાટો બાંધવો. વ્રણ જો કફથી થયું હોય તો હેમંત ઋતુમાં અને વસંત ઋતુમાં તેના ઉપર ત્રણ ત્રણ દિવસે એકવાર પાટો બાંધવો. વાયુ સંબંધી વ્રણ હોય તોપણ એ પ્રમાણેજ વર્તવું. ૨૫

### વૈદ્યે પોતાના તર્કથી પાટાઓમાં ફેરફાર કરવો.

**एवमभ्यूह्य बन्धविपर्ययं च कुर्वीत ॥ २६ ॥**

૧૮ ઉપર જે પાટા બાંધવાનાં સ્થાનો કહ્યાં છે તેના તરફ ધ્યાન આપીને વૈદ્યે પંડે પણ તર્કવિતર્કો[1] કરીને પાટાઓમાં ફેરફાર કરવો. ૨૬

### જે ઠેકાણે જે પાટો બાંધવો જોઇએ ત્યાં તે ન બાંધવાથી હાનિ થાય છે.

**तत्र समशिथिलस्थानेषु गाढं बद्धे विकेशिकौषधैरनर्थकं शोफवेदनाप्रादुर्भावश्च । गाढसमस्थानेषु शिथिलं बद्धे विकेशिकौषधपतनं पट्टसंचाराद्व्रणवर्त्मावघर्षणमिति । गाढशिथिलस्थानेषु समं बद्धे च गुणाभाव इति ॥ २७ ॥**

૧૯ શરીરના જે પ્રદેશોમાં સમ કે શિથિલ બંધ બાંધવા જોઇએ તે પ્રદેશોમાં ગાઢ બંધ બાંધવામાં આવે તો વ્રણમાં નાખેલી વાટ, તથા ઔષધનો કલ્ક ફાયદો કરતાં નથી. અને સોજામાં વેદના થાય છે. શરીરના જે પ્રદેશોમાં ગાઢ કે સમ બંધ બાંધવા જોઇએ તે પ્રદેશોમાં શિથિલ બંધ બાંધવામાં આવે તો વ્રણમાં નાખેલી વાટ તથા લગાડેલું ઔષધ પડી જાય છે અને પાટાનો સંચાર થવાથી અર્થાત્ પાટો હાલવાથી વ્રણનું મુખ ઘસાય છે. શરીરના જે પ્રદેશોમાં ગાઢ કે શિથિલ બંધ બાંધવા જોઇએ તે પ્રદેશોમાં સમ બંધ બાંધવામાં આવે તો ફાયદો થાતો નથી. ૨૭

**अविपरीतबन्धे वेदनोपशान्तिरसृक्प्रसादो मार्दवं च ॥ २८ ॥**

૨૦ યોગ્ય રીતે બંધ (પાટો) બાંધવાથી ફાયદો થાય છે, વેદના બંધ પડે છે, લોહી સ્વચ્છ થાય છે, અને વ્રણ કોમળ થાય છે. ૨૮

### પાટો નહિ બાંધવાથી હાનિ થાય છે.

**अबध्यमानो दंशमशकतृणकाष्ठोपलपांशुशीतवातातपप्रभृतिभिर्विशेषैरभिहन्यते व्रणो विविधवेदनोपद्रुतश्च दुष्टतामुपैत्यालेपनादीनि चास्य विशोषमुपयान्ति ॥ २९ ॥**

૨૧ વ્રણના ઉપર પાટો બાંધવામાં ન આવે તો વ્રણ ડાંસ, મચ્છર, ખડ, કાષ્ઠ, પથરા, રજ (ધૂળ) ઠંડી, પવન તથા તડકો વગેરેથી ખરાબ થાય છે. વિવિધ વેદનાથી પીડા પામીને દૂષિત થાય છે—વકરે છે અને વ્રણ ઉપર કરેલા લેપાદિક પણ સુકાઈ જાય છે. ૨૯

### પાટો બાંધવાથી થનારા લાભ.

**चूर्णितं मथितं भग्नं विश्लिष्टमतिपातितम् ।**
**अस्थिस्नायुशिराच्छिन्नमाशु बन्धेन रोहति ॥३०॥**
**सुखमेवं व्रणी शेते सुखं गच्छति तिष्ठति ।**
**सुखं शय्यासनस्थस्य क्षिप्रं संरोहति व्रणः ॥३१॥**

૨૨ ચૂર્ણરૂપ થઈ ગયેલાં, હલબલી ગયેલાં, ભાંગી ગયેલાં, સંધિસ્થાનમાંથી છુટાં પડી ગયેલાં, સ્થાનમાંથી છુટાં પડીને લટકતાં અને છેદાઈ ગયેલાં હાડકાંઓ, સ્નાયુઓ અને શિરાઓ પાટો બાંધવાથી તુરત સારાં થાય છે. વળી વ્રણવાળો મનુષ્ય પણ પાટો બાંધવાથી સુખે સુઈ શકે છે, સુખે ચાલી શકે છે, સુખે ઉભી શકે છે, અને સુખથી સુઈ શકતા તથા સુખથી બેસી શકતા એવા તે મનુષ્યના વ્રણો પણ તુરત રૂઝાઈ જાય છે. ૩૦-૩૧.

### કેવા વ્રણો ઉપર પાટો બાંધવો નહિ?

**अबन्ध्याः पित्तरक्ताभिघातविषनिमित्ता यदा चोषदाहपाकरागवेदनाभिभूताः । क्षाराग्निदग्धाः पाकात्प्रकुपिताः प्रविशीर्णमांसाश्च भवन्ति ॥३२॥**
**कुष्ठिनामग्निदग्धानां पिडका मधुमेहिनाम् ।**
**कर्णिकाश्चोन्दुरुविषे विषजुष्टव्रणाश्च ये ॥ ३३ ॥**
**मांसपाके न बध्यन्ते गुदपाके च दारुणे ॥**

૨૩ પિત્તથી, રૂધિરના બગાડથી, પ્રહારથી, કે વિષથી થયેલા વ્રણોના એક પ્રદેશમાં અથવા તો સર્વ પ્રદેશમાં ખેંચાણ, બળતરા, પાક અને પાકવાથી, રતાસ અથવા તો વેદના થતાં હોય ત્યારે તેઓના ઉપર પાટો બાંધવો નહિ. ક્ષારથી કે અગ્નિથી બળેલા ભાગ ઉપર તથા પાકવાથી કોપાયમાન થયેલા અને વિખાયલા માંસવાળા વ્રણો ઉપર પણ પાટો બાંધવો નહિ. કોઢવાળાઓનું તથા અગ્નિથી દાઝેલા મનુષ્યોનું માંસ પાક્યું હોય ત્યારે તેઓના ઉપર પાટો બાંધવો નહિ. મધુ પ્રમેહવાળા મનુષ્યોની પીડિકાઓ ઉપર (ફોડલીઓ ઉપર) પાટો બાંધવો નહિ. ઉંદરના ઝેરથી થયેલી કર્ણિકાઓ (કમળની ડોડી જેવી આકૃતિની ફોડલીઓ) ઉપર તથા બીજા વિષથી થયેલા વ્રણો ઉપર પણ પાટો બાંધવો નહિ. અને દારુણ એવો ગુદપાક થયો હોય તેના ઉપર પણ પાટો બાંધવો નહિ. ૩૨-૩૩

### વૈદ્યે પાટા બાંધવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો.

**स्वबुद्ध्या चापि विभजेत् कृत्याकृत्यांश्च बुद्धिमान् ॥ ३४ ॥**

[1] જેમ કે પિત્ત અને કફ સંબંધી વ્રણ હોય તો ગ્રીષ્મ ઋતુમાં તથા શરદ્ ઋતુમાં નિત્ય સવારમાં પાટો બાંધવો, હેમંત ઋતુમાં પિત્ત સંબંધી વ્રણ થયું હોય તો નિત્ય પાટો બાંધવો, અને વર્ષા વગેરે ઋતુમાં પિત્ત તથા કફ સંબંધી વ્રણ થયું હોય તો તેને બે બે દિવસે સાયંકાળે પાટો બાંધવો. વગેરે વગેરે.

**देशं दोषं च विज्ञाय व्रणं च व्रणकोविदः।**
**ऋतूंश्च परिसंख्याय ततो बन्धान्निवेशयेत् ॥३५॥**

૨૪ બુદ્ધિમાન્ વૈદ્યે પોતાની બુદ્ધિથી પણ કેવા વ્રણ ઉપર પાટા બાંધવા અને કેવા વ્રણ ઉપર પાટા બાંધવા નહિ તે વિશે વિભાગ પાડી લેવા. વ્રણને જાણનારા વૈદ્યે પ્રદેશ (વ્રણની જગ્યા), વાતાદિ દોષ, વ્રણ તથા ઋતુઓના ઉપર બરાબર ધ્યાન આપીને તે પછી બંધો-પાટાઓ બાંધવા. ૩૪-૩૫

### ઉપર કહેલા વિષયનું સંક્ષેપમાં વર્ણન

**ऊर्ध्वं तिर्यगधस्ताच्च यन्त्रणा त्रिविधा मता।**
**यथा च बध्यते बन्धस्तथा वक्ष्याम्यशेषतः ॥३६॥**
**घनां कवलिकां दत्त्वा मृदु चैवापि पट्टकम्।**
**विकेशिकामौषधं च नातिस्निग्धं समाचरेत् ॥३७॥**
**प्रक्लेदयत्यतिस्निग्धा तथा रूक्षा क्षिणोति च।**
**युक्तस्नेहा रोपयति दुर्न्यस्ता वर्त्म घर्षति ॥ ३८ ॥**
**विषमं च व्रणं कुर्यात्स्तम्भयेत्स्रावयेत्तथा।**
**यथाव्रणं विदित्वा तु योगं वैद्यः प्रयोजयेत् ॥३९॥**
**पित्तजे रक्तजे वापि सकृदेव परिक्षिपेत्।**
**असकृत्कफजे वापि वातजे च विचक्षणः ॥ ४० ॥**
**तलेन प्रतिपीड्याथ स्रावयेदनुलोमतः।**
**सर्वांश्च बंधान्गूढान्तान् संधींश्च विनिवेशयेत् ४१**
**ओष्ठस्याप्येष संधाने यथोद्दिष्टो विधिः स्मृतः।**
**बुद्ध्योत्प्रेक्ष्याभियुक्तेन तथा चास्थिषु जानता ४२**
**उत्तिष्ठतो निषण्णस्य शयनं चापि गच्छतः।**
**गच्छतो विविधैर्यानैर्नास्य दुष्यति स व्रणः ॥४३॥**
**ये स्युर्मांससंस्था वै त्वग्गताश्च तथा व्रणाः।**
**संध्यस्थिकोष्ठप्राप्ताश्च शिरास्नायुगतास्तथा ॥४४॥**
**तथावगाढगम्भीराः सर्वतो विषमस्थिताः।**
**नैते साधयितुं शक्या ऋते बन्धाद्भवन्ति हि ४५**

૨૫ પાટાની ગાંઠ ઉપરના ભાગમાં, આડા ભાગમાં તથા નીચેના ભાગમાં એમ ત્રણ પ્રકારે બાંધવાનું કહ્યું છે. હવે પાટા કેમ બાંધવો તે સંપૂર્ણ રીતે હું કહીશ. વ્રણના ઉપર ઔષધ લગાવીને તેના ઉપર બેવડું ત્રેવડું કરેલું ધાટું વસ્ત્ર દબાવીને તેના ઉપર મૃદુ પાટા બાંધવો. અંદર નાખવાની વાટ અને ઔષધ અત્યંત સ્નિગ્ધ કરવાં નહિ તેમ રૂક્ષ પણ કરવાં નહિ. કારણ કે વાટ અતિ સ્નેહવાળી હોય છે તો વ્રણને ક્લેદવાળો-ભીના-સવાળો કરે છે અને રૂક્ષ હોય છે તો વ્રણના હોઠોને છેદી નાંખે છે તેમ વાટને અને ઔષધને વ્રણમાં વિષમ રીતે પણ દાખલ કરવાં નહિ, કારણ કે વિષમ રીતે નંખાયલી વાટ અને ઔષધ વ્રણના મુખને ઘસે છે. વાટ જોઈએ તેટલા સ્નેહવાળી હોય તો વ્રણમાં ભરતી લાવીને રુઝાવે છે. વૈદ્યે વ્રણની પરીક્ષા કરીને તેને ઉંચો નીચો કરવાની, વ્રણમાંથી નિકળતા પરુને અટકાવવાની અને તેમાંથી પરુને બહાર કાઢવાની યોજના કરવી, તથા તેના ઉપર ઔષધનો પ્રયોગ કરવો. વ્રણ જો પિત્તથી કે રુધિરથી થયો હોય તો વિચક્ષણ વૈદ્યે એકવડો પાટો બાંધવો. કફથી કે વાતથી વ્રણ થયો હોય તો બેવડો કે ત્રેવડો પાટો બાંધવો. વૈદ્યે પોતાના હાથના તલીયાથી સવળી રીતે વ્રણને દબાવીને તેમાંથી પરુને કાઢી નાંખવું તથા સર્વ જાતના પાટાઓને તથા તેના સાંધાઓને તેઓના છેડા ગુપ્ત રહે એવી રીતે ગોઠવણ કરવી. તુટી ગયેલા હોઠને સાંધવા માટે પણ પ્રથમ કહ્યા પ્રમાણે જ ગોઠવણ કરવી. શારીર જાણનારા બુદ્ધિમાન્ વૈદ્યે અસ્થિઓને સાંધવામાં પણ બુદ્ધિથી તર્ક કરીને અસ્થિઓને સાંધવાં. જો વ્રણને યોગ્ય રીતે પાટાઓ બાંધીને ચિકિત્સા કરી હોય તો ઉઠતાં, બેસતાં, સુતાં, અને વિવિધ વાહનો ઉપર ચઢીને જાતાં છતાં પણ વ્રણને નુકસાન પહોચતું નથી. જે વ્રણો માંસને, ત્વચાને, સંધિને, અસ્થિને, કોઠાને, શિરાને, તથા સ્નાયુને પ્રાપ્ત થયા હોય, ઉંડા પ્રદેશમાં પ્રવેશ કરવાથી ગંભીર ગતિવાળા હોય અને સંપૂર્ણ રીતે વિષમ સ્થિતિ-વાળા હોય તો તેઓને પાટા બાંધ્યા વગર સારા કરી શકાતા નથી. ૩૬-૪૫

---

## અધ્યાય ૧૯ મો

## વ્રણિતોપાસનીય (વ્રણવાળાની ઉપાસના વિશે)*.

### ઉપક્રમ.

**अथातो व्रणितोपासनीयमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'વ્રણિ-તોપાસનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

### વ્રણના રોગીને માટે ઘરની ગોઠવણ.

**व्रणिनः प्रथममेवागारमन्विच्छेत्तच्चागारं प्रश-स्तवास्त्वादिकं कार्यम् ॥ ३ ॥**

૨ વ્રણના રોગીને રહેવામાટે પહેલાંજ ઘરની સગ-વડ કરવીઃ તે ઘર સારી જગોમાં આવેલું, સુવા-બેસવા શૌચ જવા વગેરેની જેમાં સારી સગવડ હોય એવું અને જેમાં જોઇતો સરસામાન ગોઠવેલો હોય એવું હોવું જોઇએ. ૩

* જેને વ્રણ થયું હોય તે व्रणित કહેવાય છે અને તે व्रणितની ઉપાસના કહેતાં સેવા તે व्रणितोपासना કહેવાય છે. વ્રણિતની ઉપાસનાને માટે ઘર, શય્યા, આસન વગેરેની જરૂર પડે છે. તેથી ઉપાસના શબ્દ લક્ષણાથી ઘર વગેરેનો વાચક છે. તેનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું व्रणितोपासनीय એવું નામ છે.

**સ્વચ્છ ઘરમાં રહેવાના ફાયદા.**

**प्रशस्तवास्तुनि गृहे शुचावातपवर्जिते ।**
**निवाते न च रोगाः स्युःशारीरागन्तुमानसाः ॥ ४॥**

૩ સારા પ્રદેશવાળા, સારાં બારીબારણાંવાળા, સ્વચ્છ-સાફ અને તડકો તથા પવન વિનાના ઘરમાં રહેવાથી શારીર, આગંતુ તથા માનસિક કોઈ પણ જાતના રોગો થાતા નથી. ૪

**રોગીની શય્યા કેવી રીતે પાથરવી અને તેનું ઓસીકું કઈ દિશામાં રાખવું?**

**तस्मिन्शयनमसम्बाधं स्वास्तीर्णं मनोज्ञं प्राक्छिरस्कं सशस्त्रं कुर्वीत ॥ ५ ॥**
**सुखचेष्टाप्रचारः स्यात्स्वास्तीर्णे शयने व्रणी ।**
**प्राच्यां दिशि स्थिता देवास्तत्पूजार्थं च तच्छिराः ६**

૪ ઉપર કહેલા ઘરમાં રોગીને સુવા માટે સારી રીતે બીછાવેલી-પાથરેલી, મનને ગમે એવી, સંકડાસ વગરની, પૂર્વ દિશા તરફ ઓસીકાવાળી અને જેની પાસે શસ્ત્રો-હથીયારો રાખેલાં હોય એવી શય્યા (પથારી) તૈયાર કરવી. શય્યા-પથારીને જો સારી રીતે બીછાવેલી હોય તો વ્રણવાળો રોગી તેમાં પડખાં ફેરવવાં વગેરે ચેષ્ટાઓ સુખેથી કરી શકે છે. પૂર્વ દિશા તરફ ઓસીકું રાખવાનું કહેલું છે તેનું કારણ એ છે કે-પૂર્વ દિશામાં દેવતાઓ રહે છે, માટે તેઓને માન આપવા સારું વ્રણીએ પૂર્વ દિશાતરફ માથું રાખવું જોઈએ. ૫-૬

**મિત્રોએ વ્રણવાળાની સેવા કરવી.**

**तस्मिन्सुहृद्भिरनुकुलैः प्रियंवदैरुपास्यमानो यथेष्टमासीत ॥ ७ ॥**
**सुहृदो विक्षिपन्त्याशु कथाभिर्व्रणवेदनाः ।**
**आश्वासयन्तो बहुशस्त्वनुकूलाः प्रियंवदाः ॥ ८ ॥**

૫ વ્રણવાળાએ તે શય્યામાં પોતાને ઠીક લાગે (વ્રણમાં વેદના વગેરે ન થાય) તેમ બેસવું (અથવા સુવું) અને પ્રિય બોલનારા તથા અનુકૂલ વર્તનવાળા મિત્રોએ ત્યાં હાજર રહીને તેની યોગ્ય રીતે સેવાચાકરી કરવી. પ્રિય બોલનારા તથા અનુકૂલ વર્તનવાળા મિત્રો પૂર્વ પુરુષોની કથાઓ કહી રોગીને ઘણી આશ્વાસનાઓ કરીને વ્રણની વેદનાઓને તુરત દૂર કરી દે છે. ૭-૮

**દિવસે સુવાથી વ્રણને નુકસાન થાય છે.**

**न च दिवा निद्रावशगः स्यात् ॥ ९ ॥**
**दिवास्वप्नाद्व्रणे कण्डूर्गात्राणां गौरवं तथा ।**
**श्वयथुर्वेदना रागः स्रावश्चैव भृशं भवेत् ॥ १० ॥**

૬ વ્રણવાળાએ દિવસે નિદ્રા કરવી નહી (સુવું નહી.) દિવસે સુવાથી શરીર ભારે થઈ જાય છે તથા વ્રણમાં ખરજ-ચળ, સોજો, વેદના અને રતાસ થઈ આવે છે તથા વ્રણમાંથી અત્યન્ત સ્રાવ થાય છે, (થવા લાગે છે.) ૯-૧૦

**વ્રણવાળાએ બહુ ઉઠબેસ કરવી નહિ.**

**उत्थानसंवेशनपरिवर्तनचङ्क्रमणोच्चैर्भाषणादिषु चात्मचेष्टास्वप्रमत्तो व्रणं संरक्षेत ॥ ११ ॥**
**स्थानासनं चङ्क्रमणं दिवास्वप्नं तथैव च ।**
**व्रणवान्न निषेवेत शक्तिमानपि मानवः ॥ १२ ॥**
**उत्थानाद्यासनं स्थानं शय्या चातिनिषेविता ।**
**प्राप्नुयान्मारुतादङ्गे रुजस्तस्माद्विवर्जयेत् ॥ १३ ॥**

૭ ઉઠતાં, બેસતાં, પડખાં ફેરવતાં, હાલતાં, તાણીને બોલતાં અને એવી જ બીજી શારીરિક ચેષ્ટાઓ કરતાં વ્રણવાળાએ સાવધાનીથી-સંભાળથી વ્રણની સારી રીતે રક્ષા કરવી. વ્રણવાળો મનુષ્ય બલવાન્ હોય તો પણ તેણે વધારે ઉભા રહેવું, બેસવું, ફરવું તથા દિવસે સુવું નહીં. વ્રણવાળો માણસ જો ઉપર કહેલા ઉઠવા વગેરેનું તથા ઉભા રહેવાનું, બેસવાનું અને શય્યાનું અતિસેવન કરે છે તો તેથી વાયુ પ્રકોપ પામવાથી અંગોમાં અનેક પ્રકારની વેદનાઓને પ્રાપ્ત થાય છે. માટે ઉઠવા વગેરેના અતિસેવનનો ત્યાગ કરવો. ૧૧-૧૩

**વ્રણવાળાએ સ્ત્રીસહવાસ કરવો નહિ**

**गम्यानां च स्त्रीणां संदर्शनसंभाषणसंस्पर्शनानि दूरतः परिहरेत् ॥ १४ ॥**

૮ વ્રણવાળાએ જે સ્ત્રીઓ ગમન કરવા યોગ્ય હોય તેઓને જોવી, તેઓની સાથે સંભાષણ કરવું-બોલવું અને તેઓનો સ્પર્શ કરવો એ બાબતોને દૂરથીજ છોડી દેવી. ૧૪

**સ્ત્રીસહવાસથી થનારી હાનિ.**

**स्त्रीदर्शनादिभिः शुक्रं कदाचिच्चलितं स्रवेत् ।**
**ग्राम्यधर्मकृतान्दोषान् सोऽसंसर्गेऽप्यवाप्नुयात् १५**

૯ કારણ કે સ્ત્રીઓને જોવા વગેરેથી કદાચ વીર્ય ચલિત થઈને સ્ત્રવે તો સ્ત્રીઓનો સંગ નહી કર્યાં છતાં પણ મૈથુન કરવાથી થનારા દોષો-નુકસાનોને પ્રાપ્ત થાય છે. ૧૫

**વ્રણવાળાએ કેવા પદાર્થો ખાવા નહિ?**

**नवधान्यमाषतिलकलायकुलत्थनिष्पावहरितकशाकाम्ललवणकटुकगुडपिष्टविकृतिवल्लूरशुष्कशाकाजाविकानूपौदकमांसवसाशीतोदककृशरापायसदधिदुग्धतक्रप्रभृतीन्परिहरेत् ॥ १६ ॥ तक्रान्तो नवधान्यादिर्योऽयं वर्गः प्रकीर्तितः । दोषसंजननो ह्येष विज्ञेयः पूयवर्धनः ॥ १७ ॥**

૧૦ નવાં ધાન્યો, અડદ, તલ, વટાણા, કલથી, વાલ, લીલાં શાક, ખાટા, ખારા અને તીખા પદાર્થો, ગોળથી બનાવેલા પદાર્થો, લોટના પદાર્થો, સૂકું માંસ, બકરા-ગાડર, આનૂપ દેશમાં રહેનારાં પ્રાણીઓનું અને જલચર પ્રાણીઓનું માંસ, ચરબી, ઠંડું પાણી, કૃશરા (તલ, ચોખા

ને અડદની બનાવેલી રાબ), દુધપાક, દહીં, દુધ અને છાસ તથા એના જેવા બીજા પદાર્થો વ્રણવાળાએ ત્યાગ કરવા (ખાવામાં ઉપયોગ કરવો નહી). નવાં ધાન્યોથી માંડીને છાશ સુધીનો જે આ વર્ગ કહ્યો તે વ્રણને દુષ્ટ કરનારો તથા પરૂને વધારનારો છે. ૧૬-૧૭

### વ્રણવાળાએ કયાં મદ્ય પીવાં નહિ.

**मद्यपश्च मैरेयाऽरिष्टासवसीधुसुराविकारान् परिहरेत् ॥ १८ ॥**

૧૧ વ્રણ રોગવાળાને જો મદ્ય પીવાનો અભ્યાસ હોય તો તેણે મૈરેય,* અરિષ્ટ, આસવ, સીધુ અને સુરા એ જાતનાં મદ્યોનો ત્યાગ કરવો. ૧૮

### તેનાં કારણ

**मद्यमम्लं तथा रूक्षं तीक्ष्णमुष्णं च वीर्यतः ।**
**आशुकारि च तत्पीतं क्षिप्रं व्यापादयेद्व्रणम् ॥१९॥**

૧૨ કારણ કે મદ્યો ખાટાં, રૂક્ષ, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય અને આશુકારી (જલદી પોતાનું કાર્ય કરનારા) હોય છે તેથી જો તે મદ્યો પીધાં હોય તો તુરતજ વ્રણને ખરાબ (નુકસાન) કરે છે. ૧૯

### વ્રણવાળાએ કઈ વસ્તુ સેવવી નહિ?

**वातातपरजोधूमावश्यायातिसेवनातिभोजनानिष्टश्रवणदर्शनेर्ष्यामर्षभयक्रोधशोकध्यानरात्रिजागरणविषमासनाशनशयनोपवासवाग्व्यायामस्थानचङ्क्रमणशीतवाताविरुद्धाशनाजीर्णमक्षिकाद्या बाधाः परिहरेत् ॥ २० ॥**

૧૩ વ્રણવાળાએ પવન, તડકો, રજ-ધૂળ, ધુમાડો અને ઝાકળ એઓનું અતિસેવન, અતિભોજન, અનિષ્ટ વાત સાંભળવી, ખરાબ રૂપો જોવાં, અદેખાઈ, અસહનતા, ભય, ક્રોધ, શોક, ચિન્તા, રાતે જાગવું, વિષમતાથી બેસવું, વિષમભોજન કરવું, (બહુ, થોડું, અથવા તો સમય વગર જમવું) વિષમ રીતે શયન, ઉપવાસ, બહુ બોલવું, ઉભા રહેવું, ફર્યા કરવું,-હાલચાલ કરવી, થંડા પવન, વિરુદ્ધ ભોજન, અજીર્ણ અને મચ્છર-માખી વગેરેનો ઉપદ્રવ એઓનો ત્યાગ કરવો. ૨૦

### નિષિદ્ધ વસ્તુ સેવવાથી હાનિ થવાનો સંભવ

**व्रणिनः संप्रतप्तस्य कारणैरेवमादिभिः ।**
**क्षीणशोणितमांसस्य भुक्तं सम्यङ्न जीर्यति ॥२१॥**
**अजीर्णात्पवनादीनां विभ्रमो बलवान्भवेत् ।**
**ततः शोफरुजास्रावदाहपाकानवाप्नुयात् ॥ २२ ॥**

૧૪ કારણ કે જેનું રુધિર અને માંસ ક્ષીણ થયેલું હોય છે એવા વ્રણવાળાને જો ઉપર કહેલા પવનાદિકના અતિસેવન વગેરે કરવાથી સંતાપ થાય છે એટલે તેણે ખાધેલું અન્ન સારી રીતે પચતું નથી; તેથી તેને અજીર્ણ થાય છે અને અજીર્ણ થવાથી વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોની મ્હોટી ગડબડ થાય છે.-તેઓ પોતાનાં સ્થાનમાંથી ચલાયમાન થાય છે અને વાતાદિ દોષોના ચલાયમાન થવાથી વ્રણમાં સોજો, વેદના, બળતરા, પાક અને પરૂ વગેરેનો અતિસ્રાવ થાય છે. ૨૧-૨૨

### વ્રણવાળાની દિનચર્યા

**सदा नीचनखरोम्णा शुचिना शुक्लवाससा शान्तिमङ्गलदेवताब्राह्मणगुरुपरेण भवितव्यमिति ।**

૧૫ વ્રણવાળાએ હમેશાં પોતાના નખો અને વાળો ઉતરાવવા, પવિત્ર રહેવું, ધોળાં વસ્ત્રો પ્હેરવાં, શાંતિકર્મ અને મંગળ કાર્ય કરવાં તથા દેવતાઓ, બ્રાહ્મણો અને ગુરુઓના પૂજનમાં તત્પર રહેવું.

### મહાદેવાદિકના દૂતો વ્રણવાળાનું લોહી પીવાની ઈચ્છાથી તેની પાસે આવે છે.

**तत्कस्य हेतोर्हिंसाविहाराणि हि महावीर्याणि रक्षांसि पशुपतिकुबेरकुमारानुचराणि मांसशोणितप्रियत्वात्क्षतजनिमित्तं व्रणिनमुपसर्पन्ति सत्कारार्थं जिघांसूनि वा कदाचित् ॥ २३ ॥**

૧૬ કારણ કે મહાદેવની, કુબેરની તથા કાર્તિક સ્વામીની સેવા કરનારા રાક્ષસો મહાવીર્યવાળા અને હિંસાને જ એક જાતની ક્રીડા-ગમ્મત માનનારા છે. તેઓ પોતાને માંસ તથા લોહી પ્રિય હોવાથી લોહી પીવાના લોભથી વ્રણવાળાની પાસે આવે છે. તેઓ ઘણું કરીને પૂજાને માટે અને કોઈ વખત મારી નાખવાની ઈચ્છાથી વ્રણવાળાની પાસે આવે છે. (એટલે રોગીનું આયુષ્ય લાંબું હોય તો પૂજા મેળવવામાટે અને રોગીનું આયુષ્ય ક્ષીણ થયેલું હોય તો મારી નાખવામાટે આવે છે.) ૨૩

### વૈદ્યે મહાદેવાદિકના અનુચરોનો બલિ વગેરેથી સત્કાર કરાવવો.

**भवति चात्र ॥**

**तेषां सत्कारकामानां प्रयतेतान्तरात्मना ।**
**धूपबल्युपहारांश्च भक्ष्यांश्चैवोपहारयेत् ॥ २४ ॥**
**ते तु संतर्पिता आत्मवन्तं न हिंस्युः ॥ २५ ॥**

૧૭ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છે:-પૂજા લેવાની ઈચ્છાથી આવેલા એ રાક્ષસોના સત્કાર માટે વૈદ્યે મન દઈને ધૂપો કરાવવા, બલિઓ અપાવવાં, પશુ-

---

* સુરાને અને આસવને એકઠાં કરીને તેમાં મધ મેળવવાથી મૈરેય બને છે. પકાવેલાં ઔષધોથી તથા પાણીથી જે મદ્ય કરવામાં આવે છે તે અરિષ્ટ કહેવાય છે. અપકવ ઔષધોથી અને અપકવ જળથી જે મદ્ય તૈયાર કરવામાં આવે છે તે આસવ કહેવાય છે. શેલડીના પાકા અથવા તો કાચા રસમાંથી જે મદ્ય તૈયાર કરવામાં આવે છે તે સીધુ કહેવાય છે. ચોખાના લોટમાંથી બનાવેલું મદ્ય સુરા કહેવાય છે.

ઓનાં બલિદાનો પણ દેવરાવવાં અને બીજા પણ લાડુ વગેરે ભક્ષ્ય પદાર્થો અપાવવા. આ પ્રમાણે સત્કાર મળવાથી તૃપ્ત થયેલા એ રાક્ષસો જિતેંદ્રિય (સાવધાન) રહેનારા વ્રણવાળાને દુઃખ દેતા કે મારતા નથી. ૨૪-૨૫

**વ્રણવાળાએ પવિત્ર સ્થાનમાં રહેવું તથા માંગલિક કથા સાંભળવી.**

**तस्मात्सततमतन्द्रितो जनपरिवृतो नित्यं दीपो-दकशस्त्रस्रग्दामपुष्पलाजाद्यलंकृते वेश्मनि सम्पन्मङ्गलमनोकूलाः कथाः शृण्वन्नासीत ॥ २६ ॥**

**सम्पदाद्यनुकूलाभिः कथाभिः प्रीतमानसः ।**
**आशावान् व्याधिमोक्षाय क्षिप्रं सुखमवाप्नुयात् २७**

૧૮ રાક્ષસોના હાથથી ઘાત ન થવામાં સાદાઈ, પવિત્રતા, શુભસ્થાનમાં નિવાસ વગેરે બહુ ઉપયોગી છે એટલા માટે વ્રણવાળાએ હમેશાં આળસ છોડી દઈને સારા લોકોનો સમાગમ રાખવો તથા અખંડ દીવો, પુષ્પોની માળાઓ, પાણી, શસ્ત્રો, પુષ્પો અને ચોખાની ધાણી વગેરે પદાર્થોથી શણગારેલા ઘરમાં રહેવું. તેમજ સંપત્તિને અને મંગળને આપનારી તથા મનને પ્રિય લાગે એવી કથાઓ સાંભળવી. ૨૬

રોગમાંથી છુટવાની આશાવાળો માણસ સંપત્તિ વગેરેને અનુકૂળ એવી કથાઓ સાંભળવાથી મનમાં પ્રસન્ન રહે છે અને તુરત સુખ પામે છે. ૨૭

**પુરોહિતોએ તથા વૈદ્યોએ વેદના મંત્રોથી વ્રણવાળાને આશીર્વાદ આપવો.**

**ऋग्यजुःसामाथर्ववेदाभिहितैरपरैश्चाशीर्विधानै-रुपाध्याया भिषजश्च संध्ययो रक्षां कुर्युः ॥ २८ ॥**

૧૯ પુરોહિતોએ અને વૈદ્યોએ હમેશાં પ્રાતઃકાલે તથા સાયંકાલે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વ વેદ એઓમાં કહેલા તથા બીજા પણ આયુર્વેદ વગેરેમાં કહેલા આશીર્વાદના વિધિઓથી વ્રણવાળાની રક્ષા કરવી. ૨૮

**વ્રણવાળા પાસે ધૂપ કરવો.**

**सर्षपारिष्टपत्राभ्यां सर्पिषा लवणेन च ।**
**द्विरह्नः कारयेद्धूपं दशरात्रमतन्द्रितः ॥ २९ ॥**

૨૦ વૈદ્યે આળસ રાખ્યા વિના વ્રણવાળા પાસે દિવસમાં બેવાર (પ્રાતઃકાલે અને સાયંકાલે) સરશવ, લીંબડાનાં પાન, ઘી અને સિંધાલુણ એઓનો દશ રાત્રિ સુધી ધૂપ કરાવવો. ૨૯

**વ્રણવાળાએ માથે ધારણ કરવા યોગ્ય ઓષધીઓ.**

**छत्रातिच्छत्रे लाङ्गलीं जटिलां ब्रह्मचारिणीं लक्ष्मीं गुहामतिगुहां शतवीर्यां सहस्रवीर्यां सिद्धार्थकांश्च शिरसा धारयेत् ॥ ३० ॥**

૨૧ છત્રા, અતિછત્રા, કવચ, જટામાંસી, બ્રાહ્મી, લક્ષ્મી (ખીજડી, ઋદ્ધિ અથવા ધોળી તુલસી), સમેરવો, શતાવરી (અથવા કાળાં ધ્રો-દ્રોકડ), ધોળી ધ્રોદ્રોકડ અને ધોળા સરસવ એ ઓષધિઓ વ્રણવાળાએ પોતાના માથા ઉપર ધારણ કરવી. ૩૦

**વ્રણ ઉપર પંખાથી પવન ઢોળવા વગેરે કર્મ કરવાં**

**व्यजेत वालव्यजनैर्व्रणं न च विघट्टयेत् ।**
**न तुदेन्न च कण्डूयेच्छयानः परिपालयेत् ॥३१॥**

૨૨ વ્રણને ચામર અને વાળાના પંખાથી પવન નાખવો, વ્રણને ચલાયમાન કરવો નહી, દુખવવો નહીં, તેમ ખોતરવો પણ નહી, પરંતુ સુતાં સુતાં તેની રક્ષા કરવી (તેને ઇજા થવા દેવી નહી). ૩૧

**વિધિ પ્રમાણે વર્તનારા વ્રણીને પડખે રાક્ષસો ચડતા નથી.**

**अनेन विधिना युक्तमादावेव निशाचराः ।**
**वनं केसरिणाक्रान्तं वर्जयन्ति मृगा इव ॥ ३२ ॥**

૨૩ જેમ કેસરીસિંહે ઘેરેલાં વનને મૃગો છોડી દે છે, તેમ શરૂઆતથી જ આ વિધિ પાળનારા રોગીને રાક્ષસો છોડી દે છે-પડખે ચ્હડતા નથી. ૩૨

**વ્રણવાળાનાં અન્નપાન.**

**जीर्णशाल्योदनं स्निग्धमल्पमुष्णं द्रवोत्तरम् ।**
**भुञ्जानो जाङ्गलैर्मांसैः शीघ्रं व्रणमपोहति ॥ ३३ ॥**
**तण्डुलीयकजीवन्तीसुनिषण्णकवास्तुकैः ।**
**बालमूलकवार्ताकपटोलैः कारवेल्लकैः ॥ ३४ ॥**
**सदाडिमैः सामलकैर्घृतभृष्टैः ससैन्धवैः ।**
**अन्यैरेवंगुणैर्वापि मुद्गादीनां रसेन वा ॥ ३५ ॥**
**सक्तून् विलेपीं कुल्माषं जलं चापि शृतं पिबेत् ।**

૨૪ વ્રણવાળા માણસને દ્રવ વગરનો, ઘી નાખીને સ્નિગ્ધ કરેલો અને ઉનો જૂના ચોખાનો ભાત થોડા (યોગ્ય) પ્રમાણમાં હરણ વગેરે જાંગલ વર્ગના પ્રાણીઓના માંસની સાથે અથવા તાંદળજો, ખરખોડી (દોડી), લાંપડીની ભાજી, ટાંકો, કુણાં મૂળા, રીંગણા, પરવળ અને કારેલાં એઓને અથવા એના જેવાં જ ગુણવાળાં બીજાં કંટોલાં વગેરે શાકોને ઘીમાં વધારી, તેમાં સિંધાલુણ, દાડમસાર તથા આંબળા નાખી તેની સાથે અથવા મગ વગેરેનાં ઓસાણની સાથે ખાવાને આપવો તથા સાથવાઓ, દ્રવ વગરની ધાટી રાબ અને મગની ઘુઘરીઓ ખાવાને આપવી, તેથી વ્રણ તુરત જ રુઝાઈ જાય છે. વ્રણવાળાને પીવાને માટે પાણી આપવું તે ગરમ કરી (ઠારી)ને આપવું. ૩૩-૩૫

**વ્રણવાળાએ પાળવાની કરી.**

**व्रणे श्वयथुरायासात्स च रागश्च जागरात् । ३६**
**तौ च रुक्च दिवास्वापात्ताश्च मृत्युश्च मैथुनात्**

૨૫ મ્હેનત કરવાથી વ્રણમાં સોજો થાય છે; રાતે જાગવાથી વ્રણમાં સોજો અને રતાશ થાય છે; દિવસે સુવાથી સોજો, રતાશ અને વેદના થાય છે; તથા મૈથુન

કરવાથી સોજો, રતાશ, વેદના અને મરણ સુધાં થાય છે. ૩૬

**નિયમો પાળવાથી વ્રણવાળો સાજો થાય છે.**

**दिवा न निद्रावशगो निवातगृहगोचरः । ॥ ३७ ॥**
**व्रणी वैद्यवशे तिष्ठञ्छीघ्रं व्रणमपोहति**
**एवंवृत्तसमाचारो व्रणी सम्पद्यते सुखी । ॥ ३८ ॥**
**आयुश्च दीर्घमाप्नोति धन्वन्तरिवचो यथा**

૨૬ વ્રણવાળો માણસ જો દિવસે સુવે નહી, પવન વિનાના ઘરમાં રહે અને વૈદ્યના કહેવા પ્રમાણે કરે તો તેનો વ્રણ જલદી સારો થઈ જાય છે. વ્રણવાળો માણસ જો ઉપર કહેલા સઘળા નિયમો બરાબર પાળે તો આરોગ્ય મેળવે છે અને લાંબું આયુષ્ય ભોગવે છે એમ ભગવાન્ ધન્વન્તરિએ કહેલું છે. ૩૭–૩૮

---

## અધ્યાય ૨૦ મો.

## *હિતાહિતીય (હિત તથા અહિત દ્રવ્યોનું વર્ણન).

### ઉપક્રમ

**अथातो हिताहितीयमध्यायं व्याख्यास्यामः ॥१॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'હિતાહિતીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

### પદાર્થના હિત અહિતપણાવિશે બીજા આચાર્યોનું મત.

**यद्वायोः पथ्यं तत्पित्तस्यापथ्यमित्यनेन हेतुना न किंचिद्द्रव्यमेकान्तेन हितमहितं वास्तीति केचिदाचार्या ब्रुवते ॥ ३ ॥**

૨ દ્રવ્યોના હિતપણાના અને અહિતપણાના સંબન્ધમાં કેટલાએક આચાર્યો કહે છે કે–'જે દ્રવ્ય વાયુને પથ્ય–હિત છે, તે જ દ્રવ્ય પિત્તને 'અપથ્ય–અહિત છે' (એટલે જે દ્રવ્ય એક દોષને પથ્ય–હિત હોય છે તે જ દ્રવ્ય અનેક સ્થળમાં બીજા દોષોને અપથ્ય–અહિત હોય છે (જેમ કે–તેલ અને કાંજી એ બે દ્રવ્યો વાયુને માટે પથ્ય–હિતકારી છે અને પિત્તને માટે અપથ્ય–અહિતકારી છે) એ કારણને લીધે 'અમુક દ્રવ્ય હિત જ છે અને અમુક દ્રવ્ય અહિત જ છે' એવો નિશ્ચય કરી શકાતો નથી (એટલે એવું કોઈ દ્રવ્ય છે જ નહી કે જે કેવળ હિત જ હોય અથવા તો કેવળ અહિત જ હોય.) ૩

### પદાર્થના હિત અહિતપણાનાં ઉદાહરણો.

**तत्तु न सम्यक् । इह खलु यस्माद्द्रव्याणि स्वभावतः संयोगतश्चैकान्तहितान्येकान्ताहितानि हिताहितानि च भवन्ति । तत्रैकान्तहितानि जातिसात्म्यात् सलिलघृतदुग्धौदनप्रभृतीनि । एकान्ताहितानि दहनपचनमारणादिषु प्रवृत्तान्यग्निक्षारविषादीनि । संयोगादपराणि विषतुल्यानि भवन्ति । हिताऽहितानि तु यद्वायोः पथ्यं तत्पित्तस्यापथ्यमिति ॥ ४ ॥**

૩ પરંતુ તેઓનું એ કહેવું બરાબર નથી કેમકે, આ જગતમાં સ્વભાવથી અથવા તો સંયોગથી (બે પદાર્થો એકઠા થવાથી) કેટલાંએક દ્રવ્યો કેવળ હિત–ફાયદો કરનારાં છે. કેટલાંએક દ્રવ્યો કેવળ અહિતજ–નુકસાન જ કરનારાં છે અને કેટલાંએક દ્રવ્યો હિત અને અહિત (ફાયદો અને નુકસાન) બન્ને કરનારાં છે. જેમકે પાણી, ઘી, દુધ, ભાત વગેરે દ્રવ્યો મનુષ્ય જાતિના દેહને–શરીરને સાત્મ્ય–અનુકૂલ માફક હોવાથી કેવળ હિત જ–ફાયદો કરનારાં જ છે; અગ્નિ, ક્ષાર, ઝેર વગેરે દ્રવ્યો દહન–બાળવું, પચન–પકાવું અને મારણ–મારવું વગેરે કાર્યો કરનારાં હોવાથી કેવળ અહિત જ–નુકસાન કરનારાં જ છે; કેટલાંએક દ્રવ્યો પરસ્પર મળવાથી વિષતુલ્ય થાય છે. તથા ઉપર કહેવામાં આવ્યું કે જે દ્રવ્ય વાયુને પથ્ય હોય તે જ દ્રવ્ય પિત્તને અપથ્ય હોય છે, એ પ્રમાણે જે દ્રવ્યો એકને ફાયદો કરનારાં હોય તો બીજાને નુકસાન કરનારાં હોય, તે દ્રવ્યોને હિત અહિત (ફાયદો અને નુકસાન બન્ને કરનારાં) જાણવાં. ૩–૪

### અત્યંત હિતકારક આહારના પદાર્થો

**अतः सर्वप्राणिनामयमाहारार्थं वर्ग उपदिश्यते ५ तद्यथा । रक्तशालिषष्टिककांगुकमुकुन्दकपाण्डुकपीतकप्रमोदककालकाशनकपुष्पककर्दमकशकुनाहृतसुगन्धककलमनीवारकोद्रवोद्दालकश्यामाकगोधूमवेणुयवादयः । एणहरिणकुरङ्गमृगमातृकाश्वदंष्ट्राकरालककरकपोतलावतित्तिरिकपिञ्जलवर्तीरवर्तिकादीनां मांसानि । मुद्गवनमुद्गमकुष्ठकलायमसूरमङ्गल्यचणकहरेणवाढकीसतीनाः । चिल्लिवास्तुकसुनिषण्णकजीवन्तीतण्डुलीयकमण्डूकपर्ण्यः । गव्यं घृतं सैन्धवदाडिमामलकमित्येष वर्गः सर्वप्राणिनां सामान्यतः पथ्यतमः ॥ ६ ॥**

૪ આ પ્રમાણે કેટલાંએક દ્રવ્યો સ્વભાવથી કેવળ હિતજ–ફાયદો કરનારાંજ–છે, કેટલાંએક દ્રવ્યો સ્વભાવથી કેવળ અહિતજ–નુકસાન કરનારાં જ છે અને કેટલાંએક દ્રવ્યો, સ્વભાવથી હિતાહિત–ફાયદો અને નુકસાન બન્ને કરનારાં છે એટલામાટે સર્વ પ્રાણીઓના આહાર માટે ઉપયોગમાં આવતાં અને સામાન્ય રીતે અત્યંત

* હિત એટલે હિતકારક પદાર્થો અને અહિત એટલે અહિતકારક પદાર્થો તથા હિતાહિત એટલે હિત તથા અહિત કરનારા પદાર્થ એ વિષયોનું વર્ણન આ અધ્યાય કરવામાં આવ્યું છે. તેથી આ અધ્યાયનું નામ હિતાહિતીય છે.

પથ્ય–હિત એવાં દ્રવ્યોના વર્ગનો ઉપદેશ કરવામાં આવે છે. શૂક ધાન્યોમાં રાતા ચોખા, સાઠી ચોખા, કાંગુક, મુકુન્દ, પાંડુક, પીતક, પ્રમોદક, કાલક, અશનક, પુષ્પક, કર્દમક, શકુનાહૃત, સુગન્ધક અને કલમ એ નામની ચોખાની જુદી જુદી જાતો, નમાર, કોદરા, જંગલી કોદરા, શામો, ઘઉં તથા વાંસીયા ઘઉં વગેરે ધાન્યો; જાંગલ પશુઓના માંસોમાં કાળો હરણ, રાતો હરણ, કુરંગ (એક જાતનો હરણ), મૃગમાતૃકા, શ્વદંષ્ટ્રા વગેરે અને કસ્તૂરી મૃગ એઓનાં માંસો; જાંગલ પક્ષીઓના માંસોમાં ક્રકર, હોલો, લાવા, કાળો તેતર, ધોળો તેતર, બટાવડાં અને ચકલી વગેરે પક્ષીઓનાં માંસો; શિંબી ધાન્યોમાં મગ, જંગલી મગ, મઠ, વટાણા, મસૂર, શ્વેત મસૂર, ચણા, તુવર અને મટર એ સઘળાં ધાન્યોની દાળ; શાકોમાં ચીલની ભાજી, ટાંકાની ભાજી, લાંબડીની ભાજી, ખરખોડી–ડોડી, તાંદળજાની ભાજી અને બ્રાહ્મી એઓનાં શાકો; સ્નેહોમાં ગાયનું ઘી, લવણોમાં સિંધાલુણ; તથા ફલોમાં દાડમ અને આમળાં, આ સર્વ આહારદ્રવ્યો (પદાર્થો) મનુષ્યોને સાધારણ રીતે ઘણાજ પથ્ય–હિતકારી છે. ૫–૬

### અત્યંત હિતકારક વિહારો.

**तथा ब्रह्मचर्यनिवातशयनोष्णोदकनिशास्वप्न-**
**व्यायामाश्चैकान्ततः पथ्यतमाः ॥ ७ ॥**

૫ મનુષ્યોને જેમ આહારોમાં ઉપર કહેલો વર્ગ બહુ હિતકારી છે તેમ વિહારોમાં બ્રહ્મચર્ય (મૈથુન ન કરવું તે), બહુ પવન વગરની જગ્યામાં સુવું, ઉન્હા, પાણીથી સ્નાન વગેરે કરવાં, રાતે જ નિદ્રા કરવી અને નિયમિત કસરત કરવી. આ સઘળા વિહારો અવશ્ય બહુ જ હિતકારી છે. ૭

### હિતઅહિત દ્રવ્યો વિશે સુશ્રુતને ધન્વતરિનો ઉપદેશ

**एकान्तहितान्येकान्ताहितानि च प्रागुपदिष्टानि**
**हिताहितानि तु यद्वाय्वोः पथ्यं तत्पित्तस्यापथ्य-**
**मिति ॥ ८ ॥**

૬ જે દ્રવ્યો કેવળ હિત જ છે અને જે દ્રવ્યો કેવળ અહિત જ છે તેઓ પહેલાં કહ્યાં. તેમ જ હિતાહિત દ્રવ્યો પણ પહેલાં કહેવાઈ ગયાં છે કે; 'જે વાયુને પથ્ય છે તે પિત્તને અપથ્ય છે.' ૮

**रोगं सात्म्यं च देशं च कालं देहं च बुद्धिमान् ।**
**अवेक्ष्याग्न्यादिकान्भावान्रोगवृत्तेः प्रयोजयेत् ॥९॥**
**अवस्थान्तरबाहुल्याद्रोगादीनां व्यवस्थितम् ।**
**द्रव्यं नेच्छन्ति भिषज इच्छन्ति स्वस्थरक्षणे १०**
**द्वयोरन्यतरादाने वदन्ति विषदुग्धयोः ।**
**दुग्धस्यैकान्तहिततां विषमेकान्ततोऽहितम् ॥११॥**
**एवं युक्तरसाढ्येषु द्रव्येषु सलिलादिषु ।**
**एकांतहिततां विद्धि वत्स सुश्रुत नान्यथा ॥ १२ ॥**

૭ એટલા માટે બુદ્ધિમાન્ વૈદ્યે રોગ, સાત્મ્ય, દેશ, કાલ, દેહ, જઠરાગ્નિ વગેરે સઘળી બાબતોનો સારી રીતે વિચાર કરીને રોગી પુરુષને માટે અગ્નિ, વિષ વગેરે કેવળ અહિત પદાર્થોનો પણ ઉપયોગ કરવો. કેમકે બુદ્ધિમાન્ વૈદ્યો રોગ, દેશ, કાલ વગેરેની અવસ્થાઓના ફેરફારો અનેક પ્રકારના હોવાને લીધે રોગના સંબંધમાં 'આ દ્રવ્ય કેવળ હિત જ છે કે આ દ્રવ્ય કેવળ અહિત જ છે' એમ માનતા નથી. પરંતુ સ્વસ્થ મનુષ્યનાં રક્ષણને માટે આ દ્રવ્ય કેવળ હિત છે અને આ દ્રવ્ય કેવળ અહિત છે એમ માને છે. સ્વસ્થ અને રોગી એ બેમાંથી સ્વસ્થને દુધ કે વિષ એ બેમાંનું એક પણ આપવામાં આવે તો વૈદ્યો દુધને કેવળ હિત અને વિષને કેવળ અહિત માને છે. હે પુત્ર સુશ્રુત! એ પ્રમાણેજ ઉપર કહેલા સંપૂર્ણ જળ, ઘી વગેરે રસવાળા પદાર્થો સ્વસ્થને માટે જ કેવળ હિત સમજ, રોગીને માટે નહી. ૯–૧૨

### સંયોગથી વિષ જેવા અહિત થનારા પદાર્થો.

**संयोगतस्त्वपराणि विषतुल्यानि भवन्ति ।**
**तद्यथा । वल्लीफलकवककरीराम्लफललवणकुल-**
**त्थपिण्याकदधितैलविरोहिपिष्टशुष्कशाकाजाविक-**
**मांसमद्यजाम्बवचिलिचिममत्स्यगोधावराहांश्च नै-**
**कध्यमश्नीयात्पयसा ॥ १३ ॥**

૮ કેટલાંક દ્રવ્યો બીજાં દ્રવ્યોના સંયોગથી વિષના જેવાં કેવળ નુકસાન કરનારાં, થઇ પડે છે. તે કહીએ છીએ. જેમકે વેલાઓમાંથી ઉત્પન્ન થતાં કહોળાં વગેરે ફળો, મીંદડાની બળી,–મીંદડાની ટોપી), વાંસના અંકુર, કોકમ વગેરે ખાટાં ફળો, લૂણ, કળથી, ખોળ, દહીં, તેલ, કોંટા ફુટેલાં ધાન્યો, ચોખાના લોટના બનાવેલા પદાર્થો, શાકોની સુકવણી, બકરાનું માંસ, ઘેટાનું માંસ, મદ્ય, જાંબુ, ચિલિચિમ (એક જાતનાં માછલાં)નું માંસ ઘોનું માંસ અને સુવર–ડુક્કરનું માંસ એઓ દુધના સંયોગથી વિષ જેવાં થઈ જાય છે માટે તેઓને દુધની સાથે ખાવાં નહી. ૧૩

**अतोऽन्यान्यपि संयोगादहितानि वक्ष्यामः । न**
**च विरूढधान्यैर्वसामधुपयोगुडमाषैर्वाग्राम्यानूपौ-**
**दकपिशितादीन्यभ्यवहरेत् । न पयोमधुभ्यां रो-**
**हिणीशाकं जातुशाकं वाश्नीयात् । बलाकां वारुणी-**
**कुल्माषाभ्याम् । काकमाचीं पिप्पलीमरिचाभ्याम् ।**
**नाडीभङ्गशाककुक्कुटदधीनि च नैकध्यम् । मधु**
**चोष्णोदकानुपानं । पित्तेन वा मांसानि । सुराकृश-**
**रापायसांश्च नैकध्यं । सौवीरकेण सह तिलश-**
**ष्कुलीं । मत्स्यैः सहेक्षुविकारान् । गुडेन काक-**
**माचीं । मधुना मूलकं । गुडेन वाराहं मधुना च**
**सह विरुद्धं । क्षीरेण मूलकं । आम्रजाम्बवश्वा-**
**विच्छूकरगोधाश्च; सर्वांश्च मत्स्यान्विशेषेण चिलि-**

**चिमं पयसा । कदलीफलं तालफलेन पयसा दध्ना तक्रेण वा । लकुचफलं पयसा दध्ना माषसूपेन वा मधुना घृतेन च । प्राक्पयसः पयसोऽन्ते वा ॥१४॥**

૯ સંયોગથી અહિત થનારાં બીજાં પણ કેટલાંએક દ્રવ્યો કહું છું. ગ્રામ્ય, આનૂપ અને ઔદક એ વર્ગોનાં પ્રાણીઓનાં માંસો વગેરેને કોંટા ફુટેલાં ધાન્યો, ચરબી, મધ, દુધ, ગોળ અને અડદ એમાંના કોઈ પણ પદાર્થની સાથે ખાવાં નહી. દુધ અને મધની સાથે કડુનું શાક કે હીંગનું શાક ખાવું નહી. બલાકાનું માંસ વારુણી (તાડી)ની કે ધઉંની ઘુઘરીની સાથે ખાવું નહી. લિંડી પિપળ અને મરીની સાથે પીલુડીનું શાક ખાવું નહીં. નાળાની ભાજી, કુકડાનું માંસ અને દહીં એઓને એક સાથે ખાવાં નહી. મધ ખાઇને તેના ઉપર ઉનું પાણી પીવું નહી. પિત્તાની સાથે માંસ ખાવું નહી. મદિરા, કૃશરા, (તલ, અડદ, અને ચોખાની ખીચડી) અને દુધપાક એઓને એક સમયે ખાવાં નહી. સૌવીરક (કાંજી)ની સાથે તલની પુરીઓ ખાવી નહી. માછલાંઓની સાથે શેલડીમાંથી બનતા ગોળ વગેરે પદાર્થો ખાવા નહી. ગોળની સાથે પીલુડી, મધની સાથે મૂળા તથા ગોળ અને મધની સાથે સુવરનું માંસ વિરુદ્ધ છે. માટે તેઓને સાથે ખાવાં નહી. દુધની સાથે મૂળા વિરુદ્ધ છે માટે દુધને મૂળા સાથે ખાવાં નહી. આંબા, જાંબુ, શેઢાઇનું માંસ, સુવરનું માંસ, ઘોનું માંસ અને માછલાં એઓ દુધની સાથે વિરુદ્ધ છે માટે તેઓને દુધની સાથે ખાવાં નહી. તાડનાં ફળ, દુધ, દહી અને છાશ એઓની સાથે કેળાં ખાવાં નહી. દુધ, દહી, અડદની દાળ, મદ્ય અને ઘી એઓની સાથે ક્ષુદ્રફણસ ખાવું નહીં. દુધ પીવાની પહેલાં અથવા તો દુધ પીધા પછી ક્ષુદ્રફણસ ખાવું નહી. ૧૪

## સંસ્કારથી વિરુદ્ધ (અહિત) થનારા પદાર્થો.

**अतः कर्मविरुद्धान् वक्ष्यामः ॥ कपोतान्सर्षपतैलभृष्टान्नाद्यात् । कपिञ्जलमयूरलावतित्तिरिगोधाश्चैरण्डदार्वग्निसिद्धा एरण्डतैलसिद्धा वा नाद्यात् । कांस्यभाजने दशरात्रपर्युषितं सर्पिर्मधु चोष्णैरुष्णे वा । मत्स्यपरिपचने शृङ्गवेरपरिपचने वा सिद्धां काकमाचीं । तिलकल्कसिद्धमुपोदिकाशाकं । नारिकेलेन वराहवसापरिभृष्टां बलाकां । भासमङ्गारशूल्यं नाश्नीयादिति ॥ १५ ॥**

૧૦ હવે કર્મથી-સંસ્કારથી વિરુદ્ધ-અહિત થનારા પદાર્થો કહીએ છીએ-સરસીયા તેલમાં તળેલું હોલાઓનું માંસ ખાવું નહી. ધોળાં તેતર, મોર, લાવાં, રાતાં તેતર અને ઘો એઓનાં માંસને એરંડીઆ તેલમાં તળીને કે એરંડાના લાકડાથી પકાવીને ખાવાં નહી. કાંસાના વાસણમાં દશ રાત સુધી રહેલું ઘી ખાવું નહિ. ઉષ્ણકાળમાં મધ ખાવું નહી. ગરમ કરેલું મધ ખાવું નહી. માછલાં પકાવવાના અથવા આદુ પકાવવાના વાસણમાં પકાવેલું-રાંધેલું પીલુડીનું શાક ખાવું નહી. તલના કલ્કની સાથે પકાવેલું પોથીનું-પોઇનું શાક ખાવું નહી. સુવરની ચરબીમાં તળેલું બલાકાનું માંસ નાળીએરની સાથે ખાવું નહી. ભાસના માંસને સોયામાં ખોસી અંગારામાં પકાવીને-શેકીને ખાવું નહી. ૧૫

## સરખા વજનથી અહિત થનારા પદાર્થો.

**अतो मानविरुद्धान् वक्ष्यामः ॥ मध्वम्बुनी मधुसर्पिषी मानतस्तुल्ये नाश्नीयात् । स्नेहौ मधुस्नेहौ जलस्नेहौ वा विशेषादान्तरीक्षोदकानुपानौ ॥१६॥**

૧૧ મધ અને જળ અથવા મધ અને ઘી સરખે વજને મેળવીને ખાવાં નહી. કોઈ પણ બે પ્રકારના સ્નેહોને સરખે વજને મેળવીને ખાવાં નહી. મધને કોઈ પણ સ્નેહની સાથે સરખે વજને મેળવીને ખાવું નહી. જળને અને સ્નેહને સરખે વજને પીવાં નહિ. ખાસ કરીને મધ અને સ્નેહ પીધા પછી તેના ઉપર વરસાદનું પાણી પીવું નહી. ૧૬

## રસ, વીર્ય, અને વિપાકથી દ્રવ્યોની પરસ્પર વિરુદ્ધતા.

**अत ऊर्ध्वं रसद्वन्द्वानि रसतो वीर्यतो विपाकतश्च विरुद्धानि वक्ष्यामः ॥ तत्र मधुराम्लौ रसवीर्यविरुद्धौ, मधुरलवणौ च मधुरकटुकौ च सर्वतः । मधुरतिक्तौ रसविपाकाभ्यां, मधुरकषायौ चाम्ललवणौ रसतः । अम्लकटुकौ रसविपाकाभ्याममम्लतिक्तावम्लकषायौ च सर्वतः। लवणकटुकौ रसविपाकाभ्यां, लवणतिक्तौ लवणकषायौ च सर्वतः। कटुतिक्तौ रसवीर्याभ्यां कटुकषायौ तिक्तकषायौ च रसतः ॥ १७ ॥**

૧૨ હવે પછી રસથી, વીર્યથી તથા વિપાકથી વિરુદ્ધ થતા બે બે રસોનું વર્ણન કરું છું-મીઠો અને ખાટો એ બે રસો તથા મીઠો અને ખારો એ બે રસો એક બીજાની સાથે રસથી અને વીર્યથી વિરુદ્ધ છે. મીઠો અને તીખો એ બે રસો સઘળી રીતે એટલે રસથી, વીર્યથી તથા વિપાકથી પરસ્પર વિરુદ્ધ છે, મીઠો અને કડવો એ બે રસો તથા મીઠો અને તુરો એ બે રસો એક બીજાની સાથે રસથી તથા વિપાકથી વિરુદ્ધ છે, ખાટો અને ખારો એ બે રસો રસથી વિરુદ્ધ છે, ખાટો અને તીખો એ બે રસો રસથી તથા વિપાકથી વિરુદ્ધ છે, ખાટો અને કડવો તથા ખાટો અને તુરો એ બે રસો રસથી, વીર્યથી અને વિપાકથી વિરુદ્ધ છે, ખારો અને તીખો એ બે રસો રસ અને વિપાક બન્નેથી વિરુદ્ધ

છે, ખારો અને કડવો તથા ખારો અને તુરો એ બે રસો રસ, વીર્ય અને વિપાક એ ત્રણેથી વિરુદ્ધ છે, કડવો અને તીખો એ બે રસો રસ અને વીર્ય બન્નેથી વિરુદ્ધ છે, તીખો અને તુરો તથા કડવો અને તુરો એ બે રસો રસ, વીર્ય અને વિપાક એ ત્રણેથી વિરુદ્ધ છે. ૧૭

**અતિશયવાળા પદાર્થોનો ત્યાગ કરવો.**

**तरतमयोगयुक्तांश्च भावानतिरूक्षानतिस्निग्धा-**
**नत्युष्णानतिशीतानित्येवमादीन् विवर्जयेत् ॥ १८ ॥**

૧૩ જે જે પદાર્થો પોતાની જાતના પદાર્થ કરતાં અતિશય ગુણવાળા હોય, અર્થાત્ અતિરૂક્ષ, અતિ સ્નિગ્ધ, અતિઉષ્ણ કે અતિશીત હોય તેઓને તથા તેવા જ અતિશય ધરાવનારા બીજા[1] અતિ તીક્ષ્ણ આદિ પદાર્થોનો પણ ત્યાગ કરવો. અર્થાત્ ખાવા નહી. ૧૮

**રસથી, વીર્યથી અને વિપાકથી પરસ્પર વિરુદ્ધતા ધરાવનારા પદાર્થો અહિત છે.**

**भवन्ति चात्र ॥**
**विरुद्धान्येवमादीनि रसवीर्यविपाकतः ।**
**तान्येकान्ताहितान्येव शेषं विद्याद्धिताहितम् ॥१९॥**

૧૪ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે કેઃ-જે દ્રવ્યોને પરસ્પર રસથી, વીર્યથી કે વિપાકથી અથવા તો એમાંના બેની સાથે કે ત્રણની સાથે વિરોધ હોય, તે દ્રવ્યો તથા એવી રીતે બીજી જાતની વિરુદ્ધતા ધરાવનારાં દ્રવ્યોને અહિત જ જાણવાં અને બાકીનાં દ્રવ્યોમાંથી કોઈ દ્રવ્ય[2] કોઇને હિતકારક હોય છે અને કોઇને અહિતકારક હોય છે એમ જાણવું. ૧૯

**વિરુદ્ધ રસાદિવાળા પદાર્થો ખાવાથી મરણ નિપજે છે.**

**व्याधिमिन्द्रियदौर्बल्यं मरणं चाधिगच्छति ।**
**विरुद्धरसवीर्यादीन्भुञ्जानोऽनात्मवान्नरः ॥ २० ॥**

૧૫ મૂર્ખ (પોતાનાં શરીરની દરકાર નહી રાખનારો-ભોજનની બહુ લાલસાવાળો) માણસ રસ, વીર્ય વગેરેથી વિરુદ્ધ એવાં દ્રવ્યો ખાઇને વિસ્ફોટક, ભગંદર વગેરે રોગોને અને ઇન્દ્રિયોની દુર્બલતા-નબળાઇને પ્રાપ્ત થાય છે એટલું જ નહીં પણ મરણ સુધાં પામે છે. ૨૦

**રોગ ઉત્પન્ન કરનારા પદાર્થો ખાવા નહિ.**

**यत्किंचिद्दोषमुत्क्लेश्य भुक्तं कायान्न निर्हरेत् ।**
**रसादिष्वयथार्थं वा तद्विकाराय कल्पते ॥ २१ ॥**

૧૬ ઉપર જે વિરુદ્ધ દ્રવ્યો કહ્યાં તે શિવાય બીજાં પણ જે દ્રવ્યો વાતાદિ દોષોને ફક્ત પ્રકુપિત કરે-કોપાયમાન કરે પણ તેઓને શરીરમાંથી ઝાડા, ઉલટી વગેરેને વાટેથી બહાર કહાડે નહીં તથા જે દ્રવ્યો રસાદિ ધાતુઓમાં બગાડ કરે તે દ્રવ્યો પણ વિકારને (રોગને) ઉત્પન્ન કરે છે. (તેટલા માટે તે દ્રવ્યોને પણ અહિત જાણવાં). ૨૧

**વિરુદ્ધ પદાર્થોના ભક્ષણથી થનારા રોગોની ચિકિત્સા.**

**विरुद्धाशनजान्रोगान्प्रतिहन्ति विरेचनम् ।**
**वमनं शमनं वापि पूर्वं वा हितसेवनम् ॥ २२ ॥**

૧૭ વિરુદ્ધ પદાર્થોનું ભક્ષણ કરવાથી ઉત્પન્ન થયેલા રોગો વિરેચનથી, વમનથી અથવા તો શમનથી મટે છે. અથવા તો વિરુદ્ધ ભોજન કરવું હોય તેની પહેલાં જ એવા પ્રભાવવાળાં હિત પદાર્થોનું સેવન કરવું કે જેઓના પ્રભાવથી વિરુદ્ધભોજનો કોઈ પણ રોગને ઉત્પન્ન કરી શકે નહી. ૨૨

**વિરૂદ્ધભોજન કોને રોગ ઉત્પન્ન કરે નહિ?**

**सात्म्यतोऽल्पतया वापि दीप्ताग्नेस्तरुणस्य च ।**
**स्निग्धव्यायामबलिनां विरुद्धं वितथं भवेत् ॥२३॥**

૧૮ વિરુદ્ધ ભોજન હંમેશાંના અભ્યાસને લીધે માફક આવી ગયું હોય, અથવા પ્રમાણમાં થોડું હોય, અથવા તો જેઓનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, અથવા જેઓ જુવાન હોય, અથવા જેઓ સ્નેહપાન કરવાથી કે કસરત કરવાથી બલવાન્ થયેલા હોય તેવા માણસો જો વિરુદ્ધ ભોજન કરે તો તે વિરુદ્ધ ભોજન નિષ્ફળ થાય છે એટલે કે તે કોઈ પણ રોગને ઉત્પન્ન કરી શકતું નથી. ૨૩

**व्यायामशीलो बलवाञ्छिशुश्च**
**स्निग्धोऽग्निमांश्चापि महाशनश्च ।**
**आप्नोति रोगान्न विरुद्धजाता**
**नभ्यासतो वाल्पतया च जन्तुः ॥ २४ ॥**

૧૯ વળી જે મનુષ્યને કસરત કરવાનો અભ્યાસ છે, જે બળવાન્ છે જે શિશુ-નાની ઉમરનો છે, જેણે સ્નેહપાન કર્યું છે, જેનો અગ્નિ પ્રદીપ્ત છે, જે ઘણું ભોજન કરનારો છે, જેને વિરૂદ્ધ ભોજન કરવાનો અભ્યાસ પડી ગયો છે, અથવા તો જે વિરૂદ્ધ ભોજન થોડું કરે છે, તે મનુષ્યને વિરુદ્ધ ભોજન કરવાથી રોગો થાતા નથી. ૨૪

**પૂર્વ દિશાના પવનના ગુણો.**

**अथ वातगुणान्वक्ष्यामः ॥ २५ ॥**
**पूर्वः समधुरः स्निग्धो लवणश्चैव मारुतः ।**
**गुरुर्विदाहजननो रक्तपित्ताभिवर्धनः ॥ २६ ॥**

---

૧ ગાયના દુધ કરતાં ભેંસનું દુધ અતિસ્નિગ્ધ છે તેને સમ અગ્નિવાળા મનુષ્યે સેવવું નહિ પરંતુ તીક્ષ્ણ અગ્નિવાળા સ્વસ્થ મનુષ્યે સેવવું વગેરે નિર્ણય આ ઉપરથી કરી લેવો.

૨ અડદ આદિ પદાર્થો જેના દોષોને કોપાયમાન કરે તેને અહિત છે અને જેના દોષોને મટાડે તેને હિતકારક છે એમ જાણવું.

क्षतानां विषजुष्टानां व्रणिनः श्लेष्मलाश्च ये ।
तेषामेव विशेषेण सदा रोगविवर्धनः ॥ २७ ॥
वातलानां प्रशस्तश्च श्रान्तानां कफशोषिणाम् ।
तेषामेव विशेषेण व्रणक्लेदविवर्धनः ॥ २८ ॥

૨૦ હવે વાયુના ગુણો કહીશું: પૂર્વ દિશાનો વાયુ કંઈક મધુર, ખારો, સ્નિગ્ધ, ભારે અન્નનો વિદાહ કરનારો, અને રક્તપિત્તને તથા વિશેષે કરીને ક્ષતવાળા, વિષથી પીડાયલા, વ્રણવાળા અને કફપ્રકૃતિવાળા મનુષ્યોના રોગોને વધારનારો છે તથા વાતપ્રકૃતિવાળાઓને, થાકેલાઓને અને જેઓને કફનો ક્ષય થયેલો હોય તેઓને માટે સારો છે. પરંતુ જો તેઓને વ્રણ થયેલા હોય તો તેઓના જ વ્રણોમાં વિશેષકરીને ક્લેદ (કચકાણ)ને વધારનારો છે. ૨૫–૨૮

### દક્ષિણ દિશાના પવનના ગુણો.

मधुरश्चाविदाही च कषायानुरसो लघुः ।
दक्षिणो मारुतः श्रेष्ठश्चक्षुष्यो बलवर्धनः ॥ २९ ॥
रक्तपित्तप्रशमनो न च वातप्रकोपणः ।

૨૧ દક્ષિણ દિશાનો પવન કંઈક તુરો, મધુર, હલકો, બીજી દિશાઓનાં પવન કરતાં શ્રેષ્ઠ, નેત્રને હિતકારક બલને વધારનારો અને રક્તપિત્તને મટાડનારો છે તથા અન્નનો વિદાહ કરનાર કે વાયુનો પ્રકોપ કરનાર નથી. ૨૯

### પશ્ચિમ દિશાના પવનના ગુણો.

विशदो रूक्षपरुषः खरः स्नेहबलापहः ॥ ३० ॥
पश्चिमो मारुतस्तीक्ष्णः कफमेदोविशोषणः ।
सद्यः प्राणक्षयकरः शोषणस्तु शरीरिणाम् ॥ ३१ ॥

૨૨ પશ્ચિમ દિશાનો પવન સ્વચ્છ સ્નિગ્ધપણા વિનાનો, રૂક્ષ, કઠોર, ખરસટ સ્પર્શવાળો, તીક્ષ્ણ, સ્નેહ અને બલનો નાશ કરનારો, તુરત બલને હરનારો અને કફ, ચરબી તથા શરીરને સુકાવનારો છે. ૩૦–૩૧

### ઉત્તર દિશાના પવનના ગુણો.

उत्तरो मारुतः स्निग्धो मृदुर्मधुर एव च ।
कषायानुरसः शीतो दोषाणां चाप्रकोपणः ॥ ३२ ॥
तस्माच्च प्रकृतिस्थानां क्लेदनो बलवर्धनः ।
क्षीणक्षतविषार्तानां विशेषेण तु पूजितः ॥ ३३ ॥

૨૩ ઉત્તર દિશાનો પવન કંઈક તુરો, મધુર, સ્નિગ્ધ, કોમળ, શીતળ, અને ક્ષીણ થયેલાઓને, ક્ષતવાળાઓને, તથા વિષથી પીડાયલા માણસોને માટે બહુ જ સારો છે. આ વાયુ કોઈ પણ દોષને કોપાવતો નથી અને એટલા જ માટે સ્વસ્થ પુરુષોને સ્નિગ્ધતા આપનારો તથા બલ વધારનારો છે. ૩૨–૩૩

---

## અધ્યાય ૨૧ મો

### વ્રણપ્રશ્ન (વાત, પિત્ત અને કફનાં સ્થાન, લક્ષણ, કર્મ વિશેનો પ્રશ્ન.)

### ઉપક્રમ.

अथातो व्रणप्रश्नमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥
यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું વ્રણપ્રશ્ન એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વત્તરિએ મને તે વિષયમાં કહેલું તે પ્રમાણે કરું છું. ૧–૨

### શરીરની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ દોષોથી અને રુધિરથી થાય છે.

वातपित्तश्लेष्माण एव देहसम्भवहेतवः । तैरेवाव्यापन्नैरधोमध्योर्ध्वसन्निविष्टैः शरीरमिदं धार्यतेऽगारमिव स्थूणाभिस्तिसृभिरतश्च त्रिस्थूणमाहुरेके । त एव च व्यापन्नाः प्रलयहेतवस्तदेभिरेव शोणितचतुर्थैः सम्भवस्थितिप्रलयेष्वप्यविरहितं शरीरं भवति ॥ ३ ॥

૨ વાયુ, પિત્ત અને કફ એઓ શરીરની ઉત્પત્તિનાં કારણો છે. એ વાયુ, પિત્ત અને કફ શરીરમાં ક્રમે કરીને નીચે પકવાશયમાં, મધ્યમાં ( પચ્યમાનાશયમાં ) અને ઉપરમાં (આમાશયમાં) રહેલા છે. તેઓ જો બગડેલા ન હોય તો જેમ ત્રણ સ્થૂણાઓ–થાભલાઓ ઘરને ધારણ કરી રાખે છે, તેમ આ શરીરને ધારણ કરી છે. એટલાજ માટે કેટલાએક આચાર્યો શરીરને 'ત્રિસ્થૂણ' (ત્રણ થાંભલાવાળું) એમ પણ કહે છે. જે વાત, પિત્ત અને કફ બગડ્યા ન હોય તો શરીરનું રક્ષણ કરે છે અને તે જ વાત, પિત્ત અને કફ વિકારને પામેલા એટલે બગડ્યા હોય તો શરીરના નાશમાં કારણ થઈ પડે છે–શરીરનો નાશ કરે છે. આ શરીરની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ આ ત્રણ અવસ્થાઓ વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો અને કેટલાએકના મતથી ચોથું રક્ત એઓના વિના કદી પણ થતી નથી. ૩

भवति चात्र ॥

नर्ते देहः कफादस्ति न पित्तान्न च मारुतात् ।
शोणितादपि वा नित्यं देह एतैस्तु धार्यते ॥ ४ ॥

૩ આ વિષયમાં આ રીતે શ્લોક છે: કફ, પિત્ત, વાયુ અને રકત એઓ વિના કદી પણ શરીરની ઉત્પત્તિ થતી નથી એટલે એ ચાર પદાર્થોથી જ શરીરની ઉત્પત્તિ થાય છે એટલું જ નહી પણ એઓ જ શરીરને ધારણ પણ કરે છે. ૪

### વાત આદિ શબ્દની વ્યુત્પત્તિ.

**तत्र वा गतिगन्धनयोरिति धातुः। तप सन्तापे। श्लिष आलिङ्गने । एतेषां कृद्विहितैः प्रत्ययैर्वातः पित्तं श्लेष्मेति च रूपाणि भवन्ति ॥ ५ ॥**

૪ ગતિ તથા ગંધને લઈ જવો એવા અર્થમાં वा ધાતુ છે. તેનાથી પર કૃત્ સંજ્ઞક-क्त પ્રત્યય આવવાથી वात શબ્દ થાય છે. સંતાપ અર્થવાળા तप ધાતુની પર કૃત્ સંજ્ઞક क्त પ્રત્યય આવવાથી અને पृषोदरादीनि यथोपदिष्टं એ વાર્તિકમાં કહ્યા પ્રમાણે પૃષોદરાદિ ગણમાં આ શબ્દનો પાઠ હોવાથી વર્ણનો વિપર્યય થવાથી पित्त શબ્દ થાય છે. અને આલિંગન અર્થવાળા श्लिष ધાતુની પર કૃત્સંજ્ઞાવાળો मनि પ્રત્યય આવવાથી અને ઉપધાનો ગુણ થવાથી श्लेष्मन् શબ્દ થાય છે. આ રીતે વાત, પિત્ત અને કફ શબ્દો થાય છે. ૫

### વાયુ વગેરેનાં સ્થાનો.

**दोषस्थानान्यत ऊर्ध्वं वक्ष्यामः॥ तत्र समासेन वातः श्रोणिगुदसंश्रयः। श्रोणिगुदयोरुपर्यधो नाभेः पक्वाशयः पक्वामाशयमध्यं पित्तस्य । आमाशयः श्लेष्मणः। अतःपरं पंचधा विभज्यन्ते । तत्र वातस्य वातव्याधौ वक्ष्यामः । पित्तस्य यकृत्प्लीहानौ हृदयं दृष्टिस्त्वक् पूर्वोक्तं च । श्लेष्मणस्तूरः शिरःकण्ठोजिह्वामूलं संन्धय इति पूर्वोक्तं च । एतानि खलु दोषाणां स्थानान्यव्यापन्नानाम् ॥६॥**

૫ હવે વાયુ વગેરે દોષોનાં સ્થાનોનું પ્રથમ સંક્ષેપમાં વર્ણન કરું છું. કટી–કડ અને ગુદા એ વાયુનું સ્થાન છે. કડ અને ગુદાની ઉપર અને નાભિની નીચે પકવાશયનું સ્થાન છે. પકવાશય અને આમાશયનો મધ્યભાગ એ પિત્તનું સ્થાન છે અને આમાશય એ કફનું સ્થાન છે. વાયુ વગેરે દોષોનાં સ્થાનો સંક્ષેપમાં કહ્યાં. હવે વિસ્તારથી કહું છું–વાયુ, પિત્ત અને કફ એમાંનો પ્રત્યેક દોષ પાંચ પાંચ સ્થાનોમાં વ્હેંચાયેલ છે. તેઓમાંથી વાયુનાં પાંચ સ્થાનો 'વાતવ્યાધિનિદાન' નામના નિદાનસ્થાનના પ્હેલા અધ્યાયમાં કહેવામાં આવશે. (તેથી અંહી કહેતા નથી); ૧ યકૃત્ અને પ્લીહા. ૨ હૃદય, ૩ દૃષ્ટિમંડળ, ૪ ત્વચા અને ૫ ઉપર કહેલું પકવાશય અને આમાશયનું મધ્યસ્થાન આ પાંચ પિત્તનાં સ્થાનો છે; ૧ છાતી, ૨ માથું, ૩ કંઠ, જીહ્વામૂલ, ૪ સન્ધિઓ તથા ૫ ઉપર કહેલું આમાશય આ પાંચ કફનાં સ્થાનો છે. નહીં બગડેલા વાતાદિ દોષોનાં આ મુખ્ય સ્થાનો છે. ૬

### વાત, પિત્ત અને કફની સોમ, સૂર્ય અને પવનની સાથે સરખામણી.

**भवति चात्र ॥**

**विसर्गादानविक्षेपैः सोमसूर्यानिला यथा ।**
**धारयन्ति जगद्देहं कफपित्तानिलास्तथा ॥ ७ ॥**

૬ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છેઃ જેમ બાહ્ય જગતમાં ચન્દ્ર રસના દાનથી (રસને આપવાથી), સૂર્ય, રસના આદાનથી (રસને ખેંચી લેવાથી) અને વાયુ વિવિધ પ્રકારે શીતોષ્ણાદિની પ્રેરણા કરવાથી જગતનું ધારણ (પાલન) કરે છે તેમ શરીરમાં કફ બલને આપવાથી, સૂર્ય બલને ખેંચવાથી અને વાયુ વિવિધ પ્રકારે શીતઉષ્ણાદિની પ્રેરણા કરવાથી શરીરનું ધારણ–પાલન કરે છે. ૭

### પિત્ત અને અગ્નિ એક જ છે.

**अत्र जिज्ञासा किं पित्तव्यतिरेकादन्योऽग्निराहोस्वित्पित्तमेवाग्निरिति । अत्रोच्यते । न खलु पित्तव्यतिरेकादन्योऽग्निरुपलभ्यते । आग्नेयत्वात्पित्ते दहनपचनादिष्वभिप्रवर्तमानेऽग्निवदुपचारः क्रियतेऽन्तरग्निरिति । क्षीणेह्यग्निगुणे तत्समान द्रव्योपयोगादतिवृद्धे शीतक्रियोपयोगादागमाच्च पश्यामो न खलु पित्तव्यतिरेकादन्योऽग्निरिति ८**

૭ અહીં કોઇને જીજ્ઞાસા થાય કે-પિત્તથી જુદો જ બીજો શરીરમાં અગ્નિ (દેહાગ્નિ) છે (કે જે શરીરમાં અગ્નિનું કાર્ય કરે છે) કે પિત્ત જે છે તે જ અગ્નિ છે (અગ્નિનું કાર્ય કરે છે)? આનો ઉત્તર એ છે કે–પિત્તથી જુદો બીજો અગ્નિ શરીરમાં જોવામાં આવતો જ નથી. પિત્ત પોતાનાં આગ્નેયપણાને (અગ્નિના ગુણના અધિકપણાને) લીધે અગ્નિની પેઠે બાળવું, પકાવવું વગેરે અગ્નિનાં કામો કરે છે તેથી તેને જ–પિત્તને જ (અંતરગ્નિ (દેહાગ્નિ) એમ કહેવામાં આવે છે. અગ્નિના અધિકગુણવાળું પિત્ત જ્યારે ક્ષીણ થયું હોય ત્યારે અગ્નિના સરખા ગુણવાળા (તીક્ષ્ણ, ઉષ્ણ વગેરે ગુણવાળા) દ્રવ્યોનો ઉપયોગ કરવાથી પિત્તનો ક્ષય મટી જાય છે (પિત્ત વધીને સમાન થાય છે) અને જ્યારે પિત્ત બહુ વધ્યું હોય ત્યારે અગ્નિથી વિરૂદ્ધ એવી શીતળ ક્રિયાઓ કરવાથી પિત્ત ઓછું થઈ જાય છે તેથી અનુમાન થાય છે કે શરીરમાં જે પિત્ત છે તે જ આગ્ન છે પિત્તથી જુદો બીજો અગ્નિ નથી. તેમ આયુર્વેદ શાસ્ત્રમાં પણ 'શરીરમાં પિત્તથી જુદો બીજો અગ્નિ છે' એમ ક્યાંઈ પણ કહેવામાં આવ્યું નથી. તેથી શરીરમાં પિત્તથી જુદો બીજો અગ્નિ હોય એમ અમારા જોવામાં ખરેખર આવતું નથી. ૮

### પાચકાગ્નિનું સ્વરૂપ.

**तस्माददृष्टहेतुकेन विशेषेण पक्वामाशयमध्यस्थं पित्तं चतुर्विधमन्नपानं पचति; विवेचयति च रसदोषमूत्रपुरीषाणि;तत्रस्थमेव चात्मशक्त्याशेषाणां पित्तस्थानानां शरीरस्य चाग्निकर्मणानुग्रहं करोति तस्मिन् पित्ते पाचकोऽग्निरिति संज्ञा ॥ ९ ॥**

૮ તે પિત્ત અદૃષ્ટ (નહીં જણાયેલા) કારણ વિશે-

ષથી પકવાશય અને આમાશય એઓના મધ્યમાં રહીને ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને પેય એવા ભેદોથી ચાર પ્રકારના અન્નને તથા પાનને પકાવે છે; રસ, દોષો, મૂત્ર અને વિષ્ઠા એઓનું પૃથક્કરણ કરે છે અને ત્યાં જ રહીને પોતાની શક્તિથી બાકીનાં પિત્તનાં સ્થાનોનો અને આખા શરીરના અગ્નિનું કર્મ કરીને ઉપકાર કરે છે. આ પિત્તને 'પાચકાગ્નિ' એવા નામથી કહેવામાં આવે છે. ૯

**રંજકાગ્નિનું સ્વરૂપ.**

**यत्तु यकृत्प्लीह्नोः पित्तं तस्मिन् रंजकोऽग्निरिति संज्ञा स रसस्य रागकृदुक्तः ॥ १० ॥**

૯ જે પિત્ત યકૃત્ અને પ્લીહા એઓમાં રહેલું છે તે રસને રંગે છે (રસને રંગીને રક્તના (લોહીના) રૂપમાં ફેરવી નાંખે છે) માટે તેને 'રંજકાગ્નિ' એમ કહેવામાં આવે છે. ૧૦

**સાધકાગ્નિનું સ્વરૂપ.**

**यत् पित्तं हृदयसंस्थितं तस्मिन् साधकोऽग्नि-रिति संज्ञा सोऽभिप्रार्थितमनोरथसाधनकृदुक्तः ११**

૧૦ જે પિત્ત હૃદયમાં રહેલું છે તે પિત્ત પોતાના સત્વગુણથી હૃદયમાં રહેલા કફના તમોગુણને દૂર કરી મનને સત્વગુણી બનાવી ધારેલા મનોરથોને (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એઓને) સિદ્ધ કરાવે છે માટે તેને 'સાધકાગ્નિ' એમ કહેવામાં આવે છે. ૧૧

**આલોચકાગ્નિનું સ્વરૂપ.**

**यद्दृष्ट्यां पित्तं तस्मिन्नालोचकोऽग्निरिति संज्ञा स रूपग्रहणेऽधिकृतः ॥ १२ ॥**

૧૧ જે પિત્ત દૃષ્ટિમંડળમાં રહેલું છે તે પિત્ત રૂપને ગ્રહણ કરવાનું કામ કરે છે તેથી તેને 'આલોચકાગ્નિ' એમ કહેવામાં આવે છે. ૧૨

**ભ્રાજકાગ્નિનું સ્વરૂપ.**

**यत्तु त्वचि पित्तं तस्मिन् भ्राजकोऽग्निरिति संज्ञा सोऽभ्यङ्गपरिषेकावगाहावलेपनादीनां क्रियाद्रव्याणां पक्ता छायानां च प्रकाशकः ॥ १३ ॥**

૧૨ જે પિત્ત ત્વચામાં રહેલું છે તે પિત્ત અભ્યંગ (ચોળવું), પરિષેક (ઉપરથી જલ વગેરે દ્રવ પદાર્થોની ધારા કરવી), અવગાહન (જલ વગેરેથી ભરેલી કુંડી વગેરેમાં ઉતરીને નાહાવું), આલેપન (લેપ કરવો) વગેરે ક્રિયાઓમાં ઉપયોગમાં આવેલા દ્રવ્યોને પકાવે છે અને છાયાને–કાન્તિને પ્રકાશે છે તેથી તેને 'ભ્રાજકાગ્નિ' એમ કહેવામાં આવે છે. ૧૩

**પિત્તનું સ્વાભાવિક લક્ષણ.**

**भवति चात्र ॥**

**पित्तं तीक्ष्णं द्रवं पूति नीलं पीतं तथैव च ।**
**उष्णं कटुरसं चैव विदग्धं चाम्लमेव च ॥ १४ ॥**

૧૩ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છેઃ–પિત્ત તીક્ષ્ણ, દ્રવ, કાચા માંસના જેવા ગન્ધવાળું, આમ વગેરેના ભેળ વગરનું, સ્વચ્છ હોય તો પીળું, ભેળવાળું, હોય તો નીલ (કાલા, પોપટીયા કે જાંબુડા) રંગનું, ગરમ અને સ્વાદમાં કડવું છે. પિત્ત જ્યારે વિદગ્ધ થાય છે (તેનો વિરુદ્ધ પાક થાય છે) ત્યારે તે ખાટું થઈ જાય છે. ૧૪

**કફનું સ્થાન અને તેનું કર્મ.**

**श्लेष्मस्थानान्यत ऊर्ध्वं वक्ष्यामः । तत्रामाशयः पित्ताशयस्योपरिष्टात्तत्प्रत्यनीकत्वादूर्ध्वगतित्वात्तेजसश्चन्द्र इवादित्यस्य स चतुर्विधस्याहारस्याधारः । स च तत्रौदकैर्गुणैराहारः प्रक्लिन्नो भिन्नसंघातः सुखजरश्च भवति ॥ १५ ॥**

૧૪ હવે અમે કફનાં સ્થાનો કહીશુંઃ તેઓમાં આમાશય કે જે કફનું પહેલું સ્થાન છે તે પિત્તાશયની ઉપર આવેલું છે. આમાશયને પિત્તાશયની ઉપર બનાવવાનું કારણ એ છે કે–તેજના–અગ્નિના અધિક ગુણવાળું પિત્ત કે જે અગ્નિની પેઠે ઉંચી ગતિવાળું છે તે જો પોતાની ઉપર પોતાથી વિરુદ્ધ ગુણોવાળો (સ્નિગ્ધતા વગેરે જળના ગુણોવાળો) આમાશય ન હોય તો સ્વચ્છંદ ગતિવાળું થઈને શરીરને બાળી નાંખે, એટલા માટે જેમ સૂર્યના તેજની ઉર્ધ્વ ગતિને અટકાવવામાટે જેમ સૂર્યની ઉપર ચંદ્રની રચના કરવામાં આવી છે. તેમ પિત્તની ઉર્ધ્વગતિ અટકાવવા માટે પિત્તાશયની ઉપર આમાશય બનાવવામાં આવ્યો છે. વળી આમાશય ચાર પ્રકારના આહારનો આધાર છે જો તેની નીચે પિત્તરૂપ અગ્નિ ન હોય તો આહાર કાચો જ રહે તેથી પણ આમાશયની સ્થિતિ પિત્તાશયની ઉપરજ સંભવે છે (યોગ્ય છે). તે ચારે પ્રકારનો આહાર આમાશયમાં ગયા પછી આમાશયમાં રહેલા કફના જલસંબંધી દ્રવ, સ્નિગ્ધ વગેરે ગુણોને લીધે પલળી તેના ઘન અંશો છુટા પડીને એક રસ થઈ સ્હેજમાં–જલદી પચી જાય એવો થઇ જાય છે. આ કફ આહારને ક્લિન્ન–ભીનો કરે છે તેથી તેને 'ક્લેદનકફ' એમ કહેવામાં આવે છે. ૧૫

**આમાશય અને કફ એક ગુણવાળા છે.**

**माधुर्यात्पिच्छिलत्वाच्च प्रक्लेदित्वात्तथैव च ।**
**आमाशये संभवति श्लेष्मा मधुरशीतलः ॥ १६ ॥**

૧૫ આમાશયમાં મધુરતા, ચીકણાપણું અને આર્દ્રતા વગેરે ગુણો રહેલા છે તેથી મધુરતા અને શીતળતા ગુણવાળો કફ તેમાં સારી રીતે રહી શકે છે. ૧૬

**આમાશયમાં રહેલા કફનું કાર્ય.**

**स तत्रस्थ एव स्वशक्त्या शेषाणां श्लेष्मस्थानानां शरीरस्य चोदककर्मणानुग्रहं करोति ॥१७॥**

૧૬ તે કફ આમાશયમાંજ રહીને પોતાની શક્તિથી બીજા કફનાં સ્થાનોનો અને આખા શરીરનો જલનાં પૂરણ, ક્લેદન વગેરે કાર્ય કરીને ઉપકાર કરે છે. ૧૭

### સ્તનના મધ્યમાં રહેલા કફનું કાર્ય.

**उरःस्थस्त्रिकसंधारणमात्मवीर्येणान्नरससहितेन हृदयावलम्बनं करोति ॥१८॥**

૧૭ સ્તનોના મધ્યમાં રહેલો કફ અન્નના રસસહિત પોતાની શક્તિથી કાંધનાં તથા બે હાથના સંધિ સ્થાનને ધારણ કરે છે, અને હૃદયને કાર્ય કરવામાં સમર્થ કરે છે. ૧૮

### જીભના મૂળમાં રહેલા કફનું કાર્ય.

**जिह्वामूलकण्ठस्थो जिह्वेन्द्रियस्य सौम्यत्वात् सम्यग्रसज्ञाने वर्तते ॥१९॥**

૧૮ જીભના મૂળમાં અને કંઠમાં રહેલો કફ પોતાના સૌમ્યપણાને (જલના ગુણના અધિકપણાને) લીધે રસનેન્દ્રિયને–જીભને રસનું જ્ઞાન કરાવે છે (જીભને રસનું જ્ઞાન થવામાં સહાય કરે છે). (તેથી તેને 'બોધક કફ' એમ કહેવામાં આવે છે. ૧૯

### માથામાં રહેલા કફનું કાર્ય.

**शिरस्थः स्नेहसंतर्पणाधिकृतत्वादिन्द्रियाणामात्मवीर्येणानुग्रहं करोति ॥२०॥**

૧૯ માથામાં રહેલો કફ મસ્તિષ્કમજ્જાને તૃપ્ત કરીને પોતાની શક્તિથી ઇન્દ્રિયોને પોતાનું કાર્ય કરવામાં સમર્થ કરે છે. તેથી તેને 'તર્પકશ્લેષ્મા' એમ કહેવામાં આવે છે. ૨૦

### સંધિઓમાં રહેલા કફનું કાર્ય.

**संधिस्थस्तु श्लेष्मा सर्वसंधिसंश्लेषात्सर्वसंध्यनुग्रहं करोति ॥ २१ ॥**

૨૦ સન્ધિઓમાં રહેલો કફ સર્વ સન્ધિઓને એક સાથે જોડી રાખવાથી તેઓના ઉપર ઉપકાર કરે છે (તેઓને મજબૂત રાખે છે). તેથી તેને 'શ્લેષ્મ કફ' એમ કહેવામાં આવે છે. ૨૧

### કફનું સ્વાભાવિક લક્ષણ.

**भवति चात्र ॥**

**श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीत एव च ।**
**मधुरस्त्वविदग्धः स्याद्विदग्धो लवणः स्मृतः ॥२२॥**

૨૧ આ વિષયમાં એક શ્લોક છેઃ કફ ધોળો, ભારી, સ્નિગ્ધ, ચીકણો અને શીતવીર્ય–ઠંડો છે. કફ પ્રકૃતિસ્થ (પોતાના ખરા સ્વરૂપમાં) હોય ત્યારે મીઠો હોય છે અને બહુ પાકે છે ત્યારે ખારો થઈ જાય છે. ૨૨

### રક્તનું સ્થાન.

**शोणितस्य स्थानं यकृत्प्लीहानौ तच्च प्रागभिहितं तत्रस्थमेव शेषाणां शोणितस्थानानामनुग्रहं करोति ॥२३॥**

૨૨ યકૃત્ અને પ્લીહા એઓ રક્તનાં ( લોહીનાં ) સ્થાનો છે. એ વિશે આ સૂત્રસ્થાનના 'શોણિત વર્ણનીય' નામના ચૌદમાં અધ્યાયમાં કહેવાઈ ગયું છે. રક્ત ત્યાં જ રહીને પોતાનાં બીજાં સ્થાનોનું પોષણ કર્યા કરે છે. ૨૩

### રક્તનું સ્વાભાવિક લક્ષણ અને તેને વિદગ્ધ થવાનાં કારણ.

**भवति चात्र ॥**

**अनुष्णशीतं मधुरं स्निग्धं रक्तं च वर्णतः ।**
**शोणितं गुरु विस्रं स्याद्विदाहश्चास्य पित्तवत् २४**

૨૩ રક્ત ગરમ પણ નથી, તેમ થંડુ પણ નથી, એટલે સમધારણ, મીઠું, સ્નિગ્ધ, રાતું, ભારી અને કાચા માંસના જેવા ગન્ધવાળું છે. જે પદાર્થોથી પિત્તનો વિદાહ થાય છે તે પદાર્થોથી રક્તનો પણ વિદાહ થાય છે. ૨૪

### દોષોના સંચયનાં સ્થાનકો.

**एतानि खलु दोषस्थानान्येषु संचीयन्ते दोषाः। प्राक्संचयहेतुरुक्तः ॥२५ ॥**

૨૪ ઉપર દોષોનાં જે સ્થાનો કહ્યાં તેઓમાં દોષોનો સંચય (જમાવ) થાય છે. દોષોને સંચય થવાનાં કારણો પ્હેલાં 'ઋતુચર્યા' નામના સૂત્રસ્થાનના છટ્ઠા અધ્યાયમાં કહેલાં છે. ૨૫

### વાયુ વગેરે દોષોના સંચયનું લક્ષણ અને તેની ચિકિત્સાનો પ્રથમ સમય.

**तत्र संचितानां दोषाणां स्तब्धपूर्णकोष्ठता पीतावभासता मन्दोष्मता चाङ्गानां गौरवमालस्यं चयकारणविद्वेषश्चेति लिङ्गानि भवन्ति तत्र प्रथमः क्रियाकालः॥ २६ ॥**

૨૫ એકઠા થયેલા તે દોષોમાંથી જો વાયુનો સંચય થયો હોય તો કોઠો (પેટ) ભરેલું અને સ્તબ્ધ ( જકડાઈ ગયા જેવું ) થાય છે; પિત્તનો સંચય થયો હોય તો શરીર પીળું લાગે છે અને થોડી થોડી ગરમી રહે છે; કફનો સંચય થયો હોય તો શરીરમાં ભારેપણું અને આલસ થાય છે; અને જે પદાર્થોથી દોષોનો સંચય થયો હોય તે પદાર્થો ઉપરના અભાવો થાય છે. આ લક્ષણ સાધારણ રીતે કોઈ પણ દોષનો સંચય થયો હોય ત્યારે થાય છે. આ પ્રમાણે વાયુ વગેરે દોષોનો સંચય થાય ત્યારે ચિકિત્સા કરવાનો પ્હેલો સમય–અવસર છે એમ સમજવું. ૨૬

### વાયુના પ્રકોપનું કારણ.

**अत ऊर्ध्वं प्रकोपणानि वक्ष्यामः । तत्र बलवद्विग्रहातिव्यायामव्यवायाध्ययनप्रपतनप्रधावनप्रपीडनाभिघातलंघनप्लवनतरणरात्रिजागरणभारहरणगजतुरङ्गरथपदातिचर्याकटुकषायतिक्तरूक्षलघुशीतवीर्यशुष्कशाकवल्लूरवरकोद्दालककोरदूषश्यामाकनीवारमुद्गमसूराढकीहरेणुकलायनिष्पावानश-**

नविषमाशनाध्यशनवातमूत्रपुरीषशुक्रच्छर्दिक्षवथूद्गारबाष्पवेगविघातादिभिर्विशेषैर्वायुः प्रकोपमापद्यते ॥ २७॥

૨૬ હવે દોષોનો પ્રકોપ થવાનાં કારણો કહું છું. બલવાનની સાથે કુસ્તી કરવી, બહુ કસરત–મ્હેનત કરવી, અતિમૈથુન કરવું, બહુ ભણવું–અભ્યાસ કરવો, ઊંચેથી પડવું, બહુ દોડવું, ઘણું દબાવું–દબાઈ જવું, બહુ લાગવું. માર પડવો, ઝડપથી ખાડા વગેરે ટપી જવા, કુદતાં કુદતાં ચાલવું, પાણીમાં બહુ તરવું. રાતના ઉજાગરા કરવા, ઘણો બોજો ઉપાડવો, હાથી ઘોડા કે રથના ઉપર બહુ સ્વારી કરવી, પગે વધારે ફરવું, તથા તીખા, તુરા, કડવા, રૂક્ષ, હલકા અને શીતવીર્ય દ્રવ્યો, શાકોની કાચરીઓ–સુકવણીઓ, સુકાયેલું માંસ, વરાટિકા (જંગલી ધાન્ય) જંગલી કોદરા, કોદરા, શામો, નમાર–ચોખા, મગ, મસૂર, તુવર, ચણા, વટાણા અને વાલ એ દ્રવ્યો ખાવાથી, ઉપવાસ કરવાથી અથવા થોડું જમવાથી, અનિયમિત રીતે જમવાથી, ભોજન કર્યા ઉપર ભોજન કરવાથી અધોવાયુ, મૂત્ર, ઝાડો, વીર્ય, ઉલટી, છીંક, ઓડકાર અને આંસુ એઓના વેગોને રોકવા વગેરે કારણોથી વાયુ પ્રકોપ પામે છે. ૨૭

### વાયુના પ્રકોપનો સમય.

स शीताभ्रप्रवातेषु घर्मान्ते च विशेषतः ।
प्रत्यूषस्यपराह्णे तु जीर्णेऽन्ने च प्रकुप्यति ॥२८॥

૨૭ વિશેષે કરીને શીતકાળમાં, આકાશ વાદળાંઓથી ઘેરાયેલું હોય ત્યારે, બહુ જોરમાં પવન ફૂંકતો હોય ત્યારે, વર્ષાઋતુમાં, પ્રભાતમાં, સાયંકાલે અને અન્ન પચી જવા પછી વાયુ પ્રકોપ પામે છે. ૨૮

### પિત્તના પ્રકોપનાં કારણ.

क्रोधशोकभयायासोपवासविदग्धमैथुनोपगमनकट्वम्ललवणतीक्ष्णोष्णलघुविदाहितिलतैलपिण्याककुलत्थसर्षपातसीहरितकशाकगोधामत्स्याजाविकमांसदधितक्रकूर्चिकामस्तुसौवीरकसुराविकाराम्लफलकट्वरार्कप्रभृतिभिः पित्तं प्रकोपमापद्यते ॥ २९ ॥

૨૮ ક્રોધ, શોક, ભય, શારીરિક પરિશ્રમ–મ્હેનત, ઉપવાસ, બળતરા, મૈથુન, કડવા–ખાટાં–ખારા–તીક્ષ્ણ–ઉષ્ણવીર્ય–હલકા અને વિદાહી પદાર્થો, તેલ, ખોળ કલથી, સર્ષવ, અલસી, લીલોતરી શાક, ઘો, માછલાં બકરાનું અને ઘેટાનું માંસ, દહી, છાશ, ફાડી નાખેલું દુધ, મસ્તુ ( દહીની કે છાશની તર અથવા દહીનું પાણી), ખાટી કાંજી, સુરાના વિકારો, ખાટાં ફલો અને સૂર્યનાં કિરણો અથવા આંકડો વગેરેના સેવનથી પિત્ત પ્રકોપ પામે છે. ૨૯

### પિત્ત પ્રકોપનો સમય.

तदुष्णैरुष्णकाले च मेघान्ते च विशेषतः ।
मध्याह्ने चार्द्धरात्रे च जीर्यत्यन्ने च कुप्यति ॥३०॥

૨૯ વિશેષે કરીને ગરમ પદાર્થોના સેવનથી, ઉષ્ણ કાલમાં, શરદ્દઋતુમાં, મધ્યાહ્ન સમયે, અર્ધ રાત્રે અને અન્ન પચતું હોય ત્યારે પિત્તનો પ્રકોપ થાય છે. ૩૦

### કફ પ્રકોપનાં કારણ.

दिवास्वप्नाव्यायामालस्यमधुराम्ललवणशीतस्निग्धगुरुपिच्छिलाभिष्यन्दिहायनकयवकनैषधेत्कटमाषमहामाषगोधूमतिलपिष्टविकृतिदधिदुग्धकृशरापायसेक्षुविकारानूपौदकमांसवसाबिसमृणालकशेरुकशृङ्गाटकमधुरवल्लीफलसमशनाध्यशनप्रभृतिभिः श्लेष्मा प्रकोपमापद्यते ॥ ३१ ॥

૩૦ દિવસે સુવું, મ્હેનત ન કરવી, આલસ્ય, મીઠા–ખાટા–ખારા–શીતવીર્ય–સ્નિગ્ધ–ભારી–ચીકણા અને અભિષ્યન્દિ પદાર્થો, હાયનક–યવક–નૈષધ અને ઇત્કટ એ નામનાં ક્ષુદ્ર ધાન્યો, અડદ, ચોળા, ઘંઉ, તલ, લોટમાંથી બનાવેલા પોળી વગેરે પકવાન્નો, દહી, દુધ, કૃશરા (તલ, ચોખા અને અડદથી બનાવેલી ખીચડી), દુધપાક, શેલડીના રસમાંથી બનતા ખાંડ વગેરે પદાર્થો, આનૂપ અને ઔદક વર્ગનાં પ્રાણીઓનું માંસ તથા ચરબી, કમળનાં મૂળ, કમળનાં નાળાં, કસેલાં, શીંગોડાં, મીઠાં ફળો, (તાલફળ નારીયેલ વગેરે) વેલામાં થતા દુધલાં–કહોળાં વગેરે ફળો, પથ્ય અને અપથ્ય દ્રવ્યોને એક સાથે ખાવાં અને અજીર્ણમાં જમવું વગેરે કારણોથી કફ પ્રકોપ પામે છે. ૩૧

### કફ પ્રકોપના સમય.

स शीतैः शीतकाले च वसन्ते च विशेषतः ।
पूर्वाह्ने च प्रदोषे च भुक्तमात्रे प्रकुप्यति ॥ ३२ ॥

૩૧ વિશેષે કરીને થંડા પદાર્થોના સેવનથી, શીતકાલમાં, વસન્તઋતુમાં, પ્રભાતમાં, પ્રદોષના ( રાતના પહેલા પહોરના ) સમયમાં અને જમ્યા પછી તુરત કફનો પ્રકોપ થાય છે. ૩૨

### રક્ત (લોહી) પ્રકોપનાં કારણ.

पित्तप्रकोपणैरेव चाभीक्ष्णं द्रवस्निग्धगुरुभिराहारैर्दिवास्वप्नक्रोधानलातपश्रमाभिघाताजीर्णविरुद्धाध्यशनादिभिर्विशेषैरसृक् प्रकोपमापद्यते ॥३३॥

૩૨ દ્રવરૂપ–સ્નિગ્ધ અને ભારે આહારોનું વારંવાર સેવન કરવું, દિવસે સુવું, ક્રોધ કરવો, અગ્નિસંતાપ, તડકો, પરિશ્રમ, પ્રહાર થવો (વાગવું) અજીર્ણ, વિરુદ્ધ પદાર્થોનું ભોજન અને એક વખત ખાધેલું પચ્યા પહેલાં બીજી વખત જમવું વગેરે કારણોથી તથા જે કારણોથી પિત્તનો પ્રકોપ થાય છે તે સઘળાં કારણોથી રક્તનો (લોહીનો) પ્રકોપ થાય છે. ૩૩

### રક્ત પ્રકોપના સમય.

**यस्माद्रक्तं विना दोषैर्न कदाचित् प्रकुप्यति ।
तस्मात्तस्य यथादोषं कालं विद्यात्प्रकोपणे ॥३४॥**

૩૩ વાતાદિ દોષો (દોષોના સંબંધ) વિના રક્ત કદી પણ પ્રકોપ પામતું નથી. એટલામાટે જે દોષનો પ્રકોપ થવાના જે કાલો કહેલા છે તેજ કાલો તે દોષથી દૂષિત થયેલા રક્તનો પ્રકોપ થવાના કાલો સમજવા. એટલે જે કાલમાં જે દોષનો પ્રકોપ થાય છે તેજ કાલમાં તે દોષથી દૂષિત થયેલા રક્તનો પણ પ્રકોપ થાય છે. અર્થાત્ વાયુથી દુષ્ટ થયેલું રક્ત વાયુનો પ્રકોપ થવાના સમયોમાં પિત્તથી દુષ્ટ થયેલું રક્ત પિત્તનો પ્રકોપ થવાના સમયોમાં અને કફથી દુષ્ટ થયેલું રક્ત કફનો પ્રકોપ થવાના સમયોમાં પ્રકોપ પામે છે. ૩૪

### વાતાદિકના પ્રકોપનાં લક્ષણો અને તેની ચિકિત્સાનો બીજો સમય.

**तेषां प्रकोपात्कोष्ठतोदसंचरणाम्लिकापिपासा-
परिदाहान्नद्वेषहृदयोत्क्लेदाश्च जायन्ते । तत्र द्वि-
तीयः क्रियाकालः ॥ ३५ ॥**

૩૪ વાયુનો પ્રકોપ થયો હોય તો પેટમાં દુખાવો થાય છે અને પેટમાં વાયુ ફરવા માંડે છે. પિત્તનો પ્રકોપ થયો હોય તો ખાટા ઓડકાર આવે છે, તરશ લાગે છે અને અંગોમાં દાહ થાય છે. તથા કફનો પ્રકોપ થયો હોય તો અન્ન ઉપર અરુચિ થાય છે અને મોળ તથા હેબકા આવે છે. આ પ્રમાણે દોષોનો પ્રકોપ થાય ત્યારે ચિકિત્સા કરવાનો બીજો સમય-અવસર છે એમ સમજવું. ૩૫

### દોષોનો પ્રસર-ફેલાવો થવાનાં કારણો.

**अत ऊर्ध्वं प्रसरं वक्ष्यामः । तेषामेभिरातङ्कवि-
शेषैः प्रकुपितानां पर्युषितकिण्वोदकपिष्टसमवाय
इवोद्रिक्तानां प्रसरो भवति ॥ ३६ ॥**

૩૫ હવે પ્રકોપ પામેલા દોષોના પ્રસરનું (પોતાના સ્થાનમાંથી બીજા સ્થાનમાં જવાનું) વર્ણન કરું છું. ઉપર કહેલા બલવાનની સાથે કુસ્તી કરવી વગેરે કારણોથી દોષોનો પ્રકોપ થયા પછી તેઓનો પ્રસર-ફેલાવો થાય છે. જેમ સુરાબીજ, પાણી અને લોટ એઓને મેળવીને રાખી મુકવાથી તેમાં એક બીજાના ગુણોનો પ્રવેશ થવાથી તે આથો જોશમાં આવી, ઉભરાઇને ફેલાઈ જાય છે (પોતાના સ્થાનમાંથી બીજા સ્થાનમાં જાય છે) તેમ વાતાદિ દોષોને દુષ્ટ થવાનાં કારણોનો સંયોગ થવાથી વાતાદિ દોષો પ્રકોપ પામી, જોસમાં આવી, ઉભરાઇને ફેલાઈ જાય છે. (પોતાના સ્થાનમાંથી બીજા સ્થાનમાં જાય છે). આ પ્રમાણે દોષોના ફેલાવને 'દોષોનો પ્રસર' કહેવામાં આવે છે. ૩૬

### વાયુથી દોષોનો ફેલાવો થાય છે.

**तेषां वायुर्गतिमत्त्वात्प्रसरणहेतुः सत्यप्यचैतन्ये
स हि रजोभूयिष्ठो रजश्च प्रवर्तकं सर्वभावानाम् ३७**

૩૬ દોષોનો પ્રસર વાયુથી જ થાય છે. વાયુ જો કે ચેતન વિનાનો પદાર્થ છે તો પણ ગતિવાળો હોવાથી દોષોનો પ્રસર-ફેલાવો થવામાં તે કારણ થઈ પડે છે. (દોષોને એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં લઈ જાય છે.) વાયુમાં રજોગુણ વિશેષ છે અને રજોગુણ સઘળા પદાર્થોને ગતિ આપનાર હોવાથી વાયુ પણ ગતિવાળો છે. ૩૭

### દોષોનો ફેલાવો અટકાવવામાટે સંશોધનની જરૂર.

**यथा महानुदकसंचयोऽतिवृद्धः सेतुमवदार्या-
परेणोदकेन व्यामिश्रः सर्वतः प्रधावत्येवं दुष्टा
दोषाः कदाचिदेकशो द्विशः समस्ताः शोणितस-
हिता वाऽनेकधा प्रसरन्ति ॥ ३८ ॥**

૩૭ જેમ એક તલાવમાં મ્હોટો પાણીનો જથ્થો એકઠો થાતો હોય પરંતુ તેની નીકાસ થાતી ન હોય તો કાલક્રમે તે પાણીનો જથ્થો ઘણો વધી જઈ પોતાને અટકાવવા માટે બાંધેલી પાળને તોડી નાખી એકલો અથવા બીજાં બ્હારનાં પાણીની સાથે મળીને ચોતરફ દોડે છે-ફેલાઈ જાય છે, તેમ દોષોનું પણ જો સંશોધન કરવામાં ન આવે તો તેઓ એકદમ વધી જઈ પોતાની કલાને મુકીને એકલા, અથવા બબે મળીને અથવા સઘળા મળીને અથવા રક્તની સાથે મળીને આખા શરીરમાં અનેક રીતે પ્રસરે છે (ફેલાય છે). ૩૮

### દોષનો પંદર જાતનો ફેલાવો.

**तद्यथा । वातः, पित्तं, श्लेष्मा, शोणितं । वात-
पित्ते, वातश्लेष्माणौ, पित्तश्लेष्माणौ, वातशोणिते,
पित्तशोणिते, श्लेष्मशोणिते । वातपित्तशोणितानि,
वातश्लेष्मशोणितानि, पित्तश्लेष्मशोणितानि । वात-
पित्तकफा, वातपित्तकफशोणितानीत्येवं पंचदशधा
प्रसरन्ति ॥ ३९ ॥**

૩૮ જેમ કે વાયુ, પિત્ત, કફ અને રક્ત એઓ એકલા એકલા પ્રસરે છે. એ રીતે પૃથક્ પ્રસર (એકનું પ્રસરવું) તે ચાર પ્રકાર થાય છે; વાયુ અને પિત્ત, વાયુ અને કફ, પિત્ત અને કફ, વાયુ અને રક્ત, પિત્ત અને રક્ત, કફ અને રક્ત એઓ બબે મળીને પ્રસરે છે, એવી રીતે દ્વન્દ્વપ્રસર (બબે દોષોનો ફેલાવ) છ પ્રકારનો છે. વાત, પિત્ત અને રક્ત, વાત-કફ અને રક્ત, પિત્ત-કફ અને રક્ત, વાત-પિત્ત અને કફ તથા વાત-પિત્ત-કફ અને રક્ત એ રીતે બબે દોષો અને રક્ત એ ત્રણ ત્રણ પાંચ પ્રકારે મળીને તથા ત્રણે દોષો અને રક્ત એ ચારે મળીને પ્રસરે છે. આ અનેક દોષોનો પ્રસર પાંચ

પ્રકારનો છે. આ પ્રમાણે સઘળા મળીને દોષોના પ્રસરોના પંદર પ્રકાર થાય છે. ૩૯

**દોષના પ્રસરથી–ફેલાવાથી શરીરમાં રોગની ઉત્પત્તિ.**

**कृत्स्नेऽर्धेऽवयवे वापि यत्राङ्गे कुपितो भृशम् ।**
**दोषो विकारं नभसि मेघवत्तत्र वर्षति ॥ ४० ॥**

૩૯ આખા શરીરમાં અથવા તો અર્ધા શરીરમાં અથવા તો શરીરના કોઈએક અવયવમાં જ્યારે દોષ બહુ પ્રકોપ પામીને પ્રસરે છે ત્યારે મેઘ જેમ આકાશમાં જે સ્થાનમાં જાય તે સ્થાનમાં વૃષ્ટિ કરે તેમ ત્યાં તે વિકારને (રોગને) ઉત્પન્ન કરે છે. ૪૦

**સ્રોતમાં છુપાયલો દોષ ક્યારે કોપાયમાન થાય છે?**

**नात्यर्थं कुपितश्चापि लीनो मार्गेषु तिष्ठति ।**
**निष्प्रत्यनीकः कालेन हेतुमासाद्य कुप्यति ॥ ४१ ॥**

૪૦ દોષ જો બહુ પ્રકોપ ન પામ્યો હોય એટલે સ્હેજ પ્રકોપ પામ્યો હોય તો તે વિકારને (રોગને) ઉત્પન્ન કરી શકતો નથી. પરંતુ સ્રોતોમાં છુપાઈ રહે છે. અને એ છુપાઈ રહેલા દોષની જો ચિકિત્સા કરવામાં ન આવે તો તે દોષ કોઈ વખત પ્રકોપ થવાનું કારણ મળતાં પ્રકોપને પામે છે. ૪૧

**કોપેલા વાતાદિકની ચિકિત્સા કેવી રીતે કરવી?**

**तत्र वायोः पित्तस्थानगतस्य पित्तवत् प्रतीकारः । पित्तस्य कफस्थानगतस्य कफवत् । कफस्य च वातस्थानगतस्य वातवदेष क्रियाविभागः ॥ ४२ ॥**

૪૧ પ્રકોપ પામેલો વાયુ પ્રસરીને પિત્તના સ્થાનમાં ગયો હોય તો તેની પિત્તની પેઠે ચિકિત્સા કરવી, પ્રકોપ પામેલું પિત્ત જો પ્રસરીને કફના સ્થાનમાં ગયું હોય તો તેની કફની પેઠે ચિકિત્સા કરવી, અને પ્રકોપ પામેલો કફ જો પ્રસરીને વાયુના સ્થાનમાં ગયો હોય તો તેની વાયુની પેઠે ચિકિત્સા કરવી. આ ચિકિત્સા કરવાનો વિભાગ કહ્યો છે. ૪૨

**કોપેલા વાતાદિકનાં સ્વરૂપ અને તેની ચિકિત્સા કરવાનો ત્રીજો સમય.**

**एवं प्रकुपितानां प्रसरतां च वायोर्विमार्गगमनाटोपौ । ओषचोषपरिदाहधूमायनानि पित्तस्य । अरोचकाविपाकाङ्गसादश्छर्दिश्चेति श्लेष्मणो लिङ्गानि भवन्ति । तत्र तृतीयः क्रियाकालः ॥ ४३ ॥**

૪૨ વાયુ જો પ્રકોપ પામીને પ્રસર્યો હોય તો પોતાના માર્ગને મુકીને આડે માર્ગે ચાલે છે અને પેટમાં દુખાવો તથા ગડગડાટ ઉત્પન્ન કરે છે; પિત્ત જો પ્રકોપ પામીને પ્રસર્યું હોય તો શરીર પાસે પડેલા અગ્નિથી બળતું હોય અને ચૂસાતું હોય એવી વેદના થાય છે, આખા શરીરમાં બળતરા થાય છે, અને શરીરમાંથી ધૂવાડા નીકળતા હોય એવું લાગે છે; તથા કફ જો પ્રકોપ પામીને પ્રસર્યો હોય તો અન્ન ઉપર અરુચિ થાય છે, ખાધેલું બરાબર પચતું નથી, શરીરમાં ગ્લાનિ થાય છે અને ઉલટી થાય છે. દોષો જ્યારે પ્રકોપ પામીને શરીરમાં પ્રસરે–ફેલાય ત્યારે ચિકિત્સા કરવાનો ત્રીજો સમય–અવસર છે એમ સમજવું. ૪૩

**પ્રકોપ પામેલા દોષો ભિન્ન ભિન્ન સ્થાનનો આશ્રય કરીને ભિન્ન ભિન્ન રોગો ઉત્પન્ન કરે છે.**

**अत ऊर्ध्वं स्थानसंश्रयं वक्ष्यामः ॥ एवं कुपितास्तांस्ताञ्छरीरप्रदेशानागत्य तांस्तान् व्याधीञ्जनयन्ति । ते यदोदरसन्निवेशं कुर्वन्ति तदा गुल्मविद्रध्युदराग्निसङ्गानाहविसूचिकातिसारप्रभृतीञ्जनयन्ति । बस्तिगताः प्रमेहाश्मरीमूत्राघातमूत्रदोषप्रभृतीन् । मेढ्रगता निरुद्धप्रकशोपदंशशूकदोषप्रभृतीन् । गुदगता भगंदरार्शःप्रभृतीन् । वृषणगता वृद्धीः । ऊर्ध्वजत्रुगतास्तूर्ध्वजान् । त्वङ्मांसशोणितस्थाः क्षुद्ररोगान् कुष्ठानि विसर्पांश्च । मेदोगता ग्रन्थ्यपच्यर्बुदगलगण्डालजीप्रभृतीन् । अस्थिगता विद्रध्यनुशयीप्रभृतीन् । पादगताः श्लीपदवातशोणितवातकण्टकप्रभृतीन् । सर्वांगगता ज्वरसर्वांगप्रभृतीन् ॥ ४४ ॥**

૪૩ હવે દોષોના સ્થાનસંશ્રયનું (પ્રકોપ પામીને શરીરમાં પ્રસરતાં કોઈ પણ સ્થાન પકડવાનું) વર્ણન કરીએ છીએ. ઉપર કહ્યા પ્રમાણે પ્રકોપ પામીને પ્રસરેલા દોષો સ્રોતોના વૈગુણ્યને (માર્ગની ખરાબીને) લીધે શરીરના તે તે સ્થાનોમાં આવી અટકી જઈને જે જે રોગોને ઉત્પન્ન કરે છે તે તે રોગો આ પ્રમાણે છેઃ જેમકે એઓ જ્યારે ઉદરમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે ગુલ્મ, અંતર્વિદ્રધિ, ઉદરરોગ, જઠરાગ્નિની–પાચનશક્તિની મંદતા, આનાહ–(મળબન્ધ–ઝાડાની કબજીયત) વિસૂચિકા–કોલેરા, અતિસાર વગેરે રોગોને ઉત્પન્ન કરે છે; મૂત્રાશયમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે પ્રમેહ, પથરી, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર વગેરે રોગોને ઉત્પન્ન કરે છે; જ્યારે લિંગમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે નિરુદ્ધપ્રકશ, ઉપદંશ, શૂકદોષ વગેરે રોગોને ઉત્પન્ન કરે છે; જ્યારે ગુદામાં પોતાનું સ્થાન કરે છે ત્યારે ભગંદર, અર્શ વગેરે રોગોને ઉત્પન્ન કરે છે; જ્યારે વૃષણમાં–અંડકોશમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે વૃદ્ધિને–વધરાળને ઉત્પન્ન કરે છે; જ્યારે જત્રુ,–છાતીના હાડકાથી ઉપરના મ્હોડું, નાક, કાન વગેરે અંગોમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે તે અંગોમાં થતા રોગોને ઉત્પન્ન કરે છે; જ્યારે ત્વચા, માંસ અને રક્તમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે ક્ષુદ્રરોગો, કુષ્ઠરોગો અને વિસર્પને ઉત્પન્ન કરે છે; જ્યારે મેદમાં–ચરબીમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે ગ્રન્થિ–ગાંઠ,

અપચી, અર્બુદ–રસોળી, ગલગંડ, અલજી વગેરે રોગોને ઉત્પન્ન કરે છે; જ્યારે અસ્થિમાં–હાડકામાં પોતાનું સ્થાન કરે છે ત્યારે વિદ્રધિ, અનુશયી વગેરે રોગોને ઉત્પન્ન કરે છે; જ્યારે પગમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે શ્લીપદ, વાતરક્ત, વાતકંટક વગેરે રોગોને ઉત્પન્ન કરે છે; તથા જ્યારે આખા શરીરમાં પોતાનું સ્થાન કરે છે ત્યારે જ્વર તથા સઘળા શરીરમાં થતા પાંડુરોગ, ક્ષય વગેરે રોગોને ઉત્પન્ન કરે છે. ૪૪

### ચિકિત્સા કરવાનો ચોથો સમય.

**तेषामेवमभिनिविष्टानां पूर्वरूपप्रादुर्भावस्तत्प्रतीरोगं वक्ष्यामः । तत्र पूर्वरूपगतेषु चतुर्थः क्रियाकालः ॥४५॥**

૪૪ આવી રીતે જ્યારે દોષો કોઈ પણ અંગમાં પોતાનું સ્થાન કરે ત્યારે પ્રથમ તે સ્થાનમાં થતા રોગોનાં થનારાં પૂર્વરૂપો (રોગ થવાની પ્હેલાંના ચિન્હો) ઉત્પન્ન થાય છે. તે સઘળા રોગોનાં પૂર્વરૂપો અહીં લખીયે તો ગ્રન્થનો વિસ્તાર થઈ જાય તેથી અહીં નહી લખતાં તે તે રોગોના પ્રકરણમાં તેમના પૂર્વરૂપોનું પણ વર્ણન કરશું. પૂર્વરૂપો ઉત્પન્ન થયાં હોય ત્યારે આ પ્રમાણે દોષો–રોગો પૂર્વરૂપાવસ્થાને પામેલા હોય ત્યારે ચિકિત્સા કરવાનો ચોથો સમય–અવસર છે એમ સમજવું. ૪૫

### વ્યાધિદર્શન અને ચિકિત્સા કરવાનો પાંચમો સમય.

**अत ऊर्ध्वं व्याधिदर्शनं वक्ष्यामः । शोफार्बुदग्रन्थिविद्रधिविसर्पप्रभृतीनां प्रव्यक्तलक्षणता ज्वरातिसारप्रभृतीनां च । तत्र पञ्चमः क्रियाकालः ४६**

૪૫ હવે 'વ્યાધિદર્શન' એટલે રોગ જાહેર થવાનું વર્ણન કરું છું:–સોજો, અર્બુદ, ગાંઠ, વિદ્રધિ, વિસર્પ, જ્વર, અતિસાર વગેરે રોગોનાં લક્ષણોનું જે સારી રીતે સ્પષ્ટ થવું તેને વ્યાધિદર્શન' 'રોગનું જાહેર થવું' એમ કહેવામાં આવે છે એટલે સોજો, જ્વર વગેરે રોગોનાં લક્ષણો સારી રીતે જોવામાં આવે એટલે સમજવું કે હવે રોગ ઉત્પન્ન થયો છે. આ પ્રમાણે 'વ્યાધિદર્શન' થાય–રોગ જાહેર થાય ત્યારે ચિકિત્સા કરવાનો પાંચમો સમય–અવસર છે. ૪૬

### ચિકિત્સા કરવાનો છઠ્ઠો સમય.

**अत ऊर्ध्वमेतेषामवदीर्णानां व्रणभावमापन्नानां षष्ठः क्रियाकालः । ज्वरातिसारप्रभृतीनां च दीर्घकालानुबन्धः । तत्राप्रतिक्रियमाणेऽसाध्यतामुपयान्ति ४७**

૪૬ સોજા, અર્બુદ, ગ્રંથિ, વિદ્રધિ અને વિસર્પ વગેરે રોગો જ્યારે ફાટી જઈને વ્રણરૂપ થાય છે અને જ્વર, અતિસાર વગેરે રોગ લાંબા સમય સુધી ચાલે છે ત્યારે દોષોનો ભેદ થયો છે એમ જાણવું આ ભેદ ચિકિત્સાનો છઠ્ઠો સમય છે. તે સમયમાં પણ જો ચિકિત્સા કરવામાં આવે નહિ તો રોગો અસાધ્ય થાય છે. ૪૭

### વૈદ્યનું લક્ષણ.

**भवन्ति चात्र ॥**

**संचयं च प्रकोपं च प्रसरं स्थानसंश्रयम् ।**
**व्यक्तिं भेदं च यो वेत्ति दोषाणां स भवेद्भिषक् ४८**

૪૭ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છે:–જે વૈદ્ય દોષોનાં સંચય, પ્રકોપ, પ્રસર, સ્થાનસંશ્રય, વ્યક્તિ અને ભેદ એઓને સારી રીતે જાણતો હોય તેને જ ખરો વૈદ્ય સમજવો. ૪૮

### પ્રથમ સમયમાં જ ચિકિત્સા કરવાથી થનારા લાભ.

**संचयेऽपहृता दोषा लभन्ते नोत्तरा गतीः ।**
**ते तूत्तरासु गतिषु भवन्ति बलवत्तराः ॥ ४९ ॥**

૪૮ સંચયના સમયમાં જ દોષોને વમન, વિરેચન વગેરેથી બ્હાર કહાડવામાં આવે તો તેઓ ઉત્તરોત્તર પ્રકોપ, પ્રસર વગેરે અવસ્થાને પ્રાપ્ત થતા નથી. પરંતુ દોષો જેમ જેમ ઉત્તરોત્તર અવસ્થાને પામતા જાય છે તેમ તેમ અતિશય બલવાન્ થતા જાય છે. ૪૯

### દોષોના સંસર્ગમાં પ્રથમ કોની ચિકિત્સા કરવી?

**सर्वैर्भावैस्त्रिभिर्वापि द्वाभ्यामेकेन वा पुनः ।**
**संसर्गे कुपितः क्रुद्धं दोषं दोषोऽनुधावति ॥५०॥**
**संसर्गे यो गरीयान् स्यादुपक्रम्यः स वै भवेत्**
**शेषदोषाविरोधेन सन्निपाते तथैव च ॥ ५१ ॥**

૪૯ સંસર્ગ એટલે બે દોષ એકઠા મળ્યા હોય તેમાં જે દોષ સંપૂર્ણ ભાવોથી એટલે વાત હોય તો રુક્ષત્વાદિ પિત્ત હોય તો ઉષ્ણત્વાદિ અને કફ હોય તો ગુરુત્વ, શીતત્વાદિક સર્વ ધર્મોથી, ત્રણ ધર્મથી, બે ધર્મથી અથવા તો એક ધર્મથી યુક્ત થઇને કોપાયમાન થાય છે ને કોપાયમાન થયેલા બીજા દોષને અનુસરે છે તેવે પ્રસંગે જે દોષ *બળવાન્ હોય તેની પ્રથમ ચિકિત્સા કરવી અને તે ચિકિત્સા એવી કરવી કે બીજો દોષ કોપાયમાન થાય નહિ. સંન્નિપાત એટલે વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો એકઠા મળ્યા હોય તેમાં પણ જે દોષ સંપૂર્ણ ધર્મની સાથે કોપાયમાન થઇને બીજા દોષો અનુસરે છે. ત્યાં પણ પ્રથમ બળવાન્ દોષની ચિકિત્સા કરવી. અને તે પણ બીજા દોષોને નુકસાન કરે તે પ્રમાણે કરવી. ૫૦–૫૧

* સન્નિપાત જ્વરોમાં પ્રથમ પિત્તનુંજ શમન કરવું. કારણ કે જ્વરથી પીડાયલાં શરીરોમાં પિત્તને મટાડવું કઠિન છે. સન્નિપાત જ્વરમાં અને સન્નિપાતાતિસારમાં તો પ્રથમ પિત્તનુંજ નિવારણ કરવાનો ઉપાય કરવો ઇત્યાદિક વચનો સમ સન્નિપાતને માટે છે. અને વિષમ સન્નિપાતમાં તો જે દોષ વિશેષ બળવાન્ જણાય તેનીજ ચિકિત્સા કરવી. (ડલ્હન).

**વ્રણ શબ્દનો અર્થ.**

**वृणोति यस्माद्रूढेऽपि व्रणवस्तु न नश्यति ।**
**आदेहधारणात्तस्माद्व्रण इत्युच्यते बुधैः ॥ ५२ ॥**

૫૦ વ્રણ જે ભાગમાં ઉત્પન્ન થાય છે તે ભાગને ઢાંકી દે છે, ધરતી આવીને રુઝાઇ ગયા પછી પણ શરીર રહે ત્યાં સુધી વ્રણનું ચિહ્ન નાશ પામતું નથી. માટે વિદ્વાનો તેને 'વ્રણ' એમ કહે છે. ૫૨

## અધ્યાય ૨૨ મો

### *વ્રણાસ્રાવવિજ્ઞાનીય (વ્રણમાંથી થતા સ્રાવોના વિજ્ઞાન વિશે) ઉપક્રમ.

**अथातो व्रणास्रावविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'વ્રણાસ્રાવવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

**વ્રણનાં આઠ સ્થાન.**

**त्वङ्मांसशिरास्नाय्वस्थिसंधिकोष्ठमर्माणीत्यष्टौ व्रणवस्तूनि अत्र सर्वव्रणसंनिवेशः ॥३॥**

૨ ત્વચા-ચામડી, માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ હાડકું, કોઠો અને મર્મસ્થલ આ આઠ વ્રણોનાં સ્થાન છે. આ સ્થાનોમાં સર્વ પ્રકારનાં વ્રણો ઉત્પન્ન થાય છે. ૩

**કયા વ્રણની ચિકિત્સા સહેલી છે અને કયા વ્રણની ચિકિત્સા કઠિન છે.**

**तत्राद्यैकवस्तुसंनिवेशी त्वग्भेदी व्रणः सूपचरः । शेषाः स्वयमवदीर्यमाणा दुरुपचाराः ॥४॥ तत्रायतश्चतुरस्रो वृत्तस्त्रिपुटक इति व्रणाकृतिसमासः; शेषास्तु विकृताकृतयो दुरुपक्रमा भवन्ति। सर्व एव व्रणाः क्षिप्रं संरोहन्त्यात्मवतां सुभिषग्भिश्चोपक्रान्ताः । अनात्मवतामज्ञैश्चोपक्रान्ताः प्रदुष्यन्ति प्रवृद्धत्वाद्दोषाणाम् ॥ ५ ॥**

૩ આ સઘળા વ્રણોનાં સ્થાનોમાંથી પ્રથમસ્થાનમાં જે વ્રણે ઘર કર્યું હોય એટલે જે વ્રણ ત્વચાને ભેદીને ઉત્પન્ન થયો હોય તેની ચિકિત્સા સ્હેલાઇથી થઈ શકે છે અને બીજા વ્રણો (એટલે માંસ વગેરેમાં ઉત્પન્ન થયેલા વ્રણો) જો લેપ વગેરે ઉપચારો વિના પોતાની મેળે જ પાકીને ફુટ્યા હોય તો તેઓની ચિકિત્સા મુશ્કેલીથી થઈ શકે છે. ૪ વ્રણ લાંબો, ચોરસ, ગોળ અને ત્રિકોણ એમાંની કોઈ પણ આકૃતિવાળો હોય તો તેની ચિકિત્સા સ્હેલાઇથી થઈ શકે છે અને જે વ્રણો ઉપર કહેલી આકૃતિઓથી જુદી જ આકૃતિવાળા (સાથીયા વગેરે જેવી આકૃતિવાળા) હોય તો તેઓની ચિકિત્સા મુશ્કેલીથી થઈ શકે છે. હિત આહાર અને હિત વિહાર કરનારા પુરુષોના વ્રણોની જો સારા વૈદ્યોના હાથથી ચિકિત્સા કરાતી હોય તો તે ઝટ રૂઝાઈ જાય છે અને અહિત આહાર વિહાર કરનારા પુરુષોના વ્રણોની મૂર્ખ વૈદ્યોને હાથે ચિકિત્સા કરાતી હોય તો તે વ્રણો દોષોની વૃદ્ધિ થવાથી કથળી પડે છે. ૪-૫

**દુષ્ટ વ્રણનાં લક્ષણો.**

**तत्रातिसंवृतोऽतिविवृतोऽतिकठिनोऽतिमृदुरुत्सन्नोऽवसन्नोऽतिशीतोऽत्युष्णः कृष्णरक्तपीतशुक्लादीनां वर्णानामन्यतमवर्णो भैरवः पूतिपूयमांसशिरास्नायुप्रभृतिभिःपूर्णः पूतिपूयास्राव्युन्मार्ग्युत्सङ्ग्यमनोज्ञदर्शनगन्धोऽत्यर्थं वेदनावान् दाहपाकरागकण्डूशोफपिडकोपद्रुतोऽत्यर्थं दुष्टशोणितास्रावी दीर्घकालानुबन्धी चेति दुष्टव्रणलिङ्गानि ॥ ६ ॥**

૪ જે વ્રણ બહુ સંકોચાયલો, બહુ ખુલ્લા મ્હોડાવાળો, બહુ કઠણ, બહુ કોમળ, જેનું માંસ બહાર નિકળતું હોય તેવો અથવા તો ઉંડો, બહુ શીતળ, અત્યંત ઉન્હો, કાળા રાતા પીળા કે ધોળ વગેરે વર્ણવાળો, ભયંકર આકૃતિવાળો, દુર્ગન્ધી પરૂ-દુર્ગન્ધી માંસ-દુર્ગન્ધી શિરાઓ,-દુર્ગન્ધી સ્નાયુઓ વગેરેથી ભરેલો, દુર્ગન્ધી પરૂના સ્રાવવાળો, આડી ગતિવાળો, ઉંડી કોતરવાળો, ખરાબ દેખાવવાળો, ખરાબ ગન્ધવાળો, અત્યંત વેદનાવાળો, દાહ-પાક-રતાશ-ખરજ-સોજો તથા ફોડલીઓ એ ઉપદ્રવોથી પીડાયલો, દુષ્ટ રક્તના સ્રાવવાળો કે લાંબા કાળથી થયેલો હોય તે વ્રણને દુષ્ટ વ્રણ જાણવો.

**દોષાનુસાર ચિકિત્સા કરવાવિશે.**

**तस्य दोषोच्छ्रायेण षट्त्वं विभज्य यथास्वं प्रतीकारे प्रयतेत ॥ ६ ॥**

૫ વ્રણનો દોષોના ઉત્કટપણા ઉપરથી વાયુ, પિત્ત, કફ, રક્ત, સન્નિપાત અને આગન્તુ એ છ કારણોમાંના કયા કારણથી વ્રણ થયેલો છે તેનો દોષોનાં ઉત્કટપણા ઉપરથી નિશ્ચય કરીને દોષાનુસાર તેની ચિકિત્સા કરવી. ૬

**ચામડીમાં થયેલા વ્રણમાંથી થતા સ્રાવનું સ્વરૂપ.**

**अत ऊर्ध्वं सर्वस्रावान् वक्ष्यामः । तत्र घृष्टासु छिन्नासु वा त्वक्षु स्फोटेषु भिन्नेषु विदारितेषु वा सलिलप्रकाशो भवत्यास्रावः किंचिद्विस्रः पीतावभासश्च ॥ ७ ॥**

૬ હવે વ્રણના સર્વ સ્થાનોમાંથી થતા સ્રાવોનું, વાતાદિ દોષોથી થયેલા વ્રણોમાંથી થતા સ્રાવોનું અને આગ-

---

* આ અધ્યાયમાં વ્રણમાંથી થતા પરૂના સ્રાવનું વિજ્ઞાન-માહિતી આપવામાં આવી છે અને તે વિજ્ઞાનનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું નામ व्रणास्रावविज्ञानीय એવું છે.

ન્તુ વ્રણોમાંથી થતા સ્રાવોનું વર્ણન કરું છું:–ચામડી ઘસાયાથી કે કપાયાથી અથવા તો ચામડીમાં થયેલા ફોડલાઓ પોતાની મેળે ફૂટી જાય કે શસ્ત્રથી ફોડવામાં આવે તો તેમાંથી પાણીના જેવો, કંઈક કાચા માંસના જેવા ગન્ધવાળો અને પીળા રંગનો સ્રાવ થાય છે. ૭

**માંસમાં થયેલા વ્રણમાંથી થતા સ્રાવનું સ્વરૂપ.**

**मांसगतः सर्पिःप्रकाशः सान्द्रः श्वेतः पिच्छिलश्च ॥ ८ ॥**

૭ માંસમાં થયેલા વ્રણોમાંથી ઘી જેવો, ઘાટો, ધોળા રંગનો અને ચીકણો સ્રાવ થાય છે. ૮

**શિરામાં થયેલા વ્રણના સ્રાવનું સ્વરૂપ.**

**शिरागतः सद्यच्छिन्नासु शिरासु रक्तातिप्रवृत्तिः पक्कासु च तोयनाडीभिरिव तोयागमनं पूयस्यास्रावश्चात्र तनुर्विच्छिन्नः पिच्छिलोऽवलम्बी श्यावोऽवश्यायप्रतिमश्च ॥ ९ ॥**

૮ શિરાઓમાં શસ્ત્ર વગેરેથી શિરા કપાઈ જવાથી જે વ્રણ થયો હોય તો તેમાંથી રક્ત એકદમ અત્યંત વહેવા લાગે છે અને શિરાઓ પાકી જવાથી જે વ્રણ થયો હોય તો તેમાંથી જેમ પાણીના નળમાંથી પાણી વહેતું હોય તેમ પાતળા, ચીકણા, કાળા રંગના, ઝાકળના જેવા, લટકતા અને ફોદા ફોદા જેવા પરુનો સ્રાવ થાય છે. ૯

**સ્નાયુમાં થયેલા વ્રણમાંથી થતા સ્રાવનું સ્વરૂપ.**

**स्नायुगतः स्निग्धो घनः सिंघाणकप्रतिमः सरक्तश्च ॥ १० ॥**

૯ સ્નાયુઓમાં થયેલા વ્રણમાંથી સ્નિગ્ધ, ઘાટો, લીંટના જેવો અને કંઈક રતાશવાળો (અથવા રક્તમિશ્રિત) સ્રાવ થાય છે. ૧૦

**અસ્થિમાં (હાડકામાં) થયેલા વ્રણમાંથી થતા સ્રાવનું સ્વરૂપ.**

**अस्थिगतोऽस्थिन्यभिहते स्फुटिते भिन्ने दोषावदारिते वा दोषभक्षितत्वादस्थि निःसारं शुक्तिधौतमिवाभात्यास्रावश्चात्र मज्जमिश्रः सरुधिरः स्निग्धश्च ॥ ११ ॥**

૧૦ અસ્થિ (હાડકું) અભિઘાત પામતાં, ફૂટી જાતાં, ભેદાતાં, અથવા તો દોષોથી ચીરાઈ જાતાં, અસ્થિમાં વ્રણ થાય છે તેથી દોષને લીધે અસ્થિ ખવાઈ જઇને નિસ્સાર (હલકું) થઈ જાય છે. છીપના જેવું થઈ જાય છે ધોયેલાં જેવું લાગે છે અને તેમાંથી મજ્જાથી મિશ્રિત રુધિરવાળો સ્નિગ્ધ સ્રાવ થાય છે. ૧૧

**સંધિમાં થયેલા વ્રણમાંથી થાતા સ્રાવનું સ્વરૂપ.**

**संधिगतः पीड्यमानो न प्रवर्तत आकुञ्चनप्रसारणोन्नमनविनमनप्रधावनोत्कासनप्रवाहणैश्च स्रवत्यास्रावश्चात्र पिच्छिलोऽवलम्बी सफेनपूयरुधिरोन्मथितश्च ॥ १२ ॥**

૧૧ સન્ધિમાં થયેલા વ્રણને દબાવવામાં આવે તો પણ તેમાંથી સ્રાવ થાતો નથી; પરંતુ વ્રણવાળા અંગને સંકોચતાં, ફેલાવતાં–લાબું કરતાં, ઉંચું કરતાં કે નીચું કરતાં અથવા દોડતાં કે ખાંસી વગેરે આવવાથી તે અંગને બળ પડતાં તેમાંથી ચીકણો, લટકતો, ફીણવાળો અને રક્ત પરૂથી મિશ્રિત સ્રાવ થાય છે. ૧૨

**કોઠાના વ્રણના સ્રાવનું સ્વરૂપ.**

**कोष्ठगतोऽसृङ्मूत्रपुरीषपूयोदकानि स्रवति १३**

૧૨ કોષ્ઠમાં થયેલા વ્રણમાંથી રક્ત, મૂત્ર, વિષ્ઠા, પરૂ અને પિત્ત એઓનો સ્રાવ થાય છે. ૧૩

**મર્મસ્થાનમાં થયેલા વ્રણના સ્રાવનું સ્વરૂપ.**

**मर्मगतस्त्वगादिष्ववरुद्धत्वान्नोच्यते ॥ १४ ॥**

૧૩ મર્મસ્થાનમાં થયેલા વ્રણનો ત્વચા વગેરેમાં થયેલા વ્રણોમાં અન્તર્ભાવ થાય છે તેથી મર્મસ્થાનમાં થયેલા વ્રણોમાંથી થતા સ્રાવો વિશે જુદું કહેવામાં આવતું નથી. એટલે ત્વચા–માંસ વગેરેના મર્મોમાં થયેલા વ્રણોમાંથી ઉપરમાં કહેલા ત્વચા–માંસ વગેરેના વ્રણો જેવોજ સ્રાવ થાય છે. ૧૪

**વાયુના વ્રણનું લક્ષણ.**

**तत्र त्वगादिगतानामास्रावाणां यथाक्रमं पारुष्यश्यावावश्यायदधिमस्तुक्षारोदकमांसधावनपुलाकोदकसंनिभत्वानि मारुताद्भवन्ति ॥ १५ ॥**

૧૪ જો ત્વચામાં–ચામડીમાં થયેલા વ્રણમાંથી પરુષ (મલિન અથવા વિચિત્ર રંગનો), માંસમાં થયેલા વ્રણમાંથી કાળો, શિરામાં થયેલા વ્રણમાંથી ઝાકળ જેવો, સ્નાયુમાં થયેલા વ્રણમાંથી દહીંના પાણી જેવો, અસ્થિ-હાડકામાં થયેલા વ્રણમાંથી ક્ષારના પાણી જેવો, સન્ધિમાં થયેલા વ્રણમાંથી માંસના ધોણ જેવો અને કોઠામાં થયેલા વ્રણમાંથી ભાતના ધોણ જેવો સ્રાવ થાતો હોય તો જાણવું કે તે વ્રણ વાયુથી થયેલો છે. ૧૫

**પિત્તના વ્રણનું લક્ષણ.**

**पित्ताद्गोमेदगोमूत्रभस्मशङ्खकषायोदकमाध्वीकतैलसंनिभत्वानि ॥१६॥**

૧૫ જો ત્વચામાં થયેલા વ્રણમાંથી ગોમેદ (લસણીઆ) નામના મણિ જેવો, માંસમાં થયેલા વ્રણમાંથી ગોમૂત્રના જેવો, શિરામાં થયેલા વ્રણમાંથી રાખના જેવા રંગનો, સ્નાયુમાં થયેલા વ્રણમાંથી શંખના જેવા રંગનો, હાડકામાં થયેલા વ્રણમાંથી ક્વાથ–ઉકાળાના જેવો, સન્ધિમાં થયેલા વ્રણમાંથી 'માધ્વીક' નામના મદ્ય જેવો, અને કોઠામાં થયેલા વ્રણમાંથી તેલના જેવો સ્રાવ થતો હોય તો જાણવું કે, તે સ્રાવ પિત્તના પ્રકોપથી થાય છે. ૧૬

**રક્તના પ્રકોપથી થયેલા વ્રણનું લક્ષણ.**

**पित्तवद्रक्तादतिविस्रत्वं च ॥ १७ ॥**

૧૬ જે પિત્તના પ્રકોપથી થતા સ્રાવ જેવો અને અત્યંત કાચા માંસના જેવા ગન્ધવાળો સ્રાવ થાતો હોય તો જાણવું કે, તે સ્રાવ રક્તના પ્રકોપથી થાય છે. ૧૭

**કફના પ્રકોપથી થતા સ્રાવનું લક્ષણ.**

**कफान्नवनीतकासीसमज्जापिष्टतिलनारिकेलोदकवराहवसासंनिभत्वानि ॥ १८ ॥**

૧૭ જે ચામડીમાં થયેલા વ્રણમાંથી માખણના જેવો, માંસમાં થયેલા વ્રણમાંથી હીરાકશીના જેવા રંગનો, શિરામાં થયેલા વ્રણમાંથી મજ્જા જેવો, સ્નાયુમાં થયેલા વ્રણમાંથી લોટના પાણી જેવો, હાડકામાં થયેલા વ્રણમાંથી જેમાં તલ ભીજાવેલા હોય એવા પાણીના જેવો, સન્ધિમાં થયેલા વ્રણમાંથી નારીયેળના પાણી જેવો અને કોઠામાં થયેલા વ્રણમાંથી સુવરની ચરબી જેવો સ્રાવ થતો હોય તો જાણવું કે તે સ્રાવ કફના પ્રકોપથી થાય છે. ૧૮

**ત્રણે દોષોના પ્રકોપથી થતા સ્રાવનું લક્ષણ.**

**सन्निपातात्तिलनारिकेलोदकैर्वारुकरसकाञ्जिकप्रसादारुकोदकप्रियङ्गुफलयकृन्मुद्गयूषसवर्णत्वानीति ॥ १९ ॥**

૧૮ જે ચામડીમાં થયેલા વ્રણમાંથી જેમાં તલ ભીજાવેલા હોય એવા પાણીના જેવો, માંસમાં થયેલા વ્રણમાંથી નારિયેળના પાણીના જેવો, શિરામાં થયેલા વ્રણમાંથી કાકડીના રસના જેવો, સ્નાયુમાં થયેલા વ્રણમાંથી કાંજીની ઉપરની આછના જેવો, હાડકામાં થયેલા વ્રણમાંથી અરકના પાણી જેવો, સન્ધિમાં થયેલા વ્રણમાંથી ધઉંલાના જેવા રંગનો અને કોઠામાં થયેલા વ્રણમાંથી કલેજાના જેવા રંગનો કે મગના ઓસાણ જેવો સ્રાવ થાતો હોય તો જાણવું કે તે સ્રાવ ત્રણે દોષોના પ્રકોપથી થાય છે. ૧૯

**અસાધ્ય સ્રાવો.**

**श्लोकौ चात्र भवतः ।**

**पक्वाशयादसाध्यस्तु पुलाकोदकसन्निभः ।**
**क्षारोदकनिभः स्रावो वर्ज्यो रक्ताशयात्स्रवन् ॥ २० ॥**
**आमाशयात्कलायाम्भोनिभश्च त्रिकसंधिजः ।**
**स्रावानेतान्परीक्ष्यादौ ततः कर्माचरेद्भिषक् ॥ २१ ॥**

૧૯ આ વિષયમાં બે શ્લોકો આ પ્રમાણે છેઃ—જે પકવાશયમાંથી અનાજના ધોણ જેવો, રક્તાશયમાંથી ખારાના પાણી જેવો અને આમાશયમાંથી તથા *ત્રિકના સંધિના સ્થાનમાંથી મટરના ધોણ જેવો સ્રાવ થાતો હોય તો આ સ્રાવોને અસાધ્ય જાણવા. આ પ્રમાણે વૈદ્યે પ્રથમ વ્રણોના સ્રાવોની પરીક્ષા કરીને તે પછી વ્રણની ચિકિત્સા કરવામાં પ્રવૃત્ત થવું. ૨૦–૨૧

* બે હાથનાં અને એક કંઠનું એમ ત્રણ હાડકાંને અહીં ત્રિક શબ્દથી કહેવામાં આવ્યાં છે. તે ત્રણે હાડકાના સંધિમાં જે વ્રણ થાય છે તે ત્રિકસંધિજ કહેવાય છે.

**વાયુથી થયેલા વ્રણનું લક્ષણ.**

**अत ऊर्ध्वं सर्वव्रणवेदना वक्ष्यामः ॥ तोदनभेदनताडनच्छेदनायामनमन्थनविक्षेपणचुमचुमायननिर्दहनावभञ्जनस्फोटनविदारणोत्पाटनकम्पनविविधशूलविश्लेषणविकिरणपूरणस्तम्भनस्वपनाकुञ्चनाङ्कुशिकाः संभवन्त्यनिमित्तविविधवेदनाप्रादुर्भावो वा मुहुर्मुहुर्यत्रागच्छन्ति वेदनाविशेषास्तं वातिकमिति विद्यात् ॥ २२ ॥**

૨૦ હવે પછી સર્વ પ્રકારનાં વ્રણની વેદના કહીશું. જે વ્રણમાં જાણે સોઈઓ ભોંકાતી હોય, ચામડી ચીરાતી હોય, લાકડી વગેરેથી માર પડતો હોય, શસ્ત્રથી કપાતો હોય, સંકોચાયલા અંગને લાંબું કરવામાં આવતું હોય, રવાઈથી વલોવાતો હોય, ઉપાડીને ફેંકી નંખાતો હોય, રાઈના કલ્કને લેપ કરવાથી ચમચમાટ થાતો હોય, અગ્નિથી બાળી નાખવામાં આવતો હોય, ચૂરો કરવામાં આવતો હોય, પથરા વગેરેથી ફોડી નાખવામાં આવતો હોય, નખથી ચીરવામાં આવતો હોય, ઉખેડી નાખવામાં આવતો હોય, હાથ વગેરેથી કંપાવવામાં આવતો હોય, અનેક પ્રકારનું શૂળ નીકળતું હોય, વ્રણના ભાગને છુટા પાડવામાં આવતો હોય, વિખેરવામાં આવતો હોય, તેમાં કંઈક ભરવામાં આવતું હોય, જકડી લેવામાં આવતો હોય, ખ્હેર મારી ગયો હોય, સંકોચવામાં આવતો હોય કે તેમાં ભાલાઓ ભોંકાતાં હોય એવી વેદનાઓ થાતી હોય અથવા તો કંઈ પણ કારણ વગર અનેક પ્રકારની વેદનાઓ થાતી હોય અથવા વારંવાર નવી નવી વેદનાઓ ઉત્પન્ન થાતી હોય તે વ્રણ વાયુથી થયેલો છે એમ સમજવું. ૨૨

**પિત્તથી થયેલા વ્રણનું લક્ષણ.**

**ओषचोषपरिदाहधूमायनानि यत्र गात्रमङ्गारावकीर्णमिव पच्यते यत्र चोष्माभिवृद्धिः क्षते क्षारावसिक्तवच्च वेदनाविशेषास्तं पैत्तिकमिति विद्यात् ॥ २३ ॥**

૨૧ જે વ્રણમાં પાસે પડેલા અગ્નિથી જેવો દાહ થાય તેવો દાહ થતો હોય, ચૂસાતો હોય, ધુવાડો નીકળતો હોય એમ લાગે, જાણે ચોતરફ મુકેલા બળતા અંગારાથી શરીર રંધાઈ જાતું હોય, અને જાણે ક્ષતમાં (ઘાવમાં) ક્ષાર મુકવામાં આવતો હોય અને જેવી વેદના થાય એવી અનેક પ્રકારની વેદના થાતી હોય અને ગરમી વધતી જતી હોય તો તે વ્રણ પિત્તથી થયેલો છે એમ સમજવું. ૨૩

### રક્તથી થયેલા વ્રણનું લક્ષણ.

**पित्तवद्रक्तसमुत्थं जानीयात् ॥ २४ ॥**

૨૨ રક્તથી થયેલા વ્રણમાં પિત્તથી થયેલા વ્રણના જેવી જ વેદનાઓ થાય છે. ૨૪

### કફથી થયેલા વ્રણનું લક્ષણ.

**कण्डूर्गुरुत्वं सुप्तत्वमुपदेहोऽल्पवेदनात्वं स्तम्भः शैत्यं च यत्र तं श्लैष्मिकमिति विद्यात् ॥ २५ ॥**

૨૩ જે વ્રણમાં ચળ-ખરજ આવતી હોય, જે વ્રણમાં ભાર લાગતો હોય, જેમાં માખી વગેરેના ડંખથી વેદના થાય નહિ, ચામડી બ્હેર મારી ગઈ હોય-શૂન્ય થઈ ગઈ હોય, તથા જે વ્રણ કફથી લીંપાયેલો, અક્કડ અને થંડો લાગતો હોય તે વ્રણ કફથી થયેલો છે એમ સમજવું. ૨૫

### સંનિપાત વ્રણનું લક્ષણ.

**यत्र सर्वासां वेदनानां समुत्पत्तिस्तं सांनिपातिकमिति विद्यात् ॥ २६ ॥**

૨૪ જે વ્રણમાં સઘળા પ્રકારના વ્રણોની વેદનાઓ થાતી હોય તે વ્રણ સંનિપાતથી થયેલો છે એમ સમજવું. ૨૬

### વાયુથી થયેલા વ્રણનો વર્ણ.

**अत ऊर्ध्वं व्रणवर्णान्वक्ष्यामः ॥ भस्मकपोतास्थिवर्णः परुषोऽरुणः कृष्ण इति मारुतजस्य २७**

૨૫ હવે કયા દોષથી થયેલા વ્રણનો કેવો વર્ણ (રંગ) થાય છે તે કહું છું:-વાયુથી થયેલા વ્રણનો વર્ણ ભસ્મના જેવો, હોલાના જેવો, હાડકાના જેવો, ખરસટ, રાતો અથવા કાળો હોય છે. ૨૭

### પિત્તથી તથા રક્તથી થયેલા વ્રણનો વર્ણ.

**नीलः पीतो हरितः श्यावः कृष्णो रक्तः कपिलः पिंगल इति रक्तपित्तसमुत्थयोः ॥ २८ ॥**

૨૬ પિત્તથી તથા રક્તથી થયેલા વ્રણનો વર્ણ આસમાની, પીળો, લીલો, જાંબુડીઓ, કાળો, રાતો કે પીંગળો હોય છે. ૨૮

### કફથી થયેલા વ્રણનો વર્ણ.

**श्वेतः स्निग्धः पाण्डुरिति श्लेष्मजस्य ॥ २९ ॥**

૨૭ કફથી થયેલા વ્રણનો વર્ણ ધોળો, સ્નિગ્ધ અથવા કંઇક ધોળો અને પીળો હોય છે. ૨૯

### સંનિપાતથી થયેલા વ્રણનો વર્ણ.

**सर्ववर्णोपेतः सान्निपातिक इति ॥ ३० ॥**

૨૮ સંનિપાતથી થયેલા વ્રણમાં ઉપર કહેલા સઘળા પ્રકારના વ્રણોના વર્ણો જોવામાં આવે છે. ૩૦

### સોજાઓના વર્ણોની પરીક્ષા.

**भवति चात्र ॥**

**न केवलं व्रणेषूक्तो वेदनावर्णसंग्रहः ।**
**सर्वशोफविकारेषु व्रणवल्लक्षयेद्भिषक् ॥ ३१ ॥**

૨૯ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છે:-ઉપર વ્રણોની વેદનાઓ તથા વ્રણોના વર્ણો માટે જે કહેવામાં આવ્યું છે તે કેવળ વ્રણોને માટે જ નહીં પણ સઘળી જાતના સોજાઓના રોગની વેદનાનાં તથા વર્ણનાં લક્ષણ પણ વૈદ્યે વ્રણની પેઠે જાણવાં. ૩૧

---

## અધ્યાય ૨૩ મો

### *કૃત્યાકૃત્યવિધિ (સાધ્ય તથા અસાધ્ય વ્રણના ભેદો વિશે.)

### ઉપક્રમ.

**अथातः कृत्याकृत्यविधिमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) २**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'કૃત્યાકૃત્ય વિધિ' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

### સુખસાધ્ય વ્રણનું લક્ષણ.

**तत्र वयस्थानां दृढानां प्राणवतां सत्ववतां च सुचिकित्स्या व्रणाः । एकस्मिन्वा पुरुषे यत्रैतद्गुण चतुष्टयं तस्य सुखसाधनीयतमाः ॥ ३ ॥**

૨ જુવાનો, દૃઢ (મજબૂત) શરીરવાળા, શક્તિવાળા અને દુઃખ પડતાં છતાં વ્યાકુલ નહી થનારા (ગભરાઈ નહી જનારા) એઓના વ્રણો સુખસાધ્ય છે (સ્હેલાઇથી મટી શકે છે.) જે માણસમાં જુવાનપણું, શરીરનું મજબૂતપણું, શક્તિમાનપણું અને દુઃખ પડતાં છતાં પણ નહી ગભરાવાપણું આ ચાર ગુણોમાંનો એક પણ ગુણ હોય તેના વ્રણો જ્યારે સ્હેલાઇથી મટી શકે છે ત્યારે જે માણસમાં ઉપર કહેલા ચારે ગુણો હોય તે માણસના વ્રણો બહુજ સ્હેલાઇથી મટી શકે એમાં કશો સંદેહ નથી. ૩

### તેનાં કારણો.

**तत्र वयस्थानां प्रत्यग्रधातुत्वादाशु व्रणा रोहन्ति । दृढानां स्थिरबहुमांसत्वाच्छस्त्रमवचार्यमाणं शिरास्नाय्वादिविशेषान्न प्राप्नोति । प्राणवतां वेदनाभिघाताहारयंत्रणादिभिर्न ग्लानिरुत्पद्यते । सत्ववतां दारुणैरपि क्रियाविशेषैर्न व्यथा भवति । तस्मादेतेषां सुखसाधनीयतमाः ॥ ४ ॥**

૩ જુવાનોના સઘળા ધાતુઓ નવા હોવાને લીધે તેઓના વ્રણો તુરત રુઝાઈ જાય છે. મજબૂત શરીરવાળાનું માંસ સ્થિર અને વધારે હોવાને લીધે શસ્ત્ર

---

* કૃત્ય કહેતાં સાધ્ય વ્રણ અને અકૃત્ય કહેતાં અસાધ્ય વ્રણ તેના વિધિ કહેતાં ભેદ આ અધ્યાયમાં કહ્યા છે તેથી આ અધ્યાયનું कृत्याकृत्यविधि એવું નામ છે.

પ્રયોગથી તેઓના શિરા સ્નાયુ વગેરે મર્મસ્થાનોને હરકત પહોંચતી નથી. શક્તિવાળા માણસોને વેદનાઓ થવાથી આઘાત થવાથી કે આહારની પરેજી વગેરેથી શરીર શિથિલ થતું નથી અને દુઃખ પડતાં છતાં પણ ગભરાઇ નહી જનારા માણસોને કેટલીક દારુણ ક્રિયાઓથી (સખ્ત ઇલાજોથી) પણ વેદના થતી નથી તેથી એઓના વ્રણો સ્હેલાઇથી મટી શકે છે. ૪

### કષ્ટસાધ્ય વ્રણનું લક્ષણ.

**त एव विपरीतगुणा वृद्धकृशाल्पप्राणभीरुषु दुश्चिकित्स्याः ॥ ५ ॥**

૪ વૃદ્ધ, કૃશ, થોડી શક્તિવાળા અને બીકણ એઓના વ્રણો કષ્ટસાધ્ય છે.–મુશ્કેલીથી મટે છે. ૫

### કેવા સ્થાનમાં થયેલા વ્રણ સુખસાધ્ય?

**स्फिकपायुप्रजननललाटगण्डौष्ठपृष्ठकर्णफलकोषोदरजत्रुमुखाभ्यन्तरसंस्थाः सुखरोपणीया व्रणाः ६**

૫ કુલા, ગુદા, (ગાંડ) ઉપસ્થ (લિંગ અને યોનિ), કપાલ, ગાલ, ઓઠ, પીઠ, કાન, વૃષણ, ઉદર, જત્રુ (કંઠનો મૂળ ભાગ, ગળાનો કાંઠલો) અને મ્હોડાનો અંદરનો ભાગ આ અંગોમાં થયેલા વ્રણો સ્હેલાઇથી રુઝાવી શકાય છે. ૬

### કેવા સ્થાનમાં થયેલા વ્રણ કષ્ટસાધ્ય છે?

**अक्षिदन्तनासापाङ्गश्रोत्रनाभिजठरसेवनीनितम्बपार्श्वकुक्षिवक्षःकक्षास्तनसंधिभागगताः; सफेनपूयरक्तानिलवाहिनोऽन्तःशल्याश्च दुश्चिकित्स्याः। अधोभागाश्चोर्ध्वभागनिर्वाहिणो रोमान्तोपनखमर्मजङ्घास्थिसंश्रिताश्च । भगंदरमपि चान्तर्मुखं सेवनीकुटकास्थिसंश्रितम् ॥ ७ ॥**

**भवति चात्र ॥**

**कुष्ठिनां विषजुष्टानां शोषिणां मधुमेहिनाम् ।**
**व्रणाः कृच्छ्रेण सिध्यन्ति येषां चापि व्रणे व्रणाः ।८।**

૬ આંખ, દાંતનાં પેઢાં, નાક, આંખોના છેડાના ભાગ, કાનનો અંદરનો ભાગ, નાભિ (ડુંટી) પેટ, સેવનીઓ, નિતંબ–ઢગરા, પડખાં, કુખ, છાતી, બગલ અને સ્તનોની સન્ધિનો ભાગ એ અંગોમાં થયેલા વ્રણો મુશ્કેલીથી મટાડી શકાય છે. જે વ્રણોમાંથી ફીણાની સાથે પરુ, રક્ત અને પવન નીકળતાં હોય અને જે વ્રણોમાં શલ્ય રહી ગયું હોય તે વ્રણો તથા જે વ્રણો નીચેના ભાગમાં થયેલા હોય પણ તેનું મ્હોડું ઉપરના ભાગમાં થયેલું હોય તે વ્રણો અને વાળના છેડાના ભાગમાં, નખની પાસે, મર્મસ્થાનમાં અને પીંડીના હાડકામાં થયેલા વ્રણો પણ મુશ્કેલીથી મટાડી શકાય છે. ભગંદર પણ જે અંદર મુખવાળું હોય અને તે સીવનીમાં થયું હોય કે શ્રોણીના એટલે કુલાના હાડકામાં થયું હોય તો તે કષ્ટસાધ્ય છે. આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છેઃ–જેઓ કુષ્ઠ, દૂષીવિષ, ક્ષય અને પ્રમેહથી પીડાતા હોય તથા જેઓને એક વ્રણમાં બીજા વ્રણો થતા હોય તેઓના વ્રણો કષ્ટસાધ્ય છે–મુશ્કેલીથી મટી શકે છે. ૭–૮

### યાપ્ય વ્રણોનું લક્ષણ

**अवपाटिकानिरुद्धप्रकशसंनिरुद्धगुदजठरग्रन्थिक्षतक्रिमयः प्रतिश्यायजाः कोष्ठजाश्च क्रमयस्त्वग्दोषिणां प्रमेहिनां वा ये परिक्षतेषु दृश्यन्ते शर्करासिकतामेहो वातकुण्डलिका अष्ठीला दन्तशर्करोपकुशःकण्ठशालूकं निष्कोषणदूषिताश्च दन्तवेष्टा विसर्पास्थिक्षतोरःक्षतव्रणग्रन्थिप्रभृतयश्च याप्याः ९**

૭ અવપાટિકા, નિરુદ્ધપ્રકશ, સંનિરુદ્ધગુદ, ઉદરરોગ, અને ગ્રંથિ એ સઘળા રોગોના સ્થાનોમાં થયેલા વ્રણોમાં, પ્રતિશ્યાયમાં, કોઠાના ક્ષતમાં અને ચામડીના રોગવાળાને તથા પ્રમેહવાળાને થયેલા વ્રણોમાં જો ક્રિમિઓ પડે તો તે વ્રણો યાપ્ય થાય છે. તેમજ શર્કરા, સિકતામેહ, વાતકુંડલિકા, અષ્ઠિલા, કંઠશાલૂક, ઝેરી દાતણ કે મશી ઘસવાથી દાંતના પેઢાયાનું દુષ્ટ થવું, વીસર્પ, અસ્થિક્ષત, ઉરક્ષત અને વ્રણગ્રન્થિ એ સઘળા રોગોમાં થયેલા વ્રણો પણ યાપ્ય છે. ૯

### ચિકિત્સા નહિ કરવાથી મરણ થાય છે.

**साध्या याप्यत्वमायान्ति याप्याश्चासाध्यतां तथा ।**
**घ्नन्ति प्राणानसाध्यास्तु नराणामक्रियावताम् १०**

૮ જો રોગીઓની બીલકુલ ચિકિત્સા કરવામાં આવે જ નહી અથવા વિરુદ્ધ ચિકિત્સા કરવામાં આવે તો સાધ્યરોગો યાપ્ય થઈ જાય છે. યાપ્યરોગો અસાધ્ય થઈ જાય છે અને અસાધ્ય રોગો પ્રાણ હરે છે. ૧૦

### યાપ્યનું લક્ષણ.

**यापनीयं विजानीयात्क्रिया धारयते तु यम् ।**
**क्रियायां तु निवृत्तायां सद्य एव विनश्यति ॥११॥**
**प्राप्ता क्रिया धारयति याप्यव्याधितमातुरम् ।**
**प्रपतिष्यदिवागारं विष्कम्भः साधुयोजितः ॥१२॥**

૯ જે રોગ ચિકિસાવડે ટકી રહે (વધી શકે નહી) પરંતુ ચિકિત્સા બન્ધ કરવામાં આવતાં તુરત જ પ્રાણનો નાશ કરે એવો હોય તે રોગને યાપ્ય જાણવો. જેમ પડવાને તૈયાર થયેલા ઘરને સારી રીતે યોજેલો થાંભલો ટકાવી રાખે છે–પડવા દેતો નથી તેમ સારા વૈદ્યે યોગ્ય રીતે યોજેલી ચિકિત્સા યાપ્ય રોગવાળા આતુર મનુષ્યને ટકાવી રાખે છે–મરવા દેતી નથી. ૧૧–૧૨

### અસાધ્ય વ્રણોનાં લક્ષણ.

**अत ऊर्ध्वमसाध्यान्वक्ष्यामः । मांसपिण्डवदुद्गताः प्रसेकिनोऽन्तःपूयवेदनावन्तोऽश्वापानवदुद्वृत्तौष्ठाः । केचित्कठिना गोश्टङ्गवदुन्नतमृदुमांस-**

प्ररोहाः अपरे दुष्टरुधिरास्राविणस्तनुशितपिच्छिलास्राविणो वा मध्योन्नताः केचिदवसन्नसुषिरपर्यन्ताः शणतूलवत्स्नायुजालवन्तो दुर्दर्शाः । वसामेदोमज्जमस्तुलुङ्गस्राविणश्च दोषसमुत्थाः । पीतासितमूत्रपुरीषवातवाहिनश्च कोष्ठस्थाः । क्षीणमांसानां च सर्वतोगतयश्चाणुमुखाः । मांसबुद्बुदवन्तः सशब्दवातवाहिनश्च शिरःकण्ठस्थाः । क्षीणमांसानां च पूयरक्तनिर्वाहिणोऽरोचकाविपाककासश्वासोपद्रवयुक्ताः । भिन्ने वा शिरःकपाले यत्र मस्तुलुङ्गदर्शनं त्रिदोषलिङ्गप्रादुर्भावः कासश्वासौ वा यस्येति ॥ १३ ॥

૧૦ હવે અસાધ્ય વ્રણો કહીએ છીએઃ-જે વ્રણો માંસના પિંડની પેઠે બ્હાર નીકળેલા હોય, જેમાંથી ઘણો સ્રાવ થતો હોય, જેઓની અંદર પરૂને લીધે વેદના થતી હોય અને જેના ઓઠ ઘોડીની યોનિની પેઠે ઉઘડેલાં હોય તે વ્રણો અસાધ્ય છે-મટી શકતાં નથી. જે વ્રણો કઠણ હોય અને તેમાં ગાયના શીંગડાની પેઠે ઉંચા તથા નરમ માંસના અંકુરો ઉગેલા હોય તે વ્રણો અસાધ્ય છે. જે વ્રણો વચમાંથી ઉંચા હોય અને તેમાંથી બગડેલા રક્તનો અથવા પાતળા અને ચીકણા પદાર્થનો સ્રાવ થતો હોય તે વ્રણો અસાધ્ય છે. જે વ્રણો નીચા હોય અને તેઓના છેડાના ભાગમાં ઉંડાં છિદ્રો હોય તે વ્રણો અસાધ્ય છે. જે વ્રણો શણના તથા રૂના તાંતડાની પેઠે સ્નાયુના જાળાવાળા અને ભયંકર દેખાવવાળા હોય તથા તેમાંથી વસા, ચરબી, મજ્જા અને મગજ એઓનો સ્રાવ થતો હોય તે વ્રણો જો દોષોથી થયેલા હોય તો અસાધ્ય છે. કોષ્ઠમાં થયેલા વ્રણમાંથી જો પીળાં કે કાળાં મૂત્ર અને વિષ્ઠા તથા વાયુ નીકળતો હોય તો તે અસાધ્ય છે. ક્ષીણમાંસવાળાઓના જે વ્રણો રસ, માંસ વગેરે સઘળા વ્રણના સ્થાનોમાં ફેલાયલા હોય અને તેઓનું મુખ ઝીણું હોય તો તે અસાધ્ય છે. માથામાં થયેલા અને કંઠમાં થયેલા વ્રણો જો માંસના પરપોટાવાળા હોય અને તેમાંથી વાયુ અવાજ કરતો નીકળતો હોય તો તે વ્રણો અસાધ્ય છે. ક્ષીણ માંસવાળાઓને થયેલા વ્રણમાંથી જો પરૂ અને રક્ત વ્હેતું હોય તથા રોગીને અન્ન ઉપર અરુચિ, અપચો, ઉધરસ અને શ્વાસ એ ઉપદ્રવો થયેલા હોય તો તે વ્રણો અસાધ્ય છે. માથાનું હાડકું ભેદાઈ જતાં જો તેમાંથી મગજ દેખાય, અથવા તો ત્રણે દોષોનાં લક્ષણો જોવામાં આવે અથવા તો ઉધરસ અને શ્વાસનો ઉપદ્રવ થાય તો તેનું વ્રણ અસાધ્ય છે. ૧૩

**સાધ્ય અસાધ્ય વ્રણનો વિચાર.**

भवन्ति चात्र ॥

वसां मेदोऽथ मज्जानं मस्तुलुङ्गं च यः स्रवेत् ।
आगन्तुस्तु व्रणः सिध्येन्न सिध्येद्दोषसम्भवः १४

૧૧ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છેઃ-જે વ્રણમાંથી વસા, ચરબી, મજ્જા અને મગજ એઓનો સ્રાવ થાતો હોય તે વ્રણ જો આગન્તુ (બ્હારના અભિઘાત વગેરે કારણોથી થયેલો હોય) તો સાધ્ય છે-મટી શકે છે પરન્તુ જો વાતાદિ દોષોથી થયેલો હોય તો અસાધ્ય છે-મટી શકતો નથી. ૧૪

**અસાધ્ય વ્રણનું લક્ષણ.**

अमर्मोपहिते देशे शिरासंध्यस्थिवर्जिते ।
विकारो योऽनुपर्येति तदसाध्यस्य लक्षणम् ॥१५॥

૧૨ જે વ્રણ મર્મ પ્રદેશથી દૂર થયેલો હોય, શિરા, સંધિ અને અસ્થિ વગેરેથી ભિન્ન પ્રદેશમાં થયો હોય અને ચિકિત્સા કરવામાં આવતી હોય તો પણ જે વ્રણ સર્વ ધાતુઓમાં ફેલાતો જતો હોય તે અસાધ્ય વ્રણનું લક્ષણ છે. ૧૫

**ચિકિત્સા ન કરવાથી સાધ્ય અસાધ્ય થાય છે.**

क्रमेणोपचयं प्राप्य धातूननुगतः शनैः ।
न शक्य उन्मूलयितुं वृद्धो वृक्ष इवामयः ॥ १६ ॥

૧૩ જેમ વૃક્ષ ધીરે ધીરે વધીને મોટું થઈ જાય ત્યારે તેને મૂલમાંથી ઉખેડી નાખવું અશક્ય થઈ પડે છે. તેમ જ રોગ પણ ક્રમે ક્રમે વધીને ધીરે ધીરે સઘળા ધાતુઓમાં ફેલાઈ જાય છે ત્યારે તેને મૂલમાંથી કાઢી નાખવાનું કામ અશક્ય થઈ પડે છે. ૧૬

**રોગની ઉપેક્ષા કરવાથી ઔષધો કાર્ય કરતાં નથી.**

स स्थिरत्वान्महत्त्वाच्च धात्वनुक्रमणेन च ।
निहन्त्यौषधवीर्याणि मन्त्रान्दुष्टग्रहो यथा ॥ १७ ॥

૧૪ દુષ્ટ ગ્રહ જેમ મંત્રોની શક્તિનો નાશ-પરાભવ કરે છે. તેમ શરૂઆતમાં ઉપેક્ષા કરવામાં આવેલો રોગ ઘણા કાલ સુધી રહેવાને લીધે, સ્થિર થઈ જાય છે, (પોતાની જમાવટ કરે છે) વધી જાય છે તથા સર્વ ધાતુઓમાં ફેલાઈ જાય છે તેથી ઔષધોના વીર્યોનો નાશ કરી નાખે છે. ૧૭

**રોગની આરંભથીજ ચિકિત્સા કરવાની જરૂર.**

अतो यो विपरीतः स्यात्सुखसाध्यः स उच्यते ।
अबद्धमूलः क्षुपको यद्वदुत्पाटने सुखः ॥ १८ ॥

૧૫ જે રોગ ઉપર કહેલી સ્થિતિથી ઉલટી સ્થિતિવાળો હોય તે રોગ સુખસાધ્ય કહેવાય છે. જેમ જેનાં મૂલ ઉંડા ગયેલાં ન હોય એવા વૃક્ષના નાના રોપાને સહેજમાં ઉખેડી શકાય છે તેમ. ૧૮

**શુદ્ધ વ્રણનું લક્ષણ.**

त्रिभिर्दोषैरनाक्रान्तः श्यावौष्ठोऽपिडकी समः ।
अवेदनो निरास्रावो व्रणः शुद्ध इहोच्यते ॥ १९ ॥

૧૬ જે વ્રણમાં વાયુ વગેરે કોઈ પણ દોષનાં લક્ષણો (વેદના, વર્ણ, ગન્ધ વગેરે) જોવામાં આવતાં ન હોય,

જેના ઓઠા કંઈક કાળાસ ઉપર આવેલા હોય અને જે સરખો તથા ફોડલીઓ, વેદના અને સ્રાવ વિનાનો હોય તે વ્રણને શુદ્ધ સમજવો. ૧૯

**રુઝપર આવનારા વ્રણનું લક્ષણ**

**कपोतवर्णप्रतिमा यस्यान्ताः क्लेदवर्जिताः ।**
**स्थिराश्चिपिटिकावन्तो रोहतीति तमादिशेत् २०**

૧૭ જ્યારે વ્રણના ઓઠા હોલાના જેવા રંગના અને સ્થિર થાય, વ્રણમાંથી પરુ નીકળતું બન્ધ થાય અને વ્રણમાં માંસના અંકુરો ફુટવા લાગે ત્યારે જાણવું કે વ્રણ રુઝાવા લાગ્યો છે. ૨૦

**રુઝાયલા વ્રણનું લક્ષણ.**

**रूढवर्त्मानमग्रन्थिमशूनमरुजं व्रणम् ।**
**त्वक्सवर्णं समतलं सम्यग्रूढं विनिर्दिशेत् ॥ २१ ॥**

૧૮ જ્યારે વ્રણનો માર્ગ ભરાઈ આવે, વ્રણમાં સોજો, ગાંઠ કે વેદના રહે નહી, વ્રણનો રંગ ચામડીના જેવો થઈ જાય અને વ્રણની જગો સપાટ થઈ જાય ત્યારે જાણવું કે વ્રણ બરાબર રુઝાઈ ગયો છે. ૨૧

**વ્રણ રુઝાઈ ગયા પછી કેવી રીતે વર્તવું?**

**दोषप्रकोपाद्व्यायामादभिघातादजीर्णतः ।**
**हर्षात्क्रोधाद्भयाद्वापि व्रणो रूढोऽपि दीर्यते ॥२२॥**

૧૯ વ્રણ રુઝાઈ ગયા છતાં પણ દોષોના પ્રકોપથી, મ્હેનત કરવાથી, અજીર્ણ થવાથી, હર્ષથી, ક્રોધ કરવાથી શોકથી કે ભયથી પાછો ફાટે છે. (એટલા માટે વ્રણ રુઝાઈ ગયા પછી પણ જ્યાં સુધી વ્રણની જગો મજબૂત થાય નહીં ત્યાં સુધી બહુજ સંભાળથી રહેવું.) ૨૨

---

## અધ્યાય ૨૪ મો

### *વ્યાધિસમુદ્દેશીય (રોગોનું સંક્ષેપમાં વર્ણન)

**ઉપક્રમ**

**अथातो व्याधिसमुद्देशीयमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'વ્યાધિસમુદ્દેશીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વતરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

**બે પ્રકારના રોગ અને તેની ચિકિત્સા**

**द्विविधा व्याधयः शस्त्रसाध्याः स्नेहादिक्रियासाध्याश्च । तत्र शस्त्रसाध्येषु स्नेहादिक्रिया न प्रतिषिध्यते । स्नेहादिक्रियासाध्येषु शस्त्रकर्म न क्रियते ॥ ३ ॥**

૨ રોગો બે પ્રકારના છેઃ-એક શસ્ત્રક્રિયાસાધ્ય-શસ્ત્રક્રિયાથી મટી શકે એવા અને બીજા સ્નેહાદિ ક્રિયાસાધ્ય-સ્નેહ, સ્વેદ વગેરે ક્રિયાઓથી મટી શકે એવા. તેઓમાંથી જે રોગો શસ્ત્રક્રિયાથી મટી શકે એવા છે તેઓમાં સ્નેહ-સ્વેદ વગેરે ક્રિયાઓનો નિષેધ કરવામાં આવતો નથી એટલે શસ્ત્રક્રિયાથી મટી શકે એવા રોગોમાં યોગ્યતા પ્રમાણે સ્નેહ, સ્વેદ વગેરે ક્રિયાઓ પણ કરી શકાય છે; પરંતુ જે રોગો સ્નેહ, સ્વેદ વગેરે ક્રિયાઓથી મટી શકે એવા છે તેઓમાં શસ્ત્રક્રિયા કરી શકાતી નથી. ૩

**આ સંહિતામાં સર્વ રોગોનો સંગ્રહ છે.**

**अस्मिन्पुनः शास्त्रे सर्वतन्त्रसामान्यात्सर्वेषां व्याधीनां यथास्थूलमवरोधः क्रियते ॥ ४ ॥**

૩ આ શાસ્ત્રમાં-સંહિતામાં શાલાક્ય વગેરે સર્વ તન્ત્રોના વિષયોનો સમાવેશ કરવામાં આવેલો હોવાને લીધે આ સંહિતામાં સઘળા રોગોનો સ્થૂલ રીતે સંગ્રહ કરવામાં આવ્યો છે. ૪

**'વ્યાધિ' શબ્દનો અર્થ**

**प्रागभिहितं तद्दुःखसंयोगो व्याधिरिति तच्च दुःखं त्रिविधमाध्यात्मिकमाधिभौतिकमाधिदैविकमिति तत्तु सप्तविधे व्याधावुपनिपतति ॥ ५ ॥**

૪ આ સ્થાનના પહેલા અધ્યાયના ૨૩ મા સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે;-"तद्दुःखसंयोगा व्याधय इत्युच्यन्ते જેઓના સંયોગથી એટલે જેઓની પ્રાપ્તિથી દેહધારી પ્રાણીને દુઃખ થાય છે તેઓને વ્યાધિઓ-રોગો કહેવામાં આવે છે." તે દુઃખ આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક એમ ત્રણ પ્રકારનાં છે અને તે ત્રણ પ્રકારનાં દુઃખનો સાત પ્રકારના વ્યાધિમાં અંતર્ભાવ થાય છે. ૫

**સાત રોગનાં નામ.**

**ते पुनः सप्तविधा व्याधयः । तद्यथा आदिबलप्रवृत्ता, जन्मबलप्रवृत्ता, दोषबलप्रवृत्ताः, संघातबलप्रवृत्ताः, कालबलप्रवृत्ता, दैवबलप्रवृत्ताः, स्वभावबलप्रवृत्ता इति ॥ ६ ॥**

૫ તે સાત પ્રકારના રોગો આ પ્રમાણે છેઃ-આદિબલપ્રવૃત્ત, જન્મબલપ્રવૃત્ત, દોષબલપ્રવૃત્ત, સંઘાતબલપ્રવૃત્ત, કાલબલપ્રવૃત્ત, દૈવબલપ્રવૃત્ત અને સ્વભાવબલપ્રવૃત્ત. ૬

**આદિબલપ્રવૃત્ત રોગનું લક્ષણ અને તેના ભેદ.**

**तत्रादिबलप्रवृत्ता ये शुक्रशोणितदोषान्वयाः कुष्ठार्शःप्रभृतयः । तेऽपि द्विविधा मातृजाः पितृजाश्च ॥ ७ ॥**

૬ જે કુષ્ઠ અર્શ વગેરે રોગો પિતાના વીર્યના અને માતાના રજના દોષથી (એટલે પિતાનું વીર્ય અને

* વ્યાધિ કહેતાં રોગ અને સમુદ્દેશ કહેતાં સંક્ષેપમાં નામોનું કીર્તન-કથન. અર્થાત્ વ્યાધિઓના-રોગોના નામોનું સંક્ષેપમાં કથન-આ વિષયનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું નામ व्याधिसमुद्देशीय છે.

માતાનુ રજ કુષ્ઠ અર્શ વગેરે રોગોને ઉત્પન્ન કરનારા વાતાદિ દોષોના સંસર્ગથી દુષિત થયેલું હોવાને લીધે) તેઓથી ઉત્પન્ન થયેલા સન્તાનમાં પણ ઉતરી આવે તે રોગોને 'આદિબલપ્રવૃત્ત' એટલે 'મનુષ્ય શરીરના આદિ બીજરૂપ એવા જે વીર્ય અને રજ તેઓના બલથી પ્રવૃત્ત-ઉત્પન્ન થયેલા રોગો, એમ કહેવામાં આવે છે. આદિબલપ્રવૃત્ત રોગો માતૃજ (માતાના રજના દોષથી ઉત્પન્ન થયેલા) અને પિતૃજ (પિતાના વીર્યના દોષથી ઉત્પન્ન થયેલા) એવા ભેદોથી બે પ્રકારના છે. ૭

**જન્મબલપ્રવૃત્ત રોગનું લક્ષણ અને તેના ભેદ.**

**जन्मबलप्रवृत्ता ये मातुरपचारात्पङ्गुजात्यन्धबधिरमूकमिणिमणवामनप्रभृतयो जायन्ते । तेऽपि द्विविधा रसकृता दौहृदापचारकृताश्च ॥ ८ ॥**

૭ ગર્ભિણી અવસ્થામાં માતાએ કરેલા વિપરીત આહાર વિહારોથી તેનાં સન્તાનને જે લંગડાપણું, જન્મથી આંધળાપણું, બ્હેરાપણું, મુંગાપણું, ગુંગણાપણું, ઠીંગણાપણું વગેરે રોગો થાય છે તે રોગોને 'જન્મબલપ્રવૃત્તરોગ' કહેવામાં આવે છે. જન્મબલપ્રવૃત્ત રોગોના પણ 'રસકૃત' અને 'દૌહૃદાપચારકૃત' એવા બે ભેદો છે. જે રોગો માતાએ કરેલા આહાર વિહારની ભૂલથી થાય છે તે રસકૃત કહેવાય છે અને જે રોગો ગર્ભ રહ્યા પછી ચોથા માસથી થતા અભાવાને પૂર્ણ કરવા-માટે માતા આહારવિહારમાં જે ભૂલ કરે છે તેથી થાય છે તે રોગો 'દૌહૃદાપચારકૃત' કહેવાય છે. ૮

**દોષબલપ્રવૃત્ત રોગનું લક્ષણ અને તેના ભેદ.**

**दोषबलप्रवृत्ता य आतङ्कसमुत्पन्ना मिथ्याहाराचारभवाश्च । तेऽपि द्विविधा आमाशयसमुत्थाः पक्वाशयसमुत्थाश्च । पुनश्च द्विविधाः शारीरा मानसाश्च ॥ ९ ॥**

૮ વિપરીત આહારવિહારોથી પ્રકોપ પામેલા દોષો જે ઉત્તરોત્તર રોગોને ઉત્પન્ન કરે છે તે રોગોને 'દોષબલપ્રવૃત્ત' કહેવામાં આવે છે, દોષબલપ્રવૃત્ત રોગો આમાશયસમુત્થ (આમાશયમાં ઉત્પન્ન થયેલા) અને પકવાશયસમુત્થ (પકવાશયમાં ઉત્પન્ન થયેલા) એવા ભેદોથી બે પ્રકારના છે. વળી શારીર (શરીર સંબંધી દોષોથી વાત, પિત્ત અને કફથી ઉત્પન્ન થયેલા) અને માનસ (મન સંબંધી દોષોથી રજોગુણથી અને તમોગુણથી ઉત્પન્ન થયેલા) એવા ભેદોથી બે પ્રકારના છે. ૯

**આધ્યાત્મિક રોગો.**

**त एत आध्यात्मिकाः ॥ १० ॥**

૯ આ દોષબલપ્રવૃત્ત, જન્મબલપ્રવૃત્ત અને આદિબલપ્રવૃત્ત એ ત્રણ પ્રકારના રોગોને 'આધ્યાત્મિક' રોગો કહેવામાં આવે છે. ૧૦

**સંઘાતબલપ્રવૃત્ત રોગનું લક્ષણ અને તેના ભેદ.**

**संघातबलप्रवृत्ता य आगन्तवो दुर्बलस्य बलवद्विग्रहात् । तेऽपि द्विविधाः शस्त्रकृता व्यालादिकृताश्च ॥ ११ ॥**

૧૦ બળવાનની સાથે લડાઈ કરવાથી દુર્બળ પુરુષને જે આગન્તુ રોગો ઉત્પન્ન થાય છે તે રોગોને 'સંઘાતબલપ્રવૃત્ત' રોગો કહેવામાં આવે છે. સંઘાતબલપ્રવૃત્ત રોગો શસ્ત્રકૃત (શસ્ત્ર લાગવાથી ઉત્પન્ન થયેલા) અને વ્યાલાદિકૃત (સિંહ વગેરે હિંસક જાનવરોએ કરેલા અભિઘાતથી ઉત્પન્ન થયેલા) એવા ભેદોથી બે પ્રકારના છે. ૧૧

**આધિભૌતિક રોગ.**

**एत आधिभौतिकाः ॥ १२ ॥**

૧૧ આ સંઘાતબલપ્રવૃત્ત રોગોને 'આધિભૌતિક' રોગો કહેવામાં આવે છે. ૧૨

**કાલબલપ્રવૃત્ત રોગનું લક્ષણ અને તેના ભેદ.**

**कालबलप्रवृत्ता ये शीतोष्णवातवर्षाप्रभृतिनिमित्ताः । तेऽपि द्विविधा व्यापन्नर्तुकृता अव्यापन्नर्तुकृताश्च ॥ १३ ॥**

૧૨ થંડી, ગરમી, પવન, વરસાદ વગેરે કારણોથી જે રોગો ઉત્પન્ન થાય છે તે રોગોને 'કાલબલપ્રવૃત્ત' કહેવામાં આવે છે. કાલબલપ્રવૃત્ત રોગો વ્યાપન્ન ઋતુકૃત (બગડેલી ઋતુઓથી ઉત્પન્ન થયેલા) અને અવ્યાપન્ન ઋતુકૃત (નહિ બગડેલી ઋતુઓથી થયેલા) એવા ભેદોથી બે પ્રકારના છે. ૧૩

**દૈવબલપ્રવૃત્ત રોગનું લક્ષણ અને તેના ભેદ.**

**दैवबलप्रवृत्ता ये देवद्रोहादभिशस्तका अथर्वकृता उपसर्गकृताश्च । तेऽपि द्विविधा विद्युदशनिकृताः पिशाचादिकृताश्च । पुनश्च द्विविधाः संसर्गजा आकस्मिकाश्च ॥ १४ ॥**

૧૩ જે રોગો દેવ યક્ષ, ગુરુ વગેરેનો દ્રોહ કરવાથી અને ઋષિ વગેરેનો અપરાધ કરવાથી તેઓના શાપ આદિ કારણથી અથવા તો શત્રુઓએ કરેલા અથર્વવેદોક્ત અભિચારના પ્રયોગોથી અથવા તો ધૂમકેતુ વગેરે દુષ્ટ ગ્રહના ઉદયથી થાય છે, તે દૈવબલપ્રવૃત્તરોગ કહેવાય છે. તે રોગો પણ વિજળીના અને અશનિના પડવા વગેરેથી થયેલા તથા પિશાચ આદિથી થયેલા એમ બે પ્રકારના છે. અને તેઓમાં પણ વળી સંસર્ગજન્ય અને આકસ્મિક એવા બે ભેદ છે.* ૧૪

* લતાના જેવા આકારની વાંકી પડનારી અને અગ્નિ સમાન જળહળતી હોય તે વિદ્યુત-વિજળી, અને મુસલની પેઠે નીચે પડનારો દંડાકાર જે તેજનો સમુહ અશનિ. દેવાદિકનો દ્રોહ કરનારા મનુષ્યોના સંસર્ગમાં આવવાથી થનારા તે સંસર્ગજન્ય રોગો અને પૂર્વજન્મનાં પાપકર્મને લીધે એકદમ થનારા રોગો આકસ્મિક રોગો કહેવાય છે.

**સ્વભાવબલપ્રવૃત્ત રોગનું લક્ષણ અને તેના ભેદ.**

**स्वभावबलप्रवृत्ताः क्षुत्पिपासाजरामृत्युनिद्राप्रभृतयः । तेऽपि द्विविधाः कालकृता अकालकृताश्च । तत्र परिरक्षणकृताः कालकृता अपरिरक्षणकृता अकालकृताः ॥ १५ ॥**

૧૪ ભૂખ, તરસ, જરા, મૃત્યુ, નિદ્રા વગેરે સ્વાભાવિક રીતે ઉત્પન્ન થનારા રોગોને 'સ્વભાવબલપ્રવૃત્ત' રોગો કહેવામાં આવે છે. સ્વભાવબલપ્રવૃત્ત રોગો કાલકૃત અને અકાલકૃત એવા ભેદોથી બે પ્રકારના છે. જે જરા, મૃત્યુ વગેરે સ્વભાવબલપ્રવૃત્ત રોગો આરોગ્ય રક્ષણના ઉપાયો લેવાથી પોતાના યોગ્ય સમયે પ્રાપ્ત થાય તેઓને કાલકૃત સ્વભાવબલપ્રવૃત્ત રોગો કહેવામાં આવે છે અને જે સ્વભાવબલપ્રવૃત્ત રોગો આરોગ્યરક્ષણના ઉપાયો ન લેવાથી પોતાના સમય પહેલાં પ્રાપ્ત થાય તેઓને અકાલકૃત સ્વભાવબલપ્રવૃત્ત રોગો કહેવામાં આવે છે. ૧૫

**આધિદૈવિક રોગો.**

**एत आधिदैविकाः । तत्र सर्वव्याध्यवरोधः ॥ १६ ॥**

૧૫ આ કાલબલપ્રવૃત્ત, દૈવબલપ્રવૃત્ત અને સ્વભાવબલપ્રવૃત્ત એ ત્રણ પ્રકારના રોગોને 'આધિદૈવિક' રોગો કહેવામાં આવે છે. આ જગતમાં જેટલા પ્રકારના રોગો છે તે સઘળાઓનો યોગ્યતા પ્રમાણે ઉપર કહેલા સાત ભેદોમાં જ સમાવેશ થાય છે. ૧૬

**વાત, પિત્ત અને કફ એ સર્વ રોગનું મૂળ છે.**

**सर्वेषां च व्याधीनां वातपित्तश्लेष्माण एव मूलं तल्लिङ्गत्वाद्दृष्टफलत्वादागमाच्च । यथा हि कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितं सत्वरजस्तमांसि न व्यतिरिच्यन्ते । एवमेव कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितमव्यतिरिच्य वातपित्तश्लेष्माणो वर्तन्ते ॥ १७ ॥**

૧૬ વાયુ, પિત્ત અને કફ એઓ જ સઘળા રોગોનું મૂળ કારણ છે. કેમકે-સઘળા રોગોમાં વાયુ, પિત્ત અને કફ એઓનાં જ લક્ષણો જોવામાં આવે છે તથા એઓની શાન્તિ કરવાથી રોગોની પણ શાન્તિ થાય છે અને આયુર્વેદશાસ્ત્રમાં પણ એઓને જ સઘળા રોગોના મૂળ તરીકે વર્ણવેલા છે. તેથી વાયુ, પિત્ત અને કફ એઓ જ સઘળા રોગોનું મૂળ છે એમ સિદ્ધ થાય છે. જેમ કે જગદ્રૂપે રહેલો વિકારસમૂહ (મહત્તત્ત્વ વગેરે ૨૩ તત્ત્વો) સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો સિવાય હોઈ શકતા નથી. એ પ્રમાણે જ જગદ્આખામાં વ્યાપીને રહેલા સઘળા રોગો પણ વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો સિવાય થાતા નથી. ૧૭

**રોગોના ભેદો કલ્પવામાં કારણ.**

**दोषधातुमलसंसर्गादायतनविशेषान्निमित्ततश्चैषां विकल्पा भवन्ति ॥ १८ ॥**

૧૭ દોષો, ધાતુઓ અને મળોના પરસ્પર સંસર્ગોથી, રોગોને ઉત્પન્ન થવાનાં સ્થાનોના ભેદોથી અને રોગોનાં કારણોને લઈને રોગોના ભેદો કલ્પવામાં આવે છે. ૧૮

**આ રોગ રસથી થયો છે, આ રોગ માંસથી થયો છે એ રીતે નામ પાડવાનું કારણ.**

**दोषदूषितेष्वत्यर्थं धातुषु संज्ञा क्रियते रसजोऽयं मांसजोऽयं मेदोजोऽयमस्थिजोऽयं मज्जजोऽयं शुक्रजोऽयं व्याधिरिति ॥ १९ ॥**

૧૮ જેમ લોકમાં અગ્નિથી ઉના થયેલાં ઘી, તેલ, લોઢું વગેરે પદાર્થોથી માણસનું અંગ બળી જાતાં જો કે ખરેખર તો તે અગ્નિના ગુણથી જ બળેલું હોય છે, કેમકે કેવળ ઘી, તેલ, લોઢા વગેરેમાં બાળવાની શક્તિ નથી, તોપણ આ અગ્નિથી બળી ગયું એમ ન કહેતાં ઘીથી બળી ગયું, તેલથી બળી ગયું, લોઢાથી બળી ગયું એમ કહેવામાં આવે છે. તેમ અહીં વાતાદિ દોષોથી અતિ દૂષિત થયેલા રસ, રક્ત વગેરે ધાતુઓથી થનારા રોગો જો કે ખરેખર તો તે રોગો વાતાદિ દોષોથીજ થયેલા હોય છે. કારણ કે રસ, રક્ત વગેરે ધાતુઓમાં દોષોના સંબંધ વગર રોગ ઉત્પન્ન કરવાની શક્તિ છે જ નહીં તોપણ આ વાતાદિ દોષોથી થયેલો છે એમ ન કહેતાં આ રોગ રસથી થયેલો છે, આ રક્તથી થયેલો છે, આ માંસથી થયેલો છે, આ મેદથી થયેલો છે, આ અસ્થિથી થયેલો છે, આ મજ્જાથી થયેલો છે, આ વીર્યથી થયેલો છે' એમ કહેવામાં આવે છે. ૧૯

**રસના દોષથી થનારા રોગો.**

**तत्रान्नाश्रद्धारोचकाविपाकाङ्गमर्दज्वरहृल्लासतृप्तिगौरवहृत्पाण्डुरोगमार्गोपरोधकार्श्यवैरस्याङ्गसादाकालवलीपलितदर्शनप्रभृतयो रसदोषजा विकाराः ॥ २० ॥**

૧૯ અન્ન ઉપર અશ્રદ્ધા અને અરુચિ, ખોરાકનું પાચન ન થવું, અંગોનું ભાંગવું, તાવ, મોળ, તૃપ્તિ (જમેલાની પેઠે અન્ન ઉપર અભાવ), શરીરનું ભારેપણું, હૃદ્રોગ, સ્રોતોનું રોકાઈ જવું, શરીરનું કૃશ થવું, મ્હોડાનું બદસ્વાદપણું, શરીરનું સુસ્ત થવું અને સમય-અવસ્થા વગર શરીરમાં કરચલી પડવી અને વાળનું સફેદ થવું વગેરે રોગો રસના દોષથી ઉત્પન્ન થાય છે. ૨૦

**પિત્તના દોષથી થનારા રોગ.**

**कुष्ठविसर्पपिडकामशकनीलिकातिलकालकन्यच्छव्यङ्गेन्द्रलुप्तप्लीहविद्रधिगुल्मवातशोणितार्शोऽर्बुदाङ्गमर्दासृग्दररक्तपित्तप्रभृतयो रक्तदोषजा गुदमुखमेढ्रपाकाश्च ॥ २१ ॥**

૨૦ કુષ્ઠ, રતવા, ફોડલી, મસ, નીલિકા, તલ, ન્યચ્છ, વ્યંગ, ઇંદરી, બરોળના રોગો, વિદ્રધિ, ગુલ્મ, વાતરક્ત, અર્શ, રસોળી, અંગોનું ભાંગવું, રક્તપ્રદર, રક્તપિત્ત, ગુદાનું પાકવું, મ્હોડાનું પાકવું અને લિંગનું પાકવું વગેરે રોગો રક્તના દોષથી ઉત્પન્ન થાય છે. ૨૧

**માંસના દોષથી થનારા રોગ.**

**अधिमांसार्बुदार्शोऽधिजिह्वोपजिह्वोपकुशगलशुण्डिकाऽलजीमांससंघातौष्ठप्रकोपगलगण्डगण्डमालाप्रभृतयो मांसदोषजाः ॥ २२ ॥**

૨૧ અધિમાંસ, રસોળી, અર્શ, અધિજિહ્વા, ઉપજીહ્વા ઉપકુશ, ગલશુંડિકા, અલજી, માંસસંઘાત, ઓષ્ઠપ્રકોપ, ગલગંડ, ગંડમાળા વગેરે રોગો માંસના દોષથી ઉત્પન્ન થાય છે. ૨૨

**મેદના દોષથી થનારા રોગ.**

**ग्रन्थिवृद्धिगलगण्डार्बुदमेदोजौष्ठप्रकोपमधुमेहातिस्थौल्यातिस्वेदप्रभृतयो मेदोदोषजाः ॥ २३ ॥**

૨૨ ગાંઠ, વધરાવળ, ગલગંડ, રસોળી, મેદથી થતો ઓષ્ઠપ્રકોપ, મધુમેહ, શરીરનું બહુ જાડાપણું, બહુ પરસેવો વળવો વગેરે રોગો મેદના દોષથી ઉત્પન્ન થાય છે. ૨૩

**અસ્થિ (હાડકા)ના દોષથી થનારા રોગ.**

**अध्यस्थ्यधिदन्तास्थितोदशूलकुनखप्रभृतयोऽस्थिदोषजाः ॥ २४ ॥**

૨૩ અધ્યસ્થિ ( હાડકાનું વધવું), અધિદંત ( દાંતનું વધવું), હાડકાંઓમાં સોયો ભોંકાતી હોય એવી વેદના થવી અને શૂળ નીકળવું, નખોનું બગડવું વગેરે રોગો અસ્થિના દોષથી થાય છે. ૨૪

**મજ્જાના દોષથી થનારા રોગ.**

**तमोदर्शनमूर्छाभ्रमपर्वगौरवस्थूलमूलौरुर्जन्मनेत्राभिष्यन्दप्रभृतयो मज्जदोषजाः ॥ २५ ॥**

૨૪ આંખે અંધારા આવવાં, મૂર્ચ્છા આવવી, ચકરી આવવી, પર્વોને વિશે જાડા મૂળવાળાં અને મોટા વ્રણો ઉત્પન્ન થવા, આંખો દુખવા ઉઠવી વગેરે રોગો મજ્જાના દોષથી ઉત્પન્ન થાય છે. ૨૫

**વીર્યના દોષથી થનારા રોગ.**

**क्लैब्याप्रहर्षशुक्राश्मरीशुक्रमेहशुक्रदोषादयश्च तद्दोषजाः ॥ २६ ॥**

૨૫ નપુંસકપણું, સ્ત્રીઓને જોઇને કામ ઉત્પન્ન ન થવો, વીર્યની પથરી, શુક્રમેહ, વીર્ય સંબંધી દોષો વગેરે રોગો વીર્યના દોષથી થાય છે. ૨૬

**મળસ્થાનના દોષથી થનારા રોગ.**

**त्वग्दोषाः सङ्गोऽतिप्रवृत्तिरयथाप्रवृत्तिर्वा मलायतनदोषाः ॥ २७ ॥**

૨૬ ચામડીના રોગો, મળોની પ્રવૃત્તિ ન થવી, બહુ પ્રવૃત્તિ થવી અથવાતો જોઇએ તેના કરતાં વિરુદ્ધ થવી એ રોગો મળોના સ્થાનોના દોષથી ઉત્પન્ન થાય છે. ૨૭

**ઇંદ્રિયોના સ્થાનના દોષથી થનારા રોગ.**

**इन्द्रियाणामप्रवृत्तिरयथाप्रवृत्तिर्वेन्द्रियायतनदोषाः । इत्येवं समास उक्तो विस्तरं निमित्तानि चैषां प्रतिरोगं वक्ष्यामः ॥ २८ ॥**

૨૭ ઇંદ્રિયોની પોતાના કાર્યમાં બીલકુલ પ્રવૃત્તિ ન થવી અથવાતો જેવી જોઇએ તે કરતાં ઉલટી રીતે પ્રવૃત્તિ થવી એ રોગો ઇંદ્રિયોના સ્થાનોના દોષોથી ઉત્પન્ન થાય છે. આ રીતે જુદા જુદા વ્યાધિઓની ઉત્પત્તિ સંક્ષેપમાં કહી. આ રોગોનો વિસ્તાર તથા એઓનાં કારણો પ્રત્યેક રોગના પ્રકરણમાં કહીશું. ૨૮

**શરીરના અવયવોમાં રોગો ઉત્પન્ન થવાનું કારણ.**

**भवति चात्र ॥**

**कुपितानां हि दोषाणां शरीरे परिधावताम् ।**
**यत्र सङ्गः स्ववैगुण्याद्व्याधिस्तत्रोपजायते ॥ २९ ॥**

૨૮ આ વિષયમાં આ પ્રમાણે શ્લોક છેઃ—દોષો કોપાયમાન થઇને શરીરમાં પ્રસરવા લાગે છે અને માર્ગોના બગાડને લીધે અટકીને જ્યાં જ્યાં એકઠા થાય છે ત્યાં ત્યાં તેઓ રોગોને ઉત્પન્ન કરે છે. ૨૯

**દોષોનો અને વ્યાધિઓનો નિત્ય સંબંધ છે કે અનિત્ય?**

**भूयोऽत्र जिज्ञास्यं किं वातादीनां ज्वरादीनां च नित्यः संश्लेषः परिच्छेदो वेति ॥ ३० ॥**

૨૯ દોષો કારણ છે અને વ્યાધિઓ તેનાં કાર્ય છે એમ કહ્યું એટલે ફરીને આ વિષયમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે કે, જેમ અગ્નિને અને ઉષ્ણતાને નિત્ય સંબંધ છે એમ દોષોને અને વ્યાધિઓને પણ નિત્ય સંબંધ છે? અથવા તો કુંભારને અને ઘડાને જેમ જુદા જુદા સ્થળમાં રહેવારૂપી અનિત્ય સંબંધ છે તેમ દોષોને અને જ્વર આદિ વ્યાધિઓને જુદા જુદા રહેવારૂપ અનિત્ય સંબંધ છે. ૩૦

**વાતાદિકનો નિત્ય સંબંધ માનવામાં પણ દોષ આવે છે અને અનિત્ય સંબંધ માનવામાં પણ દોષ આવે છે.**

**यदि नित्यः संश्लेषः स्यात्तर्हि नित्यातुराः सर्व एव प्राणिनः स्युः । अथाप्यन्यथा वातादीनां ज्वरादीनां चान्यत्र वर्तमानानामन्यत्र लिङ्गं न भवतीति कृत्वा यदुच्यते वातादयो ज्वरादीनां मूलानीति तन्न ॥ ३१ ॥**

૩૦ જો વાતાદિકનો રોગોની સાથે નિત્ય સંબંધ હોય તો સર્વેય પ્રાણીઓ નિત્ય રોગી રહેવાં જોઇએ અને

જો વાતાદિ દોષોનો અને રોગોનો અનિત્ય સંબંધ હોય તો વાત આદિ દોષો અને જ્વર આદિ રોગો ભિન્ન ભિન્ન સ્થાનમાં રહે છે તેથી તેઓનું એક સ્થાનમાં ચિહ્ન દેખાવું જોઇએ નહિ. આ બન્ને પક્ષમાં દોષ આવે છે. માટે વાત આદિ દોષો જ્વર વગેરે વ્યાધિઓનાં (રોગોનાં) મૂળ છે એમ કહેવું યોગ્ય નથી. ૩૧

### વ્યાધિઓ અને દોષોનો નિમિત્તથી સંબંધ થાય છે.

**अत्रोच्यते । दोषान्प्रत्याख्याय ज्वरादयो न भवन्ति । अथ च न नित्यः संबंधो यथा हि विद्युद्वाताशनिवर्षाण्याकाशं प्रत्याख्याय न भवन्ति । सत्यप्याकाशे कदाचिन्न भवन्ति । अथ च निमित्ततस्तत एवोत्पत्तिरिति । तरङ्गबुद्बुदादयश्चोदकविशेषा । एवं वातादीनां ज्वरादीनां च नापि संश्लेषो न परिच्छेदः शाश्वतिकः । अथ च निमित्तत एवोत्पत्तिरिति ॥ ३२ ॥**

૩૧ આનો ઉત્તર આ પ્રમાણે છેઃ–જ્વર વગેરે વ્યાધિઓ દોષો વિના ઉત્પન્ન થાતા નથી છતાં દોષોને વ્યાધિઓની સાથે નિત્ય સંબંધ નથી. જેમ વિજળી, પવન, અશનિ તથા વરસાદ એઓની સ્થિતિ વાદળાં વગર થાતી નથી છતાં કોઇ વાર વાદળાં હોવા છતાં પણ વિજળી વગેરે હોતાં નથી પરંતુ નિમિત્ત મળતાં તેઓ વાદળાંઓમાંથી ઉત્પન્ન થાય છે. તેમજ જળના તરંગો અને જળના પરપોટાઓની સ્થિતિ પણ જળ વિના હોતી નથી. છતાં કોઈ વખતે જળ હોવા છતાં પણ જળના તરંગાદિક હોતા નથી અને કોઈ વખતે પવનરૂપી નિમિત્ત મળતાં જળમાં તરંગ આદિક ઉત્પન્ન થાય છે. તેમજ વ્યાધિઓની ઉત્પત્તિ દોષો વિના થાતી નથી છતાં દોષો વિદ્યમાન છતાં કોઈ વખતે વ્યાધિઓ થાતા નથી અને કોઈ વખતે નિમિત્ત પ્રાપ્ત થાતાં વ્યાધિઓ થાય છે. વાતાદિક દોષોને તથા જ્વરાદિક વ્યાધિઓને અગ્નિ અને ઉષ્ણતાની પેઠે નિત્ય સંબંધ નથી તેમ કુંભાર અને ઘટની પેઠે ભિન્ન ભિન્ન રહેવારૂપી અનિત્ય સંબંધ પણ નથી. પરંતુ નિમિત્ત મળતાંજ દોષોમાંથી વ્યાધિઓની ઉત્પત્તિ થાય છે. (અને તે તે નિમિત્તો વ્યાધિઓના પ્રકરણમાં કહેવામાં આવશે.) ૩૨

### રોગોની સંખ્યા વિશે સૂચના.

**विकारपरिमाणं च संख्या चैषां पृथक् पृथक् ।**
**विस्तरेणोत्तरे तन्त्रे सर्वा बाधाश्च वक्ष्यते ॥३३॥**

૩૨ વ્યાધિઓની કુલ સંખ્યા, પ્રત્યેક વ્યાધિઓની જુદી જુદી સંખ્યા, જ્વર, અતિસાર તથા શોષ વગેરે વ્યાધિઓ ઉત્તર તંત્રમાં વિસ્તારથી કહેવામાં આવશે. ૩૩

---

## અધ્યાય ૨૫ મો

## અષ્ટવિધશસ્ત્રકર્મીય (આઠ પ્રકારનાં શસ્ત્રકર્મ.)*

### ઉપક્રમ.

**अथातोऽष्टविधशस्त्रकर्मीयमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે–હવે અહીંથી હું 'અષ્ટવિધશસ્ત્રકર્મીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

### છેદન કરવા (કાપવા) યોગ્ય રોગો.

**छेद्या भगन्दरा ग्रन्थिः श्लैष्मिकस्तिलकालकः ।**
**व्रणवर्त्मार्बुदान्यर्शश्चर्मकीलोऽस्थिमांसगम् ॥ ३ ॥**
**शल्यं जतुमणिर्मांससंघातो गलशुण्डिका ।**
**स्नायुमांसशिराकोथो वल्मीकं शतपोनकः ॥ ४ ॥**
**अध्रुषश्चोपदंशाश्च मांसकन्द्यधिमांसकः ।**

૨ ભગન્દર, કફથી થયેલી ગાંઠ, તલ, સડેલો વ્રણનો માર્ગ, રસોળી, અર્શ, ચર્મકીલ, માંસમાં કે હાડકાંઓમાં રહેલું શલ્ય, જતુમણિ, માંસસંઘાત, ગલશુંડિકા, સ્નાયુ, માંસ અને શિરાનો સડો, વલ્મીક–રાફડી, શૂકદોષમાં ગણેલો શતપોનક, અધ્રુષ, ઉપદંશ, માંસના અંકુર અને અધિમાંસ એ રોગો છેદન કરવાને–કાપવાને યોગ્ય છે. ૩–૪

### ભેદન કરવા (ચીરવા) યોગ્ય રોગો.

**भेद्या विद्रधयोऽन्यत्र सर्वजाद्ग्रन्थयस्त्रयः ॥ ५ ॥**
**आदितो ये विसर्पाश्च वृद्धयः सविदारिकाः ।**
**प्रमेहपिडकाःशोफस्तनरोगावमन्थकाः ॥ ६॥**
**कुम्भीकानुशयीनाड्यो वृन्दौ पुष्करिकालजी ।**
**प्रायशः क्षुद्ररोगाश्च पुप्पुटौ तालुदन्तजौ ॥ ७ ॥**
**तुण्डिकेरी गिलायुश्च पूर्वं ये च प्रपाकिणः ।**
**बस्तिस्तथाश्मरीहेतोर्मेदोजा ये च केचन ॥ ८ ॥**

૩ ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલા વિદ્રધિ શિવાય બાકીના સઘળા વિદ્રધિઓ, વાયુથી, પિત્તથી અને કફથી થયેલી ગાંઠો, વાયુથી, પિત્તથી અને કફથી થયેલા રતવા, વધરાળ, વિદારિકા, પ્રમેહપિડકા, સોજો, સ્તનના રોગો, શૂકદોષોમાં ગણેલો અવમન્થક, કુંભિકા, અનુશયી, નાડીવ્રણ–નાસૂર, કંઠરોગોમાંના એકવૃન્દ અને વૃન્દ નામના બે રોગો, શૂકદોષોમાંની પુષ્કરિકા, અલજી, ઘણાખરા ક્ષુદ્રરોગો, તાલુપુપ્પુટ, દન્તપુપ્પુટ, તુંડિકેરી, ગિલાયુ, પહેલાં પાકીને પછી ઉત્પન્ન થનારા ભગન્દર વગેરે રોગો

* અષ્ટવિધ કહેતાં આઠ પ્રકારનું શસ્ત્રકર્મ કહેતાં છેદન, ભેદન વગેરે શસ્ત્રથી કરવામાં આવતું કર્મ તે વિષયનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું અષ્ટવિધશસ્ત્રકર્મીય એવું નામ છે.

અને મેદથી થયેલા રોગો ભેદન કરવાને-ચીરવાને યોગ્ય છે. મૂત્રાશયને પથરી કહાડવામાટે જ ચીરવું, બીજાં કારણથી કદી પણ ચીરવું નહીં. ૫-૮

### લેખન કરવા ( છોલવા ) યોગ્ય રોગો.

**लेख्याश्चतस्रो रोहिण्यः किलासमुपजिह्विका ।**
**मेदोजो दन्तवैदर्भो ग्रन्थिर्वर्त्माधिजिह्विका ॥ ९ ॥**
**अर्शांसि मण्डलं मांसकन्दी मांसोन्नतिस्तथा ।**

૪ વાયુથી, પિત્તથી, કફથી અને સન્નિપાતથી થયેલી રોહિણી, કિલાસ-કોઢ, ઉપજિહ્વિકા, મેદથી થયેલા રોગો, દંતવૈદર્ભ, ગ્રન્થિ, વ્રણનું મ્હોઢું તથા આંખની પાપણ, અધિજિહ્વિકા, અર્શ, કોઢ વગેરેનાં મંડલો, માંસના ન્હાના અંકુરો અને માંસનું ઉંચુ થવું એ રોગો લેખન કરવાને-છોલવાને યોગ્ય છે. ૯-૧૦

### વેધન કરવા (વીંધવા) યોગ્ય રોગો.

**वेध्याः शिरा बहुविधा मूत्रवृद्धिर्दकोदरम् ॥ १० ॥**

૫ ઘણા પ્રકારની શિરાઓ, મૂત્રવૃદ્ધિ અને જલોદર એ રોગો વેધન કરવાને (વીંધવાને) યોગ્ય છે. ૧૦

### સળીથી તપાસવાને યોગ્ય રોગો.

**एष्या नाड्यः सशल्याश्च व्रणा उन्मार्गिणश्च ये ।**

૬ નાડીવ્રણો, જેની અંદર શલ્ય રહી ગયેલું હોય એવા વ્રણો અને આડાઅવળા માર્ગમાં ગયેલા વ્રણો એપણ કરવાને (લોહડા વગેરેની શળીથી અંદરનો માર્ગ તપાસવાને) યોગ્ય છે. ૧૧

### આહાર્ય (ખેંચી કહાડવાયોગ્ય) રોગો.

**आहार्याः शर्करास्तिस्रो दन्तकर्णमलाश्मरी ॥११॥**
**शल्यानि मूढगर्भाश्च वर्चश्च निचितं गुदे ।**

૭ દન્તશર્કરા, મૂત્રશર્કરા અને પાદશર્કરા એ ત્રણ પ્રકારની શર્કરાઓ-કાંકરીઓ; બહુ હલતા દાંતો, કાનનો મેલ, પથરી, શલ્યો, મૂઢગર્ભ અને ગુદામાં એકઠી થયેલી વિષ્ટા એ સઘળા રોગો આહાર્ય (ખેંચી કહાડવા યોગ્ય) છે. ૧૧

### સ્રાવ કરાવવાયોગ્ય રોગો.

**स्राव्या विद्रधयः पंच भवेयुः सर्वजादृते ॥ १२ ॥**
**कुष्ठानि वायुः सरुजः शोफो यश्चैकदेशजः ।**
**पाल्यामयाः श्लीपदानि विषजुष्टं च शोणितम् १३**
**अर्बुदानि विसर्पाश्च ग्रन्थयश्चादितस्तु ये ।**
**त्रयस्त्रयश्चोपदंशाः स्तनरोगा विदारिका ॥ १४ ॥**
**शौषिरो गलशालूकं कण्टकः कृमिदन्तकः ।**
**दन्तवेष्टः सोपकुशः शीतादो दन्तपुप्पुटः ॥ १५ ॥**
**पित्तासृक्कफजाश्चौष्ठ्याः क्षुद्ररोगाश्च भूयशः ।**

૮ સંનિપાતથી થયેલા વિદ્રધિ શિવાયના બાકીના પાંચે પ્રકારના દુષ્ટ વિદ્રધિઓ, ચામડીના રોગો, જેમાં વેદના થતી હોય એવો વાતરોગ, એક દેશમાં ઉત્પન્ન થયેલો સોજો (વ્રણશોથ-ગુમડું), કાનની બૂટોના રોગો, શ્લીપદ, (હાથી પગાનો રોગ) વિષથી દૂષિત થયેલું રક્ત, રસોળી, રતવા, વાયુથી, પિત્તથી અને કફથી થયેલી ગ્રન્થિઓ, વાયુથી-પિત્તથી અને કફથી થયેલા ઉપદંશો, સ્તનના રોગો, વિદારિકા, શૌષિર, ગલશાલૂક, કંટક, કૃમિદંતક, દંતવેષ્ટક, ઉપકુશ, શીતાદ, દંતપુપ્પુટ, પિત્ત, રક્ત અને કફ એઓથી ઉત્પન્ન થયેલા ઓઠના રોગો અને ઘણાખરા ક્ષુદ્ર રોગો એઓ સ્રાવ કરાવવા યોગ્ય છે. ૧૨-૧૫

### સીવવાયોગ્ય રોગો.

**सीव्या मेदःसमुत्थाश्च भिन्नाः सुलिखिता गदाः ।**
**सद्योव्रणाश्च ये चैव चलसंधिव्यपाश्रयाः ॥ १६ ॥**

૯ મેદથી ઉત્પન્ન થયેલા, ચીરેલા તથા સારી રીતે ખોતરેલા રોગો સીવવા યોગ્ય છે. તુરતમાં થયેલાં વ્રણો તથા હાથ પગ વગેરેના હાલતા સાંધાઓમાં થયેલા વ્રણો પણ સીવવા યોગ્ય છે. ૧૬

### સીવવાને અયોગ્ય વ્રણો.

**न क्षाराग्निविषैर्जुष्टा न वा मारुतवाहिनः ।**
**नान्तर्लोहितशल्याश्च**

૧૦ જે વ્રણો ક્ષાર, અગ્નિ અને વિષ એઓથી થયેલા હોય, જે વ્રણોમાંથી પવન નીકળતો હોય અને જે વ્રણોની અંદર બગડેલું લોહી કે શલ્ય રહી ગયું હોય તે વ્રણોને સીવવા નહી. ૧૭

### સીવવાને અયોગ્ય વ્રણોની ચિકિત્સા.

**तेषु सम्यग्विशोधनम् ॥ १७ ॥**
**पांशुरोमनखादीनि चलमस्थि भवेच्च यत् ।**
**अहृतानि यतोऽमूनि पाचयेयुर्भृशं व्रणम् ॥ १८ ॥**
**रुजश्च विविधाः कुर्युः**

૧૧ ઉપર કહેલા વ્રણોને એકદમ સીવવા નહિ પરંતુ તેઓને સારીરીતે શુદ્ધ કરવા જોઇએ. કેમકે વ્રણની અંદર રહેલા રજ, વાળ, નખ વગેરે શલ્યો અને ખંડિત થયેલું હાડકું એઓને બ્હાર કહાડ્યા વિના જો વ્રણને સીવી દેવામાં આવે તો એ સઘળાં શલ્યો વ્રણને એકદમ પકાવે છે અને વ્રણમાં અનેક પ્રકારની વેદનાઓ ઉત્પન્ન કરે છે. (એટલામાટે વ્રણોને શુદ્ધ કરવા જોઇએ એટલે તેઓની અંદર રહેલા દુષ્ટ રક્ત, શલ્ય વગેરેને કહાડી નાંખવા જોઇએ). ૧૭-૧૮

### વ્રણને ક્યારે સીવવો ?

**तस्मादेतान् विशोधयेत् ।**
**ततो व्रणं समुन्नम्य स्थापयित्वा यथास्थितम् १९**

૧૨ તે માટે વ્રણોને શુદ્ધ કરવા અને વ્રણને શુદ્ધ કર્યા પછી તેને ઉંચો કરી તથા ચામડી વગેરેને બરાબર બેસતાં કરીને પછી તેને સીવવો. ૧૯

### વ્રણને સીવવામાં કેવા દોરાઓનો ઉપયોગ કરવો ?

**सीव्येत् सूक्ष्मेण सूत्रेण वल्कलेनाश्मन्तकस्य वा ।**
**शणजक्षौमसूत्राभ्यां स्नाय्वा वालेन वा पुनः ॥२०॥**
**मूर्वागुडूचीतानैर्वा सीव्येत्;**

૧૩ વ્રણને સીવવામાટે ઝીણા સુતરના દોરા અથવા આસોંદરાની છાલની રેશાઓ, અથવા શણના દોરા, અથવા અળસીના દોરા, અથવા સ્નાયુ, અથવા વાળ, અથવા મૂર્વાના કે ગળોના તાંતણાઓ એમાંની જે વસ્તુ જે સ્થાનમાં યોગ્ય જણાય અથવા જે વસ્તુ તે સમયે મળી આવે તેનો દોરા તરીકે ઉપયોગ કરવો અને તેનાથી વ્રણને સીવવો. ૨૦

### વ્રણને સીવવાના ચાર પ્રકાર.

**वेल्लितकं शनैः ।**
**सीव्येद्गोफणिकां वापि सीव्येद्वा तुन्नसेवनीम् २१**
**ऋजुग्रन्थिमथो वापि यथायोगमथापि वा ।**

૧૪ અનુવેલ્લિતક, ગોફણિકા, તુન્નસેવની અને ઋજુગ્રન્થિ એવા નામના વ્રણને સીવવાના ચાર પ્રકારો છે. એ ચાર પ્રકારોમાંના કોઈ પણ પ્રકારથી અથવા તો જે વ્રણને જે પ્રકાર યોગ્ય જણાય તે પ્રકારથી તે વ્રણને ધીરે ધીરે સીવવો. ૨૧

### વ્રણોને સીવવામાટે સોઇઓ.

**देशेऽल्पमांसे संधौ च सूची वृत्ताङ्गुलद्वयम् ॥२२॥**
**आयता त्र्यङ्गुला त्र्यस्रा मांसले वापि पूजिता ।**
**धनुर्वक्रा हिता मर्मफलकोशोदरोपरि ॥ २३ ॥**
**इत्येतास्त्रिविधाः सूचीस्तीक्ष्णाग्राः सुसमाहिताः ।**
**कारयेन्मालतीपुष्पवृन्ताग्रपरिमण्डलाः ॥ २४ ॥**

૧૫ થોડા માંસવાળા ભાગમાં થયેલા વ્રણને સીવવા માટે ગોળ અને બે આંગળ લાંબી સોઈ હોવી જોઇએ. ઘણા માંસવાળા ભાગમાં થયેલા વ્રણને સીવવામાટે ત્રણ આંગળ લાંબી અને છેડાના ભાગમાં ત્રણ હાંસીયાવાળી સોઈ હોવી જોઇએ. મર્મસ્થળોમાં, વૃષણોમાં કે પેટમાં થયેલા વ્રણોને સીવવામાટે ધનુષના જેવી વાંકી સોઈ હોવી જોઇએ. આ ત્રણે પ્રકારની સોઇઓ તીક્ષ્ણ અણીવાળી, બરાબર પકડી શકાય એવી અને જાઇના ફુલના ડીંટીઆના આગલા ભાગના જેવી ગોળ બનાવવી. ૨૨–૨૪

### વ્રણમાં કયા સ્થાનમાં ટાંકા મારવા?

**नातिदूरे निकृष्टे वा सूचीं कर्मणि पातयेत् ।**
**दूराद्रुजो व्रणौष्ठस्य सन्निकृष्टेऽवलुञ्चनम् ॥ २५ ॥**

૧૬ વ્રણને સીવતી વખતે વ્રણના મ્હોડાથી બહુ સમીપમાં કે બહુ દૂર સોઇથી ટાંકા મારવા નહી. કેમકે વ્રણના મ્હોડાની બહુ સમીપમાં ટાંકા મારીને સીવવાથી ટાંકા ઉતરડાઈ જાય છે-ત્રુટી જાય છે અને વ્રણના મ્હોડાથી બહુ દૂર ટાંકા મારીને સીવવાથી વ્રણમાં વેદના થાય છે. ૨૫

### વ્રણને સીવ્યા પછીની ચિકિત્સા.

**अथ क्षौमपिचुच्छन्नं सुस्यूतं प्रतिसारयेत् ।**
**प्रियङ्ग्वञ्जनयष्ट्याह्वरोध्रचूर्णैः समन्ततः ॥ २६ ॥**
**शल्लकीफलचूर्णैर्वा क्षौमध्यामेन वा पुनः ।**
**ततो व्रणं यथायोगं बद्ध्वाचारिकमादिशेत् ॥ २७ ॥**
**एतदष्टविधं कर्म समासेन प्रकीर्तितम् ।**
**चिकित्सितेषु कार्त्स्न्येन विस्तरस्तस्य वक्ष्यते २८**

૧૭ વ્રણને સારી રીતે સીવી લીધા પછી અલસીના રેશાઓથી બનાવેલા વસ્ત્રથી તથા રુના પુંભડાથી વ્રણને ઢાંકી, તેની ચોતરફ ઘઉંલા, રસવન્તી, જેઠીમધ અને લોધર એઓનું ચૂર્ણ અથવા સાલેડાના ફળનું ચૂર્ણ અથવા અલસીના રેશાઓથી બનાવેલા વસ્ત્રની રાખનું ચૂર્ણ ભરભરાવીને તેને યોગ્ય બંધથી બાંધી લેવો. તે પછી (સૂત્રસ્થાનના 'વ્રણિતોપાસનીય' નામના ૧૯મા અધ્યાયમાં કહેલા) આહારાવહારના નિયમો તેને બતાવી દેવા. આ આઠ પ્રકારના શસ્ત્રકર્મવિષે અહીં સંક્ષેપથી કહેવામાં આવ્યું છે. ચિકિત્સાસ્થાનમાં એ વિશે વિસ્તારથી વિવેચન કરવામાં આવશે. ૨૬–૨૮

### શસ્ત્રપ્રયોગ કરતી વખતે ચાર પ્રકારની આપત્તિની સંભાળ રાખવી.

**हीनातिरिक्तं तिर्यक्च गात्रच्छेदनमात्मनः ।**
**एताश्चतस्रोऽष्टविधे कर्मणि व्यापदः स्मृताः ॥२९॥**

૧૮ આઠે પ્રકારનાં શસ્ત્રકર્મ કરતી વખતે શસ્ત્રનો જેટલો જોઇએ તેથી ઓછો પ્રયોગ થવો અથવા વધારે પ્રયોગ થવો, શસ્ત્રનું વાંકું જવું તથા શસ્ત્રપ્રયોગ કરનારનું પોતાનું અંગ કપાઈ જવું એ રીતે ચાર પ્રકારની આફતો બને છે. એટલા માટે એવી રીતે સાવધાની રાખીને શસ્ત્રપ્રયોગ કરવો કે જેથી આ ચાર પ્રકારની આપત્તિઓ બનવા પામે નહીં. ૨૯

### શસ્ત્રપ્રયોગના હીનયોગથી વિકારો થવાનો સંભવ.

**अज्ञानलोभाहितवाक्ययोग-**
**भयप्रमोहैरपरैश्च भावैः ।**
**यदा प्रयुञ्जीत भिषक्कुशस्त्रं**
**तदा सदोषान्कुरुते विकारान् ॥ ३० ॥**

૧૯ જો વૈદ્ય અજ્ઞાન, લોભ, શત્રુઓની શીખવણી, ભય તથા મોહ એ કારણોથી અથવા તો બીજાં કારણોથી શસ્ત્રનો હીનપ્રયોગ કરે તો તેથી બીજા પણ કેટલાએક વિકારો ઉત્પન્ન થાય છે. ૩૦

### શસ્ત્રાદિકની ક્રિયા નહિ જાણનારા મૂર્ખ વૈદ્ય પાસે શસ્ત્રાદિકની ક્રિયા કરાવવી નહિ.

**तं क्षारशस्त्राग्निभिरौषधैश्च**
**भूयोऽभियुञ्जानमयुक्तियुक्तम् ।**

जिजीविषुर्दूरत एव वैद्यं
विवर्जयेदुग्रविषाग्नितुल्यम् ॥ ३१ ॥

૨૦ શસ્ત્રની બરોબર યોજના કરી નહિ જાણનારો મૂર્ખ વૈદ્ય જો ફરીવાર પણ ક્ષાર, શસ્ત્ર, અગ્નિ કે ઔષધ એઓનો પ્રયોગ કરવાને તૈયાર થાય તો જીવવાની ઇચ્છા રાખનારા રોગીએ તેને ભયંકર વિષ અને અગ્નિના જેવો પ્રાણ હરનાર સમજીને દૂરથી જ ત્યાગ કરી દેવો. ૩૧

**મૂર્ખ વૈદ્ય પ્રાણનો પણ નાશ કરે છે.**

तदेव युक्तं त्वतिमर्मसंधीन्
हिंस्याच्छिरां स्नायुमथास्थि चैव ।
मूर्खप्रयुक्तं पुरुषं क्षणेन
प्राणैर्वियुञ्ज्यादथवा कथंचित् ॥ ३२ ॥

૨૧ જો મૂર્ખ વૈદ્ય શસ્ત્રનો અતિયોગ કરે તો તેથી મર્મ, સન્ધિ, શિરા, સ્નાયુ અને અસ્થિ કપાઈ જાય છે અથવા તો કોઈ વખત ક્ષણમાત્રમાં મનુષ્યના પ્રાણનો પણ નાશ કરે છે. ૩૨

**મર્મમાં શસ્ત્રનો જખમ થવાથી થનારા રોગો.**

भ्रमः प्रलापः पतनं प्रमोहो
विचेष्टनं संस्त्रपनोष्णता च ।
स्रस्तांगता मूर्छनमूर्ध्ववात-
स्तीव्रा रुजो वातकृताश्च तास्ताः ॥ ३३ ॥
मांसोदकाभं रुधिरं च गच्छे-
त्सर्वेन्द्रियार्थोपरमस्तथैव ।
दशार्द्धसंख्येष्वपि हि क्षतेषु
सामान्यतो मर्मसु लिङ्गमुक्तम् ॥ ३४ ॥

૨૨ માંસમર્મ, શિરામર્મ, સન્ધિમર્મ, સ્નાયુમર્મ અને અસ્થિમર્મ એ પાંચ પ્રકારના મર્મોમાં શસ્ત્રથી જખમ થયો હોય તો માથામાં ચકરી આવવી, બકવું, પડી જવું, ચિત્તનું અસ્વસ્થ થવું, શરીરના વ્યાપારોનું બંધ પડી જવું, બલનો ક્ષય થવો, શરીરમાં ઉષ્ણતા થવી, અંગોનું શિથિલ થવું, મૂર્ચ્છા આવી જવી, શ્વાસ થવો, વાયુથી નાના પ્રકારની વેદનાઓ થવી અને સઘળી ઇન્દ્રિયોની ક્રિયાઓનું બંધ પડી જવું એ લક્ષણો થાય છે તથા જખમમાંથી માંસના ધોણ જેવો સ્રાવ અને રક્ત વ્હેવા માંડે છે. ૩૩-૩૪

**શિરા કપાઈ ગઈ હોય તેનાં લક્ષણ.**

सुरेन्द्रगोपप्रतिमं प्रभूतं
रक्तं स्रवेत्तैः क्षततश्च वायुः ।
करोति रोगान् विविधान् यथोक्ता-
ञ्छिन्नासु भिन्नास्वथवा शिरासु ॥ ३५ ॥

૨૩ શસ્ત્રપ્રયોગ કરતાં શિરા કપાઈ જાય કે ચીરાઈ જાય તો જખમમાંથી ઇન્દ્રગોપ નામના કીડાના જેવું રાતું લોહી બહુજ સ્રવવા લાગે છે અને તેથી (સૂત્રસ્થાનના 'શોણિતવર્ણનીય' નામના ૧૪મા અધ્યાયમાં કહેલા) રક્તનો અતિસ્રાવ થવાથી કોપાયમાન થયેલો વાયુ માથું દુખવું વગેરે વિવિધ રોગોને ઉત્પન્ન કરે છે. ૩૫

**સ્નાયુ કપાઈ ગયો હોય તેનાં લક્ષણ.**

कौब्ज्यं शरीरावयवावसादः
क्रियास्वशक्तिस्तुमुला रुजश्च ।
चिराद्व्रणो रोहति यस्य चापि
तं स्नायुविद्धं मनुजं व्यवस्येत् ॥ ३६ ॥

૨૪ શસ્ત્રક્રિયા કરતાં સ્નાયુમાં જખમ થયો હોય તો શરીર ખુંધુ થઈ જાય છે, શરીરના અવયવોમાં પીડા થાય છે, સઘળું શરીર સબળી ક્રિયાઓ કરવામાં અશક્ત થઈ જાય છે, ગંભીર વેદનાઓ થાય છે અને વ્રણ ઘણે દિવસે રુઝાય છે. ૩૬

**ચલ અને અચલ સંધિમાં જખમ થયો હોય તેનાં લક્ષણ.**

शोफातिवृद्धिस्तुमुला रुजश्च
बलक्षयः पर्वसु भेदशोफौ ।
क्षतेषु संधिष्वचलाचलेषु
स्यात्संधिकर्मोपरतिश्च लिङ्गम् ॥ ३७ ॥

૨૫ શસ્ત્રક્રિયા કરતાં ચલ કે અચલ સન્ધિમાં જખમ થયો હોય તો સોજો બહુજ વધી પડે છે, ભયંકર વેદનાઓ થાય છે, બલનો ક્ષય થાય છે, સાંધાઓમાં ભાંગવા જેવી પીડા અને સોજો થાય છે તથા તે સન્ધિની સઘળી ક્રિયાઓ બંધ પડી જાય છે. ૩૭

**હાડકામાં જખમ થયો હોય તેનાં લક્ષણ.**

घोरा रुजो यस्य निशादिनेषु
सर्वास्ववस्थासु न शान्तिरस्ति ।
तृष्णाङ्गसादौ श्वयथुश्च रुक्च
तमस्थिविद्धं मनुजं व्यवस्येत् ॥ ३८ ॥

૨૬ શસ્ત્રક્રિયા કરતાં હાડકામાં જખમ થયો હોય તો રાતદિવસ ભયંકર વેદનાઓ થાય છે, કોઈ પણ અવસ્થાઓમાં રોગીને શાંતિ મળતી નથી, તરશ લાગ્યા કરે છે, શરીર સુસ્ત થઈ જાય છે, જખમમાં સોજો ચ્હડી આવે છે અને પીડા થાય છે. ૩૮

**સંધિ, શિરા, સ્નાયુ, અથવા તો હાડકું પોતાના મર્મ સાથે જખમાયાં હોય તો તેનાં લક્ષણો.**

यथास्वमेतानि विभावयेयु-
र्लिङ्गानि मर्मस्वभिताडितेषु ।

૨૭ સંધિ, શિરા, સ્નાયુ કે હાડકું પોતાનાં મર્મ સાથે છેદાયાં હોય તો ઉપર કહ્યા પ્રમાણે એક એકનાં ચિહ્ન થાય છે તથા આ અધ્યાયમાં કહ્યા પ્રમાણે ભ્રમ, અસંબદ્ધભાષણ વગેરે ચિહ્નો પણ થાય છે.

**માંસના મર્મમાં જખમ થવાથી થનારાં ચિહ્ન.**

**स्पर्शं न जानाति विपाण्डुवर्णो**
**यो मांसमर्मण्यभिताडितः स्यात् ॥ ३९ ॥**

૨૮ શસ્ત્રક્રિયા કરતી વખતે માંસના મર્મભાગમાં જખમ થાય તો તે મનુષ્યને કોઇપણ પ્રકારના સ્પર્શની ખબર પડતી નથી અને શરીરનો વર્ણ (રંગ) અત્યંત ફીકો પડી જાય છે. ૩૯

**શસ્ત્રક્રિયા કરતાં પોતાનાંજ શરીરને કાપી નાખનારા વૈદ્યનો ત્યાગ કરવો.**

**आत्मानमेवाथ जघन्यकारी**
**शस्त्रेण यो हन्ति हि कर्म कुर्वन् ।**
**तमात्मवानात्महनं कुवैद्यं**
**विवर्जयेदायुरभीप्समानः ॥ ४० ॥**

૨૯ ખરાબ રીતે શસ્ત્રક્રિયા કરનારો જે વૈદ્ય શસ્ત્રકર્મ કરતી વખતે શસ્ત્રથી પોતાનુંજ અંગ કાપી નાખે તે આત્મઘાતી વૈદ્યને જીવવાની ઇચ્છા રાખનારા બુદ્ધિમાન્ રોગીએ છોડી જ દેવો. ૪૦

**શસ્ત્રો આડાંઅવળાં નાંખવાથી થનારા દોષો.**

**तिर्यक्प्रणिहिते शस्त्रे दोषाः पूर्वमुदाहृताः ।**
**तस्मात्परिहरन्दोषान्कुर्याच्छस्त्रनिपातनम् ॥ ४१ ॥**

૩૦ શસ્ત્ર આડુંઅવળું નાંખવાથી જે દોષો (નુકસાનો) થાય છે તે પૂર્વે (સૂત્રસ્થાનના અગ્રોપહરણીય નામના પાંચમા અધ્યાયના ૧૪ મા સૂત્રમાં) કહેલા છે. તે માટે પાંચમા અધ્યાયમાં કહેલા દોષોનો ત્યાગ કરીને અર્થાત્ તેવા દોષો નહિ કરતાં શસ્ત્રક્રિયા કરવી. ૪૧

**વૈદ્યે રોગીનું પુત્રવત્ પાલન કરવાનાં કારણ.**

**मातरं पितरं पुत्रान्बान्धवानपि चातुरः ।**
**अप्येतानभिशङ्केत वैद्ये विश्वासमेति च ॥ ४२ ॥**
**विसृजत्यात्मनात्मानं न चैनं परिशङ्कते ।**
**तस्मात्पुत्रवदेवैनं पालयेदातुरं भिषक् ॥ ४३ ॥**

૩૧ રોગી પોતાનાં મા, બાપ, પુત્રો અને સગાસંબન્ધીઓ એઓના ઉપર પણ કદાચ શંકા રાખે છે પરંતુ વૈદ્યના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે અને પંડે જ પોતાનું શરીર વૈદ્યના હાથમાં સોંપી દે છે તેમ તેની ઉપર કદી પણ શંકા લાવતો નથી. તે માટે વૈદ્યે પુત્રની પેઠે જ રોગીનું પાલન કરવું જોઇએ. ૪૨-૪૩

**રોગને માટે ક્રિયાઓનો નિર્ણય.**

**कर्मणा कश्चिदेकेन द्वाभ्यां कश्चित्त्रिभिस्तथा ।**
**विकारः साध्यते कश्चिच्चतुर्भिरपि कर्मभिः ॥४४॥**

૩૨ કોઈ રોગ એક ક્રિયાથી, કોઈ રોગ બે ક્રિયાથી, કોઈ રોગ ત્રણ ક્રિયાથી અને કોઈ રોગ ચાર ક્રિયાથી પણ મટી શકે છે. ૪૪

**ઉત્તમ ચિકિત્સા કરવાથી ધર્માદિકનો લાભ થાય છે.**

**धर्मार्थौ कीर्तिमत्यर्थं सतां ग्रहणमुत्तमम् ।**
**प्राप्नुयात्स्वर्गवासं च हितमारभ्य कर्मणा ॥ ४५ ॥**

૩૩ વૈદ્ય ચિકિત્સાથી રોગીનું હિત કરીને ધર્મ, અર્થ, મહાન્ કીર્તિ, સત્પુરુષો તરફથી ઉત્તમ માન અને સ્વર્ગમાં વાસ એઓને પ્રાપ્ત કરે છે. ૪૫

---

## અધ્યાય ૨૬ મો

### [1]પ્રનષ્ટશલ્યવિજ્ઞાનીય (શરીરમાં ગુમ થઈ ગયેલાં શલ્યના વિજ્ઞાન વિશે.)

**ઉપક્રમ.**

**अथातः प्रणष्टशल्यविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે-હવે અહીંથી હું 'પ્રનષ્ટશલ્યવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

**શલ્ય શબ્દની વ્યુત્પત્તિ.**

**'शल' 'श्वल' आशुगमने धातुस्तस्य शल्यमिति रूपम् ॥ ३ ॥**

૨ સંસ્કૃત ભાષામાં 'शल' ધાતુનો અર્થ 'જલદી જવું' એવો થાય છે અને એ ધાતુને 'यत्' એવો કૃત પ્રત્યય લાગવાથી 'शल्य' એવું રૂપ થાય છે. ૩

**શલ્યના ભેદો.**

**तद्द्विविधं शारीरमागन्तुकं च ॥ ४ ॥**

૩ તે શલ્ય શારીર અને આગન્તુ એ ભેદોથી બે પ્રકારનું છે. ૪

**આ શાસ્ત્રનું શલ્યશાસ્ત્ર નામ પડવાનું કારણ.**

**सर्वशरीराबाधकरं शल्यं तदिहोपदिश्यत इत्यतः शल्यशास्त्रम् ॥ ५ ॥**

૪ સર્વ શરીરને અથવા તેના કોઈ પણ ભાગને પીડા કરનારી જે વસ્તુ તેને 'શલ્ય' કહેવામાં આવે છે અને તે 'શલ્ય'નું આ તન્ત્રમાં વર્ણન કરવામાં આવ્યું છે એટલા માટે આ શાસ્ત્રને 'શલ્યશાસ્ત્ર' એવું નામ આપવામાં આવે છે. ૫

---

[1] શલ્ય કહેતાં શરીરમાં ઝડપથી પ્રવેશ કરીને પીડા કરનારો પદાર્થ. અને પ્રણષ્ટ કહેતાં ગુમ થઈ જવું. શરીરમાં ગુમ થઈ ગયેલાં શલ્યના જ્ઞાનનો અધિકાર કરીને આ અધ્યાય કહ્યો છે તેથી આ અધ્યાય प्रणष्टशल्यविज्ञानीय નામનો કહેવાય છે.

### શારીર અને આગંતુ શલ્યનાં લક્ષણો.

**तत्र शारीरं रोमनखादि धातवोऽन्नमला दोषाश्च दुष्टाः । आगन्त्वपि शारीरशल्यव्यतिरेकेण यावन्तो भावा दुःखमुत्पादयन्ति ॥ ६ ॥**

૫ શારીર અને આગંતુ એ બે પ્રકારના શલ્યોમાં દુષ્ટ થયેલાં-રોગગ્રસ્ત થયેલાં રુવાંડા, નખ, પાંપણ વગેરે વસ્તુઓ, રસ, રક્ત વગેરે ધાતુઓ, મૂત્ર, પુરીષ વગેરે અન્નના મળો અને વાયુ વગેરે દોષો એઓને 'શારીર-શલ્ય' કહેવામાં આવે છે અને શારીર શલ્યો શિવાય બીજા તૃણ, કાષ્ઠ, પાષાણ વગેરે જેટલા પદાર્થો શરીરમાં અને મનમાં દુઃખ ઉત્પન્ન કરે છે તેઓને 'આગન્તુ શલ્ય' કહેવામાં આવે છે. ૬

### શલ્યનું સ્વરૂપ.

**अधिकारो हि लोहवेणुवृक्षतृणशृङ्गास्थिमयेषु तत्रापि विशेषतो लोहेष्वेव, विशसनार्थोपपन्नत्वाल्लोहस्य । लौहानामपि दुर्वारत्वादणुमुखत्वाद्दूरप्रयोजनकरत्वाच्च शर एवाधिकृतः ॥ ७ ॥**

૬ લોઢું, વાંસ, લાંકડાં, ખડ, શીંગડાં, અને હાડકાં એ પદાર્થોમાં શલ્ય થવાની યોગ્યતા છે (એટલે એ પદાર્થોનાં શલ્યો બને છે) તેઓમાં પણ વળી લોઢામાં શલ્ય થવાની વિશેષ યોગ્યતા છે. કેમકે બીજા પદાર્થો કરતાં લોઢું મારવાના કામમાં વધારે ઉપયોગી છે. લોઢાના પદાર્થોમાં પણ બાણમાંજ શલ્ય થવાની વિશેષ યોગ્યતા છે કેમકે બાણનું મુસ્કેલીથી વારણ થઈ શકે છે, તેનું મ્હોડું ઝીણી અણીવાળું હોય છે અને તે છેટેથી ધારેલા પ્રયોજનને (નીશાનને) પાર પાડી શકે છે (વીંધી શકે છે). ૭

### બે પ્રકારનાં બાણ.

**स द्विविधः कर्णी श्लक्ष्णश्च । तत्र प्रायेण विविधवृक्षपत्रपुष्पफलतुल्याकृतयो व्याख्याता व्यालमृगपक्षिवक्त्रसदृशाश्च ॥ ८ ॥**

૭ એ બાણો કર્ણી (કાનવાળા) અને શ્લક્ષ્ણ-(કાન વગરના-સીધા) એમ બે પ્રકારના થાય છે. બાણનું મ્હોડું ઘણું કરીને નાના પ્રકારના વૃક્ષોનાં પાનડા, ફુલ અને ફલ એઓના જેવી આકૃતિવાળું અથવા હિંસક પશુઓ અને પક્ષિઓના મ્હોડાના જેવી આકૃતિવાળું હોય છે. ૮

### શરીરમાં શલ્યની પાંચ પ્રકારે ગતિ થાય છે.

**सर्वशल्यानां तु महतामणूनां वा पञ्चविधो गतिविशेष ऊर्ध्वमधोऽर्वाचीनस्तिर्यगृजुरिति ॥ ९ ॥**

૮ મ્હોટાં કે ન્હાનાં સઘળાં શલ્યો શરીરમાં ઉંચે, નીચે પાછળથી આડાં અને સીધાં એમ પાંચ પ્રકારે ગતિ કરે છે (પ્રવેશ કરે છે-જાય છે.) ૯

### શલ્યો શરીરના કયા સ્થાનોમાં રહે છે?

**तानि यदा वेगक्षयात्प्रतिघाताद्वा त्वगादिषु व्रणवस्तुष्ववतिष्ठन्ते धमनीस्रोतोऽस्थितच्छिद्रपेशीप्रभृतिषु वा शरीरप्रदेशेषु ॥ १० ॥**

૯ તે શલ્યો શરીરમાં દાખલ થયા પછી વેગ બન્ધ પડવાથી અથવા તો વેગનો પ્રતિઘાત થવાથી શરીરમાં જ અટકીને ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ, સન્ધિ, કોઠો અને મર્મ એ આઠ વ્રણને ઉત્પન્ન થવાના સ્થાનોમાં અથવા ધમનીઓમાં, સ્રોતોમાં, અસ્થિઓમાં, અસ્થિઓનાં છિદ્રોમાં અથવા તો માંસની પેશીઓમાં એ રીતે શરીરના પ્રદેશોમાં દાખલ થઇને રહે છે. ૧૦

### શરીરમાં રહેલાં શલ્યનાં લક્ષણ કહેવાની પ્રતિજ્ઞા.

**तत्र शल्यलक्षणमुच्यमानमुपधारय ।**
**तच्च द्विविधं सामान्यं वैशेषिकं च ॥ ११ ॥**

૧૦ શરીરમાં રહેલા શલ્યનાં લક્ષણ કહું છું તે સાંભળો:-શરીરમાં રહેલા શલ્યનાં સામાન્ય લક્ષણો અને વિશેષ લક્ષણો એ રીતે બે પ્રકારનાં લક્ષણો છે. ૧૧

### શરીરમાં રહેલાં શલ્યનાં સામાન્ય લક્ષણ.

**श्यावं पिडकावन्तं शोफवेदनावन्तं मुहुर्मुहुः शोणितास्राविणं बुद्बुदवदुन्नतं मृदुमांसं च व्रणं जानीयात्सशल्योऽयमिति सामान्यलक्षणमेतदुक्तम् ॥ १२ ॥**

૧૧ જો વ્રણ કાળો પડી ગયો હોય, તેમાં ફોડલીઓ થયેલી હોય, સોજો ચ્હડેલો હોય, વેદનાઓ થતી હોય, વારંવાર માંહેથી રક્ત સ્રવતું હોય, વ્રણ પરપોટાની પેઠે ઉપસેલો હોય અને તેનું માંસ નરમ હોય તો જાણવું કે આ વ્રણમાં શલ્ય રહી ગયું છે. આ પ્રમાણે શરીરમાં રહેલાં શલ્યનાં આ સામાન્ય લક્ષણ કહ્યાં. ૧૨

### શરીરમાં રહેલાં શલ્યનાં વિશેષ લક્ષણ.

**वैशेषिकं तु त्वग्गते विवर्णः शोफो भवत्यायतः कठिनश्च ॥ १३ ॥**

૧૨ શરીરમાં રહેલા શલ્યનાં વિશેષ લક્ષણ આ પ્રમાણે છે:-શલ્ય જો ત્વચામાં રહેલું હોય તો તે સ્થાનમાં ચામડીના રંગથી જુદા રંગનો, લાંબો અને કઠણ સોજો થાય છે. ૧૩

### માંસમાં રહેલાં શલ્યનાં લક્ષણ.

**मांसगते शोफाभिवृद्धिः शल्यमार्गानुपसंरोहः पीडनासहिष्णुता चोषपाकौ च । पेश्यन्तरस्थेऽप्येतदेव चोषशोफवर्जम् ॥ १४ ॥**

૧૩ શલ્ય જો માંસમાં રહેલું હોય તો તે સ્થાનમાં એકદમ સોજો ચ્હડે છે, શલ્યનો માર્ગ રુઝાતો નથી, દબાણ ખમી શકાતું નથી (દબાય તો વેદના થાય છે), ચૂસાવા જેવી વેદના થાય છે અને વ્રણ પાકી આવે છે. શલ્ય જો માંસપેશીમાં રહેલું હોય તો સોજો અને

ચૂસાવા જેવી વેદના સિવાય બાકીનાં સઘળાં ઉપર કહેલાં લક્ષણો થાય છે. ૧૪

**શિરામાં રહેલાં શલ્યનાં લક્ષણ.**

**शिरागते शिराध्मानं शिराशूलं शिराशोफश्च ॥१५॥**

૧૪ શલ્ય જો શિરામાં રહેલું હોય તો શિરા ફુલી આવે છે અને શિરામાં સોજો તથા શૂળ થાય છે. ૧૫

**સ્નાયુમાં રહેલાં શલ્યનાં લક્ષણ.**

**स्नायुगते स्नायुजालोत्क्षेपणं संरम्भश्चोग्रा रुकच १६**

૧૫ શલ્ય જો સ્નાયુમાં રહેલું હોય તો સ્નાયુનું જાળું ઉંચું થઈ આવે છે, તેમાં સોજો થાય છે અને ઉગ્ર વેદનાઓ થાય છે. ૧૬

**સ્રોતસમાં રહેલાં શલ્યનાં લક્ષણ.**

**स्रोतोगते स्रोतसां स्वकर्मगुणहानिः ॥ १७ ॥**

૧૬ શલ્ય જો સ્રોતોમાં રહેલું હોય તે તે સ્રોતોના પોતપોતાના ગુણોની અને કર્મોની હાનિ થાય છે. ૧૭

**ધમનીમાં રહેલાં શલ્યનાં લક્ષણ**

**धमनीस्थे सफेनं रक्तमीरयन्ननिलः सशब्दो निर्गच्छत्यङ्गमर्दः पिपासा हृल्लासश्च ॥ १८ ॥**

૧૭ શલ્ય જો ધમનીમાં રહેલું હોય તો પવન વ્રણમાંથી ફીણવાળાં રુધિરને બહાર કહાડતો અને અવાજ કરતો નીકળે છે, અંગો ભાંગે છે, તરશ લાગ્યા કરે છે અને મોળ આવે છે. ૧૮

**હાડકામાં રહેલાં શલ્યનું લક્ષણ.**

**अस्थिगते विविधवेदनाप्रादुर्भावः शोफश्च । अस्थिविवरगतेऽस्थिपूर्णताऽस्थितोदः संहर्षो बलवाश्च ॥ १९ ॥**

૧૮ શલ્ય જો હાડકામાં રહેલું હોય તો સોજો તથા અનેક પ્રકારની વેદનાઓ થાય છે અને હાડકાના છિદ્રમાં રહેલું હોય તો હાડકું ભરાઈ ગયા જેવું લાગે છે, હાડકામાં સોઈઓ ભોંકાતી હોય એવી વેદના થાય છે અને રૂવાડાં એકદમ ઉભાં થઈ જાય છે. ૧૯

**સંધિમાં રહેલાં શલ્યનું લક્ષણ.**

**संधिगतेऽस्थिवच्चेष्टोपरमश्च ॥ २० ॥**

૧૯ શલ્ય સન્ધિમાં રહેલું હોય તો હાડકામાં રહેલા શલ્યનાં જે લક્ષણો ઉપર કહેલાં છે તે સઘળાં લક્ષણો થાય છે અને તે સન્ધિની અંગને સંકોચવાની અને પ્રસારવાની ક્રિયાની હાનિ થાય છે. શક્તિ ઓછી થઈ જાય છે. ૨૦

**કોઠામાં રહેલાં શલ્યનાં લક્ષણ.**

**कोष्ठगते आटोपानाहौ मूत्रपुरीषाहारदर्शनं च व्रणमुखात् ॥ २१ ॥**

૨૦ શલ્ય જો કોઠામાં રહેલું હોય તો પેટમાં દુખાવો [illegible]

કબજીયત રહે છે તથા વ્રણના મ્હોડામાંથી મૂત્ર–વિષ્ઠા અને ખાધેલું અન્ન નીકળે છે. ૨૧

**મર્મસ્થાનમાં રહેલાં શલ્યનાં લક્ષણ.**

**मर्मगते मर्मविद्धवच्चेष्टते ॥ २२ ॥**

૨૧ શલ્ય જો મર્મસ્થાનમાં રહેલું હોય તો (સૂત્રસ્થાનના 'અષ્ટવિધશસ્ત્રકર્મીય' એ નામના ૨૫ મા અધ્યાયમાં) શિરા વગેરેના મર્મોમાં જખમ થવાનાં જે લક્ષણો કહેલાં છે તે લક્ષણો થાય છે, અને મર્મમાં વિંધાયલા પુરુષની પેઠે તે પુરુષ હાલચાલ કરે છે. ૨૨

**લક્ષણો અસ્પષ્ટ દેખાવાનું કારણ.**

**सूक्ष्मगतिषु शल्येष्वेतान्येव लक्षणान्यस्पष्टानि भवन्ति ॥ २३ ॥**

૨૨ જો શલ્યોની ગતિ સૂક્ષ્મ હોય તો ઉપર કહેલાં સઘળાં લક્ષણો અસ્પષ્ટ રીતે દેખાય છે. ૨૩

**કેવી સ્થિતિમાં શલ્યો શરીરમાં ગુમ થાય છે અને તે કયારે પીડા કરે છે?**

**महान्ति स्वल्पानि वा शुद्धदेहानामनुलोमसन्निविष्टानि रोहन्ति विशेषतः कण्ठस्रोतःशिरात्वक्पेश्यस्थिविवरेषु । दोषप्रकोपव्यायामाभिघाताजीर्णेभ्यः प्रचलितानि पुनर्बाधन्ते ॥ २४ ॥**

૨૩ મ્હોટાં અથવા તો ન્હાનાં શલ્યો, જેઓનાં શરીરો શુદ્ધ હોય (વાયુ વગેરે દોષોથી દૂષિત થયેલાં ન હોય) તેઓનાં શરીરોમાં વિશેષે કરીને કંઠ, સ્રોતસ, શિરા, ચામડી, માંસપેશી અને હાડકાંના છિદ્રો એઓમાં જો અનુલોમ (સવળી) રીતે પેઠેલાં હોય તો પાક વિગેરે થાતાં નથી અને શલ્યનો માર્ગ રુઝાઈ જઈને શલ્ય અંદર જ ગૂમ થઈ જાય છે. પરંતુ તે ગૂમ થયેલાં શલ્યો જો દોષના પ્રકોપથી, મ્હેનત કરવાથી, અભિઘાત થવાથી (લાગવાથી) કે અજીર્ણ થવાથી ચલાયમાન થાય છે (હલે છે) તો પાછાં પીડા કરે છે. ૨૪

**ચામડીમાં રહેલાં શલ્યની પરીક્ષા.**

**तत्र त्वक्प्रणष्टे स्निग्धस्विन्नायां मृन्माषयवगोधूमगोमयमृदितायां त्वचि यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् । स्त्यानघृतमृच्चन्दनकल्कैर्वा प्रदिग्धायां शल्योष्मणाशु विसरति घृतमुपशुष्यति वा लेपो यत्र तत्र शल्यं विजानीयात् ॥ २५ ॥**

૨૪ શલ્ય જો ચામડીમાં ગૂમ થઈ ગયું હોય તો ચામડી ઉપર પ્રથમ સ્નેહ (ઘી તેલ વગેરે) ચોળી, તેને સ્વેદ (સેક કે બાફ) આપીને પછી તેના ઉપર માટી, અડદ, જવ, ઘઉં, અને છાંણા એઓનું ચૂર્ણ ચોળતાં ચામડીમાં જે જગોએ સોજો અથવા તો વેદના થાય તે જગોએ શલ્ય છે, એમ જાણવું. અથવા ચામડી ઉપર [illegible]

કરતાં જે જગોએ શલ્યની ગરમીથી તુરત ઘી પીંગળી જઈને સરકી જાય અથવા માટીનો કે ચંદનનો લેપ સુકાઈ જાય તે જગોએ શલ્ય છે એમ જાણવું. ૨૫

**માંસમાં રહેલાં શલ્યની પરીક્ષા.**

**मांसप्रणष्टे स्नेहस्वेदादिभिः क्रियाविशेषैराविरुद्धैरातुरमुपपादयेत् । कर्शितस्य तु शिथिलीभूतमनवबद्धं क्षुभ्यमाणं यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं विजानीयात् ॥ २६ ॥**

૨૫ શલ્ય જો માંસમાં ગૂમ થઈ ગયું હોય તો રોગીને અનુકૂલ આવે એવી સ્નેહ, સ્વેદ વગેરે ક્રિયાઓ કરવી. આ ક્રિયાઓથી રોગીનું શરીર કૃશ થવાથી તેનું શલ્ય ઢીલું થઈ, છુટું પડીને ક્ષોભ પામતાં–હાલતાં જે જગોએ સોજો કે વેદના થાય તે જગોએ શલ્ય છે એમ જાણવું. ૨૬

**કોઠા વગેરેમાં રહેલાં શલ્યની પરીક્ષા.**

**कोष्ठास्थिसंधिपेशीविवरेष्ववस्थितमेवं परीक्षेत २७**

૨૬ શલ્ય જો કોઠામાં, હાડકાના છિદ્રમાં, સન્ધિના છિદ્રમાં કે માંસપેશીના છિદ્રમાં ગૂમ થઈ ગયું હોય તો તેની પણ એવીજ રીતે પરીક્ષા કરવી. ૨૭

**શિરા, ધમની, સ્રોતસ્ કે સ્નાયુમાં ગુમ થયેલાં શલ્યની પરીક્ષા.**

**शिराधमनीस्रोतःस्नायुप्रणष्टे खण्डचक्रसंयुक्ते याने व्याधितमारोप्याशु विषमेऽध्वनि यायाद्यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् २८**

૨૭ શલ્ય જો શિરામાં, ધમનીમાં, સ્રોતોમાં કે સ્નાયુમાં ગૂમ થઈ ગયું હોય તો રોગીને એક ભાંગેલા પઇડાંવાળી ગાડીમાં બેસાડીને ઉંચા નીચા માર્ગમાં જોસથી–વેગથી ફેરવવો. એમ કરતાં ગાડીનો ધબકારો લાગવાથી જે જગોએ સોજો કે વેદના થાય તે જગોએ શલ્ય છે એમ જાણવું. ૨૮

**હાડકામાં ગુમ થયેલાં શલ્યની પરીક્ષા.**

**अस्थिप्रणष्टे स्नेहस्वेदोपपन्नान्यस्थीनि बन्धनपीडनाभ्यां भृशमुपचरेद्यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् ॥ २९ ॥**

૨૮ શલ્ય જો હાડકામાં ગૂમ થયેલું હોય તો પ્રથમ રોગીના હાડકાંને ઘી વગેરે સ્નેહપદાર્થ ચોળી, સ્વેદ (સેક કે બાફ) આપી પછી તેને જોરથી બાંધવાં અને દબાવવાં. એમ કરવાથી હાડકામાં જે જગોએ સોજો કે વેદના થાય તે જગોએ શલ્ય છે એમ જાણવું. ૨૯

**સંધિઓમાં ગુમ થયેલાં શલ્યની પરીક્ષા.**

**संधिप्रणष्टे स्नेहस्वेदोपपन्नान् संधीन्प्रसारणाकुञ्चनबन्धनपीडनैर्भृशमुपाचरेद्यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यमिति जानीयात् ॥ ३० ॥**

૨૯ શલ્ય જો સન્ધિઓમાં ગૂમ થઈ ગયું હોય તો પ્રથમ સન્ધિનાં સ્થાનોને ઘી વગેરે સ્નેહપદાર્થ ચોળી, સ્વેદ આપીને પછી સન્ધિનાં સ્થાનોને સારી પેઠે ફેલાવવાં, સંકોચાવવાં, બાંધવાં તથા દબાવવાં. એમ કરતાં સંધિના જે સ્થાનમાં સોજો કે વેદના થાય તે સ્થાનમાં શલ્ય છે એમ સમજવું. ૩૦

**મર્મમાં ગુમ થયેલાં શલ્યની પરીક્ષા.**

**मर्मप्रणष्टे त्वनन्यभावान्मर्मणामुक्तं परीक्षणं भवति ॥ ३१ ॥**

૩૦ શલ્ય જો મર્મસ્થાનમાં ગુમ થઈ ગયું હોય તો મર્મો ત્વચાઆદિ સ્થાનોથી ભિન્ન સ્થાનમાં હોતાં નથી તેથી મર્મમાં રહેલાં શલ્યની પરીક્ષા ત્વચાઆદિ સ્થાનોમાં ગુમ થયેલાં શલ્યોની પરીક્ષા પ્રમાણેજ કરવી એમ કહેવાઈ ગયું. ૩૧

**શરીરમાં ગુમ થયેલાં શલ્યની સામાન્ય રીતે પરીક્ષા.**

**सामान्यलक्षणमपि च हस्तिस्कन्धाश्वपृष्ठपर्वतद्रुमारोहणधनुर्व्यायामद्रुतयाननियुद्धाध्वगमनलङ्घनप्रतरणप्लवनव्यायामैर्जृम्भोद्गारकासक्षवथुष्ठीवनहसनप्राणायामैर्वातमूत्रपुरीषशुक्रोत्सर्गैर्वा यत्र संरम्भो वेदना वा भवति तत्र शल्यं जानीयात् ३२**

૩૧ શરીરમાં ગુમ થયેલાં શલ્યનું સામાન્ય લક્ષણ આ પ્રમાણે છેઃ–હાથીની કાંધ ઉપર કે ઘોડાની પીઠ ઉપર બેસીને ફરવાથી, પર્વત ઉપર કે ઉંચા ઝાડ ઉપર ચ્હડવાથી, ધનુષ ખેંચવાની મ્હેનત કરવાથી, ઉતાવળે દોડવાથી, કુસ્તી કરવાથી, પંથ કરવાથી, ખાડાઓ વગેરેને ટપવાથી, પાણીમાં તરવાથી, ભીંત વગેરેને ઠેકી જવાથી, મ્હેનત કરવાથી, બગાસું ખાવાથી, ઓડકાર આવવાથી, ઉધરસ આવવાથી, છીંક ખાવાથી, થુંકવાથી, હસવાથી, પ્રાણાયામ કરવાથી અથવા તો અધોવાયુ, મૂત્ર, મળ કે વીર્યનો ત્યાગ કરવાથી (કરતાં) જે જગોયે સોજો કે વેદના થાય તે જગોયે શલ્ય છે એમ જાણવું. ૩૨

**શલ્ય જાણવાનાં કેટલાએક ચિહ્ન.**

**भवन्ति चात्र ॥**

**यस्मिंस्तोदादयो देशे सुप्तता गुरुतापि च ।**
**घट्टते बहुशो यत्र स्रूयते तुद्यतेऽपि च ॥ ३३ ॥**
**आतुरश्चापि यं देशमभीक्ष्णं परिरक्षति ।**
**संवाह्यमानो बहुशस्तत्र शल्यं विनिर्दिशेत् ॥३४॥**

૩૨ આ વિષયમાં બે શ્લોક આ પ્રમાણે છેઃ–શરીરના જે પ્રદેશમાં સોઈ ભોંકયા જેવી અનેક પ્રકારની વેદનાઓ થાતી હોય, સ્પર્શની ખબર પડતી ન હોય (ચામડી બ્હેર મારી ગઈ હોય), ભારેપણું જણાતું હોય; રોગી જે પ્રદેશને વારંવાર પોતાની મેળે હલાવ્યા કરતો હોય, જે સ્થાનમાંથી સ્રાવ નીકળતો હોય, જે સ્થાનમાં સોઇઓ ભોંકાયા જેવી વેદના થાતી હોય તથા શરીરને

ચોળતાંચાપતાં રોગી જે સ્થાનને વારંવાર બચાવ્યા કરતો હોય તે સ્થાનમાં શલ્ય છે એમ જાણવું. ૩૩-૩૪

### રોગીનું શલ્ય નીકળી ગયાની પરીક્ષા.

**अल्पवाधमशूनं च नीरुजं निरुपद्रवम् ।**
**प्रसन्नं मृदुपर्यन्तं निराघट्टमनुन्नतम् ॥ ३५ ॥**
**एषण्या सर्वतो दृष्ट्वा यथामार्गं चिकित्सकः ।**
**प्रसाराकुञ्चनाभ्यां निःशल्यमिति निर्दिशेत् ॥३६॥**

૩૩ જ્યારે વ્રણમાં દુઃખ ઓછું થઈ જાય, સોજો, શૂલ વગેરે વેદનાઓ અને ઉપદ્રવો મટી જાય, વ્રણ સ્વચ્છ થઈ જાય અને બેસી જાય, વ્રણના છેડાઓ નરમ થઈ જાય, વ્રણમાં શલ્ય હાલતું જણાય નહી, વ્રણને તપાસવાની એષણી નામની શળીથી વ્રણનો માર્ગ તપાસતાં તે ચોખો જણાય અને તે અંગને પ્રસારતાં (લાંબું કરતાં) કે સંકોચતાં કશી અડચણ આવતી ન હોય ત્યારે વૈદ્યે કહેવું કે વ્રણમાંથી શલ્ય નીકળી ગયું છે. ૩૫-૩૬

### શરીરમાં દાખલ થયેલાં શલ્યોનાં પરિણામ વિશે.

**अस्थ्यात्मकं भज्यते तु शल्यमन्तश्च शीर्यते ।**
**प्रायो निर्भुज्यते शार्ङ्गमायसं चेति निश्चयः ॥३७॥**
**वार्क्षवैणवतार्णानि निर्ह्रियन्ते तु नो यदि ।**
**पचन्ति रक्तं मांसं च क्षिप्रमेतानि देहिनाम् ॥३८॥**
**कानकं राजतं ताम्रं रैतिकं त्रपु सीसकम् ।**
**चिरस्थानाद्विलीयन्ते पित्ततेजःप्रतापनात् ॥ ३९ ॥**
**स्वभावशीता मृदवो ये चान्येऽपीदृशा मताः ।**
**द्रवीभूताः शरीरेऽस्मिन्नेकत्वं यान्ति धातुभिः ४०**
**विषाणदन्तकेशास्थिवेणुदारूपलानि तु ।**
**शल्यानि न विशीर्यन्ते शरीरे मृण्मयानि च ४१**

૩૪ અસ્થિ (હાડકાં)રૂપી શલ્ય શરીરમાં દાખલ થયાં પછી ભાંગી જાય છે ત્યારે કોઈક અસ્થિ અંદર ભાંગીને ભુકારૂપ થઈ જાય છે. (માટે તેને કહાડતી વખતે તેના અવયવો શરીરમાં રહી ન જાય તેની સંભાળ રાખવી.) શીંગડાનું તથા લોઢાનું શલ્ય ઘણું કરીને અંદર વાંકું વળી જાય છે, આવો નિશ્ચય કરવામાં આવ્યો છે. વૃક્ષનાં-ઝાડનાં, વાંસનાં, કે ખડનાં શલ્ય જો કાઢી નાંખવામાં આવે નહિ તો તેઓ તુરત મનુષ્યનાં રુધિરને અને માંસને પકાવે છે, અને પકાવ્યા પછી પોતાની મેળે નિકળી પડે છે. (માટે તેઓ જો વિશલ્યઘ્ન એટલે જેમાંથી શલ્ય કાઢવામાં આવે તો પ્રાણ નાશ પામે એવાં મર્મોમાં પડ્યાં હોય તો તેઓને કાઢવાં જ નહિ.) સોનું, રૂપું, ત્રાંબું, પીતળ, કથીર અને સીસું આનાં શલ્ય ઘણો વખત શરીરમાં રહે છે તો પિત્તરૂપી અગ્નિનો તાપ લાગવાથી પોતાની મેળે જ પીંગળીને શરીરના ધાતુઓની સાથે એક થઈ જાય છે. (માટે તેઓ જો વિશલ્યઘ્ન મર્મોમાં પડ્યાં હોય તો તેઓને નહિ કાઢવાથી જરા પણ અડચણ નથી.) સ્વાભાવિક રીતે શીતળ તથા કોમળ એવા સુવર્ણના જેવા બીજા પદાર્થો પણ શરીરમાં પિત્તરૂપી અગ્નિના તાપથી દ્રવરૂપ-રસરૂપ થઈને ધાતુઓની સાથે એકત્ર થઈ જાય છે. શીંગડાં, દાંત, કેશ, અસ્થિ (હાડકાં) વાંસ, કાષ્ઠ, પત્થર અને માટી એઓનાં શલ્યો તો શરીરમાં સડતાં નથી તેમ શરીરમાં મળી પણ જતાં નથી. ૩૭-૪૧

### શલ્ય શાસ્ત્ર જાણનારો રાજવૈદ્ય થઈ શકે છે.

**द्विविधं पञ्चगतिकं त्वगादिव्रणवस्तुषु ।**
**यो वेत्त्यधिष्ठितं शल्यं स राज्ञः कर्तुमर्हति ॥४२॥**

૩૫ બે પ્રકારનાં શલ્યને, શલ્યની પાંચ ગતિઓને, તથા ત્વચા આદિ વ્રણનાં સ્થાનોમાં ચોંટી બેઠેલાં શલ્યને જે જાણે છે તે વૈદ્ય રાજાની ચિકિત્સા કરવાને યોગ્ય છે (રાજવૈદ્ય થવાને યોગ્ય છે.) ૪૨

---

## અધ્યાય ૨૭ મો

### *શલ્યાપનયનીય (સલ્યને બહાર કાઢવાના ઉપાય.)

### ઉપક્રમ.

**अथातः शल्यापनयनीयमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'શલ્યાપનયનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

### બે પ્રકારનાં શલ્ય.

**शल्यं द्विविधमवबद्धमनवबद्धं च ॥ ३ ॥**

૨ અવબદ્ધ (મજબૂત ચોંટી બેઠેલું) અને અનવબદ્ધ (નહી ચોંટી બેઠેલું) એમ શલ્ય બે પ્રકારનું છે. ૩

### શલ્યને બાહાર કાઢવાના પંદર ઉપાય.

**तत्र समासेनावबद्धशल्योद्धरणार्थं पञ्चदश हेतून्वक्ष्यामः । तद्यथा । स्वभावः, पाचनं, भेदनं, दारणं, पीडनं, प्रमार्जनं, निर्ध्मापनं, वमनं, विरेचनं, प्रक्षालनं, प्रतिमर्शः, प्रवाहणं, आचूषणं, अयस्कान्तो, हर्षश्चेति ॥ ४ ॥**

૩ તેમાંથી અવબદ્ધ શલ્યને બહાર ખેંચી કહાડવાના પંદર ઉપાય સંક્ષેપમાં કહું છું:-[૧]સ્વભાવ, [૨]પાચન, [૩]ભેદન, [૪]દારણ, [૫]પીડન, [૬]પ્રમાર્જન, [૭]નિર્ધ્માપન, [૮]વમન, [૯]વિરેચન, [૧૦]પ્રક્ષાલન, [૧૧]પ્રતિમર્શ, [૧૨]પ્ર-

* શલ્ય કહેતાં શરીરના અંદરના ભાગમાં ખુચી ગયેલો બાણાદિક પદાર્થ અને अपनयनम् કહેતાં તેને બહાર કાઢવું. શલ્યને બહાર કાઢવા ઉપાયોનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું 'शल्यापनयनीय' એવું નામ છે.

વાહણ, [13]આચૂષણ, [14]અયસ્કાન્ત અને [15]હર્ષ (એ પંદર ઉપાયથી અવબદ્ધ શલ્ય કહાડી શકાય છે.) ૪

**નેત્ર વગેરેનાં શલ્યોને કાઢવાનો ઉપાય.**

**तत्राश्रुक्षवथूद्गारकासमूत्रपुरीषानिलैः स्वभावबलप्रवृत्तैर्नयनादिभ्यः पतति ॥ ५ ॥**

૪ સ્વભાવની–પ્રકૃતિની શક્તિથી પ્રવર્તેલાં આંસુ, છિંક, ઓડકાર, ઉધરસ, મૂત્ર, મળ અને પવન એઓથી નેત્ર વગેરેમાં રહેલાં ધૂળ વગેરે શલ્યો બહાર નીકળી જાય છે. ૫

**માંસમાં રહેલાં શલ્યને કાઢવાનો ઉપાય.**

**मांसावगाढं शल्यमविदह्यमानं पाचयेत् प्रकोथात्तस्य पूयशोणितवेगाद्गौरवाद्वा पतति । पक्वमभिद्यमानं भेदयेद्दारयेद्वा भिन्नमनिरस्यमानं पीडनीयैः पीडयेत्पाणिभिर्वा ॥ ६ ॥**

૫ માંસમાં અંદર ગયેલું શલ્ય જો પોતાની મેળે પાક્યું ન હોય તો તેને પાચન દ્રવ્યોથી પકાવવું એટલે માંસનો પાક થતાં પરુના અને રુધિરના વેગથી અથવા તો પોતાના ભારથી તે શલ્ય બહાર નીકળી આવશે. શલ્ય (શલ્ય જેમાં ઘુસેલું હોય એવું માંસ) પાક્યું હોય પરંતુ તે જો પોતાની મેળે ચીરાતું ન હોય તો તેને શસ્ત્રથી ચીરી નાખવું અથવા તો ફાડી નાખનારા દ્રવ્યોથી ફાડી નાખવું એટલે શલ્ય નીકળી જશે અને તેમ કર્યા છતાં પણ જો શલ્ય ન નીકળે તો પીડન કહેતાં દબાવનારાં ઔષધોના લેપો કરીને અથવા હાથોથી દબાવીને તેને કહાડી નાખવું. ૬

**આંખ વગેરે ઇંદ્રિયોમાં પડેલાં ઝીણાં શલ્યો કાઢવાનો ઉપાય.**

**अणून्यक्षशल्यानि परिषेचनाध्मापनैर्वालवस्त्रपाणिभिः प्रमार्जयेत् ॥ ७ ॥**

૬ આંખ વગેરે ઇન્દ્રિયોમાં પડેલાં શલ્યો જો બહુ ઝીણાં હોય તો તેઓને પાણીની ધાર કરવાથી, ફુંક મારવાથી, વાળથી (બ્રસ)થી, વસ્ત્રથી, કે હાથથી લુછી નાખવાં (કહાડી નાખવાં.) ૭

**કંઠમાં અટકી ગયેલા અન્નના કોળીયાને બાહાર કાઢવાનો ઉપાય.**

**आहारशेषश्लेष्महीनाणुशल्यानि श्वसनोत्कासनप्रधमनैर्निर्धमेत् ॥ ८ ॥**

૭ ભોજન કરતાં નાક, ગળા વગેરેમાં અટકી રહેલા અન્નના કોળીયાને, કફને તથા નીકળી ગયેલા શલ્યોના બાકી રહી ગયેલા ભાગોને શ્વાસથી, ખાંસીથી અથવા નાકમાં ઔષધનું ચૂર્ણ નાંખીને આણેલી છીંકથી કહાડી નાખવાં. ૮

**આમાશયમાં તથા પકવાશયમાં રહેલા અન્નનાં શલ્યોને કાઢવાના ઉપાય.**

**अन्नशल्यानि वमनाङ्गुलिप्रतिमर्शप्रभृतिभिः । विरेचनैः पक्वाशयगतानि ॥ ९ ॥**

૮ આમાશયમાં રહેલાં અન્નનાં શલ્યોને વમન (ઉલટી) થી અથવા તો ગળામાં આંગળી વગેરેથી ઘસીને કાઢી નાંખવાં અને પકવાશયમાં રહેલાં અન્નનાં શલ્યોને વિરેચનો આપીને કાઢી નાંખવાં. ૯

**વ્રણનાં પરુને તથા ધૂળને કાઢવાના ઉપાય.**

**व्रणदोषाश्रयगतानि प्रक्षालनैः ॥ १० ॥**

૯ વ્રણમાં રહેલાં પરુને તથા બીજાં ધૂળ વગેરે શલ્યોને ધોઇને કહાડી નાંખવાં. ૧૦

**અધોવાયુ, મળ મૂત્ર વગેરેને કાઢવાના ઉપાય.**

**वातमूत्रपुरीषगर्भसङ्गेषु प्रवाहणमुक्तम् ॥ ११ ॥**

૧૦ અધોવાયુ, મૂત્ર, મળ અને ગર્ભ એઓ અટકી રહેલા હોય તો તેઓને પ્રવાહણથી–જોર કરાવવાથી કાઢી નાખવા એમ કહ્યું છે. ૧૧

**ઝેરી લોહી, બગડેલું ધાવણ વગેરેને કાઢી નાખવાના ઉપાય.**

**मारुतोदकसविषरुधिरदुष्टस्तन्येष्वाचूषणमास्येन विषाणैर्वा ॥ १२ ॥**

૧૧ પવન, પાણી, ઝેરવાળું રક્ત અને બગડેલું ધાવણ એઓને મ્હોડાવડે કે શીંગડાવડે ચૂસીને કહાડી નાખવાં. ૧૨

**લોહચુંબકથી કાઢવાયોગ્ય વ્રણ.**

**अनुलोममनवबद्धमकर्णमनल्पव्रणमुखमयस्कान्तेन ॥ १३ ॥**

૧૨ જે શલ્ય વ્રણમાં અનુલોમ (સવળી) રીતે રહેલું હોય, મજબૂત ચોંટી બેઠેલું ન હોય અને કાન વગરનું હોય તથા વ્રણનું મ્હોડું મ્હોટું હોય તે શલ્યને (જો તે શલ્ય લોઢાનું હોય તો) લોહચુંબકથી ખેંચી કાઢવું. ૧૩

**શોકશલ્ય કાઢવાના ઉપાય.**

**हृदयवस्थितमनेककारणोत्पन्नं शोकशल्यं हर्षेणेति ॥ १४ ॥**

૧૩ અનેક કારણોથી ઉત્પન્ન થઇને હૃદયમાં રહેલાં શોકરૂપી શલ્યને હર્ષથી કહાડી નાખવું. ૧૪

**શલ્યને બહાર ખેંચી કાઢવાના બે ઉપાય.**

**सर्वशल्यानां तु महतामणूनां वा द्वावेवाहरणहेतू भवतः प्रतिलोमोऽनुलोमश्च । तत्र प्रतिलोममर्वाचीनमानयेदनुलोमं पराचीनम् ॥ १५ ॥**

૧૪ મોટાં કે નાનાં સર્વ શલ્યોને આહરણ કરવાના–બહાર ખેંચી કહાડવાના બે જ ઉપાયો–માર્ગો છે–એક પ્રતિલોમ અને બીજો અનુલોમ. (શલ્ય જે રસ્તેથી શરીરમાં પેઠું હોય તે રસ્તેથી તેને બહાર ખેંચી

કહાડવાને 'પ્રતિલોમ આહરણ' કહેવામાં આવે છે અને શલ્ય જે રસ્તેથી શરીરમાં પેઠું હોય તેને સામેના (તેની પછવાડેના–તેથી ઉલટે) રસ્તેથી તેને બહાર ખેંચી કહાડવાને 'અનુલોમ આહરણ' કહેવામાં આવે છે). અર્વાચીન શલ્યને પ્રતિલોમ માર્ગથી બહાર ખેંચી કાઢવું અને પરાચીન શલ્યને અનુલોમ માર્ગથી બહાર ખેંચી કહાડવું. (જે શલ્ય શરીરના આગલા અર્ધ ભાગ સુધી ગયેલું હોય તેને 'અર્વાચીન શલ્ય' કહેવામાં આવે છે અને જે શલ્ય શરીરના પાછલા અર્ધ ભાગમાં ગયેલું હોય તેને 'પરાચીન શલ્ય' કહેવામાં આવે છે. આનો ખુલ્લો અર્થ એ છે કે જે શલ્ય શરીરમાં પેસીને બહુ દૂર નહીં જઈ શકતાં નજીકમાં શરીરના આગલા અર્ધ ભાગમાં રહી જાય તે શલ્યને અર્વાચીન શલ્ય કહેવામાં આવે છે એ અર્વાચીન શલ્યને પ્રતિલોમ માર્ગથી એટલે જે માર્ગથી શરીરમાં પેઠેલું હોય તે જ માર્ગથી બહાર ખેંચી કાઢવું અને જે શલ્ય પેસીને બહુ દૂર એટલે શરીરના પાછલા અર્ધ ભાગમાં બીજા છેડાની પાસે સુધી પહોંચી જાય તે શલ્યને પરાચીન શલ્ય કહેવામાં આવે છે. એ પરાચીન શલ્યને અનુલોમ માર્ગથી એટલે જે માર્ગથી તે શરીરમાં પેઠેલું હોય તેથી ઉલટે માર્ગેથી તેને બહાર ખેંચી કહાડવું). ૧૫

### કેવાં શલ્યનાં મુખને કાપીને બહાર કાઢવું?

**उत्तुण्डितं छित्त्वा निर्घातयेच्छेदनीयमुखम् ॥१६॥**

૧૫ શલ્યનું મુખ પરાર્દ્ધ–પાછલા અર્ધ ભાગમાંથી બહાર નિકળ્યું ન હોય પરંતુ શલ્યના મુખના ગોદાથી પાછળનો અર્ધ ભાગ ઉંચો થઈ ગયો હોય અને તેનું મુખ કાપવા યોગ્ય જણાય તો તેને કાપીને શલ્યને હાથથી કે મુદ્‌ગર આદિથી હલાવીને જે માર્ગેથી પેઠું હોય તેથી ઉલટે માર્ગેથી તેને બહાર કાઢવું. ૧૬

### કેવાં શલ્યોને હાથવડે કાઢવાં?

**छेदनीयमुखान्यपि कुक्षिवक्षःकक्षावङ्क्षणपर्शुकान्तरपातितानि च हस्तशक्यं यथामार्गं हस्तेनैवापहर्तुं प्रयतेत न निर्घातयेत् ॥ १७ ॥**

૧૬ પેટ, છાતિ, કાખ, સાથળનાં મૂળ અને પાસળાં આ સ્થાનોમાં રહેલાં શલ્યોએ પરાર્ધ ભાગને ઉંચો કર્યો હોય અને તે ભાગનાં મુખો કાપવા યોગ્ય જણાય તોપણ તેને કાપવાં નહિ. પરંતુ હાથથી બહાર કાઢી શકાય તેમ હોય તો હાથવડેજ જે માર્ગેથી પેઠાં હોય તે માર્ગેથી બહાર કાઢવાનો પ્રયત્ન કરવો. પરંતુ તે શલ્યોને હલાવવાં નહિ. ૧૭

### શરીરમાં પેઠેલાં શલ્યને હલાવવામાં જોખમ છે.

**अनुत्तुण्डितशल्यानि छेदनीयमुखानि च ।**
**अनिर्घात्यानि जानीयाद्भूयश्छेदानुबन्धतः ॥ १८ ॥**

૧૭ શલ્ય શરીરમાં ઘણુંજ ઉંડું પેઠું હોય પરંતુ તેણે પોતાનાં મુખથી પરાર્ધના ભાગને ઉંચો કર્યો ન હોય તો, પરાર્ધના ભાગનું મુખ કાપવા યોગ્ય જણાય તોપણ શલ્યને હાથથી હલાવવું નહિ. કારણ કે હાથથી હલાવવાથી પેટ વગેરેનો ભાગ વિશેષ કપાઈ જાય છે. ૧૮

### શલ્યને બહાર કાઢવામાટે યંત્રનો તથા શસ્ત્રોનો ક્યારે ઉપયોગ કરવો?

**हस्तेनापहर्तुमशक्यं विशस्य शस्त्रेण यन्त्रेण वापहरेत् ॥ १९ ॥**

૧૮ પરંતુ તે શલ્ય જો હાથવડે બહાર ખેંચી કહાડાય એમ ન હોય તો યોગ્ય યંત્રવડે પકડીને બહાર ખેંચી કાઢવું અને જો તે યંત્રવડે પણ કાઢી શકાય એમ ન હોય તો શસ્ત્રવડે અંગને કાપી જોઇતો માર્ગ કરીને બહાર ખેંચી કહાડવું. ૧૯

### શલ્ય કાઢતી વખતે મૂર્છિત થયેલા રોગીની ચિકિત્સા.

**भवति चात्र ॥**

**शीतलेन जलेनैनं मूर्छन्तमवसेचयेत् ।**
**संरक्षेदस्य मर्माणि मुहुराश्वासयेच्च तम् ॥ २० ॥**

૧૯ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છે–શલ્ય કાઢતાં રોગીને મૂર્છા આવી જાય તો તેના મુખ વગેરે ઉપર ઠંડુ પાણી છાંટવું, તેના મર્મસ્થાનોનું રક્ષણ કરવું અને વારંવાર દૂધનું તર્પણ વગેરે આપીને તેનું આશ્વાસન કરવું. ૨૦

### શલ્ય કાઢી લીધા પછીની ચિકિત્સા.

**ततः शल्यमुद्धृत्य निर्लोहितं व्रणं कृत्वा स्वेद्यहमग्निघृतप्रभृतिभिः संस्वेद्य विदह्य प्रदिह्य सर्पिर्मधुभ्यां बद्ध्वाऽऽचारिकमुपदिशेत् ॥ २१ ॥**

૨૦ શલ્યને કાઢી લીધા પછી વ્રણમાંથી લોહી–પરૂ વગેરેને ધોઈ, લ્હોઈ સાફ કરી, વ્રણને સ્વેદ આપવાની જરુર જણાય તો અગ્નિથી કે ઉષ્ણ ઘીથી સ્વેદ આપવો અને ડહામ દેવાની જરૂર જણાય તો ડહામ દેવો, તે પછી તેના ઉપર મધ અને ઘીનો લેપ કરી, વસ્ત્રથી પાટો બાંધીને ('વ્રણિતોપાસનીય' નામના સૂત્રસ્થાનના ૧૯ અધ્યાયમાં કહેલા) આહાર વિહારના નિયમો પાળવાનો ઉપદેશ કરવો. ૨૧

### શિરામાં કે સ્નાયુમાં પેઠેલાં શલ્યને બાહાર કાઢવાનો ઉપાય.

**शिरास्नायुविलग्नं शलाकादिभिर्विमोच्यापनयेत् २२**

૨૧ જો શલ્ય શિરામાં કે સ્નાયુમાં ચોંટી રહેલું હોય તો તેને શલાકા–સળી વગેરેથી, શિરાથી કે સ્નાયુથી છુટું પાડીને પછી બહાર ખેંચી કાઢવું. ૨૨

### ક્યારે સોજાને દબાવીને શલ્ય કાઢવું.

**श्वयथुग्रस्तवाराङ्गं समवपीड्य श्वयथुं ॥ २३ ॥**

૨૨ જો બાણના શલ્યના પાંખા ઉપર સોજો આવી

ગયો હોય તો બન્ને બાજુથી સોજાને દબાવીને શલ્ય કહાડી લેવું. ૨૩

**શલ્યના પાંખાને બહાર કાઢવાનો ઉપાય.**

**दुर्बलवारङ्गं कुशादिभिर्बद्ध्वा ॥ २४ ॥**

૨૩ શલ્યનું પાંખું નબળું હોય તો તેને દર્ભ વગેરેની દોરીવડે બાંધીને બહાર ખેંચી કાઢવું. ૨૪

**હૃદયના સમીપમાં પેઠેલાં શલ્યને બહાર કાઢવાનો ઉપાય.**

**हृदयमभितो वर्तमानं शल्यं शीतजलादिभिरुद्वेजितस्यापहरेद्यथामार्गम् ॥ २५ ॥**

૨૪ હૃદયની આજુબાજુના પ્રદેશમાં શલ્ય હોય તો ઠંડા પાણીના છંટકાવ વગેરેથી રોગીને ચમકાવીને પ્રતિલોમ માર્ગથી (જે માર્ગથી શલ્ય પેઠું હોય તેજ માર્ગથી) તેને બહાર ખેંચી કહાડવું. ૨૫

**નિરુપાયે શસ્ત્રક્રિયાથી શલ્યને બહાર કાઢવું.**

**दुरुपहरमन्यतोऽपबाध्यमानं पाटयित्वोद्धरेत् ॥ २६ ॥**

૨૫ જો પ્રતિલોમ માર્ગથી શલ્ય બહાર કહાડી શકાય એમ ન હોય અને તે શલ્ય મર્મસ્થાનમાં પીડા કરતું હોય તો બીજા પ્રદેશમાં (જ્યાંથી શલ્ય કહાડવાની સુગમતા જણાય ત્યાં) શસ્ત્રથી ચીરીને પણ તે શલ્યને બાહાર કાઢી લેવું. ૨૬

**શલ્યોને બાહાર કાઢવાના ઉપાયો.**

**अस्थिविवरप्रविष्टमस्थिविदष्टं वाऽवगृह्य पादाभ्यां यन्त्रेणापहरेदशक्यमेवं वा बलवद्भिः सुपरिगृहीतस्य यन्त्रेण ग्राहयित्वा शल्यवारङ्गं प्रविभुज्य धनुर्गुणैर्बद्ध्वा एकतश्चास्य पञ्चाङ्ग्यामुपसंयतस्याश्वस्य वक्त्रकटके वा बध्नीयादथैनं कशया ताडयेद्यथोन्नामयञ्छिरो वेगेन शल्यमुद्धरति । दृढां वा वृक्षशाखामवनम्य तस्यां पूर्ववद्बद्ध्वोद्धरेत् २७**

૨૬ જો શલ્ય હાડકાના છિદ્રમાં અથવા હાડકામાં ભરાઈ ગયું હોય તો વૈદ્યે પોતાના પગ હાડકામાં ભરાવીને યન્ત્રવડે શલ્યને બ્હાર ખેંચી કહાડવું. જો આ ઉપાયથી પણ શલ્ય કહાડી નહિ શકાય તો રોગીને એક જોરાવર માણસ પાસે પકડાવીને યન્ત્રથી શલ્ય ખેંચી કાઢવું. તેમ કરતાં પણ જો શલ્ય ન નીકળે તો યન્ત્રવડે શલ્યના પાંખીઆને વાંકું વાળી, એક ધનુષ લેઈ તેની દોરી શલ્યના પાંખીયામાં ભરાવી ઉપરનો લાકડીનો ભાગ પંચાગી* બંધથી બાંધેલા ઘોડાના મ્હોડાના ચોકડામાં બાંધીને પછી ઘોડાને એવી રીતે એક ચાબુકનો ફટકો મારવો કે તે પોતાનું માથું ઉંચું કરતાંની સાથેજ શલ્યને પણ બ્હાર ખેંચી કહાડે. અથવા તો એક ઝાડની મજબૂત ડાળને નમાવી, એક દોરીના એક છેડાને શલ્યના પાંખીઆમાં બાંધી બીજો છેડો તે ડાળમાં બાંધીને પછી તે ડાળને છોડી દેવી એટલે તે ડાળ ઉંચી થતાંની સાથે શલ્યને પણ ખેંચી કહાડશે. ૨૭

**હાડકામાં પેઠેલાં શલ્યને બાહાર કાઢવાનો ઉપાય.**

**अस्थिदेशोत्तुण्डितमष्ठीलाश्ममुद्गराणामन्यतमस्य प्रहारेण विचाल्य यथामार्गमेव यन्त्रेण ॥ २८ ॥**

૨૭ જો હાડકામાં ભરાયેલું શલ્ય ઉત્તુંડિત (ઉંચા મુખવાળું) થયેલું હોય તો તેને અષ્ઠીલા (લાઠ), પથરા અથવા મુદ્‌ગર આમાંના એકના પ્રહારથી હલાવીને જે માર્ગથી તે શરીરમાં પેઠેલું હોય તે માર્ગથી જ તેને યંત્રથી બ્હાર ખેંચી કહાડવું. ૨૮

**કાનવાળાં શલ્યને બહાર કાઢવાનો ઉપાય.**

**विमृदितकर्णानि कर्णवन्त्यनाबाधकरदेशोत्तुण्डितानि पुरस्तादेव ॥ २९ ॥**

૨૮ કાનવાળું શલ્ય શરીરના પીડા ન કરે એવા પ્રદેશમાં પેસીને ઉત્તંડિત થયેલું હોય તો પ્રથમ તે શલ્યના કાનોને મરડીને પછી તેને બહાર ખેંચી કાઢવું. ૨૯

**ગળામાં ચોટેલી લાખને બહાર કાઢવાનો ઉપાય.**

**जातुषे कण्ठासक्ते कण्ठे नाडीं प्रवेश्याग्नितप्तां च शलाकां तयावगृह्य शीताभिरद्भिः परिषिच्य स्थिरीभूतमुद्धरेत् ॥ ३० ॥**

૨૯ જો લાખ ગળાની અંદર ચોટી ગઈ હોય તો તાંબા વગેરે ધાતુથી બનાવેલી એક નળીને ગળામાં નાંખવી. તે પછી અગ્નિમાં તપાવેલી એક લોઢાની શળી તે નળીમાં થઈને લાખ સુધી પહોંચાડી દેવી. અગ્નિની ગરમીથી પીંગળીને લાખ તે શળીને ચોંટે એટલે શળી ઉપર થંડું પાણી રેડીને તે લાખને ઘટ્ટ કરવી અને પછી તે શળીને બહાર ખેંચી લેવી એટલે લાખ તેની સાથે ચોંટીને બહાર નીકળી આવશે. ૩૦

**લાખ શિવાયની બીજી વસ્તુ ગળામાં ચોટી ગઈ હોય તેને બહાર કાઢવાનો ઉપાય.**

**अजातुषं जतुमधूच्छिष्टलिप्तया शलाकया पूर्वकल्पेनेत्येके । अस्थिशल्यमन्यद्वा तिर्यक्कण्ठासक्तमवेक्ष्य केशोण्डुकं दृढैकसूत्रबद्धं द्रवभक्तोपहितं पाययेदाकण्ठाच्च पूर्णकोष्ठं वामयेद्वमतश्च शल्यैकदेशसक्तं ज्ञात्वा सूत्रं सहसा त्वाक्षिपेत् । मृदुना वा दन्तधावनकूर्चकेनापहरेत् प्रणुदेद्वान्तः । क्षतकण्ठाय च मधुसर्पिषी लेढुं प्रयच्छेत्त्रिफलाचूर्णं वा मधुशर्करामिश्रम् ॥ ३१ ॥**

૩૦ લાખ શિવાય બીજી કોઈ વસ્તુ ગળામાં અટકી ગઈ હોય તો ગળામાં એક ધાતુની નળી નાંખી, તે નળીમાં લોહડાની શળીને અગ્નિમાં તપાવી તેના ઉપર

* પંચાંગીબંધ એટલે ઘોડાના ચાર પગને અને પાંચમાં મુખને એવી રીતે બાંધવામાં આવે કે જેને ઘોડો જરા પણ હલાવી શકે નહિ. આવા બંધને પંચાંગી બંધ કહેવામાં આવે છે.

લાખ કે મીણ ચોપડીને તે શળીને તે નળીમાં નાંખી તે શળીમાં શલ્યને ચોંટાડી લઈ, શળી ઉપર ઠંડું પાણી રેડી જ્યારે તે શલ્ય શળીમાં બરાબર ચોટી જાય ત્યારે કહાડી લેવું. માછલીના કાંટા વગેરે હાડકાનું શલ્ય અથવા બીજું કોઈ શલ્ય ગળામાં આડું આવીને અટકી રહ્યું છે એમ જોવામાં આવે તો વાળના ગુંચળાંને એક મજબૂત દોરાથી બાંધી તે ગુંચળું રાબ વગેરે કોઈ પાતળા ખોરાકની સાથે રોગીને પાઈ દેવું (અને દોરીનો બીજો છેડો બહારજ રહેવા દેવો) ગળા સુધી રાબ પીવાથી રોગીનો કોઠો પૂર્ણ થતાં (પેટ ભરાતાં) તેને ઉલટી કરાવવી. ઉલટી કરતાં કરતાં જ્યારે જણાય કે તે વાળનું ગુંચળું ગળામાં આવીને શલ્યના એક ભાગને ચોંટી રહ્યું છે ત્યારે તુરત દોરાના બહારના છેડાને ખેંચી લેવો એટલે શલ્ય તે ગુંચળાંની સાથે બહાર નીકળી આવશે. અથવા દાંતણના આગલા ભાગને કચરીને તેનો નરમ કુચો કરવો. પછી તે કુચાથી ગળામાં અટકેલા શલ્યને બહાર ખેંચી કહાડવું, અને બહાર કહાડી લેવાનું ન બને તો ઠેલીને અંદર પેસાડી દેવું. શલ્ય કહાડતાં ગળું છોલાઈ ગયું હોય તો રોગીને મધ અને ઘી ઓછા વધતા પરિમાણે મેળવીને ચાટવા આપવાં અથવા ત્રિફલાના ચૂર્ણમાં શાકર અને મધ મેળવીને ચાટવાને આપવું. ૩૧

### પેટમાં ભરાઈ ગયેલાં પાણીને બહાર કાઢવાના ઉપાય.

**उदकपूर्णमवाक्शिरसमवपीडयेद्धुनीयाद्वामयेद्वा भस्मराशौ वा निखनेदामुखात् ॥ ३२ ॥**

૩૧ પાણીમાં ડુબી જવાથી જેના પેટમાં પાણી ભરાઈ ગયું હોય તેને ઉંધે માથે લટકાવીને તેનું પેટ દબાવવું, તેને ખુબ હલાવવો, અથવા તેને ઉલટી કરાવવી અથવા તેને રાખના ઢગલામાં ગળા સુધી દાટી દેવો. ૩૨

### ગળામાં અટકી ગયેલા અન્નના કોળીયાને બહાર કાઢવાનો ઉપાય.

**ग्रासशल्ये तु कण्ठासक्ते निःशङ्कमनवबुद्धं स्कन्धे मुष्टिनाभिहन्यात् । स्नेहं मद्यं पानीयं वा पाययेत् ॥ ३३ ॥**

૩૨ જેના ગળામાં આહારનો કોળીયો અટકી રહ્યો હોય તેની કાંધ ઉપર બેધડક સામો મનુષ્ય જાણે નહિ તેમ મુઠી મારવી. અથવા તો તેને સ્નેહ, મધ કે પાણી પાવું એટલે કોળીયો અંદર ઉતરી જશે. ૩૩

### કેવા શલ્યવાળા રોગીને અભ્યંગાદિકની ક્રિયા કરવી?

**बाहुरज्जुलतापाशैः कण्ठपीडनाद्वायुः प्रकुपितः श्लेष्माणं कोपयित्वा स्रोतो निरुणद्धि लालास्रावं फेनागमनं संज्ञानाशं चापादयति । तमभ्यज्य संस्वेद्य शिरोविरेचनं तस्मै तीक्ष्णं दद्याद्रसं च वातघ्नं विदध्यादिति ॥ ३४ ॥**

૩૩ હાથથી, દોરીથી, અથવા તો લતાથી ગળાને ફાંસી આવી જાય છે ત્યારે ગળું દબાઈ જવાથી વાયુ કોપાયમાન થઈને કફને કોપાયમાન કરીને સ્રોતસના માર્ગોને રૂંધી દે છે, મુખમાંથી લાળનો સ્રાવ કરાવે છે, ફીણ લાવે છે, અને સંજ્ઞાનો (ભાનનો) પણ નાશ કરે છે આવા રોગીને વૈદ્યે અભ્યંગ કરીને, સ્વેદન ક્રિયા કરીને તથા તીક્ષ્ણ શિરોવિરેચન (માથાને હલકું કરનારું વિરેચન) આપવું તથા વાયુનો નાશ કરનારો રસ પણ આપવો. ૩૪

### શલ્ય કાઢતાં પહેલાં વૈદ્યે ધ્યાન આપવા યોગ્ય બાબતો.

**भवन्ति चात्र ॥**

**शल्याकृतिविशेषांश्च स्थानान्यावेक्ष्य बुद्धिमान् ।**
**तथा यन्त्रपृथक्त्वं च सम्यक्छल्यमथाहरेत् ॥३५॥**

૩૪ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છેઃ–બુદ્ધિમાન્ વૈદ્યે શલ્યને કાઢતાં પહેલાં શલ્યની જુદી જુદી આકૃતિઓનું, શલ્યને રહેવાનાં મસ્તક, હૃદય વગેરે સ્થાનોનું, તથા જુદી જુદી જાતનાં યંત્રોનું સારી રીતે અવલોકન કરીને પછી શલ્યને બહાર કાઢવું. ૩૫

### શલ્ય કાઢતી વખતે યોગ્ય યુક્તિનો ઉપયોગ કરવો.

**कर्णवन्ति तु शल्यानि दुःखाहार्याणि यानि च ।**
**आददीत भिषक्तस्मात्तानि युक्त्या समाहितः ३६**

૩૫ જે શલ્યો કાનવાળાં હોય તથા જે શલ્યો મહા કષ્ટથી બહાર નિકળી શકે તેવાં હોય, તેવાં શલ્યોને વૈદ્યે સાવધાન થઈને યુક્તિથી (એટલે હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગ ન થાય તે પ્રમાણે) બહાર કાઢવાં. ૩૬

### યંત્રોથી શલ્યોને ક્યારે બહાર કાઢવાં?

**एतैरुपायैः शल्यं तु नैव निर्ह्रियते यदि ।**
**मत्या निपुणया वैद्यो यन्त्रयोगैश्च निर्हरेत् ॥ ३७ ॥**

૩૬ ઉપર કહેલા ઉપાયોથી જો શલ્યને બહાર કાઢી શકાય જ નહિ તો પછી વૈદ્યે નિપુણબુદ્ધિથી યંત્રોવડે શલ્યોને બહાર કાઢવાં. ૩૭

### શલ્યોને બહાર ન કાઢવાથી થનારી હાનિઓ.

**शोथपाकौ रुजश्चोग्राः कुर्याच्छल्यमनिर्हृतम् ।**
**वैकल्यं मरणं वापि तस्माद्यत्नाद्धि निर्हरेत् ॥३८॥**

૩૭ શલ્યને બહાર કાઢવામાં ન આવે તો તે શલ્ય સોજો, પાક, ઉગ્ર વેદના, શરીરના અવયવમાં ખોડખાપણ અને વખતપર મરણ પણ કરે છે. તે માટે શલ્યને યત્નથી બાહાર કાઢવું જોઈએ. ૩૮

## અધ્યાય ૨૮ મો

### *વિપરીતાવિપરીત વ્રણવિજ્ઞાનીય (અસાધ્ય અને સાધ્ય વ્રણના વિજ્ઞાનવિશે.)

#### ઉપક્રમ.

**अथातो विपरीताविपरीतव्रणविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'વિપરીતાવિપરીતવ્રણવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મારી પાસે તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

#### અરિષ્ટનાં લક્ષણો મરણની આગમચેતી આપે છે.

**फलाग्निजलवृष्टीनां पुष्पधूमाम्बुदा यथा ।**
**ख्यापयन्ति भविष्यत्त्वं तथाऽरिष्टानि पञ्चताम् ३**

૨ જેમ પુષ્પો ફળોની, ધૂમાડો અગ્નિની, અને વાદળાંઓ વૃષ્ટિની ભવિષ્યત્તાને સૂચવે છે. એમ અરિષ્ટનાં લક્ષણો મરણની ભવિષ્યતાને સૂચવે છે એટલે જેમ ફુલો ભવિષ્યમાં થનારા ફળોની, ધૂમાડો અગ્નિની અને વાંદળાઓ ભવિષ્યમાં થનારી વૃષ્ટિની આગમચેતી આપે છે તેમ અરિષ્ટનાં લક્ષણો ભવિષ્યમાં થનારા રોગીના મરણની અગમચેતી આપે છે. ૩

#### અરિષ્ટનાં લક્ષણો વિના મરણ થતું જ નથી.

**तानि सौक्ष्म्यात्प्रमादाद्वा तथैवाशु व्यतिक्रमात् ।**
**गृह्यन्ते नोद्गतान्यज्ञैर्मुमूर्षोर्नत्वसम्भवात् ॥ ४ ॥**

૩ મરવા પડેલા રોગીઓને અરિષ્ટ-મરણસૂચક લક્ષણો સારી રીતે પ્રકટ થયાં હોય છતાં પણ તે મૂર્ખો એ લક્ષણો સૂક્ષ્મ હોવાને લીધે અથવા તો પ્રમાદને-બેદરકારીને લીધે અથવા એ લક્ષણો ઝડપદાર હોવાને લીધે તેઓને સમજી શકતા નથી. પરંતુ તેથી એમ માનવાનું નથી કે મરણની પ્હેલાં અરિષ્ટ લક્ષણો ઉત્પન્ન થતાં જ નથી. અર્થાત્ મરણની પ્હેલાં અરિષ્ટ લક્ષણો અવશ્ય ઉત્પન્ન થાય છે. ૪

#### અરિષ્ટ (મરણસૂચકચિહ્ન)નો ઉપાય.

**ध्रुवं तु मरणं रिष्टे ब्राह्मणैस्तत्किलामलैः ।**
**रसायनतपोजप्यतत्परैर्वा निवार्यते ॥ ५ ॥**

૪ દોષજન્ય અરિષ્ટોએ સૂચવેલું મરણ અવશ્ય થાય છે. તથાપિ રાગાદિક દોષોથી રહિત મહાત્મા બ્રાહ્મણો તે અરિષ્ટને અવશ્ય મટાડે છે તથા રસાયનોનાં સેવનથી, તપ કરવામાં તત્પર રહેવાથી, અને જપ કરવામાં તત્પર રહેવાથી પણ અરિષ્ટનું નિવારણ થાય છે. ૫

#### અરિષ્ટના પરિપાકવિશે.

**नक्षत्रपीडा बहुधा यथा कालाद्विपच्यते ।**
**तथैवारिष्टपाकं च ब्रुवते बहवो जनाः ॥ ६ ॥**

૫ જેમ ઘણાં પ્રકારની નક્ષત્ર પીડાઓ-ગ્રહપીડાઓ લાંબે કાળે પરિપાક પામે છે (પોતાના પરિપાકનો સમય આવતાં ફળ આપે છે) એમ ઘણાં અરિષ્ટ લક્ષણો પણ લાંબે કાળે પરિપાક પામે છે-મરણ નીપજાવે છે. આમ ઘણા વિદ્વાનો કહે છે. ૬

#### વૈદ્યે અરિષ્ટનાં લક્ષણ જાણવાની જરુર.

**असिद्धिमाप्नुयाल्लोके प्रतिकुर्वन्गतायुषः ।**
**अतो रिष्टानि यत्नेन लक्षयेत्कुशलो भिषक् ॥ ७ ॥**

૬ જેનું આયુષ્ય ક્ષીણ થયું હોય એવા રોગીની ચિકિત્સા કરવાથી લોકોમાં વૈદ્યની અપકીર્તિ થાય છે એટલામાટે કુશળ વૈદ્યે યત્નથી અરિષ્ટનાં લક્ષણો જાણવાં જોઇએ. ૭

#### વ્રણવાળા રોગીના મરણનું લક્ષણ.

**गन्धवर्णरसादीनां विशेषाणां समासतः ।**
**वैकृतं यत्तदाचष्टे व्रणिनः पक्वलक्षणम् ॥ ८ ॥**

૭ વ્રણના સ્વાભાવિક ગન્ધ, વર્ણ, રસ, સ્પર્શ અને શબ્દ એઓમાં જે વિકાર-ફેરફાર થવો તેને ટુંકમાં વ્રણવાળા રોગીના મરણનું લક્ષણ જાણવું. ૮

#### વ્રણનો સ્વાભાવિક ગંધ

**कटुस्तीक्ष्णश्च विस्रश्च गन्धस्तु पवनादिभिः ।**
**लोहगन्धिस्तु रक्तेन व्यामिश्रः सान्निपातिकः ॥९॥**
**लाजातसीतैलसमाः किंचिद्विस्राश्च गन्धतः ।**
**ज्ञेयाः प्रकृतिगन्धाः स्यु—**

૮ સ્વાભાવિક રીતે વાયુથી થયેલા વ્રણમાં તીખો, પિત્તથી થયેલા વ્રણમાં તીક્ષ્ણ, કફથી થયેલા વ્રણમાં કાચા માંસના જેવો, રક્તથી થયેલા વ્રણમાં લોઢાના જેવો, ત્રણે દોષોના સંનિપાતથી થયેલા વ્રણમાં મિશ્રિત (ઉપર કરેલા સઘળા લક્ષણોવાળો), વાયુ અને પિત્તથી થયેલા વ્રણમાં કંઇક કાચા માંસના જેવો અને શાળની ધાણીના જેવો, વાયુ અને કફથી થયેલા વ્રણમાં કંઇક કાચા માંસના જેવો અને અલસીના તેલના જેવો તથા પિત્ત અને કફથી થયેલા વ્રણમાં કંઇક કાચા માંસના જેવો અને તલના તેલના જેવો ગન્ધ હોય (એટલે જો વ્રણમાં ઉપર કહેવા પ્રમાણે ગન્ધો હોય તો) એ ગન્ધો વ્રણનો સ્વાભાવિક ગન્ધ છે એમ જાણવું. ૯

#### વ્રણનો અસ્વાભાવિક ગંધ અરિષ્ટ ગણાય છે.

**—तोऽन्यद्गन्धवैकृतम् ॥ १० ॥**
**मद्यागुर्वाज्यसुमनःपद्मचन्दनचम्पकैः ।**

---

* વિપરીત (અરિષ્ટસૂચક-મરણસૂચક) તથા અવિપરીત (સાધ્ય) એવા વ્રણના વિજ્ઞાનનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું विपरीताविपरीतव्रण विज्ञानीय એવું નામ છે.

सगन्धा दिव्यगन्धाश्च मुमूर्षूणां व्रणाः स्मृताः ११
श्ववाजिमूषिकध्वाङ्क्षपूतिवल्लूरमत्कुणैः ।
सगन्धाः पङ्कगन्धाश्च भूमिगन्धाश्च गर्हिताः ॥१२॥

૯ જો ઉપર કહેલા વ્રણના સ્વાભાવિક ગન્ધો શિવાય જુદા જ પ્રકારનો ગન્ધ વ્રણમાં હોય તો જાણવું કે વ્રણના ગન્ધમાં વિકાર (અરિષ્ટરૂપવિકાર) થયેલો છે. જો વ્રણમાંથી મદ્ય, અગર, ઘી, જાઇનાં ફુલ, કમળના ફુલ, ચંદન, કે ચંપાના ફુલના જેવો ગન્ધ નીકળતો હોય અથવા દિવ્ય (વરતી નહીં શકાય એવો. અદ્ભુત) ગન્ધ નીકળતો હોય અથવા કુતરાં, ઘોડા, ઉંદર, કાગડા, પરૂ, સુકાયેલું માંસ, માંકડ, કાદવ, અને પૃથ્વી એઓના જેવો ગર્હિત–ખરાબ ગન્ધ નીકળતો હોય તો તે ગન્ધ વ્રણવાળા રોગીનું મરણ સૂચવનારૂં ચિહ્ન છે એમ જાણવું. ૧૧–૧૨

### ચિકિત્સા નહિ કરવા યોગ્ય વ્રણો.

श्यामकुङ्कुमकङ्कुष्ठसवर्णाः पित्तकोपतः ।
न दह्यन्ते न चूष्यन्ते भिषक्तान्परिवर्जयेत् ॥ १३ ॥
कण्डूमन्तः स्थिराः श्वेताः स्निग्धाः कफनिमित्ततः ।
दूयंते च विदह्यन्ते भिषक्तान्परिवर्जयेत् ॥ १४ ॥
कृष्णास्तु ये तनुस्रावा वातजा मर्मतापिनः ।
स्वल्पामपि न कुर्वन्ति रुजं तान्परिवर्जयेत् ॥१५॥
क्ष्वेडन्ते घुर्घुरायन्ते ज्वलन्तीव च ये व्रणाः ।
त्वग्मांसस्थाश्च पवनं सशब्दं विसृजन्ति ये ॥१६॥
ये च मर्मस्वसम्भूता भवन्त्यत्यर्थवेदनाः ।
दह्यन्ते चान्तरत्यर्थं बहिः शीताश्च ये व्रणाः ॥१७॥
दह्यन्ते बहिरत्यर्थं भवन्त्यन्तश्च शीतलाः ।
शक्तिकुन्तध्वजरथा वाजिवारणगोवृषाः ॥ १८ ॥
येषु चाप्यवभासेरन्प्रासादाकृतयस्तथा ।
चूर्णावकीर्णा इव ये भांति वा न च चूर्णिताः १९
प्राणमांसक्षयश्वासकासारोचकपीडिताः ।
प्रवृद्धपूयरुधिरा व्रणा येषां च मर्मसु ॥ २० ॥
क्रियाभिः सम्यगारब्धा न सिध्यन्ति च ये व्रणाः ।
वर्जयेत्तान्भिषक्प्राज्ञः संरक्षन्नात्मनो यशः ॥ २१ ॥

૧૦ પિત્તના કોપથી થયેલા વ્રણોનો વર્ણ રોહિસ-ઘાંસ, કેશર કે ઓદારના વર્ણના જેવો હોઈ તેમાં જો દાહ કે ચૂસાવા જેવી વેદના થાતી ન હોય તો વૈદ્યે તે વ્રણની ચિકિત્સા કરવી નહી. કફના કોપથી થયેલા વ્રણો ધોળા, કઠણ, સ્નિગ્ધ અને ખરજવાળા હોઈ જો તેમાં દાહ અને પીડા થતી હોય તો વૈદ્યે તે વ્રણની ચિકિત્સા કરવી નહી. વાતના કોપથી થયેલા વ્રણો કાળા, પાતળા સ્રાવવાળા અને મર્મમાં પીડા કરનારા હોઈ જો તેમાં જરા પણ વેદના થતી ન હોય તો વૈદ્યે તે વ્રણોની ચિકિત્સા કરવી નહિ. જે વ્રણોમાં ખડખડાટ કે ઘુરઘુરાટ (ખડખડ કે ઘુરઘુર અવાજ) થતો હોય જે વ્રણોમાં દાહ થાતો હોય, ચામડીમાં અને માંસમાં થયેલા જે વ્રણમાંથી શબ્દ (અવાજ)ની સાથે વાયુ નીકળતો હોય અને જે વ્રણો મર્મોમાં નહી થયેલા છતા બહુ જ વેદનાવાળાં હોય તે વ્રણોની વૈદ્યે ચિકિત્સા કરવી નહી. જે વ્રણોની અંદર દાહ થતો હોય અને બ્હાર સ્પર્શ કરવાથી શીતળતા જણાતી હોય તથા જે વ્રણોમાં અંદર શીતળતા જણાતી હોય અને બ્હાર સ્પર્શ કરવાથી ગરમી જણાતી હોય તે વ્રણોની પણ વૈદ્યે ચિકિત્સા કરવી નહી. જે વ્રણો શક્તિ, ભાલાં, ધ્વજા, રથ, ઘોડા, હાથી, બળદ કે મ્હેલ એઓની જેવી આકૃતિઓવાળા દેખાય તથા જે વ્રણો ઉપર ચૂર્ણ ભરભરાવેલું ન હોય છતાં તે ઉપર ચૂર્ણ ભરભરાવેલું હોય એવા દેખાય તે વ્રણોની વૈદ્યે ચિકિત્સા કરવી નહી. જે વ્રણોમાંથી પરુ અને રક્ત બહુ વ્હેતાં હોય તથા જે વ્રણોથી રોગીને બળ અને માંસનો ક્ષય, શ્વાસ, ઉધરસ અને અન્ન ઉપર અરુચિ એ ઉપદ્રવો થયેલા હોય અને જે વ્રણો મર્મસ્થલમાં થયેલા હોય તે વ્રણોની વૈદ્યે ચિકિત્સા કરવી નહી. જે વ્રણો સારી રીતે ચિકિત્સા કરવામાં આવતાં છતાં પણ મટતા ન હોય તે વ્રણોની પણ પોતાનો યશ જાળવવાની ઇચ્છા રાખનારા વૈદ્યે ચિકિત્સા છોડીજ દેવી. ૧૩–૨૧

---

## અધ્યાય ૨૯ મો.

### *વિપરીતાવિપરીતદૂતશકુનસ્વપ્નનિદર્શનીય
### (અશુભ તથા શુભ એવા દૂત, શકુન, અને સ્વપ્નોનું સંક્ષેપમાં કથન.)

### ઉપક્રમ.

अथातो विपरीताविपरीतदूतशकुनस्वप्ननिदर्शनीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥
यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું ‘વિપરીતાવિપરીતદૂતશકુનસ્વપ્નનિદર્શનીય’ એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

### રોગીનાં શુભ અશુભની પરીક્ષા કરવાના પદાર્થો.

दूतदर्शनसंभाषावेषाश्चेष्टितमेव च ।
ऋक्षं वेला तिथिश्चैव निमित्तं शकुनोऽनिलः ॥३॥
देशो वैद्यस्य वाग्देहमनसां च विचेष्टितम् ।
कथयन्त्यातुरगतं शुभं वा यदि वाऽशुभम् ॥४॥

---

* વિપરીત(અશુભ) તથા અવિપરીત (શુભ) એવા દૂત, શકુન અને સ્વપ્ન એઓનું નિદર્શન કહેતાં એકદેશથી કથન આ અધ્યાયમાં કરવામાં આવ્યું છે તેથી આ અધ્યાયનું નામ ‘विपरीताविपरीतदूतशकुनस्वप्ननिदर्शनीय’ છે.

૨ દૂતોનાં દર્શન, સંભાષણ, વેષ અને ચેષ્ટા (હીલચાલ) તથા નક્ષત્ર, વેળા, તિથિ, નિમિત્ત, શકુન, પવન, દેશ અને વૈદ્યની શારીરિક, વાચિક તથા માનસિક ચેષ્ટા એઓ રોગીનાં શુભ કે અશુભ ભવિષ્યને સૂચવી આપે છે. (એટલે રોગીનું શુભ કે અશુભ એઓથી જાણી શકાય છે). ૩–૪

### કેવા દૂતોથી કાર્યસિદ્ધિ થાય છે ને કેવા દૂતોથી કાર્ય બગડે છે.

पाषण्डाश्रमवर्णानां स्वपक्षाः कर्मसिद्धये ।
त एव विपरीताः स्युर्दूताः कर्मविपत्तये ॥ ५ ॥

૩ રોગી જે પાખંડધર્મનો, જે આશ્રમવાળો અને જે વર્ણનો હોય તેના તરફથી જો તે જ પાખંડધર્મવાળો, તે જ આશ્રમવાળો અને તે જ વર્ણવાળો દૂત જો આવે તો રોગીના કાર્યની સિદ્ધિ થશે. રોગીને આરામ થશે એમ સમજવું અને રોગી જે પાખંડધર્મવાળો, જે આશ્રમવાળો તથા જે વર્ણવાળો હોય તેથી જો વિપરીત–જુદા જ પાખંડધર્મવાળો, આશ્રમવાળો કે વર્ણવાળો દૂત આવે તો રોગીનું કાર્ય બગડશે. રોગીને આરામ નહીં થાય, એમ સમજવું. (એટલે કાપાલિક વગેરે પાખંડધર્મવાળા તરફથી કાપાલિક વગેરે પાખંડધર્મવાળો અને બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ વગેરે આશ્રમવાળા તરફથી બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ વગેરે આશ્રમવાળો આવે તો રોગીને આરામ થાય છે એમ જાણવું.) ૫

### અશુભ દૂતો.

नपुंसकं स्त्री बहवो नैककार्या असूयकाः ।
गर्दभोष्ट्ररथप्राप्ताः प्राप्ता वा स्युः परम्पराः ॥ ६ ॥
वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः ।

૪ નપુંસક દૂત, સ્ત્રી દૂત, ઘણા દૂત, અનેક કાર્યમાં ગુંથાયલા દૂતો, ઇર્ષાળુ દૂતો, ગધેડા અથવા તો ઊંટ જોડેલા રથમાં બેસીને આવેલા દૂતો, ટોળારૂપે એકઠા થઇને આવનારા દૂતો આ રીતે જે દૂતો વૈદ્યના તરફ આવે છે તેઓને પણ અશુભ જાણવા. ૬

पाशदण्डायुधधराः पाण्डुरेतरवाससः ॥ ७ ॥
आर्द्रजीर्णापसव्यैकमलिनध्वस्तवाससः ।
न्यूनाधिकाङ्गा उद्विग्ना विकृता रौद्ररूपिणः ॥ ८ ॥

૫ જે દૂતો પાશ (પશુ વગેરેને બાન્ધવાનું દોરડું), દંડ કે તરવાર વગેરે કોઇ પણ જાતનું હથીયાર ધારણ કરીને વૈદ્યની પાસે આવે, જે દૂતોએ કાળાં, પીળા, રાતાં, ભીનાં, મેલાં કે ફાટેલાં કપડાં પ્હેરેલાં હોય અથવા જમણા ખભા ઉપર કપડું નાંખીને અથવા એક જ કપડું પ્હેરીને વૈદ્યની પાસે આવેલા હોય, જે દૂતો ઓછા કે વધારે અંગોવાળા, બીનેલા, ખોડવાળા કે ભયંકર રૂપવાળા હોય તે સર્વે દૂતોને અશુભ સમજવા. ૭–૮

रूक्षनिष्ठुरवादाश्चाप्यमाङ्गल्याभिधायिनः ।

૬ જે દૂતો સ્નેહ વગરનું, કઠોર કે અમંગળ વચન બોલતા વૈદ્યની પાસે આવે તે દૂતોને અશુભ સમજવા.

छिन्दन्तस्तृणकाष्ठानि स्पृशन्तो नासिकां स्तनम् ९
वस्त्रान्तानामिकाकेशनखरोमदशास्पृशः ।
स्रोतोऽवरोधहृद्गण्डमूर्द्धोरः कुक्षिपाणयः ॥ १० ॥
कपालोपलभस्मास्थितुषाङ्गारकराश्च ये ।
विलिखन्तो महीं किंचिन्मुञ्चन्तो लोष्टभेदिनः॥११॥
तैलकर्दमदिग्धाङ्गा रक्तस्रगनुलेपनाः ।
फलं पक्वमसारं वा गृहीत्वान्यच्च तद्विधम् ॥ १२ ॥
नखैर्नखान्तरं वापि करेण चरणं तथा ।
उपानच्चर्महस्ता वा विकृतव्याधिपीडिताः ॥ १३ ॥
वामाचारा रुदन्तश्च श्वासिनो विकृतेक्षणाः ।
याम्यां दिशं प्राञ्जलयो विषमैकपदेस्थिताः ॥१४॥
वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः ।

૭ જે દૂતો ખડ અને લાકડાંનું છેદન કરતા કરતા અથવા નાક, સ્તન, કપડાનો છેડો, ટચળી આંગળીની જોડની આંગળી, વાળ, રુવાંડાં, કે કપડાના લટકતા છોગાં એઓનો સ્પર્શ કરતા કરતા અથવા કાન વગેરે શરીરનાં છિદ્રો, કાંધ, હ્રદય, ગાલ, માથું, છાતી કે કુખ એઓની ઉપર હાથ મુકીને અથવા માથાની ખોપરી, પથરો, રાખ, હાડકાં કે ફોતરા હાથમાં લેઇને અથવા તો ધરતીને ખોતરતા કે કોઈ વસ્તુને મુકી દેતા, કે માટીનાં ઢેફાંને ભાંગતા અથવા તેલ કે કાદવ શરીર ઉપર ચોપડીને અથવા રાતાં ફુલની માળાઓ પ્હેરીને કે રાતું ચંદન શરીર ઉપર ચોપડીને અથવા સાર વગરનું પાકું ફલ કે એના જેવી જ બીજી વસ્તુને હાથમાં લઇને અથવા નખથી બીજા નખને કે હાથથી પગને પકડતા, અથવા હાથમાં જોડા કે ચામડું લઇને અથવા રોતા રોતા, હાંફતા હાંફતા કે દક્ષિણ દિશામાં હાથ જોડતા વૈદ્યની પાસે આવે તથા જે દૂતો ગલતકુષ્ઠ વગેરે વિકૃત રોગોથી પીડાયલા, ખરાબ આચરણવાળા, આંખની ખોડવાળા, અથવા વિષમ સ્થાનમાં ઉભા રહેલા હોય અથવા એક પગથી ઉભા રહેલા હોય તે દૂતોને પણ અશુભ જાણવા. ૧૦–૧૪

दक्षिणाभिमुखं देशे त्वशुचौ वा हुताशनम् ॥१५॥
ज्वलयन्तं पचन्तं वा क्रूरकर्मणि चोद्यतम् ।
नग्नं भूमौ शयानं वा वेगोत्सर्गेषु वाऽशुचिम्॥१६॥
प्रकीर्णकेशमभ्यक्तं स्विन्नं विक्लवमेव च ।
वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः ॥ १७ ॥

૮ વૈદ્ય દક્ષિણ દિશા તરફ મ્હોઢું કરીને બેઠો કે ઉભો હોય, અપવિત્ર પ્રદેશમાં ઉભો હોય, અગ્નિ સળગાવતો હોય, કંઈ પણ રાંધતો હોય, પશુવધ વગેરે ક્રૂર કર્મો કરવાને તૈયાર થયો હોય, નાગો હોય, ધરતી ઉપર સૂતો હોય, મળ-મૂત્ર વગેરેનો ત્યાગ કરવાથી અપવિત્ર સ્થિતિ-

માં હોય, છુટા વાળવાળો હોય, તેલ ચોળીને બેઠેલો હોય, પસીનાથી ભીંજાયેલો હોય કે વિહ્વલ હોય તે સમયે જે દૂતો આવે તેઓ અશુભ સમજવા. ૧૫-૧૭

**वैद्यस्य पित्र्ये दैवे वा कार्ये चोत्पातदर्शने ।**
**मध्याह्ने चार्धरात्रे वा संध्ययोः**

૯ વૈદ્ય શ્રાદ્ધ વગેરે પિતૃકાર્ય કે હોમ વગેરે દેવકાર્ય કરતો હોય તે સમયે, ઉલ્કાપાત વગેરે ઉત્પાત થતો હોય તે સમયે, મધ્યાહ્ને, અર્ધરાતે અથવા સૂર્યોદયના કે સૂર્યાસ્તના સમયમાં જે દૂતો આવે તે દૂતોને અશુભ સમજવા.

**कृत्तिकासु च ॥ १८ ॥**
**आर्द्राश्लेषामघामूलपूर्वासु भरणीषु च ।**

૧૦ જે દૂતો કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, મૂલ, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદા, પૂર્વાષાઢા અને ભરણી એ નક્ષત્રોમાં વૈદ્યની પાસે આવે તે દૂતોને અશુભ સમજવા. ૧૮

**चतुर्थ्यां वा नवम्यां वा षष्ठ्यां संधिदिनेषु च १९**
**वैद्यं य उपसर्पन्ति दूतास्ते चापि गर्हिताः ।**

૧૧ જે દૂતો ચોથ, નોમ, છઠ, અમાસ, પુનમ કે પ્રતિપદા (એકમ) એ તિથિઓમાં વૈદ્યની પાસે આવે તે દૂતોને પણ અશુભ સમજવા. ૧૯

### અમુક સંયોગમાં દૂતોનું શુભાશુભપણું.

**स्विन्नाभितप्ता मध्याह्ने ज्वलनस्य समीपतः ॥२०॥**
**गर्हिताः पित्तरोगेषु दूता वैद्यमुपागताः ।**
**त एव कफरोगेषु कर्मसिद्धिकराः स्मृताः ॥२१॥**
**एतेन शेषं व्याख्यातं बुद्ध्या संविभजेत्तु तत् ।**
**रक्तपित्तातिसारेषु प्रमेहेषु तथैव च ॥ २२ ॥**
**प्रशस्तो जलरोधेषु दूतवैद्यसमागमः ।**
**विज्ञायैवं विभागं तु शेषं बुध्येत पण्डितः ॥ २३ ॥**

૧૨ જે દૂતો અગ્નિના સમીપમાંથી પરસેવાથી ભીંજાઇને તથા તપીને મધ્યાહ્ન સમયમાં વૈદ્યની પાસે આવે તે દૂતોને જો રોગીને પિત્ત સંબન્ધી રોગ થયો હોય તો અશુભ સમજવા અને જો રોગીને કફ સંબન્ધી રોગ થયો હોય તો શુભ સમજવા. વાયુ વગેરેના રોગોમાં પણ વૈદ્યે આ ઉપરથી વિચાર કરીને પોતાની બુદ્ધિથી દૂતોના શુભ અશુભપણાનો નિર્ણય કરી લેવો. રક્તપિત્ત, અતિસાર અને પ્રમેહ એ રોગોમાં જ્યાં જળનો અટકાવ થતો હોય તે સ્થલમાં જો દૂતનો અને વૈદ્યનો સમાગમ થાય તો તે શુભ છે. પંડિત વૈદ્યે આ ઉપરથી વિચાર કરીને બીજા રોગોમાં પણ દૂત અને વૈદ્યના સમાગમના સ્થલ ઉપરથી રોગીના શુભ અશુભ ભવિષ્યનો નિર્ણય કરી લેવો. ૨૦-૨૩

### કાર્યસિદ્ધિ કરનારા દૂતો.

**शुक्लवासाः शुचिर्गौरः श्यामो वा प्रियदर्शनः ॥**
**स्वस्यां जातौ सगोत्रो वा दूतः कार्यकरः स्मृतः २४**
**गोयानेनागतस्तुष्टः पादाभ्यां शुभचेष्टितः ।**
**धृतिमान्विधिकालज्ञः स्वतन्त्रः प्रतिपत्तिमान् २५**
**अलंकृतो मङ्गलवाग्दूतः कार्यकरः स्मृतः ।**

૧૩ જે દૂતે, સફેદ વસ્ત્ર પેર્યાં હોય, ગૌરવર્ણવાળો અથવા શ્યામવર્ણવાળો છતાં પણ રૂપાળો હોય, રોગીની જાતનો કે રોગીના ગોત્રનો હોય, શુભ ચેષ્ટાવાળો, ધીરજવાળો, કર્તવ્યને તથા સમયને સમજનારો હોય, અને શણગારેલો, સ્વતન્ત્ર, સ્નિગ્ધ તથા કોમળ વચન બોલનારો હોય તથા માંગલિગ પદાર્થો લઈ, બળદની ગાડીમાં બેસીને અથવા તો પગે ચાલીને વૈદ્યની પાસે આવેલો હોય તે દૂતને કાર્યની સિદ્ધિ કરનારો સમજવો. ૨૪-૨૫

**स्वस्थं प्राङ्मुखमासीनं समे देशे शुचौ शुचिम् २६**
**उपसर्पति यो वैद्यं स च कार्यकरः स्मृतः ।**

૧૪ જે દૂત આરોગ્યતાવાળા, પવિત્ર તથા સરખા પ્રદેશમાં ઉગમણે મ્હોડે બેઠેલા અને પવિત્ર સ્થિતિમાં રહેલા વૈદ્યની પાસે આવે તે દૂતને કાર્યની સિદ્ધિ કરનારો સમજવો. ૨૬

### કાર્યસિદ્ધિ કરનારાં શુભ શકુન.

**मांसोदकुम्भातपत्रविप्रवारणगोवृषाः ॥ २७ ॥**
**शुक्लवर्णाश्च पूज्यन्ते प्रस्थाने दर्शनं गताः ।**
**स्त्री पुत्रिणी सवत्सा गौर्वर्द्धमानमलंकृता ॥२८॥**
**कन्या मत्स्याः फलं चामं स्वस्तिकं मोदका दधि ।**
**हिरण्याक्षतपात्रं वा रत्नानि सुमना नृपः ॥ २९ ॥**
**अप्रशान्तोऽनलो वाजी हंसश्चाषः शिखी तथा ।**

૧૫ વૈદ્યને રોગીને ઘેર જવાના સમયમાં કાચું માંસ, પાણીના ઘડો, છત્ર, બ્રાહ્મણો, હાથી, ગાય, બળદ, શુકલ વર્ણવાળાં પદાર્થો, પુત્રવાળી સ્ત્રી, વાછડા સહિત ગાય, માટીનાં કોડીયાં, શણગારેલી કન્યા, માછલાં, કાચું ફળ, સાથીઓ, લાડુ, સોનું, જેમાં ચોખા ભરેલા હોય એવું પાત્ર, પ્રસન્ન ચિત્તવાળો રાજા, બળતો અગ્નિ, ઘોડો, હંસ પક્ષી, ચાષ પક્ષી કે મોર જોવામાં આવે તો કાર્યની સિદ્ધિ થશે એમ સમજવું. ૨૭-૨૯

**ब्रह्मदुन्दुभिजीमूतशङ्खवेणुरथस्वनाः ॥ ३० ॥**
**सिंहगोवृषनादाश्च हेषितं गजबृंहितम् ।**
**शस्तं हंसरुतं नृणां कौशिकं चैव वामतः ॥३१॥**
**प्रस्थाने यायिनः श्रेष्ठाः वाचश्च हृदयंगमाः ।**
**पत्रपुष्पफलोपेतान्सक्षीरान्नीरुजो द्रुमान् ॥ ३२॥**
**आश्रिता वा नभोवेश्मध्वजतोरणवेदिकाः ।**
**दिक्षु शान्तासु वक्तारो मधुरं पृष्ठतोऽनुगाः॥३३॥**
**वामा वा दक्षिणा वापि शकुनाः कर्मसिद्धये ।**

૧૬ વૈદ્યને રોગીને ઘેર જવાના સમયમાં વેદનો ધ્વનિ, નોબતનો અવાજ, મેઘની ગર્જના, શંખનો શબ્દ, વાંસળીનો શબ્દ, રથનો શબ્દ, સિંહની ત્રાડ, બળદના હીંઓરા, ઘોડાની હણહણાટી, હાથીની ગર્જના, હંસનો શબ્દ, ડાબી તરફ ઘુવડનો શબ્દ અને રાજદ્વારમાં જતા લોકોની હૃદયને પ્રિય લાગે એવી વાણી એ સઘળા શબ્દોનું સાંભળવું શુભ છે. પાનડાં, ફૂલો અને ફળોથી શોભાયમાન તથા રોગ વગરના અને છીરવાળા વૃક્ષો ઉપર બેઠેલાં, આકાશમાં ઉડતાં અથવા ઘર, ધ્વજ કે છાજલીઓ અથવા તો વેદિઓ ઉપર બેઠેલાં પક્ષીઓ મધુર ધ્વનિ કરતાં હોય અથવા તો શાંત એવી દિશાઓમાં, પાછળ ડાબે પડખે અથવા જમણે પડખે રહીને પક્ષીઓ મધુર અવાજ કરતાં કરતાં ચાલ્યાં જાય તો કાર્યની સિદ્ધિ થાશે એમ સમજવું. ૩૦–૩૩

### અશુભ શકુનો.

**शुष्केऽशनिहते पत्रे वल्लीनद्धे सकण्टके ॥३४॥**
**वृक्षेऽथवाऽश्मभस्मास्थिविट्तुषाङ्गारपांसुषु ।**
**चैत्यवल्मीकविषमस्थिता दीप्तखरस्वराः ॥३५॥**
**पुरतो दिक्षु दीप्तासु वक्तारो नार्थसाधकाः ।**

૧૭ વૈદ્યને રોગીને ઘેર જવાના સમયમાં સુકાયેલાં, વીજળી પડવાથી બળી ગયેલાં, લતાઓથી ઘેરાયેલા અને કાંટાવાળા વૃક્ષો ઉપર, વિજળી પડવાથી બળી ગયેલાં પાદડાં ઉપર, અથવા પથરા, રાખ, હાડકાં, વિષ્ઠા, ફોતરાં, કોલસા, ધૂળ, ચૈત્ય, રાફડા અને વિષમસ્થાન એઓ ઉપર બેઠેલાં અથવા તો સન્મુખ દવ લાગવાથી પ્રદીપ્ત થયેલી દિશાઓમાં પક્ષીઓ અતિ કઠોર સ્વરથી બોલતાં હોય તો એ શકુનો અર્થની સિદ્ધિ કરનારાં નથી. ૩૪–૩૫

### શુભ તથા અશુભ શકુનો.

**पुन्नामानःखगा वामाः स्त्रीसंज्ञा दक्षिणाः शुभाः३६**
**दक्षिणाद्वामगमनं प्रशस्तं श्वशृगालयोः ।**
**वामं नकुलचाषाणां नोभयं शशसर्पयोः ॥ ३७॥**
**भासकौशिकयोश्चैव न प्रशस्तं किलोभयम् ।**
**दर्शनं वा रुतं चापि न गोधाकृकलासयोः ॥ ३८ ॥**
**दूतैरनिष्टैस्तुल्यानामशस्तं दर्शनं नृणाम् ।**
**कुलत्थतिलकार्पासतुषपाषाणभस्मनाम् ॥ ३९ ॥**
**पात्रं नेष्टं तथाङ्गारतैलकर्दमपूरितम् ।**
**प्रसन्नेतरमद्यानां पूर्णं वा रक्तसर्षपैः ॥ ४० ॥**
**शवकाष्ठपलाशानां शुष्काणां पथि संगमाः ।**
**नेष्यन्ते पतितान्तस्थदीनान्धरिपवस्तथा ॥ ४१ ॥**

૧૮ વૈદ્યને રોગીને ઘેર જવાના સમયમાં પુલ્લિંગનામવાળાં પક્ષીઓ ડાબી તરફ અને સ્ત્રીલિંગનામવાળાં પક્ષીઓ જમણી તરફ જોવામાં આવે તો તે શકુન શુભ છે; કુતરો કે શીયાળ જમણી તરફથી ડાબી તરફ ઉતરે (ચાલ્યાં જાય) તો તે શકુન શુભ છે; નોળીઓ અને ચાષપક્ષી એઓ પણ ડાબાં ઉતરે તો શુભ છે; પરંતુ શશલો, સર્પ, ગરજ અને ઘુવડ એઓનું કોઈ પણ તરફ ઉતરવું અશુભ છે; ઘો અને કાકીંડો એઓનું દર્શન અને બોલવું બન્નેય અશુભ છે; અશુભસૂચક દૂતોના જેવાં જ લક્ષણોવાળા બીજા પણ કોઈ માણુસો જોવામાં આવે તો તેઓનું દર્શન પણ અશુભ છે; કળથી, તલ, કપાસ, ફોતરાં, પથરા, રાખ, કોલસા, તેલ, કાદવ, પ્રસન્ન શિવાયનું બીજી જાતનું મદ્ય અથવા રાતા સર્ષપ એઓથી ભરેલા પાત્રનું દર્શન અશુભ છે; રસ્તામાં ચાલતાં સુકાયેલાં શબો, સુકાયેલાં લાકડાઓ અને સુકાયેલાં પાનડાઓનો સમાગમ થાય તો તે અશુભ છે. તેમ જ પતિત, મરવા પડેલા, દીન અને આંધળા માણુસો તથા શત્રુ એઓનો સમાગમ થાય તો તે પણ અશુભ જ છે. ૩૬–૪૧

**मृदुः शीतोऽनुकूलश्च सुगन्धिश्चानिलः शुभः ।**
**खरोष्णोऽनिष्टगन्धश्च प्रतिलोमश्च गर्हितः ॥ ४२ ॥**

૧૯ વૈદ્યને રોગીને ઘેર જવાના સમયમાં કોમળ, ઠંડો, અનુકૂલ (પાછળથી આવતો) અને સુગન્ધવાળો પવન શુભકારી છે. પરંતુ કઠોર, ગરમ, પ્રતિકૂલ (સામેથી આવતો) અને દુર્ગન્ધવાળો પવન અશુભ છે. ૪૨

**ग्रंथ्यर्बुदादिषु सदा छेदशब्दश्च पूजितः ।**
**विद्रध्युदरगुल्मेषु भेदशब्दस्तथैव च ॥ ४३ ॥**
**रक्तपित्तातिसारेषु रुद्धशब्दः प्रशस्यते ।**
**एवं व्याधिविशेषेण निमित्तमुपधारयेत् ॥ ४४ ॥**

૨૦ વૈદ્યને રોગીને ઘેર જવાના સમયમાં ગ્રન્થિ, અર્બુદ વગેરે રોગવાળાની પાસે જવું હોય ત્યારે જો કાપવાના અર્થવાળો શબ્દ સાંભળવામાં આવે તો તે શુભ છે; વિદ્રધિ, ઉદર કે ગુલ્મ રોગવાળાની પાસે જવું હોય ત્યારે ચીરવાના અર્થવાળો શબ્દ સાંભળવામાં આવે તો તે શુભ છે અને રક્તપિત્ત તથા અતિસાર રોગવાળાની પાસે જવું હોય ત્યારે જો રોકવાના અર્થવાળો શબ્દ કાને પડે તો તે શુભ છે. એટલે એ રોગોમાં એવા શબ્દો સાંભળીને જો વૈદ્ય રોગીને ઘેર જાય તો રોગીને આરામ થાય છે. આ પ્રમાણે બીજા રોગોમાં પણ શબ્દો ઉપરથી રોગીના શુભ અશુભ ભવિષ્યનો નિર્ણય કરી લેવો. ૪૩–૪૪

### અમાંગલિક શબ્દો.

**तथैवाक्रुष्टहाकष्टमाक्रन्दरुदितस्वनाः ।**
**छर्द्या वातपुरीषाणां शब्दो वै गर्दभोष्ट्रयोः ॥ ४५ ॥**

૨૧ આક્રોશનો (ગાળનો અથવા તિરસ્કારનો) શબ્દ, હાય મરી ગયો એવો શબ્દ, દુઃખનો શબ્દ, રોવાનો અવાજ, ઉલટી કરવાનો અવાજ, અધોવાયુનો (પાદવાનો અવાજ, ઝાડે ફરવાનો અવાજ, ગધેડાનું ભુંકવું,

અને ઉંટનું ગાંગરવું એ શબ્દો વૈદ્યને રોગીને ઘેર જવાના સમયમાં અમંગલ સૂચવનારા છે. ૪૫

**प्रतिषिद्धं तथा भग्नं क्षुतं स्खलितमाहतम् ।**
**दौर्मनस्यं च वैद्यस्य यात्रायां न प्रशस्यते ॥ ४६ ॥**

૨૧ વૈદ્ય રોગીને જોવા માટે પોતાને ઘેરથી ચાલે તે સમયમાં તેને કોઈ જવા માટે નિષેધ-મનાઈ કરે, કોઈ વસ્તુ ભાંગી જાય, છીંક થાય, વૈદ્ય પડી જાય, કે તેને કંઈ લાગી જાય અથવા તો તેના મનમાં ખેદ થાય તો તે અશુભ છે. ૪૬

### વૈદ્યના પોતાના ઘરમાંથી નિકળતી વખતનાં અથવા તો રોગીના ઘરમાં પેસતી વખતનાં અશુભ શકુન.

**प्रवेशेऽप्येतदुद्देशाद्वेक्ष्यं च तथातुरे ।**
**प्रतिद्वारं गृहे वास्य पुनरेतन्न गण्यते ॥ ४७ ॥**
**केशभस्मास्थिकाष्ठाश्मतुषकार्पासकण्टकाः ।**
**खट्वोर्ध्वपादा मद्यापो वसा तैलं तिलास्तृणम् ४८**
**नपुंसकव्यङ्गभग्ननग्नमुण्डासिताम्बराः ।**
**प्रस्थाने वा प्रवेशे वा नेष्यन्ते दर्शनं गताः ॥४९॥**

૨૨ રોગીના ઘરમાં પ્રવેશ કરતી વખતે પોતાની તથા રોગીની એ સર્વ સ્થિતિ વૈદ્યે જોવી. પરંતુ રોગીના ઘરમાં ગયા પછી રોગીના ઘરના દ્વાર આગળ કે તે ઘરમાં એવી જાતનો બનાવ બને તો તેને અશુભ ગણવો નહિ. વૈદ્ય પોતાના ઘરમાંથી નીકળે તે સમયમાં અથવા રોગીના ઘરમાં પ્રવેશ કરે તે સમયમાં જો તેને વાળ, રાખ, હાડકાં, લાકડાં, પથરા, ફોતરાં કપાસ, કાંટા, ઉંધો પડેલો ખાટલો, મદ્ય, જળ, ચરબી, તેલ, ખડ, નપુંસક, ખોડવાળો માણસ, ભાંગેલા અંગવાળો માણસ, નગ્ન, માથે મુંડો કે તમામ કાળા વસ્ત્રોવાળો માણસ જોવામાં આવે તો તે અશુભ છે. ૪૭–૪૯

### રોગીના ઘરમાં પ્રવેશ કરતી વખતનાં તથા બેસતી વખતનાં અશુભ શકુનો.

**भाण्डानां सङ्करस्थानां स्थानात्संचरणं तथा ।**
**निखातोत्पाटनं भङ्गः पतनं निर्गमस्तथा ॥ ५० ॥**
**वैद्यासनावसादो वा रोगी वा स्यादधोमुखः ।**

૨૩ વૈદ્ય રોગીના ઘરમાં પ્રવેશ કરે અથવા તો બેસે તે સમયમાં એકઠાં કરેલાં વાસણો પોતાના સ્થાનમાંથી ખસી જાય, ઉંડી ખોડેલી વસ્તુ ઉખેડવામાં આવતી હોય, કોઇ પણ વસ્તુ ભાંગી નાખવામાં આવતી હોય, કોઇ વસ્તુ પડી જતી હોય, કોઇ વસ્તુને બ્હાર લેઈ જવામાં આવતી હોય, વૈદ્યને બેસવાનું આસન પડી જાય કે રોગી નીચું મ્હોડું કરીને બેઠો હોય તો તે અશુભ છે. ૫૦

### કેવા રોગીને આરામ થાતો નથી ?

**वैद्यं संभाषमाणोऽङ्गं कुड्यमास्तरणानि वा ॥५१॥**
**प्रमृद्याद्वा धुनीयाद्वा करौ पृष्ठं शिरस्तथा ।**
**हस्तं चाकृष्य वैद्यस्य न्यसेच्छिरसि चोरसि ५२**
**यो वैद्यमुन्मुखः पृच्छेदुन्मार्ष्टि स्वाङ्गमातुरः ।**
**न स सिध्यति वैद्यो वा गृहे यस्य न पूज्यते ५३**
**भवने पूज्यते वापि यस्य वैद्यः स सिध्यति ।**

૨૪ રોગી વૈદ્યની સાથે વાત કરતાં કરતાં પોતાના અંગને, ભીંતને અથવા બીછાનાને હલાવ્યા કરે, અથવા તો હાથ, પીઠ કે માથું હલાવ્યા કરે અથવા વૈદ્યનો હાથ ખેંચીને પોતાના માથા ઉપર કે છાતી ઉપર મુકે તો તે અશુભ છે. જે રોગી ઉંચું મ્હોડું કરીને વૈદ્યને પ્રશ્ન પૂછે અથવા તો પ્રશ્ન પૂછતી વખતે પોતાના અંગને સાફ કર્યાં કરે તે રોગીને આરામ થતો નથી. જે રોગીના ઘરમાં વૈદ્યનો સત્કાર થાય તે રોગીને આરામ થાય છે અને જે રોગીના ઘરમાં વૈદ્યનો સત્કાર થાય નહી તે રોગીને આરામ થતો નથી. ૫૧–૫૩

### વૈદ્યે રોગીના દૂતોની પરીક્ષા કરવી.

**शुभं शुभेषु दूतादिष्वशुभं ह्यशुभेषु च ॥ ५४ ॥**
**आतुरस्य ध्रुवं तस्माद्दूतादींल्लक्षयेद्भिषक् ।**

૨૫ જે રોગીના દૂત વગેરે સારા લક્ષણોવાળા હોય તે રોગીનું શુભ થાય છે અને જેના દૂત વગેરે ખરાબ લક્ષણોવાળા હોય તે રોગીનું અશુભ થાય છે એટલા માટે રોગીનું ભવિષ્ય જાણવા સારું વૈદ્યે અવશ્ય રોગીના દૂત વગેરેની પરીક્ષા કરવી. ૫૪

### શુભાશુભ સ્વપ્નો કહેવાની પ્રતિજ્ઞા.

**स्वप्नानतः प्रवक्ष्यामि मरणाय शुभाय च ॥ ५५ ॥**
**सुहृदो यांश्च पश्यन्ति व्याधितो वा स्वयं तथा ।**

૨૫ હવે જે સ્વપ્નો રોગીના સગાસંબંધીઓના અથવા રોગીના પોતાના જોવામાં આવતાં મરણની અથવા રોગમાંથી મુક્ત થવાની સૂચના આપે છે તે સ્વપ્નવિશે કહું છું. ૫૫

### અશુભ સ્વપ્નો.

**स्नेहाभ्यक्तशरीरस्तु करभव्यालगर्दभैः ॥ ५६ ॥**
**वराहैर्महिषैर्वापि यो यायाद्दक्षिणामुखः ।**
**रक्ताम्बरधरा कृष्णा हसन्ती मुक्तमूर्द्धजा ॥ ५७ ॥**
**यं वा कर्षति बद्ध्वा स्त्री नृत्यन्ती दक्षिणामुखम् ।**
**अन्त्यावसायिभिर्यो वा कृष्यते दक्षिणामुखः ५८**
**परिष्वजेरन्यं वापि प्रेताः प्रव्रजितास्तथा ।**
**मूर्द्धन्याघ्रायते यस्तु श्वापदैर्विकृताननैः ॥ ५९ ॥**
**पिबेन्मधु च तैलं च यो वा पङ्केऽवसीदति ।**
**पङ्कप्रदिग्धगात्रो वा प्रनृत्येत्प्रहसेत्तथा ॥ ६० ॥**
**निरम्बरश्च यो रक्तां धारयेच्छिरसि स्रजम् ।**
**यस्य वंशो नलो वापि तालो वोरसि जायते ॥६१॥**
**यं वा मत्स्यो ग्रसेद्यो वा जननीं प्रविशेन्नरः ।**
**पर्वताग्रात्पतेद्यो वा श्वभ्रे वा तमसावृते ॥ ६२ ॥**

**हीयते स्रोतसा यो वा यो वा मौण्ड्यमवाप्नुयात् ।**
**पराजीयेत बध्येत काकाद्यैर्वाभिभूयते ॥ ६३ ॥**
**पतनं तारकादीनां प्रणाशं दीपचक्षुषोः ।**
**यः पश्येद्दैवतानां वा प्रकम्पमवनेस्तथा ॥ ६४ ॥**
**यस्य छर्दिर्विरेको वा दशनाः प्रपतन्ति वा ।**
**शाल्मलीं किंशुकं यूपं वल्मीकं पारिभद्रकम् ॥ ६५ ॥**
**पुष्पाढ्यं कोविदारं वा चितां वा योऽधिरोहति ।**
**कर्पासतैलपिण्याकलोहानि लवणं तिलान् ॥ ६६ ॥**
**लभेताश्नीत वा पक्वमन्नं यश्च पिबेत्सुराम् ।**
**स्वस्थः स लभते व्याधिं व्याधितो मृत्युमृच्छति ६७**

૨૭ જે માણસ સ્વપ્નમાં આ રીતે દેખે કે-તે જાણે શરીરે તેલ ચોળી ઉંટ, વાઘ વગેરે અથવા તો હિંસક પ્રાણી, ગધેડા, સૂવર કે પાડો એઓના ઉપર બેસીને દક્ષિણ દિશા તરફ જાય છે, અથવા જેણે રાતાં કપડાં પહેરેલાં હોય, જેના વાળ છૂટા હોય અને જેનો વર્ણ કાળો હોય એવી કોઈ સ્ત્રી હસતી હસતી અને નાચતી નાચતી તેને બાંધીને દક્ષિણ દિશા તરફ ખેંચી જાય છે; અથવા ચંડાલ વગેરે નીચ જાતિના લોકો તેને દક્ષિણ દિશા તરફ ખેંચી જાય છે; અથવા જાણે પ્રેતો કે સંન્યાસીઓ તેને આલિંગન કરે છે; અથવા જાણે ખરાબ મ્હોડા-વાળાં ફાડી ખાનારા પ્રાણીઓ તેનું માથું સુંઘે છે; અથવા તો તે જાણે તેલ કે મદ્ય પીયે છે; અથવા જાણે તે કાદવમાં ડૂબી જાય છે; અથવા જાણે તે શરીર ઉપર કાદવ ચોપડીને નાચે છે અને હસે છે; અથવા જાણે નાગો થઈને રાતી માળા માથા ઉપર પ્હેરે છે; અથવા જાણે તેની છાતી ઉપર વાંશ, બરુ કે તાડનું ઝાડ ઉગ્યું હોય એમ તેને લાગે છે; અથવા જાણે માછલું તેને ગળી જાય છે; અથવા તો તે માતાના ઉદરમાં પ્રવેશ કરે છે; અથવા જાણે તે પર્વતની ટોંચ ઉપરથી અંધારા ખાડામાં પડી જાય છે; અથવા જાણે તે નદી વગેરેના પ્રવાહમાં તણાઈ જાય છે; અથવા જાણે તે માથું મુંડાવે છે; અથવા જાણે તે યુદ્ધમાં હારી જાય છે, બંધાય છે કે કાગડાઓ વગેરેથી પરાભવ પામે છે; અથવા જાણે તારા વગેરે ખરી પડે છે, દીવો બુઝાઈ જાય છે, નેત્રો નાશ પામે છે, અથવા દેવતાઓની મૂર્તિઓ કે પૃથ્વી કંપે છે; અથવા જાણે રોગીને ઉલટી થાય છે કે રેચ લાગે છે; અથવા જાણે તેના દાંતો પડી જાય છે; અથવા જાણે તે શેમળો, ખાખરો, યજ્ઞમાં પશુને બાંધવા માટે ખોડેલું લાકડું, રાફડો, લિંબડો, ફુલોથી ભરપૂર ચંપાકાડીનાં ઝાડ કે ચિતા એઓના ઉપર ચ્હડે છે; અથવા જાણે તે કપાસ, તેલ, ખોળ, લોહડું, મીઠું, તલ મેળવે છે; અથવા તો રાંધેલાં અન્નનું સ્વપ્નમાં ભોજન કરે છે કે દારૂ પીયે છે આવાં સ્વપ્ન જોવાથી સાજો મનુષ્ય રોગી થાય છે અને રોગી હોય તો મરણ પામે છે. ૫૬-૬૭

## નિષ્ફળ નીવડનારાં સ્વપ્નો.

**यथास्वं प्रकृतिस्वप्नो विस्मृतो विहतश्च ।**
**चिन्ताकृतो दिवा दृष्टो भवन्त्यफलदास्तु ते ॥६८॥**

૨૮ જે માણસની જે પ્રકૃતિ હોય તે પ્રકૃતિ પ્રમાણે તે જો સ્વપ્ન દેખે (એટલે જેમકે-વાત પ્રકૃતિવાળો માણસ સ્વપ્નમાં આકાશમાં જાય, પિત્ત પ્રકૃતિવાળો માણસ સ્વપ્નમાં અગ્નિ, વીજળી વગેરેને દેખે અને કફ પ્રકૃતિ-વાળો માણસ સ્વપ્નમાં જલાશય વગેરે દેખે), અથવા જોયેલું સ્વપ્ન બીલકુલ ભુલાઈ જાય, અથવા ખરાબ સ્વપ્ન જોયા પછી સારું સ્વપ્ન કે સારું સ્વપ્ન જોયા પછી ખરાબ સ્વપ્ન જોવામાં આવે અથવા જે સ્વપ્ન અમુક બાબતનો વારંવાર વિચાર કરવાથી આવે અને જે સ્વપ્ન દીવસે જોવામાં આવે તે સ્વપ્નનું કંઈ પણ ફળ મળતું નથી. ૬૮

## અશુભ ફળ આપનારાં વિશિષ્ટ સ્વપ્ન.

**ज्वरितानां शुना सख्यं कपिसख्यं तु शोषिणाम् ।**
**उन्मादे राक्षसैः प्रेतैरपस्मारे प्रवर्तनम् ॥ ६९ ॥**
**मेहातिसारिणां तोयपानं स्नेहस्य कुष्ठिनाम् ।**
**गुल्मेषु स्थावरोत्पत्तिः कोष्ठे मूर्ध्नि शिरोरुजि ७०**
**शष्कुलीभक्षणं छर्द्यामध्वा श्वासपिपासयोः ।**
**हारिद्रं भोजनं वापि यस्य स्यात्पाण्डुरोगिणः ७१**
**रक्तपित्ती पिबेद्यश्च शोणितं स विनश्यति ।**

૨૯ જેઓને જ્વર આવેલો હોય તે માણસને જો સ્વપ્નમાં કુતરાની સાથે દોસ્તી થાય, જેઓને ક્ષય રોગ થયેલો હોય તે રોગીઓને જો સ્વપ્નમાં વાંદરાની સાથે દોસ્તી થાય, જેઓને ઉન્માદ થયો હોય તે રોગીને જો સ્વપ્નમાં રાક્ષસોની સાથે સમાગમ થાય, જેઓને અપસ્માર રોગ થયેલો હોય તે રોગીને જો સ્વપ્નમાં પ્રેતોનો સમાગમ થાય, જેને પ્રમેહ કે અતિસાર રોગ થયેલો હોય તે રોગી જો સ્વપ્નમાં પાણી પીયે, જેને કુષ્ઠ રોગ થયેલો હોય તે રોગી જો સ્વપ્નમાં ઘી, તેલ વગેરે સ્નેહનું પાન કરે, જેને ગુલ્મ રોગ થયેલો હોય તે રોગીના પેટ ઉપર સ્વપ્નમાં ઝાડ ઉગી નીકળે, માથામાં દુખાવો થતો હોય તે રોગી પોતાના માથામાં જો સ્વપ્નમાં ઝાડ ઉગી નીકળેલું દેખે, જેને ઉલટી થતી હોય તે માણસ જો સ્વપ્નમાં પુરી ખાય, જેને શ્વાસ કે તૃષા રોગ થયેલા હોય તે માણસ જો સ્વપ્નમાં પંથ કરે, જેઓને પાંડુરોગ થયેલો હોય તે રોગીઓ જો સ્વપ્નમાં હળદરવાળું ભોજન કરે અને જેને રક્તપિત્ત રોગ થયેલો હોય તે માણસ જો સ્વપ્નમાં લોહી પીયે તો તે મરી જાય છે. ૬૯-૭૧

## અશુભ સ્વપ્નોનું નિવારણ.

**स्वप्नानेवंविधान्दृष्ट्वा प्रातरुत्थाय यत्नवान् ॥ ७२ ॥**
**दद्यान्माषांस्तिलांल्लोहं विप्रेभ्यः काञ्चनं तथा ।**

जपेच्चापि शुभान्मन्त्रान्गायत्रीं त्रिपदां तथा ७३
दृष्ट्वा च प्रथमे यामे सुप्याद् ध्यात्वा पुनः शुभम् ।
जपेद्वान्यतमं वेदं ब्रह्मचारी समाहितः ॥ ७४ ॥
न चाचक्षीत कस्मैचिद्दृष्ट्वा स्वप्नमशोभनम् ।
देवतायतने चैव वसेद्रात्रित्रयं तथा ॥ ७५ ॥
विप्रांश्च पूजयेन्नित्यं दुःस्वप्नात्प्रविमुच्यते ॥

३० આવી જાતનાં ખરાબ સ્વપ્નો જોવામાં આવે તો પ્રભાતમાં ઉઠી યત્નથી બ્રાહ્મણુને અડદ, તલ, લોઢું, અને સોનું એઓનું દાન આપવું. વેદના શુભ મંત્રોનો તથા ત્રિપદા ગાયત્રીનો જપ કરવો. રાત્રિના પ્હેલા પહોરમાં ખરાબ સ્વપ્ન જોવામાં આવ્યું હોય તો મંગલદાયક વિષયનું ધ્યાન કરીને પાછું સુઈ જવું અથવા તો બ્રહ્મચર્ય રાખી, એકાગ્રચિત્ત થઇને ચાર વેદમાંથી એક વેદનો પાઠ કરવો. ખરાબ સ્વપ્ન જોવામાં આવેલું હોય તે કોઇને કહેવું નહિ, દેવમંદિરમાં (અગ્નિહોત્રની યજ્ઞશાળામાં) ત્રણ રાત સુધી રહેવું તથા બ્રાહ્મણોનું નિત્ય પૂજન કરવું. આમ કરવાથી ખરાબ સ્વપ્નનું ફળ થતું નથી. ૭૨-૭૫.

### શુભ સ્વપ્નો.

अत ऊर्ध्वं प्रवक्ष्यामि प्रशस्तं स्वप्नदर्शनम् ॥७६॥
देवान्द्विजान्गोवृषभाञ्जीवतः सुहृदो नृपान् ।
समिद्धमग्निं विप्रांश्च निर्मलानि जलानि च ॥७७॥
पश्येत्कल्याणलाभाय व्याधेरपगमाय च ।
मांसं मत्स्यान्स्रजः श्वेता वासांसि च फलानि च ७८
लभन्ते धनलाभाय व्याधेरपगमाय च ।
महाप्रासादसफलवृक्षवारणपर्वतान् ॥ ७९ ॥
आरोहेद्द्रव्यलाभाय व्याधेरपगमाय च ।
नदीनदसमुद्रांश्च क्षुभितान्कलुषोदकान् ॥ ८० ॥
तरेत्कल्याणलाभाय व्याधेरपगमाय च ।
उरगो वा जलौका वा भ्रमरो वापि यं दशेत् ८१
आरोग्यं निर्दिशेत्तस्य धनलाभं च बुद्धिमान् ।

३१ હવે સારાં સ્વપ્નોનાં દર્શનોનું ફળ કહું છું:-જે માણુસ સ્વપ્નમાં દેવો, દ્વિજો, ગાય, બલદ, જીવતા સ્નેહીઓ, રાજા, બળતો અગ્નિ, બ્રાહ્મણો કે નિર્મળ પાણી એઓને જુવે તે માણુસ જો સાજો હોય તો કલ્યાણને પ્રાપ્ત થાય છે અને રોગી હોય તો રોગમાંથી મુક્ત થાય છે. જે માણુસને સ્વપ્નમાં માંસ, માછલાં, ધોળાં ફુલની માળાઓ, ધોળાં વસ્ત્રો કે ફળોની પ્રાપ્તિ થાય તે માણુસ જો સાજો હોય તો તેને ધન મળે છે અને રોગી હોય તો તે રોગમાંથી મુક્ત થાય છે. જે માણસ સ્વપ્નમાં મ્હોટો મ્હેલ, ફળવાળાં વૃક્ષો, હાથી કે પર્વત એઓનાં ઉપર ચ્હડે છે તે માણુસ જો સાજો હોય તો ધન મેળવે છે અને રોગી હોય તો રોગમાંથી મુક્ત થાય છે. જે માણુસ સ્વપ્નમાં પૂરમાં આવેલી અને મેલાં પાણીવાળી નદીઓ, નદો કે સમુદ્રો એઓને તરી જાય છે તે માણુસ જો સાજો હોય તો કલ્યાણને પ્રાપ્ત કરે છે અને રોગી હોય તો રોગમાંથી મુક્ત થાય છે. જે માણુસને સ્વપ્નમાં સર્પ, જળો કે ભમરો કરડે તે માણુસ જો સાજો હોય તો ધન મેળવે છે અને રોગી હોય તો રોગમાંથી મુક્ત થાય છે. એમ બુદ્ધિમાન વૈદ્યે સ્વપ્નમાનું ફળ કહેવું. ૭૬-૮૧

### શુભ સ્વપ્નને જોનારાની ચિકિત્સા કરવી.

एवं रूपाञ्छुभान्स्वप्नान्यः पश्येद्व्याधितो नरः ।
स दीर्घायुरिति ज्ञेयस्तस्मै कर्म समाचरेत् ॥ ८२ ॥

૩૨ જે રોગી માણુસ આવી જાતના સારાં સ્વપ્નાઓને દેખે તે રોગીને લાંબા આયુષ્યવાળો જાણવો અને તેની ચિકિત્સા કરવી. ૮૨

---

## અધ્યાય ૩૦ મો

## *પંચેન્દ્રિયાર્થવિપ્રતિપત્તિ (પાંચ ઇંદ્રિયોના વિષયનું વિપરીત જ્ઞાન થવારૂપી અરિષ્ટનું વર્ણન.)

### ઉપક્રમ.

अथातः पञ्चेन्द्रियार्थविप्रतिपत्तिमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥
यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે-હવે અહીંથી હું; 'પંચેન્દ્રિયાર્થવિપ્રતિપત્તિ' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

### અરિષ્ટનું સંક્ષિપ્ત લક્ષણ.

शरीरशीलयोर्या तु प्रकृतेर्विकृतिर्भवेत् ।
तत्त्वरिष्टं समासेन व्यासतस्तु निबोध मे ॥ ३ ॥

૨ શરીર અને શીલ-(મનનો ભાવ) એઓની જે પ્રકૃતિ-(સ્વાભાવિક ધર્મ) તેની વિકૃતિ-તેનું જે ઉલટાપણું થવું તેને સંક્ષેપમાં અરિષ્ટ-મરણસૂચક લક્ષણ જાણવું. હવે તે અરિષ્ટનાં લક્ષણોનું વિસ્તારથી વર્ણન કરું છું તે મારી પાસેથી સાંભળો. ૩

* શ્રોત્ર, ત્વચા, ચક્ષુષ્, જીભ અને નાસિકા આ પાંચ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે અને શબ્દ, સ્પર્શ, રૂપ રસ, અને ગંધ આ પાંચ તેના વિષય કહેવાય છે. આ પાંચ ઇંદ્રિયોના વિષયોનું હીનયોગથી અથવા તો મિથ્યા યોગથી વિપ્રતિપત્તિ એટલે વિપરીત-ઉલટું જ્ઞાન થવું તે વિષયનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું પંચેંદ્રિયાર્થવિપ્રતિપત્તિ એવું નામ છે.

### શબ્દોના વિપરીતપણારૂપી અરિષ્ટ.

**शृणोति विविधाञ्छब्दान्यो दिव्यानामभावतः ।**
**समुद्रपुरमेघानामसंपत्तौ च निःस्वनान् ॥ ४ ॥**
**तान्स्वनान्नावगृह्णाति मन्यते चान्यशब्दवत् ।**
**ग्राम्यारण्यस्वनांश्चापि विपरीतांच्छृणोत्यपि ॥५॥**
**द्विषच्छब्देषु रमते सुहृच्छब्देषु कुप्यति ।**
**न शृणोति च योऽकस्मात्तं ब्रुवन्ति गतायुषम् ॥६॥**

૩ જે માણુસ આસપાસમાં ગંધર્વાદિ દિવ્ય પ્રાણીઓ નહી છતાં તેઓના વિવિધ પ્રકારના શબ્દોને સાંભળે છે અથવા સમુદ્રનો ઘુઘવાટ, શહેરના લોકોનો ઘોંઘાટ અને મેઘની ગર્જનાને સમુદ્રાદિકના અભાવમાં પણ સાંભળે છે અથવા એઓના શબ્દો થવા છતાં પણ તેઓને સાંભળતો નથી અથવા એ શબ્દોને બીજા શબ્દોની પેઠે માને છે અથવા ગામના શબ્દોને વનના શબ્દો જેવા અને વનના શબ્દોને ગામના શબ્દો જેવા સાંભળે છે. (માને છે.) અથવા વગર કારણે શત્રુઓની વાતો સાંભળીને રાજી થાય છે અને મિત્રોની વાતો સાંભળીને ગુસ્સે થાય છે અથવા અકસ્માત્ કશું સાંભળતો જ નથી. તે માણુસનું આયુષ્ય ક્ષીણ થયું છે એમ વિદ્વાનો કહે છે. ૪–૬

### સ્પર્શના વિપરીતપણારૂપી અરિષ્ટ.

**यस्तूष्णमिव गृह्णाति शीतमुष्णं च शीतवत् ।**
**संजातशीतपिडको यश्च दाहेन पीड्यते ॥ ७ ॥**
**उष्णगात्रोऽतिमात्रं च यः शीतेन प्रवेपते ।**
**प्रहाराङ्गाभिजानाति योऽङ्गच्छेदमथापि वा ॥८॥**

૪ જે માણુસ શીતસ્પર્શવાળી વસ્તુને ઉષ્ણુસ્પર્શવાળી અને ઉષ્ણુસ્પર્શવાળી વસ્તુને શીતસ્પર્શવાળી જ્ઞાન કરે–સમજે છે. અથવા બ્હારથી શીતસ્પર્શવાળી ફોડલીઓ થયા છતાં પણ અંદર દાહથી પીડાય છે. અથવા બહુ જ ગરમ શરીરવાળો છતાં પણ જે ઠંડીથી અત્યંત ધ્રુજે છે. અથવા લાકડી વગેરેના મારને અથવા તો અંગના કપાઈ જવાને પણ જાણુતો નથી. તે માણુસનું આયુષ્ય ક્ષીણ થયું છે એમ જાણવું. ૭–૮

### રૂપના વિપરીતપણારૂપી અરિષ્ટ.

**पांसुनेवावकीर्णानि यश्च गात्राणि मन्यते ।**
**वर्णान्यभावो राज्यो वा यस्य गात्रे भवन्ति हि ९**

૫ જે માણુસ પોતાના અંગોને રજથી–ધૂળથી ખરડાયેલાં જેવાં માને છે અથવા જે માણુસના શરીરનો રંગ બદલાઈ જાય છે અથવા જે માણુસના શરીરમાં કાળા રાતા વગેરે રંગની રેખાઓ જોવામાં આવે છે તે માણુસનું આયુષ્ય ક્ષીણુ થયું છે એમ સમજવું. ૯

### રસના વિપરીતપણારૂપી અરિષ્ટ.

**स्नातानुलिप्तं यं चापि भजन्ते नीलमक्षिकाः ।**

૬ જે માણુસના શરીર ઉપર નાહીને ચંદન વગેરેનો લેપ કરેલો હોય છતાં પણુ કાળી માખીઓ બેસે છે તે માણુસનું આયુષ્ય ક્ષીણુ થયેલું છે એમ સમજવું.

### ગંધના વિપરીતપણારૂપી અરિષ્ટ.

**सुगन्धिर्वाति योऽकस्मात्तं ब्रुवन्ति गतायुषम् ॥१०॥**

૭ જે માણુસના શરીરમાંથી અકસ્માત્ એટલે સુગન્ધી ઔષધોનો પ્રયોગ નહી કર્યા છતાં પણુ, સુગન્ધ નીકળવા લાગે છે તે માણુસનું આયુષ્ય ક્ષીણુ થયું છે એમ જાણુવું. ૧૦

### રસના વિપરીતપણારૂપી અરિષ્ટ.

**विपरीतेन गृह्णाति रसान्यश्चोपयोजितान् ।**
**उपयुक्ताः क्रमाद्यस्य रसा दोषाभिवृद्धये ॥ ११ ॥**
**यस्य दोषाग्निसाम्यं च कुर्युर्मिथ्योपयोजिताः ।**
**यो वा रसान्न संवेत्ति गतासुं तं प्रचक्षते ॥ १२ ॥**

૮ જે માણુસ ઉપયોગમાં લીધેલા મધુર વગેરે સર્વ રસોને વિપરીત (ઉલટી) રીતે ગ્રહણુ કરે–સમજે એટલે મીઠાને ખાટો અને ખાટાને મીઠો એમ વિપરીત રીતે જાણે અથવા રસો ભોજનવિધિમાં કહેલા ક્રમ પ્રમાણે ઉપયોગમાં લેવામાં આવ્યા હોય છતાં પણુ તેથી જેના દોષોનો જ વધારો થાય અથવા અયોગ્ય રીતે ઉપયોગમાં લેવામાં આવતા રસો પણુ જેના દોષોની અને જઠરાગ્નિની સમાનતા કરે અથવા જે માણુસને રસોનું મુદ્દલ જ્ઞાન થાય જ નહીં–કોઈ પણુ રસનો સ્વાદ જાણી શકે નહીં, તે માણુસનું આયુષ્ય ક્ષીણુ થયું છે એમ વિદ્વાનો કહે છે. ૧૧–૧૨

**सुगन्धं वेत्ति दुर्गन्धं दुर्गन्धस्य सुगन्धिताम् ।**
**यो वा गन्धान्न जानाति गतासुं तं विनिर्दिशेत् १३**

### ગંધના વિપરીતપણારૂપી અરિષ્ટ.

૯ જે માણુસ સુગન્ધને દુર્ગન્ધ જાણે અને દુર્ગન્ધને સુગન્ધ જાણે અથવા કોઈ પણુ જાતના ગન્ધને બીલકુલ જાણી શકે જ નહી. તે માણુસનું આયુષ્ય ક્ષીણુ થયું છે એમ સમજવું. ૧૩

**द्वन्द्वान्युष्णहिमादीनि कालावस्था दिशस्तथा ।**
**विपरीतेन गृह्णाति भावानन्यांश्च यो नरः ॥ १४ ॥**

### સ્પર્શના વિપરીતપણારૂપી અરિષ્ટ.

૧૦ જે માણુસ શીત અને ઉષ્ણુ, સ્નિગ્ધ અને રુક્ષ વગેરે દ્વન્દ્વ ગુણોને તેઓની સ્થિતિથી ઉલટા સમજે એટલે શીતને ઉષ્ણુ અને ઉષ્ણુને શીત, સ્નિગ્ધને રુક્ષ અને રુક્ષને સ્નિગ્ધ સમજે, અથવા પ્રવાત (પવન ખુબ વાવો) નિવાત (પવન ન વાવો) વરસાદ, દિવસ રાત વગેરે કાલની અવસ્થાઓને તેઓની સ્થિતિથી ઉલટી રીતે સમજે એટલે પવન ખુબ વાતો હોય તોપણુ પવન નથી વાતો એમ સમજે, પવન ન વાતો હોય તો પણુ ખુબ

વાય છે એમ સમજે, રાત હોય તો દિવસ છે, અને દિવસ હોય તો રાત છે એમ ઉલટી રીતે સમજે; અથવા પૂર્વ પશ્ચિમ વગેરે દિશાઓને ઉલટી રીતે સમજે એટલે પૂર્વને પશ્ચિમ અને પશ્ચિમને પૂર્વ દિશા સમજે તથા દ્રવ્ય, ગુણ અને કર્મોને તેના ખરા સ્વરૂપથી વિપરીત જુવે-જાણે તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે એમ સમજવું. ૧૪

**રૂપના વિપરીતપણારૂપી અરિષ્ટ.**

**दिवा ज्योतींषि यश्चापि ज्वलितानीव पश्यति ।**
**रात्रौ सूर्यं ज्वलन्तं वा दिवा वा चन्द्रवर्चसम् ॥ १५**
**अमेघोपप्लवे यश्च शक्रचापतडिद्गुणान् ।**
**तडित्वतोऽसितान्यो वा निर्मले गगने घनान् ॥१६॥**
**विमानयानप्रासादैर्यश्च सङ्कुलमम्बरम् ।**
**यश्चानिलं मूर्तिमन्तमन्तरीक्षं च पश्यति ॥ १७ ॥**
**धूमनीहारवासोभिरावृतामिव मेदिनीम् ।**
**प्रदीप्तमिव लोकं च यो वाऽप्लुतमिवाम्भसा ॥१८॥**
**भूमिमष्टापदाकारां लेखाभिर्यश्च पश्यति ।**
**न पश्यति सनक्षत्रां यश्च देवीमरुन्धतीम् ॥ १९ ॥**
**ध्रुवमाकाशगङ्गां वा तं वदन्ति गतायुषम् ।**
**ज्योत्स्नादर्शोष्णतोयेषु छायां यश्च न पश्यति ॥२०॥**
**पश्यत्येकाङ्गहीनां वा विकृतां वाऽन्यसत्वजाम् ।**
**श्वकाककङ्कगृध्राणां प्रेतानां यक्षरक्षसाम् ॥ २१ ॥**
**पिशाचोरगनागानां भूतानां विकृतामपि ।**
**यो वा मयूरकण्ठाभं विधूमं वह्निमीक्षते ॥**
**आतुरस्य भवेन्मृत्युः स्वस्थो व्याधिमवाप्नुयात् २२**

૧૧ જે માણસ દિવસે તારાઓને ચલકતા જેવા દેખે છે અને રાતે સૂર્યને પ્રકાશ પામેલો દેખે છે, અથવા દિવસે ચન્દ્રનાં કિરણો-ચાંદની દેખે અથવા આકાશમાં મેઘ ચ્હડી આવેલો ન હોય છતાં પણ ઇન્દ્રધનુષ કે વીજળીના ચમકારાઓ દેખે છે અથવા નિર્મળ આકાશમાં પણ વીજળીના ચમકારાવાળાં કાળાં વાદળાંઓ દેખે છે અથવા વિમાનોથી, હાથીઘોડા વગેરે વાહનોથી કે મ્હેલોથી ઘેરાયેલું આકાશ દેખે છે અથવા વાયુ અને આકાશ કે જે અમૂર્ત દ્રવ્યો છે તેઓને મૂર્તિમાન્ દેખે છે અથવા પૃથ્વીને ધુંવાડાથી, ઝાંકળથી કે વસ્ત્રોથી ઢંકાયલી જેવી દેખે છે અથવા જગતને સલગતા જેવું કે જળમાં ડુબી ગયેલા જેવું દેખે છે અથવા પૃથ્વીને રેખાઓથી ચોપટ રમવાના પટ જેવી દેખે છે અથવા રાતે નક્ષત્રો, અરુન્ધતીનો તારો, ધ્રુવનો તારો કે આકાશગંગા દેખે નહીં અથવા ચન્દ્રની ચાંદનીમાં, અરીસામાં, સૂર્યના તડકામાં તથા પાણીમાં પોતાનો પડછાયો દેખે નહીં અને દેખે તોપણ એકાદ અંગ વગરનું, વિકાર પામેલું (બદસીકલ) કે કોઈ બીજા પ્રાણીના જેવું દેખે અથવા કુતરા, કાગડા, કંક, ગીધ, પ્રેત, યક્ષ, રાક્ષસ, પિશાચ, સર્પ અને ભૂતો એઓની વિકૃત છાયાને જોયા કરે અથવા ધૂંવાડા વિનાના અગ્નિને મોરના કંઠના જેવો દેખે, તે માણસ રોગી હોય તો મરી જાય છે અને સાજો હોય તો રોગી થાય છે. ૧૫-૨૨

---

## અધ્યાય ૩૧ મો*

### છાયાવિપ્રતિપત્તિ (છાયાનું બદલાઈ જવારૂપી અરિષ્ટ અને તેનું પરિણામ.)

**ઉપક્રમ**

**अथातश्छायाविप्रतिपत्तिमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે, હવે અહીંથી હું 'છાયાવિપ્રતિપત્તિ' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિયે મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

**છાયાનાં વિપરીતપણારૂપી અરિષ્ટ.**

**श्यावा लोहितिका नीला पीतिका वापि मानवम् ।**
**अभिद्रवन्ति यं छायाः स परासुरसंशयम् ॥ ३ ॥**

૨ જે માણસના શરીરની છાયા-અસલ કાન્તિ અકસ્માત્ બદલાઈ જઈને કાળી, રાતી, આશમાની કે પીળી થઈ જાય છે તે માણસનું આયુષ્ય ક્ષીણ થયું છે એમાં સંશય નથી એમ જાણવું. ૩

**લાજ વગેરેના વિપરીતપણારૂપી અરિષ્ટ.**

**ह्रीश्रियौ नश्यतो यस्य तेज ओजः स्मृतिः प्रभा ।**
**अकस्माद्यं भजन्ते वा स परासुरसंशयम् ॥ ४ ॥**

૩ જે માણસનાં લાજ, શોભા, તેજ, ઓજ (બલ), સ્મરણશક્તિ અને પ્રભા એઓ અકસ્માત્ નાશ પામે

* છાયા એટલે શરીરની અસલ કાંતિ અને વિપ્રતિપત્તિ એટલે તેનું બદલાઈ જવું. અહી છાયા ઉપરાંત હ્રી (લાજ) શ્રી (શરીરની શોભા) તેજ, બળ વગેરે પણ જાણવાં. આ સર્વેનું અકસ્માત્ બદલાઈ જવારૂપી અરિષ્ટ આ અધ્યાયમાં કહેવામાં આવશે તેથી આ અધ્યાયનું છાયાવિપ્રતિપત્તિ એવું નામ છે. છાયાને અને પ્રભાને શાસ્ત્રમાં જુદી જુદી માની છે. શાસ્ત્રમાં કહ્યું છે કે; वर्णमाक्रमति च्छाया प्रभा वर्णप्रकाशिनी । आसन्ना लक्ष्यते छाया प्रभा दूराच्च लक्ष्यते। છાયા વર્ણમાં રહે છે અને પ્રભા વર્ણનો પ્રકાશ કરનારી છે. છાયા પાસેથી જોવામાં આવે છે અને પ્રભા છેટેથી દેખાય છે. પ્રભા, વર્ણ અને છાયાનાં જેમ ભિન્નભિન્ન લક્ષણ છે તેમ તેની સંખ્યામાં પણ ફેરફાર છે. ગૌર, કૃષ્ણ, શ્યામ અને ગૌરશ્યામ એમ ચાર પ્રકારનો વર્ણ છે. રક્ત, પીત, સિત (શ્વેત) શ્યામ રંગની, હરિત (લીલા રંગની) પાંડુર (શ્વેત રક્ત રંગની) અને કૃષ્ણ વર્ણની આમ સાત પ્રકારની પ્રભા છે, સ્નિગ્ધ, વિમલ, રુક્ષ, મલિન અને સંક્ષિપ્ત એમ પાંચ પ્રકારની છાયા છે. આ છાયાના તથા લજ્જા, શરીરશોભા, તેજ વગેરેના બદલાઈજવારૂપી અરિષ્ટનો આ અધ્યાયમાં વિચાર કરવામાં આવ્યો છે.

અથવા જે માણસને લાજ, શોભા, તેજ, ઓજ (બળ), સ્મરણશક્તિ અને પ્રભા એઓ અકસ્માત્ પ્રાપ્ત થાય તે માણસનું કશો પણ સંદેહ રાખ્યા વગર આયુષ્ય ક્ષીણ થયું છે એમ સમજવું. ૪

**શરીરના અવયવોમાં વિકારથવારૂપી અરિષ્ટ.**

**यस्याधरोष्ठः पतितः क्षिप्तश्चोर्ध्वं तथोत्तरः।**
**उभौ वा जाम्बवाभासौ दुर्लभं तस्य जीवितम्॥५॥**

૪ અકસ્માત્ જે માણસનો નીચલો હોઠ નીચે ઉતરી જાય તથા ઉપલો હોઠ ઉંચે ચ્હડી જાય અથવા બંને હોઠો પાકેલા જાંબુના જેવા કાળા રંગના થઈ જાય તે માણસનું જીવન દુર્લભ છે. ૫

**आरक्ता दशना यस्य श्यावा वा स्युः पतन्ति वा।**
**खञ्जनप्रतिमा वापि तं गतायुषमादिशेत् ॥ ६ ॥**

૫ જે માણસના દાંતો જરાક લાલ-રાતા, કાળા કે આશમાની રંગના થઈ જાય અથવા પડી જાય તે માણસનું આયુષ્ય પુરું થયું છે એમ સમજવું. ૬

**कृष्णा स्तब्धाऽवलिप्ता वा जिह्वा शूना च यस्य वै।**
**कर्कशा वा भवेद्यस्य सोऽचिराद्विजहात्यसून् ॥७॥**

૬ જે માણસની જીભ કાળી, અકડ, ખરસટ કે કફથી લીંપાયેલી થઈ જાય અથવા સુજી જાય તે માણસ થોડા સમયમાં પ્રાણોને છોડે છે. ૭

**कुटिला स्फुटिता वापि शुष्का वा यस्य नासिका।**
**अवस्फूर्जति भग्ना वा न स जीवति मानवः ॥ ८ ॥**

૭ જે માણસનું નાક અકસ્માત્ વાંકું થઈ જાય, ફાટી જાય, સુકાઈ જાય, કે ત્રુટી જાય અથવા તેમાંથી ધરરધરર અવાજ નીકળ્યા કરે તે માણસ જીવતો નથી. ૮

**संक्षिप्ते विषमे स्तब्धे रक्ते स्रस्ते च लोचने।**
**स्यातां वा प्रस्रुते यस्य स गतायुर्नरो ध्रुवम् ॥९॥**

૮ જે માણસની આંખો સંકોચાઈ જાય, નેત્રો વાંકાં ચુકાં થઈ જાય, સ્તબ્ધ (અક્કડ-નિશ્ચેષ્ટ) થઈ જાય, રાતાં થઈ જાય, નીચે લડબડી પડે અથવા તેમાંથી પાણી ઝર્યા કરે તે માણસ નિશ્ચય મરી જાય છે. ૯

**केशाः सीमन्तिनो यस्य संक्षिप्ते विनते भ्रुवौ।**
**लुनन्ति चाक्षिपक्ष्माणि सोऽचिराद्याति मृत्यवे १०**

૯ જેનાં વાળોની વચ્ચે સેંથાઓ પડી જાય, જેની ભમ્મરો સંકોચાઈ જાય કે નમી-લડબડી પડે, અને આંખના પાંપણોના વાળો હમેશાં કંપ્યા કરે તે માણસ થોડા સમયમાં મૃત્યુ પામે છે. ૧૦

**અવયવોની ક્રિયાના વિપરીતપણારૂપી અરિષ્ટ.**

**नाहरत्यन्नमास्यस्थं न धारयति यः शिरः।**
**एकाग्रदृष्टिर्मूढात्मा सद्यः प्राणाञ्जहाति सः ॥ ११ ॥**
**बलवान्दुर्बलो वापि संमोहं योऽधिगच्छति।**
**उत्थाप्यमानो बहुशस्तं धीरः परिवर्जयेत् ॥ १२ ॥**
**उत्तानः सर्वदा शेते पादौ विकुरुते च यः।**
**विप्रसारणशीलो वा न स जीवति मानवः ॥ १३ ॥**
**शीतपादकरोच्छ्वासश्छिन्नश्वासश्च यो भवेत्।**
**काकोच्छ्वासश्च यो मर्त्यस्तं धीरः परिवर्जयेत् ॥१४॥**
**निद्रा न च्छिद्यते यस्य यो वै जागर्ति सर्वदा।**
**मुह्येद्वा वक्तुकामस्तु प्रत्याख्येयः स जानता ॥१५॥**
**उत्तरोष्ठं च यो लिह्यादुत्कारांश्च करोति यः।**
**प्रेतैर्वा भाषते सार्धं प्रेतरूपं तमादिशेत् ॥ १६ ॥**

૧૦ જે માણસ મ્હોડામાં નાંખેલા અન્નને ગળી શકે નહી, જે માથાને સ્થિર રાખી શકે નહી એટલે જેનું માથું લટકી પડે, નજર એક તરફ જ રાખ્યા કરે અથવા મૂઢ ચિત્તવાળો બની જાય તે માણસ તુરત પ્રાણ છોડે છે. જે બલવાન્ કે દુર્બળ માણસને ઉઠાડવાના સમયમાં વારંવાર મૂર્છા આવી જતી હોય તે માણસની વિદ્વાન્ વૈદ્યે ચિકિત્સા કરવી નહી. જે રોગી હમેશાં ચતો જ સુવે છે, પગને લાંબા ટુંકા કર્યા કરે છે અથવા પગને સંકોચી રાખે છે તે રોગી મનુષ્ય મરણ પામે છે. જે રોગીના હાથ, પગ અને શ્વાસ થંડા પડી ગયા હોય અથવા તેનો શ્વાસ ત્રુટતો હોય અથવા જે રોગી કાગડાની પેઠે મ્હોડું ફાડીને શ્વાસ છોડ્યા કરતો હોય તે રોગીની બુદ્ધિમાન્ વૈદ્યે ચિકિત્સા કરવી નહી. જે રોગી હમ્મેશાં ઉંઘ્યા કરતો હોય અથવા તો જાગ્યા જ કરતો હોય અથવા બોલવાની ઇચ્છા કરે ત્યારે ગભરાઈ જતો હોય તે રોગીની સમજુ વૈદ્યે ચિકિત્સા કરવી નહી. જે રોગી ઉપલા હોઠને ચાટ્યા કરતો હોય અથવા ઉપરા ઉપર ઓડકાર ખાધા કરતો હોય અથવા મરેલાઓની સાથે વાતો કર્યા કરતો હોય તે રોગીને મરેલો જ સમજવો. ૧૧-૧૬

**શરીરના અવયવોમાં થયેલાં વ્યાધિરૂપી અરિષ્ટો.**

**खेभ्यः सरोमकूपेभ्यो यस्य रक्तं प्रवर्तते।**
**पुरुषस्याविषार्तस्य सद्यो जह्यात्स जीवितम् ॥१७॥**

૧૧ જે માણસ ઝેરથી પીડાતો ન હોય છતાં તેનાં મ્હોડા, નાક વગેરે ઇન્દ્રિયોના છિદ્રોમાંથી તથા રુવાંડાના છિદ્રોમાંથી લોહી વ્હયા કરતું હોય તે માણસ તરત મરી જાય છે. ૧૭

**वाताष्ठीला तु हृदये यस्योर्ध्वमनुयायिनी।**
**रुजान्नविद्वेषकरी स परासुरसंशयम् ॥ १८ ॥**

૧૨ જેના હૃદયમાં (જેની છાતિમાં) વાતાષ્ઠીલાના જેવી ગાંઠ ઉંચે ચ્હડતી હોય અને તેથી વેદના તથા અન્ન ઉપર અભાવો થાતો હોય તે માણસ અવશ્ય મરી જાય છે. ૧૮

**अनन्योपद्रवकृतः शोफः पादसमुत्थितः।**
**पुरुषं हन्ति नारीं तु मुखजो गुह्यजो द्वयम् ॥१९॥**

૧૩ શ્વાસ, તૃષા, દુર્બલતા વગેરે રોગો કે જેઓ સોજામાં પાછલથી ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થાય છે તેજ ઉપદ્રવો સાથે જે સોજો પુરુષને પગમાં ઉત્પન્ન થઇને આખા શરીરમાં ફેલાય, સ્ત્રીને મ્હોડા ઉપર ઉત્પન્ન થઇને આખા શરીરમાં ફેલાય અને સ્ત્રી તથા પુરુષ બન્નેને ગુહ્ય ભાગમાં ઉત્પન્ન થઇને આખા શરીરમાં ફેલાય તો તે સોજો તેઓને મારી નાંખે છે. ૧૯

**अतिसारो ज्वरो हिक्का छर्दिः शूनाण्डमेढ्रता।**
**श्वासिनः कासिनो वापि यस्य तं परिवर्जयेत् २०**

૧૪ જે શ્વાસના કે ઉધરસના રોગીને અતિસાર–ઝાડો, જ્વર, હેડકી, ઉલટી અને લિંગનો તથા વૃષણનો સોજો એ રોગો થાય તેની વૈદ્યે ચિકિત્સા ન કરવી. ૨૦

**स्वेदो दाहश्च बलवान् हिक्का श्वासश्च मानवम्।**
**बलवन्तमपि प्राणैर्वियुञ्जन्ति न संशयः ॥ २१ ॥**

૧૫ સ્વેદ (પરસેવો નીકળવો), બળવાન્ દાહ (બળતરા થવી), હેડકી અને શ્વાસ એ રોગો જો બહુ જોરમાં થયા હોય તો બલવાન માણસને પણ મારી નાંખે છે એમાં સંશય નથી. ૨૧

**श्यावा जिह्वा भवेद्यस्य सव्यं चाक्षि निमज्जति ।**
**मुखं च जायते पूति यस्य तं परिवर्जयेत् ॥२२॥**

૧૬ જે રોગીની જીભ કાળી પડી ગઈ હોય, ડાબી આંખ ઉંડી ઉતરી ગઈ હોય અને જેનું મ્હોડું દુર્ગન્ધી થઈ ગયું હોય તે રોગીની ચિકિત્સા છોડી દેવી. ૨૨

**वक्त्रमापूर्यतेऽश्रुभिः स्विद्यतश्चरणावुभौ ।**
**चक्षुश्चाकुलतां याति यमराष्ट्रं गमिष्यतः ॥ २३ ॥**
**अतिमात्रं लघूनि स्युर्गात्राणि गुरुकाणि च ।**
**यस्याकस्मात्स विज्ञेयो गन्ता वैवस्वतालयम् २४**

૧૭ જે રોગીનું મ્હોડું આંસુઓથી ભરાઈ જાય, જેના બન્ને પગ પરસેવાથી ભીંજાઈ જાય અને જેનાં નેત્રો વ્યાકુલ–અસ્થિર થઈ જાય તે રોગી મરી જશે એમ સમજવું. જે રોગીનું શરીર અકસ્માત્ હલકું થઈ જાય અથવા તો અકસ્માત્ ભારે થઈ જાય તે રોગી પણ મરી જાય છે. ૨૩–૨૪

**पङ्कमत्स्यवसातैलघृतगन्धाश्च ये नराः ।**
**मृष्टगन्धाश्च ये चान्ति गन्तारस्ते यमालयम् ॥२५॥**

૧૮ જે રોગીઓના શરીરમાંથી કાદવ, માછલાં, ચરબી, તેલ, કે ઘી એઓના જેવો ગન્ધ નીકળે અથવા કોઈ જાતનો સારો ગન્ધ નીકળે છે તે રોગીઓ યમમંદિરમાં જાય છે. ૨૫

**यूका ललाटमायान्ति बलिं नाश्नन्ति वायसाः ।**
**येषां वापि रतिर्नास्ति यातारस्ते यमालयम् ॥२६॥**

૧૯ જે રોગીના માથા ઉપરથી જૂઓ કપાલ ઉપર ઉતરી આવે, જેના હાથથી નંખાયેલા કાકબલિને કાગડાઓ ખાય નહી, અને જેને કોઈ પણ બાબતમાં ચેહેન પડે નહી તે માણસ મરી જાય છે. ૨૬

**ज्वरातिसारशोफाः स्युर्यस्यान्योन्यावसादिनः ।**
**प्रक्षीणबलमांसस्य नासौ शक्यश्चिकित्सितुम् २७**

૨૦ જેનાં માંસ અને બલ ક્ષીણ થઈ ગયાં હોય એવા રોગીને જો જ્વર, અતિસાર અને સોજો એ રોગો પરસ્પર એકબીજાના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થાય તો તે રોગીની ચિકિત્સા કરી શકાતી નથી. ૨૭

**क्षीणस्य यस्य क्षुत्तृष्णे हृद्यैर्मिष्टैर्हितैस्तथा ।**
**न शाम्यतोऽन्नपानैश्च तस्य मृत्युरुपस्थितः २८**

૨૧ જે ક્ષીણ થયેલા રોગીની ભૂખ અને તરસ મનગમતાં સ્વાદિષ્ટ અને હિતકારક અન્નપાનોથી પણ શાંત પામે નહી તે રોગીનું મરણ પાસે આવેલું જાણવું. ૨૮

**प्रवाहिका शिरःशूलं कोष्ठशूलं च दारुणम् ।**
**पिपासा बलहानिश्च तस्य मृत्युरुपस्थितः ॥२९॥**

૨૨ ક્ષીણ થયેલા જે માણસને પ્રવાહિકા, દારુણ એવો માથાનો તથા પેટનો દુખાવો, તૃષા અને બલનો–ઓજનો નાશ એ રોગો ઉત્પન્ન થાય તે માણસનું મરણ પાસે આવી ચુકેલું સમજવું. ૨૯

### પ્રાણીના મરણનાં ત્રણ કારણો.

**विषमेणोपचारेण कर्मभिश्च पुराकृतैः ।**
**अनित्यत्वाच्च जन्तूनां जीवितं निधनं व्रजेत् ॥३०॥**

૨૩ વિષમ–ઉલટી ચિકિત્સા થવાથી અથવા પૂર્વે કરેલાં કર્મોના યોગથી અથવા શરીરના અનિત્ય–નાશવન્ત સ્વભાવથી પ્રાણીઓનું જીવન નાશ પામે છે. ૩૦

### ચિકિત્સા લાગુ નહી પડવાનાં કારણ.

**प्रेतभूतपिशाचाश्च रक्षांसि विविधानि च ।**
**मरणाभिमुखं नित्यमुपसर्पन्ति मानवम् ॥ ३१ ॥**
**तानि भेषजवीर्याणि प्रतिघ्नन्ति जिघांसया ।**
**तस्मान्मोघाः क्रियाः सर्वा भवन्त्येव गतायुषः ३२**

૨૪ જે મનુષ્યનું મૃત્યુ પાસે આવ્યું હોય છે તે મનુષ્યની પાસે પ્રેતો, ભૂતો, પિશાચો, અને અનેક જાતના રાક્ષસો સદા આવે છે અને તેઓ તે મનુષ્યનો નાશ કરવાની ઇચ્છાથી ઔષધોનાં વીર્યોનો નાશ કરે છે. માટે જેનું આયુષ્ય નાશ પામ્યું હોય તે મનુષ્યને કરેલી સર્વે ચિકિત્સાઓ નિષ્ફળ જ થાય છે. ૩૧–૩૨

## અધ્યાય ૩૨ મો*
## સ્વભાવવિપ્રતિપત્તિ (સ્વભાવમાં ફેરફાર થવારૂપ અરિષ્ટ) ઉપક્રમ.

**अथातः स्वभावविप्रतिपत्तिमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः सुश्रुताय ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'સ્વભાવવિપ્રતિપત્તિ' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વંતરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

### અવયવોના સ્વભાવમાં ફેરફાર થવો એ મરણનાં ચિહ્ન છે.

**स्वभावप्रसिद्धानां शरीरैकदेशानामन्यभावित्वं मरणाय । तद्यथा । शुक्लानां कृष्णता कृष्णानां शुक्लता रक्तानामन्यवर्णत्वं स्थिराणामस्थिरत्वं मृदूनां स्थिरता चलानामचलत्वमचलानां चलता पृथूनां संक्षिप्तत्वं संक्षिप्तानां पृथुता दीर्घाणां ह्रस्वत्वं ह्रस्वानां दीर्घताऽपतनधर्मिणां पतनधर्मित्वं पतनधर्मिणामपतनधर्मित्वमकस्माच्च शैत्यौष्ण्यस्नैग्ध्यरौक्ष्यप्रस्तम्भवैवर्ण्यावसादनं चाङ्गानाम् ॥३॥**

૨ મનુષ્યના શરીરના અવયવોનો જે પ્રસિદ્ધ સ્વભાવ છે તે સ્વભાવમાં ફેરફાર થવાથી તે મનુષ્યનું મરણ થાય છે. જેમ કે આંખોની આસપાસના ખુણાઓ; જે ધોળા રંગના હોય તેઓ એકદમ કાળા રંગના થઈ જાય. આંખોના વચલા ડોળા કાળા રંગના હોય છે તે અકસ્માત્ ધોળા રંગના થઈ જાય. હોઠ, તાળવું, જીભ વગેરે રાતા રંગનાં હોય છે તે અકસ્માત્ ધોળાં, કાળાં કે પીળા રંગનાં થઈ જાય. દાંતો, શિરાઓ, સ્નાયુ વગેરે કઠણ હોય છે તે અકસ્માત્ કોમળ થઈ જાય. માંસ, લોહી, મેદ, મજ્જા વગેરે જે કોમળ હોય છે તે અકસ્માત્ કઠણ થઈ જાય. સંધિ, જીભ વગેરે જેઓ ચળચળાયમાન છે તે અકસ્માત્ અચળ થઈ જાય. માંસ, મેદ, અસ્થિ વગેરે પદાર્થો અચળ છે તેઓ અકસ્માત્ ચળ થઈ જાય. માથું, લલાટ, છાતી તથા પીઠ વગેરે જે મોટાં છે તેઓ અકસ્માત્ નાનાં (સંકુચિત) થઈ જાય. કીકી, નખ, રુવાડાં, તથા ઘુંટી વગેરે નાનાં છે તેઓ અકસ્માત્ મોટાં થઈ જાય. નેત્રો, નાસિકાઓ તથા ભુજાઓ વગેરે લાંબાં છે તેઓ અકસ્માત્ ટુંકાં થઈ જાય, પીંડી, કંઠ વગેરે ટુંકાં હોય છે તેઓ અકસ્માત્ લાંબાં થઈ જાય, નહિ પડવાના સ્વભાવવાળી આંગળીઓ વગેરે અકસ્માત્ પડવા લાગે, પડવાના સ્વભાવવાળાં રુવાડા વગેરે અકસ્માત્ નહિ પડે તેવાં થઈ જાય, ઉષ્ણ સ્વભાવવાળા હાથ પગ વગેરે અકસ્માત્ શીતળ થઈ જાય. શીતળ સ્વભાવવાળા જીભ વગેરે અકસ્માત્ ઉષ્ણ થઈ જાય. સ્નિગ્ધ સ્વભાવવાળી આંખની કીકીઓ વગેરે અકસ્માત્ રૂક્ષ થઈ જાય, રૂક્ષ સ્વભાવવાળા કેશ તથા રુવાડાં અકસ્માત્ સ્નિગ્ધ થઈ જાય, અક્કડ રહેવાના સ્વભાવવાળા પગના ફણાઓ તથા કાંડાની ઉપરના ભાગો અકસ્માત્ શિથિલ થઈ જાય, વસ્ત્રોથી ઢંકાયલા સારા વર્ણવાળા અવયવો ખરાબ વર્ણના થઇ જાય, પ્રવૃત્તિના સ્વભાવવાળા હાથ પગ વગેરે શરીરના અવયવો અકસ્માત્ પ્રવૃત્તિ વિનાના વિકળ-જડ થઈ જાય, આનું નામ સ્વભાવનો ફેરફાર થયો ગણાય છે. ૩

### અવયવોનું પોતાના સ્થાનમાંથી ખસી જવું તથા તેના વજનમાં ફેરફાર થવો એ મરણનાં ચિહ્ન છે.

**स्वेभ्यः स्थानेभ्यः शरीरैकदेशानामवस्रस्तोत्क्षिप्तभ्रान्तावक्षिप्तपतितविमुक्तनिर्गतान्तर्गतगुरुलघुत्वानि ॥ ४ ॥**

૩ શરીરના અવયવોનું પોતપોતાનાં સ્થાનોમાંથી જરાક ખસી જવું તથા અવયવોના વજનમાં ફેરફાર થવો આ મરણનાં ચિહ્નરૂપ છે. જેમકેઃ-ભમરો તથા પાપણો વગેરેનું પોતાનાં સ્થાનોમાંથી નિચે લટકી જવું, તેઓનું ઉંચે ચઢી જવું, નેત્ર વગેરેનું પરિભ્રમણ થવું, નેત્ર વગેરેનું આડું થઈ જવું, મસ્તક, કંઠ વગેરેનું નમી જવું, સાંધાઓ વગેરેનું પરસ્પરમાં છુટા પડી જવું, જીભ, નેત્ર તથા નાક વગેરેનું બહાર નિકળી પડવું, જીભ, નેત્ર તથા નાક વગેરેનું અંદર પેસી જવું. હાથ, સાથળ વગેરેનું હલકું થઈ જવું, આંખની પાપણો વગેરેનું ભારે થઈ જવું, આ સર્વ ચિન્હો મરણની સૂચના આપે છે. ૪

### મરણની સૂચના આપનારાં વિપરીત ચિહ્નો.

**प्रवालवर्णव्यङ्गप्रादुर्भावो वाप्यकस्मात् । शिराणां च दर्शनं ललाटे नासावंशे वा पिडकोत्पत्तिः । ललाटे प्रभातकाले वा स्वेदः । नेत्ररोगाद्विना वाऽश्रुप्रवृत्तिः । गोमयचूर्णप्रकाशस्य वा रजसो दर्शनमुत्तमाङ्गे निलयनं वा कपोतकङ्कककाकप्रभृतीनां । मूत्रपुरीषवृद्धिरभुञ्जानानां तत्प्रणाशो भुञ्जानानांवा । स्तनमूलहृदयोरःसु च शूलोत्पत्तयः । मध्ये शूनत्वमन्तेषु परिम्लायित्वं विपर्ययो वा तथार्द्धाङ्गे श्वयथुः । शोषोऽङ्गपक्षयोर्वा नष्टहीनविकलविकृतस्वरता विवर्णपुष्पप्रादुर्भावो वा दन्तमुखनखशरीरेषु यस्य वाप्सु कफपुरीषरेतांसि निमज्जन्ति । यस्य**

* સ્વભાવ એટલે અસલરૂપ અને વિપ્રતિપત્તિ કહેતાં તેમાં ફેરફાર આ અધ્યાયમાં શરીરના અવયવોના સ્વભાવમાં કહેતાં અસલરૂપમાં વિપ્રતિપત્તિ કહેતાં ફેરફાર થવારૂપી અરિષ્ટનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું સ્વભાવવિપ્રતિપત્તિ એવું નામ છે.

**वा दृष्टिमण्डले भिन्नविकृतानि रूपाण्यालोकयन्ते। स्नेहाभ्यक्तकेशाङ्ग इव यो भाति ॥ ५ ॥**

૪ અથવા શરીરમાં થયેલા વ્યંગ નામના શ્યામ રંગના ક્ષુદ્ર રોગનો વર્ણ અકસ્માત્ પરવાળાના જેવો અત્યંત લાલ રંગનો થઈ જાય, લલાટમાં રાતા રંગની શિરાઓ જોવામાં આવે, નાકની ડાંડીમાં અત્યંત રાતા રંગની ફોડલીયો ઉત્પન્ન થાય, પ્રભાતમાં લલાટમાં પરસેવો વળે, નેત્રરોગ વગર નેત્રોમાંથી આંસુઓ ઝરવા માંડે, માથા ઉપર છાણના ચૂર્ણ જેવી રજ પડેલી જોવામાં આવે, માથા ઉપર હોલા, કંક કે કાગડા વગેરે અશુભ પક્ષીઓ બેસી જાય, ભોજન કર્યા વિના પણ મૂત્રની તથા વિષ્ટાની વૃદ્ધિ થાય, ભોજન કરતાં છતાં પણ મૂત્રનો અને વિષ્ટાનો નાશ થાય, સ્તનનાં મૂળ, હૃદય તથા છાતી એઓમાં શૂળ નિકળે, અંગોના મધ્યમાં સોજો, અને છેડાના ભાગમાં ગ્લાનિપણું અથવા તો અંગોના મધ્યમાં ગ્લાનિ અને અંતના ભાગમાં સોજો થાય, અર્ધા અંગમાં સોજો અને અરધા અંગમાં ગ્લાનિ થાય, અંગો અથવા તો અરધું શરીર સુકાઈ જાય, સ્વર નાશ પામે, સ્વર હીન થઈ જાય, સ્વર ગળગળો થઈ જાય, સ્વર વિકારવાળો થઈ જાય, દાંત, મુખ, નખ, તથા શરીર એઓમાં ફીક્કા રંગવાળા પુષ્પોના જેવા બિંદુઓ ઉત્પન્ન થાય, કફ, વિષ્ટા તથા વીર્ય પાણીમાં ડુબી જાય, નેત્રોની કિકીઓમાં પ્રતિબિંબરૂપે દેખાતા પદાર્થો છિન્ન ભિન્ન તથા ભયંકર આકારના દેખાય અને કેશોમાં અથવા તો અંગોમાં તેલનું મર્દન કર્યા વિના પણ તેઓ જાણે તેલના મર્દનવાળાં હોય તેવાં દેખાય આ ચિહ્નો મરણનાં છે. ૫

**અમુક વ્યાધિઓમાં અમુક ઉપદ્રવો થાય એ પણ મરણનાં ચિહ્ન છે.**

**यश्च दुर्बलो भक्तद्वेषातिसाराभ्यां पीड्यते। कासमानश्च तृष्णाभिभूतः क्षीणश्छर्दिभक्तद्वेषयुक्तः। सफेनपूयरुधिरोद्वामी हतस्वरः शूलाभिपन्नश्च मनुष्यः। शूनकरचरणवदनः क्षीणोऽन्नद्वेषी स्रस्तपिण्डिकांसपाणिपादो ज्वरकासाभिभूतः। यस्तु पूर्वाह्ने भुक्तमपराह्णे छर्दयत्यविदग्धमतिसार्यते वा ज्वरकासाभिभूतः सश्वासो म्रियते॥६॥बस्तवद्विलपन्यश्च भूमौ पतति स्रस्तमुष्कः। स्तब्धमेढ्रो भग्नग्रीवः प्रनष्टमेहनश्च मनुष्यः ॥ ७ ॥**

૫ જે મનુષ્ય દુર્બળ હોય અને તે ભોજન ઉપર અરુચિથી તથા અતિસારથી પીડાતો હોય તો તે બંને ઉપદ્રવ મરણનાં ચિહ્ન છે. ખાંસીના રોગમાં તરસના રોગથી પીડાતો હોય તો તે ઉપદ્રવ મરણનાં ચિહ્નરૂપ છે. ક્ષીણરોગમાં, ઉલટી, અન્ન ઉપર દ્વેષ, ફીણ તથા પરુની સાથે લોહીની ઉલટી થવી, સ્વરભંગ થવો તથા શૂલ નિકળવું આ ઉપદ્રવો મરણના ચિહ્નરૂપ છે. જ્વર તથા ઉધરસ આ બે રોગના સંયોગમાં હાથ, પગ તથા મુખ ઉપર સોજા થવા, ક્ષીણતા, અન્ન ઉપર અરુચિ, અને સ્તન, પીંડીઓ, ખભા તથા હાથ પગની શિથિલતા, આ ઉપદ્રવો મરણનાં ચિહ્નરૂપ છે. તાવ, ઉધરસ અને શ્વાસ આ વ્યાધિઓના સંયોગમાં પૂર્વાહ્ણમાં ખાધેલા અન્નની ઉલટી થવી, અથવા તો કાચા અન્નવાળો અતિસાર થવો, આ ઉપદ્રવો મરણનાં ચિહ્નરૂપ છે. વૃષણોનું પોતાના સ્થાનમાંથી ખસી જવું, લિંગનું સ્તબ્ધ થઈ જવું અથવા તો અંદર પેસી જવું, ગળાનું નીચે નમી પડવું, ખાટકીને હાથે કપાતાં બકરાની પેઠે ચીસો પાડતાં પાડતાં નીચે પડી જવું આ ઉપદ્રવો પણ મરણનાં ચિહ્નરૂપ છે. ૬–૭

**અમુક સ્થિતિ તથા અમુક ચેષ્ટાઓ પણ મરણનાં ચિહ્નરૂપ છે.**

**प्राग्विशुष्यमाणहृदय आर्द्रशरीरो यश्च लोष्ठं लोष्ठेनाभिहन्ति काष्ठं काष्ठेन तृणानि वा छिनत्त्यधरोष्ठं दशत्युत्तरोष्ठं वा लेढ्यालुञ्चति वा कर्णौ केशांश्च देवद्विजगुरुसुहृद्वैद्यांश्च द्वेष्टि ॥ ८ ॥**

૬ જે મનુષ્ય આખે શરીરે ભીનો હોય ત્યારે જેનું હૃદય પ્રથમ સુકાવા માંડે છે, જે મનુષ્ય ઢેફાંથી ઢેફાંને ભાંગ્યા કરે છે, કાષ્ઠથી કાષ્ઠને ભાંગ્યા કરે છે, નખ વગેરેથી તૃણને કાપ્યા કરે છે, નીચલા હોઠને દાંતોથી ડસ્યા કરે છે, ઉપરના હોઠને ચાટ્યા કરે છે, કાનને અથવા તો માથાના વાળોને હાથથી તોડ્યા કરે છે, દેવતાઓની, બ્રાહ્મણોની, ગુરુઓની, સ્નેહીઓની, અથવા તો વૈદ્યોની નિંદા કર્યા કરે છે, તે મનુષ્ય મરણ પામે છે. ૮

**જન્મનક્ષત્રની અને જન્મલગ્નની પીડા પણ મરણનાં ચિહ્ન છે.**

**यस्य वक्रानुवक्रगा ग्रहा गर्हितस्थानगताः पीडयन्ति जन्मर्क्षं वा यस्योल्काशनिभ्यामभिहन्यते होरा वा ॥९॥**

૭ વક્ર થયેલા અથવા તો વક્ર થઈને તુરત સીધા ચાલેલા ગ્રહો જ્યોતિઃશાસ્ત્રમાં કહેલાં દુષ્ટ સ્થાનોમાં રહીને જેના જન્મના નક્ષત્રને પીડતા હોય, અથવા તો જેનું જન્મલગ્ન ઉલ્કાપાતથી કે વિજળીના કડાકાના અગ્નિથી પીડાતું હોય તે મનુષ્ય મરણ પામે છે. ૯

**ઘર વગેરેમાં દુષ્ટ નિમિત્તોનો પ્રાદુર્ભાવ પણ મરણનાં ચિહ્નરૂપ છે.**

**गृहदारशयनासनयानवाहनमणिरत्नोपकरणगर्हितलक्षणनिमित्तप्रादुर्भावो वेति ॥ १० ॥**

૮ જેના ઘરમાં, સ્ત્રીમાં, શયનમાં, આસનમાં, ગાડી ઘોડા વગેરે વાહનોમાં, મણિઓમાં, રત્નોમાં અથવા તો ઘરનાં રાચરચીલાઓમાં જો વાસ્તુવિદ્યામાં કહેલાં દુષ્ટ લક્ષણવાળાં નિમિત્તોનો પ્રાદુર્ભાવ થાય તો તે મનુષ્ય પણ મરણ પામે છે. ૧૦

**ચિકિત્સા કર્યા છતાં રોગની વૃદ્ધિ, મોટા વ્યાધિનું એકદમ મટી જવું તથા આહારનું ફળ ન થવું આ પણ મરણનાં ચિહ્ન છે.**

**भवन्ति चात्र ॥**

**चिकित्स्यमानः सम्यक्च विकारो योऽभिवर्द्धते ।**
**प्रक्षीणबलमांसस्य लक्षणं तद्गतायुषः ॥ ११ ॥**
**निवर्तते महाव्याधिः सहसा यस्य देहिनः ।**
**न चाहारफलं यस्य दृश्यते स विनश्यति ॥ १२ ॥**

૯ આ વિષયમાં આ પ્રમાણે પ્રાચીન શ્લોકો છેઃ- જેનાં બળ તથા માંસ ક્ષીણ થયાં હોય, એવા મનુષ્યનો કોઈ રોગ સારી રીતે ચિકિત્સા કરવામાં આવ્યા છતાં પણ વૃદ્ધિ પામે તો તે રોગને આયુષ્યના ક્ષયનું ચિહ્ન જાણવું. જે મનુષ્યનો વાતવ્યાધિ વગેરે કોઈ મોટો વ્યાધિ ધીરે ધીરે નહિ પરંતુ એકદમ મટી જાય, તથા જે મનુષ્યને આહારનું (ભોજનનું) ફળ જોવામાં આવે નહિ, તે મનુષ્ય પણ મરણ પામે છે. ૧૧-૧૨

**રાજા તરફથી માન મેળવવાને યોગ્ય વૈદ્ય.**

**एतान्यरिष्टरूपाणि सम्यग्बुध्येत यो भिषक् ।**
**साध्यासाध्यपरीक्षायां स राज्ञः संमतो भवेत् १३**

૧૦ જે વૈદ્ય ઉપર કહેલાં અરિષ્ટોનાં (મરણના ચિહ્નોનાં) રૂપોને સારી રીતે જાણે છે, તે વૈદ્ય સાધ્ય તથા અસાધ્ય રોગોની પરીક્ષા કરવામાં રાજાનો સારી રીતે માનીતો થાય છે. ૧૩

---

## અધ્યાય ૩૩ મો*

## અવારણીય (ઉપદ્રવોથી અસાધ્ય થનારા રોગોનું વર્ણન)

### ઉપક્રમ

**अथातोऽवारणीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે-હવે અહીંથી હું 'અવારણીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિયે મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

**રસાયન વિના અસાધ્ય થઈ જનારા રોગો કહેવાની પ્રતિજ્ઞા.**

**उपद्रवैस्तु ये जुष्टा व्याधयो यान्त्यवार्यताम् ।**
**रसायनाद्विना वत्स ताञ्छृणुष्वैकमना मम ॥ ३ ॥**

૨ વત્સ સુશ્રુત! જે રોગો જે ઉપદ્રવોથી સંયુક્ત થઈને રસાયનના પ્રયોગો વિના અસાધ્ય થઈ જાય છે-મટાડી શકાતા નથી, તે રોગોવિશે હું કહું છું તે તું એકાગ્રચિત્ત થઇને મારી પાસેથી સાંભળ. ૩

**વાતવ્યાધિ વગેરે મહાવ્યાધિઓ અને તેઓને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**वातव्याधिः प्रमेहश्च कुष्ठमर्शो भगंदरः ।**
**अश्मरी मूढगर्भश्च तथैवोदरमष्टमम् ॥ ४ ॥**
**अष्टावेते प्रकृत्यैव दुश्चिकित्स्या महागदाः ।**
**प्राणमांसक्षयश्वासतृष्णाशोषवमीज्वरैः ॥ ५ ॥**
**मूर्च्छातिसारहिक्काभिः पुनश्चैतैरुपद्रुताः ।**
**वर्जनीया विशेषेण भिषजा सिद्धिमिच्छता ॥६ ॥**

૩ વાતરોગ, પ્રમેહ, કુષ્ઠ, અર્શ, ભગંદર, પથરી, મૂઢગર્ભ અને આઠમો ઉદરરોગ એ આઠ મહારોગો સ્વાભાવિક રીતે જ મુશ્કેલીથી મટાડી શકાય એવા છે. એઓમાં વળી જો બલનો ક્ષય, માંસનો ક્ષય, શ્વાસ, તરસ, ધાતુઓનો શોષ, ઉલટી, તાવ, મૂર્છા, અતિસાર અને હેડકી એ ઉપદ્રવો ઉત્પન્ન થાય તો કાર્યસિદ્ધિની ઇચ્છા રાખનારા વૈદ્યે એ રોગોની વિશેષે કરીને ચિકિત્સા છોડી જ દેવી. ૪-૬

**વાતવ્યાધિને અસાધ્ય કરનારા વિશિષ્ટ ઉપદ્રવો.**

**शूनं सुप्तत्वचं भग्नं कम्पाध्माननिपीडितम् ।**
**नरं रुजार्तमन्तश्च वातव्याधिर्विनाशयेत् ॥ ७ ॥**

૪ જે રોગીને વાતરોગમાં સોજો, ચામડીનું બ્હેર મારી જવું (સ્પર્શનું જ્ઞાન ન થવું), હાડકાનું ભાંગી જવું, કંપ, પેટ ચ્હડી આવવું અને શૂલ વગેરે અંદરની ગંભીર વેદનાઓ થવી એ ઉપદ્રવો રોગીને મારી નાખે છે. ૭

**પ્રમેહને અસાધ્ય કરનારા વિશિષ્ટ ઉપદ્રવો.**

**यथोक्तोपद्रवाविष्टमतिप्रस्रुतमेव वा ।**
**पिडकापीडितं गाढं प्रमेहो हन्ति मानवम् ॥ ८ ॥**

૫ જે પ્રમેહવાળા રોગીને પ્રમેહનિદાનમાં કહેલા ઉપદ્રવો ઉત્પન્ન થાય, અથવા વધારે પ્રમાણમાં મૂત્રનો સ્રાવ થાય અથવા શરાવિકા વગેરે પિડકાઓ-ફોડલીઓથી જે અત્યંત પીડાતો હોય તે પ્રમેહના રોગીને પ્રમેહ મારી નાખે છે. ૮

**કોઢને અસાધ્ય કરનારા વિશિષ્ટ ઉપદ્રવો.**

**प्रभिन्नं प्रस्रुताङ्गं च रक्तनेत्रं हतस्वरम् ।**
**पञ्चकर्मगुणातीतं कुष्ठं हन्तीह कुष्ठिनम् ॥ ९ ॥**

૬ જે કુષ્ઠરોગીનો કોઢ ફાટી જાય, કોઢમાંથી બહુ જ

* જે રોગ મટાડી શકાય તેવો હોય તે વારણીય કહેવાય છે અને જે રોગ મટાડી શકાય તેવો ન હોય અર્થાત્ અસાધ્ય હોય તે રોગ અવારણીય કહેવાય છે. આ અધ્યાયમાં અવારણીય એટલે અસાધ્ય રોગોને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે તેથી આ અધ્યાયનું અવારણીય નામ છે.

સ્રાવ થવા લાગે, આંખો લાલ થઈ જાય, સ્વર–અવાજ બેસી જાય અને વમન, વિરેચન, આસ્થાપન, અનુવાસન તથા શિરોવિરેચન એ પાંચકર્મોથી જરા પણ ગુણ–ફાયદો થાય નહી તે કુષ્ઠરોગી મરી જાય છે. ૯

**હરસને અસાધ્ય કરનારા વિશિષ્ટ ઉપદ્રવો.**

**तृष्णारोचकशूलार्तमतिप्रस्रुतशोणितम् ।**
**शोफातीसारसंयुक्तमर्शोव्याधिर्विनाशयेत् ॥ १० ॥**

૭ જે માણસને અર્શરોગમાં તરસ, અન્ન ઉપર અરુચિ, શૂલ, સોજો અને અતિસાર એ ઉપદ્રવો ઉત્પન્ન થાય તથા અર્શમાંથી બહુ જ રક્ત સ્રવવા લાગે તે માણસ મરી જાય છે. ૧૦

**ભગંદરને અસાધ્ય કરનારા વિશિષ્ટ ઉપદ્રવો.**

**वातमूत्रपुरीषाणि क्रिमयः शुक्रमेव च ।**
**भगंदरात्प्रस्रवन्ति यस्य तं परिवर्जयेत् ॥ ११ ॥**

૮ જે રોગીને ભગંદરમાંથી અધોવાયુ, મૂત્ર, વિષ્ઠા, ક્રિમિ અને વીર્ય નીકળવા લાગે તે રોગીની વૈદ્યે ચિકિત્સા છોડી દેવી. ૧૧

**પથરીને અસાધ્ય કરનારા વિશિષ્ટ ઉપદ્રવો.**

**प्रशूननाभिवृषणं रुद्धमूत्रं रुगन्वितम् ।**
**अश्मरी क्षपयत्याशु सिकता शर्करान्विता ॥ १२ ॥**

૯ અશ્મરી (પથરી), શર્કરા ( રેતી ) અને સિકતા (કાંકરી) એ રોગોમાં જો રોગીને નાભિમાં અને વૃષણ–અંડકોશમાં સોજો થાય, મૂત્ર રોકાઈ જાય અને શૂલના જેવી વેદના થવા લાગે તો રોગી તુરત મરી જાય છે.

**મૂઢગર્ભને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**गर्भकोषपरासङ्गो मक्कल्लो योनिसंवृतिः ।**
**हन्यात्स्त्रियं मूढगर्भे यथोक्ताश्चाप्युद्रवाः ॥ १३ ॥**

૧૦ મૂઢગર્ભમાં ( ગર્ભની અટકાયતમાં ) જો ગર્ભનો અત્યંત અટકાવ, મક્કલ, યોનિનો સંકોચ અને નિદાનસ્થાનના અધ્યાય ૮ મામાં કહેલા મૂઢગર્ભના નિદાનમાં કહેલા આક્ષેપક–તાણુ, સ્વાસ વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થાય તો ગર્ભિણી સ્ત્રી મરી જાય છે. ૧૩

**ઉદરરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**पार्श्वभङ्गान्नविद्वेषशोफातीसारपीडितम् ।**
**विरिक्तं पूर्यमाणं च वर्जयेदुदरार्दितम् ॥ १४ ॥**

૧૧ ઉદર રોગમાં જો રોગીને પડખાંઓમાં ભંગાવા જેવી વેદના, અન્ન ઉપર અભાવો, સોજો અને અતિસાર એ ઉપદ્રવો ઉત્પન્ન થાય તથા વિરેચન કરાવવા છતાં પણ પેટ પાછું ભરાઈ જાય તો તે રોગીની ચિકિત્સા છોડી દેવી. ૧૪

**જ્વરને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**यस्ताम्यति विसंज्ञश्च शेते निपतितोऽपि वा ।**
**शीतार्दितोऽन्तरुष्णश्च ज्वरेण म्रियते नरः ॥ १५ ॥**

૧૨ જે જ્વરમાં રોગી એકદમ ગભરાઈ જતો હોય, ભાનવિનાનો થઈ જતો હોય, સુતો સુતો પડ્યો જ રહેતો હોય એટલે ઉઠી શકતો ન હોય અને બ્હાર શીતથી તથા અંદર દાહથી પીડાતો હોય તે જ્વર રોગીને મારી નાંખે છે. ૧૫

**यो हृष्टरोमा रक्ताक्षो हृदि संघातशूलवान् ।**
**नित्यं वक्त्रेण चोच्छ्वस्यात्तं ज्वरो हन्ति मानवम् १६**
**हिक्काश्वासपिपासार्तं मूढं विभ्रान्तलोचनम् ।**
**संततोच्छ्वासिनं क्षीणं नरं क्षपयति ज्वरः ॥ १७ ॥**
**आविलाक्षं प्रताम्यन्तं निद्रायुक्तमतीव च ।**
**क्षीणशोणितमांसं च नरं क्षपयति ज्वरः ॥ १८ ॥**

૧૩ જે જ્વરમાં રોગીનાં રુવાડાં ઉભાં થઇ જાય, આંખો લાલ થઈ આવે, હૃદયમાં એકદમ શૂલ નીકળે અને રોગી નિત્ય મ્હોડાથી જ શ્વાસ છોડ્યા કરે તે જ્વર રોગીને મારી નાંખે છે. જે જ્વરમાં રોગી હેડકી, શ્વાસ, તરસ અને મૂર્છાથી પીડાતો હોય, આંખોને આમ તેમ ફેરવ્યા કરતો હોય અને ક્ષીણ થઈ ગયો હોય તથા રોગીનો શ્વાસ હમેશાં ઉંચો જ રહેતો હોય તે જ્વર રોગીને મારી નાંખે છે. જે જ્વરમાં રોગીની આંખો આંસુથી ભરાઈ આવે, રોગી બેભાન થઈ જાય અને બહુ ઉંઘ્યા કરે તથા રોગીનું રક્ત અને માંસ ક્ષીણ થઈ જાય તે જ્વર રોગીને મારી નાંખે છે. ૧૬–૧૮

**અતિસારને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**श्वासशूलपिपासार्तं क्षीणं ज्वरनिपीडितम् ।**
**विशेषेण नरं वृद्धमतीसारो विनाशयेत् ॥ १९ ॥**

૧૪ અતિસાર રોગમાં જો શ્વાસ, શૂલ, તરશ, બલ અને માંસનો ક્ષય તથા જ્વર એ સઘળા ઉપદ્રવો ઉત્પન્ન થાય અને ખાસ કરીને રોગી વૃદ્ધ હોય તો તેને અતિસાર મારી નાખે છે ( એટલે જો અતિસાર રોગમાં શ્વાસ વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થાય અને રોગી વૃદ્ધ હોય તો તે કદી પણ બચતો નથી પરંતુ જો રોગી જુવાન હોય તો કદાચ બચી જાય છે.) ૧૯

**ક્ષયરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**शुक्लाक्षमन्नद्वेष्टारमूर्ध्वश्वासनिपीडितम् ।**
**कृच्छ्रेण बहु मेहन्तं यक्ष्मा हन्तीह मानवम् ॥२०॥**

૧૫ ક્ષયરોગમાં જો રોગીની આંખો સફેદ થઈ જાય, રોગી અન્નનો દ્વેષ કરે, રોગીનો શ્વાસ ઉંચો રહેતો હોય અને રોગી બહુ મુશ્કેલીથી ઘણા મલનો ત્યાગ કરતો હોય તો ક્ષયરોગ તે રોગીને મારી નાંખે છે. ૨૦

**ગુલ્મરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**श्वासशूलपिपासान्नविद्वेषग्रन्थिमूढताः ।**
**भवन्ति दुर्बलत्वं च गुल्मिनो मृत्युमेष्यतः ॥२१॥**

૧૬ ગુલ્મરોગમાં જો શ્વાસ, શૂલ, તરશ, અન્ન ઉપર

અભાવો, અકસ્માત્ ગુલ્મનું દબાઈ જવું અને દુર્બલતા એ ઉપદ્રવો ઉત્પન્ન થાય તો રોગી મરી જાય છે. ૨૧

**વિદ્રધિરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**आध्मातं बद्धनिष्यन्दं छर्दिहिक्कातृडन्वितम् ।**
**रुजाश्वाससमाविष्टं विद्रधिर्नाशयेन्नरम् ॥ २२ ॥**

૧૭ વિદ્રધિરોગમાં જો પેટનું ચ્હડી આવવું, મૂત્રનું રોકાવું–મૂત્રની અટકાયત, ઉલટી, હેડકી, તરસ, શૂલ વગેરે વેદનાઓ અને શ્વાસ એ ઉપદ્રવો ઉત્પન્ન થાય તો તે વિદ્રધિ રોગીને મારી નાંખે છે. ૨૨

**પાંડુરોગને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**पाण्डुदन्तनखो यश्च पाण्डुनेत्रश्च मानवः ।**
**पाण्डुसङ्घातदर्शी च पाण्डुरोगी विनश्यति ॥२३॥**

૧૮ જે પાંડુરોગમાં જેનાં દાંતો, નખો અને આંખો પીળાં થઈ જાય તથા જે સઘળી વસ્તુઓને પીળી દેખે તે રોગી મરી જાય છે. ૨૩

**રક્તપિત્તને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**लोहितं छर्दयेद्यश्च बहुशो लोहितेक्षणः ।**
**रक्तानां च दिशां द्रष्टा रक्तपित्ती विनश्यति ॥२४॥**

૧૯ રક્તપિત્તરોગમાં જે રોગી વારંવાર લોહીની ઉલટી કરે, જેની આંખો લાલ થઈ જાય અને જે સઘળી દિશાઓને રાતી દેખે તે રોગી મરી જાય છે. ૨૪

**ઉન્માદને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**अवाङ्मु [illegible] मुखो वा क्षीणमांसबलो नरः ।**
**जागरिष्णुरसंदेहमुन्मादेन विनश्यति ॥ २५ ॥**

૨૦ ઉન્માદ રોગમાં જે રોગી પોતાનું મ્હોડું હમેશાં ઉચું અથવા નીચું જ રાખ્યા કરતો હોય અને હમેશાં જાગ્યા જ કરતો હોય તથા જેનાં માંસ અને બલ ક્ષીણ થઈ ગયાં હોય તે રોગી અવશ્ય મરી જાય છે. ૨૫

**અપસ્માર (વાઇ) ને અસાધ્ય કરનારા ઉપદ્રવો.**

**बहुशोऽपस्मरन्तं तु प्रक्षीणं चलितभ्रुवम् ।**
**नेत्राभ्यां च विकुर्वाणमपस्मारो विनाशयेत् ॥२६॥**

૨૧ અપસ્માર (વાઇના)ના રોગમાં જો વારંવાર અપસ્મારનો વેગ આવવો (વારંવાર વાઈ આવવી), બન્ને ભમ્મરોનું ખસી જવું, નેત્રોનો વિકાર અને બલ તથા માંસની ક્ષીણતા એ ઉપદ્રવો ઉત્પન્ન થાય તો રોગી મરી જાય છે. ૨૬

---

## અધ્યાય ૩૪ મો.

### *યુક્તસેનીય (શત્રુની ઉપર ચઢાઈ કરનારા રાજાની રક્ષા કરવાવિશે.)

**ઉપક્રમ.**

**अथातो युक्तसेनीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે હું અહીંથી 'યુક્તસેનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વતરિયે મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

**ગ્રંથનો વિષય કહેવાની પ્રતિજ્ઞા.**

**युक्तसेनस्य नृपतेः परानभिजिगीषतः ।**
**भिषजा रक्षणं कार्यं यथा तदुपदेक्ष्यते ॥ ३ ॥**

૨ શત્રુઓને જીતવાની ઇચ્છાથી સેનાને તૈયાર કરીને (સાથે લેઇને) શત્રુઓના દેશ ઉપર ચ્હડાઈ લઈ જનારા રાજાનું વૈદ્યે જે પ્રમાણે રક્ષણ કરવું જોઇએ તેનો ઉપદેશ છું. ૩

**વૈદ્યે રાજાની વિષથી ખાસ રક્ષા કરવી.**

**विजिगीषुः सहामात्यैर्यात्रायुक्तः प्रयत्नतः ।**
**रक्षितव्यो विशेषेण विषादेव नराधिपः ॥ ४ ॥**

૩ રાજા જ્યારે શત્રુઓને જીતવાની ઇચ્છાથી પોતાના મંત્રીઓની સાથે યુદ્ધને માટે પ્રયાણ કરે ત્યારે વૈદ્યે તેની બહુ કાળજીથી સર્વ પ્રકારના આગન્તુ મૃત્યુઓથી તથા વિશેષે કરીને વિષથી રક્ષા કરવી. ૪

**વિષથી ખરાબ થયેલા માર્ગાદિકને વૈદ્યે શુદ્ધ કરવા.**

**पन्थानमुदकं छायां भक्तं यवसमिन्धनम् ।**
**दूषयन्त्यरयो यस्माज्जानीयाच्छोधयेत्तथा ।**
**तस्य लिङ्गं चिकित्सा च कल्पस्थाने प्रवक्ष्यते ॥५॥**

૪ શત્રુઓ માર્ગ, જળ, વૃક્ષોની છાયા, ખોરાક, ઘાંસ અને બળતણ એઓને વિષના સંયોગથી દૂષિત–ખરાબ કરી નાંખે છે. એટલા માટે વૈદ્યે એ સર્વ પદાર્થોની પરીક્ષા કરી જોવી. અને જો તેઓ વિષના સંયોગથી દૂષિત થયેલા જણાય તો તેઓની ચિકિત્સા કરીને તે પદાર્થોને શુદ્ધ કરવા. વિષથી દૂષિત થયેલા માર્ગ વગેરેનાં લક્ષણો અને તેની ચિકિત્સા કલ્પસ્થાનમાં કહેવામાં આવશે. ૫

---

* युक्ता संग्रामार्थं सेना चतुरंगबलं अस्य इति युक्तसेनः જે રાજાની ચતુરંગિણી સેના સંગ્રામમાટે નિયુક્ત થયેલી હોય તે રાજા યુક્તસેન કહેવાય છે. તેવા શત્રુની ઉપર ચઢાઈ લઈ જનારા રાજાની તથા તેની સેનાની વિષાદિકથી રક્ષા કરવાનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું યુક્તસેનીય એવું નામ છે.

કાળમૃત્યુ તથા અકાળમૃત્યુની વ્યાખ્યા.

**एकोत्तरं मृत्युशतमथर्वाणः प्रचक्षते ।**
**तत्रैकः कालसंज्ञस्तु शेषास्त्वागन्तवः स्मृताः ॥६॥**

૫ અથર્વ વેદને જાણનારા પંડિતો કહે છે કે–મૃત્યુ એક જ જાતનું છે એમ નથી પરંતુ મૃત્યુઓ અસંખ્ય છે અને તેમાં એક મૃત્યુ મુખ્ય છે. તે મૃત્યુને કાલમૃત્યુ અને બાકીનાં સઘળાં મૃત્યુઓને અકાળ મૃત્યુઓ કહેવામાં આવે છે. ૬

વૈદ્યે તથા પુરોહિતે અકાળ મૃત્યુથી રાજાની રક્ષા કરવી.

**दोषागन्तुजमृत्युभ्यो रसमन्त्रविशारदौ ।**
**रक्षेतां नृपतिं नित्यं यत्नाद्वैद्यपुरोहितौ ॥ ७ ॥**

૬ અકાળ મૃત્યુઓ અસંખ્ય પ્રકારનાં છે એટલા માટે રસમાં–ઔષધોમાં નિપુણતા ધરાવનારા વૈદ્યે અને મંત્રોમાં નિપુણતા ધરાવનારા પુરોહિતે વાતાદિ દોષોથી થતા અકાલ મૃત્યુઓથી અને આગન્તુ કારણોથી થતાં અકાલ મૃત્યુઓથી યત્નપૂર્વક કાળજી રાખીને, રાજાનું રક્ષણ કરવું. ૭

વૈદ્યે પુરોહિતની સલાહથી જ કાર્ય કરવાં.

**ब्रह्मा वेदाङ्गमष्टाङ्गमायुर्वेदमभाषत ।**
**पुरोहितमते तस्माद्वर्तेत भिषगात्मवान् ॥ ८ ॥**

૭ બ્રહ્માએ આઠ અંગોવાળા આયુર્વેદને અથર્વવેદનું એક અંગ તરીકે કહેલું છે અને તે અથર્વવેદનું સંપૂર્ણ જ્ઞાન પુરોહિતને હોય છે માટે હિત–અહિતને સમજનારા વૈદ્યે પુરોહિતનો મત લઇને સઘળાં કાર્યો કરવાં. (એટલે પુરોહિતને સમગ્ર અથર્વવેદનું જ્ઞાન હોય છે અને વૈદ્યને તો માત્ર અથર્વવેદના એક અંગરૂપ આયુર્વેદનું જ જ્ઞાન હોય છે. એટલા માટે વૈદ્યે પુરોહિતની સલાહથી જ સઘળાં કાર્યો કરવાં જોઇએ.) ૮

રાજાના અભાવે પ્રજાનો નાશ થાય છે.

**सङ्करः सर्ववर्णानां प्रणाशो धर्मकर्मणाम् ।**
**प्रजानामपि चोच्छित्तिर्नृपव्यसनहेतुतः ॥ ९ ॥**

૮ જો રાજા વિપત્તિમાં આવી પડે અથવા મરણ પામે (અને તેથી પ્રજા રાજા વગરની રહે) તો પ્રજા ઉપર દંડ નહીં હોવાને લીધે બ્રાહ્મણ આદિ સર્વ વર્ણોમાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે (અથવા બ્રાહ્મણ વગેરે સર્વ વર્ણોમાં એકાકાર થઈ જાય છે). વર્ણાશ્રમ ધર્મનો અને ધંધારોજગારનો નાશ થઈ જાય છે અને ધંધોરોજગાર ન રહેવાને લીધે છેવટે પ્રજાનો પણ નાશ થઈ જાય છે. ૯

વિદ્વાન્ વૈદ્યે રાજાનું હિતચિંતન કર્યા કરવું.

**पुरुषाणां नृपाणां च केवलं तुल्यमूर्तिता ।**
**आज्ञा त्यागः क्षमा धैर्यं विक्रमश्चाप्यमानुषः १०**
**तस्माद्देवमिवाभीक्ष्णं वाङ्मनःकर्मभिः शुभैः ।**
**चिन्तयेन्नृपतिं नित्यं श्रेयांसीच्छन्विचक्षणः ॥११॥**

૯ જો કે સાધારણ માણસોનું અને રાજાનું મૂર્તિમાં–આકારમાં સરખાપણું છે (એટલે જેમ સાધારણ માણસોને હાથ પગ નાક કાન મ્હોઢું વગેરે હોય છે તેમ જ રાજાને પણ હોય છે) પરંતુ રાજાનાં દાન, આજ્ઞા, ક્ષમા, ધૈર્ય અને પરાક્રમ અમાનુષિક (સાધારણ માણસોથી વિલક્ષણ પ્રકારના–સાધારણ માણસોમાં ન હોઈ શકે એવાં) હોય છે. એટલા માટે હમ્મેશાં પોતાનું મંગળ થાય એવી ઇચ્છા રાખનારા વિદ્વાન્ વૈદ્યે શુભ એવાં વાણી મન અને કર્મોવડે નિત્ય રાજાનું દેવની પેઠે ચિન્તન કરવું. ૧૦–૧૧

વૈદ્યે રાજાના તંબુની પડોસમાં રહેવું.

**स्कन्धावारे च महति राजगेहादनन्तरम् ।**
**भवेत्संनिहितो वैद्यः सर्वोपकरणान्वितः ॥ १२ ॥**
**तत्रस्थमेनं ध्वजवद्यशःख्यातिसमुच्छ्रितम् ।**
**उपसर्पन्त्यमोहेन विषशल्यामयार्दिताः ॥ १३ ॥**
**स्वतन्त्रकुशलोऽन्येषु शास्त्रार्थेष्वबहिष्कृतः ।**
**वैद्यो ध्वज इवाभाति नृपतद्विधपूजितः ॥ १४ ॥**

૧૦ સેનાના મ્હોટા પડાવની અંદર જ્યાં રાજાને માટે તંબુ નાખવામાં આવેલ હોય તેની પાસે જ વૈદ્યે પોતાનો તંબુ નાખવો–પોતાનો મુકામ કરવો અને તેમાં યંત્રો, શસ્ત્રો, ક્ષાર, ઔષધો વગેરે સર્વ સામગ્રીઓ હમ્મેશાં તૈયાર રાખવી. યશની ખ્યાતિને લીધે પ્રખ્યાત થયેલા એવા વૈદ્યે ધ્વજાની પેઠે ઉંચા સ્થાનમાં રહેવું કે જેથી ઝેરથી શલ્યથી તથા રોગોથી પીડાતા પુરુષો મુઝાયા વગર ત્યાં રહેલા વૈદ્યની પાસે જઈ શકે છે. પોતાના શાસ્ત્રમાં (આયુર્વેદશાસ્ત્રમાં) કુશળ, બીજા શાસ્ત્રોના વિષયોનું પણ જ્ઞાન ધરાવનારો અને રાજા તથા તેના જેવા જ બીજા સરદારો તરફથી સન્માન પામેલો વૈદ્ય સૈન્યમાં જેમ ધ્વજા શોભે તેમ શોભે છે. ૧૨–૧૪

ચિકિત્સાના ચાર પાદ (ચાર પાયા).

**वैद्यो व्याध्युपसृष्टश्च भेषजं परिचारकः ।**
**एते पादाश्चिकित्सायाः कर्मसाधनहेतवः ॥ १५ ॥**

૧૧ વૈદ્ય, રોગી, ઔષધ અને પરિચારક (રોગીની સારવાર કરનાર નોકર) એ ચાર ચિકિત્સાના પાયાઓ એટલે અંગો છે. અને એ ચાર અંગો જ ચિકિત્સાની સિદ્ધિના (રોગની શાન્તિના) ઉપાયો છે. ૧૫

ગુણવાન્ અંગોની સહાયતાથી વૈદ્ય મોટા રોગને પણ મટાડે છે.

**गुणवद्भिस्त्रिभिः पादैश्चतुर्थो गुणवान्भिषक् ।**
**व्याधिमल्पेन कालेन महान्तमपि साधयेत् ॥१६॥**

૧૨ પોતાના ગુણોથી સંપન્ન વૈદ્ય જો રોગી, ઔષધ

અને પરિચારક આ ત્રણ અંગો પોતાના ગુણોથી સંપન્ન હોય તો તેઓના સહાયથી થોડા સમયમાં મ્હોટા રોગને પણ મટાડે છે. ૧૬

### ચાર પાદમાં વૈદ્યની શ્રેષ્ઠતા.

**वैद्यहीनास्त्रयः पादा गुणवन्तोऽप्यपार्थकाः ।**
**उद्गातृहोतृब्रह्माणो यथाध्वर्युं विनाध्वरे ॥ १७ ॥**

૧૩ રોગી વગેરે ચિકિત્સાના ત્રણ અંગો પોતપોતાના ગુણોથી સંપન્ન હોય તો પણ વૈદ્ય વિના તેઓ નકામાં થઈ પડે છે. (એટલે આરોગ્ય સંપાદન કરવામાં સમર્થ થઈ શકતા નથી). જેમ યજ્ઞમાં અધ્વર્યુ (સર્વ કર્મનો ઉપદેશ કરનારા આચાર્ય) વિના ઉદ્ગાતા, હોતા અને બ્રહ્મા એ ત્રણ ઋત્વિજો સારા હોય તોપણ નકામા છે (એટલે અધ્વર્યુ વિના હોતા વગેરેથી યજ્ઞ થઈ શકતો નથી) તેમ વૈદ્ય વિના રોગી વગેરે ત્રણ અંગો ગુણવાન્ હોય તો પણ નકામાં છે. ) ૧૭

### ગુણવાન્ વૈદ્યનાં વખાણ.

**वैद्यस्तु गुणवानेकस्तारयेदातुरान्सदा ।**
**प्लवं प्रतितरैर्हीनं कर्णधार इवाम्भसि ॥ १८ ॥**

૧૪ જેમ ખલાસીઓ ગુણવાન્ ન હોય તો પણ સુકાની ગુણવાન્ હોય તો તે જેમ વાહાણને પાણીમાંથી તારે છે તેમ બીજા પાયા ગુણવાન્ ન હોય તોપણ વૈદ્યરૂપી એક પાયો ગુણી (વિદ્વાન્) હોય તો તે રોગીઓને રોગોમાંથી સદા તારે છે. ૧૮

### વૈદ્યરૂપી પાયો કેવો જોઈએ.

**तत्त्वाधिगतशास्त्रार्थो दृष्टकर्मा स्वयं कृती ।**
**लघुहस्तः शुचिः शूरः सज्जोपस्करभेषजः ॥ १९ ॥**
**प्रत्युत्पन्नमतिर्धीमान्व्यवसायी विशारदः ।**
**सत्यधर्मपरो यश्च स भिषक्पाद उच्यते ॥ २० ॥**

૧૫ જે વૈદ્ય આયુર્વેદના વિષયને યથાર્થ રીતે જાણેલો હોય, છેદન (કાપવું) ભેદન (ચીરવું) વગેરે (શસ્ત્ર) ક્રિયાઓ તથા સ્નેહન-સ્વેદન વગેરે ક્રિયાઓ કરવામાં કુશળ હોય (અથવા જેણે બીજા સારા વૈદ્યોના હાથે થતી છેદન વગેરે તથા સ્નેહન વગેરે ક્રિયાઓ જોયેલી હોય) પોતાની બુદ્ધિથી પણ ચિકિત્સામાં પ્રવૃત્ત થઈ શકે એવો હોય. (અથવા પોતાને હાથે પણ જેણે છેદન વગેરે તથા સ્નેહન વગેરે ક્રિયાઓ કરેલી હોય એવો), હલકા હાથવાળો હોય (શસ્ત્ર પ્રયોગ કરવામાં કંપ વગેરે દોષો વિનાનો હોય), બ્હારની અને અંદરની-અંતઃકરણની પવિત્રતાવાળો હોય, ઉત્સાહી હોય, મુશ્કેલીના સમયમાં શું કરવું તેનો તરત વિચાર કરી શકે એવો (એટલે મુંઝાય નહી એવો) હોય, શાસ્ત્રમાં નહી કહેલી અથવા સંક્ષેપમાં કહેલી બાબતોનો ઉહાપોહ કરી શકે એવો હોય, હમ્મેશાં ચિકિત્સાનો વ્યવસાય-ધંધો કરનારો હોય, સત્ય ભાષણ કરવામાં અને ધર્મનું આચરણ કરવામાં તત્પર રહેનારો હોય તથા જેણે અગ્રોપહરણીય નામના સૂત્રસ્થાનના પાંચમા અધ્યાયમાં કહેલી યંત્ર, શસ્ત્ર વગેરે સામગ્રીઓ અને ઔષધો તૈયાર રાખેલાં હોય એવા વૈદ્યને ચિકિત્સાના અંગરૂપ સમજવો. ૧૯-૨૦

### રોગીરૂપી પાયો કેવો જોઇએ?

**आयुष्मान्सत्त्ववान्साध्यो द्रव्यवानात्मवानपि ।**
**आस्तिको वैद्यवाक्यस्थो व्याधितः पाद उच्यते २१**

૧૬ જે રોગી લાંબા આયુષ્યનાં ચિહ્નોવાળો, દુઃખને સહન કરી શકે એવો, સાધ્યરોગથી પીડાયેલો, ધનવાળો (જોઇતી સામગ્રીઓવાળો), ઇન્દ્રિયોની લોલુપતા વગરનો, આસ્તિક અને વૈદ્યના કહેવા પ્રમાણે વર્તનારો હોય એવા રોગીને ચિકિત્સાના અંગરૂપ સમજવો. ૨૧

### ઔષધરૂપી પાયો કેવો જોઇએ.

**प्रशस्तदेशसंभूतं प्रशस्तेऽहनि चोद्धृतम् ।**
**युक्तमात्रं मनःकान्तं गन्धवर्णरसान्वितम् ॥ २२ ॥**
**दोषघ्नमग्लानिकरमविकारि विपर्यये ।**
**समीक्ष्य दत्तं काले च भेषजं पाद उच्यते ॥ २३ ॥**

૧૭ જે ઔષધ સારા પ્રદેશમાં ( સારી જમીનમાં) ઉત્પન્ન થયેલું સારે દિવસે લેવામાં આવેલું, મનને પ્રિય લાગે એવું, ( મનને પ્રિય લાગે એવી બનાવટવાળું), ઉપયુકતગન્ધ વર્ણ અને રસવાળું, વાત આદિ દોષોને તથા રોગોને મટાડે એવું, ગ્લાનિ ( સુગ ) ઉત્પન્ન ન કરે એવું, ક્રિયામાં ફેરફાર થતાં પણ કશી નુકસાની નહી કરનારું અને યોગ્ય સમયમાં દેશ, અવસ્થા, ઋતુ, સાત્મ્ય વગેરે બાબતોનો વિચાર કરીને યોગ્ય માત્રામાં આપવામાં આવેલું હોય એવાં ઔષધને ચિકિત્સાના ત્રીજા અંગરૂપ ભેષજપાદ કહેવામાં આવે છે. ૨૨-૨૩

### પરિચારકરૂપી (સેવા કરનારો) પાયો કેવો જોઇએ ?

**स्निग्धोऽजुगुप्सुर्बलवान्युक्तो व्याधितरक्षणे ।**
**वैद्यवाक्यकृदश्रान्तः पादः परिचरः स्मृतः ॥ २४ ॥**

૧૮ જે પરિચાર (રોગીની સારવાર કરનારો નોકર) પોતાના ધણી ઉપર પ્રીતિવાળો, રોગીની ગમે એવી સ્થિતિ હોય તો પણ તેની સુગ કે નિંદા નહી કરનારો, બલવાન્ , રોગીનું રક્ષણ કરવામાં તત્પર, વૈદ્યના કહેવા પ્રમાણે સઘળું કામકાજ કરનારો અને કામકાજ કરવામાં થાકે નહીં એવો હોય તેવા પરિચારકને ચિકિત્સાનો ચોથો પાયો-ચોથું અંગ કહેવામાં આવે છે. ૨૪

---

## અધ્યાય ૩૫ મો.

## *આતુરોપક્રમણીય (કેવા રોગીની ચિકિત્સા કરવી તે વિશે).

### ઉપક્રમ.

**अथात आतुरोपक्रमणीयमध्यायं व्याख्यास्यामः १ यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુતકહે છે કે હવે અહીંથી હું 'આતુરોપક્રમણીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિયે મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

### ચિકિત્સા કર્યા પહેલાં રોગીનાં આયુષ્યની તથા વ્યાધિ વગેરેની પરીક્ષા કરવાની જરૂર.

**आतुरमुपक्रममाणेन भिषजायुरेवादौ परीक्ष्येत। सत्यप्यायुषि व्याध्यृत्वग्निवयोदेहबलसत्वसात्म्यप्रकृतिभेषजदेशान्परीक्षेत ॥ ३ ॥**

૨ રોગીની ચિકિત્સા કરવા ધારતા વૈદ્યે પ્રથમ તો એ રોગીના આયુષ્યની જ પરીક્ષા કરવી જોઇએ. રોગીનું આયુષ્ય (લાંબું) છે એમ સિદ્ધ થયા પછી (પણ) રોગ, ઋતુ, જઠરાગ્નિ, અવસ્થા-ઉમ્મર, દેહ, બલ, મન, સાત્મ્ય (માફક આવતી વસ્તુઓ), પ્રકૃતિ, ઓષધ અને દેશ એઓની પરીક્ષા કરવી જોઇએ. ૩

### દીર્ઘાયુષી મનુષ્યનાં લક્ષણો અને તેની સર્વથા ચિકિત્સા કરવી.

**तत्र महापाणिपादपार्श्वपृष्ठस्तनाग्रदशनवदनस्कन्धललाटं दीर्घाङ्गुलिपर्वोच्छ्वासप्रेक्षणबाहुं विस्तीर्णभ्रूस्तनान्तरोरस्कं ह्रस्वजङ्घामेढ्रग्रीवं गम्भीरसत्वस्वरनाभिमनुच्चैर्बद्धस्तनमुपचितमहारोमशकर्णं पश्चान्मस्तिष्कं स्नातानुलिप्तं मूर्द्धानुपूर्व्या विशुष्यमाणशरीरं पश्चाच्च विशुष्यमाणहृदयं पुरुषं जानीयाद्दीर्घायुः खल्वयमिति । तमेकान्तेनोपक्रमेत् ॥ ४ ॥**

૩ જેનાં હાથ, પગ, પડખાં, પીઠ, સ્તનના અગ્ર ભાગો, દાન્તો, મ્હોડું, કાંધ અને લલાટ (કપાલ) આ અધ્યાયના વિષયમાં કહેલા પ્રમાણથી કંઇક મ્હોટાં હોય; આંગળીઓનાં પર્વો-વેઢાઓ, નિશ્વાસ, નેત્રો અને બાહુઓ લાંબા હોય; ભમ્મરો, બે સ્તનોનો વચલો ભાગ અને છાતી વિસ્તીર્ણ-પ્હોળાં હોય; પિંડીઓ, લિંગ અને કંઠ ટુંકા હોય; મન અને સ્વર ગંભીર હોય; નાભિ-ડુંટી ઉંડી હોય; સ્તનો કંઇક ઉંચાં અને ઘટ્ટ હોય; કાન માંસથી ભરેલા, પ્હોળા અને રુંવાડાવાળા હોય; અને માથાના પાછલા ભાગમાં મસ્તિષ્ક-મગજ અધિક હોય; તથા જેના નાહ્યા પછી અથવા શરીર ઉપર ચંદન વગેરેનો લેપ કર્યા પછી જેનું શરીર માથાથી માંડીને સુકાય અને છાતી પાછળથી સુકાય તે પુરુષને લાંબા આયુષ્યવાળો જાણવો. અને વૈદ્યે તે પુરુષની ચિકિત્સા મનમાં જરા પણ સંદેહ લાવ્યા વગર કરવી. ૪

### અલ્પ આયુષવાળાનાં લક્ષણો.

**एभिर्लक्षणैर्विपरीतैरल्पायुः ॥ ५ ॥**

૪ જે પુરુષમાં ઉપર કહેલા લાંબા આયુષ્યવાળા પુરુષનાં લક્ષણોથી ઉલટાં જ લક્ષણો જોવામાં આવતાં હોય તે પુરુષને અલ્પ આયુષ્યવાળો જાણવો. ૫

### મધ્યમ આયુષ્યવાળાનાં લક્ષણો.

**मिश्रैर्मध्यमायुरिति ॥ ६ ॥**

૫ જે પુરુષમાં લાંબા આયુષ્યવાળાનાં તથા અલ્પ આયુષ્યવાળાનાં લક્ષણો મિશ્ર જોવામાં આવે તેને મધ્યમ આયુષ્યવાળો જાણવો. ૬

### દીર્ઘાયુષી પુરુષની પરીક્ષા.

**भवन्ति चात्र ॥**

**गूढसंधिशिरास्नायुः संहताङ्गः स्थिरेन्द्रियः ।**
**उत्तरोत्तरसुक्षेत्रो यः स दीर्घायुरुच्यते ॥ ७ ॥**
**गर्भात्प्रभृत्यरोगो यः शनैः समुपचीयते ।**
**शरीरज्ञानविज्ञानैः स दीर्घायुः समासतः ॥ ८ ॥**

૬ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે:-જેના સાંધાઓ, શિરાઓ અને સ્નાયુ માંસથી ભરેલા હોવાને લીધે દેખાતા ન હોય, જેનાં અંગો મજબૂત હોય, જેની ઇંદ્રિયો પોતાનું કાર્ય કરવાને સમર્થ હોય અને જેના પગની આંગળીથી માંડીને શરીરના અવયવો ઉત્તરોત્તર સુંદર હોય, તે પુરુષ દીર્ઘઆયુષ્યવાળો કહેવાય છે. જે પુરુષ ગર્ભમાં આવે ત્યારથી રોગ વગરનો હોય, જેનાં શરીર, તત્વબોધ અને કારીગીરી વગેરેનું જ્ઞાન ધીરે ધીરે વધતાં હોય, તે પુરુષ દીર્ઘ (લાંબા) આયુષ્યવાળો હોય છે આ લક્ષણો સંક્ષેપમાં કહ્યાં છે. ૭-૮

### મધ્યમ આયુષ્યવાળાની પરીક્ષા.

**मध्यमस्यायुषो ज्ञानमत ऊर्ध्वं निबोध मे ।**
**अधस्तादक्षयोर्यस्य लेखाः स्युर्व्यक्तमायताः ॥ ९ ॥**
**द्वे वा तिस्रोऽधिका वापि पादौ कर्णौ च मांसलौ ।**
**नासाग्रमूर्ध्वं च भवेदूर्ध्वलेखाश्च पृष्ठतः ॥ १० ॥**
**यस्य स्युस्तस्य परममायुर्भवति सप्ततिः ।**

૭ હવે પછી મધ્યમ આયુષ્યવાળાની પરીક્ષા કહું છું તે તું મારી પાસેથી સાંભળ! જેનાં અક્ષક* નામનાં બે હાડકાંની નીચેના ભાગમાં બે, ત્રણ અથવા તો તેથી

* આતુર એટલે રોગી અને ઉપક્રમ એટલે ચિકિત્સા-ક્રિયા-આ અધ્યાય રોગીની ચિકિત્સાનો અધિકાર કરીને કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું आतुरोपक्रमणीय એવું નામ છે.

* શારીરસ્થાનના અધ્યાય ૫ મામાં જુઓ.

પણ વિશેષ લાંબી અને સ્પષ્ટ લીટીઓ હોય, બે પગ તથા બે કાન માંસથી ભરેલા હોય, નાકની અણી ઉંચી હોય, અને પીઠમાં ઉંચી લીટીઓ હોય. તેનું પરમ આયુષ્ય સીત્તેર વર્ષનું હોય છે. ૯-૧૦

### અલ્પ આયુષ્યવાળાની પરીક્ષા.

जघन्यस्यायुषो ज्ञानमत ऊर्ध्वं निबोध मे ॥ ११ ॥
ह्रस्वानि यस्य पर्वाणि सुमहच्चापि मेहनम् ।
तथोरस्यवलीढानि न च स्यात्पृष्ठमायतम् ॥ १२ ॥
ऊर्ध्वं च श्रवणौ स्थानान्नासा चोच्चा शरीरिणः ।
हसतो जल्पतो वापि दन्तमांसं प्रदृश्यते ।
प्रेक्षते यश्च विभ्रान्तं स जीवेत्पञ्चविंशतिम् ॥ १३ ॥

૮ હવે અલ્પ આયુષ્યવાળાની પરીક્ષા કહું છું તે તું મારી પાસેથી સાંભળ! જેની આંગળીના વેઢાઓ ટુંકા હોય, શિશ્ન બહુ મોટું હોય, છાતી ઉપર વાળની આડી અવળી ચકરીઓ હોય, પીઠ વિશાળ ન હોય, કાન તથા નાક પોતાનાં સ્થાનકથી ઉંચાં હોય, હસતાં તથા બોલતાં જેના દાંતનાં પેઢાં દેખાતાં હોય, તથા જે નેત્રથી ચકળ વકળ-(ભ્રમ સહિત) જોતો હોય તે પુરુષનું પરમ આયુષ્ય પચીસ વર્ષનું હોય છે. ૧૧-૧૩

### આયુષ્યના જ્ઞાનને માટે અંગોનાં તથા પ્રત્યંગોનાં પ્રમાણો અને સત્વ આદિક સારનું વર્ણન.

अथ पुनरायुषो विज्ञानार्थमङ्गप्रत्यङ्गप्रमाणसारानुपदेक्ष्यामः । तत्राङ्गान्यन्तराधिसक्थिबाहुशिरांसि तदवयवाः प्रत्यङ्गानीति । तत्र स्वैरङ्गुलैः पादाङ्गुष्ठप्रदेशिन्यौ द्व्यङ्गुलायते । प्रदेशिन्यास्तु मध्यमाऽनामिकाकनिष्ठिका यथोत्तरं पञ्चमभागहीनाः । चतुरङ्गुलायते पञ्चाङ्गुलविस्तृते प्रपदपादतले । पञ्चचतुरङ्गुलायतविस्तृता पार्ष्णिः । चतुर्दशाङ्गुलायतः पादः । चतुर्दशाङ्गुलपरिणाहानि पादगुल्फजङ्घाजानुमध्यानि । अष्टादशाङ्गुला जङ्घा । जानूपरिष्टाद्द्वात्रिंशदङ्गुलम् । एवं पञ्चाशत् । जङ्घायामसमावूरू । द्व्यङ्गुलानि वृषणचिबुकदशननासापुटभागकर्णमूलनयनान्तराणि । चतुरङ्गुलानि मेहनवदनांतरनासाकर्णललाटग्रीवोच्छ्रायदृष्ट्यन्तराणि । द्वादशाङ्गुलानि भगविस्तारमेहननाभिहृदयग्रीवास्तनान्तरमुखायाममणिबन्धप्रकोष्ठस्थौल्यानि । इन्द्रबस्तिपरिणाहांसपीठकूर्परान्तरायामः षोडशाङ्गुलः । चतुर्विंशत्यङ्गुलो हस्तः । द्वात्रिंशदङ्गुलपरिमाणौ भुजौ । द्वात्रिंशत्परिणाहावूरू । मणिबन्धकूर्परान्तरं षोडशाङ्गुलम् । तलं षट्चतुरङ्गुलायामविस्तारम् । अङ्गुष्ठमूलप्रदेशिनीश्रवणापाङ्गान्तरं मध्यमाङ्गुल्यौ पञ्चाङ्गुले । अर्द्धपञ्चाङ्गुले प्रदेशिन्यनामिके । सार्द्धत्र्यङ्गुलौ कनिष्ठाङ्गुष्ठौ । चतुर्विंशतिविस्तारपरिणाहं मुखग्रीवम् । त्रिभागाङ्गुलविस्तारा नासापुटमर्यादा । नयनत्रिभागपरिणाहा तारका । नवमस्तारकांशो दृष्टिः । केशान्तमस्तकान्तरमेकादशाङ्गुलम् । मस्तकादवटुकेशान्तो दशाङ्गुलः । कर्णावट्वन्तरं चतुर्दशाङ्गुम् । पुरुषोरःप्रमाणविस्तीर्णा स्त्रीश्रोणिः । अष्टादशाङ्गुलविस्तीर्णमुरः । तत्प्रमाणा पुरुषस्य कटी । सविंशमङ्गुलशतं पुरुषायाम इति ॥ १४ ॥

૯ હવે ફરીથી આયુષ્યના જ્ઞાનને માટે અંગોનાં અને પ્રત્યંગોનાં પ્રમાણોનો અને સત્વ આદિ સારનો ઉપદેશ કરીએ છીએ. શરીરનો મધ્ય ભાગ, કમરની સંધિથી માંડીને પગની આંગળીઓ સુધીનો ભાગ, બે હાથ, અને મસ્તક આ અંગ કહેવાય છે અને આ અંગોના જે અવયવો તેઓને તેઓનાં પ્રત્યંગો કહેવામાં આવે છે. પગનો અંગુઠો અને અંગુઠાની પાસેની આંગળી એઓ નખના ભાગોને છોડી દઇને પોતપોતાની આંગળીના માપથી ભરતાં બે આંગળ લાંબાં હોવાં જોઇએ. પગના અંગુઠાની પાસેની આંગળી પછીની વચલી આંગળી, તે પછીની અનામિકા આંગળી અને તે પછીની કનિષ્ઠિકા-ટચલી) આંગળી એઓ અંગુઠાની પાસેની આંગળી કરતાં લંબાઇમાં ઉત્તરોત્તર એક બીજાથી પાંચમે પાંચમે ભાગે ટુંકી હોવી જોઇએ. પગના ફણા-પંજો અને તળાં (વચલો ભાગ) ચાર આંગળ લાંબાં અને પાંચ આંગળ પ્હોળાં હોવાં જોઇએ. પગની પેની પાંચ આંગળ લાંબી અને ચાર આંગળ પહોળી હોવી જોઇએ. પગ ચૌદ આંગળ લાંબો હોવો જોઇએ. પગનો મધ્ય ભાગ, ઘુંટીનો મધ્ય ભાગ, પીંડીનો મધ્ય ભાગ અને ગોઠણનો મધ્ય ભાગ ચૌદ આંગળના ઘેરાવવાળો હોવો જોઇએ. પિંડી (ઘુંટી અને ગોઠણનો વચલો ભાગ) અઢાર આંગળ લાંબી હોવી જોઇએ. ગોઠણની ઉપરનો ભાગ એટલે ગોઠણની નીચેના સંધિથી કટિસંધિ (કેડની સંધિ) સુધીનો વચલો ભાગ બત્રિશ આંગળ લાંબો હોવો જોઇએ. આ પ્રમાણે પગની ઘુંટીથી કમ્મરના સંધિ સુધીનો વચલો ભાગ કુલ પચાસ આંગળ લાંબો (૧૮+૩૨=૫૦) હોવો જોઇએ. બન્ને સાથળો પિંડીની જેટલા જ લાંબા (અઢાર આંગળ લાંબી) હોવા જોઇએ. વૃષણ (અંડકોશ), દાઢી, દાંત, નાકનાં ફોણવા-નસકોરાં, કાનનાં મૂળ અને આંખનો વચલો ભાગ એઓ બબ્બે આંગળ લાંબાં હોવાં જોઇએ. લિંગ, ફાડેલા મ્હોડાનું મધ્ય અને નાકની દાંડી એઓ લંબાઇમાં ચાર આંગળ હોવાં જોઇએ. કાન, લલાટ, (કપાળ) અને કંઠ એઓની લંબાઈ ચાર આંગળ હોવી જોઇએ. આંખોની બન્ને કીકીઓનો અંતરાય ચાર આંગળ હોવો જોઇએ. સ્ત્રીની યોનિની લંબાઇ તથા ઘેરાવ, લિંગ અને નાભિનો અંતરાય-વચલો ભાગ,

નાભિ અને હૃદયનો અંતરાય, હૃદય અને કંઠનો અંતરાય, બન્ને સ્તનોનો અંતરાય, દાઢડીથી કપાળ સુધીની મ્હોડાની લંબાઈ, મણિબન્ધ–હાથના પ્હોંચાની અને પ્રકોષ્ઠ–કાંડાની સ્થૂલતા–જાડાઈ–ઘેરાવો એઓ બાર બાર આંગળ હોવાં જોઇએ. પિંડીના ઉપરના ભાગની ઘેરાવો અને ખભાથી કોણી–સુધીની ભુજાની લંબાઈ સોળ આંગળની હોવી જોઇએ. હાથની એટલે કોણીથી વચલી આંગળીના અગ્ર ભાગ સુધીના ભાગની લંબાઈ ચોવીસ આંગળની હોવી જોઇએ. સાથળોની ઘેરાઈ–જાડાઈ બત્રીશ આંગળની હોવી જોઇએ. મણિબન્ધની અને કોણીના વચલા ભાગની લંબાઈ સોળ આંગળ હોવી જોઇએ. હાથનું તળું છ આંગળ લાંબું અને ચાર આંગળ પ્હોળું હોવું જોઇએ. અંગુઠાનું મૂળ અને અંગુઠાની પાસેની આંગળી એઓનો વચલો ભાગ, કાન અને આંખના છેડા એઓની વચ્ચેનો અંતરાય અને વચલી આંગળીઓ એઓની લંબાઈ પાંચ પાંચ આંગળ હોવી જોઇએ. પ્રદેશિની તથા અનામિકા (અંગુઠાની પાસેની આંગળી તથા ટચલી આંગળીની પાસેની આંગળી) સાડાચાર સાડાચાર આંગળ લાંબી હોવી જોઇએ. ટચલી આંગળી અને અંગુઠો એઓ સાડાત્રણ સાડાત્રણ આંગળ લાંબાં હોવાં જોઇએ. મ્હોડું ચાર આંગળ પ્હોળું હોવું જોઇએ. કંઠની ઘેરાઈ–જાડાઈ વીશ આંગળ હોવી જોઇએ. એક એક નાકના ફોણવાની મર્યાદા પોણા બે આંગળ હોવી જોઇએ. આંખના ડોળાના કાળા ભાગની ગોળાઈ આંખના ડોળાના ત્રીજા ભાગ જેટલી હોવી જોઇએ. કીકીનું પ્રમાણ કાળા ભાગના નવમા ભાગ જેટલું હોવું જોઇએ. માથાના આગલા ભાગના કેશોનાં અંતની સીમા અને માથાના વચલા ભાગ વચ્ચે અગ્યાર આંગળનો અંતરાય હોવો જોઇએ. માથાના પાછલા ભાગના કેશોના અંતની સીમા અને માથાના વચલા ભાગ વચ્ચે દશ આંગળનો અંતરાય હોવો જોઇએ. બન્ને કાનો વચ્ચેનો અને માથાના પાછલા ભાગ તરફનો અંતરાય ચૌદ આંગળનો હોવો જોઇએ. પુરુષના ઉરઃસ્થલ–છાતી (હૃદય અને કંઠની વચ્ચેના ભાગ)નું જે (બાર આંગળનું) પ્રમાણ છે તેજ પ્રમાણનો સ્ત્રીઓનો શ્રોણિ પ્રદેશ (કમ્મરનો પાછલો ભાગ) હોવો જોઇએ. સ્ત્રીઓનું વક્ષઃસ્થલ અને પુરુષની કમ્મર બન્ને અઢાર આંગળના વિસ્તારવાળાં હોવાં જોઇએ. હાથ ઉંચા કરીને પગના ફણા ઉપર ઉભા રહેલા પુરુષની લંબાઈ એકસો વીશ આંગળ હોવી જોઇએ. ૧૪

### પુરુષ તથા સ્ત્રીના રસ રક્ત વગેરેને પરિપક્વ થવાનો સમય.

**भवन्ति चात्र ॥**

**पञ्चविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे ।**
**समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् १५**

૧૦ આ વિષયમાં પ્રાચીન શ્લોકો આ પ્રમાણે છેઃ–પચ્ચીસમે વર્ષે પુરુષનાં અને સોળમે વર્ષે સ્ત્રીનાં રસ, રક્ત વગેરે સર્વ ધાતુઓ પરિપૂર્ણ–પરિપક્વદશાને પામે છે એટલા માટે વિદ્વાન્ વૈદ્યે તેઓનાં અંગ પ્રત્યંગોનું જે પ્રમાણ ઉપર કહેવામાં આવેલું છે તે ઉપર કહ્યા પ્રમાણેનું પ્રમાણ તેજ અવસ્થામાં થાય છે તેથી અલ્પ વયમાં થતું નથી એમ સમજવું. ૧૫

### અંગપ્રત્યંગોનું પ્રમાણ પોતાના આંગળથી ભરવું.

**देहः स्वैरङ्गुलैरेष यथावदनुकीर्तितः ।**

૧૧ ઉપર મનુષ્યદેહનાં અંગપ્રત્યંગોનું જે પ્રમાણ યથાર્થ રીતે કહેવામાં આવ્યું તે પોતપોતાના આંગળના પ્રમાણથી થાય છે, માટે શરીરના અંગ પ્રત્યંગોનું જો પ્રમાણ લેવું હોય તો પોતાના આંગળથી ભરીને લેવું.

### અંગપ્રત્યંગ ઉપરથી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ આયુષ્યની પરીક્ષા.

**युक्तः प्रमाणेनानेन पुमान्वा यदि वाऽङ्गना ॥१६॥**
**दीर्घमायुरवाप्नोति वित्तं च महदृच्छति ।**
**मध्यमं मध्यमैरायुर्वित्तं हीनैस्तथाऽवरम् ॥ १७ ॥**

૧૨ જે પુરુષના અથવા જે સ્ત્રીનાં શરીરનું પ્રમાણ ઉપર લખ્યા પ્રમાણેનું હોય તે પુરુષ અને સ્ત્રી લાંબું આયુષ્ય ભોગવે છે અને ઘણું ધન મેળવે છે. જેનાં કેટલાક અંગ પ્રત્યંગોનું પ્રમાણ ઉપર લખ્યા પ્રમાણે હોય અને કેટલાક અંગ પ્રત્યંગોનું પ્રમાણ તેથી વધારે ઘટાડે હોય તે મધ્યમ આયુષ્ય ભોગવે છે અને સાધારણ ધન મેળવે છે તથા જેનાં સઘળા અંગ પ્રત્યંગોનું પ્રમાણ ઉપર લખેલાં પ્રમાણથી વિશેષ ઓછું હોય તે બહુ થોડું આયુષ્ય ભોગવે છે અને નિર્ધન રહે છે. ૧૬–૧૭

### સત્વસાર (બળ)વાળા પુરુષનું લક્ષણ.

**अथ सारान्वक्ष्यामः ॥**

**स्मृतिभक्तिप्रज्ञाशौर्यशौचोपेतं कल्याणाभिनिवेशं सत्त्वसारं विद्यात् ॥ १८ ॥**

૧૩ હવે સારો (બળો) કહીએ છીએઃ–જે પુરુષ સ્મરણશક્તિ, ભક્તિ (ગુરુ, વૃદ્ધ વગેરે ઉપર ભક્તિ), બુદ્ધિ, શૂરપણું અને શરીર તથા મન સંબંધી પવિત્રતાથી યુક્ત હોય તથા હમ્મેશાં કલ્યાણકારી બાબતોમાંજ તત્પર રહેતો હોય તેને સાત્વિક સાર (બળ)વાળો જાણવો. ૧૮

### વીર્યસારવાળા પુરુષનું લક્ષણ.

**स्निग्धसंहतश्वेतास्थिदन्तनखं बहुकामप्रजं शुक्रेण ॥ १९ ॥**

૧૪ જેનાં અસ્થિઓ–હાડકાંઓ, દાંતો અને નખો સ્નિગ્ધ, ઘાટા અને શ્વેતવર્ણના હોય, તથા જેને કામ અધિક હોય અને સંતાન ઘણાં હોય તેને શુક્ર (વીર્ય) સંબંધી સારવાળો જાણવો. ૧૯

**મજ્જાના સારવાળા પુરુષનું લક્ષણ.**

**अकृशमुत्तमबलं स्निग्धगम्भीरस्वरं सौभाग्योपपन्नं महानेत्रं च मज्ज्ञा ॥ २० ॥**

૧૫ જેનું શરીર કંઇક કૃશ–પાતળું હોય તથા જે ઉત્તમ બળવાળો, સ્નિગ્ધ અને ગંભીર સ્વરવાળો, સૌભાગ્યવાળો અને વિશાળ નેત્રોવાળો હોય તેને મજ્જાના સારવાળો જાણવો. ૨૦

**અસ્થિના સારવાળાનું લક્ષણ.**

**महाशिरःस्कन्धं दृढदन्तहन्वस्थिनखमस्थिभिः २१**

૧૬ જેનું માથું તથા કાંધ મ્હોટાં હોય, દાંતો, હડપચી, હાડકાંઓ અને નખો મજબૂત હોય તેને અસ્થિ(હાડકાં)-ના સારવાળો જાણવો. ૨૧

**મેદના સારવાળા પુરુષનું લક્ષણ.**

**स्निग्धमूत्रस्वेदस्वरं बृहच्छरीरमायासासहिष्णुं मेदसा ॥ २२ ॥**

૧૭ જેનાં મૂત્ર, સ્વેદ–પરસેવો અને સ્વર સ્નિગ્ધ હોય, જેનું શરીર મ્હોટું હોય તથા જે પરિશ્રમને–મ્હેનતને સહન કરી શકે એવો હોય તેને મેદના સારવાળો જાણવો. ૨૨

**માંસના સારવાળા પુરુષનું લક્ષણ.**

**अच्छिद्रगात्रं गूढास्थिसंधिं मांसोपचितं च मांसेन ॥ २३ ॥**

૧૮ જેનું શરીર ઉંચું–કદાવર અને માંસથી ભરેલું હોય તથા જેનાં હાડકાંઓના સાંધાઓ માંસથી ઢંકાયેલા હોય તેને માંસના સારવાળો જાણવો. ૨૩

**રુધિરના સારવાળા પુરુષનું લક્ષણ.**

**स्निग्धताम्रनखनयनतालुजिह्वोष्ठपाणिपादतलं रक्तेन ॥ २४ ॥**

૧૯ જેનાં નખો, નેત્રો, તાળવું, જીભ, હોઠ અને હાથ પગનાં તળાં સ્નિગ્ધ તથા રાતાં હોય તેને રુધિરના સારવાળો જાણવો. ૨૪

**રસના સારવાળા પુરુષનું લક્ષણ.**

**सुप्रसन्नमृदुत्वग्रोमाणं त्वक्सारं विद्यात् ॥ २५ ॥**

૨૦ જેની ત્વચા–ચામડી અને રુંવાડા અતિ પ્રસન્ન અને કોમળ હોય તે પુરુષને રસના સારવાળો જાણવો. ૨૫

**સત્વસાર આદિમાં પૂર્વ પૂર્વને શ્રેષ્ઠ માનવો.**

**इत्येषां पूर्वं पूर्वं प्रधानमायुःसौभाग्ययोरपि २६**

૨૧ ઉપર કહેલા આ આઠ પ્રકારનાં સારોમાં પૂર્વ પૂર્વ સારવાળો માણસ પછી પછીના સારવાળા માણસોના કરતાં આયુષ્ય અને સૌભાગ્યની બાબતમાં શ્રેષ્ઠ છે. એટલે સત્વસારવાળો પોતા પછીના વીર્ય વગેરે સાત સારવાળાઓના કરતાં શ્રેષ્ઠ છે, વીર્યસારવાળો પોતા પછીના મજ્જા વગેરે છ સારવાળાઓના કરતાં શ્રેષ્ઠ છે. એ પ્રમાણે બીજાઓ વિશે પણ સમજી લેવું. ૨૬

**અંગ પ્રત્યંગોની પરીક્ષા કરવાથી વૈદ્યને પોતાના કાર્યમાં સિદ્ધિ મળે છે.**

**सामान्यतोऽङ्गप्रत्यङ्गप्रमाणादथ सारतः ।**
**परीक्ष्यायुः सुनिपुणो भिषक्सिध्यति कर्मसु ॥२७॥**

૨૨ સુનિપુણ વૈદ્ય જે ઉપર કહેલા અંગ પ્રત્યંગોનાં પ્રમાણો ઉપર તથા સારો ઉપરથી વિશેષરૂપે આયુષ્યની પરીક્ષા કરીને ચિકિત્સા કરવામાં પ્રવૃત્ત થાય છે તો ચિકિત્સાનાં કામમાં સિદ્ધિ મેળવે છે. ૨૭

**રોગોની પરીક્ષા કરવાથી વૈદ્યને પોતાના કાર્યમાં સિદ્ધિ મળે છે.**

**व्याधिविशेषास्तु प्रागभिहिताः । सर्व एवैते त्रिविधाः साध्याः याप्याः प्रत्याख्येयाश्च । तत्रैतान् भूयस्त्रिधा परीक्षेत किमसावौपसर्गिकः प्राक्केवलोऽन्यलक्षण इति ॥ २८ ॥**

૨૩ આ સૂત્રસ્થાનના 'વેદોત્પત્તિ' નામના પ્હેલા અધ્યાયમાં તથા 'વ્યાધિસમુદ્દેશીય' નામના ચોવિશમા અધ્યાયમાં જે વિશેષ રોગો (રોગોનાં ભેદો) કહેવામાં આવેલા છે તે સર્વ રોગો સાધ્ય, યાપ્ય અને પ્રત્યાખ્યેય–અસાધ્ય એવા ભેદોથી ત્રણ પ્રકારના છે. એ ત્રણે પ્રકારનાં રોગોની વળી પણ ત્રણ પ્રકારે પરીક્ષા કરવી કે–આ રોગ શું ઔપસર્ગિક છે, પ્રાક્કેવલ છે કે અન્યલક્ષણ છે. ૨૮

**ઔપસર્ગિક–ઉપદ્રવ રોગનું લક્ષણ.**

**तत्रौपसर्गिको यः पूर्वोत्पन्नं व्याधिं जघन्यकालजातो व्याधिरुपसृजति स तन्मूल एवोपद्रवसंज्ञः २९**

૨૪ અમુક રોગ ઉત્પન્ન થયા પછી જે રોગ ઉત્પન્ન થઇને પ્રથમથી ઉત્પન્ન થયેલા તે રોગની સાથે મળી જાય તે રોગને 'ઔપસર્ગિક' રોગ કહેવામાં આવે છે. તે ઔપસર્ગિક રોગનું મૂલ–કારણ પ્રથમ ઉત્પન્ન થયેલો રોગ છે. (એટલે પ્રથમ ઉત્પન્ન થયેલા રોગને મિથ્યા આહાર વિહાર વગેરેથી કારણભૂત દોષની વૃદ્ધિ થવાને લીધે જો તેની મદત મળે તો તે બીજા રોગને–ઔપસર્ગિક–રોગને ઉત્પન્ન કરે છે. એટલે પ્રથમ ઉત્પન્ન થયેલો રોગ જ તેની ઉત્પત્તિનું કારણ છે). આ ઔપસર્ગિક રોગને 'ઉપદ્રવ' એવું નામ આપવામાં આવે છે. ૨૯

**પ્રાક્કેવલ રોગનું લક્ષણ.**

**प्राक्केवलो यः प्रागेवोत्पन्नो व्याधिरपूर्वरूपोऽनुपद्रवश्च ॥ ३० ॥**

૨૫ જે રોગ પ્રથમથી જ સ્વતન્ત્ર રીતે ઉત્પન્ન થયેલો હોય, કોઈ પણ રોગનું લક્ષણ કે કોઈ પણ રોગોનો ઉપદ્રવ ન હોય તે રોગને 'પ્રાક્કેવલ' રોગ એટલે મૂળ રોગ કહેવામાં આવે છે. ૩૦

**અન્યલક્ષણ રોગનું લક્ષણ.**

**अन्यलक्षणो यो भविष्यद्व्याधिख्यापकः स पूर्वरूपसंज्ञः ॥३१॥**

૨૬ જે બીજા રોગનાં લક્ષણરૂપે ઉત્પન્ન થયો હોય અને ભવિષ્યમાં થનારા રોગને જણાવનારો હોય તે રોગને 'અન્યલક્ષણ' રોગ કહેવામાં આવે છે. અન્યલક્ષણ રોગને આયુર્વેદમાં 'પૂર્વરૂપ' એવું નામ આપવામાં આવેલું છે. ૩૧

### ઉપદ્રવવાળા રોગની ચિકિત્સા કરવાનો ક્રમ.

**तत्र सोपद्रवमन्योन्याविरोधेनोपक्रमेत बलवन्तमुपद्रवं वा ॥ ३२ ॥**

૨૭ જો ઉપદ્રવવાળા રોગની ચિકિત્સા કરવી હોય તો પ્રથમ મૂળ વ્યાધિની જ ચિકિત્સા ઉપદ્રવોની સાથે વિરોધ ન આવે (ઉપદ્રવોને વધારે નહી) એવી રીતે કરવી. એટલે મૂળ વ્યાધિની શાંતિ થવાથી ઘણુંકરીને ઉપદ્રવોની પણ શાંતિ થઈ જાય છે. મૂળ વ્યાધિની ચિકિત્સા કરવાથી મૂળ વ્યાધની શાંતિની સાથે ઉપદ્રવોની પણ શાંતિ ન થાય તો મૂળ વ્યાધિ અને ઉપદ્રવો બન્નેની ચિકિત્સા એકબીજાને વિરોધ ન આવે એવી રીતે સાથે જ કરવી. પરંતુ જો ઉપદ્રવ બહુ જ બલવાન્ હોય તો પ્રથમ ઉપદ્રવની ચિકિત્સા કરવી, અને પછી મૂળ વ્યાધિની ચિકિત્સા કરવી. ૩૨

### પ્રાક્કેવળ રોગની ચિકિત્સા કરવાવિશે.

**प्राक्केवलं यथास्वं प्रतिकुर्वीत ॥ ३३ ॥**

૨૮ પ્રાક્કેવળ રોગની ચિકિત્સા તેને પોતાને માટે જે ખાસ ચિકિત્સા કહેલી હોય તે જ કરવી. ૩૩

### અન્યલક્ષણ રોગની ચિકિત્સા કરવાવિશે.

**अन्यलक्षणे त्वादिव्याधौ प्रयतेत ॥ ३४ ॥**

૨૯ અન્યલક્ષણ (બીજા રોગનાં લક્ષણ તરીકે ઉત્પન્ન થયેલા) રોગને માટે તે રોગ જે રોગનાં લક્ષણ તરીકે ઉત્પન્ન થયલો હોય તે આદિ રોગની ચિકિત્સા કરવી. (એટલે મૂળ રોગની સાથે તેનાં લક્ષણ તરીકે ઉત્પન્ન થયલો રોગ પણ મટી જશે.) ૩૪

### જે રોગનાં લક્ષણ, ચિકિત્સા વગેરે કહ્યાં ન હોય તેની ચિકિત્સા કરવાવિશે.

**भवति चात्र ॥**

**नास्ति रोगो विना दोषैर्यस्मात्तस्माद्विचक्षणः ।**
**अनुक्तमपि दोषाणां लिङ्गैर्व्याधिमुपाचरेत् ॥ ३५ ॥**

૩૦ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છે. વાતાદિ દોષો વગર કોઈ પણ રોગ ઉત્પન્ન થાતો નથી. માટે જે કોઈ રોગનાં લક્ષણ ચિકિત્સા વગેરે કહેવામાં ન આવેલાં હોય તે રોગની વિચક્ષણ વૈદ્યે વાત વગેરેનાં લક્ષણો ઉપરથી પરીક્ષા કરીને તે રોગની ચિકિત્સા કરવી. ૩૫

### ઋતુઓની પરીક્ષા કરવાવિષે.

**प्रागभिहिता ऋतवः ॥ ३६ ॥**

૩૧ સૂત્રસ્થાનના 'ઋતુચર્યા' નામના છટ્ઠા અધ્યાયમાં ઋતુઓનું વર્ણન કરવામાં આવ્યું છે, તે ઉપરથી ઋતુઓની પરીક્ષા કરવી. ૩૬

### જે ઋતુમાં જે ક્રિયા વિરુદ્ધ હોય તે ઋતુમાં તે ક્રિયાથીજ મટે તેવો કોઈ આત્યયિક રોગ ઉત્પન્ન થાય તો તેની ચિકિત્સા કરવાની પદ્ધતિ.

**शीते शीतप्रतिकार उष्णे चोष्मनिवारणम् ।**
**कृत्वा कुर्यात्क्रियां प्राप्तां क्रियाकालं न हापयेत् ३७**

૩૨ શીતકાળમાં તે કાળને વિરુદ્ધ પડે એવી ક્રિયાથીજ મટી શકે એવો અને ઉષ્ણકાળમાં તે કાળને વિરુદ્ધ પડે એવી ક્રિયાથીજ મટી શકે એવો કોઈ આત્યયિક (જેનો તરત ઉપાય કર્યા વગર ચાલે જ નહી એવો) રોગ ઉત્પન્ન થયો હોય તો શીતકાળમાં કૃત્રિમ ઉપાયોથી ઉષ્ણતા ઉત્પન્ન કરીને અને ઉષ્ણકાળમાં કૃત્રિમ ઉપાયોથી શીતતા (થંડી) ઉત્પન્ન કરીને શાસ્ત્રની આજ્ઞાથી પ્રાપ્ત થયેલી તે તે ક્રિયા કરવી પરંતુ ઋતુના સ્વભાવને વળગી રહીને તે ક્રિયા કરવાનો વખત ગુમાવવો નહીં. ૩૭

### કેવી ચિકિત્સાથી સાધ્ય રોગ અસાધ્ય થાય છે?

**अप्राप्ते वा क्रियाकाले प्राप्ते वा न कृता क्रिया ।**
**क्रिया हीनाऽतिरिक्ता वा साध्येष्वपि न सिध्यति ३८**

૩૩ જો ક્રિયાનો—ચિકિત્સાનો સમય પ્રાપ્ત થયા વિના ક્રિયા—ચિકિત્સા કરવામાં આવે અથવા ક્રિયાનો સમય વીત્યા પછી ક્રિયા કરવામાં આવે અથવા મ્હોટા રોગમાં ઓછી ક્રિયા કરવામાં આવે અથવા નાન્હા રોગમાં મ્હોટી ક્રિયા કરવામાં આવે તો સાધ્યરોગોમાં પણ તે ક્રિયા નિષ્ફળ થાય છે. ૩૮

### ખરી ચિકિત્સા કોને કહેવી?

**या ह्युदीर्णं शमयति नान्यं व्याधिं करोति च ।**
**सा क्रिया न तु या व्याधिं हरत्यन्यमुदीरयेत् ॥३९॥**

૩૪ જે ક્રિયા—ચિકિત્સા વૃદ્ધિ પામેલા રોગને મટાડે અને બીજા રોગને ઉત્પન્ન કરે નહી તે જ ખરી ક્રિયા—ચિકિત્સા કહેવાય છે. પરંતુ જે ક્રિયા એક રોગને મટાડે પણ બીજા રોગને ઉત્પન્ન કરે તે ક્રિયા—ચિકિત્સા—ક્રિયા—ચિકિત્સા કહેવાતી નથી. ૩૯

### સમ, વિષમ, મંદ અને તીક્ષ્ણ એમ ચાર પ્રકારનો અગ્નિ.

**प्रागभिहितोऽग्निरन्नस्य पाचकः । स चतुर्विधो भवति दोषानभिपन्न एको विक्रीयामापन्नस्त्रिविधो भवति विषमो वातेन, तीक्ष्णः पित्तेन, मन्दः श्लेष्मणा, चतुर्थः समः सर्वसाम्यादिति ॥ ४० ॥**

૩૫ અન્નને પકાવનારા જઠરાગ્નિનું આ સૂત્રસ્થાનના 'વ્રણપ્રશ્ન' નામના એકવીસમા અધ્યાયમાં વર્ણન કરી ગયા છીએ. તે જઠરાગ્નિના દોષોથી વિકાર નહિ પામ-

વાને લીધે 'સમ' નામનો એક પ્રકાર અને વાત આદિ દોષોથી વિકાર પામવાને લીધે વિષમ, તીક્ષ્ણ અને મંદ એવા નામના ત્રણ પ્રકારો એમ સઘળા મળીને ચાર પ્રકાર થાય છે. વાયુના પ્રકોપથી જઠરાગ્નિ વિષમ થાય છે, પિત્તના પ્રકોપથી જઠરાગ્નિ તીક્ષ્ણ થાય છે, કફના પ્રકોપથી જઠરાગ્નિ મંદ થાય છે અને વાયુ વગેરે ત્રણે દોષો સમાન સ્થિતિમાં હોય તો જઠરાગ્નિ સમ રહે છે. ૪૦

### સમ અગ્નિનું લક્ષણ.

**तत्र यो यथाकालमन्नमुपयुक्तं सम्यक्पचति स समः समैर्दोषैः ॥ ४१ ॥**

૩૬ જે જઠરાગ્નિ યથાકાળે-યોગ્ય સમયે માત્રા વગેરેનો વિચાર કરીને ખાધેલા આહારને સારી રીતે પકાવે તે જઠરાગ્નિને "સમાગ્નિ" કહેવામાં આવે છે. વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષો જો સમાન હોય તો જઠરાગ્નિ સમ થાય છે. ૪૧

### વિષમ અગ્નિનું લક્ષણ.

**यः कदाचित्सम्यक्पचति कदाचिदाध्मानशूलोदावर्तातिसारजठरगौरवान्त्रकूजनप्रवाहणानि कृत्वा स विषमः ॥ ४२ ॥**

૩૭ જે જઠરાગ્નિ કોઈ સમયે આહારને સારી રીતે પકાવે અને કોઈ સમયે આફરો (પેટ ચ્હડવું), શૂલ (પેટ દુખવું), ઉદાવર્ત, અતિસાર, પેટનું ભારેપણું, ગડગડાટ કે પ્રવાહણ (મળના વેગને માટે જોર કરવું) એ રોગોને ઉત્પન્ન કરીને આહારને પકાવે તે જઠરાગ્નિને 'વિષમાગ્નિ' કહેવામાં આવે છે. ૪૨

### તીક્ષ્ણ અગ્નિનું લક્ષણ.

**यः प्रभूतमप्युपयुक्तमन्नमाशु पचति स तीक्ष्णः स एवाभिवर्द्धमानोऽत्यग्निरित्याभाष्यते स मुहुर्मुहुः प्रभूतमप्युपयुक्तमाशुतरं पचति पाकान्ते च गलताल्वोष्ठशोषदाहसन्तापाञ्जनयति ॥ ४३ ॥**

૩૮ જે જઠરાગ્નિ ઘણાં પ્રમાણમાં ખાવામાં આવેલા આહારને પણ તરત પકાવી નાંખે તે જઠરાગ્નિને 'તીક્ષ્ણ' કહેવામાં આવે છે. તેજ તીક્ષ્ણ અગ્નિ જો એકદમ વધી જાય તો તેને 'અત્યગ્નિ અથવા 'ભસ્મકાગ્નિ' કહેવામાં આવે છે, તે અત્યગ્નિ-ભસ્મકાગ્નિ વારંવાર ઘણા પ્રમાણમાં ખાધેલા આહારને પણ બહુ જલદી પકાવે છે અને આહારને પકાવ્યા પછી ગળું, તાળવું અને હોઠ એઓના શોષને તથા દાહ અને સંતાપને ઉત્પન્ન કરે છે. ૪૩

### મંદ અગ્નિનું લક્ષણ.

**यः स्वल्पमप्युपयुक्तमुदरशिरोगौरवकासश्वासप्रसेकच्छर्दिगात्रसदनानि कृत्वा महता कालेन पचति स मन्दः ॥ ४४ ॥**

૩૯ જે જઠરાગ્નિ બહુ થોડા પ્રમાણમાં ખાધેલા આહારને પણ પેટનું તથા માથાનું ભારેપણું, ઉધરસ, શ્વાસ, મુખમાંથી લાળનો સ્રાવ, ઉલટી તથા શરીરની સુસ્તાઈ એ રોગોને ઉત્પન્ન કરીને લાંબે કાળે પકાવે તે જઠરાગ્નિને 'મંદ' અગ્નિ કહેવામાં આવે છે. ૪૪

### વિષમ વગેરે અગ્નિથી થનારા રોગ.

**विषमो वातजान्रोगांस्तीक्ष्णः पित्तनिमित्तजान् ।**
**करोत्यग्निस्तथा मन्दो विकारान्कफसंभवान् ॥४५॥**

૪૦ વિષમ અગ્નિ વાયુ સંબંધી રોગોને, તીક્ષ્ણ અગ્નિ પિત્ત સંબંધી રોગોને અને મંદ અગ્નિ કફ સંબંધી રોગોને ઉત્પન્ન કરે છે. ૪૫

### સમ વિષમ વિગેરે જઠરાગ્નિની ચિકિત્સા કરવાની પદ્ધતિ.

**तत्र समे परिरक्षणं कुर्वीत । विषमे स्निग्धाम्ललवणैः क्रियाविशेषैः प्रतिकुर्वीत । तीक्ष्णे मधुरस्निग्धशीतैर्विरेकैश्च । एवमेवात्यग्नौ विशेषेण माहिषैश्च क्षीरदधिसर्पिर्भिः । मन्दे कटुतिक्तकषायैर्वमनैश्च ॥ ४६ ॥**

૪૧ જઠરાગ્નિ સમ હોય તો તેનું રક્ષણ કરવું એટલે જેથી તે સમ જ રહે એવી ચિકિત્સા કરવી (એવા આહાર વિહાર ઔષધ વગેરેનો ઉપયોગ કરવો.) જઠરાગ્નિ વિષમ થયો હોય તો સ્નિગ્ધ, ખાટા અને ખારા આહાર અને ઔષધથી તેની ચિકિત્સા કરવી. જઠરાગ્નિ તીક્ષ્ણ થયેલો હોય તો મધુર, સ્નિગ્ધ અને શીતવીર્ય-ઠંડા આહારો અને ઔષધોથી તથા વિરેચન આપવાથી તેની ચિકિત્સા કરવી. અત્યગ્નિની પણ એ પ્રમાણે જ ચિકિત્સા કરવી, વિશેષે કરીને અત્યગ્નિમાં ભેંસનાં દુધ, દહીં અને ઘી હિતકારી છે. જઠરાગ્નિ જો મંદ થઇ ગયો હોય તો કડવા, તીખા અને તુરા પદાર્થોથી તથા વમન-ઉલટી કરાવવાથી તેની ચિકિત્સા કરવી. ૪૬

### જઠરાગ્નિનું સ્વરૂપ તેનાં કાર્ય ઉપરથી જાણવામાં આવે છે.

**जाठरो भगवानग्निरीश्वरोऽन्नस्य पाचकः ।**
**सौक्ष्म्याद्रसानाददानो विवेक्तुं नैव शक्यते ॥४७॥**
**प्राणापानसमानैस्तु सर्वतः पवनैस्त्रिभिः ।**
**ध्मायते पाल्यते चापि स्वे स्वे स्थाने व्यवस्थितैः ४८**

૪૨ ભગવાન્ જઠરાગ્નિ (પેટમાં રહેલો અગ્નિ) મોટા મહિમાવાળો છે, સમર્થ છે, અને અન્નને પકાવનારો છે. તે અન્નના રસોને પકાવવામાટે ગ્રહણ કર્યા કરે છે પરંતુ સૂક્ષ્મ (ઝીણામાં ઝીણો-બારીક) હોવાથી આવો છે એમ તેનું વિવેચન કરી શકાતું નથી. વાયુ જેમ બહારના અગ્નિને સહાય કરે છે તેમ અંદરના અગ્નિને પણ સહાય કરે છે. પેટની અંદરના સર્વ વાયુઓમાંથી પ્રાણ, અપાન અને સમાન એ ત્રણ વાયુઓ

પોતપોતાના સ્થાનકમાં રહીને એમાંથી પ્રાણ તથા અપાન અગ્નિને ધમ્યા કરે છે અને સમાન વાયુ અગ્નિનું પાલન કર્યા કરે છે. ૪૭-૪૮

### અવસ્થાના ત્રણ ભેદ અને તેનું સ્વરૂપ.

**વયસ્તુ त्रिविधं बालं मध्यं वृद्धमिति । तत्रोनषोडशवर्षा बालाः । तेऽपि त्रिविधाः क्षीरपाः क्षीरान्नादा अन्नादा इति। तेषु संवत्सरपराः क्षीरपा द्विसंवत्सरपराः क्षीरान्नादाः परतोऽन्नादा इति । षोडशसप्तत्योरन्तरे मध्यं वयस्तस्य विकल्पो वृद्धिर्यौवनं संपूर्णता हानिरिति । तत्राविंशतेर्वृद्धिरात्रिंशतो यौवनमाचत्वारिंशतः सर्वधात्विन्द्रियबलवीर्यसंपूर्णता। अत उर्ध्वमीषत्परिहाणिर्यावत्सप्ततिरिति । सप्ततेरूर्ध्वं क्षीयमाणधात्विन्द्रियबलवीर्योत्साहमहन्यहनि वलीपलितखालित्यजुष्टं कासश्वासप्रभृतिभिरुपद्रवैरभिभूयमानं सर्वक्रियास्वसमर्थं जीर्णागारमिवाभिवृष्टमवसीदन्तं वृद्धमाचक्षते ॥ ४९ ॥**

૪૩ બાલ, મધ્ય અને વૃદ્ધ એ રીતે વયના-અવસ્થાના ત્રણ ભેદો છે. સોળ વર્ષ પૂરાં ન થયાં હોય ત્યાં સુધી બાલ અવસ્થા ગણાય છે એટલે સોળ વર્ષની અંદરના માણસો બાલક કહેવાય છે. એ બાલકોના પણ ક્ષીરાદ, ક્ષીરાન્નાદ અને અન્નાદ એવા ત્રણ ભેદો છે. એક વર્ષ સુધીનાં બાલકો ક્ષીરાદ (ફક્ત દુધ ઉપર જ આધાર રાખનારા) કહેવાય છે, બે વર્ષ સુધીનાં બાલકો ક્ષીરાન્નાદ (ક્ષીર અને અન્ન બન્ને ઉપર આધાર રાખનારાં) અને બે વર્ષ પછીના બાલકો 'અન્નાદ' (અન્ન ઉપર આધાર રાખનારાં) કહેવાય છે. સોળ અને સીત્તેર વર્ષની વચ્ચેની (સોળ વર્ષથી સીત્તેર વર્ષ સુધીની) અવસ્થા મધ્ય અવસ્થા ગણાય છે. મધ્ય અવસ્થાના પણ વૃદ્ધિ, યૌવન, સંપૂર્ણતા અને હાનિ એવા ચાર ભેદ છે. સોળથી વીશ વર્ષ સુધીમાં સઘળા ધાતુઓ, ઇંદ્રિયો, બલ અને વીર્યની વૃદ્ધિ થાય છે તેથી સોળથી વીશ વર્ષ સુધીની અવસ્થાને વૃદ્ધિ-વૃદ્ધિની અવસ્થા કહેવામાં આવે છે; વીશથી ત્રીશ વર્ષ સુધીની અવસ્થામાં ધાતુઓ વગેરેની વૃદ્ધિનો અને સંપૂર્ણતાનો મિશ્રીભાવ થાય છે તેથી તે અવસ્થાને 'યૌવન' (મિશ્રીભાવની અવસ્થા) કહેવામાં આવે છે. ત્રીશથી ચાળીશ વર્ષ સુધીની અવસ્થામાં ધાતુઓ વગેરેની સંપૂર્ણતા રહે છે તેથી તે અવસ્થાને સંપૂર્ણતા (ધાતુઓ વગેરેની સંપૂર્ણતાની અવસ્થા) કહેવામાં આવે છે. ચાલીશથી સીત્તેર વર્ષ સુધીમાં સર્વ ધાતુઓ વગેરેની ધીરે ધીરે હાનિ થવા લાગે છે તેથી તે અવસ્થાને હાનિ (હાનિની અવસ્થા) કહેવામાં આવે છે. સીત્તેર વર્ષ પછી ધાતુઓ, ઇંદ્રિયો, બલ, વીર્ય અને ઉત્સાહ એઓ દિવસે દિવસે ઓછાં થતાં જાય છે, એ અવસ્થામાં માણસને શરીરે વળીયો (ચામડીમાં કરચલીઓ) પડી જાય છે, વાળ સફેદ થઈ જાય છે, માથામાં ટાલ પડે છે તથા ઉધરસ, શ્વાસ વગેરે રોગો હુમલા કરે છે, માણસ સઘળાં કામો કરવાને અશક્ત થઈ જાય છે અને શરીર, વરસાદથી ભીંજાયેલા જુના ઘરની પેઠે પડવાની હાલતમાં આવી જાય છે. આ અવસ્થાને વૃદ્ધાવસ્થા કહેવામાં આવે છે. ૪૯

### અવસ્થાને અનુસરીને ચિકિત્સા કરવી.

**तत्रोत्तरोत्तरासु वयोऽवस्थासूत्तरोत्तरा भेषजमात्राविशेषा भवन्त्यृते च परिहाणेस्तत्राद्यापेक्षया प्रतिकुर्वीत ॥ ५० ॥**

૪૪ ચઢતી ચઢતી અવસ્થામાં-(ઉમરમાં) ઔષધિની માત્રા પણ અધિક અધિક આપવી. પરંતુ સીતેરમા વર્ષ પછી તે પ્રમાણે કરવું નહિ. સીત્તેરમા વર્ષ પછી બાળકની ચિકિત્સા જે પ્રમાણે કરવામાં આવે તે પ્રમાણે ચિકિત્સા કરવી. (સોળ વર્ષના બાળકને જેટલી ઔષધની માત્રા અપાય તેટલી માત્રા સીત્તેર વર્ષના પુરુષને પણ આપવી.)૫૦

### વૈદ્યે વાત, પિત્ત અને કફ તરફ ખાસ ધ્યાન આપવું.

**भवन्ति चात्र ॥**

**बाले विवर्द्धते श्लेष्मा मध्यमे पित्तमेव तु ।**
**भूयिष्ठं वर्द्धते वायुर्वृद्धे तद्वीक्ष्य योजयेत् ॥ ५१ ॥**

૪૫ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે:-ઘણું કરીને બાલ અવસ્થામાં કફ વધે છે, મધ્યમ અવસ્થામાં પિત્ત વધે છે અને વૃદ્ધ અવસ્થામાં વાયુ વધે છે. માટે, વૈદ્યે તે બાબત ઉપર ધ્યાન આપીને ચિકિત્સાની યોજના કરવી.૫૧

### બાળકની અને વૃદ્ધની ચિકિત્સા કરવાની પદ્ધતિ.

**अग्निक्षारविरेकैस्तु बालवृद्धौ विवर्जयेत् ।**
**तत्साध्येषु विकारेषु मृद्वीं कुर्यात्क्रियां शनैः ॥५२॥**

૪૬ બાલકની તથા વૃદ્ધની અગ્નિથી, ક્ષારથી કે વિરેચનથી ચિકિત્સા કરવી નહી. પરંતુ બાલકને તથા વૃદ્ધને અગ્નિથી, ક્ષારથી કે વિરેચનથીજ મટી શકે એવો કોઈ રોગ થયો હોય તો વૈદ્યે ધીરે ધીરે કોમળ ચિકિત્સા કરવી. ૫૨

**देहः स्थूलः कृशो मध्य इति प्रागुपदिष्टः ॥ ५३ ॥**

૪૭ સ્થૂલ, કૃશ અને મધ્ય એમ દેહ ત્રણ પ્રકારનો (શરીર ત્રણ પ્રકારનું) હોય છે. આ વિષે આ સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' એ નામના ૧૫ મા અધ્યાયમાં ઉપદેશેલું છે. ૫૩

### સ્થૂલ, કૃશ અને મધ્યમ શરીરવાળા રોગીની ચિકિત્સા કરવાની પદ્ધતિ.

**कर्षयेद्बृंहयेच्चापि सदा स्थूलकृशौ नरौ ।**
**रक्षणं चैव मध्यस्य कुर्वीत सततं भिषक् ॥ ५४ ॥**

૪૮ વૈદ્યે હમ્મેશાં સ્થૂલદેહવાળા માણસની કર્ષણ (શરી-

રને કૃશ-પાતળું કરનારા) ઉપચારોથી ચિકિત્સા કરવી, કૃશ દેહવાળા માણસોની બૃંહણ (શરીરને પુષ્ટ કરનારા) ઉપચારોથી ચિકિત્સા કરવી અને મધ્ય દેહવાળો માણસ તેવી ને તેવી જ સ્થિતિમાં રહે એવી રીતે તેનું રક્ષણ કરવું. ૫૪

**ચિકિત્સા કર્યા પહેલાં રોગીના બલાબલની પરીક્ષા કરવી.**

**बलमभिहितगुणम् । दौर्बल्यं च स्वभावदोषजरादिभिरवेक्षितव्यम् । यस्माद्बलवतः सर्वक्रियाप्रवृत्तिस्तस्माद्बलमेव प्रधानमधिकरणानाम्॥५५**

૪૯ આ સૂત્રસ્થાનના 'દોષધાતુમલક્ષયવૃદ્ધિવિજ્ઞાનીય' નામના પંદરમાં અધ્યાયમાં બલના ગુણો વિષે કહ્યું છે. તે ઉપરથી વૈદ્યે રોગીના બળની પરીક્ષા કરવી. જો રોગીના શરીરમાં દૌર્બલ્ય-દુર્બળપણું જોવામાં આવે તો તપાસ કરવી કે તે દુર્બળપણું શું સ્વાભાવિક (માતાપિતાનાં રજ અને વીર્ય દુર્બળ હોવાને લીધે જન્મથી જ) છે, અથવા વાયુ વગેરે દોષોથી થયેલું છે કે જરાવસ્થાને લીધે થયેલું છે. જો રોગી બળવાન્ હોય તો જ અગ્નિ, ક્ષાર, શસ્ત્ર, વમન, વિરેચન વગેરે સઘળી ક્રિયાઓ કરી શકાય પરંતુ જો રોગી દુર્બળ હોય તો તે ક્રિયાઓ કરી શકાતી નથી. માટે બળ જ ક્રિયાઓનાં સઘળા આધારોમાં પ્રધાન (મુખ્ય) છે (એટલા માટે જ રોગીની ચિકિત્સા કરવી હોય ત્યારે તેના બળની પરીક્ષા કરવાની આવશ્યકતા છે.) ૫૫

**મનુષ્યના બલાબલના અનુમાનનાં સાધનો.**

**केचित्कृशाः प्राणवन्तः स्थूलाश्चाल्पबला नराः ।**
**तस्मात्स्थिरत्वं व्यायामैर्बलं वैद्यः प्रतर्कयेत् ५६**

૫૦ કોઇ માણસને સ્થૂલ શરીરવાળો જોઇને આ બલવાન્ છે અને કોઈ માણસને કૃશ-પાતળા શરીરવાળો જોઇને આ દુર્બળ છે એમ માની લેવું નહી. કેમકે-ઘણાં માણસો કૃશ છતાં બળવાન્ જોવામાં આવે છે અને ઘણાં માણસો સ્થૂલ-જાડા છતાં દુર્બળ જોવામાં આવે છે. માટે શરીરની સ્થિરતા (દુઃખોને સહન કરવાનું સામર્થ્ય) અને વ્યાયામ-મ્હેનતથી થાય એવાં કામો, જોઇને વૈદ્યે બલનું અનુમાન કરવું. ૫૬

**સત્વગુણી, રજોગુણી, અને તમોગુણી મનુષ્યનાં લક્ષણ.**

**सत्त्वं तु व्यसनाभ्युदयक्रियास्थानेष्ववैकल्यकरम्॥५७॥**

**सत्त्ववान्सहते सर्वं संस्तभ्यात्मानमात्मना ।**
**राजसः स्तभ्यमानोऽन्यैः सहते नैव तामसः ५८**

૫૧ મનના જે ગુણને લીધે સંપત્તિના (સુખના) સમયમાં કે વિપત્તિના-દુઃખના સમયમાં માણસનું મન વિકાર પામે નહી તે મનના ગુણને 'સત્વ'ગુણ કહેવામાં આવે છે. સત્વગુણવાળો માણસ પોતાની બુદ્ધિથી પોતાના મનને દૃઢ રાખીને સઘળાં સુખ દુઃખોને સહન કરે છે, રજોગુણવાળો માણસ બીજાએ કરેલા ઉપદેશથી પોતાનાં મનને દૃઢ રાખીને સર્વ સુખ દુઃખોને સહન કરી શકે છે પરંતુ તમોગુણવાળો માણસ કોઇ પણ રીતે મનને દૃઢ નહી રાખી શકવાથી કશું સુખદુઃખ સહન કરી શકતો નથી. ૫૭-૫૮

**ઔષધોની તથા પ્રકૃતિની પરીક્ષા કરવાવિશે.**

**प्रकृतिं भेषजं चोपरिष्टाद्वक्ष्यामः ॥५९॥**

૫૨ પ્રકૃતિ વિષે આગળ શારીર સ્થાનના (ગર્ભવ્યાકરણ) નામના ૪ થા અધ્યાયમાં કહેવામાં આવશે તથા ઔષધો વિષે આગળ સૂત્રસ્થાનના 'ભૂમિપ્રવિભાગીય' વગેરે અધ્યાયોમાં કહેવામાં આવશે. તે ઉપરથી ઔષધોની અને પ્રકૃતિની પરીક્ષા કરવી. ૫૯

**સાત્મ્યની પરીક્ષા.**

**सात्म्यानि तु देशकालजात्यृतुरोगव्यायामोदकदिवास्वप्नरसप्रभृतीनि प्रकृतिविरुद्धान्यपि यान्यबाधकराणि भवन्ति ॥ ६० ॥**

૫૩ જે દેશ, કાળ, જાતિ, ઋતુ, રોગ, વ્યાયામ-મ્હેનત, જળ, દિવસની નિદ્રા, રસ વગેરે પદાર્થો જેઓને પોતાની પ્રકૃતિથી વિરુદ્ધ છતાં પણ નિરંતર સેવન વગેરે કારણોને લીધે કશી બાધા-પીડા કરતા ન હોય તે પદાર્થો તેઓને સાત્મ્ય ( માફક ) છે એમ સમજવું. ૬૦

**यो रसः कल्पते यस्य सुखायैव निषेवितः ।**
**व्यायामजातमन्यद्वा तत्सात्म्यमिति निर्दिशेत् ६१**

૫૪ જે રસ અથવા મ્હેનત અથવા બીજી બાબતો પ્રકૃતિથી વિરુદ્ધ હોવા છતાં પણ નિરંતર સેવન વગેરે કારણોને લીધે સુખજ આપે છે તેને 'સાત્મ્ય' કહેવામાં આવે છે. ૬૧

**ત્રણ પ્રકારના દેશ.**

**देशस्त्वानूपो जाङ्गलः साधारण इति ॥ ६२ ॥**

૫૫ આનૂપ, જાંગલ અને સાધારણ એ રીતે દેશના ત્રણ ભેદ છે. ૬૨

**આનૂપ દેશનું લક્ષણ.**

**तत्र बहूदकनिम्नोन्नतनदीवर्षगहनो मृदुशीतानिलो बहुमहापर्वतवृक्षो मृदुसुकुमारोपचितशरीरमनुष्यप्रायः कफवातरोगभूयिष्ठश्चानूपः ॥ ६३ ॥**

૫૬ જે દેશમાં જળ, પૃથ્વીના નીચા ઉંચા પ્રદેશો, નદી, નાળા અને વરસાદ ઘણો હોય; પવન ઠંડો અને કોમળ હોય; ઘણા મ્હોટા મ્હોટા પર્વતો અને વૃક્ષો આવેલાં હોય; ઘણાખરાં માણસો કોમળ શરીરવાળા, સુવાળા અને હૃષ્ટપુષ્ટ હોય; તથા કફ અને વાયુ

સંબન્ધી રોગો જે દેશમાં વિશેષ થાતા હોય તે દેશને 'આનૂપ' જાણવો. ૬૩

### જાંગલ દેશનું લક્ષણ.

**आकाशसमः प्रविरलाल्पकण्टकिवृक्षप्रायोऽल्पवर्षप्रस्रवणोदपानोदकप्राय उष्णदारुणवातः प्रविरलाल्पशैलः स्थिरकृशशरीरमनुष्यप्रायो वातपित्तरोगभूयिष्ठश्च जाङ्गलः ॥ ६४ ॥**

૫૭ જે દેશ ઉંચી નીચી પૃથ્વી વગરનો આકાશના જેવો સપાટ હોય, જે દેશમાં કોઈ કોઈ જગોએ થોડાં કાંટાવાળાં વૃક્ષો થતાં હોય; ઝરણાંઓમાં તથા કુવા વગેરે જલાશયોમાં પાણી થોડાં હોય, પવન ઉહ્નો અને સખ્ત વાતો હોય, કોઈ જગોએ નાના પર્વતો હોય, માણસો ઘણું કરીને મજબૂત અને કૃશશરીરવાળા હોય; તથા વાયુ અને પિત્તસંબન્ધી રોગો વિશેષ થતા હોય તે દેશને 'જાંગલ' સમજવો. ૬૪

### સાધારણ દેશનું લક્ષણ.

**उभयदेशलक्षणः साधारण इति ॥ ६५ ॥**

૫૮ જે દેશમાં ઉપર કહેલાં આનૂપ અને જાંગલ બન્ને દેશોનાં લક્ષણો જોવામાં આવતાં હોય તે દેશને સાધારણ દેશ જાણવો. ૬૫

**भवन्ति चात्र ॥**

**समाः साधारणे यस्माच्छीतवर्षोष्ममारुताः ।**
**दोषाणां समता जन्तोस्तस्मात्साधारणो मतः ६६**

૫૯ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છેઃ-સાધારણ દેશમાં ટાઢ, વરસાદ, ગરમી, તડકો અને પવન સમ-સાધારણ હોય છે અને મનુષ્યોનાં શરીરો પણ સમ દોષવાળાં હોય છે તેથી તે દેશને સાધારણ માનવામાં આવે છે. ૬૬

### રોગીને દેશબદલો કરવાની (પાણી ફેર કરવાની) જરૂર.

**न तथा बलवन्तः स्युर्जलजा वा स्थलाहृताः ।**
**स्वदेशे निचिता दोषा अन्यस्मिन्कोपमागताः ६७**

૬૦ આનૂપ દેશમાં કે જાંગલ દેશમાં સંચય પામેલા દોષો બીજા દેશમાં એટલે આનૂપ દેશમાં સંચય પામેલા દોષો જાંગલ દેશમાં અને જાંગલ દેશમાં સંચય પામેલા દોષો આનૂપ દેશમાં જઇને પ્રકોપ પામે તો જે પ્રમાણે પોતાને સંચય થવાના દેશમાં બળવાન્ થાય છે તે પ્રમાણે તે દેશમાં બળવાન્ થતા નથી. (એટલા માટે સંચય થયેલા દોષોનો પ્રકોપ થવા પ્હેલાં જ-પૂર્વરૂપાવસ્થામાં જ બીજા દેશમાં જવું જોઇએ કે જેથી તે દોષો બળવાન્ થવા પામે નહી.) ૬૭

### યોગ્ય આહારવિહારાદિકથી દેશસંબંધી ભય રહેતો નથી.

**उचिते वर्तमानस्य नास्ति देशकृतं भयम् ।**
**आहारस्वप्नचेष्टादौ तद्देशस्य गुणे सति ॥ ६८ ॥**

૬૧ પરંતુ જે દેશમાં દોષોનો સંચય થયો હોય તે દેશમાં જ રહીને પણ જો યોગ્ય આહાર, યોગ્ય નિદ્રા અને યોગ્ય ચેષ્ટાઓ કરવામાં આવે તો તે દેશસંબંધી ભય રહેતું નથી. ૬૮

### સુખસાધ્ય રોગનાં લક્ષણ.

**देशप्रकृतिसात्म्यर्तुविपरीतोऽचिरोत्थितः ।**
**संपत्तौ भिषगादीनां बलसत्वायुषां तथा ॥ ६९ ॥**
**केवलः समदेहाग्नेः सुखसाध्यो मतो गदः ।**

૬૨ જે રોગ દેશ, પ્રકૃતિ, સાત્મ્ય અને ઋતુ એઓથી વિપરીત હોય, થોડા સમયથી (તરતનો) ઉત્પન્ન થયેલો હોય; એક જ દોષથી ઉત્પન્ન થયેલો હોય, ઉપદ્રવો વગરનો હોય, શમ શરીરવાળા, સમ અગ્નિવાળા તથા ઉત્તમ બલ, સત્વ અને આયુષ્યવાળા માણસને થયેલો હોય તથા તેમાં વૈદ્ય, ઔષધ, પરિચારક અને રોગી એ ચિકિત્સાના ચાર પાદોની સંપત્તિ હોય તો તે રોગને સુખસાધ્ય જાણવો. ૬૯

### અસાધ્ય રોગનાં લક્ષણ.

**अतोन्यथा त्वसाध्यः स्यात्**

૬૩ જે રોગ ઉપર કહેલા ગુણોથી ઉલટા ગુણોવાળો હોય એટલે દેશ, પ્રકૃતિ, સાત્મ્ય અને ઋતુ એઓના સમાન ગુણવાળો હોય, ઘણા સમયથી ઉત્પન્ન થયેલો હોય, ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલો હોય, ઉપદ્રવોવાળો હોય, સ્થૂલ કે કૃશ શરીરવાળા, વિષમાગ્નિ, તીક્ષ્ણાગ્નિ કે મંદાગ્નિવાળા અને હીન બલ, સત્વ તથા આયુષ્યવાળા માણસને થયેલો હોય તથા તેમાં વૈદ્ય વગેરે ચિકિત્સાના ચાર પાદોની સંપત્તિ ન હોય તો તે રોગને અસાધ્ય જાણવો.

### કષ્ટસાધ્ય રોગનું લક્ષણ.

**कृच्छ्रो व्यामिश्रलक्षणः ॥ ७० ॥**

૬૪ જે રોગમાં ઉપર કહેલાં સુખસાધ્ય અને અસાધ્ય એ બન્ને પ્રકારના રોગોનાં લક્ષણો જોવામાં આવતાં હોય તે રોગને કષ્ટસાધ્ય જાણવો. ૭૦

### કેવા સંયોગમાં ઔષધ બદલાવવું નહિ

**गुणालाभेऽपि सपदि यदि सैव क्रिया हिता ।**
**कर्तव्यैव तदा व्याधिः कृच्छ्रसाध्यो भवेद्यदि ७१**

૬૫ પરંતુ જો રોગ કષ્ટસાધ્ય હોય ને ઔષધનો ગુણ તરત ન જણાય તો પણ જો તે ઔષધ હિતકારી હોય તો તે ઔષધ જ આપ્યા કરવું. ૭૧

### એક ઔષધ આપ્યા પછી બીજું ઔષધ ક્યારે આપવું?

**क्रियायास्तु गुणालाभे क्रियामन्यां प्रयोजयेत् ।**
**पूर्वस्यां शान्तवेगायां न क्रियासङ्करोः हित ॥७२॥**

૬૬ *એક ક્રિયા કરવાથી (એક ઔષધ આપવાથી)

* પ્રથમ ક્રિયાને પાંચ અથવા તો છ રાત્રિ વીતી ગયા પછી બીજી ક્રિયા કરવી. (ડલ્હન)

જો તેનો ગુણ થયેલો જોવામાં ન આવે તો તે ક્રિયાનો–ઔષધનો વેગ શાંત થયા પછી બીજી ક્રિયા કરવી (બીજું ઔષધ આપવું). પરંતુ ચિકિત્સાની ભેળસેળ કરવી હિતકારક નથી. (એક ઔષધ આપ્યા પછી તુરત બીજું ઔષધ આપવું હિતકારક નહિ.) ૭૨

**य एवमेनं विधिमेकरूपं**
**बिभर्ति कालादिवशेन धीमान्।**
**स मृत्युपाशाञ्जगतो गदौघा-**
**ञ्छिनत्ति भैषज्यपरश्वधेन ॥ ७३ ॥**

૬૭ જે બુદ્ધિમાન્ વૈદ્ય આ અધ્યાયમાં કહ્યા પ્રમાણે કાળ વગેરેના સામર્થ્યની પરીક્ષા કરીને એકમાર્ગીપણાથી ચિકિત્સા કરે છે તે વૈદ્ય ઔષધરૂપી ફરસીથી જગતના મૃત્યુના પાશો જેવા રોગોના સમૂહોને કાપી નાંખે છે. ૭૩

---

## અધ્યાય ૩૬ મો

### *મિશ્રક (સોજા ઉપર અને વ્રણ ઉપર ઔષધોપચાર.)

### ઉપક્રમ.

**अथातो मिश्रकमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે–હવે અહીંથી હું 'મિશ્રક' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

### વાયુથી થયેલા સોજાને મટાડનારો લેપ.

**मातुलिङ्गाग्निमन्थौ च देवदारु महौषधम् ।**
**अहिंस्रा चैव रास्ना च प्रलेपो वातशोफहृत् ॥ ३ ॥**

૨ બીજોરું, અરણી, દેવદાર, સુંઠ, કપારી અને રાસ્ના એઓને સમભાગે લેઈ તેનું ચૂર્ણ કરી પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી વાયુથી થયેલો સોજો મટી–બેસી જાય છે. ૩

### પિત્તથી થયેલા સોજાને મટાડનારો લેપ.

**दूर्वा च नलमूलं च मधुकं चन्दनं तथा ।**
**शीतलाश्च गणाः सर्वे प्रलेपः पित्तशोफहृत् ॥ ४ ॥**

૩ ધ્રો–દ્રોકડ, બરૂનાં મૂળ, જેઠીમધ, રતાંજળી અને કાકોલ્યાદિ, ઉત્પલાદિ અને ન્યગ્રોધાદિ એ ત્રણ શીતવીર્ય ઔષધોવાળા ગણો એઓને સમભાગે લઈ તેનું ચૂર્ણ કરી પાણીમાં વાટીને લેપ કરવાથી પિત્તથી થયેલો સોજો મટી–બેસી જાય છે. ૪

### રક્તથી તથા અભિઘાતથી થયેલા સોજાને મટાડનારો લેપ.

**आगन्तुजे रक्तजे च एष एव विधिः स्मृतः ।**
**विधिर्विषघ्नो विषजे पित्तघ्नोऽपि हितस्तथा ॥ ५ ॥**

૪ રક્તથી તથા અભિઘાત વગેરે આગન્તુ કારણોથી થયેલા સોજામાં પણ ઉપર પિત્તના સોજાને માટે કહેલો લેપ કરવો. વિષથી થયેલા સોજામાં વિષને હરનારી ચિકિત્સા કરવી તથા ઉપર પિત્તના સોજાને માટે કહેલો લેપ પણ હિતકારી છે. ૫

### કફથી થયેલા સોજાને મટાડનારો લેપ.

**अजगन्धाऽश्वगन्धा च काला सरलया सह ।**
**एकैषिकाऽजशृङ्गी च प्रलेपः श्लेष्मशोफहृत् ॥ ६ ॥**

૫ અજમોદ, આસંધ, કારીજીરી, ધોળું નસોતર, કાળું નસોતર અને મરડાશિંગી એઓને સમભાગે લેઈ તેનું ચૂર્ણ કરી પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી કફથી થયેલો સોજો બેસી જાય છે. ૬

### ત્રણે દોષોને મટાડનારા લેપ.

**एते वर्गास्त्रयो लोध्रं पथ्या पिण्डीतकानि च ।**
**अनन्ता चेति लेपोऽयं सान्निपातिकशोफहृत् ॥७॥**

૬ ઉપર વાયુના, પિત્તના અને કફના સોજાને માટે કહેલા ત્રણ લેપોનાં ઔષધો તથા લોધર, હરડે, તગર (અથવા મીંઢોળ), અને કપુરી મધુરી એઓને સરખે ભાગે લઈ તેઓનું ચૂર્ણ કરી પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી ત્રણે દોષોથી થયેલો સોજો મટી જાય છે. ૭

### દોષપરત્વે કહેલા લેપોમાં નાખવાના પદાર્થ.

**स्निग्धाम्ललवणो वाते कोष्णः शीतः पयोयुतः ।**
**पित्ते चोष्णः कफे क्षारमूत्राढ्यस्तत्प्रशान्तये ॥८॥**

૭ વાયુથી થયેલા સોજા ઉપર જે લેપ કહેલો છે તેમાં સ્નિગ્ધ, ખાટા અને ખારા પદાર્થો મેળવી તેને જરા ઉહ્નો કરીને લગાડવો. પિત્તથી થયેલા સોજા ઉપર જે લેપ કહેલો છે તેમાં દુધ મેળવીને તેને ઠંડો જ લગાડવો. કફથી થયેલા સોજાની ઉપર જે લેપ કહ્યો છે તેમાં ક્ષાર અને મૂત્રો મેળવી તેને ઉહ્નો કરીને લગાડવો. આમ કરવાથી તે સોજાઓ તરત શાંત થાશે. ૮

### સોજાને પકવનારા લેપ.

**शणमूलकशिग्रूणां फलानि तिलसर्षपाः ।**
**सक्तवः किण्वमतसी द्रव्याण्युष्णानि पाचनम् ९**

૮ શણનાં બી, મૂળાનાં બી, સરગવાનાં બી, તલ, સર્ષવ, સાથવો, મદિરાની નીચેનો ખમીર (જાડો ભાગ) અને અળસી તથા બીજા કઠ, અગર વગેરે ઉષ્ણવીર્યવાળા પદાર્થોનો લેપ સોજાને પકાવે છે. ૯

### પાકેલા સોજાને ફોડનારા લેપ.

**चिरबिल्वोऽग्निको दन्ती चित्रको हयमारकः ।**
**कपोतगृध्रकङ्कानां पुरीषाणि च दारणम् ॥**
**क्षारद्रव्याणि वा यानि क्षारो वा दारणं परम् १०**

---

* સોજાની તથા વ્રણોની ચિકિત્સાઓમાં વિમ્લાપન, પાચન, દારણ, પ્રપીડન, શોધન, રોપણ, ઉત્સાદન તથા અવસાદન આ આઠ પ્રધાન ક્રિયા આ અધ્યાયમાં કહેલી છે તેથી આ અધ્યાયનું નામ મિશ્રક છે.

૯ કાંકચ, ભીલામું, નેપાળો, ચિત્રો, કણેર તથા કબૂતર, ગરંજ અને કંકપક્ષી એઓની ચરક, એઓનો લેપ કરવાથી, અથવા ક્ષારવાળા પદાર્થોનો લેપ કરવાથી સોજાનું દારણ થાય છે (પાકી ગયેલો સોજો ફાટી જાય છે) પ્રતિસારણીય ક્ષાર કેવળ પણ સોજાને ફાડી નાંખવામાં ઉત્તમ છે. ૧૦

**સોજાઓને પ્રપીડન (દબાવનારા) લેપ.**

**द्रव्याणां पिच्छिलानां तु त्वङ्मूलानि प्रपीडनम् ।**
**यवगोधूममाषाणां चूर्णानि च समासतः ॥ ११ ॥**

*૧૦ શેમળો, ગુંદા વગેરે ચીકણા વૃક્ષોની છાલ તથા મૂળ અને જવ, ઘઉં તથા અડદ એઓને સરખે ભાગે લઈ પાણીમાં વાટીને તેનો લેપ કરવાથી સોજાનું પ્રપીડન થાય છે, સોજો દબાઇને તેમાંનું પરુ સઘળું બહાર નીકળી આવે છે. ૧૧

**વ્રણનું શોધન કરનારા કવાથ.**

**शङ्खिन्यङ्कोटसुमनः करवीरसुवर्चलाः ।**
**शोधनानि कषायाणि वर्गश्चारग्वधादिकः ॥ १२ ॥**

૧૧ શંખાવળી, અંકોલ, જાઇના પાન, કણેર અને સૂરજમુખીનું ફૂલ તથા આરગ્વધાદિ ગણનાં ઔષધો એઓનો કવાથ વ્રણનું શોધન કરે છે (એટલે એ ઔષધના કવાથથી વ્રણને ધોવાથી વ્રણ શુદ્ધ થાય છે.) ૧૨

**વ્રણનું શોધન કરનારી વાટ અને કલ્ક.**

**अजगन्धाऽजशृङ्गी च गवाक्षी लाङ्गलाह्वया ।**
**पूतीकश्चित्रकः पाठा विडङ्गैलाहरेणवः ॥ १३ ॥**
**कटुत्रिकं यवक्षारो लवणानि मनःशिला ।**
**कासीसं त्रिवृता दन्ती हरितालं सुराष्ट्रजा ॥ १४ ॥**
**संशोधनीनां वर्तीनां द्रव्याण्येतानि निर्दिशेत् ।**
**एतैरेवौषधैः कुर्यात्कल्कानपि च शोधनान् ॥ १५ ॥**

૧૨ અજમોદ, મરડાશીંગી, ઇંદ્રવારણાં, દુધીયો વછનાગ, કાંકચ, ચિત્રો, કાળીપાડ, વાવડીંગ, એલચી, રેણુકબીજ, સુંઠ, મરી, લીંડીપિપર, જવખાર, સંચલ, સિંધાલૂણ, બીડલૂણ, વડાગરું મીઠું, મનશિલ, હીરાકસી, નસોતર, નેપાલો, હરતાળ અને ફટકડી, એઓની વાટ તૈયાર કરીને વ્રણમાં ખોસો મુકવાથી વ્રણની શુદ્ધિ થાય છે. ઉપર લખેલાં અજમોદ વગેરે ઔષધોનો કલ્ક કરીને વ્રણની ઉપર ચોપડવાથી પણ વ્રણ શુદ્ધ થાય છે. ૧૩-૧૫

**વ્રણનું શોધન કરનારાં તેલ તથા ઘી.**

**कासीसकटुरोहिण्योर्जातीकन्दहरिद्रयोः ।**
**पूर्वोद्दिष्टेषु चाङ्गेषु कुर्यात्तैलघृतानि वै ॥ १६ ॥**

૧૩ હીરાકસી, કડુ, જાઇનાં મૂળ, હળદર અને ઉપર લખેલાં અજમોદ વગેરે વાટનાં દ્રવ્યો એઓથી ઘી અને તેલ બનાવીને તેનો વ્રણ ઉપર ઉપયોગ કરવાથી વ્રણ શુદ્ધ થાય છે. ૧૬

**अर्कोत्तमां स्नुहीक्षीरं पिष्ट्वा क्षारोत्तमानपि ।**
**जातीमूलं हरिद्रे द्वे कासीसं कटुरोहिणीम् ॥ १७ ॥**

૧૪ આંકડાનાં મૂળ, હરડા, બ્હેડા, આંબળા, થોરનું છીર, ખાખરો વગેરે ક્ષારવાળાં વૃક્ષો, જાઇનાં મૂળ, હળદર, દારુહળદર, કડુ અને ઉપર લખેલાં અજમોદ વગેરે વાટનાં ઔષધો એઓથી ઘી બનાવીને વ્રણ ઉપર લગાડવાથી વ્રણ શુદ્ધ થાય છે. ૧૭

**पूर्वोद्दिष्टानि चान्यानि कुर्यात्संशोधनं घृतम् ।**
**मयूरको राजवृक्षो निम्बः कोषातकी तिलाः १८**
**बृहती कण्टकारी च हरितालं मनःशिला ।**
**शोधनानि च योज्यानि तैले द्रव्याणि शोधने १९**

૧૫ અઘેડો, ગરમાળો, લબડો, કડવી ઘીઓડી, તલ, ઉભી રીંગણી, બેઠી રીંગણી, હરતાળ અને મણશીળ તથા ઉપર લખેલાં અજમોદ વગેરે વાટનાં ઔષધો એઓથી તેલ બનાવીને વ્રણ ઉપર લગાડવાથી વ્રણ શુદ્ધ થાય છે. ૧૮-૧૯

**વ્રણને શોધનકરનારાં ચૂર્ણ.**

**कासीसे सैन्धवे किण्वे वचायां रजनीद्वये ।**
**शोधनाङ्गेषु चान्येषु चूर्णं कुर्वीत शोधनम् ॥ २० ॥**

૧૬ હીરાકસી, સિંધાલૂણ, દારુનું ખમીર, વજ, હળદર, દારુહળદર અને બીજાં નસોતર વગેરે શોધન કરનારાં ઔષધો એઓનું ચૂર્ણ કરીને વ્રણ ઉપર ભરભરાવવાથી વ્રણ શુદ્ધ થાય છે. ૨૦

**सालसारादिसारेषु पटोलत्रिफलासु च ।**
**रसक्रिया विधातव्या शोधनी शोधनेषु च ॥ २१ ॥**

૧૭ *શાલસારાદિગણમાં કહેલાં ઔષધોના સારો, કડવાં પડવળ, હરડા, બ્હેડા અને આંબળા તથા બીજા સંશોધન કરનારા (વમન વિરેચન કરનારાં) ઔષધોની રસક્રિયા કરવી. આ રસક્રિયા વ્રણને શુદ્ધ કરનારી છે. ૨૧

**વ્રણને શુદ્ધ કરનારો ધૂપ.**

**श्रीवेष्टके सर्जरसे सरले देवदारुणि ।**
**सारेष्वपि च कुर्वीत मतिमान्व्रणधूपनम् ॥ २२ ॥**

૧૮ ગંધાબિરોજા, રાળ, સરળ, દેવદાર અને સાલસારાદિ ગણમાં કહેલાં ઔષધોના સારો એઓની બુદ્ધિમાન્ વૈદ્ય વ્રણને ધુમાડી દેવી. ૨૨

* વ્રણના મુખને ખુલ્લું રાખી, વ્રણના ઉપર પ્રપીડન પદાર્થનો લેપ કરીને તેને સુકાવા દેવો. આ લેપ સુકાઈ જવા પછી સોજાને દબાવે છે.

*જે પદાર્થની રસક્રિયા કરવી હોય તે પદાર્થ કરતાં આઠગણું અથવા તો સોળગણું પાણી નાખીને તેને ઉકાળવો અને આઠમો અથવા તો સોળમો ભાગ પાણી બાકી રહે એવો કવાથ કરવો, અને તેને કપડાથી ગાળી લઈને પાછો તેને અગ્નિ ઉપર ચઢાવવો અને તેનો મલમ જેવો જાડો રગડો થાય એટલે તેને ઉતારી લેવો આ રસક્રિયા કહેવાય છે.

### વ્રણને રુઝાવનારા ક્વાથ તથા હિમ.

**कषायाणामनुष्णानां वृक्षाणां त्वक्षु साधितम् ।**
**शृतं शीतं कषायं वा रोपणार्थेषु शस्यते ॥ २३ ॥**

૧૯ વડ, ઉંબરો, પિપળો વગેરે તુરાં વૃક્ષો કે જેઓ ઉષ્ણવીર્યવાળાં ન હોય તેઓની છાલનો ક્વાથ કે હિમ કરીને તેથી વ્રણને ધોવાથી વ્રણ રુઝાય છે. ૨૩

### વ્રણને રુઝાવનારી વાટ.

**सोमामृताश्वगन्धासु काकोल्यादौ गणे तथा ।**
**क्षीरिप्ररोहेष्वपि च वर्तयो रोपणाः स्मृताः ॥२४॥**

૨૦ સોમલતા, ગળો, આસંધ, કાકોલ્યાદિગણમાં કહેલાં દ્રવ્યો, વડ વગેરે છીરવાળાં વૃક્ષોનાં અંકુરો એઓની વાટ બનાવીને વ્રણમાં ખોસી રાખવાથી વ્રણ રુઝાઈ જાય છે. ૨૪

### વ્રણને રુઝાવનારો કલ્ક.

**समङ्गा सोमसरला सोमवल्का सचन्दना ।**
**काकोल्यादिश्च कल्कः स्यात्प्रशस्तो व्रणरोपणे २५**

૨૧ રીસામણી, સોમલતા, સરલ (એક જાતનો દેવદાર), ધોળા સારવાળો ખેર, રતાંજળી અને કાકોલ્યાદિગણમાં કહેલાં ઔષધો એઓનો કલ્ક વ્રણને રુઝાવવાને માટે ઉત્તમ છે. ૨૫

### વ્રણને રુઝાવનારું ઘી.

**पृथक्पर्ण्यात्मगुप्ता च हरिद्रे मालती सिता ।**
**काकोल्यादिश्च योज्यः स्यात्प्रशस्तो रोपणे घृते २६**

૨૨ સમેરવો, કૌચાં, હળદર, દારુહળદર, જાઇનાં પાન, સાકર અને કાકોલ્યાદિગણમાં કહેલાં ઔષધો એઓથી ઘી બનાવીને વ્રણ ઉપર લગાડવાથી વ્રણ રુઝાઈ જાય છે. ૨૬

### વ્રણને રુઝાવનારું તેલ.

**कालानुसार्यागुरुणी हरिद्रे देवदारु च ।**
**प्रियङ्गवश्च रोध्रं च तैले योज्यानि रोपणे ॥ २७॥**

૨૩ તગર, અગર, હળદર, દારુહળદર, દેવદાર, ઘંઉલા, અને લોધર એઓથી તેલ બનાવીને વ્રણ ઉપર લગાડવાથી વ્રણ રુઝાઈ જાય છે. ૨૭

### વ્રણને રુઝાવનારું ચૂર્ણ.

**कङ्गुका त्रिफला रोध्रं कासीसं श्रवणाह्वया ।**
**धवाश्वकर्णयोस्त्वक्च रोपणं चूर्णमिष्यते ॥ २८ ॥**

૨૪ કાંગ, હરડા, બ્હેડા, આંબળાં, લોધર, હીરાકસી, ગોરખમુંડી, અને ધાવડાની તથા રાળના વૃક્ષની છાલ એઓનું ચૂર્ણ કરીને વ્રણ ઉપર ભરભરાવવાથી વ્રણ રુઝાઈ જાય છે. ૨૮

**प्रियङ्गुका सर्जरसः पुष्पं कासीसमेव च ।**
**त्वक्चूर्णं धवजं चैव रोपणार्थं प्रशस्यते ॥ २९ ॥**

૨૫ ઘંઉલા, રાળ, લાલ હીરાકસી અને ધાવડાની છાલ એઓનું ચૂર્ણ કરીને વ્રણ ઉપર ભરભરાવવાથી વ્રણ રુઝાઈ જાય છે. ૨૯

### વ્રણને રુઝવવામાટે રસક્રિયા

**त्वक्षु न्यग्रोधवर्गस्य त्रिफलायां तथैव च ।**
**रसक्रियां रोपणार्थे विदधीत यथाक्रमम् ॥ ३० ॥**

૨૬ વડ વગેરે છીરવાળાં વૃક્ષોની છાલ, હરડાં, બ્હેડાં અને આંબળાં આનો ક્વાથ કરી, તેને ગાળી લઇને પાછો અગ્નિ ઉપર ચડાવવો. અને તેનો જાડો રગડો કરવો આને રસક્રિયા કહે છે. આ રસક્રિયા વ્રણને રુઝાવવા માટે અનુક્રમે કરીને વ્રણ ઉપર લગાડવી. ૩૦

### વ્રણમાં માંસની વૃદ્ધિ કરનારો લેપ.

**अपामार्गोऽश्वगन्धा च तालपत्री सुवर्चला ।**
**उत्सादने प्रशस्यन्ते काकोल्यादिश्च यो गणः ३१**

૨૭ અઘેડો, આસંધ, કાળી મુસળી, સૂરજમુખીનું ફુલ અને કાકોલ્યાદિગણમાં કહેલાં ઔષધો એઓનો લેપ કરવાથી વ્રણની અંદર માંસ વધે છે. ૩૧

### વ્રણના લટકી પડેલા માંસને તોડી નાખનારું ચૂર્ણ.

**कासीसं सैन्धवं किण्वं कुरुविन्दो मनःशिला ।**
**कुक्कुटाण्डकपालानि सुमनोमुकुलानि च ॥३२॥**
**फले शैरीषकारञ्जे धातुचूर्णानि यानि च ।**
**व्रणेषूत्सन्नमांसेषु प्रशस्तान्यवसादने ॥ ३३ ॥**

૨૮ હીરાકસી, સિંધાલૂણ, દારુનું ખમીર, મનશિલ, કુકડીનાં ઇંડાંના ઓપરાં, જાઇની કળી, સરષડાનાં ફળ, કરંજનાં ફળ, હરતાળ, હીરાકસી વગેરે ધાતુઓ એઓનું ચૂર્ણ વ્રણની અંદર લટકી પડેલા માંસને તોડી–ખેરવી નાંખવાને માટે ઉત્તમ છે. ૩૨–૩૩

### શોધનાદિક ગણોમાં કહેલાં ઔષધો ન મળે તો શું કરવું?

**समस्तं वर्गमर्द्धं वा यथालाभमथापि वा ।**
**प्रयुञ्जीत भिषक्प्राज्ञो यथोद्दिष्टेषु कर्मसु ॥ ३४ ॥**

૨૯ વિદ્વાન્ વૈદ્યે આ મિશ્રકાધ્યાયમાં જે શોધન–રોપણ વગેરે જે ગણો કહેલા છે તથા બીજા દ્રવ્યસંગ્રહણીય વગેરે અધ્યાયોમાં જે ગણો કહેલા છે તે ગણોમાંનાં સર્વ દ્રવ્યો મળે તો સર્વનો, અર્ધાં મળે તો અર્ધાંનો અને અર્ધાં પણ ન મળે તો એક બે જેટલાં મળે તેટલાં દ્રવ્યોનો ઉપર કહેલા લેપાદિક કર્મોમાં ઉપયોગ કરવો. ૩૪

---

## અધ્યાય ૩૭ મો

### *ભૂમિપ્રવિભાગવિજ્ઞાનીય (ઔષધીઓ લેવામાટે સામાન્ય અને વિશેષ ભૂમિનું વર્ણન.)

### ઉપક્રમ.

**अथातो भूमिप्रविभागविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે–હવે અંહીથી હું 'ભૂમિપ્રવિભાગ-વિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

### કેવી ભૂમિમાંથી ઔષધ લેવું ?

**श्वभ्रशर्कराश्मविषमवल्मीकश्मशानाघातन देवतायतनसिकताभिरनुपहतामनूषराममङ्गुराम- दूरोदकां स्निग्धां प्ररोहवतीं मृद्वीं स्थिरां समां कृष्णां गौरीं लोहितां वा भूमिमौषधार्थं परीक्षेत ३**

૨ જે પૃથ્વી ખાડા, કાંકરા અને પથરા એઓથી ઉંચી નીચી ન હોય, જે ઘણા રાફડાઓવાળી ન હોય, જેના ઉપર સ્મશાન, પ્રાણીઓને વધ કરવાનાં સ્થાન કે દેવસ્થાન આવેલાં ન હોય, જે રેતાળ (રેતીવાળી) કે ખારી ન હોય, જેમાં ફાડો પડેલી ન હોય, જેનાથી પાણી દૂર ન હોય, જે ચીકણી હોય, જેમાં બીજેમાંથી અંકુરો ઉત્પન્ન થઇ શકે એવી હોય, જે કોમળ, સ્થિર અને સપાટ હોય તથા જે કાળા, ધોળા કે રાતા વર્ણવાળી હોય એવી પૃથ્વીને ઔષધ લેવાને માટે પસંદ કરવી. એટલે એવી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલું ઔષધ લેવું. ૩

### ઉત્તમ ભૂમિમાંથી કેવી ઔષધિ લેવી ?

**तस्यां जातमपि कृमिविषशस्त्रातपपवनदहन- तोयसंबाधमार्गैरनुपहतमेकरसं पुष्टं पृथ्ववगाढ- मूलमुदीच्यां चौषधमाददीत । इत्योषधभूमि- परीक्षाविशेषः सामान्यः ॥ ४ ॥**

૩ ઉપર લખેલા ગુણવાળી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલું ઔષધ પણ જો કીડા, વિષ, શસ્ત્ર, તડકો, પવન, આગ, પાણીની રેલ કે સાંકડો રસ્તો (માર્ગમાં આવતાં જતાં માણસ ગાડા વગેરે) એઓથી નુકસાન પામેલું ન હોય તથા ઉત્તમ (સંપૂર્ણ) રસવાળું, પુષ્ટ (ભરેલું), જાડી છાલવાળું અને ઉંડા મૂળવાળું જે ઔષધ હોય તે ઔષધ વૈદ્યે ઉત્તર દિશા તરફ મ્હોઢું કરીને ગ્રહણ કરવું. આ પ્રમાણે ઔષધ લેવાને યોગ્ય એવી પૃથ્વીની અને ઔષધની સામાન્ય પરીક્ષા કહી; હવે વિશેષ પરીક્ષા કહું છું. ૪

### પાર્થિવ ગુણવાળી પૃથ્વીનું લક્ષણ.

**विशेषतस्तु । तत्राश्मवती स्थिरा गुर्वी श्यामा कृष्णा वा स्थूलवृक्षशस्यप्राया स्वगुणभूयिष्ठा ॥५॥**

૪ વિશેષે કરીને જે પૃથ્વી પથરાઓવાળી, કઠણ, ભારે અને કાળા કે ભુરા રંગની હોય તથા જેમાં જાડાં વૃક્ષો અને તૃણો વધારે થાતાં હોય તે પૃથ્વીમાં પોતાનો–પૃથ્વીનો ગુણ–અંશ અધિક છે એમ સમજવું. ૫

### જળના ગુણવાળી પૃથ્વીનું લક્ષણ.

**स्निग्धा शीतलाऽऽसन्नोदका स्निग्धशस्यतृणा कोमलवृक्षप्राया शुक्लाऽम्बुगुणभूयिष्ठा ॥ ६ ॥**

૫ જે પૃથ્વી સ્નિગ્ધ, શીતળ અને ધોળા–સફેદ રંગની હોય તથા જેમાં પાણી નજદીક હોય અને સ્નિગ્ધ ધાન્યો, સ્નિગ્ધ તૃણો તથા કોમળ વૃક્ષો વધારે થતાં હોય તે પૃથ્વીમાં જળનો ગુણ–અંશ અધિક છે એમ સમજવું. ૬

### અગ્નિના ગુણવાળી પૃથ્વીનું લક્ષણ.

**नानावर्णा लघ्वश्मवती प्रविरलाल्पपाण्डुवृक्षप्ररोहाऽग्निगुणभूयिष्ठा ॥ ७ ॥**

૬ જે પૃથ્વી નાના પ્રકારના વર્ણોવાળી અને હલકા વજનના પથરાઓવાળી હોય તથા જેમાં બહુ થોડા પ્રમાણમાં નાહ્નાં અને પીળા રંગનાં વૃક્ષો અને તૃણો થતાં હોય તે પૃથ્વીમાં અગ્નિનો ગુણ-અંશ અધિક છે એમ સમજવું. ૭

### વાયુના ગુણવાળી પૃથ્વીનું લક્ષણ.

**रूक्षा भस्मरासभवर्णा तनुरूक्षकोटरालपरस- वृक्षप्रायाऽनिलगुणभूयिष्ठा ॥ ८ ॥**

૭ જે પૃથ્વી રુક્ષ અને રાખના જેવા (રાખોડી) કે ગધેડાના જેવા રંગની હોય તથા જેમાં ઘણુંકરીને નાહ્નાં, રુક્ષ, કોતરવાળાં અને ઓછા રસવાળાં વૃક્ષો થતાં હોય તે પૃથ્વીમાં વાયુનો ગુણ–અંશ અધિક છે એમ સમજવું. ૮

### આકાશના ગુણવાળી પૃથ્વીનું લક્ષણ.

**मृद्वी समा श्वभ्रवत्यव्यक्तरसजला सर्वतोऽसार- वृक्षा महापर्वतवृक्षप्राया श्यामा चाकाशगुणभूयिष्ठा ॥ ९ ॥**

૮ જે પૃથ્વી કોમળ, સપાટ, કોતરોવાળી (પોલી) અને ભુરા રંગની હોય તથા જેમાં ચોતરફ સાર વગરના મ્હોટાં મ્હોટાં વૃક્ષો થતાં હોય અને મ્હોટા મ્હોટા પર્વતો આવેલા હોય તથા જેનું પાણી અવ્યક્ત રસવાળું–જેનો રસ વરતી ન શકાય એવું હોય તે પૃથ્વીમાં આકાશનો ગુણ–અંશ અધિક છે એમ સમજવું. ૯

* ભૂમિના સામાન્ય વિભાગને અને વિશેષ વિભાગને પ્રવિભાગ કહેવામાં આવે છે. કઈ ઔષધીઓ કેવી ભૂમિમાંથી લેવી તેને માટે ભૂમિના કહેતાં પૃથ્વીના સામાન્ય વિભાગના અને વિશેષ વિભાગના વિજ્ઞાનનો વિષય આ અધ્યાયમાં વર્ણવ્યો છે તેથી આ અધ્યાયનું નામ ભૂમિપ્રવિભાગવિજ્ઞાનીય છે.

### કઈ ઋતુમાં કયાં ઔષધ લેવાં.

**तत्र केचिदाहुराचार्याः-प्रावृड्वर्षाशरद्धेमन्तवसन्तग्रीष्मेषु यथासंख्यं मूलपत्रत्वक्क्षीरसारफलान्याददीतेति । तत्तु न सम्यक् । कस्मात्सौम्याग्नेयत्वाज्जगतः । सौम्यान्यौषधानि सौम्येष्वृतुष्वाददीताग्नेयान्याग्नेयेष्वेवमव्यापन्नगुणानि भवन्ति । सौम्यान्यौषधानि सौम्येष्वृतुषु गृहीतानि सोमगुणभूयिष्ठायां भूमौ जातान्यतिमधुरस्निग्धशीतानि जायन्ते । एतेन शेषं व्याख्यातम् ॥ १० ॥**

૯ કેટલાએક આચાર્યો કહે છે કે; ઔષધનાં મૂળ, પાનડાં, છાલ, સાર, દુધ અને ફલ એ અંગો લેવાં હોય તો દરેક ઋતુમાં બધાંએ અંગો ન લેતાં પ્રાવૃડ્ ઋતુમાં મૂળ, વર્ષા ઋતુમાં પાનડાં; શરદ્ ઋતુમાં છાલ, હેમન્તઋતુમાં ક્ષીર–છીર–દુધ, વસન્ત ઋતુમાં સાર અને ગ્રીષ્મ ઋતુમાં ફળો લેવાં. પરંતુ તેઓનું એ કહેવું બરાબર નથી. કારણ કે આ જગત્‌માં ઉત્પન્ન થયેલા સઘળા પદાર્થો–ઔષધો સૌમ્ય (ચન્દ્રના–જળના અધિક ગુણવાળાં) અથવા આગ્નેય (અગ્નિના અધિક ગુણવાળા) છે. અને સૌમ્ય ઔષધો સૌમ્ય ઋતુઓમાં અને આગ્નેય ઔષધો આગ્નેય ઋતુમાં સંપૂર્ણ ગુણવાળાં હોય છે એટલા માટે અમુક ઋતુમાં મૂળ લેવાં, અમુક ઋતુમાં પાનડાં લેવાં વગેરે નિયમ ન રાખતાં સૌમ્ય ઋતુમાં સૌમ્ય ઔષધોનાં અને આગ્નેય ઋતુમાં આગ્નેય ઔષધોનાં સઘળાં અંગો લેવાં. સૌમ્ય ઋતુઓમાં અને સૌમ્ય ગુણ જેમાં અધિક છે એવી ભૂમિમાંથી સૌમ્ય ઔષધો લેવામાં આવેલાં હોય તો તેઓ બહુ મધુર, બહુ સ્નિગ્ધ અને બહુ શીતળ હોય છે તથા આગ્નેય ઔષધો આગ્નેય ઋતુમાં આગ્નેય ગુણવાળી પૃથ્વીમાંથી લેવામાં આવેલાં હોય તો તેઓ પોતાના ગુણોથી ભરપૂર રહે છે. ૧૦

### વિરેચન વગેરેનાં ઔષધો કેવી ભૂમિમાંથી લેવાં?

**तत्र पृथिव्यम्बुगुणभूयिष्ठायां भूमौ जातानि विरेचनद्रव्याण्याददीत । अग्न्याकाशमारुतगुणभूयिष्ठायां वमनद्रव्याणि । उभयगुणभूयिष्ठायामुभयतोभागानि । आकाशगुणभूयिष्ठायां संशमनानि । एवं बलवत्तराणि भवन्ति ॥ ११ ॥**

૧૦ વિરેચનનાં ઔષધો જેમાં પૃથ્વીનો અને જળનો ગુણ અધિક હોય એવી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં હોય, તે લેવાં; વમનનાં ઔષધો જેમાં અગ્નિનો, વાયુનો અને આકાશનો ગુણ અધિક હોય એવી પૃથ્વીમાં ઉત્પન્ન થયલાં હોય તે લેવાં; વિરેચન અને વમન બન્ને કાર્યો કરનારાં ઔષધો જેમાં પાંચે મહાભૂતોનો ગુણ અધિક હોય એવી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં હોય તે લેવાં; તથા સંશમનનાં ઔષધો જેમાં આકાશનો ગુણ અધિક હોય એવી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં હોય તે લેવાં. આ પ્રમાણે લેવામાં આવેલાં ઔષધો પોતાનું કાર્ય કરવામાં અતિ બળવાન્ નિવડે છે. ૧૧

### કયાં ઔષધો નવાં લેવાં અને કયાં જુનાં લેવાં?

**सर्वाण्येव चाभिनवान्यन्यत्र मधुघृतगुडपिप्पलीविडङ्गेभ्यः । सर्वाण्येव सक्षीराणि वीर्यवन्ति । तेषामसंपत्तावनतिक्रान्तसंवत्सराण्याददीतेति १२**

૧૧ મધ, ઘી, ગોળ, લિંડીપિપર અને વાવડીંગ એઓ સિવાય સર્વેય ઔષધો નવાં હોય તો વિશેષ ગુણ કરે છે. કેમકે સર્વ ઔષધો રસવાળાં તાજાં હોય તો જ સામર્થ્યવાળાં હોય છે. પરંતુ જો એવાં રસવાળાં–તાજાં ઔષધો ન મળે તો જેને એક વર્ષ વીતી ગયું ન હોય (એક વર્ષની અંદર ઉત્પન્ન થયેલાં હોય) એવાં ઔષધો લેવાં. ૧૨

### ઔષધિઓને ઓળખવાનાં સાધનો.

**भवन्ति चात्र ॥**

**गोपालास्तापसा व्याधा ये चान्ये वनचारिणः ।**
**मूलाहाराश्च ये तेभ्यो भेषजव्यक्तिरिष्यते ॥ १३ ॥**

૧૨ વૈદ્યે ગાય, ભેંસ વગેરે પશુઓને ચારનારા ગોવાળ, ભરવાડ વગેરે લોકો, વનમાં રહેનારા તપસ્વીઓ, પારાધીઓ, જંગલમાંજ રહેનારા બીજા ભીલ વગેરે લોકો અને કેવળ ફળમૂળનો જ આહાર કરીને જીવનારા લોકો એઓને પુછીપુછીને સઘળીઔષધિઓ ઓળખી લેવી. કારણ કે તેઓ પાસેથી ઔષધીઓનું જ્ઞાન થાય છે. ૧૩

### અમુક સમયમાં અમુક ઔષધનું અમુક અંગ લેવું આવો નિયમ નથી.

**सर्वावयवसाध्येषु पलाशलवणादिषु ।**
**व्यवस्थितो न कालोऽस्ति तत्र सर्वो विधीयते १४**

૧૩ મૂળ, પાનડાં વગેરે એક એક અંગેથી બનતા પત્રલવણ વગેરે પ્રયોગો કે જેઓમાં અમુક ઋતુમાં મૂળ લેવાં, અમુક ઋતુમાં પાનડાં લેવાં એવો કાળનો ચોકસ નિયમ કહ્યો નથી. ત્યાં તો સર્વ ઋતુઓમાં મૂળ વગેરે અંગોને લેવાં. ૧૪

### ઔષધિઓ છ રસવાળી છે.

**गन्धवर्णरसोपेता षड्विधा भूमिरिष्यते ।**
**तस्माद्भूमिस्वभावेन बीजिनः षड्रसायुताः ॥ १५ ॥**

૧૪ ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ પાંચે ગુણોવાળી પૃથ્વી વગેરે પાંચમહાભૂતોના ગુણોના–અંશોના અધિકપણાથી પૃથ્વીના ગુણના અધિકપણાવાળી, જળના ગુણના અધિકપણાવાળી, વાયુના ગુણના અધિકપણાવાળી, તેજસ્‌ના ગુણના અધિકપણાવાળી અને આકાશના ગુણના અધિકપણાવાળી એમ પાંચ પ્રકારની અને પંચમહાભૂતોના ગુણોના સાધારણપણાથી

એક પ્રકારની એમ ૭ પ્રકારની થાય છે. આ પ્રમાણે પૃથ્વી ૭ પ્રકારની છે તેથી પૃથ્વીના સ્વભાવને લીધે ઔષધિઓ પણ ૭ રસવાળી થાય છે. ૧૫

**अव्यक्तः किल तोयस्य रसो निश्चयनिश्चितः।**
**रस एव स चाव्यक्तो व्यक्तो भूमिरसाद्भवेत् ॥१६॥**

૧૫ જો કે રસ એ જળનો ગુણ છે, પૃથ્વીનો ગુણ નથી એ વાત પ્રમાણોથી સિદ્ધ થયેલી છે તો પણ–પરંતુ જળમાં જે રસ છે તે અવ્યક્ત–અસ્પષ્ટ છે અને તેજ રસ પૃથ્વીના સંબન્ધથી વ્યક્ત–સ્પષ્ટ થાય છે તેથી પૃથ્વીના સ્વભાવને લીધે ૭ રસોવાળી ઔષધિઓ ઉત્પન્ન થાય છે એમ કહેવામાં આવ્યું છે. ૧૬

**સાધારણ ભૂમિનું લક્ષણ.**

**सर्वलक्षणसंपन्ना भूमिः साधारणी स्मृता।**

૧૬ જે પૃથ્વી ઉપર કહેલા પાંચે મહાભૂતોનાં લક્ષણોવાળી હોય તે પૃથ્વીને સાધારણ ભૂમિ જાણવી.

**ભૂમિના ગુણો ઔષધિઓમાં ઉતરે છે.**

**द्रव्याणि यत्र तत्रैव तद्गुणानि विशेषतः ॥ १७ ॥**

૧૭ જે પૃથ્વી જે મહાભૂતના વિશેષ ગુણવાળી હોય તે પૃથ્વીમાં ઉત્પન્ન થયેલું દ્રવ્ય પણ વિશેષે કરીને તેજ ગુણવાળું હોય છે. ૧૭

**નવું અથવા તો જુનું ઔષધ કેવું લેવું?**

**विगन्धेनापरामृष्टमविपन्नं रसादिभिः।**
**नवं द्रव्यं पुराणं वा ग्राह्यमेवं विनिर्दिशेत् ॥ १८ ॥**

૧૮ જે ઔષધ નવું લેવાનું હોય કે જુનું લેવાનું હોય પણ જો તે વિરુદ્ધ ગંધવાળું ન હોય અને તેના રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એઓ પણ બગડેલા ન હોય એવું ઔષધ લેવું. ૧૮

**કયાં ઔષધો જુનાં લેવાં અને કયાં નવાં?**

**विडङ्गं पिप्पली क्षौद्रं सर्पिश्चाप्यनवं हितम्।**
**शेषमन्यत्त्वभिनवं गृह्णीयाद्दोषवर्जितम् ॥ १९ ॥**

૧૯ વાવડીંગ, લિંડીપિપર, મધ, ઘી અને ગોળ એ ઔષધો જુનાં હોય તોપણ હિતકારી છે માટે તે લેવાં, પરંતુ બાકીના સઘળાં ઔષધો નવાં અને જેના ગંધ, રસ વગેરે બગડેલાં ન હોય એવાં જ લેવાં. ૧૯

**પ્રાણીજ ઔષધો કેવાં પ્રાણીઓનાં લેવાં?**

**जङ्गमानां वयःस्थानां रक्तरोमनखादिकम्।**
**क्षीरमूत्रपुरीषाणि जीर्णाहारेषु संहरेत् ॥ २० ॥**

૨૦ જંગમ પ્રાણીઓનાં રક્ત, રુવાડાં, નખ વગેરે લેવાં હોય તો જુવાનોનાં જ લેવાં. વૃદ્ધ કે બાળકનાં લેવાં નહીં. તથા લેવાં હોય તો તેઓનાં દુધ, મૂત્ર અને છાણુ તેઓએ ખાધેલો આહાર પચી ગયા પછી જ લેવાં. ૨૦

**ઔષધશાળા કેવી કરવી?**

**प्लोतमृद्भाण्डफलकशङ्कुविन्यस्तभेषजम्।**
**प्रशस्तायां दिशि शुचौ भेषजागारमिष्यते ॥२१॥**

૨૧ પૂર્વ દિશામાં અથવા ઉત્તર દિશામાં અને પવિત્ર–સ્વચ્છ પ્રદેશમાં ઔષધશાળા બનાવવી. અને એ ઔષધશાળાની અંદર એકઠાં કરેલાં ઔષધોને યોગ્યતા પ્રમાણે કપડામાં, માટીનાં વાસણોમાં, પાટીયાંઓ ઉપર અથવા તો ખીલાઓ ઉપર મૂકી રાખવાં. ૨૧

## અધ્યાય ૩૮ મો.

### *દ્રવ્યસંગ્રહણીય (ઔષધોના ગણોનું સંક્ષેપમાં વર્ણન.)

**ઉપક્રમ.**

**अथातो द्रव्यसंग्रहणीयमध्यायं व्याख्यास्यामः ॥१॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે:–હવે અહીંથી હું 'દ્રવ્યસંગ્રહણીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિયે મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

**ઔષધોના ગણોની સંખ્યા.**

**समासेन सप्तत्रिंशद्द्रव्यगणा भवन्ति ॥ ३ ॥**

૨ આ અધ્યાયમાં સંક્ષેપમાં દ્રવ્યોના–ઔષધોના સાડત્રીશ ગણ કહેવામાં આવેલા છે. ૩

**વિદારિગંધાદિ ગણ અને તેના ગુણો.**

**तद्यथा। विदारिगन्धा विदारी सहदेवा विश्वदेवा श्वदंष्ट्रा पृथक्पर्णी शतावरी सारिवा कृष्णसारिवा जीवकर्षभकौ महासहा क्षुद्रसहा बृहत्यौ पुनर्नवैरण्डो हंसपादी वृश्चिकाल्यृषभी चेति ॥४॥**

**विदारिगन्धादिरयं गणः पित्तानिलापहः।**
**शोषगुल्माङ्गमर्दोर्ध्वश्वासकासविनाशनः ॥ ५ ॥**

૩ સમેરવો, વિદારીકંદ, પીળાં ફૂલવાળી ખપાટ, ધોળાં ફૂલવાળી ખપાટ, ગોખરુ, નાનો સમેરવો, શતાવરી, રાતાં મૂળની કપુરી મધુરી, કાળાં મૂળની કપુરી મધુરી, જીવક, ઋષભક, જંગલી મગ, જંગલી અડદ, ઉભી રીંગણી, બેઠી રીંગણી, સાટોડી, એરંડ, હંસરાજ, રુછડાવાળી મરડાશીંગી અને કવચાં આ વીશ ઔષધો, મળીને વિદારી ગન્ધાદિ ગણ કહેવાય છે. આ વિદારી ગન્ધાદિગણ પિત્ત, વાયુ, ધાતુઓનો શોષ, ગુલ્મ, અંગમર્દ (અંગોમાં મર્દન કરવામાં આવતું હોય એવી પીડા થવી તે), ઉર્ધ્વશ્વાસ અને ઉધરસ એઓને મટાડનારો છે. ૪–૫

* આ અધ્યાયમાં ઔષધોના ગણોનું સંક્ષેપમાં વર્ણન કરવામાં આવ્યું છે તેથી આ અધ્યાયનું નામ દ્રવ્યસંગ્રહણીય છે.

### આરગ્વધ આદિ ગણ અને તેના ગુણો.

**आरग्वधमदनगोपघोण्टाकुटजपाठाकण्टकिपाटलामूर्वेन्द्रयवसप्तपर्णनिम्बकुरुण्टकदासीकुरुण्टकगुडूचीचित्रकशार्ङ्गेष्टाकरञ्जद्वयपटोलकिराततिक्तकानि सुषवी चेति ॥ ६ ॥**

**आरग्वधादिरित्येष गणः श्लेष्मविषापहः ।**
**मेहकुष्ठज्वरवमीकण्डूघ्नो व्रणशोधनः ॥ ७ ॥**

૪ ગરમાળો, મીંઢીળ, ગોપઘોંટા, કડો-કડાયો, કાળી પાડ, કંટકી (વીકળો), પાડળ, મૂર્વા, ઇંદરજવ, સપ્તપર્ણ, લિંબડો, પીળાં ફુલનો કાંટાશલીઓ, આસમાની ફુલનો કાંટાશલીઓ, ગળો, ચિત્રો, શાર્ઙ્ગેષ્ટા, (કાકમાચી) કરંજ, ગુચ્છા કરંજ, કડવાં પરવળ, કરીયાતું અને કારેલી એ એકવીશ ઔષધોના વર્ગને આરગ્વધાદિગણ કહેવામાં આવે છે. આ આરગ્વધાદિગણ કફ, ઝેર, પ્રમેહ, કુષ્ઠ, ચામડીના રોગો, તાવ, ઉલટી અને ખરજને-ચેળને મટાડનારો તથા વ્રણને શુદ્ધ કરનારો છે. ૬-૭

### વરુણઆદિ ગણ અને તેના ગુણો.

**वरुणार्तगलशिग्रुमधुशिग्रुतर्कारीमेषशृङ्गीपूतीकनक्तमालमोरटाग्निमन्थसैरेयकद्वयबिम्बीवसुकवसिरचित्रकशतावरीबिल्वाजशृङ्गीदर्भा बृहतीद्वयं चेति ॥ ८ ॥**

**वरुणादिर्गणो ह्येष कफमेदोनिवारणम् ।**
**विनिहन्ति शिरःशूलं गुल्माभ्यन्तरविद्रधीन् ॥९॥**

૫ વરણો, આર્તગળ, કડવો સરગવો, મીઠો સરગવો, તર્કારી, મરડાશીંગી, કાંકચ, કરંજ, નક્તમાલ, મોરટ, પીળા ફુલનો કાંટાશલીયો, આશમાની ફુલનો કાંટાશલીયો, ધોળ ટીંડોરા, અગથીયો, અઘેડો, ચિત્રો, શતાવરી, બિલી, કાકડાશીંગી, દાભડો, ઉભીરીંગણી અને બેઠીરીંગણી એ બાવીશ ઔષધોના વર્ગને 'વરુણાદિગણ' કહેવામાં આવે છે. આ વરુણાદિગણ કફ, મેદોરોગ, માથાનો દુખાવો, ગુલ્મ અને અંદરનો વિદ્રધિ એઓને મટાડે છે. ૮-૯

### વીરતર્વાદિ ગણ અને તેના ગુણો.

**वीरतरुसहचरद्वयदर्भवृक्षादनीगुन्द्रानलकुशकाशाश्मभेदकाग्निमन्थमोरटावसुकवसिरभल्लूककुरुण्टकेन्दीवरकपोतवङ्काः श्वदंष्ट्रा चेति ॥ १० ॥**

**वीरतर्वादिरित्येष गणो वातविकारनुत् ।**
**अश्मरीशर्करामूत्रकृच्छ्राघातरुजापहः ॥ ११ ॥**

૬ વીરતરુ,* પીળાં ફુલનો કાંટાશલીયો, આશમાની ફુલનો કાંટાશલીયો, દાભડો, બાંદો, મોથ, બરુ, દરભ, કાશડો, પાખાણભેદ, અરણી, મોરવેલ, અગથીયો, અઘેડો, અરડૂસો, બાણપુષ્પ, મોટું બાણપુષ્પ, બ્રાહ્મી અને ગોખરુ એ ઓગણીશ ઔષધોના વર્ગને 'વીરતર્વાદિગણ' કહેવામાં આવે છે. આ વીરતર્વાદિગણ વાયુના રોગો, પથરી, રેતી, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત એ રોગોને મટાડે છે. ૧૦-૧૧

### સાલસાર આદિ ગણ અને તેના ગુણો.

**सालसाराजकर्णखदिरकदरकालस्कन्धक्रमुकभूर्जमेषशृङ्गीतिनिशचन्दनकुचन्दनशिंशपाशिरीषासनधवार्जुनतालशाकनक्तमालपूतीकाश्वकर्णागुरूणि कालीयकं चेति ॥ १२ ॥**

**सालसारादिरित्येष गणः कुष्ठविनाशनः ।**
**मेहपाण्ड्वामयहरः कफमेदोविशोषणः ॥ १३ ॥**

૭ સાગનો સાર, રાળનું ઝાડ, ખેર, સફેદ ખેર, ઉંબરો, સોપારી, ભોજપત્રનું ઝાડ, કાકડાશીંગી, મીણો હરમો, સુખડ, રતાંજળી, શીસમ, સરસડો, બીબલો, ધાવડો, કડાયો, તાડ, શાક, કરંજ, ગુચ્છા કરંજ, રાળનું ઝાડ, અગર અને પીળું સુખડ એ ત્રેવીશ ઔષધોના વર્ગને 'સાલસારાદિગણ' કહેવામાં આવે છે. આ સાલસારાદિગણ કુષ્ઠ, પ્રમેહ અને પાંડુરોગને મટાડનારો તથા કફ અને મેદને સુકાવનારો છે. ૧૨-૧૩

### લોધ્રાદિ ગણ ને તેના ગુણો.

**रोध्रसावररोध्रपलाशकुटन्नटाशोकफञ्जीकट्फलैलवालुकसल्लकीजिङ्गिनीकदम्बसालाः कदली चेति ॥ १४ ॥**

**एष रोध्रादिरित्युक्तो मेदःकफहरो गणः ।**
**योनिदोषहरः स्तम्भी वर्ण्यो विषविनाशनः १५**

૮ લોધર, પઠાણી લોધર, ખાખરો, અરડૂસો, આસોપાલવ, ભારંગી, કાયફલ, એલવાલુક, સાલેડું, મવેડી, કદંબ, સાગ અને કેળ એ તેર ઔષધોના વર્ગને 'રોધ્રાદિગણ' કહેવામાં આવે છે. આ રોધ્રાદિગણ મેદોરોગ, મેદવૃદ્ધિ, કફ, યોનિરોગ અને વિષને મટાડનારો, સ્તંભન (અતિસાર વગેરેને રોકનારો) તથા વર્ણને ફાયદો કરનારો છે. ૧૪-૧૫

### અર્કાદિ ગણ અને તેના ગુણો.

**अर्कालर्ककरञ्जद्वयनागदन्तीमयूरकभार्गीरास्नेन्द्रपुष्पीक्षुद्रश्वेतामहाश्वेतावृश्चिकाल्यलवणास्तापसवृक्षश्चेति ॥ १६ ॥**

**अर्कादिको गणो ह्येष कफमेदोविषापहः ।**
**कृमिकुष्ठप्रशमनो विशेषाद्व्रणशोधनः ॥ १७ ॥**

૯ આંકડો, ધોળા ફુલનો આંકડો, કરંજ, કાંકચ, નેપાળો, અઘેડો, ભારંગી, રાસ્ના, દુધીયો વછનાગ, ધોળા ફુલની ગરણી, કાળાં ફુલની ગરણી, ખાજવણી, માલકાંગણી અને ઈંગોડીયો એ ચૌદ ઔષધોના વર્ગને 'અર્કાદિગણ' કહેવામાં આવે છે. આ અર્કાદિગણ કફ, મેદવૃદ્ધિ, વિષ, કૃમિ અને કુષ્ઠ એઓને મટાડનારો તથા વિશેષેકરીને વ્રણને શુદ્ધ કરનારો છે. ૧૬-૧૭

---

* નર્મદાના તટ ઉપર આ ઔષધી થાય છે ને તેનું નામ ગુજરાતીમાં પ્રસિદ્ધ નથી.

### સુરસાદિ ગણુ અને તેના ગુણો.

सुरसाश्वेतसुरसाफणिज्झकार्जकभूस्तृणसुगन्धकसुमुखकालमालकासमर्दक्षवकखरपुष्पाविडङ्गकट्फलसुरसीनिर्गुण्डीकुलाहलोन्दुरुकर्णिकाफञ्जीप्राचीबलकाकमाच्यो विषमुष्टिकश्चेति ॥ १८ ॥
सुरसादिर्गणो ह्येष कफहृत्कृमिसूदनः ।
प्रतिश्यायारुचिश्वासकासघ्नो व्रणशोधनः ॥१९॥

૧૦ કાળી તુલસી, શ્વેત તુલસી, મરવો, રામતુલસી, રોહિસ ખડ, મોટું સુગંધી ખડ, રાઈ, તુલસીની એક જાત, કાન્દેરો, નાકછીંકણી, જંગલી તુલસી, વાવડીંગ, કાયફલ, ધોળી નગડ, કાળી નગડ, ગોરખમુંડી, ઉંદરકરની, ભારંગી, અધેડી, પીલુડી અને બકાન એ એકવીશ ઔષધોના વર્ગને 'સુરસાદિગણ' કહેવામાં આવે છે. આ સુરસાદિ ગણ કફ, કૃમિઓ, સલેખમ, અન્ન ઉપર અરુચિ, શ્વાસ અને ઉધરસ આ સર્વને મટાડનારો તથા વ્રણને શુદ્ધ કરનારો છે. ૧૮–૧૯

### મુષ્કાદિગણુ અને તેના ગુણો.

मुष्कपलाशधवचित्रकमदनवृक्षशिंशपावज्रवृक्षास्त्रिफला चेति ॥ २० ॥
मुष्ककादिर्गणो ह्येष मेदोघ्नः शुक्रदोषहृत् ।
मेहार्शःपाण्डुरोगघ्नः शर्कराश्मरिनाशनः ॥ २१ ॥

૧૧ મરખો, ખાખરો, ધાવડો, ચિત્રો, મીંઢોળનું ઝાડ, શીશમ, થોર અને ત્રિફલા (હરડાં, બ્હેડાં તથા આંબળાં) એ દશ ઔષધોના વર્ગને 'મુષ્કકાદિગણુ' કહેવામાં આવે છે. આ મુષ્કકાદિગણુ મેદવૃદ્ધિ, પ્રમેહ, અર્શ, પાંડુરોગ, પથરી, રેતી અને શુક્રદોષ (વીર્યનો બગાડ) એ રોગોને મટાડનારો છે. ૨૦–૨૧

### પિપ્પલ્યાદિ ગણુ અને તેના ગુણો.

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकशृङ्गवेरमरिचहस्तिपिप्पलीहरेणुकैलाजमोदेन्द्रयवपाठाजीरकसर्षपमहानिम्बफलहिङ्गुभार्गीमधुरसातिविषावचाविडङ्गानि कटुरोहिणी चेति ॥२२॥
पिपल्यादिः कफहरः प्रतिश्यायानिलारुचीः ।
निहन्याद्दीपनो गुल्मशूलघ्नश्चामपाचनः ॥ २३ ॥

૧૨ લિંડીપિપર, પિપરીમૂળ, ચવક, ચિત્રો, સુંઠ, મરી, ગજપિપળ, રેણુકબીજ, એલચી, બોડી અજમોદ, ઈંદરજવ, કાળીપાટ, જીરું, સરષવ, બકાનનાં ફળ, હિંગ, ભારંગી, મોરવેલ, અતિવિષની કળી, વજ, વાવડીંગ અને કડુ એ બાવીશ ઔષધોના વર્ગને 'પિપલ્યાદિગણુ' કહેવામાં આવે છે. આ પિપલ્યાદિગણુ કફ, સલેખમ, વાયુ, અરુચિ, ગુલ્મ અને શૂળ એ રોગોને મટાડનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા આમને પકાવનાર છે. ૨૨–૨૩

### એલાદિ ગણુ અને તેના ગુણો.

एलातगरकुष्ठमांसीध्यामकत्वक्पत्रनागपुष्पप्रियङ्गुहरेणुकाव्याघ्रनखशुक्तिचण्डास्थौणेयकश्रीवेष्टकचोचचोरकवालुकगुग्गुलुसर्जरसतुरुष्ककुन्दुरुकागुरुस्पृक्कोशीरभद्रदारुकुङ्कुमानि पुन्नागः केसरं चेति ॥ २४ ॥
एलादिको वातकफौ निहन्याद्विषमेव च ।
वर्णप्रसादनः कण्डूपिडकाकोठनाशनः ॥ २५ ॥

૧૩ એલચી, તગર, કઠ, જટામાંસી, રોંસ નામનું ખડ, તજ, તમાલપત્ર, નાગકેશર, ઘંઉલા, રેણુકબીજ, મોટા નખલા, નાના નખલા, કરમાણી, સ્થૌણેયક, ચંદ્રસ, ઝીણી તજ, ચોરક (તગરની એક જાત) સફેદ વાળો, ગુગળ, રાળ, શિલારસ, કુંદર–ઇશેસ, અગર, સુગંધી પાંદડી, કાળો વાળો, દેવદારુ, કેસર, નાગકેસર અને બોલસરી એ ઓગણત્રીશ ઔષધોના ગણને 'એલાદિગણુ' કહેવામાં આવે છે. આ એલાદિગણુ વાયુ, કફ, વિષ, ખરજ–ચેળ, ફોડલી અને ધામદાંઓને મટાડનારો તથા વર્ણને સ્વચ્છ કરનારો છે. ૨૪–૨૫

### વચાદિ ગણુ અને હરિદ્રાદિગણુ તથા તેના ગુણો.

वचामुस्तातिविषाभयाभद्रदारूणि नागकेशरं चेति ॥ २६ ॥
हरिद्रादारुहरिद्राकलशीकुटजबीजानि मधुकं चेति ॥ २७ ॥
एतौ वचाहरिद्रादी गणौ स्तन्यविशोधनौ ।
आमातीसारशमनौ विशेषाद्दोषपाचनौ ॥ २८ ॥

૧૪ વજ, નાગરમોથ, અતિવિષની કળી, હરડે, દેવદાર અને નાગકેશર એ છ ઔષધોના વર્ગને 'વચાદિગણ' કહેવામાં આવે છે. હળદર, દારુહળદર, સમેરવો, ઈંદરજવ અને જેઠીમધ એ પાંચ ઔષધોના વર્ગને 'હરિદ્રાદિગણુ' કહેવામાં આવે છે. આ વચાદિ અને હરિદ્રાદિ એ બન્ને ગણો ધાવણને શુદ્ધ કરનારા, આમાતિસારને મટાડનારા અને વિશેષે કરી દોષોનું પાચન કરનારા–દોષોને પકાવનારા છે. ૨૬–૨૮

### શ્યામાદિક ગણુ અને તેના ગુણો.

श्यामामहाश्यामात्रिवृद्दन्तीशङ्खिनीतिल्वककम्पिल्लकरम्यकक्रमुकपुत्रश्रेणीगवाक्षीराजवृक्षकरञ्जद्वयगुडूचीसप्तलाच्छगलान्त्रीसुधाः सुवर्णक्षीरी चेति ॥ २९ ॥
उक्तः श्यामादिरित्येष गणो गुल्मविषापहः ।
आनाहोदरविड्भेदी तथोदावर्तनाशनः ॥ ३० ॥

૧૫ ધોળું નસોતર, વરધારો, કાળું નસોતર, નેપાળો, શંખાવળી, લોધર, કપીલો, બકાન સોપારી, ઉંદરકાની, ઈંદરાવણુ, ગરમાળો, કરંજ, કાંકચ, ગળો, હાથલોથોર,

છગલાંત્રી (થોરની જાત) અને દારુડી એ ઓગણીશ ઔષધોના વર્ગને શ્યામાદિ ગણ કહેવામાં આવે છે. આ શ્યામાદિ ગણ ગુલ્મ, વિષ, કબજીયત, ઉદરરોગ અને ઉદાવર્ત એ રોગોને મટાડનાર મળને પાતળો કરનારો તથા દસ્ત લાવનારો છે. ૨૯–૩૦

બૃહતીઆદિ ગણ અને તેના ગુણો.

बृहतीकण्टकारिकाकुटजफलपाठा मधुकं चेति ३१
पाचनीयो बृहत्यादिर्गणः पित्तानिलापहः।
कफारोचकहृल्लासमूत्रकृच्छ्ररुजापहः ॥ ३२ ॥

૧૬ ઉભી ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી, ઇંદ્રજવ, કાળીપાટ અને જેઠીમધ એ પાંચ ઔષધોના વર્ગને 'બૃહત્યાદિગણ' કહેવામાં આવે છે. આ બૃહત્યાદિગણ પાચન કરનાર તથા પિત્ત, વાયુ, કફ, અરુચિ, મોળ અને મૂત્રકૃચ્છ્ર એઓને મટાડનાર છે. ૩૧–૩૨

પટોલઆદિ ગણ અને તેના ગુણો.

पटोलचन्दनकुचन्दनमूर्वागुडूचीपाठाः कटुरोहिणी चेति ॥ ३३ ॥
पटोलादिर्गणः पित्तकफारोचकनाशनः।
ज्वरोपशमनो व्रण्यश्छर्दिकण्डूविषापहः ॥ ३४ ॥

૧૭ પરવળ, સુખડ, રતાંજળી, મૂર્વા, ગળો, કાળીપાડ અને કડુ એ સાત ઔષધોના વર્ગને 'પટોલાદિગણ' કહેવામાં આવે છે. આ પટોલાદિ ગણ પિત્ત, કફ, અરુચિ, જ્વર, ઉલટી, ખરજ અને વિષ એઓને મટાડનારો તથા વ્રણને ફાયદો કરનારો છે. ૩૩–૩૪

કાકોલીઆદિ ગણ અને તેના ગુણો.

काकोलीक्षीरकाकोलीजीवकर्षभकमुद्गपर्णीमाषपर्णीमेदामहामेदाच्छिन्नरुहाकर्कटशृङ्गीतुगाक्षीरीपद्मकप्रपौण्डरीकर्द्धिवृद्धिमृद्वीकाजीवन्त्यो मधुकं चेति ॥ ३५ ॥
काकोल्यादिरयं पित्तशोणितानिलनाशनः।
जीवनो बृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा ३६

૧૮ કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, જંગલી મગ, જંગલી અડદ, મેદા, મહામેદા, ગળો, કાકડાશિંગી, વંશલોચન, પદ્મક, પ્રપૌંડરીક, ઋદ્ધિ, વૃદ્ધિ, કાળી દરાખ, ખરખોડી–ડોડી અને જેઠીમધ એ અઢાર ઔષધોના વર્ગને 'કાકોલ્યાદિ ગણ' કહેવામાં આવે છે. આ કાકોલીઆદિગણ પિત્ત, રુધિરનો વિકાર અને વાયુના રોગને મટાડે છે, પ્રાણને ટકાવનાર, પુષ્ટિ આપનાર, વીર્યની વૃદ્ધિ કરનાર, ધાવણને હિતકારક અને કફ કરનાર છે. ૩૫–૩૬

ઉષકાદિ ગણ અને તેના ગુણો.

ऊषकसैन्धवशिलाजतुकासीसद्वयहिङ्गूनि तुत्थं चेति ॥ ३७ ॥
ऊषकादिः कफं हन्ति गणो मेदोविशोषणः।
अश्मरीशर्करामूत्रकृच्छ्रगुल्मप्रणाशनः ॥ ३८ ॥

૧૯ ખારી માટી, સીંધાલુણ, શીલાજીત, હીરાકસી, લાલ હીરાકસી, હીંગ અને મોરથુથુ એ સાત ઔષધોના વર્ગને 'ઉષકાદિગણ' કહેવામાં આવે છે. આ ઉષકાદિગણ કફ, પથરી, રેતી, મૂત્રકૃચ્છ્ર અને ગુલ્મને મટાડનાર તથા મેદને–ચરબીને સુકાવનાર છે. ૩૭–૩૮

સારિવાદિ ગણ અને તેના ગુણો.

सारिवामधुकचन्दनकुचन्दनपद्मकाश्मरीफलमधूकपुष्पाण्युशीरं चेति ॥ ३९ ॥
सारिवादिः पिपासाघ्नो रक्तपित्तहरो गणः।
पित्तज्वरप्रशमनो विशेषाद्दाहनाशनः ॥ ४० ॥

૨૦ કપુરીમધુરી, જેઠીમધ, સુખડ, રતાંજળી, પદ્મક, સવનનાં ફળ, મહુડાનાં ફુલ અને કાળો વાળો એ આઠ ઔષધોના વર્ગને 'સારિવાદિગણ' કહેવામાં આવે છે. આ સારિવાદિગણ તરસને, રક્તપિત્તને પિત્તજ્વરને તથા વિશેષે કરીને દાહને મટાડનારો છે. ૩૯–૪૦

અંજન આદિ ગણ અને તેના ગુણો.

अञ्जनरसाञ्जननागपुष्पप्रियङ्गुनीलोत्पलनलदनलिनकेसराणि मधुकं चेति ॥ ४१ ॥
अञ्जनादिर्गणो ह्येष रक्तपित्तनिबर्हणः।
विषोपशमनो दाहं निहन्त्याभ्यन्तरं तथा ॥४२॥

૨૧ સુરમો. (?) રસવંતી, નાગકેશર, ઘંઉલા, નીલકમળ, જટામાંસી, કમળનાં કેશરાં અને જેઠીમધ, એ આઠ ઔષધોના વર્ગને 'અંજનાદિગણ' કહેવામાં આવે છે. આ અંજનાદિગણ રક્તપિત્ત, વિષ અને અંદરના દાહને મટાડે છે. ૪૧–૪૨

પરુષકાદિગણ અને તેના ગુણો.

परूषकद्राक्षाकट्फलदाडिमराजादनकतकफलशाकफलानि त्रिफला चेति ॥ ४३ ॥
परूषकादिरित्येष गणोऽनिलविनाशनः।
मूत्रदोषहरो हृद्यः पिपासाघ्नो रुचिप्रदः ॥ ४४ ॥

૨૨ ફાલસા, કાળીદરાખ, કાયફળ, દાડમ, રાણુ (અથવા ચારોલી), નિર્મળીનાં ફલ, સાગનાં ફળ, હરડાં, બહેડાં અને આંબળાં એ દશ ઔષધોના વર્ગને 'પરૂષકાદિગણ' કહેવામાં આવે છે. આ પરૂષકાદિગણ વાયુ, મૂત્રના રોગો અને તરસને મટાડનારો તથા હૃદયને–મનને પ્રિય લાગે એવો અને અન્ન ઉપર રૂચિ કરનારો છે. ૪૩–૪૪

પ્રિયંગુઆદિગણ, અંબષ્ઠ આદિગણ અને તેના ગુણો.

प्रियङ्गुसमङ्गाधातकीपुन्नागनागपुष्पचन्दनकुचन्दनमोचरसरसाञ्जनकुम्भीकस्रोतोऽञ्जनपद्मकेसरयोजनवल्ल्यो दीर्घमूला चेति ॥ ४५ ॥
अम्बष्ठाधातकीकुसुमसमङ्गाकट्वङ्गमधुकबिल्वपे-

शिकारोध्रसावररोध्रपलाशनन्दीवृक्षपद्मकेसराणि चेति ॥ ४६ ॥

गणौ प्रियङ्ग्वम्बष्ठादी पक्वातिसारनाशनौ ।
संधानीयौ हितौ पित्ते व्रणानां चापि रोपणौ ४७

૨૩ ધેઉલા, રીસામણી, ધાવણીનાં ફુલ, નાગકેશર, ચંદન, રતાંજળી, મોચરસ, રસવંતી, પાડલ, સુરમો, કમળનું કેશર, મજીઠ અને ધમાસો એ તેર ઔષધોના વર્ગને 'પ્રિયંગ્વાદિગણ' કહેવામાં આવે છે. કાળીપાડ, ધાવણીનાં ફુલ, રીસામણી, અરડૂસો, જેઠીમધ, બિલાંનો ગરભ, લોધર, પઠાણી લોધર, ખાખરો, નાંદરુખ, અને કમળનાં કેસરાં એ અગ્યાર ઔષધોના ગણને 'અંબષ્ઠાદિગણ' કહેવામાં આવે છે. આ પ્રિયંગ્વાદિ અને અંબષ્ઠાદિ એ બે ગણો પકવ થયલા અતિસારને મટાડનારા, ભાંગેલા અસ્થિ વગેરેને સાંધનારા, વ્રણને રૂઝવનારા અને પિત્તરોગને ફાયદો કરનારા છે. ૪૫-૪૭

### ન્યગ્રોધાદિ ગણ અને તેના ગુણો.

न्यग्रोधोदुम्बराश्वत्थप्लक्षमधूककपीतनककुभाम्रकोशाम्रसोमवल्कजम्बूद्वयप्रियालमधूकरोहिणीवञ्जुलकदम्बबदरीतिन्दुकीसल्लकीरोध्रसावररोध्रभल्लातकपलाशा नन्दीवृक्षश्चेति ॥ ४८ ॥

न्यग्रोधादिर्गणो व्रण्यः संग्राही भग्नसाधकः ।
रक्तपित्तहरो दाहमेदोघ्नो योनिदोषहृत् ॥ ४९ ॥

૨૪ વડ, ઉંબરો, પીપળો, પીપર, જેઠીમધ, અંબાડા, કડાયો, આંબો, પહાડી આંબો, ધોળાસારવાળો ખેર, મ્હોટાં જાંબુનું ઝાડ, ન્હાનાં જાંબુનું ઝાડ, રાણનું ઝાડ, મહુડો, હરડેનું ઝાડ (?) આસોપાલવ, કદંબ, બોરડી, ટીંબરુ, સાલેડો, લોધર, પઠાણી લોધર, ભીલામો, ખાખરો અને નાંદરુખ એ પચીશ ઔષધોના વર્ગને 'ન્યગ્રોધાદિગણ' કહેવામાં આવે છે. આ ન્યગ્રોધાદિગણ વ્રણને ફાયદો કરનારો, ગ્રાહી, ભાંગેલાં અસ્થિ વગેરેને સાંધનારો અને રક્તપિત્ત, દાહ, મેદવૃદ્ધિ અને યોનિરોગ એઓને મટાડનારો છે. ૪૮-૪૯

### ગુડુચીઆદિ ગણ અને તેના ગુણો.

गुडूचीनिम्बकुस्तुम्बुरुचन्दनानि पद्मकं चेति ५०

एष सर्वज्वरान्हन्ति गुडूच्यादिस्तु दीपनः ।
हृल्लासारोचकवमीपिपासादाहनाशनः ॥ ५१ ॥

૨૫ ગળો, લિંબડો, ધાણા, સુખડ અને પદ્મક એ પાંચ ઔષધોના વર્ગને 'ગુડૂચ્યાદિ ગણ' કહેવામાં આવે છે. આ ગુડૂચ્યાદિગણ સઘળા પ્રકારના જ્વર, મોળ, ઉલટી, અન્ન ઉપર અરુચિ, તરસ અને દાહ એઓને મટાડે છે તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ૫૦-૫૧

### ઉત્પલઆદિ ગણ અને તેના ગુણો.

उत्पलरक्तोत्पलकुमुदसौगन्धिककुवलयपुण्डरीकाणि मधुकं चेति ॥ ५२ ॥

उत्पलादिरयं दाहपित्तरक्तविनाशनः ।
पिपासाविषहृद्रोगच्छर्दिमूर्छाहरो गणः ॥ ५३ ॥

૨૬ ઉત્પલ (નીલકમળ) રક્ત કમળ, કુમુદ, (પોયણું) સુગંધી નીલકમળ, જરા શ્યામ કમળ તથા જરા-શ્વેત રાત્રિ વિકાશી કમળ, શ્વેત કમળ અને જેઠીમધ આ સાત દ્રવ્ય 'ઉત્પલાદિગણ' કહેવાય છે. ૫૨ આ ઉત્પલાદિગણ દાહ, પિત્ત, રુધિરનો વિકાર, તરસ, વિષ, હૃદયના રોગ, ઉલટી અને મૂર્છાને મટાડે છે. ૫૩

### મુસ્તાદિ ગણ અને તેના ગુણો.

मुस्ताहरिद्रादारुहरिद्राहरीतक्यामलकबिभीतककुष्ठहैमवतीवचापाठाकटुरोहिणीशार्ङ्गेष्टातिविषाद्राविडीभल्लातकानि चित्रकश्चेति ॥ ५४ ॥

एष मुस्तादिको नाम्ना गणः श्लेष्मनिषूदनः ।
योनिदोषहरः स्तन्यशोधनः पाचनस्तथा ॥५५॥

૨૭ નાગરમોથ, હળદર, દારુહળદર, હરડે, આંબળાં, બ્હેડાં, કઠ-ઉપલેટ, ખુરાસાનીવજ, ઘોડાવજ, કાળીપાડ, કડુ, કાંકચ, અતિવિષની કળી, એલચી, ભીલામાં અને ચિત્રક એ સોળ ઔષધોના વર્ગને 'મુસ્તાદિગણ' કહેવામાં આવે છે. આ મુસ્તાદિગણ કફ તથા યોનિરોગને મટાડનારો, ધાવણને શુદ્ધ કરનારો અને પાચન કરનારો છે. ૫૪-૫૫

### ત્રિફળાગણ અને તેના ગુણો.

हरीतक्यामलकबिभीतकानि त्रिफला ॥ ५६ ॥

त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठविनाशनी ।
चक्षुष्या दीपनी चैव विषमज्वरनाशनी ॥ ५७ ॥

૨૮ હરડાં, બ્હેડાં અને આંબળાં એ ત્રણ ઔષધોના વર્ગને 'ત્રિફલા' કહેવામાં આવે છે. આ ત્રિફલાગણ કફ, પિત્ત, પ્રમેહ, કુષ્ઠ અને વિષમજ્વર એઓને મટાડનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો અને આંખને ફાયદો કરનારો છે. ૫૬-૫૭

### ત્રિકટુકગણ અને તેના ગુણો.

पिप्पलीमरिचशृङ्गवेराणि त्रिकटुकम् ॥ ५८ ॥

त्र्यूषणं कफमेदोघ्नं मेहकुष्ठत्वगामयान् ।
निहन्याद्दीपनं गुल्मपीनसाग्न्यल्पतामपि ॥ ५९ ॥

૨૯ લિંડી પિપર, મરી અને સુંઠ એ ત્રણ ઔષધોના વર્ગને 'ત્રિકટુક' અથવા 'ત્ર્યૂષણ' કહેવામાં આવે છે. આ ત્ર્યૂષણ ગણ કફ, મેદવૃદ્ધિ, પ્રમેહ, કુષ્ઠ, ચામડીના રોગો, ગુલ્મ, પીનસ અને મંદાગ્નિ એઓને મટાડનારો તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો છે. ૫૮-૫૯

### આમલકીઆદિ ગણ અને તેના ગુણો.

आमलकीहरीतकीपिप्पल्यश्चित्रकश्चेति ॥ ६० ॥

आमलक्यादिरित्येष गणः सर्वज्वरापहः ।
चक्षुष्यो दीपनो वृष्यः कफारोचकनाशनः ॥ ६१ ॥

૩૦ આંબળાં, હરડાં, લિંડી પિપર અને ચિત્રો એ ચાર ઔષધોના વર્ગને 'આમલકયાદિ ગણ' કહેવામાં આવે છે. આ આમલકયાદિ ગણ સર્વ પ્રકારના જ્વરો, કફ અને અન્ન ઉપર અરુચિ એઓને મટાડનારો, આંખને ફાયદો કરનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો તથા વીર્યને વધારનારો છે. ૬૦-૬૧

### કલઇઆદિ ગણ અને તેના ગુણો.

**त्रपुसीसताम्ररजतकृष्णलोहसुवर्णानि लोहमलं चेति ॥ ६२ ॥**

**गणस्त्रप्वादिरित्येष गरक्रिमिहरः परः ।**
**पिपासाविषहृद्रोगपाण्डुमेहहरस्तथा ॥ ६३ ॥**

૩૧ કલઈ, સીસું, ત્રાંબું, રૂપું, ગજવેલ, સોનું અને લોઢાનો કાટોડો એ સાત દ્રવ્યોના વર્ગને ત્રપ્વાદિગણ કહેવામાં આવે છે. આ ત્રપ્વાદિગણ કૃત્રિમ (સંયોગજન્ય) વિષ, ક્રિમિઓ, તરસ, વિષ, હૃદયના રોગો, પાંડુરોગ અને પ્રમેહ એઓને મટાડનારો છે. ૬૨-૬૩

### લાખઆદિ ગણ અને તેના ગુણો.

**लाक्षाऽऽरेवतकुटजाऽश्वमारकट्फलहरिद्राद्वयनिम्बसप्तच्छदमालत्यस्त्रायमाणा चेति ॥ ६४ ॥**

**कषायस्तिक्तमधुरः कफपित्तार्तिनाशनः ।**
**कुष्ठक्रिमिहरश्चैव दुष्टव्रणविशोधनः ॥ ६५ ॥**

૩૨ લાખ, ગરમાળો, કડો-કડાયો, કણેર, કાયફળ, હળદર, દારુ હળદર, લીંબડો, સાતૃપ, જાઈ અને ત્રાયમાણ એ અગ્યાર ઔષધોના વર્ગને 'લાક્ષાદિગણ' કહેવામાં આવે છે. આ લાક્ષાદિગણ તુરો, કડવો, મધુર, બગડેલા વ્રણને શુદ્ધ કરનારો તથા કફના રોગો, પિત્તના રોગો, કુષ્ઠ અને ક્રિમિરોગ એઓને મટાડનારો છે. ૬૪-૬૫

### લઘુપંચ મૂળ અને તેના ગુણો.

**पञ्च पञ्च मूलान्यत ऊर्ध्वं वक्ष्यामः । तत्र त्रिकण्टकबृहतीद्वयपृथक्पर्ण्यो विदारिगन्धा चेति कनीयान् ॥ ६६ ॥**

**कषायतिक्तमधुरं कनीयः पञ्चमूलकम् ।**
**वातघ्नं पित्तशमनं बृंहणं बलवर्द्धनम् ॥ ६७ ॥**

૩૩ હવે પાંચ પ્રકારનાં પંચમૂળો કહું છું. ગોખરુ, ઉભી રીંગણી, બેઠી રીંગણી, સમેરવો અને વિદારીકંદ એ પાંચ ઔષધોના વર્ગને 'લઘુપચમૂલ' કહેવામાં આવે છે. આ લઘુપચમૂલગણ, તુરો, કડવો, મધુર, શરીરને પુષ્ટ કરનાર, બળને વધારનાર તથા વાયુ અને પિત્ત એઓને મટાડનાર છે. ૬૬-૬૭

### બૃહત્પંચ મૂળ અને તેના ગુણો.

**बिल्वाग्निमन्थटिण्टुकपाटलाकाश्मर्यश्चेति महान् ॥ ६८ ॥**

**सतिक्तं कफवातघ्नं पाके लघ्वग्निदीपनम् ।**
**मधुरानुरसं चैव पञ्चमूलं महत्स्मृतम् ॥ ६९ ॥**

૩૪ બિલી, અરણી, અરડૂસો, કાકચ અને સીવન એ પાંચ દ્રવ્યોના વર્ગને 'બૃહત્પંચમૂલ' કહેવામાં આવે છે. આ બૃહત્પંચમૂલ નામનો ગણ કડવો, કંઇક મધુર, પચવામાં હલકો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો તથા કફ અને વાયુ એઓને મટાડનાર છે. ૬૮-૬૯

### દશ મૂળ અને તેના ગુણો.

**अनयोर्दशमूलमुच्यते ॥**

**गणः श्वासहरो ह्येष कफपित्तानिलापहः ।**
**आमस्य पाचनश्चैव सर्वज्वरविनाशनः ॥ ७० ॥**

૩૫ ઉપર કહેલાં લઘુપંચમૂલ અને બૃહત્પંચમૂલ એ બન્ને ગણો મળીને 'દશમૂલ' કહેવાય છે. આ દશમૂલગણ શ્વાસ, કફ, પિત્ત, વાયુ અને સર્વ પ્રકારના જ્વરો એઓને મટાડનારો તથા આમને પકાવનારો છે. ૭૦

### વલ્લી પંચમૂળ અને તેના ગુણો.

**विदारीसारिवारजनीगुडूच्योऽजशृङ्गी चेति वल्लीसंज्ञः ॥ ७१ ॥**

૩૬ વિદારીકંદ, કપૂરીમધુરી, હળદર, ગળો અને કાકડાશીંગી એ પાંચ ઔષધોના વર્ગને 'વલ્લીપંચમૂલગણ' કહેવામાં આવે છે. ૭૧

### કંટક પંચમૂળ અને તેના ગુણો.

**करमर्दत्रिकण्टकसैरीयकशतावरीगृध्रनख्य इति कण्टकसंज्ञः ॥ ७२ ॥**

**रक्तपित्तहरौ ह्येतौ शोफत्रयविनाशनौ ।**
**सर्वमेहहरौ चैव शुक्रदोषविनाशनौ ॥ ७३ ॥**

૩૭ કરમદાં, ગોખરુ, કાંટાશલીયો, શતાવરી અને બોરડી એ પાંચ ઔષધોનાં મૂળને 'કંટક પંચમૂલગણ' કહેવામાં આવે છે. આ કંટક પંચમૂલગણ તથા વલ્લી પંચમૂલ ગણ એ બન્ને ગણો રક્તપિત્ત, ત્રણ પ્રકારના સોજાઓ, સઘળા પ્રકારનાં પ્રમેહો અને વીર્યના દોષો એ રોગોને મટાડનારા છે. ૭૨-૭૩

### તૃણપંચમૂળ અને તેના ગુણો.

**कुशकाशनलदर्भकाण्डेक्षुका इति तृणसंज्ञकः॥७४॥**

**मूत्रदोषविकारं च रक्तपित्तं तथैव च ।**
**अन्त्यः प्रयुक्तः क्षीरेण शीघ्रमेव विनाशयेत् ॥७५॥**

૩૮ દરભ, કાંસડો, બરૂ, દાભડો અને ધોળી શેલડી અથવા તો એખરો એ પાંચ ઔષધોના વર્ગને 'તૃણ પંચમૂલગણ' કહેવામાં આવે છે આ તૃણ પંચમૂલગણનો દૂધની સાથે ઉપયોગ કરવામાં આવે તો તેથી મૂત્રના રોગો તથા રક્તપિત્ત તરત જ મટી જાય છે. ૭૪-૭૫

### લઘુપંચમૂળ વગેરેના સામાન્ય ગુણો.

**एषां वातहरावाद्यावन्त्यः पित्तविनाशनः ।**
**पञ्चकौ श्लेष्मशमनावितरौ परिकीर्तितौ ॥ ७६ ॥**

૩૯ લઘુપંચમૂલ અને બૃહત્પંચમૂલ એ બે ગણો વાયુને મટાડનારા છે, વલ્લીપંચમૂલ અને કંટકપંચમૂલ

એ બે ગણો કફને મટાડનારા છે અને છેલ્લો તૃણપંચમૂલગણુ પિત્તને મટાડનારો છે. ૭૬

**બુદ્ધિમાન્ વૈદ્યે આ ગણોમાંથી લેપાદિક બનાવવા.**

**त्रिवृतादिकमन्यत्रोपदेक्ष्यामः ॥ ७७ ॥**
**समासेन गणा ह्येते प्रोक्तास्तेषां तु विस्तरम् ।**
**चिकित्सितेषु वक्ष्यामि ज्ञात्वा दोषबलाबलम् ॥७८॥**
**एभिर्लेपान् कषायांश्च तैलं सर्पींषि पानकान् ।**
**प्रविभज्य यथान्यायं कुर्वीत मतिमान्भिषक् ॥७९॥**

૪૦ 'ત્રિવૃત આદિ' નામનો આડત્રીસમો ગણ હવે પછીના અધ્યાયમાં કહેવામાં આવશે. આ સાડત્રીશ ગણો અહી સંક્ષેપથી કહેવામાં આવ્યા છે. તેઓનો વિસ્તાર ચિકિત્સાસ્થાનમાં કહેવામાં આવશે. બુદ્ધિમાન્ વૈદ્યે રોગનાં બળને તથા નિર્બળપણાને જાણીને ઘટતી રીતે જુદા જુદા વિભાગ પાડીને આ ગણોમાંથી લેપો કષાયો, તૈલ, ઘૃત અને પાનકો વગેરે પ્રયોગો–કલ્પો બનાવવા. ૭૭–૭૯

**ઔષધો રાખવા માટે ઔષધ શાળા કેવી જોઈએ?**

**धूमवर्षानिलक्लेदैः सर्वर्तुष्वनभिद्रुते ।**
**ग्राहयित्वा गृहे न्यस्येद्विधिनौषधसंग्रहम् ॥ ८० ॥**

૪૧ વૈદ્યે ઔષધો મંગાવી, જેમાં સઘળી ઋતુઓમાં ધુંવાડો, વરસાદ, પવન કે ભીનાશ–ભેજ એઓ હરકત ન કરે એવા ઘરમાં ઉપર કહેલાં ઔષધોનો વિધિ પ્રમાણે સંગ્રહ રાખવો. ૮૦

**ગણોનો ઉપયોગ કરવાની રીત.**

**समीक्ष्य दोषभेदांश्च गणान्भिन्नान्प्रयोजयेत् ।**
**पृथङ्मिश्रान्समस्तान्वा गणं वा व्यस्तसंहतम् ८१**

૪૨ ઉત્તરતંત્રના ૬૬ મા અધ્યાયમાં કહેવામાં આવનારા દોષોના ભેદોનું સારી રીતે અવલોકન કરીને, રોગીના શરીરમાં એક દોષ હોય તો એક ગણનો પ્રયોગ કરવો, બે દોષ મિશ્ર જોવામાં આવે તો બે ગણોનો પ્રયોગ કરવો અને ત્રણે દોષો મિશ્ર જોવામાં આવે તો ત્રણ ગણનો પ્રયોગ કરવો. ૮૧

---

## અધ્યાય ૩૯ મો.

### *સંશોધન સંશમનીય (સંશોધન અને સંશમન કરનારાં ઔષધોનું વર્ણન).

**ઉપક્રમ.**

**अथातः संशोधनसंशमनीयमध्यायं व्याख्यास्यामः १**
**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે–હવે અહીંથી હું 'સંશોધન સંશમનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિયે મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

**વમન (ઉલટી) કરાવનારાં દ્રવ્યો અને તેના અમુક ભાગ લેવાવિશે.**

**मदनकुटजजीमूतकेक्ष्वाकुधामार्गवकृतवेधनसर्षपविडङ्गपिप्पलीकरञ्जप्रपुन्नाडकोविदारकर्बुदारारिष्टाश्वगन्धाविदुलबन्धुजीवकश्वेताशणपुष्पीबिम्बीवचामृगेर्वारवश्चित्राचेत्यूर्ध्वभागहराणि ॥ ३ ॥**

**तत्र कोविदारपूर्वेषां फलानि कोविदारादीनां मूलानि ॥ ४ ॥**

૨ મીંઢોળ, કડાયો, કુકડવેલાં, કડવી તુંબડી, કડવાં ગલકાં, કડવાં તુરીયાં, સરષવ, વાવડીંગ, લિંડીપિપર, કરંજ, કુવાડીયો, કોવિદાર, કર્બુદાર, લિંબડો, આસંધ, વિદુલ, બપોરીયો, ખુરાસાનીવજ, શણુનાં પુષ્પો, કડવાં ઘોલાં–તીંડોરાં, ઘોડાવજ, ઇંદ્રાવણાં અને ઉંદરકરની એ ઔષધો વમન–ઉલટી કરાવનારાં છે. વમન કરાવવા માટે તેઓમાં મીંઢોળથી કુંવાડીયા સુધીનાં બાર ઔષધોનાં ફળો લેવાં અને કુવાડીયા પછીનાં કોવિદારથી ઉંદરકરની સુધીનાં બાર ઔષધોનાં મૂળો લેવાં. ૩–૪

**વિરેચન (રેચ લગાડનારાં) દ્રવ્યો.**

**त्रिवृतादश्यामादन्तीद्रवन्तीसप्तलाशङ्खिनीविषाणिकागवाक्षीछगलान्त्रीस्नुक्सुवर्णक्षीरीचित्रककिणिहीकुशकाशतिल्वककम्पिल्लकरम्यकपाटलापूगहरीतक्यामलकबिभीतकनीलिनीचतुरङ्गुलैरण्डपूतीकमहावृक्षसप्तच्छदार्का ज्योतिष्मती चेत्यधोभागहराणि ॥ ५ ॥**

૩ ધોળા મૂળનું નસોતર, કાળા મૂળનું નસોતર, નેપાળો, મોટા નેપાળો, સાતલોથોર, આંખફુટામણાં, મરડાશિંગી, ઇંદ્રાવાણાં, છગલાંત્રી (વરધારો થોર) દારૂડી, ચિત્રો, નાંનાં માલકાકણાં, દરભ, કાસડો, લોધર, કપીલો, બકાન, પાડળ, સોપારી, હરડાં, બ્હેડાં, આંબળાં, ગળી, ગરમાળો, એરંડો, કાંકચ, કાંટાળો થોર, સપ્તપર્ણ આકડો અને માલકાંગણી એ ઔષધો વિરેચન કરાવનારાં છે. ૫

**વિરેચન દ્રવ્યોમાંથી કયા વિરેચન દ્રવ્યનો કયો ભાગ લેવો?**

**तत्र तिल्वकपूर्वेषां मूलानि । तिल्वकादीनां पाटलान्तानां त्वचः । कम्पिल्लकफलरजः । पूगादीनामेरण्डान्तानां फलानि । पूतीकारग्वधयोः पत्राणि शेषाणां क्षीराणीति ॥ ६ ॥**

૪ વિરેચન કરાવવા માટે તેઓમાંના ધોળા મૂળવાળા નસોતરથી કાસડા સુધીનાં પંદર ઔષધોનાં મૂળો લેવાં,

---

* જે દ્રવ્યો વમન વિરેચનદ્વારા દોષોને બાહાર કાઢનારાં છે તે સંશોધન દ્રવ્યો કહેવાય છે અને જે દ્રવ્યો દોષોને બહાર કાઢયા વગર જ તેનું શમન કરે છે એટલે તેને તેના અસલ રૂપમાં લાવે છે તેનું નામ સંશમન દ્રવ્ય. આ બન્ને દ્રવ્યો વિશે આ અધ્યાયમાં કહ્યું છે તેથી આ અધ્યાયનું નામ સંશોધન સંશમનીય છે.

લોધર, બકાન અને પાડળ એઓની છાલ લેવી, કપીલાના ફળની ઉપરનું ચૂર્ણ લેવું, સોપારીથી એરડા સુધીનાં દ્રવ્યોનાં ફળો લેવાં, ગરમાળો અને કાંકચ એઓનાં પાનડાં લેવાં અને બાકીનાં દ્રવ્યોનાં છીરો લેવાં. ૬

**વમન અને વિરેચન બન્ને કાર્ય કરનારાં દ્રવ્યો.**

**कोशातकी सप्तला शङ्खिनी देवदाली कारवेल्लिका चेत्युभयतोभागहराणि ॥ ७ ॥**

**एषां स्वरसा इति ॥ ८ ॥**

૫ કડવાં તુરીયાં, હાથલો થોર, આંખ ફૂટામણાં, કુકડવેલાં અને કારેલી એ ઔષધો વમન અને વિરેચન બન્ને કાર્ય કરનારાં છે. વમન અને વિરેચન બન્ને સાથે કરાવવાં હોય તો તેઓનો સ્વરસ લેવો. ૭-૮

**મસ્તકનું વિરેચન કરનારાં-મસ્તકના દોષને હરનારાં દ્રવ્યો.**

**पिप्पलीविडङ्गापामार्गशिग्रुसिद्धार्थकशिरीषमरिचकरवीरबिम्बीगिरिकर्णिकाकिणिहीवचाज्योतिष्मतीकरञ्जार्कालर्कलशुनातिविषाशृङ्गवेरतालीशतमालसुरसार्जकेङ्गुदीमेषशृङ्गीमातुलुङ्गीसुरङ्गीपीलुजातीशालतालमधूकलाक्षाहिङ्गुलवणमद्यगोशकृद्रसमूत्राणीति शिरोविरेचनानि ॥ ९ ॥**

૬ લિંડીપિપર, વાવડીંગ, અઘેડો, સરગવો, ધોળા સરષવ, શરસડો, મરી, કણેર, કડવાં ઘોલાં, ગરણી, નાની માલકાંકણી, વજ, માલકાંગણી, કરંજ, આંકડો, ધોળા ફુલનો આંકડો, લશણ, અતિવિષની કળી, સુંઠ, તાલીસપત્ર, તમાલપત્ર, તુલસી, જંગલી તુલસી, ઈંગોરીયો, મરડાસીંગી, બીજોરું, રાતાં ફુલનો સરઘવો, ખારી જાળ, જાઇ, સાગ, તાડ, મહૂડો, લાખ, હીંગ, મીઠું, મદ્યો, ગાયના છાણનો રસ અને ગોમૂત્ર એ ઔષધો શિરોવિરેચન કરાવનારાં છે. ૯

**શિરોવિરેચન કરાવનારા પદાર્થોના કયા ભાગ લેવા?**

**तत्र करवीरपूर्वेषां फलानि । करवीरादीनामर्कान्तानां मूलानि । तालीशपूर्वेषां कन्दाः तालीशादीनामर्जकान्तानां पत्राणि । इङ्गुदीमेषशृङ्ग्योस्त्वचः । मातुलुङ्गीसुरङ्गीपीलुजातीनां पुष्पाणि । शालतालमधूकानां साराः । हिङ्गुलाक्षे निर्यासौ । लवणानि पार्थिवविशेषाः । मद्यान्यासवसंयोगाः । गोमूत्रशकृद्रसौ मलाविति ॥ १० ॥**

૭ શિરોવિરેચન કરાવવા માટે તેઓમાંનાં લિંડીપિપરથી મરી સુધીનાં સાત ઔષધોના ફળો લેવાં. કણેરથી ધોળા ફુલના આંકડા સુધીનાં નવ દ્રવ્યોનાં મૂળો લેવાં. લશણ, અતિવિષ અને સુંઠ એઓના કંદો લેવા, તાલીસપત્રથી જંગલી તુલસી સુધીનાં ચાર દ્રવ્યોનાં પાનડાં લેવાં, ઈંગોરીયો અને મરડાશીંગી એ બેની છાલ લેવી, બીજોરું, સુરંગી-રાતા ફુલનો સરઘવો, ખારી જાળ અને જાઈ એઓનાં ફુલો લેવાં, સાગ, તાડ અને મહુડો એઓના સારો લેવા; હીંગ અને લાખ એ બે ગુંદ છે, મીઠાંઓ, પૃથ્વીમાંથી ઉત્પન્ન થતાં ખનીજ પદાર્થો અને છાણ તથા મૂત્ર આ બે મળો છે તેઓને તેજ સ્વરૂપમાં લેવાં (સઘળાં લેવાં). ૧૦

**વાયુનું શમન કરનારાં દ્રવ્યો.**

**संशमनान्यत ऊर्ध्वं वक्ष्यामः ॥ तत्र भद्रदारुकुष्ठहरिद्रावरुणमेषशृङ्गीबलातिबलार्तगलकच्छुरासल्लकीकुबेराक्षीवीरतरुसहचराग्निमन्थवत्सादन्येरण्डाश्मभेदकालर्कार्कशतावरीपुनर्नवावसुकवासिरकाञ्चनकभार्गीकार्पासीवृश्चिकालीपत्तुरबदरयवकोलकुलत्थप्रभृतीनि विदारिगन्धाद्यश्च द्वे चाद्ये पञ्चमूल्यौ समासेन वातसंशमनो वर्गः ॥ ११ ॥**

૮ હવે વાયુ વગેરે દોષોનું શમન કરનારાં દ્રવ્યો કહું છું. દેવદાર, કઠ, હળદર, વરણો, મરડાશીંગી, ધોળા ફુલની ખપાટ, પીળાં ફુલની ખપાટ, કાળાં ફુલનો કાંટાઅશેળીઓ, કવચાં, સાલેડો, કાંકચ, વીરતરુ, કાંટાઅશેળીયો, અરણી, ગળો, એરંડ, પાખાણભેદ, ધોળા ફુલનો આંકડો, આંકડો, શતાવરી, સાટોડો, અગથીયો, અઘેડો, ચંપાકાડી, ભારંગી, વણ, વૃશ્ચિકાલી, પતંગ, બોર, જવ, મ્હોટાં બોર અને કળથી વગેરે ઔષધો, વિદારી ગન્ધાદિગણ, લઘુપંચમૂલગણ તથા બૃહત્પંચમૂલગણ આ સંક્ષેપમાં વાયુનું સંશમન કરનારો વર્ગ છે. ૧૧

**પિત્તનું શમન કરનારાં દ્રવ્યો.**

**चन्दनकुचन्दनह्रीबेरोशीरमञ्जिष्ठापयस्याविदारीशतावरीगुन्द्राशैवालकह्लारकुमुदोत्पलकदलीकन्दलीदूर्वामूर्वाप्रभृतीनि काकोल्यादिसारिवादिरञ्जनादिरुत्पलादिर्न्यग्रोधादिस्तृणपञ्चमूलमिति समासेन पित्तसंशमनो वर्गः ॥१२॥**

૯ સુખડ, રતાંજળી, ધોળો વાળો, કાળો વાળો, મજીઠ, દુધેલી, વિદારી કંદ, શતાવરી, ગળો, શેવાળ, કલ્હાર (એક જાતનું કમળ) કમળ, પોયણું, કેળનો કંદ, દ્રોકડો, મોરવેલ વગેરે ઔષધો, કાકોલ્યાદિગણ, સારિવાદિગણ, અંજનાદિ ગણ, ઉત્પલ આદિ ગણ, ન્યગ્રોધાદિ ગણ અને તૃણપંચમૂળગણ આ સંક્ષેપમાં પિત્તનું સંશમન કરનારો વર્ગ છે. ૧૨

**કફનું શમન કરનારા દ્રવ્યો.**

**कालेयकागुरुतिलपर्णीकुष्ठहरिद्राशीतशिवशतपुष्पासरलारास्नाप्रकीर्योदकीर्येङ्गुदीसुमनःकाकादनीलाङ्गलकीहस्तिकर्णमुञ्जातकलामज्जकप्रभृतीनि वल्लीकण्टकपञ्चमूल्यौ पिप्पल्यादिर्बृहत्यादिर्मुष्क-**

**कादिर्वचादिः सुरसादिरारग्वधादिरिति समासेन श्लेष्मसंशमनो वर्गः ॥ १३ ॥**

૧૦ કાળું અગર, અગર, તલવણી, કઠ, હળદર, કપૂર, સુવા, નસોતર, રાસ્ના, કરંજ, કાંકચ, ઈંગોરીયું, જાઈ, ચણોઠી, દુધીયો વછનાગ, રાતો એરંડો, મુંજ નામનું ખડ, વાળો વગેરે દ્રવ્યો તથા વલ્લીપંચમૂલગણ, કંટકપંચમૂલગણ, પિપ્પલ્યાદિગણ, બૃહત્યાદિગણ, મુષ્કકાદિગણ, વચાદિગણ, સુરસાદિગણ અને આરગ્વધાદિગણ આ સંક્ષેપમાં કફનું સંશમન કરનારો વર્ગ છે. ૧૩

**વ્યાધિ, જઠરાગ્નિ અને રોગીનું બળ તપાસીને વૈદ્યે સંશોધન અને સંશમનરૂપ ઔષધ આપવું.**

**तत्र सर्वाण्येवौषधानि व्याध्यग्निपुरुषबलान्यभिसमीक्ष्य विदध्यात् । तत्र व्याधिबलादधिकमौषधमुपयुक्तं तमुपशमय्य व्याधिं व्याधिमन्यमावहति । अग्निबलादधिकमजीर्णं विष्टभ्य वा पच्यते । पुरुषबलादधिकं ग्लानिमूर्छामदानावहति संशमनम् । एवं संशोधनमतिपातयति । हीनमेभ्यो दत्तमकिंचित्करं भवति । तस्मात्सममेव विदध्यात् ॥ १४ ॥**

૧૧ વૈદ્યે વ્યાધિના (દોષોના તથા રોગના), જઠરાગ્નિના અને પુરુષના (શરીરના) બલનો વિચાર કરીને તે પ્રમાણે ઔષધની યોજના કરવી. કેમકે જો વ્યાધિના બલથી વધારે માત્રામાં–પ્રમાણમાં સંશમન ઔષધ આપવામાં આવે તો તે એ રોગને મટાડીને બીજા રોગને ઉત્પન્ન કરે છે, જઠરાગ્નિના બળથી વધારે માત્રામાં આપવામાં આવે તો તે ઔષધ પચતું નથી અથવા લાંબા કાળ સુધી સ્થિર રહીને પછી પચે છે. પુરુષના બલથી વધારે માત્રામાં આપવામાં આવ્યું હોય તો સુસ્તી, મૂર્છા અને મદ ઉત્પન્ન કરે છે. એજ પ્રમાણે જો સંશોધન પણ વ્યાધિ, જઠરાગ્નિ અને પુરુષ એઓના બળથી વધારે પ્રમાણમાં આપવામાં આવે તો ઉપર પ્રમાણે જ નુકસાની કરે છે અને પુરુષના બલને બહુ જ હાનિ પહોંચાડે છે. તેમ જ સંશમન અને સંશોધન ઔષધો જો વ્યાધિના, જઠરાગ્નિના કે પુરુષના બલથી ઓછા પ્રમાણમાં આપવામાં આવે તો તે થોડો ગુણ કરે છે અથવા નકામાં જાય છે એટલા માટે સંશમન કે સંશોધન જે કોઈ ઔષધ આપવું હોય તે વ્યાધિ, જઠરાગ્નિ અને રોગી પુરુષ એઓના બલને અનુસરીને યોગ્ય પ્રમાણમાં જ આપવું વધારે કે ઓછા પ્રમાણમાં આપવું નહીં. ૧૪

**भवन्ति चात्र ॥**

**रोगे शोधनसाध्ये तु यो भवेद्दोषदुर्बलः ।**
**तस्मै दद्याद्भिषक्प्राज्ञो दोषप्रच्यावनं मृदु ॥ १५ ॥**
**चले दोषे मृदौ कोष्ठे नेक्षेतात्र बलं नृणाम् ।**
**अव्याधिदुर्बलस्यापि शोधनं हि तदा भवेत् ॥१६॥**
**स्वयं प्रवृत्तदोषस्य मृदुकोष्ठस्य शोधनम् ।**
**भवेदल्पबलस्यापि प्रयुक्तं व्याधिनाशनम् ॥ १७ ॥**

૧૨ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે–સંશોધનથી જ મટે એવા રોગમાં જો રોગી ઉપવાસ વગેરેથી નહીં પણ દોષોથી દુર્બલ થયેલો હોય તો વિદ્વાન્ વૈદ્યે તેને ગરમાળો વગેરે હલકું સંશોધન આપવું. પરંતુ જો રોગીનો કોઠો નરમ હોય અને દોષો પોતાના સ્થાનમાંથી ખસી ગયા હોય (બ્હાર નીકળવાને તૈયાર થયેલા હોય) તો રોગીઓના બળ તરફ દૃષ્ટિ કરવી નહિ અર્થાત્ દોષોથી તો શું પણ ઉપવાસ વગેરેથી દુર્બલ થયેલા રોગીઓને પણ સંશોધન આપવું કેમકે જો દોષો પોતાની મેળે જ ચલિત (બ્હાર નીકળવાને તૈયાર) થયેલા હોય અને કોઠો મૃદુ–નરમ હોય તો રોગી અલ્પબલવાળો હોય તો પણ તેને આપવામાં આવેલું ઔષધ રોગને મટાડનારું થઈ પડે છે. ૧૫-૧૭

**व्याध्यादिषु तु मध्येषु क्वाथस्याञ्जलिरिष्यते ।**
**बिडालपदकं चूर्णं देयः कल्कोऽक्षसंमितः ॥१८॥**

૧૩ વ્યાધિ, જઠરાગ્નિ અને રોગી મધ્યમ બળવાળા હોય તો કવાથની માત્રા સોળ તોલા અને ચૂર્ણની તથા કલ્કની માત્રા એક તોલાભાર આપવી અને કલ્કની યાત્રા પણ એક તોલાભાર આપવી. (જો વ્યાધિ વગેરે હીન બલવાળાં હોય તો એ માત્રા ઓછી કરવી અને વ્યાધિ વગેરે ઉત્તમ બળવાળાં હોય તો માત્રા વધારવી.) ૧૮

---

## અધ્યાય ૪૦ મો.

### દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય, વિપાક વિજ્ઞાનીય (દ્રવ્ય તથા તેમાં રહેલા રસ, ગુણ, વીર્ય અને વિપાકના વિજ્ઞાનવિષે).

### ઉપક્રમ.

**अथातो द्रव्यरसगुणवीर्यविपाकविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે;–હવે હું અહીંથી *દ્રવ્યરસગુણવીર્યવિપાકવિજ્ઞાનીય નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહ્યું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

**'દ્રવ્યજ મુખ્ય છે' એવું કેટલાએક આચાર્યોનું મત.**

**केचिदार्या ब्रुवते 'द्रव्यं प्रधानम्'। कस्माद्व्यवस्थितत्वादिह खलु द्रव्यं व्यवस्थितं न रसादयो**

* દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય અને વિપાક આ પાંચ પદાર્થના વિજ્ઞાન વિશે આ અધ્યાયમાં કહેવામાં આવ્યું છે તેથી આ અધ્યાયનું નામ દ્રવ્યરસગુણવીર્યવિપાકવિજ્ઞાનીય છે.

यथाऽऽमे फले ये रसादयस्ते पक्के न सन्ति । नित्यत्वाच्च नित्यं हि द्रव्यमनित्या गुणा यथा कल्कादिप्रविभागः स एव सम्पन्नरसगन्धो व्यापन्नरसगन्धो वा भवति । स्वजात्यवस्थानाच्च यथा हि पार्थिवं द्रव्यमन्यभावं न गच्छत्येवं शेषाणि । पञ्चेन्द्रियग्रहणाच्च पञ्चभिरिन्द्रियैर्गृह्यते द्रव्यं न रसादयः । आश्रयत्वाच्च द्रव्यमाश्रिता रसादयो भवन्ति । आरम्भसामर्थ्याच्च द्रव्याश्रित आरम्भो यथा विदारिगन्धादिमाहृत्य संक्षुद्य विपचेदित्येवमादिषु न रसादिष्वारम्भः । शास्त्रप्रामाण्याच्च शास्त्रे हि द्रव्यं प्रधानमुपदेशे हि योगानां यथा मातुलुङ्गाग्निमन्थौ चेति न रसादय उपदिश्यन्ते । क्रमापेक्षितत्वाच्च रसादीनां रसादयो हि द्रव्यक्रममपेक्षन्ते यथा तरुणे तरुणाः संपूर्णे संपूर्णा इति । एकदेशसाध्यत्वाच्च द्रव्याणामेकदेशेनापि व्याधयः साध्यन्ते यथा महावृक्षक्षीरेणेति तस्माद्द्रव्यं प्रधानं न रसादयः । कस्मात् निरवयवत्वात् । द्रव्यलक्षणं तु क्रियागुणवत्समवायिकारणमिति ॥ ३ ॥

૩ કેટલાએક આચાર્યો કહે છે કે, "દ્રવ્ય, રસ,* ગુણ,† વીર્ય,‡ અને વિપાક§ આમાં દ્રવ્ય પ્રધાન (મુખ્ય) છે, આ વિષયમાં પ્રથમ કારણ એ છે કે દ્રવ્ય એનું એ જ રહે છે પરંતુ રસ આદિ એકના એક રહેતા નથી. જેમ (આંબા વગેરેના) કાચા ફળમાં જે રસાદિક હોય છે તે (આંબા વગેરેના) પાકેલા ફળમાં હોતા નથી. બીજું કારણ દ્રવ્ય નિત્ય છે અને ગુણો અનિત્ય છે. જેમકે કલ્ક આદિ પદાર્થ એનો એ રહે છે પરંતુ તેમાં રહેલા રસ, ગંધ અમુક સમય સુધી સારા રહે છે અને અમુક સમય પછી બગડી જાય છે. ત્રીજું કારણ એ છે કે દ્રવ્ય પોતાની પાર્થિવાદિ જાતિમાં જ રહે છે બીજી જાતિને પ્રાપ્ત થતું નથી. (જેમકે પૃથ્વી સંબંધી દ્રવ્ય પૃથ્વી સંબંધવાળું જ રહે છે પરંતુ જળ સંબંધી, અગ્નિ સંબંધી, વાયુ સંબંધી કે આકાશ સંબંધી થાતું નથી અને એ પ્રમાણે જ બીજાં દ્રવ્યો પણ પોતાના સંબંધનો ત્યાગ કરતાં નથી) ચોથું કારણ એ છે કે દ્રવ્ય પાંચે ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકે છે (જાણી શકાય છે) પરંતુ રસ આદિ પાંચે ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકતા નથી.–જાણી શકાતા નથી. પરંતુ જીહ્વા ઇંદ્રિયથી જ ગ્રહણ થઈ શકે છે પાંચમું કારણ દ્રવ્ય, રસ, ગુણ, વીર્ય અને વિપાક દ્રવ્યનો આશ્રય કરીને રહેલા છે. (દ્રવ્ય રસાદિકનો આશ્રય કરીને રહેતું નથી.) છઠ્ઠું કારણ કલ્ક તથા કવાથ વગેરેની બનાવટ પણ દ્રવ્યોમાંથી જ કરવામાં આવે છે. પરંતુ રસાદિકના આશ્રયથી કરવામાં આવતી નથી. જેમકે શાલીપર્ણી આદિ ઔષધને કુટીને તેમાંથી ઔષધો તૈયાર કરવામાં આવે છે. કંઈ રસાદિકને કુટીને તેમાંથી ઔષધ બનાવવામાં આવતાં નથી. સાતમું કારણ એ છે કે;–શાસ્ત્રમાં પણ તે તે યોગોના ઉપદેશમાં દ્રવ્યોનાં જ નામ આપેલાં છે પરંતુ રસાદિકનાં નામો કહેલાં નથી. જેમકે અમુક યોગમાં બીજોરાંને અને અરણીને મિશ્રિત કરવાં, અમુક યોગમાં અમુક દ્રવ્યોને એકઠાં કરવાં ઇત્યાદિ લખ્યું છે પરંતુ અમુક યોગમાં અમુક રસોને, અમુક ગુણોને, અમુક વીર્યોને, કે અમુક વિપાકોને મિશ્રિત કરવા એમ કહ્યું નથી. આઠમું કારણ એ છે કે;–રસ, ગુણ, વીર્ય અને વિપાકને દ્રવ્યના ક્રમની અપેક્ષા રહે છે પરંતુ દ્રવ્યને એઓના ક્રમની અપેક્ષા રહેતી નથી. જેમકે દ્રવ્ય તરુણ (નવું) હોય છે ત્યારે રસાદિક તરુણ (નવા) હોય છે અને દ્રવ્ય સંપૂર્ણ હોય છે ત્યારે રસાદિક પણ સંપૂર્ણ હોય છે. નવમું કારણ એ છે કે;–દ્રવ્યનો એક ભાગ અમુક વ્યાધિઓને મટાડે છે પરંતુ રસનો, ગુણનો, વીર્યનો કે વિપાકનો અમુક ભાગ કોઈ વ્યાધિને મટાડતો નથી. જેમકે થોરના એક ભાગરૂપ દુધથી વ્યાધિ મટે છે પરંતુ રસાદિકના અમુક ભાગથી વ્યાધિ મટતો નથી. કારણ કે રસાદિક અવયવ વિનાના–ભાગ વિનાના છે. માટે દ્રવ્ય પ્રધાન (મુખ્ય) છે. રસાદિક પ્રધાન–મુખ્ય નથી. કારણ કે તેઓ અવયવ વિનાના–આકાર વિનાના છે. જે ક્રિયાઓવાળું હોય, જે ગુણોવાળું હોય, અને ઘટ પટાદિક પદાર્થોમાં સમવાયી કારણરૂપે જે રહેલું હોય તે દ્રવ્ય કહેવાય છે. આ દ્રવ્યનું લક્ષણ છે. ૩

## 'રસજ પ્રધાન છે' આવું કેટલાએક આચાર્યોનું મત.

नेत्याहुरन्ये । रसास्तु प्रधानं । कस्मादागमादागमो हि शास्त्रमुच्यते शास्त्रे हि रसा अधिकृताः यथा रसायत्त आहार इति तस्मिंश्च प्राणाः । उपदेशाच्च । उपदिश्यन्ते हि रसा यथा मधुराम्ललवणा वातं शमयन्ति । अनुमानाच्च रसेन ह्यनुमीयते द्रव्यं यथा मधुरमिति । ऋषिवचनाच्च ऋषिवचनं वेदो यथा किंचिदिज्यार्थं मधुरमाहरेदिति । तस्माद्रसाः प्रधानम् ॥ ४ ॥

* મધુર, અમ્લ (ખાટો) કટુ (તીખો) તિક્ત (કડવો) લવણ (ખારો) અને કષાય (કસાયલો) આ છ રસ છે.

† શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મદ, તીક્ષ્ણ, ગુરુ, લઘુ, પિચ્છિલ (ચીકણું) વિશદ, શ્લક્ષ્ણ, પરુષ, કઠિન, મૃદુ, દ્રવ, સાંદ્ર, સ્થિર, સર, સ્થૂલ, અને સૂક્ષ્મ આ વીસ ગુણો છે.

‡ ઉપર કહેલા ગુણોમાંના પ્રથમ શીતથી લઇને તીક્ષ્ણ સુધીના આઠ ગુણ વીર્ય કહેવાય છે. ગુણમાં અને વીર્યમાં ફરક છે. જે ગુણ આમળામાં છે તેજ ગુણ હરડેમાં પણ છે પરંતુ આમળું શીતવીર્ય છે અને હરડે ઉષ્ણવીર્ય છે. વળી જે કાર્ય દ્રવ્ય, રસ, ગુણ અને વિપાક કરી શકતા નથી તે કાર્ય વીર્ય કરે છે.

§ દ્રવ્ય પરિપાક સમયે પોતાના સ્વાભાવિક રસનો ત્યાગ કરીને રસાંતર થઈ જાય છે તે વિપાક કહેવાય છે.

૩ બીજા આચાર્યો કહે છે કે 'દ્રવ્ય પ્રધાન છે' એમ કહેવું ઠીક નથી. રસોજ પ્રધાન (મુખ્ય) છે. શા માટે? આગમમાં રસોને પ્રધાન કહ્યા છે માટે, આગમને શાસ્ત્ર કહેવામાં આવે છે. શાસ્ત્રમાં રસોનો પ્રધાનપણાથી–મુખ્યપણાથી ઉપદેશ કરવામાં આવ્યો છે. તે આ પ્રમાણે;–આહાર રસોને આધીન છે અને પ્રાણો આહારને આધીન છે. બીજું કારણ શાસ્ત્રમાં રસોનો ઉપદેશ કરવામાં આવ્યો છે. જેમકે 'મધુર, અમ્લ, અને લવણ રસો વાયુને શાંત કરે છે. ત્રીજું કારણ અનુમાન છે. જેમ કે અમુક રસ ઉપરથી અમુક દ્રવ્યનું અનુમાન કરવામાં આવે છે. જેમકે મધુર રસ ઉપરથી અમુક દ્રવ્ય મધુર છે. ચોથું કારણ ઋષિનાં વચન છે. ઋષિનાં વચન એટલે વેદ. જેમકે વેદમાં કહ્યું છે કે 'યજન કરવા માટે થોડોક મધુર રસ લાવવો.' આવાં કારણોથી રસો પ્રધાન મુખ્ય છે. ૪

**ગુણોની પ્રધાનતા જુદી લખવાની જરૂર નથી.**

**रसेषु गुणसंज्ञा । रसलक्षणमन्यत्रोपदेक्ष्यामः ॥५॥**

૪ રસોનું જ નામ ગુણ છે. તેથી રસોનાં પ્રધાનપણાના વાદની પેઠે જ ગુણની પ્રધાનતાનો વાદ પણ સમજી લેવો. રસનાં લક્ષણનો બીજે ઠેકાણે–રસવિશેષવિજ્ઞાનીય નામના ૪૨મા અધ્યાયમાં ઉપદેશ કરીશું. ૫

**વીર્યજ પ્રધાન છે આમ કેટલાએક આચાર્યોનું મત.**

**नेत्याहुरन्ये । वीर्यं प्रधानमिति । कस्मात्तद्वशेनौषधकर्मनिष्पत्तेः । इहौषधकर्माण्यूर्ध्वाधोभागोभयभागसंशोधनसंशमनसंग्राहकाग्निदीपनप्रपीडनलेखनबृंहणरसायनवाजीकरणश्वयथूकरविलयनदहनदारणमादनप्राणघ्नविषप्रशमनानि वीर्यप्राधान्याद्भवन्ति । तच्च वीर्यं द्विविधमुष्णं शीतं चाग्नीषोमीयत्वाज्जगतः । केचिदष्टविधमाहुरुष्णं शीतं स्निग्धं रूक्षं विशदं पिच्छिलं मृदु तीक्ष्णंचेति । एतानि वीर्याणि स्वबलगुणोत्कर्षाद्रसमभिभूयात्मकर्म कुर्वन्ति । यथा तावन्महत्पञ्चमूलं कषायं तिक्तानुरसं वातं शमयेदुष्णवीर्यत्वात्तथा कुलत्थः कषायः कटुकः पलाण्डुः स्नेहभावाच्च । मधुर श्चेक्षुरसो वातं वर्धयति शीतवीर्यत्वात् । कटुका पिप्पली पित्तं शमयति मृदुशीतवीर्यत्वादम्लमामलकं लवणं सैन्धवं च । तिक्ता काकमाची पित्तं वर्धयत्युष्णवीर्यत्वान्मधुरा मत्स्याश्च । कटुकं मूलकं श्लेष्माणं वर्धयति स्निग्धवीर्यत्वात् । अम्लं कपित्थं श्लेष्माणं शमयति रूक्षवीर्यत्वान्मधुरं क्षौद्रं च । तदेतन्निदर्शनमात्रमुक्तम् ॥ ६ ॥**

**भवन्ति चात्र ॥**

**ये रसा वातशमना भवन्ति यदि तेषु वै ।**
**रौक्ष्यलाघवशैत्यानि न ते हन्युः समीरणम् ॥ ७**

**ये रसाः पित्तशमना भवन्ति यदि तेषु वै ।**
**तैक्ष्ण्यौष्ण्यलघुताश्चैव न ते तत्कर्मकारिणः ॥ ८ ॥**

**ये रसाः श्लेष्मशमना भवन्ति यदि तेषु वै ।**
**स्नेहगौरवशैत्यानि बलासं वर्धयन्ति ते ॥ ९ ॥**

**तस्माद्वीर्यं प्रधानमिति ।**

૫ કેટલાએક આચાર્યો કહે છે કે રસ પ્રધાન નથી. પણ વીર્ય પ્રધાન છે. કારણ કે? ઔષધોનાં કર્મોની સિદ્ધિ વીર્યને લીધે થાય છે. આ ચિકિત્સા શાસ્ત્રમાં ઔષધોનાં વમન, વિરેચન, ઉભય ભાગનું સંશોધન (વમન તથા વિરેચન) સંશમન, સંગ્રહણ (ગ્રાહી કર્મ) અગ્નિદીપન, પ્રપીડન (દબાવવું) લેખન (દોષોને ઉખેડીને તથા ખોતરીને પાતળા કરવા તે) બૃંહણ (શરીરને પુષ્ટ કરવું તે) રસાયન (રસાદિક સાત ધાતુઓને સરખા કરીને પુષ્ટ કરવા તે). વાજીકરણ, શ્વયથુકરણ (સોજો લાવવો તે) વિલયન (સોજાને નરમ પાડવો તે) દહન (બાળવું) દારણ (ચીરવું) મદ ચઢાવવો, પ્રાણ હરવા, વિષનું શમન કરવું ઇત્યાદિ કર્મ વીર્યના પ્રાધાન્યથી થાય છે. તે વીર્ય બે પ્રકારનું છે. ઉષ્ણ અને શીત. કારણ કે સર્વ જગત્ અગ્ન્યાત્મક અને સોમાત્મક છે. કેટલાએક આચાર્ય ઉષ્ણ, શીત, સ્નિગ્ધ, રક્ષ, વિશદ, પિચ્છિલ, મૃદુ અને તીક્ષ્ણ એ રીતે આઠ પ્રકારનું વીર્ય માને છે. આ વીર્યો પોતાના બળના અને પોતાના ગુણોના ઉત્કર્ષથી રસનો પરાભવ કરીને પોતાનું કર્મ કરે છે. જેમ બૃહત્પંચમૂળ ગણ તૂરા રસવાળો છે અને તેમાં કડવો રસ ગૌણ છે. તેથી તે વાયુને વધારનાર હોવો જોઇએ છતાં ઉષ્ણ વીર્યને લીધે વાયુને શાંત કરે છે. કળથી તૂરા રસવાળી, અને ડુંગળી (કાંદા) તીખા રસવાળી હોવાથી વાયુને વધારનારી હોવી જોઇએ, તથાપિ તે ઉષ્ણ અને સ્નિગ્ધ વીર્યવાળી હોવાથી વાયુને શાંત કરે છે. શેરડીનો રસ મધુર હોવાથી વાયુનો પ્રતિપક્ષી હોવો જોઇએ, છતાં શીત વીર્ય હોવાથી વાયુને વધારે છે. પીપળ, તીખી, આમળું ખાટું, અને સૈંધવ ખારો હોવાથી પિત્તને વધારનારાં હોવાં જોઇએ છતાં મૃદુ અને શીત વીર્યવાળાં હોવાથી તેઓ પિત્તનું શમન કરે છે. પિલુડી કડવી હોવાથી અને માંછલા મધુર હોવાથી પિત્તનાં અનુકૂલ હોવાં જોઇએ. છતાં ઉષ્ણ વીર્યને લીધે પિત્તને વધારે છે. મોટા મૂળા, તીખા હોવાથી કફનો નાશ કરનારા હોવા જોઇએ છતાં સ્નિગ્ધ વીર્યવાળા હોવાથી કફની વૃદ્ધિ કરે છે. કોઠ ખાટું અને મધ મધુર હોવાથી કફને વધારનારા હોવાં જોઇએ છતાં પણ રક્ષ વીર્યવાળાં હોવાથી કફનો નાશ કરે છે. આ જે કહેવામાં આવ્યું છે તે દિગ્પ્રદર્શન માત્ર છે. આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે. વાતનું શમન કરનારા જે રસો છે તેઓમાં જો રક્ષપણું, લઘુપણું, અને શીતળતા હોય તો તેઓ વાયુને હણી શકે નહિ. જે રસો પિત્તનું શમન કરનારા

હોય તે રસોમાં જો તીક્ષ્ણતા, ઉષ્ણતા; અને લઘુતા હોય તો તેઓ પિત્તનું શમન કરી શકતા નથી. જે રસો કફનું શમન કરનારા છે તે રસોમાં જો સ્નિગ્ધતા, ગુરુતા, અને શીતલતા હોય તો તેઓ કફને વધારે છે. તે માટે વીર્ય પ્રધાન છે. ૬-૯

**'વિપાક પ્રધાન' છે આમ કેટલાએક આચાર્યોનું મત**

**नेत्याहुरन्ये । विपाकः प्रधानमिति कस्मात्सम्यङ्मिथ्याविपाकत्वादिह सर्वद्रव्याण्यभ्यवहृतानि सम्यङ्मिथ्या विपक्कानि गुणं दोषं वा जनयन्ति । तत्राहुरन्ये प्रतिरसं पाक इति । केचित्त्रिविधमिच्छन्ति मधुरमम्लं कटुकं चेति । तत्तु न सम्यग्भूतगुणादागमाच्चाम्लो विपाको नास्ति पित्तं हि विदग्धमम्लतामुपैत्यग्नेर्मन्दत्वात् । यद्येवं लवणोऽप्यन्यः पाको भविष्यति श्लेष्मा हि विदग्धो लवणतामुपैति । मधुरो मधुरस्याम्लोऽम्लस्यैवं सर्वेषामिति केचिदाहुर्दृष्टान्तं चोपदिशन्ति,-यथा तावत्क्षीरं स्थालीगतमभिपच्यमानं मधुरमेव स्याद्यथा वा शालियवमुद्गादयः प्रकीर्णाः स्वभावमुत्तरकालेऽपि न परित्यजन्ति तद्वदिति । केचिद्वदन्त्यबलवन्तो बलवतां वशमायान्तीत्येवमनवस्थितिस्तस्मादसिद्धान्त एषः । आगमे हि द्विविध एव पाको मधुरः कटुकश्च । तयोर्मधुराख्यो गुरुः कटुकाख्यो लघुरिति । तत्र पृथिव्यप्तेजोवाय्वाकाशानां द्वैविध्यं भवति गुणसाधर्म्याद्गुरुता लघुता च । पृथिव्यापश्च गुर्व्यः शेषाणि लघूनि तस्माद्विविध एव पाक इति ॥ १० ॥**

૬ કેટલાએક આચાર્યો કહે છે કે દ્રવ્ય, રસ અને વીર્ય પ્રધાન નથી પરંતુ વિપાક પ્રધાન છે. કારણ કે સમ્યકવિપાક અને મિથ્યાવિપાક આ બે મુખ્ય છે. ખાધેલાં સર્વ દ્રવ્યો સમ્યક વિપાકને પામે છે તો ગુણ કરે છે અને મિથ્યા વિપાકને પામે છે તો દોષ (વિકાર) ઉત્પન્ન કરે છે. આ વિષયમાં કેટલાએક આચાર્યો કહે છે કે પ્રત્યેક રસનો જુદો જુદો વિપાક થાય છે ત્યારે કેટએક આચાર્યો કહે છે કે;-મધુર અમ્લ (ખાટો) અને કટુ (તીખો) આમ ત્રણ જ વિપાક થાય છે. પરંતુ આ ત્રણ વિપાકો માનવા યોગ્ય નથી. કારણ કે મહાભૂતોના ગુણોનો તથા શાસ્ત્રનો વિચાર કરતાં અમ્લ વિપાક થાતો જ નથી. પરંતુ અગ્નિ મંદ હોવાથી પિત્ત વિદગ્ધ થઇને અમ્લપણાને (ખાટાંપણાને) પામે છે. જો વિદગ્ધ થયેલા પિત્તના અમ્લપણાને વિપાક માનીએ તો બીજો લવણ (ખારો) વિપાક પણ માનવો જોઇએ. કારણ કે વિદગ્ધ થયેલો કફ લવણપણાને પામે છે. મધુરનો મધુર, અને અમ્લનો અમ્લ વિપાક થાય છે. આ રીતે સર્વે રસોના પોતાના જેવા જ વિપાકો થાય છે. આમ કેટલાએક આચાર્યો કહે છે અને દષ્ટાંત પણ આપે છે. જેમ કડાઇમાં દુધને નાખીને તેને ઉકાળીએ છીએ ત્યારે છેવટ સુધી દુધ મધુર જ રહે છે. તેમજ ચોખા, જવ, અને મગ આદિ, ધાન્યો ધરતીમાં વવાયા છતાં ઉત્તર કાળમાં પણ પોતાના સ્વભાવનો ત્યાગ કરતાં નથી. તેમ જ રસો જઠરાગ્નિથી થતી પરિપાક અવસ્થામાં પણ પોતાના મધુરાદિક સ્વભાવને છોડતા નથી. કેટલાએક આચાર્યો કહે છે કે;-નિર્બળ રસો બળવાન્ રસોને આધીન થાય છે માટે વિપાકને માટે આ મત સિદ્ધાંતરૂપ નથી. શાસ્ત્રમાં તો બે *પ્રકારના જ વિપાક કહ્યા છે. મધુરવિપાક અને કટુકવિપાક. એમાં મધુરવિપાક ભારે છે અને કટુકવિપાક હલકો છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આ પાંચ મહાભૂતોના ગુણોને અનુસરીને વિપાકમાં ગુરુતા અને લઘુતા (ભારેપણું હલકાપણું) થાય છે. પૃથ્વી તથા જળ આ બે ભૂતો ગુરુ (ભારે) છે. અને બીજાં ત્રણ ભૂતો લઘુ (હલકાં) છે તેને લઇને વિપાકમાં ગુરુતા લઘુતા થાય છે અને તેથી (વિ)પાક બે જ પ્રકારનો છે. ૧૦

**भवन्ति चात्र ॥**

**द्रव्येषु पच्यमानेषु येष्वम्बुपृथिवीगुणाः ।**
**निवर्तन्तेऽधिकास्तत्र पाको मधुर उच्यते ॥ ११ ॥**
**तेजोऽनिलाकाशगुणाः पच्यमानेषु येषु तु ।**
**निर्वर्तन्तेऽधिकास्तत्र पाकः कटुक उच्यते ॥ १२ ॥**

૭ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે;-પાકવા લાગેલા પદાર્થોમાંના જે પદાર્થોમાં પૃથ્વીના અને જલના ગુણો અધિક હોય છે તે પદાર્થોનો વિપાક મધુર થાય છે અને જે પદાર્થોમાં તેજના, વાયુના અને આકાશના ગુણો અધિક હોય છે તે પદાર્થોનો વિપાક કટુક થાય છે. ૧૧-૧૨

**ધન્વંતરિના મતમાં 'દ્રવ્ય, રસ, વીર્ય અને વિપાક' આ ચારેય પ્રધાન છે અને ચારમાં પણ દ્રવ્ય પ્રધાન છે.**

**पृथक्त्वदर्शिनामेष वादिनां वादसंग्रहः ।**
**चतुर्णामपि सामर्थ्यमिच्छन्त्यत्र विपश्चितः ॥१३॥**
**तद्द्रव्यमात्मना किंचित्किंचिद्वीर्येण सेवितम् ।**
**किंचिद्रसविपाकाभ्यां दोषं हन्ति करोति वा १४**
**पाको नास्ति विना वीर्याद्वीर्यं नास्ति विना रसात्**
**रसो नास्ति विना द्रव्याद्द्रव्यं श्रेष्ठमतः स्मृतम् १५**
**जन्म तु द्रव्यरसयोरन्योऽन्यापेक्षकं स्मृतम् ।**
**अन्योऽन्यापेक्षकं जन्म यथा स्याद्देहदेहिनोः ॥१६॥**

* વિપાક ગુરુ અને લઘુ એમ બે પ્રકારનો કેવી રીતે થઈ શકે? વિપાક એટલે રસનો પરિણામવિશેષ આવો નિશ્ચય કરવામાં આવ્યો છે. રસ જલનો ગુણ છે અને જલ ગુરુ છે. આ વાત પ્રસિદ્ધ છે માટે ગુરુ અને લઘુ એમ બે વિપાક કેવી રીતે થાય છે? તેના ઉત્તરમાં ઉત્તર ગ્રન્થ કહે છે.

**वीर्यसंज्ञा गुणा येऽष्टौ तेऽपि द्रव्याश्रयाः स्मृताः।**
**रसेषु न वसन्त्येते निर्गुणास्तु गुणाः स्मृताः १७**
**द्रव्ये द्रव्याणि यस्माद्धि विपच्यन्ते न षड्रसाः।**
**श्रेष्ठं द्रव्यमतो ज्ञेयं शेषा भावास्तदाश्रयाः ॥ १८ ॥**

૮ દ્રવ્ય આદિકનું ભિન્ન ભિન્ન પ્રાધાન્ય માનનારા વાદીઓના વાદનો આ સંગ્રહ કહ્યો. પરંતુ આ વિષયમાં વિદ્વાનો દ્રવ્ય, રસ, વીર્ય અને વિપાક આ ચારેયનું પ્રાધાન્ય ઇચ્છે છે. કારણ કે કોઈ દ્રવ્ય* સેવવાથી તે પોતાના પાર્થિવ આદિ સ્વરૂપથી દોષોને (વ્યાધિઓને) હણે છે અથવાતો કરે છે. કોઈ દ્રવ્ય વીર્યથી દોષોને (વ્યાધિઓને) હણે છે અથવાતો કરે છે. કોઈ દ્રવ્ય રસથી દોષોને (વ્યાધિઓને) હણે છે અથવા તો કરે છે. કોઈ દ્રવ્ય વિપાકથી દોષોને (વ્યાધિઓને) હણે છે અથવા તો કરે છે. વીર્ય વિના વિપાક થાતો નથી, રસ વિના વીર્ય થાતું નથી અને દ્રવ્ય વિના રસ થાતો નથી. માટે ચારેયમાં દ્રવ્યને વિશેષ પ્રધાન માનવામાં આવે છે. જેમ જીવનો અને શરીરનો જન્મ એક બીજાની અપેક્ષા રાખે છે તેમ જ દ્રવ્ય અને રસ એક બીજાની અપેક્ષા રાખે છે.

(કેટલાએક આચાર્યો વીર્યના નામથી માનેલા ઉષ્ણ આદિ આઠ ગુણોને રસોમાં રહેનારા માને છે પરંતુ એમ નથી.) પરંતુ વીર્ય નામના જે આઠ ગુણો છે તે ગુણો દ્રવ્યમાં રહે છે. કેટલાએક કહે છે કે તે આઠ ગુણો રસમાં રહે છે પરંતુ એ ગુણો રસોમાં પણ રહેતા નથી. કારણ કે ગુણો ગુણરહિત હોય છે અર્થાત્ ગુણોમાં ગુણો રહી શકે નહિ પરંતુ દ્રવ્યમાં રહે છે. આ પાંચભૌતિક શરીરમાં દ્રવ્યો પાકે છે પરંતુ છ રસો પાકતા નથી. (કારણકે રસો અવયવ વિનાના છે. અને અવયવરહિતને પાકવાપણું સંભવતું નથી તેથી વિપાકો પણ દ્રવ્યમાં જ રહે છે) એટલા માટે દ્રવ્યને પ્રધાન જાણવું અને રસાદિક પદાર્થોને તેનો આશ્રય કરનારા જાણવા. ૧૩-૧૮

**વૈદ્યક શાસ્ત્રના આધારે ઔષધનો ઉપયોગ કરવો.**

**अमीमांस्यान्यचिंत्यानि प्रसिद्धानि स्वभावतः।**
**आगमेनोपयोज्यानि भेषजानि विचक्षणैः ॥ १९ ॥**

૯ જે ઔષધોનો સ્વભાવ પ્રસિદ્ધ છે તેવાં ઔષધોના રસ, ગુણ, વીર્ય વગેરેનો વિચાર કરવો નહિ. તેમ તેના ઉપર મિથ્યા તર્કો પણ કરવા નહિ પરંતુ વિચક્ષણ વૈદ્યોએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તે ઔષધોનો ઉપયોગ કરવો. ૧૯

**प्रत्यक्षलक्षणफलाः प्रसिद्धाश्च स्वभावतः।**
**नौषधीर्हेतुभिर्विद्वान्परीक्षेत कथंचनः ॥ २० ॥**

૧૦ જે ઔષધીઓનાં ફળ પ્રત્યક્ષ જોવામાં આવતાં હોય તથા જે ઔષધિઓનો સ્વભાવ પણ પ્રસિદ્ધ હોય તેવી ઔષધિઓની વિદ્વાન્ વૈદ્યે કદી પણ રસાદિ કારણોથી પરીક્ષા કરવી નહિ. ૨૦

**सहस्रेणापि हेतूनां नाम्बष्ठादिर्विरेचयेत्।**
**तस्मात्तिष्ठेत्तु मतिमानागमे न तु हेतुषु ॥ २१ ॥**

૧૧ હજારો કારણોનો વિચાર કરતાં પણ અંબષ્ઠાદિ-ગણ વિરેચન કરતો નથી. તે માટે વિદ્વાને શાસ્ત્ર ઉપર આધાર રાખવો. હેતુઓ ઉપર આધાર રાખવો નહિ. ૨૧

---

## અધ્યાય ૪૧ મો

### *દ્રવ્યવિશેષવિજ્ઞાનીય (પાર્થિવાદિ દ્રવ્યના વિભાગોનું વર્ણન

### ઉપક્રમ.

**अथातो द्रव्यविशेषविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે;-હવે અહીંથી હું 'દ્રવ્યવિશેષવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ધન્વંતરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

**અમુક દ્રવ્ય અમુક ભૂતના વિકારરૂપ છે એમાં કારણ.**

**पृथिव्यप्तेजोवाय्वाकाशानां समुदायाद्द्रव्याभिनिर्वृत्तिरुत्कर्षस्त्वभिव्यञ्जको भवतीदंपार्थिवमिदमाप्यमिदं तैजसमिदं वायवीयमिदमाकाशीयमिति ॥ ३ ॥**

૨ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આ પાંચ ભૂતોના સમુદાયથી સર્વ દ્રવ્યોની ઉત્પત્તિ થાય છે તો પણ જે દ્રવ્યમાં જે ભૂતના ગુણ અધિક હોય છે તે દ્રવ્યને તે ભૂતના વિકારરૂપ અથવા તો તે ભૂતસંબંધી કહેવામાં આવે છે. જેમકે અમુક દ્રવ્ય પાર્થિવ છે, (પૃથ્વીના વિકારવાળું છે) અમુક દ્રવ્ય આપ્ય (જળના વિકારવાળું) છે, અમુક દ્રવ્ય તૈજસ (તેજના વિકારવાળું છે) અમુક દ્રવ્ય વાયવીય (વાયુના વિકારવાળું છે.) અને અમુક દ્રવ્ય આકાશીય (આકાશના વિકારવાળું છે.) ૩

---

* ખેર કોઢને હણે છે તે કેવળ પોતાના સ્વરૂપથી જ હણે છે, બૃહત્પંચમૂળગણ પોતાના વીર્યથી વાયુને હણે છે, ગળો પોતાના રસથી પિત્તને હણે છે, અને સુંઠ પોતાના વિપાકથી વાયુને હણે છે.

* દ્રવ્યોના પાર્થિવ આદિ ભેદોના વિજ્ઞાનને ઉદ્દેશીને આ અધ્યાયમાં વર્ણન કરવામાં આવ્યું છે તેથી આ અધ્યાયનું નામ દ્રવ્યવિશેષવિજ્ઞાનીય એવું છે.

**પાર્થિવ દ્રવ્યનું લક્ષણ,**

**તત્ર સ્થૂલસારસાન્દ્રમન્દસ્થિરખરગુરુકઠિનગન્ધબહુલમીષત્કષાયં પ્રાયશો મધુરમિતિ પાર્થિવમ્ ॥ ૪ ॥**

૩ જે દ્રવ્ય જાડું, મજબૂત, ઘાટું, મંદ, સ્થિર, ખરસટ, ભારે (લાંબે સમયે પાકે તેવું) કઠણ, ઘણા ગંધવાળું, જરાક તુરું અને ઘણે ભાગે મધુર હોય તે પાર્થિવ દ્રવ્ય કહેવાય છે. ૪

**પાર્થિવ દ્રવ્યનાં કર્મ.**

**તત્સ્થૈર્યબલસઙ્ઘાતોપચયકરં વિશેષતશ્ચાધોગતિસ્વભાવમિતિ ॥ ૫ ॥**

૪ તે પાર્થિવ દ્રવ્ય સ્થિરતા આપે છે, બળ આપે છે, કઠણપણું આપે છે, પુષ્ટિ કરે છે, અને વિશેષે કરીને નીચે જવાના સ્વભાવવાળું હોય છે. ૫

**જલીય દ્રવ્યનાં લક્ષણ.**

**શીતસ્તિમિતસ્નિગ્ધમન્દગુરુસરસાન્દ્રમૃદુપિચ્છિલરસબહુલમીષત્કષાયામ્લલવણં મધુરરસપ્રાયમાપ્યમ્ ॥ ૬ ॥**

૫ જે દ્રવ્ય શીતળ, આર્દ્રપટથી આચ્છન્ન થયેલા જેવું, સ્નિગ્ધ, મંદ, ભારે રસના આધિક્યવાળું, સર (મળની પ્રવૃત્તિ કરાવનારું) ઘાટું, કોમળ, ચીકાસવાળું, જરાક તુરું, ખાટું અને ખારાસવાળું તથા જેમાં મધુર રસ વિશેષ હોય તે જલીય (જળસંબંધી) દ્રવ્ય કહેવાય છે. ૬

**જલીય દ્રવ્યનાં કર્મ.**

**તત્સ્નેહનપ્રહ્લાદનક્લેદનબન્ધનવિષ્યન્દનકરમિતિ ૭**

૬ જલીય દ્રવ્ય સ્નિગ્ધતા આપે છે, સુખ આપે છે, આર્દ્રતા (ભીનાશ) કરે છે, ચૂર્ણ વગેરે છુટા પદાર્થને બાંધે છે, અને સ્રાવ કરે છે. ૭

**તૈજસ દ્રવ્યનું લક્ષણ.**

**ઉષ્ણતીક્ષ્ણસૂક્ષ્મરૂક્ષખરલઘુવિશદં રૂપગુણબહુલમીષદમ્લલવણં કટુકરસપ્રાયં વિશેષતશ્ચોર્ધ્વગતિસ્વભાવમિતિ તૈજસમ્ ॥ ૮ ॥**

૭ જે દ્રવ્ય ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ સ્રોતોમાં ગતિ કરનારું, રૂક્ષ, ખરસટ, હલકું, ચીકાસ વિનાનું, રૂપ ગુણના આધિક્યવાળું, જરા ખાટું તથા ખારું, ઘણા તીખા રસવાળું, અને વિશેષે કરીને ઉંચે ગતિ કરવાના સ્વભાવવાળું હોય તે તૈજસ દ્રવ્ય કહેવાય છે. ૮

**તૈજસ દ્રવ્યનાં કર્મ.**

**તદ્દહનપચનદારણતાપનપ્રકાશનપ્રભાવર્ણકરમિતિ ૯**

૮ તૈજસ દ્રવ્ય બાળે છે, પકાવે છે, ફાડી નાંખે છે, તપાવે છે, પ્રકાશ કરે છે અને પ્રભાને તથા પ્રકાશાદિક વર્ણને કરે છે. ૯

**વાયવીય દ્રવ્યનું લક્ષણ.**

**સૂક્ષ્મરૂક્ષખરશિશિરલઘુવિશદં સ્પર્શબહુલમીષત્તિક્તં વિશેષતઃ કષાયમિતિ વાયવીયમ્ ॥ ૧૦ ॥**

૯ જે દ્રવ્ય સૂક્ષ્મ, રૂક્ષ, ખરસટ, શીતળ, હલકું, ભિન્ન ભિન્ન અવયવોવાળું, ઘણા સ્પર્શવાળું, જરા કડવું, અને વિશેષ કરીને તુરા રસવાળું હોય તે વાયવીય દ્રવ્ય કહેવાય છે. ૧૦

**તદ્વૈશદ્યલાઘવગ્લપનવિરૂક્ષણવિચારણકરમિતિ ૧૧**

૧૦ વાયવીય દ્રવ્ય અવયવોને છુટા છુટા કરે છે, હલકાઈ આપે છે, સ્ત્રીની બાબતમાં હર્ષ રહેવા દેતું નથી, રૂક્ષપણું કરે છે, અને મનમાં અનેક વિકલ્પો કરાવે છે. ૧૧

**આકાશીય દ્રવ્યનાં લક્ષણ.**

**શ્લક્ષ્ણસૂક્ષ્મમૃદુવ્યવાયિવિવિક્તમવ્યક્તરસં શબ્દબહુલમાકાશીયમ્ ॥ ૧૨ ॥**

૧૧ જે દ્રવ્ય લાસું, સૂક્ષ્મ, કોમળ, (વિષની પેઠે તથા મદ્યની પેઠે) આખા શરીરમાં ફેલાયા પછી પાકનારું, નોખા નોખા અવયવોવાળું, અવ્યક્ત રસવાળું, અને ઘણા શબ્દવાળું હોય તે દ્રવ્ય આકાશીય (આકાશ સંબંધી) કહેવાય છે. ૧૨

**આકાશીય દ્રવ્યનાં કર્મ.**

**તન્માર્દવસૌષિર્યલાઘવકરમિતિ ॥ ૧૩ ॥**

૧૨ આકાશીય દ્રવ્ય કોમળતા આપે છે, પદાર્થોમાં છિદ્રો કરે છે, તથા લઘુતા (હળવાપણું) કરે છે. ૧૩

**જગતના સર્વ પદાર્થ ઔષધરૂપ છે તેનો યુક્તિયુક્ત પ્રયોગ કરવો જોઈએ.**

**અનેન નિદર્શનેન નાનૌષધીભૂતં જગતિ કિંચિદ્દ્રવ્યમસ્તીતિ કૃત્વા તં તં યુક્તિવિશેષમર્થં ચાભિસમીક્ષ્ય સ્વવીર્યગુણયુક્તાનિ દ્રવ્યાણિ કર્મકરાણિ ભવન્તિ ॥ ૧૪ ॥**

૧૩ આ ઉદાહરણ ઉપરથી જગતમાં કોઈ પણ દ્રવ્ય ઔષધ ન હોય એવું નથી. આવો વિચાર કરી રોગોનું અવલોકન કરીને તેઓના ઉપર ક્વાંટ, સ્વરસ વગેરે જુદા જુદા ઔષધોની યોજના કરવામાં આવે તો પોતાના વીર્ય તથા ગુણવાળી ઔષધીઓ પોતાનું કર્મ કરે છે. ૧૪

**દ્રવ્યના કાળ, કર્મ, વીર્ય, અધિકરણ, ઉપાય અને ફળ.**

**તાનિ યદા કુર્વન્તિ સ કાલઃ । યત્કુર્વન્તિ તત્કર્મ । યેન કુર્વન્તિ તદ્વીર્યમ્ । યત્ર કુર્વન્તિ તદધિકરણમ્ । યથા કુર્વન્તિ સ ઉપાયઃ । યન્નિષ્પાદયતિ તત્ફલમિતિ ॥ ૧૫ ॥**

૧૪ એ દ્રવ્યો જે સમયમાં કર્મ કરે છે તે તેનો

સમય કહેવાય છે. જે કરે છે તે કર્મ કહેવાય છે, જેનાથી કર્મ થાય છે તે વીર્ય કહેવાય છે, જેના વિશે કર્મ કરવામાં આવે છે તે અધિકરણ કહેવાય છે. જે પ્રમાણે (કલ્કાદિકથી) કર્મ કરવામાં આવે છે તે ઉપાય કહેવાય છે અને જેને ( આરોગ્ય કે અનારોગ્યને) ઉત્પન્ન કરે છે તે ફળ કહેવાય છે. ૧૫

## વિરેચન દ્રવ્યોની પરીક્ષા.

**तत्र विरेचनद्रव्याणि पृथिव्यम्बुगुणभूयिष्ठानि पृथिव्यापो गुर्व्यो गुरुत्वादधोगच्छन्ति तस्माद्विरेचनमधोगुणभूयिष्ठमनुमानात् ॥ १६ ॥**

૧૫ જે દ્રવ્યોમાં પૃથ્વીના અને પાણીના ગુણ અધિક હોય છે તે દ્રવ્યો વિરેચન કરાવનારાં હોય છે. કારણ કે પૃથ્વી અને જળ ભારે હોય છે, અને ભારેપણાને લીધે નીચે ગતિ કરવાના સ્વભાવવાળાં હોય છે. વિરેચન દ્રવ્યો પણ નીચે ગતિકરવારૂપી ગુણથી અત્યંત યુક્ત હોય છે તેથી તે પૃથ્વીના અને જળના અધિક ગુણવાળાં હોવાં જોઇએ આમ અનુમાન થાય છે. ૧૬

## વમન દ્રવ્યોની પરીક્ષા.

**वमनद्रव्याण्यग्निवायुगुणभूयिष्ठान्यग्निवायू हि लघू लघुत्वाच्च तावूर्ध्वमुत्तिष्ठतस्तस्माद्वमनमप्यूर्ध्वगुणभूयिष्ठमुक्तम् ॥ १७ ॥**

૧૬ જે દ્રવ્યોમાં અગ્નિના અને વાયુના ગુણ અધિક હોય છે તે દ્રવ્યો વમન કરાવનારાં હોય છે. કારણ કે અગ્નિ તથા વાયુ હલકા છે, અને હલકાપણાને લીધે તે ઉંચે ગતિ કરવાના સ્વભાવવાળાં હોય છે. વમન કરાવનારાં દ્રવ્યો પણ ઉંચે ગતિ કરવાના સ્વભાવવાળાં છે તેથી તેઓ અગ્નિના અને વાયુના અધિક ગુણવાળાં હોવાં જોઇએ. ૧૭

## ઉભયગુણવાળાં દ્રવ્યની પરીક્ષા.

**उभयगुणभूयिष्ठमुभयतोभागम् । आकाशगुणभूयिष्ठं संशमनम् । संग्राहकमनिलगुणभूयिष्ठमनिलस्य शोषणात्मकत्वात् । दीपनमग्निगुणभूयिष्ठम् । लेखनमनिलानलगुणभूयिष्ठम् । बृहणं पृथिव्यम्बुगुणभूयिष्ठम् ॥ १८ ॥**

**एवमौषधकर्माण्यनुमानात्साधयेत् ॥ १९ ॥**

૧૭ જે દ્રવ્યોમાં પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ આ ચાર ગુણ અધિક હોય છે, તે વમન તથા વિરેચન ઉભય કર્મ કરે છે. સંશમન દ્રવ્યોમાં આકાશના ગુણ અધિક હોવા જોઇએ અને સંગ્રાહક (મળને રોકનારા) દ્રવ્યોમાં વાયુના ગુણ અધિક હોવા જોઇએ, કારણ કે શોષણ કરવું એ વાયુનું કર્મ છે. દીપન દ્રવ્યોમાં અગ્નિના ગુણ અધિક હોવા જોઇએ. લેખન દ્રવ્યોમાં (કફને તથા મેદને ઉખેડી, ખોતરીને પાતળા કરનારા દ્રવ્યોમાં) વાયુના તથા અગ્નિના ગુણ અધિક હોવા જોઇએ બૃંહણ દ્રવ્યોમાં (પુષ્ટિ આપનારા દ્રવ્યોમાં) પૃથ્વીના તથા જળના ગુણ અધિક હોવા જોઇએ. આ પ્રમાણે અનુમાનથી ઔષધનાં કર્મોને જાણવાં. ૧૮-૧૯

## કયું દ્રવ્ય કયું કર્મ કરે છે?

**भवन्ति चात्र ॥**

**भूतेजोवारिजैर्द्रव्यैः शमं याति समीरणः ।**
**भूम्यम्बुवायुजैः पित्तं क्षिप्रमाप्नोति निर्वृतिम् २०**
**खतेजोऽनिलजैः श्लेष्मा शममेति शरीरिणाम् ।**
**वियत्पवनजाताभ्यां वृद्धिमाप्नोति मारुतः ॥ २१ ॥**
**आग्नेयमेव यद्द्रव्यं तेन पित्तमुदीर्यते ।**
**वसुधाजलजाताभ्यां बलासः परिवर्धते ॥ २२ ॥**
**एवमेतद्गुणाधिक्यं द्रव्ये द्रव्ये विनिश्चितम् ।**
**द्विशो वा बहुशो वापि ज्ञात्वा दोषेऽवचारयेत् २३**

૧૮ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે;-પાર્થિવ, તૈજસ, તથા આપ્ય દ્રવ્યોથી વાયુ તુરત શાંતિ પામે છે, પાર્થિવ, આપ્ય, અને વાયવીય દ્રવ્યોથી પિત્ત તુરત શાંતિને પામે છે અને આકાશીય, તૈજસ તથા વાયવીય દ્રવ્યોથી કફ તુરત શાંતિને પામે છે. આકાશીય અને વાયવીય દ્રવ્યોથી વાયુ વૃદ્ધિ પામે છે, તૈજસ દ્રવ્યોથી પિત્ત વૃદ્ધિ પામે છે, અને પાર્થિવ તથા આપ્ય દ્રવ્યોથી કફ વૃદ્ધિ પામે છે. આ પ્રમાણે અનુમાનથી પ્રત્યેક દ્રવ્યમાં જે જે અધિક ગુણ હોય છે તેનો નિશ્ચય થાય છે. વૈદ્યે એક, બે અથવા તો ઘણા દોષોને જાણ્યા પછી તેના ઉપર એક, બે અથવા તો ઘણાં દ્રવ્યોનો પ્રયોગ કરવો. ૨૦-૨૩

## વીર્યોમાં ભૂતસંબંધી ગુણોનો નિર્ણય.

**तत्र य इमे गुणा वीर्यसंज्ञकाः शीतोष्णस्निग्धरूक्षमृदुतीक्ष्णपिच्छिलविशदास्तेषां तीक्ष्णोष्णावाग्नेयौ । शीतपिच्छिलावम्बुगुणभूयिष्ठौ । पृथिव्यम्बुगुणभूयिष्ठः स्नेहः । तोयाकाशगुणभूयिष्ठं मृदुत्वम् । वायुगुणभूयिष्ठं रौक्ष्यम् । क्षितिसमीरणगुणभूयिष्ठं वैशद्यम् ॥ २४ ॥**

૧૯ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રુક્ષ, મૃદુ, તીક્ષ્ણ, પિચ્છિલ અને વિશદ આ આઠનું વીર્ય નામ છે. તેઓમાં તીક્ષ્ણ તથા ઉષ્ણ ગુણમાં અગ્નિના ગુણ અધિક છે, શીત અને પિચ્છિલ એ બે ગુણમાં જળના ગુણ અધિક છે, સ્નિગ્ધ ગુણમાં પૃથ્વીના અને જળના ગુણ અધિક છે, મૃદુ ગુણમાં જળના તથા આકાશના ગુણ અધિક છે, રુક્ષ ગુણમાં વાયુના ગુણ અધિક છે અને વિશદ ગુણમાં પૃથ્વીના તથા વાયુના ગુણો અધિક હોય છે. ૨૪

## વિપાકોમાં ભૂતોના ગુણોનો નિર્ણય.

**गुरुलघुविपाकावुक्तगुणौ ॥ २५ ॥**

૨૦ ગુરુતાવાળા મધુર વિપાકમાં પૃથ્વીના તથા જળના

ગુણ અધિક છે. અને લઘુતાવાળા કટુવિપાકમાં તેજના, વાયુના, તથા આકાશના ગુણ અધિક છે. આ વાત (૪૦ મા અધ્યાયમાં) કહી છે. ૨૫

**કયું વીર્ય કયા દોષને હણે છે?**

**तत्रोष्णस्निग्धौ वातघ्नौ । शीतमृदुपिच्छिलाः पित्तघ्नाः । तीक्ष्णरूक्षविशदाः श्लेष्मघ्नाः ॥ २६ ॥**

૨૧ તે વીર્યોમાંથી ઉષ્ણ તથા સ્નિગ્ધ વીર્ય વાયુને હણે છે, શીત, મૃદુ અને પિચ્છિલ વીર્ય પિત્તને હણે છે, અને તીક્ષ્ણ, રુક્ષ તથા વિશદ વીર્ય કફને હણે છે. ૨૬

**કયો વિપાક કયા દોષને હણે છે?**

**गुरुपाको वातपित्तघ्नः । लघुपाकः श्लेष्मघ्नः २७**

૨૨ ગુરુવિપાક (મધુર વિપાક) વાયુને તથા પિત્તને હણે છે, અને લઘુવિપાક (કટુવિપાક) કફને હણે છે. ૨૭

**વીર્યો કેવી રીતે જાણી શકાય?**

**तेषां मृदुशीतोष्णाः स्पर्शग्राह्याः । पिच्छिलविशदौ चक्षुःस्पर्शाभ्याम् । स्निग्धरूक्षौ चाक्षुषौ। तीक्ष्णो घ्राणदुःखोत्पादनेन ॥ २८ ॥**

૨૩ મૃદુ, શીત, અને ઉષ્ણ આ ત્રણ વીર્ય સ્પર્શ કરવાથી જાણી શકાય છે, પિચ્છિલ અને વિશદ નેત્રથી તથા સ્પર્શથી જાણી શકાય છે, સ્નિગ્ધ અને રુક્ષ ચક્ષુથી જાણી શકાય છે, અને તીક્ષ્ણ વીર્ય નાકમાં દુઃખ ઉત્પન્ન કરવાથી જાણી શકાય છે. ૨૮

**વિપાકો કેવી રીતે જાણી શકાય?**

**गुरुपाकः सृष्टविण्मूत्रतया कफोत्क्लेशेन च । लघुर्बद्धविण्मूत्रतया मारुतकोपेन च ॥ २९ ॥**

૨૪ ગુરુવિપાક વિષ્ટાની તથા મૂત્રની વિશેષ પ્રવૃત્તિ થવા ઉપરથી અને કફનાં ઉત્કલેશથી (તેના સ્થાનમાંથી છુટા પડવાથી) જાણવામાં આવે છે, અને લઘુવિપાક વિષ્ટાની તથા મૂત્રની કબજીયત થવાથી અને વાયુના પ્રકોપથી જાણવામાં આવે છે. ૨૯

**તુલ્ય રસવાળા દ્રવ્યોમાં પાર્થિવત્વાદિકની પરીક્ષા.**

**तत्र तुल्यगुणेषु भूतेषु रसविशेषमुपलक्षयेत् । तद्यथा मधुरो गुरुश्च पार्थिवः । मधुरः स्निग्धश्चाप्य इति ॥ ३० ॥**

૨૫ સમાન ગુણવાળા દ્રવ્યોમાં તેઓના પાર્થિવત્વાદિકની પરીક્ષા તેના રસ ઉપરથી કરવી. જેમકે;–મધુરતાવાળા બે પદાર્થોમાં જે પદાર્થ મધુરતાની સાથે ગુરુ હોય તેને પાર્થિવ જાણવો. અને જે પદાર્થ મધુરતાની સાથે સ્નિગ્ધ હોય તેને જલીય જાણવો. ૩૦

**દોષોની સમતા, વૃદ્ધિ અને ક્ષીણતા દ્રવ્યના ઉપયોગથી થાય છે.**

**भवति चात्र ॥**

**गुणा य उक्ता द्रव्येषु शरीरेष्वपि ते तथा । स्थानवृद्धिक्षयास्तस्माद्देहिनां द्रव्यहेतुकाः ॥३१॥**

૨૬ આ વિષયમાં આ પ્રમાણે શ્લોક છે; જે ગુણો દ્રવ્યોમાં કહેવામાં આવ્યા છે તે ગુણો પ્રાણીઓના શરીરોમાં પણ તે પ્રમાણે જ છે. તે માટે દેહધારી પ્રાણીઓના દોષોની ધાતુઓની, અને અગ્નિની સમતા, વૃદ્ધિ અને ક્ષીણતા દ્રવ્યોનો જે પ્રમાણે ઉપયોગ કરવામાં આવે છે તે પ્રમાણે થાય છે. ૩૧

## અધ્યાય ૪૨ મો.

### *રસવિશેષવિજ્ઞાનીય (મધુરાદિક રસોના ભેદો રસોના ગુણો તથા રસાશ્રિત દ્રવ્યોનું વર્ણન)

**ઉપક્રમ.**

**अथातो रसविशेषविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'રસ વિશેષવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વંતરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

**રસ જળનો ગુણ છે.**

**आकाशपवनदहनतोयभूमिषु यथासंख्यमेकोत्तरपरिवृद्धाः शब्दस्पर्शरूपरसगन्धाः तस्मादाप्यो रसः । परस्परसंसर्गात्परस्परानुग्रहात्परस्परानुप्रवेशाच्च सर्वेषु सर्वेषां सान्निध्यमस्त्युत्कर्षापकर्षात्तु ग्रहणम् ॥ ३ ॥**

૨ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીના ગુણ છે પરંતુ તે પાંચ ભૂતોના ગુણો ઉત્તરોત્તર ભૂતોમાં વૃદ્ધિ પામેલા જોવામાં આવે છે. તે માટે રસ એ જળનો ગુણ છે. દ્રવ્યોમાં પાંચ મહાભૂતોને પરસ્પરનો–એક બીજાનો સંસર્ગ (સંબંધ) છે, તેઓ પરસ્પર અનુગ્રહ (ઉપકાર) કરે છે અને પરસ્પરમાં અનુપ્રવેશ કરે છે તે ઉપરથી સર્વ દ્રવ્યોમાં સર્વ ભૂતોનું સાંનિધ્ય (સામીપ્ય) છે. છતાં પણ આકાશાદિ ભૂતોની અધિકતા† ઉપરથી અને ન્યૂનતા ઉપરથી શબ્દાદિકની અધિકતાને અને ન્યૂનતાને ગ્રહણ કરી લેવી (જાણવી). ૩

**રસના છ પ્રકાર અને તેના ત્રેસઠ પ્રકાર.**

**स खल्वाप्यो रसः शेषभूतसंसर्गाद्विदग्धः षोढा विभज्यते । तद्यथा । मधुरोऽम्लो लवणः कटुकस्तिक्तः कषाय इति । ते च भूयः परस्परसंसर्गात्रिषष्टिधा भिद्यन्ते ॥ ४ ॥**

---

* મધુરાદિક છ રસના ભેદોના વિજ્ઞાનનો અધિકાર કરીને આ અધ્યાય કહેવામાં આવ્યો છે તેથી આ અધ્યાયનું નામ 'रसविशेषविज्ञानीय' એવું છે. † જે દ્રવ્યમાં આકાશ અધિક હોય છે તેમાં શબ્દ અધિક હોય છે. જે દ્રવ્યમાં વાયુ અધિક હોય છે તેમાં સ્પર્શ અધિક હોય છે વગેરે.

૩ જળના ગુણરૂપ તે રસ કાળની સહાયતાથી બીજાં ભૂતોનાં એટલે પૃથ્વી, અગ્નિ, વાયુ, અને આકાશના સંસર્ગથી પરિપાકાંતર પામીને મધુર, અમ્લ, લવણ, કટુક, તિક્ત અને કષાય આ પ્રમાણે ૭ પ્રકારનો થાય છે અને તે છ રસ ફરીને પરસ્પરના સંસર્ગથી ત્રેસઠ પ્રકારના થાય છે. ૪

### રસની ઉત્પત્તિ થવાવિશે.

**तत्र भूम्यम्बुगुणबाहुल्यान्मधुरः । भूम्यग्निगुणबाहुल्यादम्लः । तोयाग्निगुणबाहुल्याल्लवणः । वाय्वग्निगुणबाहुल्यात्कटुकः । वाय्वाकाशगुणबाहुल्यात्तिक्तः । पृथिव्यनिलगुणबाहुल्यात्कषाय इति ५**

૪ પૃથ્વીના અને જળના ગુણના અધિકપણાથી મધુર રસ થાય છે, પૃથ્વીના અને અગ્નિના ગુણના અધિકપણાથી અમ્લ (ખાટો) રસ થાય છે, જળના અને અગ્નિના ગુણના અધિકપણાથી લવણ રસ થાય છે, વાયુના અને અગ્નિના ગુણના અધિકપણાથી કટુક (તીખો) રસ થાય છે, વાયુના અને આકાશના અધિક ગુણથી તિક્ત (કડવો) રસ થાય છે અને પૃથ્વીના તથા પવનના અધિક ગુણથી કષાય (કસાયલો) રસ થાય છે. ૫

### કયો રસ કયા દોષને હણે છે?

**तत्र मधुराम्ललवणा वातघ्नाः । मधुरतिक्तकषायाः पित्तघ्नाः । कटुतिक्तकषायाः श्लेष्मघ्नाः ॥६॥**

૫ મધુર, અમ્લ અને લવણ વાયુને હણે છે, મધુર, તિક્ત અને કષાય પિત્તને હણે છે, કટુ, તિક્ત અને કષાય કફને હણે છે. ૬

### દોષોની ઉત્પત્તિ શામાંથી થાય છે?

**तत्र वायुरात्मनैवात्मा पित्तमाग्नेयं श्लेष्मा सौम्य इति ॥ ७ ॥**

૬ વાયુ પંડે સ્વતંત્ર મહાભૂતરૂપ છે. પિત્ત અગ્નિમાંથી ઉત્પન્ન થાય છે અને કફ જળમાંથી ઉત્પન્ન થાય છે. ૭

### રસોનો સ્વભાવ.

**त एव रसाः स्वयोनिवर्द्धना अन्ययोनिप्रशमनाश्च ॥ ८ ॥**

૭ તે મધુરાદિક રસો પોતે જેમાંથી ઉત્પન્ન થાય છે તે પોતાનાં કારણોને વધારે છે, અને જેમાંથી બીજા રસો ઉત્પન્ન થયા હોય તેવાં કારણોનો ક્ષય કરે છે. ૮

### રસના મુખ્ય બે ભેદવિશે કેટલાએકના વિચાર.

**केचिदाहुरग्नीषोमीयत्वाज्जगतो रसा द्विविधाः सौम्या आग्नेयाश्च । तत्र मधुरतिक्तकषायाः सौम्याः। कट्वम्ललवणा आग्नेयाः। मधुराम्ललवणाः स्निग्धा गुरवश्च । कटुतिक्तकषाया रूक्षा लघवश्च । सौम्याः शीता आग्नेयाश्चोष्णाः ॥ ९ ॥**

૮ કેટલાએક આચાર્યો કહે છે કે,-સૌમ્ય અને આગ્નેય એવા બે ભેદ રસના છે. સર્વ જગત્ અગ્ન્યાત્મક અને સોમાત્મક (જળાત્મક) છે તેથી રસોને બે ભાગમાં વહેંચવા યોગ્ય છે. મધુર, તિક્ત, અને કષાય આ ત્રણ રસ સૌમ્ય (જળાત્મક) છે અને કટુ, અમ્લ તથા લવણ આ ત્રણ રસ અગ્ન્યાત્મક છે. મધુર, અમ્લ અને લવણ આ ત્રણ રસ સ્નિગ્ધ અને ગુરુ છે. કટુ, તિક્ત, અને કષાય આ ત્રણ રસ રૂક્ષ અને લઘુ છે સૌમ્ય રસ શીતવીર્ય છે અને આગ્નેય રસ ઉષ્ણવીર્ય છે. ૯

### કષાય રસ વાયુની વૃદ્ધિ કરે છે.

**तत्र शैत्यरौक्ष्यलाघववैशद्यवैष्टम्भ्यगुणलक्षणो वायुस्तस्य समानयोनिः कषायो रसः सोऽस्य शैत्याच्छैत्यं वर्धयति रौक्ष्याद्रौक्ष्यं लाघवाल्लाघवं वैशद्याद्वैशद्यं वैष्टम्भ्याद्वैष्टम्भ्यमिति ॥१०॥**

૯ વાયુમાં શીતતા, રૂક્ષતા, લઘુતા, વિશદતા, અને વિષ્ટંભકતા (મળાદિકને અટકાવવાપણું) આ ગુણો છે અને કષાય રસ પણ એવા જ સ્વભાવનો છે, માટે કષાય રસ પોતાની શીતતાથી વાયુની શીતતાને, પોતાની રૂક્ષતાથી વાયુની રૂક્ષતાને, પોતાની લઘુતાથી વાયુની લઘુતાને, પોતાની વિશદતાથી વાયુની વિશદતાને અને પોતાની વિષ્ટંભકતાથી વાયુની વિષ્ટંભકતાને વધારે છે તેથી વાયુ વૃદ્ધિ પામે છે. ૧૦

### તીખો રસ પિત્તની વૃદ્ધિ કરે છે.

**औष्ण्यतैक्ष्ण्यरौक्ष्यलाघववैशद्यगुणलक्षणं पित्तं तस्य समानयोनिः कटुको रसः सोऽस्यौष्ण्यादौष्ण्यं वर्धयति तैक्ष्ण्यात्तैक्ष्ण्यं रौक्ष्याद्रौक्ष्यं लाघवाल्लाघवं वैशद्याद्वैशद्यमिति ॥११॥**

૧૦ પિત્તમાં ઉષ્ણતા, તીક્ષ્ણતા, રૂક્ષતા, લઘુતા, અને વિશદતા આ ગુણો છે અને કટુક તીખો રસ પણ એવા જ સ્વભાવવાળો છે. માટે કટુક રસ પોતાની ઉષ્ણતાથી પિત્તની ઉષ્ણતાને, પોતાની તીક્ષ્ણતાથી પિત્તની તીક્ષ્ણતાને, પોતાની રૂક્ષતાથી પિત્તની રૂક્ષતાને, પોતાની લઘુતાથી પિત્તની લઘુતાને અને પોતાની વિશદતાથી પિત્તની વિશદતાને વધારે છે તેથી પિત્તની વૃદ્ધિ થાય છે. ૧૧

### મધુર રસથી કફની વૃદ્ધિ થાય છે.

**माधुर्यस्नेहगौरवशैत्यपैच्छिल्यगुणलक्षणः श्लेष्मा तस्य समानयोनिर्मधुरो रसः सोऽस्य माधुर्यान्माधुर्यं वर्धयति स्नेहात्स्नेहं गौरवाद्गौरवं शैत्याच्छैत्यं पैच्छिल्यात्पैच्छिल्यमिति ॥ १२ ॥**

૧૧ કફમાં મધુરતા, સ્નિગ્ધતા, ગુરુતા, શીતતા, અને પિચ્છિલતા આ ગુણો છે. અને મધુર રસ પણ આવાજ સ્વભાવનો છે. માટે મધુર રસ પોતાની મધુરતાથી કફની મધુરતાને, પોતાની સ્નિગ્ધતાથી કફની સ્નિગ્ધતાને, પોતાની ગુરુતાથી કફની ગુરુતાને, પોતાની

શીતતાથી કફની શીતતાને અને પોતાની પિચ્છિલતાથી કફની પિચ્છિલતાને વધારે છે તેથી કફની વૃદ્ધિ થાય છે. ૧૨

**કયો રસ કયા દોષને હણે છે? અને તેનાં શા કારણો છે?**

**तस्य पुनरन्ययोनिः कटुको रसः स श्लेष्मणः प्रत्यनीकत्वात् कटुकत्वान्माधुर्यमभिभवति रौक्ष्यात्स्नेहं लाघवाद्गौरवमौष्ण्याच्छैत्यं वैशद्यात्पैच्छिल्यमिति । तदेतन्निदर्शनमात्रमुक्तम् ॥ १३ ॥**

૧૨ કટુક રસ કફથી વિપરીત સ્વભાવવાળો છે, તે કફનો શત્રુ હોવાથી પોતાનાં તીખાપણાને લીધે કફની મધુરતાનો, પોતાનાં રૂક્ષપણાને લીધે કફના સ્નિગ્ધપણાનો, પોતાની લઘુતાથી કફની ગુરુતાનો, પોતાની ઉષ્ણતાથી કફની શીતતાનો, અને પોતાના વિશદપણાથી કફના પિચ્છિલપણાનો (ચિકાશનો) પરાભવ કરે છે. (જેથી કફનો નાશ થાય છે.) આ તો એક દૃષ્ટાંતમાત્ર કહ્યું છે (પરંતુ આ ઉપરથી અમુક રસથી અમુક દોષનો નાશ થાય છે એમ જાણી લેવું.) ૧૩

**મધુર રસનું લક્ષણ.**

**रसलक्षणमत ऊर्ध्वं वक्ष्यामः । तत्र यः परितोषमुत्पादयति प्रह्लादयति तर्पयति जीवयति मुखावलेपं जनयति श्लेष्माणं चाभिवर्धयति स मधुरः ॥ १४ ॥**

૧૩ હવે રસોનાં લક્ષણો કહીએ છીએ. જે રસ પરિતોષને ઉત્પન્ન કરે છે, સુખ આપે છે, તૃપ્તિ કરે છે, જીવાડે છે, મુખમાં મળની વૃદ્ધિ કરે છે, અને કફની વૃદ્ધિ કરે છે તે રસ મધુર કહેવાય છે. ૧૪

**અમ્લ રસનું લક્ષણ.**

**यो दन्तहर्षमुत्पादयति मुखास्रावं जनयति श्रद्धां चोत्पादयति सोऽम्लः ॥ १५ ॥**

૧૪ જે રસ દાંતોને અંબાવી નાખે છે, મુખમાંથી લાળને ઝરાવે છે, અને રુચિને ઉત્પન્ન કરે છે તે રસ અમ્લ (ખાટો) કહેવાય છે. ૧૫

**લવણ રસનું લક્ષણ.**

**यो भक्तरुचिमुत्पादयति कफप्रसेकं जनयति मार्दवं चापादयति स लवणः ॥ १६ ॥**

૧૫ જે રસ અન્નના ઉપર રુચિ ઉત્પન્ન કરે છે, કફનો સ્રાવ કરાવે છે, અને અંગોમાં કોમળતા કરે છે તે રસ લવણ (ખારો) કહેવાય છે. ૧૬

**કટુક (તીખા) રસનું લક્ષણ.**

**यो जिह्वाग्रं बाधत उद्वेगं जनयति शिरो गृह्णीते नासिकां च स्रावयति स कटुकः ॥ १७ ॥**

૧૬ જે રસ જીભની અણી ઉપર પીડા કરે છે, ઉદ્વેગને ઉત્પન્ન કરે છે, ઉદ્વેગથી મસ્તકને પકડી લે છે અને નાકમાંથી પાણીનો સ્રાવ કરાવે છે તે રસ કટુક (તીખો) કહેવાય છે. ૧૭

**તિક્ત રસનું લક્ષણ.**

**यो गले चोषमुत्पादयति मुखवैशद्यं जनयति भक्तरुचिं चापादयति हर्षं च स तिक्तः ॥ १८ ॥**

૧૭ જે રસ ગળાનું આકર્ષણ કરેછે, મુખને સ્વચ્છ કરે છે, અન્ન ઉપર રુચિ ઉત્પન્ન કરે છે, અને રૂવાંડાંઓને ઉભાં કરે છે. તે રસ તિક્ત (કડવો) કહેવાય છે. ૧૮

**કષાય રસનું લક્ષણ.**

**यो वक्त्रं परिशोषयति जिह्वां स्तम्भयति कण्ठं बध्नाति हृदयं कर्षति पीडयति च स कषायः १९**

૧૮ જે રસ મુખોને શુકાવી નાખે છે, જીભને જડ કરી દે છે, કંઠને બાંધી દે છે, અને હૃદયને ખેંચે છે તથા પીડા કરે છે તે રસ કષાય (તુરો) કહેવાય છે. ૧૯

**મધુર રસના ગુણો તથા દોષો.**

**रसगुणानत ऊर्ध्वं वक्ष्यामः । तत्र मधुरो रसो रसरक्तमांसमेदोऽस्थिमज्जौजःशुक्रस्तन्यवर्द्धनश्चक्षुष्यः केश्यो वर्ण्यो बलकृत्संधानः शोणितरसप्रसादनो बालवृद्धक्षतक्षीणहितः षट्पदपिपीलिकानामिष्टतमस्तृष्णामूर्छादाहप्रशमनः षडिन्द्रियप्रसादनः कृमिकफकरश्चेति । स एवं गुणोऽप्येक एवात्यर्थमासेव्यमानः कासश्वासालसकवमथुवदनमाधुर्यस्वरोपघातकृमिगलगण्डानापादयति तथार्बुदश्लीपदबस्तिगुदोपलेपाभिष्यन्दप्रभृतीञ्जनयति ॥ २० ॥**

૧૯ હવે પછી રસોના ગુણો (તથા દોષો) કહીએ છીએ. મધુર રસ રસને, રુધિરને, માંસને, મેદને, અસ્થિઓને, મજ્જાને, ઓજને, વીર્યને, તથા ધાવણને વધારે છે, નેત્રનું હિત કરે છે, કેશોને સારા રાખે છે, વર્ણને સુંદર કરે છે, શરીરમાં બળ આપે છે, ભાગેલાં હાડકાં વગેરેને સાંધે છે, રુધિરને તથા રસને સ્વચ્છ કરે છે, બાળક, વૃદ્ધ તથા ક્ષતક્ષીણને હિતકારક છે, ભમરાઓને તથા કીડીઓને બહુ જ પ્રિય છે, તૃષાને, મૂર્છાને અને દાહને શાંત કરે છે, પાંચેય ઈંદ્રિયોને તથા મનને પ્રસન્ન કરે છે અને કૃમિઓને તથા કફને ઉત્પન્ન કરે છે. આ મધુર રસ આવા ગુણવાળો છે છતાં તેનું એકનું જ જો અત્યંત સેવન કરવામાં આવે છે તો તે ઉધરસ, શ્વાસ, અલસક, ઉલટી, મુખની મધુરતા, સ્વરનો ભંગ, કૃમિ, ગળગંડ, અર્બુદ, શ્લીપદ, મૂત્રાશયમાં ઉપલેપ (ચીકાસ) ગુદામાં ઉપલેપ અને અભિષ્યંદ (નેત્રરોગ) વગેરે રોગોને ઉત્પન્ન કરે છે. ૨૦

**અમ્લ રસના ગુણો તથા દોષો.**

**अम्लो जरणः पाचनः पवननिग्रहणोऽनुलोमनः कोष्ठविदाही बहिःशीतः क्लेदनः प्रायशो हृद्यश्चेति ।**

**स एवं गुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो दन्तहर्षनयनसंमीलनरोमसंवेजनकफविलयनशरीरशैथिल्यान्यापादयति तथा क्षताभिहतदग्धदष्टभग्नशूनरुग्णप्रच्युतावमूत्रितविसर्पितच्छिन्नभिन्नविद्धोत्पिष्टादीनि पाचयत्याग्नेयस्वभावात्परिदहति कण्ठमुरो हृदयं चेति ॥ २१ ॥**

૨૦ અમ્લ (ખાટો)રસ આહારને પચાવે છે, દોષોને તથા રોગોને પકાવે છે, પવનને પકડી પાડે છે, (વાયુ, મૂત્ર અને વિષ્ઠાનું) અનુલોમન કરે છે, કોઠામાં બળતરા કરે છે, બાહારથી શીતળતા દેખાડે છે, શરીરમાં આર્દ્રતા (ભીનાશ) કરે છે, અને ઘણું કરીને હૃદયને પ્રિય લાગે તેવો હોય છે. એ અમ્લરસ એવા ગુણવાળો છે છતાં પણ જો તેનું એકનું અત્યંત સેવન કરવામાં આવે છે તો તે દાંતોને અંબાવી દે છે, નેત્રોને વીચાવે છે, રુવાડાંઓને ઉભાં કરે છે, કફને પીંગળાવે છે, શરીરને શિથિલ કરી નાખે છે, ઘાયલ થયેલા, અભિઘાત પામેલા, બળેલા, કરડાયલા, ભાંગી ગયેલા, સુજી ગયેલા, વાંકા વળી ગયેલા, સ્થાનમાંથી ખસી ગયેલા, ઝેરી મૂત્રવાળા પ્રાણીઓના મૂત્રથી સ્પર્શાયલા, ઝેરી સ્પર્શવાળાં પ્રાણીઓથી સ્પર્શ પામેલા, છેદાયલા, ભેદાયલા, વીંધાયલા, અથવા તો પ્રહારાદિકથી ભાંગીને ભુકો થયેલા અવયવોને પકાવે છે અને અગ્ન્યાત્મક હોવાથી કંઠમાં, ઉરઃસ્થળમાં અને હૃદયમાં દાહ કરે છે. ૨૧

### લવણરસના ગુણો તથા દોષો.

**लवणः संशोधनः पाचनो विश्लेषणः क्लेदनः शैथिल्यकृदुष्णः सर्वरसप्रत्यनीको मार्गविशोधनः सर्वशरीरावयवमार्दवकरश्चेति । स एवं गुणोऽप्येक एवात्यर्थमासेव्यमानो गात्रकण्डूकोठशोफवैवर्ण्यपुंस्त्वोपघातेन्द्रियोपतापांस्तथा मुखाक्षिपाकं रक्तपित्तवातशोणिताम्लिकाप्रभृतीनापादयति ॥ २२ ॥**

૨૧ લવણ રસ વમન તથા વિરેચન કરાવીને સંશોધન કરે છે, દુષ્ટ વ્રણને પકાવે છે, અવયવોને જુદા જુદા કરી દે છે, વ્રણને આર્દ્ર કરે છે, શરીરને શિથિલ કરે છે, ઉષ્ણ છે, સર્વ રસોનો શત્રુ છે, મૂત્રાદિકના માર્ગોને સાફ કરે છે, શરીરના સર્વ અવયવોને કોમળ કરે છે. એ લવણ રસ આવા ગુણવાળો છતાં પણ જો તેનું એકનું અત્યંત સેવન કરવામાં આવે છે તો તે શરીરમાં ખરજ, ઢામઢાં, સોજા, શરીરના વર્ણમાં ઝાંખાપણું, પુરુષપણાનો ઉપઘાત, ઇંદ્રિયોનો ઉપતાપ, મુખપાક, આંખનું પાકવું, રક્તપિત્ત, વાતરક્ત, તથા ખાટા ઓડકાર વગેરે વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. ૨૨

### કટુક રસના ગુણો તથા દોષો.

**कटुको दीपनः पाचनो रोचनः शोधनः स्थौल्यालस्यकफकृमिविषकुष्ठकण्डूपशमनः संधिबन्धविच्छेदनोऽवसादनः स्तन्यशुक्रमेदसामुपहन्ता चेति । स एवंगुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो भ्रममदगलताल्वोष्ठशोषगात्रसंतापबलविघातकम्पतोदभेदकृत्करचरणपार्श्वपृष्ठप्रभृतिषु च वातशूलानापादयति ॥ २३ ॥**

૨૨ કટુક (તીખો) રસ અગ્નિને પ્રદીપ્ત કરે છે, પાચન કરે છે, રુચિ ઉત્પન્ન કરે છે, માર્ગોને સ્વચ્છ કરે છે, સ્થૂળતાને દૂર કરે છે, આલસ્ય, કફ, કૃમિ, વિષ, કોઢ, તથા ખરજને શાંત કરે છે, સાંધાઓનાં બંધનોને શિથિલ કરે છે, ઉત્સાહનો નાશ કરે છે, ધાવણનો, વીર્યનો અને મેદનો નાશ કરે છે, એ કટુક રસ આવા ગુણવાળો છતાં પણ જો તેનું એકનું અત્યંત સેવન કરવામાં આવે છે તો તે ભ્રમ, હર્ષ ક્ષય, ગળાનો શોષ, તાલવાનો શોષ, હોઠનો શોષ, ગાત્રોનો સંતાપ, બળનો ઉપઘાત, કંપ, સોઇના ભોંકાયા જેવી વ્યથા, તથા શરીરમાં ભેદન કરે છે અને હાથ, પગ, પડખાં તથા પીઠ વગેરેમાં વાતશૂળોને ઉત્પન્ન કરે છે. ૨૩

### તિક્ત રસના ગુણો તથા દોષો.

**तिक्तश्छेदनो रोचनो दीपनः शोधनः कण्डूकोठतृष्णामूर्छाज्वरप्रशमनः स्तन्यशोधनो विण्मूत्रक्लेदमेदोवसापूयोपशोषणश्चेति । स एवंगुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो गात्रमन्यास्तम्भाक्षेपकार्दितशिरःशूलभ्रमतोदभेदच्छेदास्यवैरस्यान्यापादयति ॥ २४ ॥**

૨૩ તિક્ત (કડવો) રસ કફનો નાશ કરે છે, ખોરાક ઉપર રુચિ ઉત્પન્ન કરાવે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, શોધન કરે છે, ખરજ, ઢામઢાં, તૃષા, મૂર્છા તથા જ્વરને શાંત કરે છે, ધાવણને સાફ કરે છે, વિષ્ઠા, મૂત્ર, ક્લેદ, મેદ, ચરબી તથા પરુને શુકવી નાખે છે. એ તિક્તરસ આવા ગુણવાળો છતાં પણ તેનું એકનું જો અત્યંત સેવન કરવામાં આવે છે તો તે ગાત્રોને તથા કંઠની પાછળની શિરાઓને પકડી પાડે છે. અને આક્ષેપક, અર્દિત, શિરઃશૂલ, ભ્રમ, સોઈ ભોંકાયા જેવી પીડા, ભેદન, છેદન, તથા મુખની વિરસતા વગેરે વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. ૨૪

### કષાય રસના ગુણો તથા દોષો.

**कषाय संग्राहको रोपणः स्तम्भनः शोधनो लेखनः शोषणः पीडनः क्लेदोपशोषणश्चेति । स एवंगुणोऽप्येक एवात्यर्थमुपसेव्यमानो हृत्पीडास्यशोषोदराध्मानवाक्यग्रहमन्यास्तम्भगात्रस्फुरणचुमचुमायनाकुञ्चनाक्षेपणप्रभृतीञ्जनयति ॥ २५ ॥**

૨૪ કષાય રસ મળની પ્રવૃત્તિને (ઝાડાને) અટકાવે છે, વ્રણમાં ધરતી લાવે છે, ગાત્રોને દૃઢ કરે છે, વ્રણને શુદ્ધ કરે છે, વ્રણનાં માંસને ઉખેડી નાખે છે, દ્રવનું શોષણ કરે

છે, વ્રણને તથા હૃદયને દબાવે છે, અને ક્લેદને (ભિનાશને) સુકવી નાંખે છે. એ કષાય રસ આવા ગુણવાળો છતાં પણ જો તેનું એકનું અત્યંત સેવન કરવામાં આવે છે તો તે હૃદયમાં પીડા, મુખમાં શોષ, પેટમાં આફરો, બોલવામાં અટકાયત, કંઠની પાછલી શિરાઓનું ઝલાઈ જવું, ગાત્રોનું ફરકવું, ચમચમાટ, ગાત્રોનો સંકોચ, અને અત્યંતકંપ વગેરે વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. ૨૫

### મધુર વર્ગ.

**अतः सर्वेषामेव द्रव्याण्युपदेक्ष्यामः । तद्यथा । काकोल्यादिः क्षीरघृतवसामज्जशालिषष्टिकयवगोधूममाषशृङ्गाटककसेरुकत्रपुसैर्वारुककर्कारुकालाबुकालिन्दकतकगिलोड्यप्रियालपुष्करबीजकाश्मर्यमधूकद्राक्षाखर्जूरराजादनतालनालिकेरेक्षुविकारबलातिबलात्मगुप्ताविदारीपयस्यागोक्षुरकक्षीरमोरटमधूलिकाकूष्माण्डप्रभृतीनि समासेन मधुरो वर्गः ॥ २६ ॥**

૨૫ હવે સર્વેય રસનાં દ્રવ્યોનો ઉપદેશ કરીએ છીએ. કાકોલ્યાદિ ગણ, દૂધ, ઘી, ચરબી, મજ્જા, ચોખા, સાઠી ચોખા, જવ, ઘઉં, અડદ, શીંગોડાં, કસેરુ કંદ, ત્રપુસ (કાકડીની જાત) એર્વારુક (મોટી કાકડી) કર્કારુક (પતકાળું) મીઠા તુંબડાં (દુધી) તડબુચ, નિર્મળી, ગિલોડ્ય, ચારોળી, કમળકાકડી, શીવણના ફળ, મહુડાં, દ્રાક્ષ, ખજૂર, રાણ, તાડનાં ફળ, નાળીયેર, શેરડીમાંથી થનારા ગોળ વગેરે પદાર્થો, બળદાણા, ખપાટ, કૌંચાં, ફગવેલનો કંદ, ખરણેર, ગોખરુ, ક્ષીરમોરટ--ફાટેલા દૂધનું પાણી અથવા પીલુપર્ણી, જેઠીમધ, કોળું ઇત્યાદિ પદાર્થ મધુર વર્ગ છે. આ મધુરવર્ગ સંક્ષેપમાં કહ્યો છે. ૨૬

### અમ્લ વર્ગ.

**दाडिमामलकमातुलुङ्गाम्रातककपित्थकरमर्दबदरकोलप्राचीनामलकतिन्तिडीककोशाम्रभव्यपारावतवेत्रफललकुचाम्लवेतसदन्तशठदधितक्रसुराशुक्तसौवीरकतुषोदकधान्याम्लप्रभृतीनि समासेनाम्लो वर्गः ॥ २७ ॥**

૨૬ દાડીમ, આંબળાં, બીજોરાં, અંબાડાં, કોઠ, કરમદાં, નાના બોર, મોટાં બોર, જળ આંબળાં, કોકમ, જંગલી કેરી, ઓંટનાં ફળ, અનનાસ, નેતરનાં ફળ, લકુચ, (નાનાં ફણસ) અમ્લવેતસ, લીંબુ, દહીં, છાસ, સુરા (મદિરા), *શુક્ત, †સૌવીરક, ‡તુષોદક, અને §ધાન્યામ્લ ઇત્યાદિ પદાર્થ અમ્લ વર્ગ છે. આ અમ્લવર્ગ સંક્ષેપથી કહ્યો છે. ૨૭

### લવણ વર્ગ.

**सैन्धवसौवर्चलबिडपाक्यरोमकसामुद्रकपक्त्रिमयवक्षारोषरप्रसूतसुवर्चिकाप्रभृतीनि समासेन लवणो वर्गः ॥ २८ ॥**

૨૭ સૈંધવ, સંચળ, બીણલુણ, વડાગરું, સાંભરલૂણ, સમુદ્રનું મીઠું, પકાવીને બનાવેલું લૂણ, જવખાર, ખારો, સાજીખાર ઇત્યાદિ પદાર્થ લવણ વર્ગ છે. આ લવણ વર્ગ સંક્ષેપથી કહ્યો છે. ૨૮

### કટુક વર્ગ.

**पिप्पल्यादिः सुरसादिः शिग्रुमधुशिग्रुमूलकलशुनसुमुखशीतशिवकुष्ठदेवदारुहरेणुकावल्गुजफलचण्डागुग्गुलुमुस्तालाङ्गलकीशुकनासापीलुप्रभृतीनि सालसारादिश्च प्रायशः कटुको वर्गः ॥२९॥**

૨૮ પિપ્પલ્યાદિગણ, સુરસાદિગણ, સરગવો, રાતો સરગવો, મૂળા, લસણ, સુમુખા (જંગલી તુળસી) કપૂર (અથવા તો પત્થર ફૂલ) કઠ, દેવદારુ, હરેણુકા, બાબચી, કરમાણી, ગુગળ, મોથ, દૂધીયો વચ્છનાગ, અરડુસો, પીલુ, અને સાલસારાદિગણ આ પ્રાયશઃ કટુક વર્ગ છે આ કટુક વર્ગ સંક્ષેપમાં કહ્યો છે. ૨૯

### તિક્ત વર્ગ.

**आरग्वधादिर्गुडूच्यादिर्मण्डूकपर्णीवेत्रकरीरहरिद्राद्वयेन्द्रयववरुणस्वादुकण्टकसप्तपर्णबृहतीद्वयशङ्खिनीद्रवन्तीत्रिवृत्कृतवेधनकर्कोटककारवेल्लकवार्ताककरीरकरवीरसुमनःशङ्खपुष्पाऽपामार्गत्रायमाणाशोकरोहिणीवैजयन्तीसुवर्चलापुनर्नवावृश्चिकालीज्योतिष्मतीप्रभृतीनि समासेन तिक्तो वर्गः ३०**

૨૯ આરગ્વધાદિ ગણ, ગુડુચીઆદિ ગણ, બ્રાહ્મી, નેતરના અંકુરો, હળદર, દારુહળદર, ઇંદ્રિજવ, વાયવરણાં, ગોખરૂ, સપ્તપર્ણ, ઉભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, આંખ ફુંટામણાં, ઉંદરકરણી, નસોતર, કડવી ઘીસોડી, કડવાં કંટોલા, કારેલી, રીંગણી, કેરડો, કણેર, માલતી, મોટી શ્વેત જુઈ, અઘેડો, ત્રાયમાણ, કડુ, મોટી અરણી, સુરજમુખી, સાટોડી, મરડાશીંગી, અને મોટી માલકાંકણી ઇત્યાદિ પદાર્થ તિક્તવર્ગ છે આ તિક્તવર્ગ સંક્ષેપમાં કહ્યો છે. ૩૦

### કષાય વર્ગ.

**न्यग्रोधादिरम्बष्ठादिः प्रियङ्ग्वादी रोध्रादिस्त्रिफलाशल्लकीजम्बाम्रबकुलतिन्दुकफलानि कतकशाकपाषाणभेदकवनस्पतिफलानि सालसारादिश्च प्रायशः कुरबककोविदारकजीवन्तीचिल्लीपालङ्क्यासुनिषण्णकप्रभृतीनि नीवारकादयो मुद्गादयश्च समासेन कषायो वर्गः ॥ ३१ ॥**

૩૦ ન્યગ્રોધાદિ ગણ, અંબષ્ઠાદિ ગણ, પ્રિયંગુઆદિ ગણ, રોધ્રાદિ ગણ, ત્રિફળાં, સાલેડો, જાંબૂ, આંબો, બોલસરી,

---

* તેલ, ગોળ, કાંજી અને લવણ વગેરેનો આથો.

† ફોતરાં કાહાડી નાખીને કાચા અથવા તો પાકા જવના કટકાને પાણીમાં આથવામાં આવે તે પાણી. ‡ ફોતરાં સાથે જવના કટકા કરીને પાણીમાં આથવામાં આવે તે પાણી.

§ ચોખા, કોદરા વગેરેનાં ભરડકાંને પાણીમાં આથવામાં આવે તે.

ટીંબરુનાં કાચાં ફળ, નિર્મળી, સાગ, પાષાણભેદ, વડ વગેરે વનસ્પતિનાં ફળ, સાલસારાદિગણ, કાંટા અશેળીઓ, કાંચનાર, કડવી ખરખોડી, ટાંકાની ભાજી, પાલખની ભાજી, ઓંટીગણ વગેરે, બંટી આદિ તૃણ ધાન્ય, અને મગ આદિ ધાન્ય આ પદાર્થો કષાય વર્ગ છે આ કષાય વર્ગ સંક્ષેપમાં કહ્યો છે. ૩૧

### રસોના ત્રેસઠ સંયોગ.

**તત્રૈષાં રસાનાં સંયોગાસ્ત્રિષષ્ટિર્ભવન્તિ । તદ્યથા પઞ્ચદશ દ્વિકા, વિંશતિસ્ત્રિકાઃ, પઞ્ચદશ ચતુષ્કાઃ, ષટ્ પઞ્ચકા, એકશઃ, ષડ્રસા એકઃ ષટ્ક ઇતિ। તેષામન્યત્ર પ્રયોજનાનિ વક્ષ્યામઃ ॥ ૩૨ ॥**

૩૧ ૭ રસોના ત્રેસઠ સંયોગ થાય છે. જેમ કે બબ્બે રસના સંયોગ પંદર થાય છે, ત્રણ ત્રણ રસના સંયોગ વીસ થાય છે, ચાર ચાર રસના સંયોગ પંદર થાય છે, પાંચ પાંચ રસના સંયોગ ૭ થાય છે, પ્રત્યેક રસ ૭ જાતના છે અને ૭ રસનો એકત્ર સંયોગ એક છે. તેનાં પ્રયોજનો બીજે ઠેકાણે (ઉત્તર તંત્રમાં ૬૨મા અધ્યાયમાં) કહેશું. ૩૨

### રસોનો નિત્ય ઉપયોગ કરવાથી તે નુકસાન કરતા નથી.

**ભવતિ ચાત્ર ॥**

**જગ્ધાઃ ષડપિગચ્છન્તિ બલિનો વશતાં રસાઃ ।**
**યથા પ્રકુપિતા દોષા વશં યાન્તિ બલીયસઃ ॥૩૩॥**

૩૨ રસના વિષયમાં આ પ્રમાણે એક શ્લોક છે:-જેમ દોષો પ્રકોપ પામ્યા છતાં પણ અતિ બળવાન્ મનુષ્યને વશ થાય છે. અર્થાત્ તેને વ્યાધ કરતા નથી. તેમજ એક એક કરીને ખાધેલા છએ રસો પણ અતિ બળવાન્ મનુષ્યને વશ થાય છે (તેને વ્યાધિ કરતા નથી.) ૩૩

## અધ્યાય ૪૩ મો

### *વમનદ્રવ્યવિકલ્પ વિજ્ઞાનીય-ઉલટી કરાવનારાં દ્રવ્યોના પ્રયોગોનું વિજ્ઞાન.

### ઉપક્રમ.

**અથાતો વમનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીયમધ્યાયં વ્યાખ્યાસ્યામઃ ॥ ૧ ॥**

**યથોવાચ ભગવાન્ ધન્વન્તરિઃ ( સુશ્રુતાય ) ॥૨॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે;-હવે અહીંથી હું 'વમન દ્રવ્ય વિકલ્પ વિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન, જે પ્રમાણે ભગવાન્ ધન્વંતરિએ મને તે વિષયમાં કહ્યું છે તે પ્રમાણે કરું છું. ૧-૨

* આ અધ્યાયમાં વમન (ઉલટી) કરાવનારાં દ્રવ્યોના પ્રયોગોનું વિશિષ્ટ જ્ઞાન વર્ણવવામાં આવ્યું છે તે ઉપરથી આ અધ્યાયનું વમનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય નામ છે.

### 'મીંઢોળ' વમન (ઉલટી) કરાવનારાં ફળોમાં શ્રેષ્ઠ છે.

**વમનદ્રવ્યાણાં ફલાદીનાં મદનફલાનિ શ્રેષ્ઠતમાનિ ભવન્તિ ॥ ૩ ॥**

૨ મીંઢોળ વગેરે વમન કરાવનારા દ્રવ્યોમાં મદનફળ ( મીંઢોળ ) અત્યંત શ્રેષ્ઠ ગણાય છે. ૩

### મીંઢોળથી વમન કરાવવાનો ૧ લો યોગ.

**અથ મદનપુષ્પાણામાતપપરિશુષ્કાણાં ચૂર્ણપ્રકુઞ્ચં પ્રત્યક્પુષ્પીસદાપુષ્પીનિમ્બકષાયાણામન્યતમેનાલોડ્ય મધુસૈન્ધવયુક્તાં પુષ્પચૂર્ણમાત્રાં પાયયિત્વા વામયેત્ ॥ ૪ ॥**

**મદનશલાટુચૂર્ણાન્યેવં વા બકુલરમ્યકોપયુક્તાનિ મધુલવણયુક્તાન્યભિપ્રતપ્તાનિ મદનશલાટુચૂર્ણસિદ્ધાં વા તિલતણ્ડુલયવાગૂમ્ ॥ ૫ ॥**

૩ મીંઢોળનાં ફળોને તડકામાં સુકવી, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ચાર તોલા ચૂર્ણ લઇને, તે ચૂર્ણને અઘેડાના કવાથમાં ઘોળી તેમાં મધ તથા સૈંધવ નાખી તે મીંઢોળનાં ચૂર્ણની માત્રા પાઇને વમન કરાવવું.

### ૨ જો યોગ.

૪ મીંઢોળનાં ફળોને તડકામાં સુકવી, તેઓનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ચાર તોલાભાર ચૂર્ણ લઈ તે ચૂર્ણને આકડાના કવાથમાં ઘોળી, તેમાં મધ તથા સૈંધવ નાખી તે ચૂર્ણની માત્રાને પાઇને વમન કરાવવું.

### ૩ જો યોગ.

૫ મીંઢોળનાં ફળોને તડકામાં સુકવી, તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ચાર તોલાભાર ચૂર્ણ લઈ તે ચૂર્ણને લીંબડાના કવાથમાં ઘોળી, તેમાં મધ તથા સીંધાલૂણ નાખીને તે ચૂર્ણની માત્રાને પાઇને વમન કરાવવું.

### ૪ થો યોગ.

૬ કાચાં મીંઢોળના ચાર તોલાભાર ચૂર્ણમાં બોલસારી તથા બકાન નાખી, અઘેડાના રસમાં ઘોળી ગરમ કરી, તેમાં મધ તથા સૈંધવ નાખીને તે રસ પાઇને વમન કરાવવું.

### ૫ મો યોગ.

૭ કાચાં મીંઢોળના ચાર તોલા ચૂર્ણમાં બોલસરી તથા બકાન નાખી, આકડાના રસમાં ઘોળી, ગરમ કરી, તેમાં મધ તથા સૈંધવ નાખી, તે રસ પાઇને વમન કરાવવું.

### ૬ ઠ્ઠો યોગ.

૮ કાચાં મીંઢોળના ચાર તોલાભાર ચૂર્ણમાં બોલાસરી તથા બકાન નાખી, લીમડાના રસમાં ઘોળી, ગરમ કરી, તેમાં મધ તથા સૈંધવ નાખી તે રસ પાઇને વમન કરાવવું.

### ૭ મો યોગ.

૯ કાચા મીંઢોળનું ચૂર્ણ ચાર તોલાભાર નાખીને ચોખાની તથા તલની રાબ તયાર કરી, તે પાઇને વમન કરાવવું. ૪-૫

### ૮ મો યોગ.

**निर्वृत्तानां वा नातिहरितपाण्डूनां कुशमूढावबद्धमृद्गोमयलिप्तानां यवतुषमुद्गमाषशाल्यादिधान्यराशावष्टरात्रोषितक्लिन्नभिन्नानां फलानां फलपिप्पलीरुद्धृत्यातपे शोषयेत्तासां दधिमधुपललविमृदितपरिशुष्काणां सुभाजनस्थानामन्तर्नखमुष्टिमुष्णे यष्टीमधुककषाये कोविदारादीनामन्यतमे वा कषाये विमृद्य रात्रिपर्युषितं मधुसैन्धवयुक्तमाशीर्भिरभिमन्त्रितमुदङ्मुखः प्राङ्मुखमातुरं पाययेतानेन मन्त्रेणाभिमन्त्र्य ॥ ६ ॥**

૧૦ પાકેલાં પરંતુ અત્યંત હરિત કે પાંડુવર્ણાં થઈ ગયેલાં ન હોય એવાં મીંઢોળોને ચોતરફથી દર્ભના પાટાથી બાંધવાં અને તેના ઉપર માટીનો તથા છાણનો જાડો લેપ કરી, જવના ફોતરાના ઢગલામાં અથવા તો મગ, અડદ કે ચોખા વગેરે ધાન્યના ઢગલામાં આઠ રાત રાખવાં, તેથી એ મીંઢોળ આર્દ્ર થઈ પોતાની મેળે ફાટી જાય, એટલે તેમાંથી બી કાઢી લઇને તેને તડકામાં સુકવવાં, તે પછી એ બીને દહીં, મધ તથા માંસની સાથે સારી પેઠે વાટીને તેનું ચૂર્ણ કરવું ને તેને ફરીથી તડકામાં સુકવીને એક સારા વાસણમાં ભરી રાખવું, તે પછી એ ચૂર્ણમાંથી જેમાં નખો અંદર રહે એવી અર્થાત્ નાની મુઠી ભરીને, તે મુઠીભર ચૂર્ણને જેઠીમધના ગરમ ક્વાથમાં ચોળીને રાતવાસી રહેવા દેવું, અને તેમાં મધ તથા સૈંધવ નાખવાં. તે પછી વૈદ્યે તે ક્વાથને આશીર્વાદના મંત્રોથી મંત્રી પોતાનું મુખ ઉત્તર દિશા તરફ રાખી, રોગીનું મુખ પૂર્વ દિશા તરફ કરાવીને બેસાડવો, અને નીચેના મંત્રથી તે ક્વાથને મંત્રીને રોગીને પાવો.

### નવથી ઓગણીસ સુધીના ૧૧ યોગ.

૧૧ ઉપર પ્રમાણેજ મીંઢોળનું ચૂર્ણ તયાર કરવું અને તેમાંથી નાની મૂઠી જેટલું ચૂર્ણ લઈ, તે ચૂર્ણને આ સ્થાનના સંશોધન સંશમનીય નામના ઓગણચાલીસમા અધ્યાયના બીજા વિષયમાં કહેલા કાંચનાર વગેરે અગ્યાર ઔષધમાંના કોઈ એક ઔષધના ક્વાથમાં ચોળીને રાત વાસી રહેવા દેવું અને તેમાં મધ તથા સૈંધવ નાખીને ઉપર પ્રમાણેજ વૈદ્યે મંત્રથી મંત્રીને તે ક્વાથ રોગીને પાવો. ૬

### ક્વાથને મંત્રવાના મંત્ર.

**ब्रह्मदक्षाश्विरुद्रेन्द्रभूचन्द्रार्कानलानिलाः ।**
**ऋषयः सौषधीग्रामा भूतसङ्घाश्च पान्तु ते ॥ ७ ॥**
**रसायनमिवर्षीणां देवानाममृतं यथा ।**
**सुधेवोत्तमनागानां भैषज्यमिदमस्तु ते ॥ ८ ॥**

૧૨ બ્રહ્મા, દક્ષ, અશ્વિનીકુમાર, રુદ્ર, ઇંદ્ર, પૃથ્વી, ચંદ્ર, સૂર્ય, અગ્નિ, પવન, ઋષિઓ, ઔષધિઓનો સમૂહ, તથા સર્વ ભૂતોના સમૂહ, તારું રક્ષણ કરો! રસાયનો જેમ ઋષિઓને આરોગ્ય આપે છે, અમૃત જેમ દેવોને આરોગ્ય આપે છે, અને સુધા જેમ નાગોને આરોગ્ય આપે છે તેમ આ ઔષધ તને આરોગ્ય આપો! (આ મંત્રથી ઔષધને મંત્રીને રોગીને પાવું). ૭-૮

### આઠથી ઓગણીસ સુધીના યોગ કયા રોગમાં આપવા?

**विशेषेण श्लेष्मज्वरप्रतिश्यायान्तर्विद्रधिषु ॥ ९ ॥**

૧૩ વિશેષે કરીને કફજ્વર, પ્રતિશ્યાય, અને અંદરનો વિદ્રધિ આ વ્યાધિઓમાં ઉપર કહેલા યોગનો ઉપયોગ કરવો. ૯

### યોગ આપ્યા છતાં ઉલટી ન થાય તો શું કરવું?

**अप्रवर्तमाने वा दोषे पिप्पलीवचागौरसर्षपकल्कोन्मिश्रैः सलवणैरुष्णाम्बुभिः पुनः पुनः प्रवर्तयेदासम्यग्वान्तलक्षणादिति ॥ १० ॥**

૧૪ યોગ આપ્યા છતાં દોષની પ્રવૃત્તિ થાય નહિ તો (ઉલટી થાય નહિ તો) પીપર, વજ, તથા ધોળા સર્ષવનો કલ્ક તથા સૈંધવ ઉના પાણીમાં ડોળી, તે પાઇને વારંવાર ઉલટી કરાવવી. બરાબર ઉલટી થયાનાં ચિહ્નો જણાય ત્યાં સૂધી ઉલટી કરાવવી. ૧૦

### ૨૦ મો યોગ.

**मदनफलमज्जचूर्णं वा तत्क्वाथपरिभावितं मदनफलकषायेण । मदनफलमज्जसिद्धस्य वा पयसः संतानिकां क्षौद्रयुक्ताम् । मदनफलमज्जसिद्धं वा पयः । मदनफलमज्जसिद्धेन वा पयसा यवागूम् ११**

૧૫ મીંઢોળની અંદરની મજ્જાનું-ગર્ભનું ચૂર્ણ કરી તેમાંથી ચાર તોલા ભાર ચૂર્ણ લઇને તેને મીંઢોળના જ ક્વાથની ભાવના આપવી અને મીંઢોળના ક્વાથની સાથે જ પાઇને વમન (ઉલટી) કરાવવું.

### ૨૧ મો યોગ.

૧૬ મીંઢોળની મજ્જાનું (અંદરના ગર્ભનું) ચાર તોલા ભાર ચૂર્ણ લઇને તેને દૂધમાં નાખીને દૂધને ઉકાળવું અને તેની તર મધની સાથે ચટાડીને વમન કરાવવું. (ઉલટી કરાવવી).

### ૨૨ મો યોગ.

૧૭ મીંઢોળની મજ્જાનું ચાર તોલા ભાર ચૂર્ણ દૂધમાં ઉકાળી તે દૂધ પાઇને વમન કરાવવું.

### ૨૩ મો યોગ.

૧૮ મીંઢોળની મજ્જાનું ચૂર્ણ નાખીને દૂધને ઉનુ કરવું અને તે દૂધની સાથે રાબ પાઇને વમન કરાવવું. ૧૧

## વીસથી ત્રેવીસ સુધીના યોગ કયા રોગમાં આપવા ?

**अधोभागासृक्पित्तहृद्दाहयोः ॥ १२ ॥**

૧૯ નીચેના ભાગમાં થયેલા રક્તપિત્તમાં અને પિત્તથી થયેલા હ્રદયના દાહમાં ઉપર કહેલા યોગ આપવા. ૧૨

## ૨૪ મો યોગ અને તેનો વિષય.

**मदनफलमज्जासिद्धस्य वा पयसो दधिभावमुपगतस्य दध्युत्तरं दधि वा कफप्रसेकच्छर्दिमूर्च्छातमकेषु ॥ १३ ॥**

૨૦ મીંઢોળની મજ્જાનું ચાર તોલા ભાર ચૂર્ણ નાંખીને દુધ ઉકાળવું અને તેનું દહીં કરીને, તે દહીંની ઉપરનો જાડો ભાગ ચટાડીને વમન કરાવવું, કફથી લાળ પડતી હોય, ઉલટી થતી હોય, મૂર્છા આવતી હોય, અને તમક શ્વાસ થયો હોય તેમાં આ યોગનો ઉપયોગ કરવો.

## ૨૫ મો યોગ અને તેનો વિષય.

૨૧ મીંઢોળની મજ્જાના ચાર તોલા ભાર ચૂર્ણની સાથે દુધને ઉકાળીને, તે દુધનું દહી કરવું, અને તે દહી પાઇને વમન કરાવવું. આ યોગનો ઉપયોગ પણ કફથી ઝરતી લાળમાં, ઉલટીમાં, મૂર્છામાં અને તમક શ્વાસમાં કરવો. ૧૩

## ૨૬ મો યોગ અને તેનો વિષય.

**मदनफलमज्जरसं स्नेहं वा भल्लातकस्नेहवदादाय फाणितीभूतं लेहयेदातपपरिशुष्कं वा मदनफलमज्जचूर्णं जीवन्तीकषायेण पित्ते कफस्थानगते १४**

૨૨ ચિકિત્સાસ્થાનના દ્વિવ્રણીય ચિકિત્સિત નામના પ્રથમ અધ્યાયમાં જે પ્રમાણે ભીલામામાંથી સ્નેહ કાઢવાનો વિધિ કહ્યો છે તે પ્રમાણે મીંઢોળની મજ્જામાંથી રસ અથવા તો સ્નેહ કાઢીને તે રાબના જેવો સ્નેહ ચટાડીને વમન કરાવવું. પિત્ત કફના સ્થાનમાં આવ્યું હોય ત્યારે આ યોગનો ઉપયોગ કરવો.

## ૨૭ મો યોગ અને તેનો ઉપયોગ.

૨૩ મીંઢોળની મજ્જાનું ચાર તોલા ભાર ચૂર્ણ કરીને તેને તડકામાં સુકવવું. તે પછી જીવંતીના કવાથની સાથે પાઇને વમન કરાવવું. પિત્ત કફના સ્થાનમાં આવ્યું હોય ત્યારે આ યોગનો ઉપયોગ કરવો. ૧૪

## ૨૮ મો યોગ અને તેનો વિષય.

**मदनफलमज्जक्वाथं वा पिप्पल्यादिप्रतीवापं तच्चूर्णं वा निम्बरूपिकाकषाययोरन्यतरेण कफव्याधिहरं मदनफलमज्जचूर्णं वा मधुककाश्मर्यद्राक्षाकषायेण संतर्पणं च । मदनफलविधानमुक्तम् ॥१५॥**

૨૪ મીંઢોળના ચાર તોલા ભાર મજ્જાના કવાથમાં (તે કવાથ પાક ઉપર આવે એટલે) તેમાં પિપલ્યાદિ ગણનો કલ્ક નાખીને તે કવાથ તૈયાર થાય એટલે પાવો. કફના વ્યાધિમાં આ યોગનો ઉપયોગ કરવો.

## ૨૯ મો યોગ અને તેનો વિષય.

૨૫ મીંઢોળની ચાર રૂપિયા ભાર મજ્જાનું ચૂર્ણ લીંમડાના કવાથની સાથે પાઇને વમન કરાવવું. કફના વ્યાધિમાં આ રોગનો ઉપયોગ કરવો.

## ૩૦ મો યોગ અને તેનો વિષય.

૨૬ મીંઢોળની ચાર તોલા ભાર મજ્જાનું ચૂર્ણ આંકડાના કવાથની સાથે પાઇને વમન કરાવવું. કફના વ્યાધિમાં આ યોગનો ઉપયોગ કરવો.

## ૩૧ મો યોગ અને તેનો વિષય.

૨૭ મીંઢોળની ચાર તોલા ભાર મજ્જાનું ચૂર્ણ જેઠીમધ, સીવણનાં ફળ, અને દ્રાક્ષ આ સર્વના કવાથની સાથે પાઇને વમન કરાવવું. આ યોગ કફના રોગને હરે છે તથા પીવામાં પણ રુચિ ઉત્પન્ન કરે છે. આ રીતે મીંઢોળના ૩૧ યોગ કહ્યા. ૧૫

## કુકડવેલાના પુષ્પોથી વમન કરાવવાના યોગો તથા તેઓના વિષયો.

**जीमूतककुसुमचूर्णं वा पूर्ववदेवं क्षीरेण । निर्वृत्तेषु क्षीरयवागूं रोमशेषु सन्तानिकामरोमशेषु च दध्युत्तरं हरितपाण्डुषु दधि तत्कषायसंसृष्टां वा सुराम् ॥ १६ ॥**

૨૮ કુકડવેલાના પુષ્પોનું ચાર તોલા ભાર ચૂર્ણ લઇને તેને અઘેડાના અથવા તો લીંમડાના કવાથમાં ઘોળી, તેમાં મધ તથા સૈંધવ નાખીને તે કવાથ પાવો. અથવા તો તેની એક નાની મૂઠીથી ભરેલાં ચૂર્ણને જેઠી મધના કે કાંચનાર આદિ અગીયાર ઔષધોમાંથી કોઇએક ઔષધના કવાથમાં ઘોળી, રાત વાસી રહેવા દઈ, તેમાં મધ, તથા સૈંધવ નાખીને તે કવાથ પાવો. અથવા તો કુકડવેલાના પુષ્પોનું ચૂર્ણ દુધમાં ઘોળીને તે દુધ પાવું અથવા તો કુકડવેલાના પાકેલાં પુષ્પોનું ચાર તોલા ભાર ચૂર્ણ નાખી, દુધને ઉકાળીને તે દુધ સાથે રાબ પાવી. અથવા તો કુકડવેલાનાં પુષ્પો રુછડાવાળાં થઈ ગયાં હોય, કઠણ થઈ ગયાં હોય તો તેના ચાર રૂપિયા ભાર ચૂર્ણની સાથે પકાવેલા દુધની તર મધની સાથે ચટાડીને વમન કરાવવું. જો રુછડા વિનાનાં હોય તો (અર્થાત્ વિશેષ પાકી ગયાં હોય તો) તેના ચાર રૂપિયા ભાર ચૂર્ણની સાથે દુધને ઉકાળવું અને તેનું દહીં કરીને તે દહીંની ઉપરનો જાડો ભાગ ચટાડવો. જો એ પુષ્પો પાકીને લીલા રંગના કે પાંડુ રંગનાં થઈ ગયાં હોય તો તેઓનાં ચાર રૂપિયા ભાર ચૂર્ણની સાથે ઉકાળેલાં દુધનું દહીં કરીને તે દહીં પાવું અથવા તો એ પુષ્પોના કવાથથી પિષ્ટની મદિરા બનાવીને તે મદિરા પાવી. ૧૬

**કુકડવેલાના યોગનો ઉપયોગ.**

**कफारोचककासश्वासपाण्डुरोगयक्ष्मसु ॥ १७ ॥**

૨૯ કફ, અરોચક, ખાંસી, શ્વાસ, પાંડુરોગ, અને ક્ષય રોગમાં ઉપર કહેલા યોગોનો ઉપયોગ કરવો. ૧૭

**કુકડવેલાના યોગવિશે વિશેષ ઉપદેશ.**

**पर्यागतेषु मदनफलमज्जवदुपयोगः ॥ १८ ॥**

૩૦ કુકડવેલાનાં પુષ્પો બહુ પાકી ગયાં ન હોય પણ હરિત (લીલા) રંગનાં કે પાંડુ રંગના થઈ ગયાં હોય તો મીંઢોળની મજ્જાની પેઠે તેના બીજા યોગો કરીને તેઓનો ઉપયોગ કરવો. ૧૮

**ઈંદ્રજવથી તથા કડવી ઘીસોડીથી વમન કરાવવાના યોગ.**

**तद्वदेव कुटजफलविधानम्। कृतवेधनानामप्येव एव कल्पः ॥ १९ ॥**

૩૧ ઈંદ્રજવથી વમન કરાવવાનો યોગ પણ ઉપર પ્રમાણે જ કરવો. અને કડવી ઘીસોડીથી વમન કરાવવાનો યોગ પણ ઉપર પ્રમાણે જ કરવો. ૧૯

**કડવી તુંબડીના વમન કરાવવાના યોગો અને તેનો અમુક રોગોમાં ઉપયોગ.**

**इक्ष्वाकुकुसुमचूर्णं वा पूर्ववदेवं क्षीरेण । कासश्वासच्छर्दिकफरोगेषूपयोगः ॥ २० ॥**

૩૨ કડવી તુંબડીનાં ફૂલોથી વમન કરાવવાના યોગો પણ મીંઢોળથી વમન કરાવવાના યોગોની પેઠે બનાવવા અથવા તો તેના ફૂલોનું ચૂર્ણ દુધમાં ઘોળીને તે દુધ પાવું. કડવી તુંબડીથી વમન કરાવવાના યોગોનો ઉપયોગ ઉધરસ, શ્વાસ, ઉલટી, અને કફના રોગોમાં કરવો. ૨૦

**કડવાં તુરીયાંથી વમન કરાવવાના યોગો અને તેનો અમુક રોગોમાં ઉપયોગ.**

**धामार्गवस्यापि मदनफलमज्जवदुपयोगो विशेषतस्तु गरगुल्मोदरकासश्वासश्लेष्मामयेषु वायौ वा कफस्थानगते ॥ २१ ॥**

૩૩ કડવાં તુરીયાંથી વમન કરાવવાના યોગો પણ મીંઢોળની મજ્જાથી વમન કરાવવાના યોગોની પેઠે કરવા. આ યોગોનો વિશેષે કરીને ઝેર, ગુલ્મ, ઉદર રોગ, ઉધરસ, શ્વાસ, તથા કફના રોગોમાં ઉપયોગ કરવો. તથા વાયુ કફના સ્થાનમાં ગયો હોય તે વ્યાધિમાં પણ કરવો. ૨૧

**સુંઘાડવાથી વમન કરાવવાનો પ્રયોગ અને તેનાથી દૂર થનારા રોગો.**

**कृतवेधनफलपिप्पलीनां वमनद्रव्यकषायपरिपीतानां बहुशश्चूर्णमुत्पलादिषु दत्तमाघ्रातं वामयति तस्त्वनवबद्धदोषेषु यवागूमाकण्ठात्पीतवत्सु च विदध्यात् ॥ २२॥**

૩૪ કડવી ઘીસોડીનાં ફળોમાંથી બીજ કહાડી લઇને તે બીજોને વમન દ્રવ્યોના કવાથોની તથા સ્વરસ વગેરેની ઘણી ભાવનાઓ આપવી. તે પછી તેઓનાં ચૂર્ણને ઉત્પલાદિ ગણની સાથે મેળવીને સુંઘાડવામાં આવે તો તે ચૂર્ણ વમન કરાવે છે. જેના દોષો ઘણાજ વધી ગયા હોય એવા રોગીઓને ગળા સુધી રાબ પાઇને પછી આ ચૂર્ણ સુંઘાડવું. ૨૨

**ભાવનાઓ આપવાથી યોગો વિશેષ ફળદાયી થાય છે.**

**वमनविरेचनशिरोविरेचनद्रव्याण्येवं वा प्रधानतमानि भवन्ति ॥ २३ ॥**

૩૫ વમન, વિરેચન, અને શિરોવિરેચનનાં દ્રવ્યોને જેમ જેમ તેવાજ વમનાદિક કરાવનારાં દ્રવ્યોની ઘણી ભાવનાઓ આપવામાં આવે છે તેમ તેમ તે દ્રવ્યો વિશેષ શક્તિમાન્ થાય છે. ૨૩

**ભક્ષ્યાદિકમાં વમનાદિકની કલ્પના કરવાવિશે.**

**भवतश्चात्र ॥**

**वमनद्रव्ययोगानां दिगियं सम्प्रकीर्तिता ।**
**तां विभज्य यथाव्याधि कालशक्तिविनिश्चयात् २४**
**कषायैः स्वरसैः कल्कैश्चूर्णैरपि च बुद्धिमान् ।**
**पेयलेह्याद्यभोज्येषु वमनान्युपकल्पयेत् ॥ २५ ॥**

૩૬ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે;–વમન કરાવનારાં દ્રવ્યોના યોગોની આ તો એક દિશા કહી. પરંતુ બુદ્ધિમાન વૈદ્યે કાળનો તથા વીર્ય વગેરેનો નિશ્ચય કરીને જેવો રોગ હોય તે પ્રમાણે તે દિશાના વિભાગ પાડીને ભક્ષ્ય ( દાંતથી કરડીને ખવાય તેવા પદાર્થ ) ભોજ્ય, લેહ્ય ( ચાટવા યોગ્ય) તથા પેય (પીવા યોગ્ય) પદાર્થોમાં વમન દ્રવ્યોના કવાથોને, સ્વરસોને, કલ્કોને તથા ચૂર્ણોને ગોઠવી દઇને વમનની કલ્પનાઓ કરવી–તેના પ્રયોગો બનાવવા. ૨૪-૨૫



## અધ્યાય ૪૪ મો.

***વિરેચનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય (વિરેચન કરાવનારાં દ્રવ્યો, ને તેના જુદા જુદા પ્રયોગોના વિજ્ઞાનવિશે.)**

**ઉપક્રમ.**

**अथातो विरेचनद्रव्यविकल्पविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું 'વિરેચન દ્રવ્ય વિકલ્પ વિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું

* વિરેચન કરાવનારાં દ્રવ્યોના ભેદોના વિજ્ઞાનવિશે આ અધ્યાયમાં કહ્યું છે તેથી આ અધ્યાયનું 'विरेचनद्रव्यविकल्पविज्ञानीय' એવું નામ છે.

વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વંતરિએ મને તે વિષયમાં કહ્યું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

### વિરેચનના મુખ્ય પદાર્થો.

**अरुणाभं त्रिवृन्मूलं श्रेष्ठं मूलविरेचने ।**
**प्रधानं तिल्वकस्त्वक्षु फलेष्वपि हरीतकी ॥ ३ ॥**
**तैलेष्वेरण्डजं तैलं स्वरसे कारवेल्लिका ।**
**सुधापयः पयस्सूक्तमिति प्राधान्यसंग्रहः ॥**
**तेषां विधानं वक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ४ ॥**

૨ વિરેચન કરાવનારાં મૂળીઓમાં કંઈક રાતા રંગનું નસોતરનું મૂળ ઉત્તમ છે. વિરેચન કરાવનારી છાલોમાં મોટો લોધર ઉત્તમ છે. ફળરૂપ વિરેચન કરાવનારાં ફળોમાં હરડે ઉત્તમ છે. વિરેચન કરાવનારાં તેલોમાં એરડીયું તેલ ઉત્તમ છે, સ્વરસરૂપ વિરેચનોમાં કારેલીનો સ્વરસ ઉત્તમ છે અને છીરરૂપ વિરેચનોમાં થોરનું છીર ઉત્તમ છે. આ રીતે વિરેચન દ્રવ્યોમાં મુખ્ય દ્રવ્યોનો સંગ્રહ કહ્યો. હવે યથાર્થ રીતે તેઓના પ્રયોગનો વિધિ અનુક્રમથી કહું છું. ૩–૪

### વાતરોગીને માટે વિરેચન.

**वैरेचनद्रव्यरसानुपीतं**
**मूलं महत्त्रैवृतमस्तदोषम् ।**
**चूर्णीकृतं सैन्धवनागराढ्य-**
**मम्लैः पिबेन्मारुतरोगजुष्टः ॥ ५ ॥**

૩ દોષ વિનાનું (અર્થાત્ સડી ગયું ન હોય અથવા તો જેમાં જીવ જંતુ પડેલા ન હોય તેવું) નસોતરનું મોટું મૂળ લઈ તેનું ચૂર્ણ કરી, તેને નસોતર વગેરે વિરેચન કરાવનારાં દ્રવ્યોના રસોની ભાવના આપવી અને તેમાં સૈંધવ અને સુંઠ ભેળવીને સૌવીરક તથા દહી વગેરે ખાટા પદાર્થોની સાથે પાવું આ પ્રયોગ વાતરોગીએ સેવવો. ૫

### પિત્તરોગીને માટે વિરેચન.

**इक्षोर्विकारैर्मधुरै रसैस्त-**
**त्पैत्ते गदे क्षीरयुतं पिबेद्वा ।**

૪ નિર્દોષ નસોતરનું મોટું મૂળ લઈ તેનું ચૂર્ણ કરી, તેને નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસોની ભાવના આપી તેમાં સૈંધવ તથા સુંઠ ભેળવીને તેને ખાંડ કે સાકરના પાણીની સાથે અથવા તો કાકોલી આદિ મધુર ગણના કવાથની સાથે અથવા દુધની સાથે પાવું આ યોગને પિત્તના રોગમાં સેવવો.

### કફરોગીને માટે વિરેચન.

**गुडूच्यरिष्टत्रिफलारसेन**
**सव्योषमूत्रं कफजे पिबेद्वा ॥ ६ ॥**

૫ નિર્દોષ નસોતરના મૂળને લઈ તેનું ચૂર્ણ કરી તેને વિરેચન દ્રવ્યોના રસોની ભાવના આપી તેમાં સૈંધવ સુંઠ મેળવી ગળોના, લીંમડાના તથા ત્રિફળના કવાથની સાથે અથવા તો સુંઠ મરી તથા પીપળનું ચૂર્ણ નાખીને ગોમૂત્રની સાથે પાવું આ યોગ કફ રોગમાં આપવો. ૬

### વાત અને કફ એમ મિશ્રરોગીને માટે વિરેચનના બે યોગ.

**त्रिवर्णकत्र्यूषणयुक्तमेतद्-**
**गुडेन लिह्यादनवेन चूर्णम् ।**
**प्रस्थे च तन्मूलरसस्य दत्त्वा**
**तन्मूलकल्कं कुडवप्रमाणम् ॥ ७ ॥**
**कर्षोन्मिते सैन्धवनागरे च**
**विपाच्य कल्कीकृतमेतदद्यात्**

૬ નસોતરનું મોટું નિર્દોષ મૂળ લઈ તેનું ચૂર્ણ કરી તેને નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસોની ભાવના આપી; તેમાં તેના જેટલાં જ તજ, તમાલપત્ર, એલચી, સુંઠ, મરી તથા પિપરનું ચૂર્ણ ભેળવી તે ચૂર્ણ જુના ગોળની સાથે ખવરાવવું અથવા તો નસોતરના નિર્દોષ મોટાં મૂળ લઇને તેના ચોસઠ તોલા ભાર કવાથમાં તેજ મૂળનો સોળ તોલા ભાર કલ્ક નાંખીને તેમાં એક એક રૂપીયા ભાર સૈંધવ તથા સુંઠ પણ નાંખવી અને તે કવાથને પકાવીને લોંદા જેવો થાય એટલે તેને ઉતારી લેવો અને તેમાંથી યોગ્ય માત્રા ખવરાવવી. આ બે યોગો વાતશ્લેષ્મિક–વાત તથા કફ એમ મિશ્ર રોગવાળાને માટે છે. ૭

### વિરેચનનો છઠ્ઠો યોગ.

**तत्कल्कभागः समहौषधार्धः**
**ससैन्धवो मूत्रयुतश्च पेयः ॥ ८ ॥**

૭ નસોતરના કલ્કનો એક ભાગ લઇને તેમાં અર્ધ ભાગ જેટલી સુંઠ તથા અર્ધ ભાગ જેટલું સૈંધવ નાંખીને તેને ગોમૂત્રની સાથે પીવું. ૮

### વિરેચનનો સાતમો યોગ.

**समास्त्रिवृन्नागरकाऽभयाः स्यु-**
**र्भागार्धकं पूगफलं सुपक्कम् ।**
**विडङ्गसारो मरिचं सदारु**
**योगः ससिन्धूद्भवमूत्रयुक्तः ॥ ९ ॥**

૮ નસોતર, સુંઠ, તથા હરડે એઓનું ચૂર્ણ સરખે ભાગે લઇને એકઠું કરવું. તેમાં નસોતરના અર્ધા ભાગ જેટલાં જુનાં ને પાકેલાં સોપારી, વાવડીંગનાં બી, મરી, દેવદાર તથા સૈંધવનુ ચૂર્ણ નાંખવું અને તે ચૂર્ણ ગોમૂત્રની સાથે પાવું. ૯

### વિરેચનનો આઠમો યોગ.

**त्रिरेचनद्रव्यभवं तु चूर्णं**
**रसेन तेषां मतिमान्विमृद्य ।**
**तन्मूलसिद्धेन च सर्पिषाक्तं**
**सेव्यं तदाज्ये गुटिकीकृतं च ॥ १० ॥**

૯ વિરેચનના દ્રવ્યોનું ચૂર્ણ કરી, તે ચૂર્ણને તે દ્રવ્યોના જ રસની *ભાવના આપવી. તે પછી તે દ્રવ્યોના મૂળોના કલ્કથી પકાવેલા ઘીની ભાવના આપવી અને તેની તે જ ઘીમાં ગોળીઓ વાળીને તે ગોળીઓ ખવરાવવી. ૧૦

### વિરેચનનો નવમો યોગ.

**गुडे च पाकाभिमुखे निधाय**
**चूर्णीकृतं सम्यगिदं विपाच्य ।**
**शीतं त्रिजातात्तकमथो विमृद्य**
**योगानुरूपा गुटिकाः प्रयोज्याः ॥ ११ ॥**

૧૦ ચૂર્ણથી બમણો ગોળ એક વાસણમાં નાખી તેને અગ્નિ ઉપર ચઢાવવો અને તે ગોળ પાક ઉપર આવે એટલે તેમાં વિરેચન દ્રવ્યોનું ચૂર્ણ નાખીને સારી રીતે પકાવીને તે ગોળને નીચે ઉતારી લેવો અને ગોળ થંડો પડે એટલે તેમાં સુગંધ માટે તજ, તમાલપત્ર તથા એલચી નાખી બરાબર ચોળીને, તેની યોગને અનુસરતી ગોળીઓ વાળીને તેનો પ્રયોગ કરવો. ૧૧

### વિરેચનનો દશમો યોગ.

**वैरेकीयद्रव्यचूर्णस्य भागं**
**सिद्धं सार्द्धं क्वाथभागैश्चतुर्भिः ।**
**आमृद्नीयात्सर्पिषा तच्छृतेन**
**तत्क्वाथोष्मस्वेदितं सामितं च ॥ १२ ॥**
**पाकप्राप्ते फाणिते चूर्णितं त-**
**त्क्षिप्तं पक्वं चावतार्यं प्रयत्नात् ।**
**शीतीभूता मोदका हृद्यगन्धाः**
**कार्यास्त्वेते भक्ष्यकल्पाः समासात् ॥ १३ ॥**

૧૧ નસોતર વગેરે વિરેચન દ્રવ્યોનાં ચૂર્ણનો એક ભાગ લઈ તેને તેજ દ્રવ્યોના ચારગણા કવાથમાં પકાવવો, તે પછી તેજ દ્રવ્યોના કલ્કથી પકાવેલાં ઘીમાં તે ચૂર્ણ જેટલી જ ઘઉંની પરસુદી નાખી, તેને સારી પેઠે શેકીને તેજ દ્રવ્યોના જુદા કવાથમાં પકાવવી અને તે સીરાની પેઠ પાક ઉપર આવે એટલે તેમાં પેલું ચૂર્ણ નાખવું અને પાકી રહે એટલે તે સીરાને પ્રયત્નથી નીચે ઉતારી લેવો અને થંડો થાય એટલે તેમાં તજ વગેરે સુગંધી પદાર્થો નાખીને તેના ખાવા જેવા નાના નાના લાડુ બનાવવા. અને તેનો ઉપયોગ કરવો. ૧૨-૧૩

### વિરેચનનો અગ્યારમો યોગ.

**रसेन तेषां परिभाव्य मुद्गा-**
**न्यूषः ससिन्धूद्भवसर्पिरिष्टः ।**
**वैरेचनेऽन्यैरपि वैदलैः स्या-**
**देवं विदध्याद्रसनौषधैश्च ॥ १४ ॥**

૧૨ નસોતર વગેરે વિરેચન દ્રવ્યોના રસની મગને ભાવના આપીને તે મગનો યૂષ* બનાવવો અને તેમાં સૈંધવ તથા ઘી નાખીને તેનો ઉપયોગ કરવો. ૧૪.

### વિરેચનનો બારમો યોગ.

**भित्त्वा द्विधेक्षुं परिलिप्य कल्कै-**
**स्त्रिभण्डिजातैः प्रतिबध्य रज्ज्वा ।**
**पक्वं च सम्यक् पुटपाकयुक्त्या**
**खादेत्तु तं पित्तगदी सुशीतम् ॥ १५ ॥**

૧૩ શેરડીને ચીરી, તેમાં શ્વેત નસોતરનો કલ્ક ભરવો અને તે શેરડીને દોરાઓથી બાંધી શીવણ વગેરેનાં પાંદડાંઓથી ઢાંકી દઈને તેના ઉપર માટી ચોપડી દેવી. પછી નિર્ધૂમ અંગારામાં પુટ પાકની રીત પ્રમાણે તે શેરડીને સારી પેઠે પકાવવી, અને પછી તેને બાહાર કાઢીને થંડી પડી જાય એટલે પિત્તના રોગીએ ખાવી. ૧૫

### વિરેચનનો તેરમો યોગ.

**सिताजगन्धात्वक्क्षीरीविदारीत्रिवृतः समाः ।**
**लिह्यान्मधुघृताभ्यां तु तृड्दाहज्वरशान्तये ॥१६॥**

૧૪ સાકર, કરમાણી, વંશલોચન, ફગવેલાનો કંદ અને નસોતર સમભાગે લઈ મધ તથા ઘી સાથે મેળવીને ચટાડવાં. આ વિરેચનથી તૃષા દાહ અને જ્વર શાંત પડે છે. ૧૬

### વિરેચનનો ચૌદમો યોગ.

**शर्कराक्षौद्रसंयुक्तं त्रिवृच्चूर्णावचूर्णितम् ।**
**रेचनं सुकुमाराणां त्वक्पत्रमरिचांशकम् ॥ १७ ॥**

૧૫ સાકર તથા મધમાં નસોતરનાં ચૂર્ણને કાલવીને તેમાં નસોતરથી ચોથા ભાગનાં તજ, તમાલપત્ર, તથા મરી નાખીને તે અવલેહ ચટાડવો. આ વિરેચન સુકુમાર મનુષ્યોને માટે ઉત્તમ છે. ૧૭.

### વિરેચનનો પંદરમો યોગ.

**पचेल्लेहं सिताक्षौद्रपलार्धकुडवान्वितम् ।**
**त्रिवृच्चूर्णयुतं शीतं पित्तघ्नं तद्विरेचनम् ॥ १८ ॥**

૧૬ ચાર તોલા ભાર સાકર અને આઠ તોલા ભાર મધમાં એક ચતુર્થાંશ નસોતરનું ચૂર્ણ મેળવીને તેનો અવલેહ †પકાવવો અને પાકયા પછી થંડો થાય ત્યારે તે ચટાડવો આ વિરેચન પિત્તનો નાશ કરનારું છે. ૧૮

### વિરેચનનો સોળમો યોગ.

**त्रिवृच्छ्यामाक्षारशुण्ठीपिप्पलीर्मधुनाप्नुयात् ।**
**सर्वश्लेष्मविकाराणां श्रेष्ठमेतद्विरेचनम् ॥ १९ ॥**

* જેટલા રસથી ચૂર્ણ ભીનું થાય તેટલા રસની જ ભાવના આપવી અને જેટલા ઘીથી ચૂર્ણ સ્નિગ્ધ થાય તેટલા ઘીની જ ભાવના આપવી.

* યૂષ બનાવવાનો વિધિઃ-આઠ તોલા ભાર મગને એકસોને અઠયાવીસ તોલા ભાર પાણીમાં રાંધવા અને ચોથા ભાગનું પાણી રહે એટલે એક લુગડામાં તે પાણીને તથા મગને નાખીને ચોળી નાખવા અને તે પાણીને ગળી લેવું અને તેમાં ધાણા જીરું વગેરેનો વઘાર દેવો. † આ યોગમાં મધને ઉનું કરવાથી કોઈ પણ જાતનું નુકસાન નથી.

૧૭ નસોતર, વરધારો, જવખાર, સુંઠ અને પીપર આને સરખે ભાગે લઈ, તેનું ચૂર્ણ કરી, તેને મધમાં કાલવીને ચટાડવાં. આ વિરેચન કફના સર્વે રોગોને માટે ઉત્તમ છે. ૧૯

### વિરેચનનો સત્તરમો યોગ.

**बीजाक्षयपथ्याकाश्मर्यधात्रीदाडिमकोलजान्।**
**तैलभृष्टाम्लसानम्लफलैराबाप्य साधयेत्॥ २०॥**
**घनीभूतं त्रिसौगन्ध्यत्रिवृत्क्षौद्रसमन्वितम्।**
**लेह्यमेतत्कफप्रायैः सुकुमारैर्विरेचनम्॥ २१॥**

૧૮ સારી પેઠે પાકેલી હરડે, શીવણનાં ફળ, આમળાં, દાડિમ અને બોર આટલાં ફળને તેનાં બીજ સાથે સોળગણા પાણીમાં ઉકાળીને તેઓનો ક્વાથ કરવો. તે પછી એ ક્વાથને એરંડીયા તેલમાં પકાવવો. તે પછી તેમાં ચોથા ભાગનાં બીજોરાં વગેરે ખાટાં ફળો નાખીને તેને ફરીથી પકાવવો. અને એ પાક ઘાટો થઈ જાય એટલે તેમાં તજ, તમાલપત્ર તથા એલચીનું ચૂર્ણ નાખવું તથા પાકના એક ચતુર્થાંશ જેટલું નસોતરનું ચૂર્ણ તથા મધ નાખવું અને તે પાક ચટાડવો. આ વિરેચન ઘણા કફવાળા સુકુમાર મનુષ્યોને માટે શ્રેષ્ઠ છે. ૨૦–૨૧

### વિરેચનનો અઢારમો યોગ.

**नीलीतुल्यं त्वगेलं च तैस्त्रिवृत्समसितोपला।**
**चूर्णं संतर्पणं क्षौद्रफलाम्लं सन्निपातनुत्॥ २२॥**

૧૯ એક ભાગ ગળીની શીંગ, એક ભાગ તજ, તથા એળચી, અને બે ભાગ નસોતર આ બધાનું ચૂર્ણ કરીને તેને સાકર, મધ, તથા બીજોરાં વગેરે ખાટાં ફળોની સાથે મેળવીને ખવરાવવું. આ ચૂર્ણ તૃપ્તિ કરે છે. ખાવામાં રુચિ આપે છે અને સન્નિપાતને મટાડે છે. ૨૨

### વિરેચનનો ઓગણીસમો યોગ.

**त्रिवृच्छयामासिताकृष्णात्रिफलामाक्षिकैः समैः।**
**मोदकाः सन्निपातोर्ध्वरक्तपित्तज्वरापहाः॥ २३॥**

૨૦ નસોતર, વરધારો, પીપળ, અને ત્રિફળાં એઓને સરખે ભાગે લઈ તેનું ચૂર્ણ કરીને, તેને બમણી સાકરમાં તથા મધમાં પકાવવું અને તેના લાડુ બનાવવા. આ લાડુ સન્નિપાતને, શરીરના ઉપરના ભાગના રક્તપિત્તને તથા જ્વરને મટાડે છે. ૨૩

### વિરેચનનો વીસમો યોગ.

**त्रिवृद्भागास्त्रयः प्रोक्तास्त्रिफला तत्समा तथा।**
**क्षारकृष्णाविडङ्गानि संचूर्ण्य मधुसर्पिषा॥ २४॥**
**लिह्याद्गुडेन गुटिकां कृत्वा वाप्यथ भक्षयेत्।**
**कफवातकृतान्गुल्मान्प्लीहोदरहलीमकान्॥ २५॥**
**हन्त्यन्यानपि चाप्येतन्निरपायं विरेचनम्।**

૨૧ ત્રણ ભાગ નસોતર, ત્રણ ભાગ ત્રિફળાં, અને એક ભાગ જવખાર, પીપળ અને વાવડીંગ એઓનું ચૂર્ણ કરી તેને મધમાં તથા ઘીમાં કાલવીને ચટાડવું અથવા ગોળમાં નાખી ગોળી વાળીને ખવરાવવું. આ વિરેચન વાયુથી થયેલા ગુલ્મોને, બરળના દરદને, ઉદર રોગોને, હલીમકને તથા બીજા રોગોને પણ મટાડે છે. આ વિરેચન કોઈ પણ જાતનું નુકસાન કરતું નથી. ૨૪–૨૫

### વિરેચનનો એકવીસમો યોગ.

**चूर्णं श्यामा त्रिवृन्नीली कट्वी मुस्ता दुरालभा २६**
**चव्येन्द्रबीजं त्रिफला सर्पिर्मांसरसाम्बुभिः।**
**पीतं विरेचनं तद्धि रूक्षाणामपि शस्यते॥ २७॥**

૨૨ વરધારો, નસોતર, ગળીની સીંગ, કડુ, મોથ, રાતો ધમાસો, ચવક, ઈંદ્રજવ અને ત્રિફળા, આ બધાનું ચૂર્ણ કરી, ઘીની સાથે તથા માંસના રસની સાથે પીવું. આ વિરેચન રુક્ષ શરીરવાળાઓને માટે પણ ઉત્તમ કહેવાય છે. આ ચૂર્ણ પાણી સાથે પાવામાં આવે તો તે સ્નિગ્ધ શરીરવાળાઓને માટે ઉત્તમ છે. ૨૬–૨૭

### વિરેચનનો બાવીસમો યોગ. (આસવ)

**वैरेचनिकनिःक्वाथभागाः शीतास्त्रयो मताः।**
**द्वौ फाणितस्य तच्चापि पुनरग्नावधिश्रयेत्॥ २८॥**
**तत्साधु सिद्धं विज्ञाय शीतं कृत्वा निधापयेत्।**
**कलशे कृतसंस्कारे विभज्यर्तू हिमाहिमौ॥ २९॥**
**मासादूर्ध्वं जातरसमासवं मधुगन्धिकम्।**
**पिबेदसावेव विधिः क्षारमूत्रासवेष्वपि॥ ३०॥**

૨૩ થોર વિનાનાં કોઈ પણ વિરેચન દ્રવ્યનો ક્વાથ કરવો અને તેને થંડો પાડીને તેના ત્રણ ભાગ તથા સાથવાની રાબના બે ભાગ એમ પાંચ ભાગ એકઠા કરીને તેને પાછો અગ્નિ ઉપર ચઢાવવો, તે સારી પેઠે પાકી જાય અને અર્ધો રસ રહે એટલે તે પાકને ઉતારી લઇને થંડો પાડવો. તે પછી એક ઘડો લઈ તેને અંદરના ભાગમાંથી સારી પેઠે ધોઈ, લુઇને સુકવવો. તે પછી તેની અંદર મધ તથા પીપળનો લેપ કરી, અગરની ધૂમાડી દઇને તેમાં પેલો પાક ભરીને તે ઘડાને શીયાળામાં એક મહિના સુધી અને ઉનાળામાં પંદર દિવસ સુધી ધાન્યના ઢગલામાં ડાટી મુકવો. અવધિ પૂરી થયા પછી તેમાં ખમીર આવીને રસ થાય, અને મધના જેવી ગંધ નિકળવા માંડે એટલે જાણવું કે આસવ તૈયાર થયો છે. આ આસવ પીવાથી વિરેચન થાય છે, ક્ષારાસવ તથા મૂત્રાસવ બનાવવાનો વિધિ પણ આ પ્રમાણે જ છે. ૨૮–૩૦

### વિરેચનનો ત્રેવીસમો યોગ. (પિષ્ટનીસુરા)

**वैरेचनिकमूलानां क्वाथे माषान्सुभावितान्।**
**सुधौतांस्तत्कषायेण शालीनां चापि तण्डुलान् ३१**
**अवक्षुद्यैकतः पिण्डान्कृत्वा शुष्कान्सुचूर्णितान्।**
**शालितण्डुलचूर्णं च तत्कषायोष्मसाधितम्॥ ३२॥**

**तस्य पिष्टस्य भागांस्त्रीन्किण्वभागविमिश्रितान् ।**
**मण्डोदकार्थे क्वाथं च दद्यात्सर्वमेकतः ॥ ३३ ॥**
**निदध्यात्कलशे तां तु सुरां जातरसां पिबेत् ।**
**एष एव सुराकल्पो वमनेष्वपि कीर्तितः ॥ ३४ ॥**

૨૪ અડદની દાળને નસોતર વગેરે વિરેચન કરવનારાં દ્રવ્યોના મૂળના ક્વાથની સારી પેઠે ભાવના આપવી અને ચોખાઓને પણ તેના ક્વાથથી સારી પેઠે ધોવા. તે પછી અડદની દાળને અને ચોખાને સારી પેઠે વાટીને એકઠા કરવા, ને તેના પિંડ કરીને તડકામાં સુકવવા. તે પછી ચોખાના લોટને વિરેચનના દ્રવ્યોના કવાથમાં ઉકાળીને તે લોટના ત્રણ ભાગ અને પેલા પિંડનો એક ભાગ એમ ચાર ભાગને એકઠા કરી, તેમાં વિરેચન પદાર્થોનો કવાથ રેડીને તે બધાને સંસ્કારથી સંસ્કૃત કરેલા એક ઘડામાં એટલે ધોઈ, લુઈ સુકવીને જેમાં મધ તથા પીપળનો લેપ કર્યો હોય અને અગરનો ધૂમાડો દીધો હોય એવા ઘડામાં નાંખીને તે ઘડાને અનાજના ઢગલામાં ડાટી મૂકવો. એમાં જ્યારે ખમીર આવે–રસ ઉત્પન્ન થાય અને ગંધ નિકળવા માંડે ત્યારે પૈષ્ટી–પિષ્ટની–લોટની સુરા સિદ્ધ થઈ એમ જાણવું. આ સુરાના પાનથી વિરેચન થાય છે. મીંઢોળ વગેરે વમન દ્રવ્યોની સુરા પણ આ પ્રમાણે જ બનાવવી. ૩૧–૩૪

### વિરેચનનો ચોવીસમો યોગ (સૌવીરક).

**मूलानि त्रिवृतादीनां प्रथमस्य गणस्य च ।**
**महतः पञ्चमूलस्य मूर्वाशार्ङ्गेष्टयोरपि ॥ ३५ ॥**
**सुधां हैमवतीं चैव त्रिफलातिविषे वचाम् ।**
**संहृत्यैतानि भागौ द्वौ कारयेदेकमेतयोः ॥ ३६ ॥**
**कुर्यान्निःक्वाथमेकस्मिन्नेकस्मिंश्चूर्णमेव तु ।**
**क्षुण्णांस्तस्मिंस्तु निःक्वाथे भावयेद्बहुशो यवान् ३७**
**शुष्काणां मृदुभृष्टानां तेषां भागास्त्रयो मताः ।**
**चतुर्थं भागमावाप्य चूर्णानामनुकीर्तितम् ॥ ३८ ॥**
**प्रक्षिप्य कलशे सम्यक्समस्तं तदनन्तरम् ।**
**तेषामेव कषायेण शीतलेन सुयोजितम् ॥ ३९ ॥**
**पूर्ववत्संनिदध्यात्तु ज्ञेयं सौवीरकं हि तत् ।**

૨૫ આ સ્થાનના ૩૯ મા અધ્યાયમાં કહેલા નસોતર વગેરે દ્રવ્યોનાં મૂળ, ૩૮ મા અધ્યાયમાં કહેલા વિદારીગંધાદિ ગણનાં મૂળો, બૃહત્પંચમૂળનાં મૂળો, મૂર્વાનું મૂળ, પીલુડીનું મૂળ, થોર, શ્વેત વજ, ત્રિફળા, અતિવિષ, અને વજ આ બધી ઔષધિને એકઠી કરીને અધકચરી કરવી અને તેના બે ભાગ કરવા. તેમાંથી એક ભાગનો કવાથ કરવો અને બીજા ભાગનું ચૂર્ણ કરવું. તે પછી જવોને ખાંડીને તે ખાંડેલા જવોને સાત દિવસ સુધી તે કવાથની ભાવના આપવી. અને તે જવોને સુકવીને થોડા થોડા સેંકવા અને તેના ત્રણ ભાગ લેવા અને પેલા ચૂર્ણમાંથી ચોથો ભાગ લેવો. અને ચારેય ભાગને એકઠા કરીને, ઘડામાં નાંખવા અને તે ચાર ભાગની સાથે પેલો શીતળ થયેલો કવાથ પણ ઘડામાં ભરવો. અને તે ઘડાને અનાજના ઢગલામાં ડાટવો. જ્યારે આથો આવે અને સુગંધી રસ થઇ જાય ત્યારે સૌવીરક થયું જાણવું. આ સૌવીરકથી વિરેચન થાય છે. ૩૫–૩૯

### વિરેચનનો પચીસમો યોગ (તુષોદક).

**पूर्वोक्तं वर्गमाहृत्य द्विधा कृत्वैकमेतयोः ॥ ४० ॥**
**भागं संक्षुद्य संसृज्य यवान् स्थाल्यामधिश्रयेत् ।**
**अजशृङ्ग्याः कषायेण तानभ्यासिच्य साधयेत् ४१**
**सुसिद्धांश्चावतार्यैतानोषधिभ्यो विवेचयेत् ।**
**विमृद्य सतुषान्सम्यक्ततस्तान्पूर्ववन्मितान् ॥४२॥**
**पूर्वोक्तौषधभागस्य चूर्णं दत्त्वा तु पूर्ववत् ।**
**तेनैव सह यूषेण कलशे पूर्ववन्न्यसेत् ॥ ४३ ॥**
**ज्ञात्वा जातरसं चापि तत्तुषोदकमादिशेत् ।**
**तुषाम्बुसौवीरकयोर्विधिरेष प्रकीर्तितः ॥ ४४ ॥**
**षड्रात्रात्सप्तरात्राद्वा ते च पेये प्रकीर्तिते ।**

૨૬ નસોતર વગેરેનાં મૂળો, વિદારીગંધાદિ ગણનાં મૂળો, બૃહત્પંચમૂળનાં મૂળો, મૂર્વાનું મૂળ, પીલુડીનું મૂળ, થોર, શ્વેત વજ, ત્રિફળા, અતિવિષ અને વજ આ બધાંને એકઠાં કરીને તેના બે ભાગ કરવા. તેમાંથી એક ભાગને ખાંડી, ફોતરાવાળા જવોની સાથે ભેળવીને તે જવોને એક હાંડલીમાં નાંખવા. અને તેમાં ચમાર દુધેલીનો અથવા તો મરડાસીંગીનો કવાથ રેડીને તે કવાથમાં તે જવોને રાંધવા. જવ પાકી રહે એટલે ચૂલા ઉપરથી હાંડલીને ઉતારી લઇને તે ઔષધિઓમાંથી જવોને જુદા વીણી લઇને ફોતરા સાથે જ તેઓને સારી પેઠે કુટીને તે જવના ત્રણ ભાગ અને ચોથો ભાગ બાકી બચાવેલા ઔષધોનાં ચૂર્ણનો ભાગ આ પ્રમાણે ચાર ભાગ એકઠા કરીને તેમાં પ્રથમનો (જેમાંથી જવ કાઢી લીધા હતા તે) કવાથ નાંખીને તેને એક ઘડામાં ભરી દેવો અને પ્રથમ કહ્યા પ્રમાણે તે ઘડાને ધાન્યના ઢગલામાં દાટી રાખવો. એ ઘડામાં આથો આવીને જ્યારે ખાટો રસ ઉત્પન્ન થાય ત્યારે તુષોદક થયું જાણવું. આ તુષોદકથી પણ વિરેચન થાય છે. આમાં તુષોદક બનાવવાનો અને ઉપરના વિષયમાં સૌવીરક બનાવવાનો વિધિ કહ્યો. છ* રાત્રિ પછી અથવા તો સાત રાત્રિ પછી તે બંને પીવા યોગ્ય થાય છે. ૪૦–૪૪

### અતિદેશ વિધિ.

**वैरेचनेषु द्रव्येषु त्रिवृन्मूलविधिः स्मृतः ॥ ४५ ॥**

* શીત કાળમાં સાત રાત્રિ પછી અને ઉષ્ણ કાળમાં છ રાત્રિ પછી તેમાં ખટાસ થઈ હોય કે ન થઈ હોય તોપણ તે પીવા યોગ્ય ગણાય છે.

૨૭ નસોતરનાં મૂળને માટે જે જે વિધિઓ કહ્યા છે તે તે વિધિઓ બીજાં વિરેચન દ્રવ્યોને માટે પણ જાણવા. ૪૫

### વિરેચનનો છવીસમો યોગ.

**दन्तीद्रवन्त्योर्मूलानि त्रिशेषान्मृत्कुशांतरे ।**
**पिप्पलीक्षौद्रयुक्तानि स्विन्नान्युद्धृत्य शोषयेत् ४६**
**ततस्त्रिवृद्विधानेन योजयेच्छ्लेष्मपित्तयोः ।**

૨૮ (મોટા તથા નાના નેપાળાનાં મૂળની વિશેષ કલ્પના) મોટા તથા નાના નેપાળાનાં મૂળોને પીપરની તથા મધની સાથે એકઠાં કરી તેનો ગોળો કરીને તેને દર્ભથી વીંટી, કપડમટ્ટી કરીને અગ્નિમાં સારી પેઠે બાફવાં. બફાઈ રહે એટલે બાહાર કાઢીને સુકવવાં અને પછી નસોતરની રીત પ્રમાણે કફ ઉપર તથા પિત્ત ઉપર તેનો પ્રયોગ કરવો. ૪૬

### વિરેચનનો સત્યાવીસમો તથા અઠયાવીસમો યોગ.

**तयोः कल्ककषायाभ्यां चक्रतैलं विपाचयेत् ॥४७॥**
**सर्पिश्च पक्वं वीसर्पकक्षादाहालजीर्जयेत् ।**
**मेहगुल्मानिलश्लेष्मविबन्धांस्तैलमेव च ॥ ४८ ॥**

૨૯ મોટા તથા નાના નેપાળાના કલ્કથી તથા કવાથથી ચક્રતેલ (ઘાણીમાં પીલેલું તેલ) પકાવવું. અને તેના જ કલ્કથી તથા કવાથથી ઘી પણ પકાવવું. આ ઘી વિસર્પને, કાખના રોગને, દાહને, તથા અલજીને મટાડે છે, અને તેલ પ્રમેહને, ગુલ્મને, વાયુને, કફને તથા મલબંધને મટાડે છે. ૪૭–૪૮

### વિરેચનનો ઓગણત્રીસમો યોગ.

**चतुःस्नेहं शकृच्छुक्रवातसंरोधजा रुजः ।**

૩૦ મોટા તથા નાના નેપાળાના કલ્કથી તથા કવાથથી પકાવેલાં ઘી, તેલ, ચરબી અને મજ્જા આ ચાર સ્નેહો વિષ્ઠાના, વીર્યના તથા વાયુના રોધથી થયેલા રોગોને મટાડે છે.

### વિરેચનનો ત્રીસમો યોગ.

**दन्तीद्रवन्तीमरिचकनकाह्वयवासकैः ॥ ४९ ॥**
**विश्वभेषजमृद्वीकाचित्रकैर्मूत्रभावितैः ।**
**सप्ताहं सर्पिषा चूर्णं योज्यमेतद्विरेचनम् ॥ ५० ॥**
**जीर्णे संतर्पणं क्षौद्रं पित्तश्लेष्मरुजापहम् ।**
**अजीर्णपार्श्वरुक्पाण्डुप्लीहोदरनिबर्हणम् ॥ ५१ ॥**

૩૧ નાનો નેપાળો, મોટો નેપાળો, મરી, પીળીયો, જવાસો, સુંઠ, દ્રાખ, અને ચિત્રો આ ઔષધોને સાત દિવસ સુધી ગોમૂત્રની ભાવના આપી તેઓનું ચૂર્ણ કરીને તે ચૂર્ણને ઘીમાં કાલવીને ચટાડવું એટલે વિરેચન થાય છે. આ ચૂર્ણ પચી જાય એટલે તેની ઉપર મધની સાથે સાથવો ખવરાવવો. આ ચૂર્ણથી પિત્તના રોગો, કફના રોગો, અજીર્ણ, પડખાની પીડા, પાંડુરોગ, પ્લીહા (બરલ) રોગ, અને પેટના રોગનો નાશ થાય છે. ૪૯–૫૧

### વિરેચનનો એકત્રીસમો યોગ.

**गुडस्याष्टपले पथ्या विंशतिः स्युः पलं पलम् ।**
**दन्तीचित्रकयोः कर्षौ पिप्पलीत्रिवृतोर्दश ॥ ५२ ॥**
**कृत्वैतान्मोदकानेकं दशमे दशमेऽहनि ।**
**ततः खादेदुष्णतोयसेवी निर्यन्त्रणास्त्विमे ॥ ५३ ॥**
**दोषघ्ना ग्रहणीपाण्डुरोगार्शःकुष्ठनाशनाः ।**

•૩૨ બત્રીસ તોલા ભાર ગોળમાં વીસ હરડેનું ચૂર્ણ, ચાર તોલા ભાર નાના નેપાળાનું ચૂર્ણ, ચાર તોલા ભાર ચિત્રકનું ચૂર્ણ, એક તોલા ભાર પીપળનું ચૂર્ણ અને એક તોલા ભાર નસોતરનું ચૂર્ણ નાખવું અને આ બધાના દશ લાડુ બનાવવા. આ લાડુમાંથી દશમે દશમે દિવસે એક એક લાડુ ખવરાવવો, અને તેના ઉપર ઉનું પાણી પાવું. આ લાડુ દોષોનો નાશ કરે છે તથા ગ્રહણી, પાંડુરોગ, હરસ, અને કુષ્ઠનો નાશ કરે છે આ પ્રયોગમાં કોઈ પણ જાતની કરી પાળવાની જરૂર નથી. ૫૨–૫૩

### વિરેચનનો બત્રીસમો યોગ (ત્રિવૃદષ્ટક).

**व्योषं त्रिजातकं मुस्ता विडङ्गामलके तथा ॥५४॥**
**नवैतानि समांशानि त्रिवृदष्टगुणानि वै ।**
**श्लक्ष्णचूर्णीकृतानीह दन्तीभागद्वयं तथा ॥ ५५ ॥**
**सर्वाणि चूर्णितानीह गालितानि विमिश्रयेत् ।**
**षड्भिश्च शर्कराभागैरीषत्सैन्धवमाक्षिकैः ॥ ५६ ॥**
**पिण्डितं भक्षयित्वा तु ततः शीताम्बु पाययेत् ।**
**बस्तिरुक्तृड्ज्वरच्छर्दिशोषपाण्डुभ्रमापहम् ॥५७॥**
**निर्यन्त्रणमिदं सर्वं विषघ्नं तु विरेचनम् ।**
**त्रिवृदष्टकसंज्ञोऽयं प्रशस्तः पित्तरोगिणाम् ॥५८॥**
**भक्ष्यः क्षीरानुपानो वा पित्तश्लेष्मातुरैर्नरैः ।**
**भक्ष्यरूपसधर्मत्वादाढ्येष्वेव विधीयते ॥ ५९ ॥**

૩૩ સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, મોથ, વાવડીંગ, તથા આમળાં આ નવ દ્રવ્યનો એક એક ભાગ અને નસોતરના આઠ ભાગ લઈ તેનું ચૂર્ણ કરી, કપડાથી ચાળી લઈ તેને છ ભાગ સાકર, એક ચતુર્થાંશ સૈન્ધવ તથા મધની સાથે મેળવીને તેના ગોળા કરવા. આ ગોળાઓ યોગ્ય માત્રાથી ખવરાવવા અને તેના ઉપર શીતળ જળ પાવું. આ વિરેચન મૂત્રાશયના રોગને, તરસને, જ્વરને, ઉલટીને, શોષને, પાંડુ રોગને તથા ભ્રમને મટાડે છે અને ઝેરના વિકારને પણ મટાડે છે, આ વિરેચનમાં કરી પાળવાની જરૂર નથી. આ યોગનું નામ ત્રિવૃદષ્ટક છે અને પિત્તના રોગીઓને માટે ઉત્તમ છે. પિત્તના અને કફના રોગથી પીડાતા રોગી મનુષ્યોએ આ ઔષધ ખાઇને તેના ઉપર દૂધ પીવું. આ ઔષધ એક ખોરાકના જેવું છે તેથી ધનવાનોને માટે જ આ યોગ કહેવામાં આવ્યો છે. ૫૪–૫૯

### વિરેચનનો તેત્રીસમો યોગ.

**तिल्वकस्य त्वचं बाह्यामन्तर्वल्कविवर्जिताम् ।**
**चूर्णयित्वा तु तौ भागौ तत्कषायेण गालयेत् ६०**
**तृतीयं भावितं तेन भागं शुष्कं तु भावितम् ।**
**दशमूलकषायेण त्रिवृद्वत्संप्रयोजयेत् ।**
**विधानं त्वक्षु निर्दिष्टं**

૩૪ લોદરની અંદરની છાલ નહિ પરંતુ બાહારની છાલ લઈ તેનું ચૂર્ણ કરીને તેના ત્રણ ભાગ કરવા અને તેમાંથી બે ભાગને લોદરની છાલના જ કવાથવડે એકવીશવાર ગાળવા. તે પછી બાકીનો ત્રીજો ભાગ જે ચૂર્ણ છે તેને ગાળેલા કવાથની ભાવના આપવી. તે ભાવના સુકાઈ ગયા પછી દશ મૂળના કવાથની ભાવના આપવી. અને તે પછી તે ચૂર્ણનો નસોતરનાં ચૂર્ણની પેઠે સારી રીતે ઉપયોગ કરવો. જે જે ઔષધિઓની છાલો વિરેચનોમાં ઉપયોગી છે તે સર્વ દ્રવ્યોની છાલોનો વિધિ આ લોદરની છાલના વિધિ પ્રમાણે જ કરવો. આ રીતે વિરેચન કરાવનારી છાલોનો વિધિ કહ્યો. ૬૦

### વિરેચનનો ચોત્રીસમો યોગ.

**फलानामथ वक्ष्यते ॥ ६१ ॥**
**हरीतक्याः फलं त्वस्थिवियुक्तं दोषवर्जितम् ।**
**योज्यं त्रिवृद्विधानेन सर्वव्याधिनिबर्हणम् ॥ ६२ ॥**
**रसायनं परं मेध्यं दुष्टान्तर्व्रणशोधनम् ।**

૩૫ હવે ફળોનો વિધિ કહેવામાં આવશે. સડા વગેરે દોષોથી રહિત હરડેનું ફળ લઈ ઠળીયો કહાડી નાખી, તે ફળનો નસોતરના વિધિ પ્રમાણેજ ઉપયોગ કરવો. તે પ્રમાણે ઉપયોગ કરવાથી તે સર્વ વ્યાધિઓનો નાશ કરે છે. આ યોગ રસાયન છે, પરમ પવિત્ર છે, બુદ્ધિને વધારનારો છે, અને શરીરની અંદરના ભાગમાં થયેલાં દુષ્ટ વ્રણને શુદ્ધ કરનારો છે. ૬૧–૬૨

### વિરેચનનો પાત્રીસમો યોગ.

**हरीतकी विडङ्गानि सैन्धवं नागरं त्रिवृत् ॥ ६३ ॥**
**मरिचानि च तत्सर्वं गोमूत्रेण विरेचनम् ।**

૩૬ હરડે, વાવડીંગ, સૈંધવ, સુંઠ, નસોતર અને મરી એઓનું ચૂર્ણ કરી, ગોમૂત્રની સાથે આપવામાં આવે તો તેથી વિરેચન થાય છે. ૬૩

### વિરેચનનો છત્રીસમો યોગ.

**हरीतकी भद्रदारु कुष्ठं पूगफलं तथा ॥ ६४ ॥**
**सैन्धवं शृङ्गवेरं च गोमूत्रेण विरेचनम् ।**

૩૭ હરડે, દેવદાર, કઠ, સોપારી, સૈંધવ અને સુંઠ આઓનું ચૂર્ણ કરીને ગોમૂત્રની સાથે આપવામાં આવે તો તેથી વિરેચન થાય છે. ૬૪

### વિરેચનનો સાડત્રીસમો યોગ.

**नीलिनीफलचूर्णं च नागराभययोस्तथा ॥ ६५ ॥**
**लिह्याद्गुडेन सलिलं पश्चादुष्णं पिबेन्नरः ।**

૩૮ ગળીની સીંગો, સુંઠ, અને હરડે એઓનું ચૂર્ણ કરી ગોળની સાથે મેળવીને ચટાડવું અને તેના ઉપર ઉનું પાણી પાવું. ૬૫

### વિરેચનનો આડત્રીસમો યોગ.

**पिप्पल्यादिकषायेण पिबेत्पिष्टां हरीतकीम् ॥६६॥**
**सैन्धवोपहितः सद्य एष योगो विरेचयेत् ।**

૩૯ પિપ્પલી આદિ ગણના કવાથમાં સૈંધવની સાથે હરડેનું ચૂર્ણ નાખીને પાવામાં આવે તો તે યોગથી તુરત જ વિરેચન થાય છે. ૬૬

### હરડેના ભિન્નભિન્ન યોગો અને તેનાં ફળ

**हरीतकी भक्ष्यमाणा नागरेण गुडेन वा ॥ ६७ ॥**
**सैन्धवोपहिता वापि सातत्येनाग्निदीपनी ।**
**वातानुलोमनी वृष्या चेन्द्रियाणां प्रसादनी ॥६८॥**

૪૦ હરડે સુંઠની સાથે, ગોળની સાથે, અથવા તો સૈંધવની સાથે નિત્ય ખાવામાં આવે તો તે અગ્નિને પ્રદીપ્ત કરે છે, પવનનું અનુલોમન કરે છે,–પવનને નીચે બેસાડે છે, વીર્યને વધારે છે, અને ઇંદ્રિયોને પ્રસન્ન રાખે છે. ૬૭–૬૮

### ત્રિફળાના ગુણ તથા પ્રયોગ.

**संतर्पणकृतान्रोगान्प्रायो हन्ति हरीतकी ।**
**शीतमामलकं रूक्षं पित्तमेदःकफापहम् ॥ ६९ ॥**
**बिभीतकमनुष्णं तु कफपित्तनिबर्हणम् ।**
**त्रीण्यप्यम्लकषायाणि सतिक्तमधुराणि च ॥७०॥**
**त्रिफला सर्वरोगघ्नी त्रिभागघृतमूर्छिता ।**
**वयसः स्थापनं चापि कुर्यात्सततसेविता ॥ ७१ ॥**

૪૧ હરડે ઘણુંકરીને સંતર્પણથી (સારી પેઠે ખાધેલા ખોરાકથી) થનારા રોગોને હણે છે. આ-બળું શીત છે, રુક્ષ છે, અને તે પિત્તને, મેદને તથા કફને મટાડે છે. બેહેડું ઉષ્ણ નથી. તે કફને તથા પિત્તને મટાડે છે. આ ત્રણે ફલો અમ્લ, કષાય, તિકત, તથા મધુર એમ ચારે રસોથી યુક્ત છે અને તે ત્રણે મળીને ત્રિફળા કહેવાય છે. ત્રિફળાનું ચૂર્ણ ત્રીજા ભાગ જેટલા ઘીની સાથે કાલવીને (ભેળીને) નિત્ય ખાવામાં આવે તો તે સર્વ રોગોનો નાશ કરે છે અને યુવા-વસ્થાને ટકાવી રાખે છે. ૬૯–૭૧

### વિરેચનનો ઓગણચાલીસમો યોગ.

**हरीतकीविधानेन फलान्येवं प्रयोजयेत् ।**
**विरेचनानि सर्वाणि विशेषाच्चतुरङ्गुलात् ॥ ७२ ॥**
**फलं काले समुद्धृत्य सिकतायां निधापयेत् ।**
**सप्ताहमातपे शुष्कं ततो मज्जानमुद्धरेत् ॥ ७३ ॥**
**तैलं ग्राह्यं जले पक्त्वा तिलवद्वा प्रपीड्य च ।**
**तस्योपयोगो बालानां यावद्वर्षाणि द्वादश ॥ ७४ ॥**

૪૨ હરડે પ્રમાણે જ વિરેચન કરાવનારાં સર્વ ફળોનો પ્રયોગ કરવો. ગરમાળાની શીંગના વિરેચનનો પ્રયોગ

કરવો હોય તો યોગ્ય સમયે ગરમાળાની સીંગને ઝાડ ઉપરથી ઉતારીને સાત દિવસ સુધી રેતીમાં ડાટી રાખવી. પછી તેને તડકામાં સુકવીને તેમાંથી ગોળ કાઢી લેવો. અને તેને પાણીમાં ઉકાળીને તેમાંથી તેલ કાઢી લેવું અથવા તો તલની પેઠે તેને વિધિપૂર્વક પીલીને તેમાંથી તેલ કાઢી લેવું અને બાળક બાર વર્ષનું થાય ત્યાં સુધી વિરેચનમાં તે તેલનો ઉપયોગ કરવો. ૭૨-૭૪

### વિરેચનનો ચાલીસમો યોગ.

**लिह्यादेरण्डतैलेन कुष्ठं त्रिकटुकान्वितम् ।**
**सुखोदकं चानुपिबेदेष योगो विरेचयेत् ॥ ७५ ॥**

૪૩ કઠ, સુંઠ, મરી અને પીપર એઓનાં ચૂર્ણને એરંડીયાં તેલની સાથે ચાટે અને તેના ઉપર કોસું જળ (જરાક ઉષ્ણ જળ) પીયે, તો આ યોગ વિરેચન કરે છે. ૭૫

### વિરેચનનો એકતાલીસમો યોગ.

**एरण्डतैलं त्रिफलाक्काथेन द्विगुणेन तु ।**
**युक्तं पीतं तथा क्षीररसाभ्यां तु विरेचयेत् ॥७६॥**
**बालवृद्धक्षतक्षीणसुकुमारेषु योजितम् ।**
**फलानां विधिरुद्दिष्टः क्षीराणां शृणु सुश्रुत ॥७७॥**

૪૪ એરડીયું તેલ ત્રિફળાના બમણા કવાથની સાથે, દુધની સાથે અથવા તો માંસના રસની સાથે ભેળીને તે બાળકોને, વૃદ્ધોને, ક્ષતથી ક્ષીણ થયેલાઓને અને સુકુમારોને પાવામાં આવે તો તે વિરેચન કરે છે. હે સુશ્રુત! ફલોનો વિધિ કહ્યો. હવે ક્ષીરરૂપ વિરેચનોનો વિધિ કહું છું તે સાંભળ. ૭૬-૭૭

### વિરેચનનો બેતાલીસમો યોગ.

**विरेचनानां तीक्ष्णानां पयः सौधं परं मतम् ।**
**अज्ञप्रयुक्तं तद्धन्ति विषवत्कर्मविभ्रमात् ॥ ७८ ॥**
**विजानता प्रयुक्तं तु महान्तमपि संचयम् ।**
**भिनत्त्याश्वेव दोषाणां रोगान् हन्ति च दुस्तरान् ७९**
**महत्याः पंचमूल्यास्तु बृहत्योश्चैकशः पृथक् ।**
**कषायैः समभागं तु तदङ्गैर्विशोषितम् ॥ ८० ॥**
**अम्लादिभिः पूर्ववत्तु प्रयोज्यं कोलसंमितम् ।**

૪૫ તીક્ષ્ણ વિરેચનોમાં થોરનાં દુધ (છીર) ને અત્યંત તીક્ષ્ણ માનવામાં આવ્યું છે. અજ્ઞાની વૈદ્ય તે છીરનો (થોરના દુધનો) પ્રયોગ કરે છે તો ચિકિત્સાના કર્મમાં ભૂલ થઈ જવાથી તે છીર રોગીને ઝેરની પેઠે મારી નાખે છે. પરંતુ ક્રિયાને જાણનારા વિદ્વાન્ વૈદ્યના હાથથી અપાયલું તે છીર દોષોના મોટા સંચયનો પણ ઝટ નાશ કરે છે. અને દુસ્તર (મટી શકે નહિ તેવા) રોગોને પણ મટાડે છે. થોરનાં છીરને બૃહતપંચ મૂળ, ઉભી ભોરીંગણી અને બેઠી ભોરીંગણી, એના કવાથની સાથે મેળવી અંગારા ઉપર ચઢાવીને તેનો મૃદુ પાક કરવો. પછી એ કવાથના સાત ભાગ અને છીરનો એક ભાગ એમ આઠ ભાગ એકઠા કરવા અને તેમાંથી એક તોલા ભાર તે દુધ નસોતરની પેઠે ખાટી કાંજીની સાથે તથા મદિરા વગેરેની સાથે આપવો. ૭૮-૮૦

### વિરેચનનો ત્રેતાલીસમો યોગ.

**महावृक्षपयःपीतैर्यवागूस्तण्डुलैः कृता ॥ ८१ ॥**
**पीता विरेचयत्याशु ॥**

૪૬ ચોખાને થોરના છીરની ભાવના આપીને તે ચોખાની યવાગૂ* બનાવીને પીવામાં આવે તો તે તુરત વિરેચન કરાવે છે. ૮૧

### વિરેચનનો ચુમ્માલીસમો યોગ.

**गुडेनोत्कारिका कृता ॥**

૪૭ ઘઉંને થોરના છીરની ભાવના આપીને તે ઘઉંનો લોટ કરાવી, તેમાં ઘી, દૂધ અને ગોળ નાખીને તેની લાપસી કરવી. આ લાપસી ખાવાથી પણ વિરેચન થાય છે.

### વિરેચનનો પીસ્તાલીસમો યોગ.

**लेहो वा साधितः सम्यक्स्नुहीक्षीरसिताघृतैः ८२**

૪૮ ઘઉંના લોટને થોરના છીરની ભાવના આપીને તેમાં સાકર, તથા ઘી નાખીને તેનો સીરો બનાવવો (આ સીરો ખાવાથી વિરેચન થાય છે). ૮૨

### વિરેચનનો છેતાલીસમો યોગ.

**भावितास्तु स्नुहीक्षीरे पिप्पल्यो लवणान्विताः ॥**

૪૯ પીપરોને થોરના છીરની ભાવના આપીને સૈંધવ સાથે ખવરાવવામાં આવે તો તેથી પણ વિરેચન થાય છે.

### વિરેચનનો સડતાલીસમો યોગ.

**चूर्णं काम्पिल्लकं वापि तत्पीतं गुटिकाकृतम् ॥८३॥**

૫૦ કપિલાના ચૂર્ણને થોરના છીરની ભાવના આપી ગોળી વાળીને ખાવામાં આવે તો તેથી પણ વિરેચન થાય છે. ૮૩

### વિરેચનનો અડતાલીસમો યોગ.

**सप्तलाशङ्खिनीदन्तीत्रिवृदारग्वधं गवाम् ।**
**मूत्रेणाप्लाव्य सप्ताहं स्नुहीक्षीरे ततः परम् ॥ ८४ ॥**
**कीर्णं तेनैव चूर्णेन माल्यं वसनमेव च ।**
**आघ्रायाऽऽवृत्य वा सम्यङ्मृदुकोष्ठो विरिच्यते ८५**

૫૧ હાથલો થોર, આંખફુટામણી, નાનો નેપાળો નસોતર અને ગરમાળો આનાં ચૂર્ણને સાત દિવસ સુધી ગોમૂત્રની ભાવના આપવી. તે પછી સાત દિવસ સુધી થોરના છીરથી ભાવના આપવી અને પછી તે ચૂર્ણને પુષ્પના ઉપર અથવા તો વસ્ત્રના ઉપર છાંટવું; કોમળ

* જે ધાન્યની યવાગૂ કરવી હોય તેનાથી છ ગણું પાણી મૂકીને તે ધાન્યને ઉકાળવું અને ઉકળતાં ઉકળતાં ઘાટી કણીઓ રહે અને પાણી થોડું પચપચાટવાળું દેખાય તેને યવાગૂ કહેવામાં આવે છે.

કોઠાવાળો મનુષ્ય એ પુષ્પને સારી પેઠે સુંઘે અથવા તો એ વસ્ત્રને શરીર ઉપર સારી પેઠે વીંટી રાખે તો તેથી વિરેચન થાય છે. ૮૪–૮૫

### વિરેચનનો ઉપયોગ રોગાદિક જોઈને કરવો.

**क्षीरत्वक्फलमूलानां विधानैः परिकीर्तितैः ।**
**अवेक्ष्य सम्यग्रोगादीन्यथावदुपयोजयेत् ॥ ८६ ॥**

૫૨ છીર, છાલ, ફળ, તથા મૂલ આના જે વિરેચનના વિધિઓ કહેવામાં આવ્યા છે તે પ્રમાણે તૈયાર કરેલાં વિરેચનોનો વૈદ્યે રોગાદિકનું સારી પેઠે નિદાન કરીને તેઓનો યથાર્થ રીતે ઉપયોગ કરવો. ૮૬

### વિરેચનનો ઓગણપચાસમો યોગ.

**त्रिवृच्छाणमितास्तिस्रस्तिस्रश्च त्रिफलात्वचः ।**
**विडङ्गपिप्पलीक्षारशाणास्तिस्रश्च चूर्णिताः ॥८७॥**
**लिह्यात्सर्पिर्मधुभ्यां च मोदकं वा गुडेन वा ।**
**भक्षयेन्निष्परीहारमेतच्छ्रेष्ठं विरेचनम् ॥ ८८ ॥**
**गुल्मान्प्लीहोदरं कासं हलीमकमरोचकम् ।**
**कफवातकृतांश्चान्यान्व्याधीनेतद्व्यपोहति ॥ ८९ ॥**

૫૩ પોણા તોલા ભાર નસોતર, પોણા તોલા ભાર ત્રિફળાની છાલ, પોણા તોલા ભાર વાવડીંગ, પીપર, તથા જવક્ષાર આ બધાનું ચૂર્ણ કરી ઘીની સાથે તથા મધની સાથે ચાટવું અથવા તો તે ચૂર્ણમાં ગોળ મેળવી તેના લાડુ બનાવીને તે લાડુ ખાવા. આ વિરેચન શ્રેષ્ઠ છે અને આ વિરેચનમાં કોઈ પણ જાતની કરી નથી. આ વિરેચન ગુલ્મોને, બરલના રોગોને, ઉદરના રોગને, ખાંસીને, હલીમકને, અરુચિને તથા કફથી અને વાયુથી થનારા બીજા રોગોને પણ મટાડે છે. ૮૭–૮૯

### વિરેચનના પદાર્થોને ઘી, તેલ વગેરેમાં ભેળવીને આપવા વિશે.

**घृतेषु तैलेषु पयःसु चापि**
**मद्येषु मूत्रेषु तथा रसेषु ।**
**भक्ष्यान्नलेह्येषु च तेषु तेषु**
**विरेचनान्यग्र्यमतिर्विदध्यात् ॥ ९० ॥**

૫૪ ઉત્તમ બુદ્ધિવાળા વૈદ્યે ઘી, તેલ, દુધ, મધ, મૂત્ર, માંસનો રસ તથા તે તે પ્રકારના ભક્ષ્ય, ભોજ્ય અને પેય એઓમાં વિરેચનના પ્રયોગોને ગોઠવવા અને તે રોગીને આપવા. ૯૦

### ઔષધોની છ પ્રકારની બનાવટ અને તેમાં ઉત્તરોત્તરની લઘુતા.

**क्षीरं रसः कल्कमथो कषायः**
**शृतश्च शीतश्च तथैव चूर्णम् ।**
**कल्पाः षडेते खलु भेषजानां**
**यथोत्तरं ते लघवः प्रदिष्टाः ॥ ९१ ॥**

૫૫ છીર, સ્વરસ, કલ્ક, કવાથ, હિમ, અને ચૂર્ણ આ રીતે ઔષધોના છ પ્રકારના કલ્પ (બનાવટ) છે. તેઓમાં પહેલાથી બીજો, બીજાથી ત્રીજો, ત્રીજાથી ચોથો, ચોથાથી પાંચમો અને પાંચમાથી છઠ્ઠો કલ્પ એમ પછી પછીના કલ્પો લઘુ (હલકા) છે. ૯૧

## અધ્યાય ૪૫ મો.

### *દ્રવદ્રવ્યવિજ્ઞાનીય (પાણી, દુધ વગેરે દ્રવરૂપ દ્રવ્યોના વિજ્ઞાનવિશે.)

### ઉપક્રમ.

**अथातो द्रवद्रव्यविज्ञानीयमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**

**यथोवाच भगवान् धन्वन्तरिः (सुश्रुताय) ॥२॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે–હવે અહીંથી હું 'દ્રવદ્રવ્યવિજ્ઞાનીય' એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ધન્વન્તરિયે મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

### અંતરિક્ષમાંથી ઝીલેલા વરસાદના પાણીના ગુણો.

**पानीयमान्तरीक्षमनिर्देश्यरसममृतं जीवनं तर्पणं धारणमाश्वासजननं श्रमघ्नं क्लमपिपासामदमूर्छातन्द्रानिद्रादाहप्रशमनमेकान्ततः पथ्यतमं च ३**

૨ આંતરિક્ષ જલ (અંતરીક્ષમાંથી ઝીલી લીધેલું પાણી) અસ્પષ્ટરસવાળું, અમૃત સમાન, જીંદગીને ટકાવી રાખનારું, તૃપ્તિ આપનારું, શસ્ત્ર વિગેરેથી ઉત્પન્ન થતી મૂર્ચ્છા વગેરેથી રક્ષણ કરનારું, આસ્વાસન આપનારું, શ્રમ–થાકને મટાડનારું, તથા ગ્લાનિ, તરસ, મદ–નીશો, મૂર્છા, તંદ્રા અસ્વાભાવિક નિદ્રા તથા દાહ એઓને મટાડનારું અને અત્યંત પથ્ય છે. ૩

### વરસાદનું જળ પૃથ્વી ઉપર પડ્યા પછી તેમાં રસ પ્રકટ થાય છે.

**तदेवावनीपतितमन्यतमं रसमुपलभते स्थानविशेषान्नदीनदसरस्तडागवापीकूपचुण्टीप्रस्रवणोद्भिद्विकिरकेदारपल्वलादिषु स्थानेष्ववस्थितमिति ॥ ४ ॥**

૩ તે જ આંતરીક્ષ જળ પૃથ્વી ઉપર પડ્યા પછી નદી, નદ, સરોવર, તળાવ, વાવ, કુવા, વગર બાંધેલા કુવા, ઝરણા, પૃથ્વીમાંથી બાહાર નીકળતાં જળનાં સ્થાન, (સરવાણીઓ) વિરડા, કયારા અને ખાબોચીયાં વગેરે સ્થાનોમાં રહીને તે તે સ્થાનના પ્રભાવથી મધુર વગેરે છ રસોમાંના કોઈ પણ રસને પ્રાપ્ત થાય છે. ૪

### વરસાદના પાણીમાં રસ પ્રકટ થવા વિષે પરમત.

**तत्र लोहितकपिलपाण्डुपीतनीलशुक्लेष्ववनिप्रदेशेषु मधुराम्ललवणकटुतिक्तकषायाणि यथासंख्यमुदकानि सम्भवन्तीत्येके भाषन्ते ॥ ५ ॥**

* આ અધ્યાયમાં પાણી વગેરે દ્રવરૂપ દ્રવ્યોનું વિજ્ઞાન વર્ણવવામાં આવ્યું છે. તેથી આ અધ્યાયનું નામ द्रवद्रव्यविज्ञानीय છે.

૪ કેટલાએક આચાર્યો કહે છે કે;-વરસાદનું પાણી પૃથ્વીના, રાતી માટીવાળા પ્રદેશમાં પડે તો મધુર થાય છે, કપિલ (પીળા તથા રાતા રંગની) માટીવાળા પ્રદેશમાં પડે તો ખાટું થાય છે, પાંડુ-(શ્વેત) વર્ણની માટીવાળા પ્રદેશમાં પડે તો ખારું-લવણ થાય છે, પીળા વર્ણની માટીવાળા પ્રદેશમાં પડે તો તીખું થાય છે, કાળા રંગની માટીવાળા પ્રદેશમાં પડે તો કડવું થાય છે અને ધોળા રંગની માટીવાળા પ્રદેશમાં પડે તો તુરું થાય છે. ૫

**વરસાદના જળમાં રસ પ્રકટ થવાવિષે સ્વમત.**

**तत्तु न सम्यक् । तत्र पृथिव्यादीनामन्योन्यानुप्रवेशकृतः सलिलरसो भवत्युत्कर्षापकर्षेण । तत्र स्वगुणभूयिष्ठायां भूमावम्लं लवणं च । अम्बुगुणभूयिष्ठायां मधुरम् । तेजोगुणभूयिष्ठायां कटुकं तिक्तं च । वायुगुणभूयिष्ठायां कषायं च । आकाशगुणभूयिष्ठायामव्यक्तरसमव्यक्तं ह्याकाशमित्यतस्तत्प्रधानमव्यक्तरसत्वात् ॥ ६ ॥**

૫ તેઓનું આ કહેલું બરાબર નથી. પરંતુ ખરું તો એ છે કે-પૃથ્વીમાં પોતાના ગુણના અને બીજા મહાભૂતોના થયેલા અનુપ્રવેશના ગુણોના વધઘટપણાને લીધે જળમાં મધુર વગેરે રસો ઉત્પન્ન થાય છે. જેમકે-જે પૃથ્વીમાં પોતાનોજ ગુણ અધિક હોય તે પૃથ્વીમાં પડેલું જળ ખાટું અને ખારું થાય છે, જેમાં જળનો ગુણ અધિક હોય તે પૃથ્વીમાં પડેલું જળ મધુર થાય છે, જેમાં અગ્નિનો ગુણ અધિક હોય તે પૃથ્વીમાં પડેલું જળ તીખું અને કડવું થાય છે, જેમાં વાયુનો ગુણ અધિક હોય તે પૃથ્વીમાં પડેલું જળ તુરું થાય છે તથા જેમાં આકાશનો ગુણ અધિક હોય તે પૃથ્વીમાં પડેલું જળ અસ્પષ્ટ રસવાળું થાય છે. કારણ કે આકાશ પંડે અવ્યક્ત છે અને તે જલ અવ્યક્ત-અસ્પષ્ટ રસવાળું હોવાથી શ્રેષ્ઠ ગણાય છે. ૬

**આંતરિક્ષ જળ ન મળે તો આકાશના ગુણવાળું જળ પીવું.**

**तत्पेयमान्तरिक्षालाभे ॥ ७ ॥**

૬ જો આંતરીક્ષ જળ ન મળે તો તેના બદલામાં જેમાં આકાશનો ગુણ અધિક હોય તેવું પૃથ્વીમાં રહેલું જળ ઉપયોગમાં લેવું. ૭

**આંતરિક્ષ જળના ભેદ.**

**तत्रान्तरिक्षं चतुर्विधम् । तद्यथा । धारं कारं तौषारं हैममिति । तेषां धारं प्रधानं लघुत्वात् ॥ ८ ॥**

૭ ધાર (ધારારૂપે પડતું વરસાદનું પાણી), કાર (આકાશમાંથી પડતા પાણીના પથરા જેવા કરાઓનું પાણી) તૌષાર (ઝાકળનું પાણી) અને હૈમ (બરફ પીંગળીને તેમાંથી થયેલું પાણી) એ રીતે આંતરિક્ષ જળ ચાર પ્રકારનું છે. આ સઘળા પ્રકારના આંતરિક્ષ જળોમાં ધારજળ હલકું હોવાથી પ્રધાન-શ્રેષ્ઠ છે. ૮

**ગાંગ જળ અને સમુદ્રનાં જળની પરીક્ષા તથા ગાંગ જળ લેવાનો સમય.**

**तत्पुनर्द्विविधं गाङ्गं सामुद्रं चेति । तत्र गाङ्गमाश्वयुजे मासि प्रायशो वर्षति । तयोर्द्वयोरपि परीक्षणं कुर्वीत । शाल्योदनपिण्डमकुथितमविदग्धं रजतभाजनोपहितं वर्षति देवे बहिष्कुर्वीत स यदि मुहूर्तं स्थितस्तादृश एव भवति तदा गाङ्गं पततीत्यवगन्तव्यं वर्णान्यत्वे सिक्थप्रक्लेदे च सामुद्रमिति विद्यात्तन्नोपादेयम् । सामुद्रमप्याश्वयुजे मासि गृहीतं गाङ्गवद्भवति । गाङ्गं पुनः प्रधानं तदुपाददीताश्वयुजे मासि ॥ ९ ॥**

૮ એ ધારજળના 'ગાંગ' અને 'સામુદ્ર' એવા બે ભેદ છે. તેઓમાં આસુ મહિનામાં જે જળ વરસે છે તે જળ ઘણું કરીને ગાંગ હોય છે અને આસુ શિવાયના બીજા મહિનાઓમાં જે જળ વરસે છે તે જળ ઘણું કરીને સામુદ્ર હોય છે. ગાંગ અને સામુદ્ર એ બંને પ્રકારનાં જળોની પરીક્ષા આ પ્રમાણે કરવી-વરસાદ વરસતો હોય ત્યારે જે છુંદાયલા ન હોય એવા તથા જેનો રંગ બદલાયેલો ન હોય એવા ભાતનો પિંડો એક રૂપાના વાસણમાં મુકી તે વાસણ બ્હાર વરસાદમાં બે ઘડી સુધી રાખવું. આ પ્રમાણે વરસાદમાં રાખતાં જો તે ભાત કશા પણ વિકારને ન પામતાં તેવો ને તેવોજ રહે તો જાણવું કે-ગાંગજળ પડે છે-વરસે છે અને જો તે ભાતનો રંગ બદલાઈ જાય કે ભાતના દાણામાં પચપચાટ થાય તો જાણવું કે-સામુદ્ર જળ વર્ષે છે. સામુદ્ર જળ પડતું હોય તો તે લેવું નહીં. સામુદ્રજળ પણ આશ્વિન મહિનામાં પડતું હોય તો તે લેવામાં કશી હરકત નથી. કેમકે-સામુદ્ર જળ પણ આશ્વિન માસમાં ગાંગ જળના જેવાજ ગુણવાળું હોય છે. પરંતુ ગાંગ જળજ સર્વ જળોમાં શ્રેષ્ઠ છે. અને આ ગાંગજળ આશ્વિન માસમાં લેવું. ૯

**ગાંગજળ ઝીલી લેવાનો પ્રકાર અને આંતરિક્ષનું પ્રતિનિધિ.**

**शुचिशुक्लवितपटैकदेशच्युतमथवा हर्म्यतलपरिभ्रष्टमन्यैर्वा शुचिभिर्भाजनैर्गृहीतं सौवर्णे राजते मृन्मये वा पात्रे निदध्यात्तत्सर्वकालमुपयुञ्जीत । तस्यालाभे भौमम् । तच्चाकाशगुणबहुलम् ॥ १० ॥**

૯ એક સ્વચ્છ ધોળાં વસ્ત્રને વરસાદમાં બહાર ઉંચે ટંગાડવું અને તેના વચલા ભાગમાં કાંઇક પથરો વગેરે બોજ મુકવો. એટલે વસ્ત્ર વચમાંથી નમી જશે. આવી રીતે કરવાથી વસ્ત્ર ઉપર પડેલું જળ વચલા ભાગમાંથી

એકઠું થઈને નીચે પડશે. તે જળને નીચે એક પાત્ર રાખીને તેમાં ઝીલી લેવું અથવા ઘરની અગાસી ઉપરથી પડતું વરસાદનું પાણી કોઈ પાત્રમાં ઝીલી લેવું અથવા તો બીજું કોઈ સ્વચ્છ પાત્ર વરસાદમાં મુકીને તેમાં પાણી ઝીલી લેવું. આ રીતે ઝીલી લીધેલાં વરસાદનાં પાણીને સોનાના, રૂપાના કે માટીના વાસણમાં રાખી મુકવું અને તે પાણીનો સર્વ કાળમાં-હમ્મેશાં ઉપયોગ કરવો. આ પ્રમાણે ઝીલી લીધેલું વરસાદનું પાણી ન મળે તો તેના અભાવમાં જેમાં આકાશનો ગુણ અધિક હોય એવી પૃથ્વી ઉપર પડેલું ભૌમ જળ (કુવા વગેરે જમીનનું પાણી) લેવું. ૧૦

### સાત પ્રકારનું જળ.

**तत्पुनः सप्तविधम् । तद्यथा । कौपं नादेयं सारसं ताडागं प्रास्रवणमौद्भिदं चौण्ट्यमिति ११**

૧૦ ભૌમ (પૃથ્વી ઉપર પડેલું) જળ કૌપ-કુવાનું, નાદેય-નદીનું, સારસ-સરોવરનું, તાડાગ-તળાવનું, પ્રાસ્રવણ-ઝરણાનું, ઔદ્ભિદ-પૃથ્વીમાંથી સરવાણીરૂપે અને ચૌંટય-વગર બાંધેલા કુવાનું, એવી રીતે સાત પ્રકારનું જળ છે. ૧૧

### કઈ ઋતુમાં કયું જળ પીવું.

**तत्र वर्षास्वान्तरिक्षमौद्भिदं वा सेवेत महागुणत्वात् । शरदि सर्वं प्रसन्नत्वात् । हेमन्ते सारसं ताडागं वा । वसन्ते कौपं प्रास्रवणं वा । ग्रीष्मेप्येवम् । प्रावृषि चौण्ट्यमनवमनाभिवृष्टं सर्वं चेति ॥ १२ ॥**

૧૧ તેમાં વર્ષાઋતુમાં આંતરિક્ષ અને ઔદ્ભિદ જળ ઉત્તમ ગુણવાળાં હોય છે માટે તે જળોનું સેવન કરવું. શરદ્‌ઋતુમાં અગસ્ત્યનો ઉદય થવાને લીધે સઘળાં પ્રકારનાં જળો સ્વચ્છ થઈ જાય છે માટે સઘળાં પ્રકારના જળનું સેવન કરવું. હેમંતઋતુમાં સરોવરના અથવા તળાવના જળનું સેવન કરવું. વસંત ઋતુમાં અને ગ્રીષ્મ ઋતુમાં કુવાના અથવા ઝરણાના જળનું સેવન કરવું. પ્રાવૃટ્ ઋતુમાં બાંધ્યા વગરના કુવાના જળનું અથવા જુના જળનું સેવન કરવું, અને વરસાદ ન થયો હોય ત્યાં સુધી નદી વગેરેનાં જળોનું સેવન કરવામાં કશી અડચણ નથી. ૧૨

### વરસાદના નવાં જળનું પાન કરવાથી તથા તેમાં સ્નાન કરવાથી રોગ થાય છે.

**कीटमूत्रपुरीषाण्डशवकोथप्रदूषितम् ।**
**तृणपर्णोत्करयुतं कलुषं विषसंयुतम् ॥ १३ ॥**
**योऽवगाहेत वर्षासु पिबेद्वापि नवं जलम् ।**
**सबाह्याभ्यन्तरान्रोगान्प्राप्नुयात्क्षिप्रमेव तु ॥१४॥**

૧૨ વર્ષાઋતુમાં (આષાઢ, શ્રાવણ અને ભાદ્રપદ એ ત્રણ માસમાં) નવું વર્ષેલું જળ ઝેરી કીડાઓથી, પ્રાણીઓનાં મળમૂત્રથી, પ્રાણીઓના ઇંડાના અને શંખોના સડાથી તથા મરી ગયેલાં પ્રાણીઓના શબના સડાથી દૂષિત થયેલું, ખડના અને પાનડાઓના કચરાવાળું, ડોળું તથા અનેક પ્રકારના સ્થાવર અને જંગમ વિષોના સંયોગવાળું હોય છે. માટે જે માણસ વર્ષાઋતુમાં નવા જળમાં નાહે છે તેને કુષ્ઠ વગેરે બહારના રોગો થાય છે અને જે વર્ષાઋતુમાં નવા જળનું પાન કરે છે તેને ઉદરરોગ વગેરે અંદરના રોગો તુરત જ થાય છે. ૧૩-૧૪

### બગડેલા પાણીનાં લક્ષણ.

**तत्र यच्छैवालपङ्कहटतृणपद्मपत्रप्रभृतीभिरवच्छन्नं शशिसूर्यकिरणानिलैर्नाभिजुष्टं गन्धवर्णरसोपसृष्टं च तद्व्यापन्नमिति विद्यात् ॥ १५ ॥**

૧૩ જે જળ શેવાળ, કાદવ, રાતાં પોડાં, ખડ, કમળનાં પાંદડા વગેરેથી ઢંકાયેલું હોય; જેનાં ઉપર સૂર્ય કે ચંદ્રનાં કિરણો પડતાં ન હોય, જેના ઉપર ખુલ્લો પવન ફરતો ન હોય; અને જે કોઈ પણ જાતના ગંધ, વર્ણ કે રસવાળું હોય તે જળને બગડેલું સમજવું. ૧૫

### બગડેલા પાણીમાં છ જાતના દોષો.

**तस्य स्पर्शरूपरसगन्धवीर्यविपाकदोषाः षट् सम्भवन्ति । तत्र खरता पैच्छिल्यमौष्ण्यं दन्तग्राहिता च स्पर्शदोषाः । पङ्कसिकताशैवालबहुवर्णता रूपदोषाः । व्यक्तरसता रसदोषः । अनिष्टगन्धता गन्धदोषः । यदुपयुक्तं तृष्णागौरवशूलकफप्रसेकानापादयति स वीर्यदोषः । यदुपयुक्तं चिराद्विपच्यते विष्टभ्नाति वा स विपाकदोष इति ॥ १६ ॥**

૧૪ બગડેલા જળમાં સ્પર્શદોષ, રૂપદોષ, રસદોષ, ગંધદોષ, વીર્યદોષ અને વિપાકદોષ એ રીતે છ જાતના દોષો થાય છે. તેઓમાં ખરસટપણું, ચીકાસ, ઉષ્ણતા અને જેથી દાંતો કળે છે એવું ઠંડાપણું એ જળના સ્પર્શદોષો છે, જળમાં કાદવ, રેતી, શેવાળ અને અનેક વર્ણો હોવા એ જળના રૂપના દોષો છે; જળમાં કોઈ પણ જાતનો રસ સ્પષ્ટ જણાવો એ રસનો દોષ છે; જળમાં ખરાબ ગંધ નીકળવો-હોવો એ ગંધનો દોષ છે, જે પીવાથી તરસ, ભારેપણું, શૂળ અને કફપ્રસેક ઉત્પન્ન કરે છે તે વીર્યનો દોષ છે; તથા પીધાથી જે ઘણીવારે પચે છે અથવા પેટમાં ગડગડાટ ઉત્પન્ન કરે છે તે વિપાકનો દોષ છે. ૧૬

### આંતરિક્ષ જળ નિર્દોષ છે.

**त एत आन्तरिक्षे न सन्ति ॥ १७ ॥**

૧૫ ઉપર કહેલા એ છ દોષો આંતરિક્ષ જળમાં હોતા નથી. ૧૭

**બગડેલા જળને સ્વચ્છ કરવાના તથા તેની દુર્ગંધ મટાડવાના ઉપાય.**

**व्यापन्नानामग्निक्वथनं सूर्यातपप्रतापनं तप्तायः-पिण्डसिकतालोष्ट्राणां वा निर्वापणं प्रसादनं च कर्तव्यं नागचम्पकोत्पलपाटलापुष्पप्रभृतिभिश्चाधिवासनमिति ॥ १८ ॥**

૧૬ જળ બગડેલું હોય તેને અગ્નિ ઉપર ઉકાળવું, સૂર્યના તડકામાં તપાવવું, તેમાં લોઢાના ગોળાઓને, પથરાઓને અથવા ઈંટોને તપાવીને બુઝાવવી-ઝામવી આ તેને સ્વચ્છ કરવાના ઉપાય છે અને નાગચંપાનાં ફુલ, કમળનાં ફુલ, પાડળનાં ફુલ વગેરેને તેમાં નાખવાં આ તેનો દુર્ગન્ધ મટાડવાના ઉપાય છે. ૧૮

**કેવા વાસણમાં પાણી ભરી રાખવું તથા પીવું.**

**सौवर्णे राजते ताम्रे कांस्ये मणिमये तथा ।**
**पुष्पावतंसं भौमे वा सुगन्धि सलिलं पिबेत् ॥१९॥**

૧૭ સોનાના, રૂપાના, ત્રાંબાના, કાંસાના, સ્ફટિક વગેરે મણિના કે માટીના વાસણમાં રાખેલું અને પુષ્પો, વાળો વગેરેથી વાસેલું સુગંધિ જળ પીવું. ૧૯

**બગડેલું તથા ઋતુ વગર પડેલું જળ ઉપયોગમાં લેવું નહિ.**

**व्यापन्नं वर्जयेन्नित्यं तोयं यच्चाप्यनार्तवम् ।**
**दोषसंजननं ह्येतन्नाददीताहितं तु तत् ॥ २० ॥**

૧૮ બગડેલું અથવા ઋતુ વગર વરસેલું-પડેલું જળ હમ્મેશાં છોડી દેવું. કેમકે એ જળ દોષોને ઉત્પન્ન કરનારું અને અહિત-અપથ્ય છે. માટે તે જળ પીવું જ નહિ. ૨૦

**બગડેલું જળ પીવાથી રોગો થાય છે.**

**व्यापन्नं सलिलं यस्तु पिबतीहाप्रसाधितम् ।**
**श्वयथुं पाण्डुरोगं च त्वग्दोषमविपाकताम् ॥ २१ ॥**
**श्वासकासप्रतिश्यायशूलगुल्मोदराणि च ।**
**अन्यान्वा विषमान्रोगान्प्राप्नुयात्क्षिप्रमेव च ॥२२॥**

૧૯ જે માણસ બગડેલાં જળને સ્વચ્છ-સાફ કર્યા વિના પીએ છે તેને તરત જ સોજા, પાંડુરોગ, ચામડીના રોગો, ગુલ્મ, મંદાગ્નિ, સ્વાસ, ઉધરસ, શલેખ્મ, શૂળ અને ઉદરરોગ એ રોગો તથા બીજા પણ કેટલાક વિષમ રોગો તુરત જ થાય છે. ૨૧-૨૨

**મલિન જળને નિર્મળ કરવાના ઉપાય.**

**तत्र सप्त कलुषस्य प्रसादनानि भवन्ति । तद्यथा । कतकगोमेदकबिसग्रन्थिशैवालमूलवस्त्राणि मुक्ता मणिश्चेति ॥ २३ ॥**

૨૦ નિર્મળીનાં ફળો, ગોમેદમણિ-લસણીઓ, કમળનાં મૂળ, શેવાળનાં મૂળ, વસ્ત્ર, મોતી અને સ્ફટિક વગેરે મણિઓ એ સાત મેલાં જળને નિર્મળ કરવાના ઉપાયો છે. (એટલે એ ચીજો પાણીમાં નાંખવાથી પાણીનો કચરો સઘળો નીચે બેસી જઇને પાણી નિર્મળ થાય છે). ૨૩

**પાણીનાં વાસણ કયાં રાખવાં.**

**पञ्च निक्षेपणानि भवन्ति । तद्यथा । फलकं, त्र्यष्टकं, मुञ्जवलय, उदकमञ्चिका, शिक्यं चेति २४**

૨૧ જળથી ભરેલાં વાસણોને બાજઠ ઉપર, ત્રિપાઈ ઉપર, મુંજ નામના ખડની ઈંઢોણી ઉપર, માંચી ઉપર કે સીકામાં રાખવાં. ૨૪

**જળને થંડું કરવાના ઉપાય.**

**सप्त शीतीकरणानि भवन्ति। प्रवातस्थापनमुदकप्रक्षेपणं यष्टिकाभ्रामणं व्यजनं वस्त्रोद्धरणं वालुकाप्रक्षेपणं शिक्यावलम्बनं चेति ॥ २५ ॥**

૨૨ જળથી ભરેલાં પાત્રને ખુબ પવનવાળી જગામાં રાખવું, અથવા તેના ઉપર ભીંનું કપડું વીંટાળી તે પર ઠંડું પાણી છાંટવું, અથવા તેને લાકડીથી બનાવેલા યંત્રમાં મૂકીને ફેરવવું, (અથવા જળમાં લાકડી ફેરવવી), અથવા તે પર પંખો નાંખવો, અથવા જળને કપડાથી ઘણીવાર ગાળવું. અથવા તેને રેતીમાં ડાટી મૂકવું, અથવા સીકામાં ટંગાડી રાખવું, આ સાત જળને ઠંડું કરવાના ઉપાય છે. ૨૫

**ગુણકારી જળનું લક્ષણ.**

**निर्गन्धमव्यक्तरसं तृष्णाघ्नं शुचि शीतलम् ।**
**अच्छं लघु च हृद्यं च तोयं गुणवदुच्यते ॥२६॥**

૨૩ જે જળ ગંધ વગરનું, અસ્પષ્ટ રસવાળું, તરશને મટાડનારું, પવિત્ર, ઠંડું, સ્વચ્છ, હલકું અને મનને પ્રિય લાગે એવું હોય તે જળને ગુણકારી સમજવું. ૨૬

**નદીઓના ગુણો.**

**तत्र नद्यः पश्चिमाभिमुखाः पथ्या लघूदकत्वात् । पूर्वाभिमुखास्तु न प्रशस्यन्ते गुरूदकत्वात् । दक्षिणाभिमुखा नाऽतिदोषलाः साधारणत्वात् । तत्र सह्यप्रभवाः कुष्ठं जनयन्ति विन्ध्यप्रभवाः कुष्ठं पाण्डुरोगं च, मलयप्रभवाः कृमीन्, महेन्द्रप्रभवाःश्लीपदोदराणि, हिमवत्प्रभवाः हृद्रोगश्वयथुशिरोरोगश्लीपदगलगण्डान् , प्राच्यावन्त्या अपरावन्त्याश्चार्शांस्युपजनयन्ति । पारिपात्रप्रभवाः पथ्या बलारोग्यकर्यं इति ॥ २७ ॥**

૨૪ પશ્ચિમ દિશા તરફ જનારી-પશ્ચિમ સમુદ્રમાં મળનારી નદીઓનું જળ હલકું હોવાથી પથ્ય છે, પૂર્વ દિશા તરફ જનારી-પૂર્વ સમુદ્રમાં મળનારી નદીઓનું પાણી ભારે હોવાથી સારું નથી, અને દક્ષિણ દિશા તરફ જનારી-દક્ષિણ સમુદ્રમાં મળનારી નદીઓનું જળ સાધારણ હોવાથી (બહુ હલકું કે બહુ ભારે નહીં હોવાથી) બહુ દોષોને વધારે ઉત્પન્ન કરતું નથી, તેઓ-

માંની સહ્યપર્વતમાંથી નીકળેલી નદીઓ કુષ્ઠને ઉત્પન્ન કરે છે, વિંધ્યાચલમાંથી નીકળેલી નદીઓ કુષ્ઠને તથા પાંડુરોગને ઉત્પન્ન કરે છે, મલયાચળમાંથી નીકળેલી નદીઓ કૃમિઓને ઉત્પન્ન કરે છે, મહેંદ્રાચળમાંથી નીકળેલી નદીઓ શ્લીપદોને તથા ઉદરરોગને ઉત્પન્ન કરે છે, હિમાલયમાંથી નીકળેલી નદીઓ, હૃદ્રોગ, સોજો, માથાનો દુખાવો, શ્લીપદ અને ગલગંડ એ રોગોને ઉત્પન્ન કરે છે; માળવાના પૂર્વ દિશાના તથા પશ્ચિમ દિશાના પર્વતોમાંથી નીકળેલી નદીઓ અર્શોને ઉત્પન્ન કરે છે; તથા પારીયાત્ર પર્વતમાંથી નીકળેલી નદીઓ પથ્ય છે, તથા બલ અને આરોગ્યને આપનારી છે. ૨૭

**नद्यः शीघ्रवहा लघ्व्यः प्रोक्ता याश्चामलोदकाः ।**
**गुर्व्यः शैवालसंछन्नाः कलुषा मन्दगाश्च याः॥२८**

૨૫ જે નદીઓ ઉતાવળા વેગવાળી તથા નિર્મળ જળવાળી હોય તેઓનું પાણી હલકું હોય છે અને જે નદીઓ મંદ વેગવાળી, મેલી તથા શેવાળથી ઢંકાયેલી હોય તે નદીઓનું પાણી ભારી હોય છે. ૨૮

**प्रायेण नद्यो मरुषु सतिक्ता लवणान्विताः ।**
**ईषत्कषाया मधुरा लघुपाका बले हिताः ॥ २९ ॥**

૨૬ ઘણું કરીને મારવાડ દેશની નદીઓનું જળ કંઈક કડવું, ખારું, જરાક તુરું અને મધુર હોય છે તેથી તે જળ પચવામાં હલકું અને બલને વધારનારું હોય છે. ૨૯

### પાણીને ક્યારે ભરી લેવું?

**तत्र सर्वेषां भौमानां ग्रहणं प्रत्युषसि तत्र ह्यमलत्वं शैत्यं चाधिकं भवति स एव चापां परो गुण इति ॥ ३० ॥**

૨૭ સઘળા પ્રકારના પૃથ્વીનાં જળો પરોઢીયામાં ભરી લેવાં જોઇયે. કેમકે તે સમયમાં જળમાં શીતળપણું અને નિર્મળપણું કે જે જળના મુખ્ય ગુણો છે તે અધિક હોય છે. ૩૦

### કેવાં જળને ઉત્તમ જાણવું?

**दिवार्ककिरणैर्जुष्टं निशायामिन्दुरश्मिभिः ।**
**अरूक्षमनभिष्यन्दि तत्तुल्यं गगनाम्बुना ॥ ३१ ॥**

૨૮ જે જળની ઉપર દિવસે સૂર્યનાં અને રાતે ચંદ્રનાં કિરણો પડતાં હોય તથા જે જળ રુક્ષ કે અભિષ્યંદી (ભેજવાળું—શરદી કરનારું ન હોય, તે જળને આંતરિક્ષ જળના જેવું જ સમજવું. ૩૧

### આંતરિક્ષ જળના વિશેષ ગુણો.

**गगनाम्बु त्रिदोषघ्नं गृहीतं यत्सुभाजने ।**
**बल्यं रसायनं मेध्यं पात्रापेक्षि ततः परम् ॥३२॥**

૨૯ સારા વાસણમાં લેઈ રાખેલું આકાશનું જલ ત્રણે દોષોને મટાડનારું, બલને વધારનારું, રસાયન અને પવિત્ર છે. આંતરિક્ષ જળ પૃથ્વી ઉપર પડ્યા પછી તેને જેવા પાત્રમાં રાખવામાં આવે તેવા ગુણવાળું તે થાય છે. ૩૨

### ચંદ્રકાંત મણિમાંથી ઝરેલા પાણીના ગુણ.

**रक्षोघ्नं शीतलं ह्लादि ज्वरदाहविषापहम् ।**
**चन्द्रकान्तोद्भवं वारि पित्तघ्नं विमलं स्मृतम् ३३**

૩૦ ચંદ્રકાંત મણિમાંથી ઝરેલું પાણી રાક્ષસોનો નાશ કરનારું, શીતળ, આનંદ આપનારું, નિર્મળ અને જ્વર, દાહ, વિષ તથા પિત્તને મટાડનારું જાણવું. ૩૩

### કયા રોગમાં અને કઈ ઋતુમાં શીતળ જળનો ઉપયોગ કરવો?

**मूर्छापित्तोष्णदाहेषु विषे रक्ते मदात्यये ।**
**भ्रमक्लमपरीतेषु तमके वमथौ तृषा ॥ ३४ ॥**
**ऊर्ध्वगे रक्तपित्ते च शीतमम्भः प्रशस्यते ।**

૩૧ મૂર્ચ્છા, પિત્તના રોગો, દાહ, વિષ, રક્તના રોગો, મદાત્યય, માથામાં ચકરી આવવી, થાક, દમ, ઉલટી અને ઉપરના ભાગનું રક્તપિત્ત એ રોગોમાં તથા ઉષ્ણકાળમાં ટાઢું પાણી આપવું એ ઉત્તમ છે. ૩૪

### કયા રોગમાં શીતળ જળનો ઉપયોગ કરવો નહિ.

**पार्श्वशूले प्रतिश्याये वातरोगे गलग्रहे ॥ ३५ ॥**
**आध्माने स्तिमिते कोष्ठे सद्यः शुद्धौ नवज्वरे ।**
**हिक्कायां स्नेहपीते च शीताम्बु परिवर्जयेत् ॥ ३६ ॥**

૩૨ પડખાંમાંથી શૂળ નીકળવું, શલેષ્મ, વાયુ સંબંધી રોગ, ગલગ્રહ (ગળાનું ઝલાઈ જવું), પેટ ચ્હડી આવવું, કોઠાનું સખતપણું, નવો તાવ અને હેડકી એ રોગોમાં; જે દિવસે સંશોધન કર્યું હોય તે દિવસે તથા સ્નેહપાન કર્યા પછી ટાઢું પાણી પીવું નહી. ૩૫–૩૬

### નદીના પાણીના સામાન્ય ગુણો.

**नादेयं वातलं रूक्षं दीपनं लघु लेखनम् ।**
**तदभिष्यन्दि मधुरं सान्द्रं गुरु कफावहम् ॥ ३७ ॥**

૩૩ નદીનું જળ વાયુ કરનારું, રુક્ષ, અગ્નિને દીપાવનારું, હલકું અને કફ તથા મેદનો નાશ કરનારું છે. પરંતુ નદીનું જળ જો મધુર તથા ઘાટું હોય તો શરદી કરનારું, ભારે અને કફ કરનારું છે. ૩૭

### સરોવરના પાણીના સામાન્ય ગુણો.

**तृष्णाघ्नं सारसं बल्यं कषायं मधुरं लघु ॥**

૩૪ સરોવરનું પાણી તુરું, મધુર, હલકું, બલને વધારનારું અને તરશને મટાડનારું છે.

### તળાવના પાણીના સામાન્ય ગુણો.

**ताडागं वातलं स्वादु कषायं कटुपाकि च ॥३८॥**

૩૫ તળાવનું પાણી રસમાં મધુર અને તુરું, વિપાકમાં તીખું અને વાયુને ઉત્પન્ન કરનારું છે. ૩૮

### વાવના પાણીના સામાન્ય ગુણો.

**वातश्लेष्महरं वाप्यं सक्षारं कटु पित्तलम् ॥**

૩૬ વાવનું પાણી કંઇક ખારવાળું, તીખું, પિત્તને ઉત્પન્ન કરનારું અને વાયુને તથા કફને મટાડનારું છે.

### કુવાના પાણીના ગુણો.

**सक्षारं पित्तलं कौपं श्लेष्मघ्नं दीपनं लघु ॥ ३९ ॥**

૩૭ કુવાનું પાણી કંઇક ખારવાળું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, હલકું, પિત્તને ઉત્પન્ન કરનારું અને કફને મટાડનારું છે. ૩૯

### નહીં બાંધેલા કુવાના પાણીના ગુણો.

**चौण्ड्यमाग्निकरं रूक्षं मधुरं कफकृन्न च ॥**

૩૮ નહીં બાંધેલા કુવાનું પાણી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને રુક્ષ છે તથા મધુર હોવા છતાં પણ કફને ઉત્પન્ન કરતું નથી.

### ઝરણાના પાણીના ગુણો.

**कफघ्नं दीपनं हृद्यं लघु प्रस्रवणोद्भवम् ॥ ४० ॥**

૩૯ ઝરણાનું પાણી જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મનને પ્રિય લાગે એવું, હલકું અને કફને મટાડનારું છે. ૪૦

### પૃથ્વીમાંથી સરવાણી તરિકે નિકળતા જળના ગુણો.

**मधुरं पित्तशमनमविदाह्यौद्भिदं स्मृतम् ॥**

૪૦ પૃથ્વીમાંથી સરવાણી તરિકે નિકળતું પાણી મધુર અને પિત્તને મટાડનારું છે; તથા વિદાહને ઉત્પન્ન કરતું નથી.

### વીરડાના પાણીના ગુણો.

**वैकिरं कटु सक्षारं श्लेष्मघ्नं लघु दीपनम् ॥ ४१ ॥**

૪૧ વીરડાનું પાણી કંઇક ખારવાળું, તીખું, હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને કફને મટાડનારું છે. ૪૧

### ક્યારાના પાણીના ગુણો.

**कैदारं मधुरं प्रोक्तं विपाके गुरु दोषलम् ॥**

૪૨ ક્યારાનું-ખેતરનું પાણી મધુર, વિપાકમાં-પચવામાં ભારે અને દોષોને ઉત્પન્ન કરનારું છે.

### ખાબોચીયાના પાણીના ગુણો.

**तद्वत्पाल्वलमुद्दिष्टं विशेषाद्दोषलं तु तत् ॥ ४२ ॥**

૪૩ ખાબોચીયાનું પાણી ક્યારાના પાણી જેવું જ અને દોષોને વધારે ઉત્પન્ન કરનારું છે. ૪૨

### સમુદ્રના પાણીના ગુણો.

**सामुद्रमुदकं विस्रं लवणं सर्वदोषकृत् ॥**

૪૪ સમુદ્રનું પાણી ખરાબ ગન્ધવાળું, ખારું અને સઘળા દોષોને ઉત્પન્ન કરનારું છે.

### આનૂપ દેશના પાણીના ગુણો.

**अनेकदोषमानूपं वार्यभिष्यन्दि गर्हितम् ॥ ४३ ॥**

૪૫ આનૂપ દેશનું પાણી અનેક દોષોને ઉત્પન્ન કરનારું, શરદી કરનારું અને નિન્દિત છે. ૪૩

### જાંગલ દેશના પાણીના ગુણો.

**एभिर्दोषैरसंयुक्तं निरवद्यं तु जाङ्गलम् ॥**

૪૬ જાંગલ દેશનું પાણી ઉપરના દોષો વિનાનું, અને ઉત્તમ છે.

### સાધારણ દેશના જળના ગુણો.

**पाके विदाहि तृष्णाघ्नं प्रशस्तं प्रीतिवर्धनम् ॥४४॥**
**दीपनं स्वादु शीतं च तोयं साधारणं लघु ।**

૪૭ સાધારણ દેશનું પાણી પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારું, તરશને મટાડનારું, ઉત્તમ, પ્રીતિને વધારનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મધુર, શીતળ અને હલકું છે. ૪૪

### ઉના પાણીના ગુણો.

**कफमेदोऽनिलामघ्नं दीपनं बस्तिशोधनम् ॥ ४५ ॥**
**श्वासकासज्वरहरं पथ्यमुष्णोदकं सदा ।**

૪૮ ઉનું પાણી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મૂત્રાશયને સાફ કરનારું, હમ્મેશાં પથ્ય અને કફ, મેદ, વાયુ, આમ, શ્વાસ, ઉધરસ તથા જ્વર એઓને મટાડનારું છે. ૪૫

### ઉનું પાણી ક્યારે થયું કહેવાય તેનાં લક્ષણ

**यत्क्वाथ्यमानं निर्वेगं निःफेनं निर्मलं लघु ॥ ४६ ॥**
**चतुर्भागावशेषं तु तत्तोयं गुणवत्स्मृतम् ।**

૪૯ પાણી ઉકળતાં ઉકળતાં જ્યારે ચોથો ભાગ બાકી રહે, હલકું થઈ જાય, નિર્મળ થઈ જાય તથા તેમાં રહેલ ઉભરો અને ફીણ શાંત થઈ જાય ત્યારે જાણવું કે ઉષ્ણોદક-ઉનું પાણી તૈયાર થયું અને આ પ્રમાણે તૈયાર થયેલાં ઉષ્ણોદકને હિતકારી જાણવું. ૪૬

### રાતવાસી ઉનું જળ રોગીને આપવું નહિ.

**न च पर्युषितं देयं कदाचिद्वारि जानता ॥ ४७ ॥**
**अम्लीभूतं कफोत्क्लेशि न हितं तत् पिपासवे ।**

૫૦ સમજુ વૈદ્યે તૃષાવાળા રોગીને રાતવાસી રહેલું ઉનું પાણી કદી પણ આપવું નહીં. કેમકે ઉનું પાણી રાતવાસી રહે તો તે ખાટું થઈ જાય છે, કફનો પ્રકોપ કરે છે, અને હિતકારક નથી. (માટે તૃષાવાળા રોગીને રાતવાસી રહેલું ઉનું પાણી આપવું નહીં.) ૪૭

### ઉનું કરીને થંડું પાડેલું જળ કોને આપવું?

**मद्यपानात्समुद्भूते रोगे पित्तोत्थिते तथा ॥ ४८ ॥**
**सन्निपातसमुत्थे च शृतशीतं प्रशस्यते ।**

૫૧ મદ્યપાન કરવાથી થયેલા રોગો, પિત્તથી ઉત્પન્ન થયેલા રોગો, અને સંનિપાતથી થયેલા રોગો આ રોગોમાં ઉનું કરીને ઠંડું પાડેલું પાણી રોગીને પીવાને આપવું હિતકારક છે. ૪૮

### નારીયેલના પાણીના ગુણો.

**स्निग्धं स्वादु हिमं हृद्यं दीपनं बस्तिशोधनम्॥४९॥**
**वृष्यं पित्तपिपासाघ्नं नारिकेलोदकं गुरु ।**

પર નારીયેલનું પાણી સ્નિગ્ધ, મધુર, ઠંડું, મનને પ્રિય લાગે એવું, હૃદયને હિતકારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મૂત્રાશયને સાફ કરનારું, વૃષ્ય, ભારે અને પિત્તને તથા તરશને મટાડનારું છે. ૪૯

**ઉનું કરીને થંડું પાડેલું જળ કોને આપવું?**

**दाहातीसारपित्तासृङ्मूर्छामद्यविषार्तिषु ॥ ५० ॥**
**शृतशीतं जलं शस्तं तृष्णाछर्दिभ्रमेषु च ।**

૫૩ દાહ, અતિસાર, પિત્તરોગ, રુધિરના રોગ, મૂર્ચ્છા, મદિરાપાનથી થયેલી પીડા, વિષના પાનથી થયેલી પીડા, તરસ, ઉલટી અને ભ્રમ (ચકરી આવવી) આ રોગમાં ઉનું કરીને થંડું કરેલું જળ આપવું ઉત્તમ છે. ૫૦

**કેવા રોગોમાં થોડું પાણી પીવું?**

**अरोचके प्रतिश्याये प्रसेके श्वयथौ क्षये ॥ ५१ ॥**
**मन्दाग्नावुदरे कुष्ठे ज्वरे नेत्रामये तथा ।**
**व्रणे च मधुमेहे च पानीयं मन्दमाचरेत् ॥ ५२ ॥**

૫૪ અન્ન ઉપર અરુચિ, શલેષ્મ, કફનો સ્રાવ, સોજો, ક્ષય, અગ્નિમાંદ્ય, ઉદરરોગ, કુષ્ઠ, જ્વર, આંખના રોગો, વ્રણ અને મધુમેહ એ રોગોમાં પાણી થોડું પીવું. ૫૧–૫૨

**ઇતિ જલવર્ગ.**

**અથ દુગ્ધવર્ગ–આઠ પ્રકારનું દુધ.**

**गव्यमाजं तथा चौष्ट्रमाविकं माहिषं च यत् ॥५३॥**
**आश्वायाश्चैव नार्याश्च करेणूनां च यत्पयः ।**

૫૫ ગાયનું દુધ, બકરીનું દુધ, ઉંટડીનું દુધ, ઘેટીનું દુધ, ભેંસનું દુધ, ઘોડીનું દુધ, સ્ત્રીનું દુધ અને હાથણીનું દુધ એ આઠ પ્રકારનાં દુધ વિશેષે કરીને પીવાના ઉપયોગમાં આવે છે. ૫૩

**દુધ સર્વને હિતકારક છે.**

**तत्त्वनेकौषधिरसप्रसादं प्राणदं गुरु ।**
**मधुरं पिच्छिलं शीतं स्निग्धं श्लक्ष्णं सरं मृदु ।**
**सर्वप्राणभृतां तस्मात्सात्म्यं क्षीरमिहोच्यते ॥५४॥**

૫૬ ગાય વગેરે પ્રાણીઓ અનેક પ્રકારની ઔષધિઓનું ભક્ષણ કરે છે. તે સઘળી ઔષધિઓના નિર્મળ સારરૂપ હોવાથી દુધ પ્રાણને આપનારું–જીંદગીને ટકાવનારું, ભારે, મધુર, શીતળ, ચીકણું, સ્નિગ્ધ, લાસું, મળની પ્રવૃત્તિ કરાવનારું અને કોમળ છે. દુધમાં આ સઘળા ગુણો હોવાને લીધે દુધ સઘળાં પ્રાણીઓને સાત્મ્ય–પ્રકૃતિથી જ હિતકારક છે. એમ આયુર્વેદમાં કહ્યું છે. ૫૪

**દુધના સામાન્ય ગુણો.**

**तत्र सर्वमेव क्षीरं प्राणिनामप्रतिषिद्धं जातिसात्म्यात् । वातपित्तशोणितमानसविकारेष्वविरुद्धम् । जीर्णज्वरकासश्वासशोषक्षयगुल्मोन्मादोदरमूर्छाभ्रममददाहपिपासाहृद्बस्तिदोषपाण्डुरोगग्रहणीदोषार्शःशूलोदावर्तातिसारप्रवाहिकायोनिरोगगर्भास्रावरक्तपित्तश्रमक्लमहरं पाप्मापहं बल्यं वृष्यं वाजीकरणं रसायनं मेध्यं संधानमास्थापनं वयः स्थापनमायुष्यं जीवनं बृंहणं वमनं विरेचनास्थापनं तुल्यगुणत्वाच्चौजसो वर्द्धनमिति बालवृद्धक्षतक्षीणानां क्षुद्व्यवायव्यायामकर्शितानां च पथ्यतमम् ॥ ५५ ॥**

૫૭ સર્વ જાતનાં દુધ પ્રાણીઓનાં શરીરને જન્મથી જ અનુકૂળ હોવાથી કોઈ પણ પ્રાણીને દુધ આપવાનું નિષિદ્ધ (મનાહ) નથી. વાયુના રોગોમાં, પિત્તના રોગોમાં, રક્તના રોગોમાં અને માનસિક રોગોમાં દુધ વિરુદ્ધ નથી. દુધ જીર્ણજ્વર, ઉધરસ, શ્વાસ, શોષ, ક્ષય, ગુલ્મ, ઉન્માદ, ઉદરરોગો, મૂર્ચ્છા, માથામાં ચકરી આવવી, મદ, દાહ, તરશ, હૃદયના રોગો, મૂત્રાશયના રોગો, પાંડુરોગ, ગ્રહણીરોગ, અર્શ, શૂળ, ઉદાવર્ત, અતિસાર, પ્રવાહિકા, યોનિના રોગો, ગર્ભસ્રાવ–ગર્ભપાત, રક્તપિત્ત, થાક, ગ્લાનિ અને દારિદ્ર્ય એઓને મટાડનારું, બલને વધારનારું, વૃષ્ય, સ્ત્રીઓના વિષયમાં હર્ષને ઉત્પન્ન કરનારું, રસાયન, યાદશક્તિને વધારનારું, ભાંગેલા અસ્થિ વગેરેને સાંધનારું, આસ્થાપનબસ્તિમાં ઉપયોગી, યુવાવસ્થાને લાંબા સમય સુધી ટકાવી રાખનારું, જીંદગીને વધારનારું, શરીરને પુષ્ટ કરનારું, ઉલટી લાવનારું, રેચ લગાડનારું, ઓજના જેવા જ ગુણોવાળું હોવાથી ઓજને વધારનારું તથા બાલક, વૃદ્ધ, ઉરઃક્ષતથી ક્ષીણ થયેલા, ભુખ, મૈથુન અને મ્હેનત કરવાથી દુર્બળ થયેલા એઓને બહુ જ પથ્ય (હિતકારક) છે. ૫૫

**ગાયના દુધના ગુણો.**

**गोक्षीरमनभिष्यन्दि स्निग्धं गुरु रसायनम् ।**
**रक्तपित्तहरं शीतं मधुरं रसपाकयोः ॥ ५६ ॥**
**जीवनीयं तथा वातपित्तघ्नं परमं स्मृतम् ।**

૫૮ ગાયનું દુધ સ્નિગ્ધ, ભારે, રસાયન, શીતવીર્ય, રસમાં અને વિપાકમાં મધુર, સઘળા પ્રકારના દુધોમાં ઉત્તમ અને રક્તપિત્તને, વાયુને તથા પિત્તને અત્યંત મટાડનારું છે. અભિષ્યંદી (શરદી કરનારું) નથી તથા જીવનને ટકાવનારું છે. ૫૬

**બકરીના દુધના ગુણો.**

**गव्यतुल्यगुणं त्वाजं विशेषाच्छोषिणां हितम् ५७**
**दीपनं लघु संग्राहि श्वासकासास्रपित्तनुत् ।**
**अजानामल्पकायत्वात्कटुतिक्तनिषेवणात् ॥ ५८ ॥**
**नात्यम्बुपानाद्व्यायामात्सर्वव्याधिहरं पयः ।**

૫૯ બકરીનું દુધ ગાયના દુધના જેવા જ ગુણોવાળું, વિશેષે કરીને હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, ગ્રાહી

અને શ્વાસ, ઉધરસ, રક્તપિત્ત તથા ક્ષયને મટાડનારું છે. બકરીઓ નાહાના કદવાળી હોય છે, તીખા અને કડવા પદાર્થોનું સેવન કરે છે, ઘણું પાણી પીતી નથી અને મહેનત કરે છે તેથી તેઓનું દુધ સઘળા રોગોને મટાડનારું છે. ૫૭-૫૮

### ઉંટડીના દુધના ગુણો.

**रूक्षोष्णं लवणं किंचित्दौष्ट्रं स्वादुरसं लघु ॥ ५९ ॥**
**शोफगुल्मोदरार्शोघ्नं कृमिकुष्ठविषापहम् ।**

૬૦ ઉંટડીનું દુધ કંઈક ખારું, મધુર, રુક્ષ, ગરમ, હલકું અને સોજો, ગુલ્મ, ઉદરરોગ, અર્શ, પેટના કૃમિ, કુષ્ઠ તથા વિષ એઓને મટાડનારું છે. ૫૯

### ગાડરના દુધના ગુણો.

**आविकं मधुरं स्निग्धं गुरु पित्तकफावहम् ॥ ६० ॥**
**पथ्यं केवलवातेषु कासे चानिलसम्भवे ।**

૬૧ ગાડરનું-ઘેટીનું દુધ મધુર, સ્નિગ્ધ, ભારે, પિત્તને તથા કફને કરનારું અને કેવળ વાયુથી થયેલા રોગોમાં તથા વાયુથી થયેલી ઉધરસમાં હિતકારી છે. ૬૦

### ભેંસના દુધના ગુણો.

**महाभिष्यन्दि मधुरं माहिषं वह्निनाशनम् ॥ ६१ ॥**
**निद्राकरं शीतकरं गव्यात्स्निग्धतरं गुरु ।**

૬૨ ભેંસનું દુધ બહુ અભિષ્યંદિ, મધુર, જઠરાગ્નિને મંદ કરનારું, નિદ્રા લાવનારું, ઠંડક આપનારું તથા ગાયના દુધ કરતાં વધારે સ્નિગ્ધ અને ભારે છે. ૬૧

### ઘોડીના દુધના ગુણો.

**उष्णं चैकशफं बल्यं शाखावातहरं पयः ॥ ६२ ॥**
**मधुराम्लरसं रूक्षं लवणानुरसं लघु ।**

૬૩ સઘળા પ્રકારના એક (અખંડિત) ખરીવાળા પ્રાણીઓનું એટલે ઘોડી વગેરેનું દુધ કંઇક ખારું, મધુર, ખાટું, રુક્ષ, હલકું, બળને વધારનારું અને હાથ-પગમાં થયેલા વાયુના રોગોને મટાડનારું છે. ૬૨

### સ્ત્રીના દુધના ગુણો.

**नार्यास्तु मधुरं स्तन्यं कषायानुरसं हिमम् ॥ ६३ ॥**
**नस्याश्चोतनयोः पथ्यं जीवनं लघु दीपनम् ।**

૬૪ સ્ત્રીનું દુધ કંઇક તુરું, મધુર, શીતળ-ઠંડું, હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, જીવનને વધારનારું અને નસ્ય આપવામાં તથા આંખોમાં નાંખવાને હિતકારી છે. ૬૩

### હાથણીના દુધના ગુણો.

**हस्तिन्या मधुरं वृष्यं कषायानुरसं गुरु ॥ ६४ ॥**
**स्निग्धं स्थैर्यकरं शीतं चक्षुष्यं बलवर्द्धनम् ।**

૬૫ હાથણીનું દુધ કંઇક તુરું, મધુર, શીતવીર્ય-ઠંડું, સ્નિગ્ધ, ભારે, શરીરને મજબૂત-દૃઢ કરનારું, આંખોને હિતકારી અને વીર્યને તથા બળને વધારનારું છે. ૬૪

### પ્રભાતમાં દોહેલાં દુધના ગુણો.

**प्रायः प्राभातिकं क्षीरं गुरु विष्टम्भि शीतलम् ६५**
**रात्रौ सोमगुणत्वाच्च व्यायामाभावतस्तथा ।**

૬૬ રાત્રિ ચંદ્રના ગુણોવાળી છે (રાત્રિમાં ચંદ્રના જે ગુણો શીતળતા અને સ્નિગ્ધતા તે વિશેષ હોય છે) અને રાતે પશુઓ મહેનત કરતાં નથી તેથી પ્રભાતમાં દોહેલું દુધ ઘણુંકરીને ભારે, શીતળ અને પેટમાં ગડગડાટ આફરો વગેરે કરનારું હોય છે. ૬૫

### પાછલા પહોરમાં દોહેલા દુધના ગુણો.

**दिवाकराभितप्तानां व्यायामानिलसेवनात् ॥ ६६ ॥**
**वातानुलोमि श्रान्तिघ्नं चक्षुष्यं चापराह्णिकम् ।**

૬૭ દિવસે પશુઓ સૂર્યના તાપથી તપે છે, મ્હેનત કરે છે અને ખુલ્લી હવામાં ફરે છે તેથી દિવસના પાછલા પ્હોરમાં દોહેલું દુધ વાયુનું અનુલોમન કરનારું, થાકને મટાડનારું અને આંખોને હિતકારી હોય છે. ૬૬

### કાચા દુધના ગુણો.

**पयोऽभिष्यन्दि गुर्वामं प्रायशः परिकीर्तितम् ॥६७॥**

૬૮ કાચું દુધ ઘણું કરીને અભિષ્યંદિ અને ભારે હોય છે. ૬૭

### ગરમ કરેલા દુધના ગુણો.

**तदेवोक्तं लघुतरमनभिष्यन्दि वै शृतम् ।**

૬૯ ગરમ કરેલું દુધ બહુ હલકું છે અને તે શરદી કરનારું નથી.

### સ્ત્રીઓનું દુધ કાચુંજ હિતકારી છે.

**वर्जयित्वा स्त्रियाः स्तन्यमाममेव हि तद्धितम् ६८**

૭૦ પરંતુ સ્ત્રીઓનું દુધ ગરમ હોય તો હિતકારી નથી પણ કાચું હોય તોજ તે હિતકારી છે. ૬૮

### શેડકઢયું દુધ હિતકારી છે.

**धारोष्णं गुणवत्क्षीरं विपरीतमतोऽन्यथा ।**

૭૧ શેડ કઢયું દુધ ઉત્તમ ગુણકારી છે અને જે દુધ શેડકઢયું ન હોય તે તેવું હિતકારી નથી.

### અતિગરમ કરેલા દુધના ગુણ.

**तदेवातिशृतं सर्वं गुरु बृंहणमुच्यते ॥ ६९ ॥**

૭૨ સઘળા પ્રકારનાં દુધોને બહુ પકાવવામાં-ગરમ કરવામાં આવે તો તેઓ ભારે અને શરીરને પુષ્ટિ આપનારાં કહેવાય છે. ૬૯

### નહિ ખાવાલાયક દુધ.

**अनिष्टगन्धमम्लं च विवर्णं विरसं च यत् ।**
**वर्ज्यं सलवणं क्षीरं यच्च विग्रथितं भवेत् ॥ ७० ॥**

૭૩ જે દુધ ખરાબ ગંધવાળું થઇ ગયું હોય, જે દુધ ખાટું અને ખારાસવાળું થઈ ગયું હોય, જેનાં વર્ણ અને રસ બદલાઇને બગડી ગયેલા હોય તથા જે ફાટીને ફોદા ફોદા થઈ ગયું હોય તે દુધનો ત્યાગ કરવો-તે દુધ ઉપયોગમાં લેવું નહીં. ૭૦

### ઇતિ દુગ્ધવર્ગ.

**અથ દધિવર્ગ-ત્રણ પ્રકારનું દહીં.**

**दधि तु मधुरमम्लमत्यम्लं चेति ॥ ७१ ॥**

૭૪ દહીં મીઠું, ખાટું અને બહુ ખાટું એમ ત્રણ પ્રકારનું હોય છે. ૭૧

**દહીંના સામાન્ય ગુણો.**

**तत्कषायानुरसं स्निग्धमुष्णं पीनसविषमज्वरातिसारारोचकमूत्रकृच्छ्रकार्श्यापहं वृष्यं प्राणकरं मङ्गल्यं च ॥ ७२ ॥**

૭૫ દહીં કંઈક તુરું, સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય-ગરમ, વીર્યને તથા બલને વધારનારું, માંગલિક અને પીનસ, વિષમ-જ્વર, અતિસાર, અરુચિ, મૂત્રકૃચ્છ્ર તથા કૃશપણું એ રોગોને મટાડનારું છે. ૭૨

**મીઠા દહીંના ગુણો.**

**महाभिष्यन्दि मधुरं कफमेदोविवर्धनम् ।**

૭૬ મીઠું દહીં બહુ અભિષ્યંદિ અને કફ તથા મેદને વધારનારું છે.

**ખાટા દહીંના ગુણો.**

**कफपित्तकृदम्लं स्यात् ।**

૭૭ ખાટું દહીં પિત્તને તથા કફને ઉત્પન્ન કરનારું છે.

**બહુ ખાટા દહીંના ગુણો.**

**अत्यम्लं रक्तदूषणम् ॥ ७३ ॥**

૭૮ બહુ ખાટું દહીં રક્તને ખરાબ કરનારું છે. ૭૩

**કાચા દહીંના ગુણો.**

**विदाहि सृष्टविण्मूत्रं मन्दजातं त्रिदोषकृत् ।**

૭૯ બરોબર નહીં જામેલું-કાચું દહીં દાહ કરનારું મળ-મૂત્રની પ્રવૃત્તિ કરાવનારું અને ત્રણે દોષોને ઉત્પન્ન કરનારું છે.

**ગાયના દહીંના ગુણો.**

**स्निग्धं विपाके मधुरं दीपनं बलवर्धनम् ॥ ७४ ॥**
**वातापहं पवित्रं च दधि गव्यं रुचिप्रदम् ।**

૮૦ ગાયનું દહીં વિપાકમાં મધુર, સ્નિગ્ધ, પવિત્ર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, બલને વધારનારું, અન્ન ઉપર રુચિ ઉત્પન્ન કરનારું અને વાયુને મટાડનારું છે. ૭૪

**બકરીના દહીંના ગુણો.**

**दध्याजं कफपित्तघ्नं लघु वातक्षयापहम् ॥ ७५ ॥**
**दुर्नामश्वासकासेषु हितमग्नेः प्रदीपनम् ।**

૮૧ બકરીનું દહીં હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, અર્શ, શ્વાસ અને ઉધરસ એ રોગોમાં હિતકારી તથા કફ, પિત્ત, વાયુ અને ક્ષય એઓને મટાડનારું છે. ૭૫

**ભેંસના દહીંના ગુણો.**

**विपाके मधुरं वृष्यं वातपित्तप्रसादनम् ॥ ७६ ॥**
**बलासवर्धनं स्निग्धं विशेषाद्दधि माहिषम् ।**

૮૨ ભેંસનું દહીં વિપાકમાં મધુર, વીર્યને વધારનારું, વાયુને તથા પિત્તને શાંત કરનારું, કફને વધારનારું અને બહુ જ સ્નિગ્ધ છે. ૭૬

**ઊંટડીના દહીંના ગુણો.**

**विपाके कटु सक्षारं गुरु भेदौष्ट्रिकं दधि ॥ ७७ ॥**
**वातमर्शांसि कुष्ठानि क्रमीन्हन्त्युदराणि च ।**

૮૩ ઉંટડીનું દહીં કંઈક ખારું, વિપાકમાં તીખું, ભારે, મળને પાતળો કરનારું-દસ્ત સાફ લાવનારું અને વાયુ, અર્શ, કુષ્ઠ, પેટના કૃમિ અને ઉદરરોગ એઓને મટાડનારું છે. ૭૭

**ગાડરના દહીંના ગુણો.**

**कोपनं कफवातानां दुर्नाम्नां चाविकं दधि ॥७८॥**
**रसे पाके च मधुरमत्यभिष्यन्दि दोषलम् ।**

૮૪ ગાડરનું દહીં રસમાં તથા વિપાકમાં મધુર, અતિ અભિષ્યંદિ-અતિ શરદી કરનારું, વિકારોને ઉત્પન્ન કરનારું અને વાયુ, કફ અને અર્શ રોગ એઓનો પ્રકોપ કરનારું છે. ૭૮

**ઘોડીના દહીંના ગુણો.**

**दीपनीयमचक्षुष्यं वाडवं दधि वातलम् ॥ ७९ ॥**
**रूक्षमुष्णं कषायं च कफमूत्रापहं च तत् ।**

૮૫ ઘોડીનું દહીં જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, તુરું, ઉષ્ણવીર્ય, રુક્ષ, વાયુને ઉત્પન્ન કરનારું, કફનો તથા મૂત્રનો નાશ કરનારું અને આંખને નુકસાન કરનારું છે. ૭૯

**સ્ત્રીના દહીંના ગુણો.**

**स्निग्धं विपाके मधुरं बल्यं संतर्पणं गुरु ॥ ८० ॥**
**चक्षुष्यमग्र्यं दोषघ्नं दधि नार्या गुणोत्तरम् ।**

૮૬ સ્ત્રીનું દહીં વિપાકમાં મધુર, ભારે, બલ આપનારું, તૃપ્તિ કરનારું, દોષોને મટાડનારું, આંખોને બહુ હિતકારી અને સઘળી રીતે ઉત્તમ ગુણોવાળું છે. ૮૦

**હાથણીના દહીંના ગુણો.**

**लघु पाके बलासघ्नं वीर्योष्णं पक्तिनाशनम् ॥ ८१ ॥**
**कषायानुरसं नाग्या दधि वर्चोविवर्धनम् ।**

૮૭ હાથણીનું દહીં કંઈક તુરું, પચવામાં હલકું, કફનો નાશ કરનારું, ઉષ્ણવીર્ય, જઠરાગ્નિને મંદ કરનારું અને વિષ્ટાને વધારનાર છે. ૮૧

**ગાયનું દહીં શ્રેષ્ઠ છે.**

**दधीन्युक्तानि यानीह गव्यादीनि पृथक् पृथक् ८२**
**विज्ञेयमेषु सर्वेषु गव्यमेव गुणोत्तरम् ।**

૮૮ અહીં જે જુદી જુદી જાતનાં ગાય, બકરી, ઉંટડી વગેરેના દહીંઓ કહ્યાં; તે સર્વમાં ગાયના દહીંને જ ઉત્તમ ગુણવાળું સમજવું. ૮૨

**પાણી કાઢી નાખેલા દહીંના ગુણો.**

**वातघ्नं कफकृत् स्निग्धं बृंहणं न च पित्तकृत् ॥८३॥**
**कुर्याद्भक्ताभिलाषं च दधि यत्सुपरिस्रुतम् ।**

૮૯ જેમાંથી સારી રીતે પાણી કહાડી નાંખવામાં આવેલું હોય એવું દહીં સ્નિગ્ધ, શરીરને પુષ્ટિ આપનાર, અન્ન ખાવા ઉપર રુચિ ઉત્પન્ન કરનારું, વાયુને મટાડનારું અને કફને તથા પિત્તને ઉત્પન્ન કરનારું છે. ૮૩

### કઢેલા દુધના દહીંના ગુણો.

**शृतात्क्षीरात्तु यज्जातं गुणवद्दधि तत्स्मृतम् ॥ ८४ ॥**
**वातपित्तहरं रुच्यं धात्वग्निबलवर्धनम् ।**

૯૦ કઢેલા દુધમાંથી કરેલું દહીં ઉત્તમ ગુણોવાળું, અન્ન ઉપર રુચિ ઉત્પન્ન કરનાર, ધાતુઓને, જઠરાગ્નિને તથા બલને વધારનાર અને વાયુને તથા પિત્તને મટાડનાર છે. ૮૪

### દહીંની તરના ગુણો.

**दध्नः सरो गुरुर्वृष्यो विज्ञेयोऽनिलनाशनः ॥ ८५ ॥**
**वह्नेर्विधमनश्चापि कफशुक्रविवर्धनः ।**

૯૧ દહીંની થર-તર ભારે, કામને જાગૃત કરનારી, જઠરાગ્નિને મંદ કરનારી, વાયુને મટાડનારી અને કફને તથા વીર્યને વધારનારી છે. ૮૫

### તર વગરના દહીંના ગુણો.

**दधि त्वसारं रूक्षं च ग्राहि विष्टम्भि वातलम् ८६**
**दीपनीयं लघुतरं सकषायं रुचिप्रदम् ।**

૯૨ થર-તર વગરનું દહીં કંઇક તુરું, રુક્ષ, બહુ હલકું, ગ્રાહિ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, અન્ન ઉપર રુચિ ઉત્પન્ન કરનારું, પેટમાં ગડગડાટ કરનાર અને વાયુને વધારનાર છે. ૮૬

### ઋતુપરત્વે દહીંના ગુણો.

**शरद्ग्रीष्मवसंतेषु प्रायशो दधि गर्हितम् ॥ ८७ ॥**
**हेमंते शिशिरे चैव वर्षासु दधि शस्यते ।**

૯૩ ઘણુંકરીને શરદ્, ગ્રીષ્મ તથા વસન્ત એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું એ ખરાબ છે અને હેમંત, શિશિર તથા વર્ષા એ ત્રણ ઋતુઓમાં દહીં ખાવું એ સારું છે. ૮૭

### દહીંની નીચે રહેલા પાણીવાળા ભાગના ગુણો.

**तृष्णाक्लमहरं मस्तु लघु स्रोतोविशोधनम् ॥ ८८ ॥**
**अम्लं कषायं मधुरमवृष्यं कफवातनुत् ।**
**प्रह्लादनं प्रीणनं च भिनत्त्याशु मलं च तत् ॥**
**बलमावहते चापि भक्तच्छन्दं करोति च ॥ ८९ ॥**

૯૪ દહીંની નીચે રહેલો જળમિશ્રિત ભાગ તરશને અને થાકને મટાડનાર, ખાટો, તુરો, મધુર, હલકો, સ્રોતોને સાફ કરનારો, આનંદ આપનાર, તૃપ્તિ કરનાર, મળને જલદી પાતળો કરનાર, બળ આપનાર, અન્ન ઉપર રુચિ ઉપજાવનાર, કફ તથા વાયુને મટાડનાર અને અવૃષ્ય (સ્રીઓના વિષયમાં હર્ષ ઓછો કરનાર) છે. ૮૮-૮૯

### દહીંના ગુણોનો ઉપસંહાર.

**स्वाद्वम्लमत्यम्लकमन्दजातं**
**तथा शृतक्षीरभवं सरश्च ।**
**असारमेवं दधि सप्तधाऽस्मिन्**
**वर्गे स्मृता मस्तुगुणास्तथैव ॥ ९० ॥**

૯૫ આ પ્રમાણે આ દધિવર્ગમાં મીઠું દહીં, ખાટું દહીં, બહુ ખાટું દહીં, જામવા લાગેલું-બરોબર નહીં જામેલું દહીં, કઢેલા દુધનાં દહીં, દહીંની તર અને તર વગરનું દહીં એ સાત જાતનાં દહીંના તથા દહીંની નીચે રહેલા જળમિશ્રિત ભાગના ગુણો કહ્યા. ૯૦

### ઇતિ દધિવર્ગ.

### અથ તક્રવર્ગ-છાશના ગુણો.

**तक्रं मधुरमम्लं कषायानुरसमुष्णवीर्यं लघु रूक्षमग्निदीपनं गरशोफातीसारग्रहणीपाण्डुरोगार्शःप्लीहगुल्मारोचकविषमज्वरतृष्णाच्छर्दिप्रसेकशूलमेदःश्लेष्मानिलहरं मधुरविपाकं हृद्यं मूत्रकृच्छ्रस्नेहव्यापत्प्रशमनमवृष्यं च ॥ ९१ ॥**

૯૬ છાશ મધુર, ખાટી, કંઇક તુરી, વિપાકમાં મધુર, ઉષ્ણવીર્ય, હલકી, રુક્ષ, હૃદયને પ્રિય લાગે એવી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, કામને ઓછો કરનારી તથા વિષ, સોજા,અતિસાર, સંગ્રહણી, પાંડુરોગ, અર્શ, પ્લીહારોગ, ગુલ્મ, અરુચિ, વિષમજ્વર, તરશ, ઉલટી, લાળનો સ્રાવ, શૂળ, મેદોવૃદ્ધિ, મૂત્રકૃચ્છ્ર, સ્નેહપાનના અતિયોગ કે મિથ્યાયોગથી થયેલા રોગો, કફ અને વાયુ એઓને મટાડનારી છે. ૯૧

### છાશનું લક્ષણ.

**मन्थनादिपृथग्भूतस्नेहमर्द्धोदकं च यत् ।**
**नातिसांद्रद्रवं तक्रं स्वाद्वम्लं तुवरं रसे ॥ ९२ ॥**

૯૭ અર્ધું દહીં અને અર્ધું પાણી બન્નેને મેળવી, રવાઈ વગેરેથી વલોવીને તેમાંથી માંખણ કહાડી લેતાં બહુ જાડો નહીં, તેમ બહુ પાતળો પણ નહીં એવો જે પદાર્થ રહે તેને તક્ર-છાશ કહેવામાં આવે છે. છાશ મીઠી, ખાટી અને તુરા રસવાળી હોય છે. ૯૨

### ઘોળવાનું લક્ષણ.

**यत्तु सस्नेहमजलं मथितं घोलमुच्यते**

૯૮ દહીંમાં પાણી નાંખ્યા વગર જ વલોવવામાં આવે અને તેમાંથી માંખણ કહાડી લેવામાં ન આવે તો તેને ઘોલ-દહીંનું ઘોળવું કહેવામાં આવે છે.

### છાશ કેવા મનુષ્યોને અને કયા રોગમાં ન આપવી.

**तक्रं नैव क्षते दद्यान्नोष्णकाले न दुर्बले ॥ ९३ ॥**
**न मूर्च्छाभ्रमदाहेषु न रोगे रक्तपैत्तिके ।**

૯૯ ઉષ્ણકાળમાં (શરદ્ઋતુમાં અને ગ્રીષ્મઋતુમાં), મૂર્ચ્છા, દાહ, ભ્રમ (માથામાં ચકરી આવવી) અને રક્ત-

પિત્ત એ રોગોમાં તથા દુર્બળ માણસને અને વ્રણુવાળાને છાશ આપવી નહીં. ૯૩

### ક્યારે અને ક્યા રોગમાં છાશ ખાવી.

**शीतकालेऽग्निमान्द्ये च कफोत्थेष्वामयेषु च ९४**
**मार्गावरोधे दुष्टे च वायौ तक्रं प्रशस्यते ।**

૧૦૦ શીતકાળમાં, જઠરાગ્નિ મંદ થઈ ગયો હોય ત્યારે, સ્રોતો રોકાઈ ગયાં હોય ત્યારે, વાયુ દુષ્ટ થયો ત્યારે તથા કફથી થયેલા રોગોમાં છાશ આપવી ઉત્તમ છે. ૯૪

### મીઠી છાશના ગુણો.

**तत्पुनर्मधुरं श्लेष्मप्रकोपणं पित्तप्रशमनं च ॥९५॥**

૧૦૧ મીઠી છાશ કફને કોપાવનારી અને પિત્તને શાંત કરનારી છે. ૯૫

### ખાટી છાશના ગુણો.

**अम्लं वातघ्नं पित्तकरं च ॥ ९६ ॥**

૧૦૨ ખાટી છાશ પિત્તને ઉત્પન્ન કરનારી અને વાયુને મટાડનારી છે. ૯૬

### વાતાદિ દોષપરત્વે છાશનો ઉપયોગ કરવાવિશે.

**वातेऽम्लं सैन्धवोपेतं स्वादु पित्ते सशर्करम् ।**
**पिबेत्तक्रं कफे चापि व्योषक्षारसमायुतम् ॥९७॥**

૧૦૩ વાયુનો પ્રકોપ થયેલો હોય તો ખાટી છાશમાં સિંધાલુણ નાંખીને તેનો ઉપયોગ કરવો, પિત્તનો પ્રકોપ થયેલો હોય તો મીઠી છાશમાં સાકર નાંખીને તે આપવી અને કફના પ્રકોપમાં છાશમાં સુંઠ, મરી, લિંડીપિપળ તથા જવખાર નાંખીને તે છાશ આપવી. ૯૭

### બગડેલી છાશના ગુણો.

**ग्राहिणी वातला रूक्षा दुर्जरा तक्रकूर्चिका ।**
**तक्राल्लघुतरो मण्डः कूर्चिकादधितक्रजः ॥ ९८ ॥**

૧૦૪ બગડી જવાથી જેમાં નાની નાની ગાંઠયો બાઝી ગઈ હોય તે છાશને તક્રકૂર્ચિકા કહે છે. તક્રકૂર્ચિકા વાયુ કરનારી, ઝાડાને અટકાવનારી, રૂક્ષ અને માંડ માંડ પચે તેવી છે. બગડેલી છાસનો તથા બગડેલા દહીંનો ઉપરનો ભાગ છાશ કરતાં વિશેષ હલકો છે. ૯૮

### બગડેલા દુધનો માવો, સાત દિવસની અંદરનું ખીરું, અને ફાટી ગયેલાં દુધનું પાણી આ સર્વના ગુણો.

**गुरुः किलाटोऽनिलहा पुंस्त्वनिद्राप्रदः स्मृतः ।**
**मधुरौ बृंहणौ वृष्यौ तद्वत्पीयूषमोरटौ ॥ ९९ ॥**

૧૦૫ બગડેલા દુધનો માવો ભારે છે, વાયુને હરનાર છે, વીર્યને વધારનાર છે, નિદ્રા લાવનાર છે, વીયાયા પછી સાત દિવસની અંદરનું ખીરું મધુર છે, વીર્યને વધારનાર છે, અને પુષ્ટિકારક છે. ફાટી ગયેલા દુધના પાણીના પણ તેજ ગુણ છે. ૯૯

### તાજા માખણના ગુણો.

**नवनीतं पुनः सद्यस्कं लघु सुकुमारं मधुरं कषायमीषदम्लं शीतलं मेध्यं दीपनं हृद्यं संग्राहि पित्तानिलहरं वृष्यमविदाहि क्षयकासश्वासव्रण-शोषार्शोऽर्दितापहम् ॥ १०० ॥**

૧૦૬ તાજું માખણ હલકું, મધુર, તુરું, કંઇક ખાટું, ટાઢું, બુદ્ધિને વધારનારું, શરીરને સુકુમાર–સુંવાળું કરનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મનને પ્રિય લાગે એવું (હૃદયને હિતકારી) કામને જાગૃત કરનારું, શીતળતા કરનારું, સંગ્રાહિ તથા પિત્ત, વાયુ, ક્ષય, ઉધરસ, શ્વાસ, વ્રણ, ધાતુ શોષ, અર્શ અને અર્દિત (લકવા) એઓને મટાડનારું છે. ૧૦૦

### વાશી માખણના ગુણો.

**चिरोत्थितं गुरु कफमेदोविवर्द्धनं बलकरं बृंहणं शोषघ्नं विशेषतो बालानां प्रशस्यते ॥ १०१ ॥**

૧૦૭ વાશી માંખણ ભારે, કફને તથા મેદને વધારનારું, બળ આપનારું, શરીરને પુષ્ટ કરનારું, શોષને મટાડનારું અને બાલકોને વિશેષ ફાયદો કરનારું છે. ૧૦૧

### દુધમાંથી કાઢેલા માખણના ગુણો.

**क्षीरोत्थं पुनर्नवनीतमुत्कृष्टस्नेहं माधुर्ययुक्तमतिशीतं सौकुमार्यकरं चक्षुष्यं संग्राहि रक्तपित्तनेत्ररोग हरं प्रसादनं च ॥ १०२ ॥**

૧૦૮ દુધમાંથી કહાડેલું માખણ ઉત્તમ સ્નેહવાળું–ઘીવાળું, મધુર રસવાળું, અતિ શીતળ, શરીરને સુંવાળું કરનારું, ગ્રાહિ, આંખોને ફાયદો કરનારું, મનને પ્રસન્ન કરનારું અને રક્તપિત્તને તથા આંખના રોગોને મટાડનારું છે. ૧૦૨

### દુધની તરના ગુણો.

**संतानिका पुनर्वातघ्नी तर्पणी बल्या वृष्या स्निग्धा रुच्या मधुरा मधुरविपाका रक्तपित्तप्रसादनी गुर्वी च ॥ १०३ ॥**

૧૦૯ દુધની થર-તર રસમાં અને વિપાકમાં મધુર, વાયુને કરનારી, સ્નિગ્ધ, ભારે, રૂચિ ઉત્પન્ન કરનારી, તૃપ્તિ આપનારી, બલને તથા વીર્યને વધારનારી અને રક્તપિત્તને શાંત કરનારી છે. ૧૦૩

### બકરી વગેરેના દુધની છાશના ગુણો.

**विकल्प एष दध्यादिः श्रेष्ठो गव्योऽभिवर्णितः ।**
**विकल्पानवशिष्टांस्तु क्षीरवीर्यात्समादिशेत् १०४**

૧૧૦ આ જે છાશ વગેરે જુદા જુદા પદાર્થો કહેવામાં આવ્યા તેઓ ગાયના દુધના જ ઉત્તમ છે અને તેથી ગુણો પણ તેઓના જ કહેલા છે એમ સમજવું. બીજા બકરી વગેરેનાં દુધથી બનાવેલા છાશ વગેરે પદાર્થોના ગુણો તે તે દુધોના ગુણો પ્રમાણે સમજી લેવા. ૧૦૪

### ઇતિ તક્રવર્ગ

### અથ ઘૃતવર્ગ-ઘીના સામાન્ય ગુણો.

**घृतं तु सौम्यं शीतवीर्यं मृदु मधुरमल्पाभिष्यन्दि स्नेहनमुदावर्तोन्मादापस्मारशूलज्वरानाहवातपित्तप्रशमनमग्निदीपनं स्मृतिमतिमेधाकान्तिस्वरलावण्यसौकुमार्यौजस्तेजोबलकरमायुष्यं वृष्यं मेध्यं वयःस्थापनं गुरु चक्षुष्यं श्लेष्माभिवर्धनं पाप्माऽलक्ष्मीप्रशमनं विषहरं रक्षोघ्नं च ॥ १०५ ॥**

૧૧૧ ઘી સૌમ્ય, મધુર, શીતવીર્ય, કોમળ, ભારે, કંઈક અભિષ્યંદિ, શરીરને સ્નિગ્ધ અને સુકુમાર-સુંવાળું કરનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, સ્મરણશક્તિ, બુદ્ધિ, મેધા શરીરની કાંતિ, સ્વર, લાવણ્ય, સુકુમારતા, ઓજ, તેજ, અને બલને આયુષ્ય, વીર્ય અને કફ એઓને વધારનારું, પવિત્ર, કરનાર, યુવાવસ્થાને લાંબા સમય સુધી ટકાવી રાખનારું, આંખોને ફાયદો કરનાર, તથા ઉદાવર્ત, ઉન્માદ, અપસ્માર-વાઈ, શૂળ, જીર્ણજ્વર, આફરો, વાયુ, પિત્ત, પાપ, અલક્ષ્મી-દારિદ્ર્ય, અને વિષને મટાડનારું તથા રાક્ષસોના ભયનો નાશ કરનારું છે. ૧૦૫

### ગાયના ઘીના ગુણો.

**विपाके मधुरं शीतं वातपित्तविषापहम् ।**
**चक्षुष्यमग्र्यं बल्यं च गव्यं सर्पिर्गुणोत्तरम् ॥१०६॥**

૧૧૨ ગાયનું ઘી વિપાકમાં મધુર, શીતવીર્ય, આંખોને ફાયદો કરનારું, બળ આપનારું, સઘળાં ઘૃતોમાં ઉત્તમ અને વાયુ, પિત્ત તથા વિષ એઓને મટાડનારું છે. ૧૦૬

### બકરીના ઘીના ગુણો.

**आजं घृतं दीपनीयं चक्षुष्यं बलवर्धनम् ।**
**कासे श्वासे क्षये चापि पथ्यं पाके च तल्लघु १०७**

૧૧૩ બકરીનું ઘી હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, આંખોને ફાયદો કરનારું, બળને વધારનારું તથા ઉધરસ, સ્વાસ અને ક્ષય એ રોગોમાં પથ્ય છે. ૧૦૭

### ભેંસના ઘીના ગુણો.

**मधुरं रक्तपित्तघ्नं गुरु पाके कफावहम् ।**
**वातपित्तप्रशमनं सुशीतं माहिषं घृतम् ॥ १०८ ॥**

૧૧૪ ભેંસનું ઘી મધુર, બહુ ટાઢું, પચવામાં ભારે, કફને ઉત્પન્ન કરનારું તથા રક્તપિત્તને, વાયુને અને પિત્તને શાંત કરનારું છે. ૧૦૮

### ઉંટડીના ઘીના ગુણો.

**औष्ट्रं कटुरसं पाके शोफक्रिमिविषापहम् ।**
**दीपनं कफवातघ्नं कुष्ठगुल्मोदरापहम् ॥ १०९ ॥**

૧૧૫ ઉંટડીનું ઘી વિપાકમાં તીખું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને કફ, વાયુ, સોજો, પેટના કૃમિ, વિષ, કુષ્ઠ, ગુલ્મ અને ઉદરરોગો એઓને મટાડનારું છે. ૧૦૯

### ગાડરના ઘીના ગુણો.

**पाके लघ्वाविकं सर्पिर्न च पित्तप्रकोपणम् ।**
**कफेऽनिले योनिदोषे शोषे कम्पे च तद्धितम् ११०**

૧૧૬ ગાડરનું ઘી પચવામાં હલકું, પિત્તનો પ્રકોપ નહીં કરનારનારું તથા કફ, વાયુ, યોનિરોગ, ધાતુશોષ અને કંપ એ રોગોમાં હિતકારી છે. ૧૧૦

### ઘોડીના ઘીના ગુણો.

**पाके लघूष्णवीर्यं च कषायं कफनाशनम् ।**
**दीपनं बद्धमूत्रं च विद्यादैकशफं घृतम् ॥ १११ ॥**

૧૧૭ ઘોડીનું ઘી તુરું, પચવામાં હલકું, ઉષ્ણવીર્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મૂત્રને અટકાવનારું અને કફને મટાડનારું છે. ૧૧૧

### સ્ત્રીના ઘીના ગુણો.

**चक्षुष्यमग्र्यं स्त्रीणां तु सर्पिः स्यादमृतोपमम् ।**
**वृद्धिं करोति देहाग्न्योर्लघुपाकं विषापहम् ॥११२॥**

૧૧૮ સ્ત્રીઓનું ઘી પચવામાં હલકું, આંખોને બહુ ફાયદો કરનારું, શરીરને પુષ્ટ કરનારું, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનારું, વિષને મટાડનારું અમૃતના જેવું અને સર્વ ઘી કરતાં શ્રેષ્ઠ છે. ૧૧૨

### હાથણીના ઘીના ગુણો.

**कषायं बद्धविण्मूत्रं तिक्तमग्निकरं लघु ।**
**हन्ति कारेणवं सर्पिः कफकुष्ठविषक्रिमीन् ॥११३॥**

૧૧૯ હાથણીનું ઘી તુરું, કડવું, હલકું, ઝાડાને તથા પેસાબને અટાવનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને કફ, કુષ્ઠરોગો, વિષ અને પેટના કૃમિ એઓને મટાડનારું છે. ૧૧૩

### દુધમાંથી કાઢેલા માખણના ઘીના ગુણો.

**क्षीरघृतं पुनः संग्राहि रक्तपित्तभ्रममूर्च्छाप्रशमनं नेत्ररोगहितं च ॥ ११४ ॥**

૧૨૦ દુધને વલોવીને કહાડેલા માખણમાંથી કરેલું ઘી ગ્રાહિ, આંખોના રોગોમાં હિતકારી અને રક્તપિત્ત, ભ્રમ (માથામાં ચકરી આવવી) અને મૂર્ચ્છા એ રોગોને મટાડે છે. ૧૧૪

### પીંગળેલા ઘી ઉપર જામેલા માંડાના ગુણો.

**सर्पिर्मण्डस्तु मधुरः सरो योनिश्रोत्राक्षिशिरसां शूलघ्नो बस्तिनस्याक्षिप्रपूरणेषूपदिश्यते ॥ ११५ ॥**

૧૨૧ પીંગળેલા ઘીની ઉપર જામેલો માંડો-ઘાટો ભાગ મધુર, દસ્તને સાફ લાવનાર તથા યોનિ-કાન-આંખ અને માથું એઓના શૂળને મટાડનારો છે, પીચકારી દેવાના કામમાં, નસ્ય આપવાના કામમાં અને આંખોની અંદર ભરવાના કામમાં એ ઉપયોગી છે. ૧૧૫

### જુના ઘીના ગુણો.

**सर्पिः पुराणं सरं कटुविपाकं त्रिदोषापहं मूर्च्छामदोन्मादोदरज्वरगरशोषापस्मारयोनिश्रोत्राक्षिशिरःशूलघ्नं दीपनं बस्तिनस्याक्षिपूरणेषूपदिश्यते ॥ ११६ ॥**

૧૨૨ જુનું ઘી વિપાકમાં તીખું, દસ્તને સાફ લાવનારું તથા વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષો, મૂર્ચ્છા, મદ, ઉન્માદ, ઉદરરોગ, જ્વર, વિષ, ધાતુ શોષ, અપસ્માર–વાઈ, અને યોનિ, કાન, આંખ તથા માથું એઓનાં શૂલને મટાડનારું છે, અગ્નિને પ્રદીપન કરનાર છે અને પીચકારી દેવામાં, નસ્ય આપવામાં તથા આંખોની અંદર ભરવાના કામમાં ઉપયોગી કહેલું છે. ૧૧૬

## દશ વર્ષના જુના ઘીના ગુણો.

**भवन्ति चात्र ॥**

**पुराणं तिमिरश्वासपीनसज्वरकासनुत् ।**
**मूर्च्छाकुष्ठविषोन्मादग्रहापस्मारनाशनम् ॥ ११७ ॥**

૧૨૩ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છે:–દશ વર્ષનું જુનું ઘી તિમિર (મોતીયો), શ્વાસ, પીનસ, જ્વર, ઉધરસ, મૂર્ચ્છા, કુષ્ઠરોગો, વિષ, ઉન્માદ, ગ્રહો અને અપસ્માર એઓનો નાશ કરે છે. ૧૧૭

## અગ્યારથી સો વર્ષ સુધીના જુના ઘીના ગુણો.

**एकादश शतं चैव वत्सरानुषितं घृतम् ।**
**रक्षोघ्नं कुम्भसर्पिः स्यात्परतस्तु महाघृतम् ११८**
**पेयं महाघृतं भूतैः कफघ्नं पवनाधिकैः ।**
**बल्यं पवित्रं मेध्यं च विशेषात्तिमिरापहम् ।**
**सर्वभूतहरं चैव घृतमेतत्प्रशस्यते ॥ ११९ ॥**

૧૨૪ અગ્યાર વર્ષથી સો વર્ષ સુધીના જુના ઘીને 'કુંભસર્પિ' કહેવામાં આવે છે. આ ઘી રાક્ષસોના ભયનો નાશ કરે છે; એકસો વર્ષથી પણ જૂના ઘીને 'મહાઘૃત' કહેવામાં આવે છે. જેના શરીરમાં વાયુ અધિક હોય એવા મનુષ્યોએ આ ઘીનું પાન કરવું. આ મહાઘૃત પવિત્ર, બલને અને બુદ્ધિને વધારનારું, કફને તથા સઘળા પ્રકારનાં ભૂતોની પીડાને મટાડનારું અને વિશેષે કરીને નેત્રના તિમિર રોગનો નાશ કરનારું છે. ૧૧૮–૧૧૯

## ઇતિ ઘૃતવર્ગ.

## અથ તૈલવર્ગ–તલના તેલના ગુણ તથા તેનો ઉપયોગ.

**तैलं त्वाग्नेयमुष्णं तीक्ष्णं मधुरं मधुरविपाकं बृंहणं प्रीणनं व्यवायि सूक्ष्मं विशदं गुरु सरं विकासि वृष्यं त्वक्प्रसादनं शोधनं मेधामार्दवमांसस्थैर्यवर्णबलकरं चक्षुष्यं बद्धमूत्रं लेखनं तिक्तकषायानुरसं पाचनमनिलबलासक्षयकरं क्रिमिघ्नमशितंपित्तजननं योनिशिरःकर्णशूलप्रशमनं गर्भाशयशोधनं च तथा छिन्नभिन्नविद्धोत्पिष्टच्युतमथितक्षतपिच्चितभग्नस्फुटितक्षाराग्निदग्धविश्लिष्टदारिताभिहतदुर्भग्नमृगव्यालविदष्टप्रभृतिषु च परिषेकाभ्यङ्गावगाहादिषु तिलतैलं प्रशस्यते ॥ १२० ॥**

૧૨૫ તેલ ( તલનું તેલ ) આગ્નેય, ઉષ્ણવીર્ય, રસમાં મધુર, કંઈક તીખું અને તુરું, વિપાકમાં મધુર, તીક્ષ્ણ, ભારે, શરીરને પુષ્ટિ આપનારું, તૃપ્તિ કરનાર, વ્યવાયિ, (આખા શરીરમાં ફેલાયા પછી પાકનારું) વિકાશી, ( સંધિના બંધોને છુટું પાડનારું) લેખન, પાચન કરનાર, સૂક્ષ્મ માર્ગોમાં પણ પેસી શકે એવું, નિર્મળ, દસ્તને સાફ લાવનાર, કામને જાગૃત કરનાર, ચામડીને સ્વચ્છ કરનાર, શરીરને સ્થિર કરનાર, બુદ્ધિને વધારનાર, શરીરને કોમળ કરનાર, માંસની પેશીઓને દૃઢ કરનાર, શરીરના વર્ણને સારો કરનાર, બળ આપનાર, આંખોને ફાયદો કરનાર, મૂત્રની અટકાયત કરનાર, ગર્ભાશયનું શોધન કરનાર, પેટના કૃમિઓને તથા યોનિ, કાન અને માથું એઓના શૂળને મટાડનાર, શરીરને સહજ પાતળું કરનાર, પિત્ત કરનાર, તથા શરીરના જે ભાગો કપાયેલા, ચીરાયેલા, વીંધાયેલા, પીસાયેલા, પોતાના સ્થાનમાંથી ખસી ગયેલા, હલબલી ગયેલા, જખમી થયેલા, ચકદાઈ–કચરાઈ ગયેલા, ભાંગી ગયેલા, ફુટી ગયેલા, ક્ષારથી કે અગ્નિથી બળેલા, સંધિથી છુટા પડેલા, ફાડી નાખેલા, અભિઘાત પામેલા, ખરાબ રીતે ભાંગી ગયેલા, હિંસક પશુઓએ અથવા ઝેરી પ્રાણીઓએ દંશેલા હોય તે ભાગો ઉપર રેડવાના કર્મમાં, શરીર ઉપર અભ્યંગ કરવામાં–ચોળવાના કર્મમાં તથા અવગાહન કરવાના કર્મમાં ( અંદર ઉતરીને સ્નાન કરવાના કર્મમાં) વગેરે કર્મમાં તલનું તેલ ઉત્તમ ગણાય છે. ૧૨૦

**तद्बस्तिषु च पाने च नस्ये कर्णाक्षिपूरणे ।**
**अन्नपानविधौ चापि प्रयोज्यं वातशान्तये ॥ १२१ ॥**

૧૨૬ વાયુની શાંતિને માટે પીચકારીઓ આપવામાં, પીવામાં, નસ્ય દેવામાં, કાનમાં નાંખવામાં, આંખમાં નાંખવામાં અને અન્નપાનના વિધિમાં તલના તેલનો ઉપયોગ કરવો. ૧૨૧

## એરંડીયાં તેલના ગુણો તથા ઉપયોગ.

**एरण्डतैलं मधुरमुष्णं तीक्ष्णं दीपनं कटु कषायानुरसं सूक्ष्मं स्रोतोविशोधनं त्वच्यं वृष्यं मधुरविपाकं वयःस्थापनं योनिशुक्रविशोधनमारोग्यमेधाकान्तिस्मृतिबलकरं वातकफहरमधोभागदोषहरं च ॥ १२२ ॥**

૧૨૭ એરંડીયું તેલ મધુર, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, કંઈક તુરું, વિપાકમાં મધુર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, સૂક્ષ્મ સ્રોતોમાં પણ પેસી શકે એવું, સ્રોતોને સાફ કરનારું, ચામડીને ફાયદો કરનાર, વીર્યને વધારનાર, યુવાવસ્થાને ઘણા સમય સુધી ટકાવી રાખનાર, યોનિનું અને વીર્યનું શોધન કરનાર, આરોગ્ય આપનાર, યાદદાસ્તને વધારનાર, કાંતિને આપનાર, સ્મરણશક્તિને વધારનાર, બળને આપનાર, વાયુને અને કફને હરનાર તથા વિરેચનદ્વારા નીચેના ભાગથી દોષોને બહાર કાઢનાર છે. ૧૨૨

**લીંમડા વગેરેના તેલના ગુણો ને તેનો ઉપયોગ.**

**निम्बातसीकुसुम्भमूलकजीमूतकवृक्षककृतवेधनार्ककम्पिल्लकहस्तिकर्णपृथ्वीकापीलुकरञ्जेङ्गुदीशिग्रुसर्षपसुवर्चलाविडङ्गज्योतिष्मतीफलतैलानि तीक्ष्णानि लघून्युष्णवीर्याणि कटूनि कटुविपाकानि सराण्यनिलकफक्रिमिकुष्ठप्रमेहशिरोरोगहराणि चेति ॥ १२३ ॥**

૧૨૮ લિંબડો, અલસી, કસુમ્બો, મૂળા, કુકડવેલાં, ઈંદ્રજવ, કડવી ઘીસોડી, આંકડો, કપિલો, એરંડ, કલોજી જીરૂં (અથવા એલચી), પીલુ–જાળ, કરંજ, ઈંગોરીયો, સરગવો, સરષવ, સુરજમુખી, વાવડીંગ અને માલકાંગણી એઓનાં ફળોનાં–બીજોનાં તેલો રસમાં અને વિપાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, હલકાં, દસ્તને સાફ લાવનારાં અને વાયુ, કફ, કૃમિ, કુષ્ઠ, પ્રમેહ તથા માથાના રોગો એઓને મટાડનારાં છે. ૧૨૩

**અલસીના તેલના ગુણો તથા તેનો ઉપયોગ.**

**वातघ्नं मधुरं तेषु क्षौमं तैलं बलावहम् ।**
**कटुपाकमचक्षुष्यं स्निग्धोष्णं गुरु पित्तलम् १२४**

૧૨૯ અલસીનું તેલ વાયુને મટાડનાર, મધુર, વિપાકમાં તીખું, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, ભારે, આંખોને નુકસાન કરનાર, બળ આપનાર અને પિત્તને ઉત્પન્ન કરનાર છે. ૧૨૪

**સરસીયાં તેલના ગુણો તથા તેનો ઉપયોગ.**

**क्रिमिघ्नं सार्षपं तैलं कण्डूकुष्ठापहं लघु ।**
**कफमेदोऽनिलहरं लेखनं कटु दीपनम् ॥ १२५ ॥**

૧૩૦ સરસીયું તેલ તીખું, હલકું, લેખન, (દોષોને ઓતરીને બહાર કાઢનાર) જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર અને કફ, મેદોવૃદ્ધિ, વાયુ, ખરજ તથા કુષ્ઠ એઓને મટાડનાર છે. ૧૨૫

**ઈંગોરીયાના તેલના ગુણો.**

**क्रिमिघ्नमिङ्गुदीतैलमीषत्तिक्तं तथा लघु ।**
**कुष्ठामयक्रिमिहरं दृष्टिशुक्रबलापहम् ॥ १२६ ॥**

૧૩૧ ઈંગોરીયાનું તેલ કંઇક કડવું, હલકું અને કૃમિ, કોઢ, કૃમિથી થનારા વિકારો, દૃષ્ટિ–નેત્ર, વીર્ય તથા બલ એઓનો નાશ કરનાર છે. ૧૨૬

**કસુંબાના તેલના ગુણો.**

**विपाके कटुकं तैलं कौसुम्भं सर्वदोषकृत् ।**
**रक्तपित्तकरं तीक्ष्णमचक्षुष्यं विदाहि च ॥ १२७ ॥**

૧૩૨ કસુંબાનું તેલ વિપાકમાં તીખું, તીક્ષ્ણ, દાહ કરનાર, આંખને નુકસાન કરનાર અને રક્તપિત્તને તથા સર્વ દોષોને ઉત્પન્ન કરનાર છે. ૧૨૭

**કરીયાતા વગેરેના તેલના ગુણો તથા તેનો ઉપયોગ.**

**किराततिक्तकाऽतिमुक्तकबिभीतकनालिकेरकोलाक्षोडजीवन्तीपियालकर्बुदारसूर्यवल्लीत्रपुसैर्वारुकर्कारुकूष्माण्डप्रभृतीनां तैलानि मधुराणि मधुरवीर्यविपाकानि वातपित्तप्रशमनानि शीतवीर्याण्यभिष्यन्दीनि सृष्टविण्मूत्राण्यग्निसादनानि चेति १२८**

૧૩૩ કરીયાતું, ટીબરૂ, બ્હેડાં, નાળીયેર, બોરનો મગજ, અખોડ, મીઠી ખરખોડી–ડોડી, ચારોળી, કાંચનાર, ખરણેર, કાકડી, કાકડીની જાત, કોહોળું, પતકાળું વગેરેનાં તેલો, રસમાં વીર્યમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, અભિષ્યંદિ, (શરદી કરનારાં) મળમૂત્રને સાફ લાવનારાં, જઠરાગ્નિને મંદ કરનારાં અને વાયુને તથા પિત્તને શાંત કરનારાં છે. ૧૨૮

**મહુડા વગેરેના તેલના ગુણો.**

**मधूककाश्मर्यपलाशतैलानि मधुरकषायाणि कफपित्तप्रशमनानि ॥ १२९ ॥**

૧૩૪ મહુડાનાં ફળો, સવનનાં ફળો અને ખાખરાનાં ફળો એઓનાં તેલો મધુર, તુરાં તથા કફને અને પિત્તને શાંત કરનારાં છે. ૧૨૯

**તવર, ભીલામાં વગેરેના તેલના ગુણો.**

**तुवरकभल्लातकतैले उष्णे मधुरकषाये तिक्तानुरसे वातकफकुष्ठमेदोमेहक्रिमिहरे उभयतोभागदोषहरे च ॥ १३० ॥**

૧૩૫ ચેરનું–તવરનું અને ભીલામાંનું તેલ મધુર, તુરું, કંઈક કડવું વમન અને વિરેચન બન્ને માર્ગથી દોષોને હરનાર તથા વાયુ, કફ, કુષ્ઠ, મેદોવૃદ્ધિ, પ્રમેહ અને કૃમિ એઓને મટાડનાર છે. ૧૩૦

**દેવદાર વગેરેના તેલના ગુણો.**

**सरलदेवदारुगण्डीरशिंशपागुरुसारस्नेहास्तिक्तकटुकषाया दुष्टव्रणशोधनाः क्रिमिकफकुष्ठानिलहराश्च ॥ १३१ ॥**

૧૩૬ સરલ નામનો એક જાતનો દેવદાર, દેવદાર, ગંડીર, શીશમ અને અગર એઓના અંદરના સારનાં તેલો કડવાં, તીખાં, તુરાં, દુષ્ટ વ્રણોને શુદ્ધ કરનારાં અને કૃમિ, કફ, કુષ્ઠ અને વાયુ એઓને મટાડનારાં છે. ૧૩૧

**કડવી તુંબડી વગેરેનાં તેલના ગુણો.**

**तुम्बीकोशाम्रदन्तीद्रवन्तीश्यामासप्तलानीलिकाकम्पिल्लकशङ्खिनीस्नेहास्तिक्तकटुकषाया अधोभागदोषहराः क्रिमिकफकुष्ठानिलहरा दुष्टव्रणविशोधनाश्च ॥ १३२ ॥**

૧૩૭ કડવી તુંબડી, જંગલી આંબો, નેપાળો, મોટો નેપાળો, વરધારો, હાથલો, થોર, ગળીનાં બી, કપીલો અને શંખાવલી એઓના સ્નેહો–તેલો કડવાં, તીખાં, તુરાં દુષ્ટવ્રણને શુદ્ધ કરનારાં, વિરેચનને માર્ગેથી દોષોને કહાડનારાં તથા કૃમિ, કફ અને વાયુ એઓને મટાડનારાં છે. ૧૩૨

**આંખ ફુટામણીના તેલના ગુણો.**

**यवतिक्तातैलं सर्वदोषप्रशमनमीषत्तिक्तमग्निदीपनं लेखनं मेध्यं पथ्यं रसायनं च ॥ १३३ ॥**

૧૩૮ આંખ ફુટામણીનું તેલ કંઈક કડવું, સઘળા દોષોને શાંત કરનાર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, લેખન, પવિત્ર (અથવા બુદ્ધિને વધારનાર), પથ્ય અને રસાયન છે. ૧૩૩

**નસોતરના બીના તેલના ગુણો.**

**एकैषिकातैलं मधुरमतिशीतं पित्तहरमनिलप्रकोपणं श्लेष्माभिवर्धनम् ॥ १३४ ॥**

૧૩૯ નસોતરનું તેલ મધુર, બહુ ટાઢું, પિત્તને હરનાર, વાયુનો પ્રકોપ કરનાર અને કફને વધારનાર છે. ૧૩૪

**આંબાની ગોઠલીના તેલના ગુણો.**

**सहकारतैलमीषत्तिक्तमतिसुगन्धि वातकफहरं रूक्षं कषायं मधुररसवन्नातिपित्तकरं च ॥ १३५ ॥**

૧૪૦ આંબાની ગોઠલીનું તેલ તુરું, કંઈક કડવું અને મધુર, રૂક્ષ, બહુ સુગંધિ, પિત્તને બહુ ઉત્પન્ન નહીં કરનાર અને કફ તથા વાયુને મટાડનાર છે. ૧૩૫

**તેલના ગુણોનો ઉપસંહાર.**

**फलोद्भवानि तैलानि यान्यनुक्तानि कानिचित् ।**
**गुणान्कर्म च विज्ञाय फलवत्तानि निर्दिशेत् १३६**

૧૪૧ આ તૈલવર્ગમાં જે જે કેટલાંએક ફળોનાં તેલો કહ્યાં નથી તે તે તેલોનાં ગુણો, અને કર્મો તે તે ફળોના ગુણો અને કર્મો પ્રમાણે જાણી લેવાં. ૧૩૬

**यावन्तः स्थावराः स्नेहाः समासात्परिकीर्तिताः ।**
**सर्वे तैलगुणा ज्ञेयाः सर्वे चानिलनाशनाः ॥१३७॥**

૧૪૨ આ તૈલવર્ગમાં જેટલાં સ્થાવર તૈલો કહ્યાં તે સઘળાનાં ઘણાખરાં ગુણ કર્મો તલના તેલના ગુણ કર્મો પ્રમાણે જાણી લેવાં. આ સઘળાં તેલો વાયુને મટાડનારાં છે. ૧૩૭

**તલનું તેલ સર્વ તેલ કરતાં શ્રેષ્ઠ છે.**

**सर्वेभ्यस्त्विह तैलेभ्यस्तिलतैलं प्रशस्यते ।**
**निष्पत्तेस्तद्गुणत्वाच्च तैलत्वमितरेष्वपि ॥ १३८ ॥**

૧૪૩ આ વર્ગમાં કહેલાં સર્વ તેલોમાં તલનું તેલ પ્રશંશા કરવા યોગ્ય છે અને સાધારણ રીતે તલના તેલને જ તેલ કહેવામાં આવે છે. બીજાં એરંડ વગેરેનાં તેલો તલના તેલની પેઠે જ નીકળે છે અને બહુધા તલના તેલના જેવાં જ ગુણવાળાં છે તેથી તેઓને પણ તૈલ-તેલ કહેવામાં આવે છે. ૧૩૮

**ચરબી, મેદ તથા મજ્જાના ગુણો.**

**ग्राम्यानूपौदकानां च वसामेदोमज्जानो गुरूष्णमधुरा वातघ्ना,जाङ्गलैकशफक्रव्यादादीनां लघुशीतकषाया रक्तपित्तघ्नाः प्रतुदविष्किराणां श्लेष्मघ्नाः१३९**

૧૪૪ ગ્રામ્ય, આનૂપ અને ઔદક એ વર્ગોનાં પ્રાણીઓનાં વસા, ચરબી અને મજ્જા એઓ મધુર, ઉષ્ણવીર્ય અને ભારે છે. જાંગલ, એકશફ (એક ખરીવાળાં પ્રાણી) અને ક્રવ્યાદ (માંસાહારી) એ વર્ગોનાં પ્રાણીઓનાં વસા, ચરબી અને મજ્જા એઓ તુરાં, શીતવીર્ય, હલકાં અને રક્તપિત્તને મટાડનારાં છે. પ્રતુદ અને વિષ્કિર એ બે વર્ગોનાં પ્રાણીઓનાં વસા, ચરબી અને મજ્જા કફને મટાડનારાં છે. ૧૩૯

**ઘી, તેલ, ચરબી અને મજ્જાના ગુણો.**

**तत्र घृततैलवसामेदोमज्जानो यथोत्तरं गुरुविपाका वातहराश्च ॥ १४० ॥**

૧૪૫ તેમાં ઘી, તેલ, વસા, ચરબી અને મજ્જા એઓ ઉત્તરોત્તર એક બીજા કરતાં વિપાકમાં ભારે અને વાયુને મટાડનારાં છે. ૧૪૦

ઇતિ તૈલવર્ગ.

**અથ મધુવર્ગ–મધના ગુણો.**

**मधु तु मधुरं कषायानुरसं रूक्षं शीतमग्निदीपनं वर्ण्यं स्वर्यं लघु सुकुमारं लेखनं हृद्यं संधानं शोधनं रोपणं वाजीकरणं संग्राहि चक्षुःप्रसादनं सूक्ष्ममार्गानुसारि पित्तश्लेष्ममेदोमेहहिक्काश्वासकासातिसारच्छर्दितृष्णाकृमिविषप्रशमनं ह्लादि त्रिदोषप्रशमनं च । तत्तु लघुत्वात्कफघ्नं पैच्छिल्यान्माधुर्यात्कषायभावाच्च वातपित्तघ्नम् ॥ १४१ ॥**

૧૪૬ મધ મધુર, કંઈક તુરું, શીતવીર્ય, રૂક્ષ, હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, શરીરના વર્ણને સારો કરનાર, સ્વરને હિતકારક, શરીરને સુકુમાર-સુંવાળું કરનાર, લેખન, ( મેદને ઉખેડનાર), મનને પ્રિય લાગે એવું (અથવા હૃદયને હિતકારી ), ભાંગેલાં હાડકાં વગેરેને સાંધનાર, વ્રણ વગેરેને શુદ્ધ કરનાર, વ્રણને રુઝવનાર, વીર્યને વધારનાર, ગ્રાહિ, આંખોને સ્વચ્છ કરનાર, સૂક્ષ્મ માર્ગોમાં પણ પેસી શકે એવું, સુખ આપનાર અને પિત્ત, કફ, મેદવૃદ્ધિ, પ્રમેહ, હેડકી, શ્વાસ, ઉધરસ, અતિસાર, ઉલટી, તરસ, કૃમિ અને વિષ એઓને મટાડનાર છે. મધ હલકું હોવાને લીધે કફને, ચીકણું મધુર અને તુરું હોવાથી પિત્તને તથા ચીકણું અને મધુર હોવાથી વાયુને મટાડે છે. ૧૪૧

**મધની આઠ જાત.**

**पौत्तिकं भ्रामरं क्षौद्रं माक्षिकं छात्रमेव च ।**
**आर्घ्यमौद्दालकं दालमित्यष्टौ मधुजातयः ॥ १४२ ॥**

૧૪૭ પૌત્તિક,ભ્રામર,ક્ષૌદ્ર, માક્ષિક, છાત્ર, આર્ઘ્ય,ઔદ્દાલક અને દાલ એવાં નામની મધની આઠ જાતો છે. ૧૪૨

**પૌત્તિક મધના ગુણો.**

**विशेषात्पौत्तिकं तेषु रूक्षोष्णं सविषान्वयात् ।**
**वातासृक्पित्तकृच्छेदि विदाहि मदकृन्मधु ॥१४३॥**

૧૪૮ તે આઠ જાતનાં મધોમાં પૌત્તિક મધ ઝેર-વાળા રસોને એકઠો કરનારી પુત્તિકા નામની માખીઓએ બનાવેલું હોવાને લીધે તેમાં ઝેરનો સંબંધ હોવાથી ઉષ્ણવીર્ય, રૂક્ષ, વિદાહિ, મેદ, ગ્રંથિ વગેરેનું છેદન કરનાર તથા વાયુ, રક્તપિત્ત અને મદ એઓને ઉત્પન્ન કરનારું છે. ૧૪૩

### ભ્રામર મધના ગુણો.

**पैच्छिल्यात्स्वादुभूयस्त्वाद्भ्रामरं गुरु संज्ञितम् ।**

૧૪૯ ભ્રામર મધને ચીકણું અને બહુ મધુર હોવાથી ભારે કહ્યું છે.

### ક્ષૌદ્ર મધના ગુણો.

**क्षौद्रं विशेषतो ज्ञेयं शीतलं लघु लेखनम् ॥१४४॥**

૧૫૦ ક્ષૌદ્ર મધ વિશેષે કરીને શીતળ, હલકું અને મેદ વગેરેને તોડનારું છે. ૧૪૪

### માક્ષિક મધના ગુણો.

**तस्माल्लघुतरं रूक्षं माक्षिकं प्रवरं स्मृतम् ।**
**श्वासादिषु च रोगेषु प्रशस्तं तद्विशेषतः ॥ १४५ ॥**

૧૫૧ માક્ષિક મધને ક્ષૌદ્ર કરતાં પણ વધારે હલકું, રૂક્ષ અને ઉત્તમ ગુણવાળું જાણવું. આ મધ શ્વાસ વગેરે રોગોમાં ઉપયોગ કરવાને માટે બીજા મધોનાં કરતાં વધારે શ્રેષ્ઠ છે. ૧૪૫

### છાત્ર મધના ગુણો.

**स्वादुपाकं गुरु हिमं पिच्छिलं रक्तपित्तजित् ।**
**श्वित्रमेहक्रिमिहरं विद्याच्छात्रं गुणोत्तरम् ॥१४६॥**

૧૫૨ છાત્ર નામનું મધ વિપાકમાં મધુર, શીતવીર્ય, ભારે, ચીકણું, રક્તપિત્ત, સફેદ કોઢ, પ્રમેહ અને કૃમિ એઓને મટાડનારું અને ઉત્તમ ગુણવાળું છે. ૧૪૬

### આર્ઘ્ય મધના ગુણો.

**आर्घ्यं मध्वतिचक्षुष्यं कफपित्तहरं परम् ।**
**कषायं कटु पाके च बल्यं तिक्तमवातकृत् ॥१४७॥**

૧૫૩ આર્ઘ્ય નામનું મધ તુરું, કડવું, વિપાકમાં તીખું, કફને તથા પિત્તને મટાડનારું, વાયુ નહીં ઉત્પન્ન કરનારું અને આંખોને બહુ ફાયદો કરનારું છે. ૧૪૭

### ઔદ્દાલક મધના ગુણો.

**औद्दालकं रुचिकरं स्वर्यं कुष्ठविषापहम् ।**
**कषायमुष्णमम्लं च पित्तकृत्कटुपाकि च ॥१४८॥**

૧૫૪ ઔદ્દાલક નામનું મધ તુરું, ખાટું, વિપાકમાં તીખું, ઉષ્ણવીર્ય, અન્ન ઉપર રુચિ ઉપજાવનાર, સ્વરને સારો કરનાર, પિત્તને ઉત્પન્ન કરનાર અને કુષ્ઠને તથા વિષને મટાડનાર છે. ૧૪૮

### દાલ મધના ગુણો.

**छर्दिमेहप्रशमनं मधु रूक्षं दलोद्भवम् ।**

૧૫૫ દાલ નામનું મધ રૂક્ષ અને ઉલટીને તથા પ્રમેહને મટાડનારું છે.

૨૬

### નવા મધના ગુણો.

**बृंहणीयं मधु नवं नातिश्लेष्महरं सरम् ॥ १४९ ॥**

૧૫૬ નવું મધ શરીરને પુષ્ટ કરનાર તથા દસ્તને સાફ લાવનાર અને કફને બહુ હરનાર નથી. ૧૪૯

### જુના મધના ગુણો.

**मेदःस्थौल्यापहं ग्राहि पुराणमतिलेखनम् ।**

૧૫૭ જુનું મધ રૂક્ષ, ગ્રાહિ, મેદવૃદ્ધિને તથા શરીરની સ્થૂલતાને મટાડનાર અને બહુજ લેખન છે.

### પાકાં તથા કાચાં મધના ગુણો.

**दोषत्रयहरं पक्वमाममम्लं त्रिदोषकृत् ॥ १५० ॥**

૧૫૮ પાકું મધ ત્રણે દોષોને મટાડનાર છે અને કાચું તથા ખાટું મધ ત્રણે દોષોને ઉત્પન્ન કરનાર છે. ૧૫૦

### મધ યોગવાહી હોવાથી ઘણાં કાર્ય કરે છે.

**तद्युक्तं विविधैर्योगैर्निहन्यादामयान्बहून् ।**
**नानाद्रव्यात्मकत्वाच्च योगवाहि परं मधु ॥ १५१ ॥**

૧૫૯ મધ અનેક પ્રકારનાં દ્રવ્યોના રસોથી બનેલું હોવાને લીધે તથા પરમ *યોગવાહિ હોવાને લીધે નાના પ્રકારના ઔષધોની સાથે મળીને ઘણાં પ્રકારના રોગોને મટાડે છે. ૧૫૧

### મધને ઉષ્ણ ઉપચારો સાથે વિરોધ.

**तत्तु नानाद्रव्यरसगुणवीर्यविपाकविरुद्धत्वात्पु-**
**ष्परसविषमक्षिकासम्भवत्वाच्चानुष्णोपचारम्१५२**

૧૬૦ મધ અનેક દ્રવ્યોના પરસ્પર વિરુદ્ધ રસોથી, ગુણોથી, વીર્યોથી તથા વિપાકોથી યુક્ત છે, પુષ્પના રસોમાં ફરનારી ઝેરી માખીઓ મધને ઉત્પન્ન કરે છે, માટે મધને ઉષ્ણ ઉપચાર સાથે વિરોધ છે. ૧૫૨

### મધ ઉષ્ણ પદાર્થોની સાથે આપવાથી નુકસાન કરે છે.

**उष्णैर्विरुध्यते सर्वं विषान्वयतया मधु ।**
**उष्णार्तमुष्णैरुष्णे वा तन्निहन्ति यथा विषम् १५३**

૧૬૧ સર્વ પ્રકારનાં મધને ઝેરી માખીઓ ઉત્પન્ન કરે છે તેથી તેને ઝેરની સાથે સંબંધ છે અને તેથી તેને ઉષ્ણ પદાર્થોની સાથે વિરોધ છે. ઘામથી પીડા પામતા મનુષ્યને આપવામાં આવેલું મધ, તથા ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થોની સાથે આપવામાં આવેલું મધ, અથવા તો ઉષ્ણ ઋતુમાં આપવામાં આવેલું મધ ઝેરની પેઠે મનુષ્યને મારી નાખે છે. ૧૫૩

### મધને ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થો સાથે વિરોધ હોવાનાં કારણો.

**तत्सौकुमार्याच्च तथैव शैत्या-**
**न्नानौषधीनां रससम्भवाच्च ।**

* સંસ્કારથી જે દ્રવ્યની સાથે જોડાય તે દ્રવ્યના ગુણને વધારીને જે દ્રવ્ય અમૃત સમાન થાય તે દ્રવ્ય યોગવાહી કહેવાય છે.

**उष्णैर्विरुध्येत विशेषतश्च**
**तथान्तरीक्षेण जलेन चापि ॥ १५४ ॥**

૧૬૨ મધ સુકુમાર હોવાથી, શીતળ હોવાથી અને અનેક ઔષધોના રસોથી ઉત્પન્ન થયેલું હોવાથી તેને ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થોની સાથે વિશેષ કરીને વિરોધ છે. મધને જેમ ઉષ્ણ સ્પર્શવાળા પદાર્થોની સાથે સકારણ વિરોધ છે તેમ જ અંતરિક્ષ જળની સાથે પણ સ્વાભાવિક વિરોધ છે. ૧૫૪

### ઉલટીમાં મધને ઉષ્ણ પદાર્થો સાથે આપવામાં અડચણ નથી.

**उष्णेन मधु संयुक्तं वमनेष्ववचारितम् ।**
**अपाकादनवस्थानान्न विरुध्येत पूर्ववत् ॥ १५५ ॥**

૧૬૩ ઉલટીના કર્મમાં મધ ઉષ્ણ પદાર્થોની સાથે એકઠું કરીને આપવાથી પૂર્વે કહેલી હરકત નડતી નથી. કારણ કે ઉલટીના કર્મમાં આપેલું મધ અંદર પાકતું નથી તેમ અંદર રહેતુંએ નથી. ૧૫૫

### મધનું અજીર્ણ મનુષ્યને મારી નાખે છે.

**मध्वामात्परतरस्त्वन्यदामं कष्टं न विद्यते ।**
**विरुद्धोपक्रमत्वात्तत्सर्वं हन्ति यथा विषम् ॥१५६॥**

૧૬૪ મધના અજીર્ણ કરતાં બીજું કોઈ પણ અજીર્ણ વિશેષ કષ્ટદાયક નથી. કારણ કે અજીર્ણની સ્વેદન તથા ઉષ્ણ જળપાન વગેરે ચિકિત્સાઓ મધથી વિરુદ્ધ છે. માટે મધનું અજીર્ણ ઝેરની પેઠે મનુષ્યને મારી નાંખે છે. ૧૫૬

### ઇતિ મધુવર્ગ.

### અથ ઇક્ષુવર્ગ-શેલડીના સામાન્ય ગુણો.

**इक्षवो मधुरा मधुरविपाका गुरवः शीताः स्निग्धा बल्या वृष्या मूत्रला रक्तपित्तप्रशमनाः कृमिकफकराश्चेति । ते चानेकविधाः । तद्यथा १५७**

૧૬૫ શેલડીઓ રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, ભારે, સ્નિગ્ધ, બલ આપનારી, વીર્યને વધારનારી, મૂત્રને સાફ લાવનારી, રક્તપિત્તને શાંત કરનારી અને કૃમિઓને તથા કફને ઉત્પન્ન કરનારી છે અને તે અનેક જાતની છે. તે આ પ્રમાણે. ૧૫૭

### શેલડીની બાર જાત.

**पौण्ड्रको भीरुकश्चैव वंशकः शतपोरकः ।**
**कान्तारस्तापसेक्षुश्च काष्ठेक्षुः सूचिपत्रकः ॥१५८॥**
**नैपालो दीर्घपत्रश्च नीलपोरोऽथ कोशकृत् ।**
**इत्येता जातयः स्थौल्यात्**

૧૬૬ સ્થૂલ રીતે શેલડીઓની ૧ પૌંડ્રક, ૨ ભીરુક, ૩ વંશક, ૪ શતપોરક, ૫ કાંતાર, ૬ તાપસેક્ષુ, ૭ કાષ્ઠેક્ષુ, ૮ સૂચીપત્રક, ૯ નૈપાલ, ૧૦ દીર્ઘપત્ર, ૧૧ નીલપોર અને ૧૨ કોશકાર એવા નામની બાર જાતો છે. ૧૫૮–૧૫૯

### બાર જાતની શેલડીઓના ગુણ.

**गुणान्वक्ष्याम्यतः परम् ॥ १५९ ॥**

**सुशीतो मधुरः स्निग्धो बृंहणः श्लेष्मलः सरः ।**
**अविदाही गुरुर्वृष्यः पौण्ड्रको भीरुकस्तथा १६०**

૧૬૭ હવે પછી બાર જાતની શેલડીઓના ગુણો કહું છું:—પૌંડ્રક અને ભીરુક એ બે જાતની શેલડીઓ મધુર, સ્નિગ્ધ, શરીરને પુષ્ટ કરનારી, દસ્તને સાફ લાવનારી, કફને ઉત્પન્ન કરનારી, ભારે, વીર્યને વધારનારી, તથા પાકાવસ્થામાં વિદાહને ઉત્પન્ન કરતી નથી. ૧૬૦

**आभ्यां तुल्यगुणः किंचित्सक्षारो वंशको मतः ।**
**वंशवच्छतपोरस्तु किंचिदुष्णः स वातहा ॥१६१॥**
**कान्तारतापसाविक्षू वंशकानुगुणौ मतौ ।**
**एवंगुणस्तु काष्ठेक्षुः स तु वातप्रकोपणः ॥ १६२ ॥**

૧૬૮ વંશક અને શતપોરક એ બે જાતની શેલડીઓ પણ પૌંડ્રક અને ભીરુકના ગુણ જેવા ગુણવાળી, કંઇક ગરમ અને વાયુને મટાડનારી છે. કાંતાર અને તાપસ એ બે જાતની શેલડીઓ પણ વંશકના જેવા જ ગુણોવાળી છે. કાષ્ઠેક્ષુ જાતની શેલડી પણ વંશક જાતિની શેલડીના જેવા જ ગુણવાળી છે પરંતુ તે વાયુનો પ્રકોપ કરે છે. ૧૬૧–૧૬૨

**सूचीपत्रो नीलपोरो नैपालो दीर्घपत्रकः ।**
**वातलाः कफपित्तघ्नाः सकषाया विदाहिनः ॥१६३॥**

૧૬૯ સૂચીપત્ર, નીલપોર, નૈપાલ અને દીર્ઘપોર એ ચાર જાતની શેલડીઓ કંઇક તુરી, પાકાવસ્થામાં વિદાહ કરનારી, વાયુને ઉત્પન્ન કરનારી અને કફને તથા પિત્તને મટાડનારી છે. ૧૬૩

**कोशकारो गुरुः शीतो रक्तपित्तक्षयापहः ।**

૧૭૦ કોશકાર જાતની શેલડી શીતવીર્ય, ભારે અને રક્તપિત્તને તથા ક્ષયને મટાડનારી છે.

### શેલડીના અવયવોમાં જુદા જુદા રસ વિશે.

**अतीव मधुरो मूले मध्ये मधुर एव तु ॥ १६४ ॥**
**अग्रेष्वक्षिषु विज्ञेय इक्षूणां लवणो रसः ।**

૧૭૧ સઘળી જાતની શેલડીઓના મૂળમાં અત્યંત મધુર રસ હોય છે (મૂળ બહુ મીઠાં હોય છે), મધ્યમાં મધુરરસ હોય છે (મધ્ય ભાગ મધુર હોય છે) અને અગ્રભાગમાં તથા ગાંઠોમાં ખારો રસ હોય છે. ૧૬૪

### ચૂસેલી શેલડીના રસના ગુણો.

**अविदाही कफकरो वातपित्तनिवारणः ॥ १६५ ॥**
**वक्त्रप्रह्लादनो वृष्यो दन्तनिष्पीडितो रसः ।**

૧૭૨ શેલડીને દાંતોથી દબાવીને ચૂસેલો રસ કફને ઉત્પન્ન કરનારો, વીર્યને વધારનારો, મ્હોડાને આનંદ આપનારો, પાકાવસ્થામાં દાહ નહીં કરનારો અને વાયુને તથા પિત્તને મટાડનારો છે. ૧૬૫

### યંત્રથી પીલેલી શેલડીના રસના ગુણો.

**गुरुर्विदाही विष्टम्भी यान्त्रिकस्तु प्रकीर्तितः १६६**

૧૭૩ શેલડીને યંત્રમાં પીલીને કહાડેલો રસ ભારે, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારો અને ઝાડાને કબજ કરનારો છે. ૧૬૬

### અગ્નિથી પકાવેલા શેલડીના રસના ગુણો.

**पक्वो गुरुः सरः स्निग्धः सतीक्ष्णः कफवातनुत् ॥**

૧૭૪ અગ્નિથી પકાવેલો શેલડીનો રસ ભારે, દસ્તને સાફ લાવનારો, સ્નિગ્ધ, કંઇક તીક્ષ્ણ અને કફને તથા વાયુને મટાડનારો છે. ૧૬૭

### શેલડીના રસની રાબના ગુણો.

**फाणितं गुरु मधुरमभिष्यन्दि बृंहणमवृष्यं त्रिदोषकृच्च ॥ १६८ ॥**

૧૭૫ શેલડીનો ઉનો કરેલો પાતળો ગોળ મધુર, ભારે, અભિષ્યંદિ, શરીરને પુષ્ટિ આપનાર, વીર્યને નુકસાન કરનાર અને ત્રણે દોષોને ઉત્પન્ન કરનાર છે. ૧૬૮

### ગોળના સામાન્ય ગુણો.

**गुडः सक्षारमधुरो नातिशीतः स्निग्धो मूत्ररक्तशोधनो नातिपित्तजिद्वातघ्नो मेदःकफकरो बल्यो वृष्यश्च ॥ १६९ ॥**

૧૭૬ ગોળ કંઈ ખારો, મધુર, બહુ શીતળ નહીં એવો, સ્નિગ્ધ, બલ આપનારો, વીર્યને વધારનારો, મૂત્રને અને રક્તને શુદ્ધ કરનારો, વાયુને મટાડનારો, ચરબીને અને કફને ઉત્પન્ન કરનારો છે તથા પિત્તને બહુ શાંત કરનારો નથી. ૧૬૯

### શુદ્ધ ગોળના ગુણો.

**पित्तघ्नो मधुरः शुद्धो वातघ्नोऽसृक्प्रसादनः ।**

૧૭૭ શુદ્ધ ગોળ મધુર, વાયુને મટાડનારો અને રક્તને શુદ્ધ કરનારો છે.

### જુના ગોળના ગુણો.

**स पुराणोऽधिकगुणो गुडः पथ्यतमः स्मृतः॥१७०॥**

૧૭૮ જુનો શુદ્ધ ગોળ અધિક ગુણવાળો અને અત્યંત પથ્ય છે. ૧૭૦

### કાચી ખાંડ, ખાંડ અને સાકરના ગુણો.

**मत्स्यण्डिकाखण्डशर्करा विमलजाता उत्तरोत्तरं शीताः स्निग्धा गुरुतरा मधुरतरा वृष्या रक्तपित्तप्रसादनास्तृष्णाप्रशमनाश्च ॥ १७१ ॥**

૧૭૯ કાચી ખાંડ, ખાંડ અને સાકર એઓ ઉત્તરોત્તર એકબીજાના કરતાં વધારે નિર્મળપણાથી ઉત્પન્ન થાય છે તેથી ઉત્તરોત્તર વધારે શીતળ, સ્નિગ્ધ, ભારે, મધુર, વીર્યને વધારનારી અને રક્તપિત્તને તથા તૃષાને મટાડનારી છે. ૧૭૧

### શેલડીના રસના શુદ્ધ ગોળ વિગેરે વિકારોના ગુણો.

**यथा यथैषां वैमल्यं मधुरत्वं तथा तथा ।**
**स्नेहलाघवशैत्यानि सरत्वं च तथा तथा ॥१७२॥**

૧૮૦ ગોળ, ખાંડ, સાકર વગેરે શેલડીના રસના વિકારો જેમ જેમ વધારે નિર્મળ હોય તેમ તેમ તેઓ વધારે વધારે મધુર, સ્નિગ્ધ, હલકા, ઠંડા અને ઝાડાને સાફ લાવનારા છે. ૧૭૨

### ખાંડ વગેરેના મેલોમાં ખાંડ વગેરેના જેવા જ ગુણો હોય છે.

**यो यो मत्स्यण्डिकाखण्डशर्कराणां स्वको गुणः ।**
**तेन तेनैव निर्देश्यस्तेषां विस्रावणो गुणः ॥१७३॥**

૧૮૧ કાચી ખાંડ, ખાંડ અને સાકર એઓનો પોતાનો જે જે ગુણ છે તે જ ગુણ તેમાંથી કાઢેલા મેલમાં પણ છે એમ જાણવું. અર્થાત્ ખાંડના મેલમાં ખાંડના જેવા, સાકરના મેલમાં સાકરના જેવા ગુણ છે એમ જાણવું. ૧૭૩

### ઉત્તમ સાકરની પરીક્ષા.

**सारस्थिता सुविमला निःक्षारा च यथा यथा ।**
**तथा तथा गुणवती विज्ञेया शर्करा बुधैः ॥१७४॥**

૧૮૨ સાકર જેમ જેમ સારરૂપે રહેલી હોય, નિર્મળ હોય, અને ક્ષાર વિનાની હોય, તેમ તેમ વિદ્વાન્ વૈદ્યે તેને અધિક ગુણવતી જાણવી. ૧૭૪

### મધની સાકરના ગુણો.

**मधुशर्करा पुनश्छर्द्यतीसारहरी रूक्षा छेदनी प्रह्लादनी कषायमधुरा मधुरविपाका च ॥ १७५ ॥**

૧૮૩ મધની સાકર, મધુર, તુરી, વિપાકમાં મધુર, રૂક્ષ, કફને તોડનારી, સુખ આપનારી અને ઉલટીને તથા અતિસારને મટાડનારી છે. ૧૭૫

### જવાસાની સાકરના ગુણો.

**यवासशर्करा मधुरकषाया तिक्तानुरसा श्लेष्महरी सरा चेति ॥ १७६ ॥**

૧૮૪ જવાસાની સાકર મીઠી, તુરી, કંઇક કડવી, અને કફને મટાડનારી અને દસ્તને સાફ લાવનારી છે. ૧૭૬

### સાકરના સામાન્ય ગુણો.

**यावत्यः शर्कराः प्रोक्ताः सर्वा दाहप्रणाशनाः ।**
**रक्तपित्तप्रशमनाश्छर्दिमूर्छातृषापहाः ॥ १७७ ॥**

૧૮૫ સઘળી જાતની સાકરો દાહ, રક્તપિત્ત, ઉલટી, મૂર્છા અને તરશ એઓને મટાડનારી છે. ૧૭૭

### મહુડાના ફુલના પાતળા ગોળના ગુણો.

**रूक्षं मधूकपुष्पोत्थं फाणितं वातपित्तकृत् ।**
**कफघ्नं मधुरं पाके कषायं बस्तिदूषणम् ॥ १७८ ॥**

૧૮૬ મહુડાના ફુલનો ફાણિત–પાતળો ગોળ તુરો, વિપાકમાં મધુર, રૂક્ષ, કફનો નાશ કરનાર, મૂત્રાશયમાં વિકાર ઉત્પન્ન કરનાર અને વાયુને તથા પિત્તને ઉત્પન્ન કરનાર છે. ૧૭૮

ઇતિ મધુવર્ગ.

અથ મદ્યવર્ગ–મદ્યના સામાન્ય ગુણો.

**सर्वं पित्तकरं मद्यमम्लं दीपनरोचनम् ।**
**भेदनं कफवातघ्नं हृद्यं वस्तिविशोधनम् ॥ १७९ ॥**
**पाके लघु विदाह्युष्णं तीक्ष्णमिन्द्रियबोधनम् ।**
**विकासि सृष्टविण्मूत्रं**

૧૮૭ સર્વ પ્રકારનાં મદ્યો ખાટાં, પચવામાં હલકાં, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, પિત્તને ઉત્પન્ન કરનારાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં, અન્ન ઉપર રુચિ ઉપજાવનારાં, મળને પાતળો કરનારાં, (દસ્ત સાફ લાવનારાં), મનને પ્રિય લાગે એવાં, મૂત્રાશયને સાફ કરનારાં, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારાં, વિકાસી, (સંધિઓનાં બંધનને છુટા કરનારાં) ઇંદ્રિયોને જાગ્રત કરનારાં અને મળને તથા મૂત્રને સાફ લાવનારાં છે. ૧૭૯–૧૮૦

દ્રાક્ષના મદ્યના ગુણો.

**शृणु तस्य विशेषणम् ॥ १८०॥**
**मार्द्वीकमविदाहित्वान्मधुरान्वयतस्तथा ।**
**रक्तपित्तेऽपि सततं बुधैर्न प्रतिषिध्यते ॥ १८१ ॥**
**मधुरं तद्धि रूक्षं च कषायानुरसं लघु ।**
**लघुपाकि सरं शोषविषमज्वरनाशनम् ॥ १८२ ॥**

૧૮૮ હવે જુદી જુદી જાતનાં મદ્યોના વિશેષ ગુણો સાંભળો ! દરાખનું મદ્ય મધુર, કંઇક તુરું, રૂક્ષ, હલકું, જલદી પચી જાય એવું, દસ્તને લાવનારું અને ક્ષયને તથા વિષમ જ્વરને મટાડનારું છે. દ્રાક્ષનું મદ્ય મધુર દ્રવ્યોથી બને છે અને પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારું નથી તેથી વિદ્વાનો રક્તપિત્તમાં પણ તે આપવાની મનાઈ કરતા નથી. ૧૮૧–૧૮૨

ખજૂરના મદ્યના ગુણો.

**मार्द्वीकाल्पान्तरं किंचित्खार्जूरं वातकोपनम् ।**
**तदेव विशदं रुच्यं कफघ्नं कर्षणं लघु ॥ १८३ ॥**
**कषायमधुरं हृद्यं सुगन्धीन्द्रियबोधनम् ।**

૧૮૯ ખજૂરના મદ્યના ગુણોમાં દરાખના મદ્યોના ગુણો કરતાં થોડોક ફેર છે. ખજૂરનું મદ્ય તુરું, મધુર, કંઇક વાયુનો પ્રકોપ કરનારું, વિશદ, અન્ન ઉપર રુચિ ઉપજાવનારું, કફને મટાડનારું, શરીરને પાતળું કરનારું, હલકું, હૃદને પ્રિય લાગે એવું (અથવા હૃદયને હિતકારી), સુગંધિ અને ઇંદ્રિયોને જાગ્રત કરનારું છે. ૧૮૩

સુરાના ગુણો.

**कासार्शोग्रहणीदोषमूत्राघातानिलापहा ॥ १८४ ॥**
**स्तन्यरक्तक्षयहिता सुरा बृंहणदीपनी ।**

૧૯૦ સુરા શરીરને પુષ્ટિ આપનારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, ધાવણનો અને રક્તનો ક્ષય થયો હોય તે ઉપર સારી, તથા ઉધરસ, અર્શ, ગ્રહણી, મૂત્રાઘાત અને વાયુ એઓને મટાડનારી છે. ૧૮૪

શ્વેત સુરાના ગુણો.

**कासार्शोग्रहणीश्वासप्रतिश्यायविनाशनी ॥ १८५ ॥**
**श्वेता मूत्रकफस्तन्यरक्तमांसकरी सुरा ।**

૧૯૧ શ્વેતસુરા મૂત્ર, કફ, ધાવણ, રક્ત અને માંસ એઓને વધારનારી તથા ઉધરસ, અર્શ, ગ્રહણી, શ્વાસ અને શ્લેષ્મ એઓને મટાડનારી છે. ૧૮૫

સુરાની ઉપરની આછના ગુણ.

**छर्द्यरोचकहृत्कुक्षितोदशूलप्रमर्दनी ॥ १८६ ॥**
**प्रसन्ना कफवातार्शोविबन्धानाहनाशनी ।**

૧૯૨ પ્રસન્ના (સુરાની ઉપરની આછ) ઉલટી, અરુચિ, હૃદયની અને કુખની વેદના, શૂળ, કફ, વાયુ, અર્શ, દસ્ત વગેરેની અટકાયત–કબજીયત અને આફરો (પેટ ચ્હડી આવવું) એઓને મટાડનારી છે. ૧૮૬

જવની મદિરાના ગુણો.

**पित्तलाल्पकफा रूक्षा यवैर्वातप्रकोपणी ॥ १८७ ॥**

૧૯૩ જવથી બનાવેલી સુરા રૂક્ષ, પિત્તને ઉત્પન્ન કરનારી, કંઇક કફ કરનારી અને વાયુને કોપાવનારી છે. ૧૮૭

ઘઉંની સુરાના ગુણો.

**विष्टम्भिनी सुरा गुर्वी श्लेष्मला तु मधूलिका ।**

૧૯૪ ઝીણાં ઘઉંની બનાવેલી સુરા પેટમાં ગડગડાટ કરનારી, ભારે અને કફને ઉત્પન્ન કરનારી છે.

બેહેડાની સુરાના ગુણો.

**रूक्षा नातिकफा वृष्या पाचनी चाक्षिकी स्मृता १८८**

૧૯૫ બ્હેડાની સુરા રૂક્ષ, વીર્યને વધારનારી અને આહારનું પાચન કરનારી છે તથા કફને વધારે ઉત્પન્ન કરતી નથી. ૧૮૮

જવના સાથવાની સુરાના ગુણો.

**त्रिदोषो भेद्यवृष्यश्च कोहलो वदनप्रियः ।**

૧૯૬ જવના સાથવાથી બનાવેલી સુરા જીભને પ્રિય લાગે એવી, ત્રણે દોષોને ઉત્પન્ન કરનારી, મળને પાતળો કરનારી અને વીર્યને નુકસાન કરનારી છે.

સુરાના કદડાના ગુણો.

**ग्राह्युष्णो जगलः पक्ता रूक्षस्तृट्कफशोफहृत् १८९**
**हृद्यः प्रवाहिकाटोपदुर्नामानिलशोषहृत् ।**

૧૯૭ સુરાની નીચેનો ભાગ–કદડો ઉષ્ણવીર્ય, ગ્રાહિ, પાચન કરનારો, રૂક્ષ, મનને પ્રિય લાગે એવો તથા તરશ, કફ, સોજો, પ્રવાહિકા, પેટની અંદરનો ગડગડાટ, અર્શ, વાયુ અને ક્ષય એઓને મટાડનારો છે. ૧૮૯

### મદ્યના કુચાના ગુણો.

**बक्कसो हृतसारत्वाद्विष्टम्भी वातकोपनः ॥ १९० ॥**
**दीपनः सृष्टविण्मूत्रो विशदोऽल्पमदो गुरुः ।**

૧૯૮ જેમાંથી સાર કહાડી લેવામાં આવ્યો હોય (રસ નીચોવી લેવામાં આવ્યો હોય) એવો મદ્યની નીચેનો કુચો સાર વગરનો હોવાને લીધે પેટમાં ગડગડાટ કરનારો, ભારે, ચિકાશ વિનાનો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, મળમૂત્રને સાફ લાવનારો, વાયુનો પ્રકોપ કરનારો અને સ્હેજ નીશો કરનારો છે. ૧૯૦

### ગોળના મદ્યના ગુણો.

**कषायो मधुरः सीधुर्गौडः पाचनदीपनः ॥ १९१ ॥**

૧૯૯ ગોળથી બનાવેલું સીધુ નામનું મદ્ય તુરું, મધુર, આહારને પાચન કરનારું અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું છે. ૧૯૧

### સાકરના મદ્યના ગુણો.

**शार्करो मधुरो रुच्यो दीपनो बस्तिशोधनः ।**
**वातघ्नो मधुरः पाके हृद्य इन्द्रियबोधनः ॥ १९२ ॥**

૨૦૦ સાકરથી બનાવેલું સીધુ નામનું મદ્ય રસમાં મધુર અને અન્ન ઉપર રુચિ ઉપજાવનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મૂત્રાશયને શુદ્ધ કરનારું, મનને પ્રિય લાગે એવું, ઇંદ્રિયોને જાગ્રત કરનારું અને વાયુને મટાડનારું છે. ૧૯૨

### શેલડીના પાકા રસના મદ્યના ગુણો.

**तद्वत्पक्करसः सीधुर्बलवर्णकरः सरः ।**
**शोफघ्नो दीपनो हृद्यो रुच्यः श्लेष्मार्शसां हितः १९३**

૨૦૧ શેલડીના પાકા રસથી બનાવેલું સીધુ નામનું મદ્ય સાકરના સીધુના જેવા જ ગુણોવાળું, બળ આપનારું, શરીરના વર્ણને સારો કરનારું, દસ્તને સાફ લાવનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મનને પ્રિય લાગે એવું, અન્ન ઉપર રુચિ ઉત્પન્ન કરનારું અને સોજો, કફ તથા અર્શ એઓને મટાડનારું છે. ૧૯૩

### શેલડીના કાચા રસના મદ્યના ગુણો.

**कर्षणः शीतरसिकः श्वयथूदरनाशनः ।**
**वर्णकृज्जरणः स्वर्यो विबन्धघ्नोऽर्शसां हितः १९४**

૨૦૨ શેલડીના રસથી બનાવેલું સીધુ નામનું મદ્ય શરીરને પાતળું કરનારું, શરીરના વર્ણને સારો કરનારું, પાચક, સ્વરને સારો કરનારું અને સોજો, ઉદર રોગો, દસ્તની કબજીયત અને અર્શ એઓને મટાડનારું છે. ૧૯૪

### બ્હેડાના મદ્યના ગુણો.

**आक्षिकः पाण्डुरोगघ्नो व्रण्यः संग्राहको लघुः ।**
**कषायमधुरः सीधुः पित्तघ्नोऽसृक्प्रसादनः॥१९५॥**

૨૦૩ બ્હેડાથી બનાવેલું સીધુ નામનું મદ્ય તુરું, મધુર, હલકું, ગ્રાહી, વ્રણને ફાયદો કરનારું, લોહીને સુધારનારું અને પાંડુરોગને તથા પિત્તને મટાડનારું છે. ૧૯૫

### જાંબુના મદ્યના ગુણો.

**जाम्बवो बद्धनिष्यन्दस्तुवरो वातकोपनः ।**

૨૦૪ જાંબુથી બનાવેલું સીધુ નામનું મદ્ય તુરું, મૂત્રને રોકનારું અને વાયુનો પ્રકોપ કરનારું છે.

### સુરાસવના ગુણો.

**तीक्ष्णः सुरासवो हृद्यो मूत्रलः कफवातनुत् १९६**
**मुखप्रियः स्थिरमदो विज्ञेयोऽनिलनाशनः ।**

૨૦૫ સુરાસવ* તીક્ષ્ણ, મનને તથા જીભને પ્રિય લાગે એવો, મૂત્રને સાફ લાવનારો અને કફને તથા વાયુને મટાડનારો છે. સુરાસવનો મદ-નીશો ઘણીવાર સુધી રહે છે. ૧૯૬

### મધ્વાસવના ગુણો.

**लघुर्मध्वासवश्छेदी मेहकुष्ठविषापहः ॥ १९७ ॥**
**तिक्तः कषायः शोफघ्नस्तीक्ष्णः स्वादुरवातकृत् ।**

૨૦૬ મધ્વાસવ† તુરો, કડવો, મધુર, હલકો, તીક્ષ્ણ, વાયુને ઉત્પન્ન નહીં કરનારો, દસ્તને સાફ લાવનારો, કફને તોડનારો અને પ્રમેહ, કુષ્ઠ, વિષ અને સોજો એઓને મટાડનારો છે. ૧૯૭

### મૈરેય મદ્યના ગુણો.

**तीक्ष्णः कषायो मदकृद्दुर्नामकफगुल्महृत् ॥१९८॥**
**क्रिमिमेदोऽनिलहरो मैरेयो मधुरो गुरुः ।**

૨૦૭ મૈરેય‡ નામનું મદ્ય તીક્ષ્ણ, તુરું, મધુર, ભારે, મદ કરનારું, અને અર્શ, કફ, ગુલ્મ, કૃમિ, મેદોવૃદ્ધિ અને વાયુ એઓને મટાડનારું છે. ૧૯૮

### દ્રાક્ષ તથા શેલડીના રસથી બનાવેલા આસવના ગુણો.

**बल्यः पित्तहरो वर्ण्यो मृद्वीकेक्षुरसासवः ॥१९९॥**

૨૦૮ દ્રાખ અને શેલડીના રસથી બનાવેલો આસવ બલ આપનારો, પિત્તને હરનારો અને શરીરના વર્ણને સારો કરનારો છે. ૧૯૯

### મહુડાના ફુલના મદ્યના ગુણો.

**सीधुर्मधूकपुष्पोत्थो विदाह्यग्निबलप्रदः ।**
**रूक्षः कषायः कफहृद्वातपित्तप्रकोपणः ॥ २०० ॥**

૨૦૯ મહુડાના ફુલોથી બનાવેલું સીધુ નામનું મદ્ય તુરું, રૂક્ષ, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારું, જઠરાગ્નિને બળ આપનારું, કફને મટાડનારું અને વાયુને તથા પિત્તને કોપાવનારું છે. ૨૦૦

---

* પાણીને બદલે સુરા નાખીને બનાવેલો આસવ.

† મધ તથા ગોળ નાખીને કરેલો આસવ.

§ લોટની સુરાને તથા ગોળના આસવને જુદાં જુદાં બનાવીને તેને એકઠાં કરી તેમાં મધ નાખીને બનાવેલું મદ્ય મૈરેય કહેવાય છે.

### કંદ, મૂળ વગેરેના આસવોના ગુણ.

**निर्दिशेद्रसतश्चान्यान्कन्दमूलफलासवान् ।**

૨૧૦ જે કંદ, મૂળ, ફળ વગેરેના આસવો આ મદ્ય વર્ગમાં કહેવામાં આવ્યા નથી તેઓના ગુણો તે કંદ, મૂળ, ફળ વગેરેના ગુણો ઉપરથી જાણી લેવા.

### નવા મદ્યના ગુણો.

**नवं मद्यमभिष्यन्दि गुरु वातादिकोपनम् ॥२०१॥**
**अनिष्टगन्धं विरसमहृद्यं च विदाहि च ।**

૨૧૧ નવું મદ્ય અભિષ્યંદિ, ભારે, વાયુ વગેરે દોષોને કોપાવનારું, અપ્રિય ગંધવાળું, અપ્રિય રસવાળું અને અપ્રિય લાગે એવું અને પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારું છે. ૨૦૧

### જુના મદ્યના ગુણો.

**सुगन्धि दीपनं हृद्यं रोचिष्णु क्रिमिनाशनम्॥२०२॥**
**स्फुटस्रोतस्करं जीर्णं लघु वातकफापहम् ।**

૨૧૨ જૂનું મદ્ય હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મનને પ્રિય લાગે એવું, સ્વાદિષ્ટ—રુચે એવું, સ્રોતોને સ્વચ્છ કરનારું તથા કૃમિ, વાયુ અને કફ એઓનો નાશ કરનારું છે. ૨૦૨

### અરિષ્ટના ગુણો.

**अरिष्टो द्रव्यसंयोगसंस्कारादधिको गुणैः ॥२०३॥**
**बहुदोषहरश्चैव दोषाणां शमनश्च सः ।**
**दीपनः कफवातघ्नः सरः पित्ताविरोधनः ॥ २०४ ॥**
**शूलाध्मानोदरप्लीहज्वराजीर्णार्शसां हितः ।**

૨૧૩ અરિષ્ટ હરડે વગેરે ઘણા દ્રવ્યોના સંયોગને લીધે અને ધાવણીનાં ફુલ વગેરે દ્રવ્યોના સંસ્કારને લીધે બીજી જાતના મદ્યો કરતાં અધિક ગુણવાળો છે, ઘણા દોષોને હરનારો, વાયુ વગેરે ત્રણે દોષોને શાંત કરનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, દસ્તને સાફ લાવનારો, પિત્તને નહીં કોપાવનારો અને કફ, વાયુને મટાડનારો તથા શૂળ, આફરો, ઉદરરોગો, પ્લીહના રોગો, જ્વર, અજીર્ણ અને અર્શ એ રોગોમાં હિતકારક છે. ૨૦૩–૨૦૪

### પિપ્પલ્યાદિ ગણના અરિષ્ટના ગુણો.

**पिप्पल्यादिकृतो गुल्मकफरोगहरः स्मृतः ॥२०५॥**

૨૧૪ પિપ્પલ્યાદિ ગણથી બનાવેલો અરિષ્ટ ગુલ્મને અને કફના રોગોને મટાડનારો છે. ૨૦૫

### અરિષ્ટોનો ઉપસંહાર.

**चिकित्सितेषु वक्ष्यन्तेऽरिष्टा रोगहराः पृथक् ।**

૨૧૫ જૂદા જૂદા રોગોને મટાડનારા જૂદા જૂદા અરિષ્ટો આગળ ચિકિત્સાના પ્રકરણમાં કહેવામાં આવશે.

### નહિ કહેલા અરિષ્ટાદિકના ગુણ દ્રવ્યો તથા સંસ્કારો પ્રમાણે જાણવા.

**अरिष्टासवसीधूनां गुणान्कर्माणि चादिशेत्॥२०६॥**
**बुद्ध्या यथास्वं संस्कारमवेक्ष्य कुशलो भिषक् ।**

૨૧૬ આ મદ્ય વર્ગમાં જે અરિષ્ટો, આસવો અને મદ્યો કહેવામાં આવ્યાં નથી તેઓના ગુણો અને કર્મો રોગોને અનુસરીને જે દ્રવ્યોને જે સંસ્કાર આપીને અરિષ્ટ બનાવ્યો હોય તે પ્રમાણે કુશળ વૈદ્યે પોતાની બુદ્ધિથી જાણી લેવા અને કહેવા. ૨૦૬

### કેવું મદ્ય પીવું નહિ.

**सान्द्रं विदाहि दुर्गन्धं विरसं क्रिमिलं गुरु २०७**
**अहृद्यं तरुणं तीक्ष्णमुष्णं दुर्भाजनस्थितम् ।**
**अल्पौषधं पर्युषितमत्यच्छं पिच्छिलं च यत् २०८**
**तद्वर्ज्यं सर्वदा मद्यं किंचिच्छेषं तु यद्भवेत् ।**

૨૧૭ જે મદ્ય ઘાટું, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરે એવું, ખરાબ ગંધવાળું, બગડેલા રસવાળું, કૃમિઓવાળું, ભારે, મનને અપ્રિય લાગે એવું, નવું, તીક્ષ્ણ, ગરમ, ખરાબ વાસણમાં રહેલું, થોડા ઔષધોથી બનાવેલું, ઉઘાડા વાસણમાં રાતવાસી રહેલું, બહુ આછું, ચીકણું અને વાસણમાં નીચે કડદાની સાથે થોડું બાકી રહેલું હોય એવું મદ્ય પીવું નહીં. ૨૦૭–૨૦૮

### દુર્જર મદ્ય.

**तत्र यत्स्तोकसम्भारं तरुणं पिच्छिलं गुरु ॥२०९॥**
**कफप्रकोपि तन्मद्यं दुर्जरं च विशेषतः ।**

૨૧૮ જે મદ્ય થોડા ઔષધોવાળું, નવું, ચીકણું, અને ભારે હોય તે મદ્ય કફને કોપાવનારું અને વિશેષે કરીને માંડ પચે એવું હોય છે. ૨૦૯

### પિત્તનો પ્રકોપ કરનારું મદ્ય.

**पित्तप्रकोपि बहुलं तीक्ष्णमुष्णं विदाहि च ॥२१०॥**

૨૧૯ જે મદ્ય ઘાટું, તીક્ષ્ણ, ગરમ અને પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારું હોય તે મદ્યથી પિત્તનો પ્રકોપ થાય છે. ૨૧૦

### વાયુનો પ્રકોપ કરનારું મદ્ય.

**अहृद्यं दुष्टगं पूति क्रिमिलं विरसं तनु ।**
**तथा पर्युषितं चापि विद्यादनिलकोपनम् ॥ २११ ॥**

૨૨૦ જે મદ્ય મનને અપ્રિય લાગે એવું, ખરાબ વાસણમાં રહેલું, ખરાબ ગંધવાળું, કીડાવાળું, બગડેલા સ્વાદવાળું, વાસણમાં કડદાની સાથે નીચે થોડું બાકી રહેલું અને ઉઘાડા વાસણમાં રાતવાસી રહેલું હોય તે મદ્ય વાયુને કોપાવે છે. ૨૧૧

### સર્વ દોષોને કોપાવનારું મદ્ય.

**सर्वदोषैरुपेतं तु सर्वदोषप्रकोपणम् ।**

૨૨૧ જે મદ્યમાં ઉપર કહેલા સર્વ દોષો હોય તે મદ્ય સર્વ દોષોને કોપાવે છે.

### કેવું મદ્ય પીવું.

**चिरस्थितं जातरसं दीपनं कफवातजित् ॥२१२॥**
**रुच्यं प्रसन्नं सुरभि मद्यं सेव्यं मदावहम् ।**

૨૨૨ જે મદ્ય જૂનું, સારા રસવાળું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, રુચિકારક, નિર્મળ, સુગંધિ અને હર્ષ આપનારું–નીશો લાવનારું હોય તે મદ્યનું સેવન કરવું. ૨૧૨

### મદ્ય શરીરમાં કેવી રીતે મદ ઉત્પન્ન કરે છે?

**तस्यानेकप्रकारस्य मद्यस्य रसवीर्यतः ॥ २१३ ॥**
**सौक्ष्म्यादौष्ण्याच्च तैक्ष्ण्याच्च विकासित्वाच्च वह्निना ।**
**समेत्य हृदयं प्राप्य धमनीरूर्ध्वमागतम् ॥ २१४ ॥**
**विक्षोभ्येन्द्रियचेतांसि वीर्यं मदयतेऽचिरात् ।**

૨૨૩ દ્રાક્ષ આદિ અનેક પ્રકારનાં દ્રવ્યોના ભેદને લીધે, લવણ વિનાના બીજા પાંચ રસના ભેદને લીધે, ઉષ્ણ તથા રૂક્ષ આદિ વીર્યોના ભેદને લીધે મદ્ય અનેક પ્રકારનું છે. તેની શક્તિ જઠરાગ્નિની સાથે મળી જઈને અગ્નિના ઉર્ધ્વગામીપણાને લીધે, મદ્યના આગ્નેય દ્રવ્યપણાને લીધે તેના ઉર્ધ્વગામી સ્વભાવથી તથા હલકાપણાથી ધમનીઓ દ્વારા ઉંચે ચઢીને હૃદયમાં દાખલ થાય છે. તીક્ષ્ણપણાથી તથા સાંધાના બંધનોને છુટા કરવારૂપી સ્વભાવને લીધે ઝડપદાર હોવાથી તથા સૂક્ષ્મ હોવાથી તુરત જ ઇંદ્રિયોને તથા ચિત્તને ચલાયમાન કરીને મદવાળાં બનાવે છે. ૨૧૩–૨૧૪

### દોષના પ્રમાણમાં મદ ઉપજે છે.

**चिरेण श्लैष्मिके पुंसि पानतो जायते मदः॥२१५॥**
**अचिराद्वातिके दृष्टः पैत्तिके शीघ्रमेव तु ।**

૨૨૪ કફ પ્રકૃતિવાળા માણસને મદ્ય પીધા પછી ઘણી વારે મદ ઉત્પન્ન થાય છે, વાત પ્રકૃતિવાળા માણસને મદ્ય પીધા પછી થોડી વારે મદ ઉત્પન્ન થાય છે અને પિત્ત પ્રકૃતિવાળા માણસને મદ્ય પીધા પછી તૂરત જ મદ ઉત્પન્ન થાય છે. ૨૧૫

### સત્વગુણીને મદ્યપાનની અસર.

**सात्विके शौचदाक्षिण्यहर्षमण्डनलालसः ॥२१६॥**
**गीताध्ययनसौभाग्यसुरतोत्साहकृन्मदः ।**

૨૨૫ જો સાત્વિક પુરુષ મદ્ય પીને મત્ત થયો હોય તો તેને પવિત્રતાની, પરાયા મનને અનુસરીને વર્તવાની, આનંદની અને શરીરને વસ્ત્ર અલંકાર વગેરેથી શણગારવાની ઇચ્છા થાય છે તથા ગાયન ગાવાનો, અધ્યયનનો, સૌભાગ્યનો અને મૈથુન કરવાનો ઉત્સાહ ઉત્પન્ન થાય છે. ૨૧૬

### રજોગુણીને મદ્યપાનની અસર.

**राजसे दुःखशीलत्वमात्मत्यागं ससाहसम् ॥२१७॥**
**कलहं सानुबंधं तु करोति पुरुषे मदः ।**

૨૨૬ જો રજોગુણી પુરુષ મદ્ય પીને મત્ત થયો હોય તો જેથી દુઃખ ઉત્પન્ન થાય એવાં કામો કરવામાં, આપઘાત કરવામાં, સાહસ કરવામાં (ખુન વગેરે કરવામાં) અને હમ્મેશાં કજીયો કરવામાં તેની પ્રવૃત્તિ થાય છે. ૨૧૭

### તમોગુણીને મદ્યપાનની અસર.

**अशौचनिद्रामात्सर्यागम्यागमनलोलताः ॥२१८॥**
**असत्यभाषणं चापि कुर्याद्धि तामसे मदः ।**

૨૨૭ જો તમોગુણી માણસ મદ્ય પીને મત્ત થયો હોય તો તે અપવિત્ર રહે છે, નિદ્રા કર્યા કરે છે, માત્સર્ય કરે છે, ગુરુપત્ની વગેરે અગમ્ય સ્ત્રીઓમાં ગમન કરવાની ઇચ્છા કરે છે અને અસત્ય ભાષણ કરે છે. ૨૧૮

### સરકાના ગુણો.

**रक्तपित्तकरं शुक्तं छेदि भुक्तविपाचनम् । ॥२१९॥**
**वैस्वर्यं जरणं श्लेष्मपाण्डुक्रिमिहरं लघु ।**
**तीक्ष्णोष्णं मूत्रलं हृद्यं कफघ्नं कटुपाकि च ॥२२०॥**

૨૨૮ શુક્ત (સરકો) રક્તપિત્તને કરનારો, કફની ગાંઠ વગેરેને ફાડી નાંખનારો, વિપાકમાં તીખો, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, મનને પ્રિય લાગે એવો, કફ વગેરેને તોડનારો, આહારનું પાચન કરનારો, અવાજને બેસાડી દેનારો, આમને પકાવનારો, હલકો, મૂત્રને સાફ લાવનારો અને કફ, પાંડુરોગ તથા કૃમિ એઓને મટાડનારો છે. ૨૧૯–૨૨૦

### સરકામાં આથેલાં અથાણાના ગુણો.

**तद्वत्तदासुतं सर्वं रोचनं च विशेषतः ।**

૨૨૯ એ સરકામાં આથેલાં કંદમૂળ વગેરેનાં આસુતો (અથાણાંઓ) સરકાના જેવા જ ગુણોવાળાં અને વિશેષે કરીને અન્ન ઉપર રુચિ ઉપજાવનારાં હોય છે.

### દ્રવ્યોને લીધે સરકાના ગુણોના ભેદ.

**गौडानि रसशुक्तानि मधुशुक्तानि यानि च ॥२२१॥**
**यथापूर्वं गुरुतराण्यभिष्यन्दकराणि च ।**

૨૩૦ ગોળના બનાવેલા સરકાઓ, શેરડી વગેરેના રસના બનાવેલા સરકાઓ, અને મધના સરકાઓ આ સરકાઓમાં પછી પછીના સરકા કરતાં પૂર્વ પૂર્વના સરકાઓ વધારે ભારે, અને અભિષ્યંદી (સ્રોતોને કલેદવાળા કરનારા) છે. ૨૨૧

### તુષોદક અને સૌવીરકના ગુણો.

**तुषाम्बु दीपनं हृद्यं हृत्पाण्डुक्रमिरोगनुत् ॥ २२२ ॥**
**ग्रहण्यर्शोविकारघ्नं भेदि सौवीरकं तथा ।**

૨૩૧ તુષોદક અને સૌવીરક જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં, મનને પ્રિય લાગે એવાં, દસ્તને સાફ લાવનારાં, હૃદયના રોગો, પાંડુરોગ, કૃમિ, ગ્રહણી અને અર્શને મટાડે છે. ૨૨૨

### ધાન્યામ્લના ગુણો.

**धान्याम्लं धान्ययोनित्वाद्दीपनं दाहनाशनम् २२३**
**स्पर्शात्पानात्तु पवनकफतृष्णाहरं लघु ।**
**तैक्ष्ण्याच्च निर्हरेदाशु कफं गण्डूषधारणात् ॥२२४॥**
**मुखवैरस्यदौर्गन्ध्यमलशोषक्लमापहम् ।**
**दीपनं जरणं भेदि हितमास्थापनेषु च ॥ २२५ ॥**
**समुद्रमाश्रितानां च जनानां सात्म्यमुच्यते ।**

૨૩૨ ધાન્યામ્લ ધાન્યોમાંથી ઉત્પન્ન થયેલું–બનેલું હોવાને લીધે જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, આહારનું પાચન કરનારું, દસ્તને પાતળો કરનારું, આસ્થાપનબસ્તિમાં હિતકારક અને સમુદ્રને કિનારે રહેનારા લોકોને માફક આવે એવું છે. ધાન્યામ્લ બહાર સ્પર્શથી દાહને મટાડે છે, પીવાથી, વાયુથી અને કફથી ઉત્પન્ન થયેલી તરશને મટાડે છે, તીક્ષ્ણ હોવાથી કફને તુરત બહાર કહાડે છે. ધાન્યામ્લના કોગળા મ્હોંમાં રાખવાથી મ્હોડાના બદસ્વાદ, મ્હોડાની દુર્ગંધ, મળ, શોષ અને સુસ્તી એઓને મટાડે છે. ૨૨૩–૨૨૫

### ઇતિ મદ્ય વર્ગ

### અથ મૂત્ર વર્ગ–મૂત્રોના સામાન્ય ગુણો.

**गोमहिष्यजाविगजहयखरोष्ट्राणां मूत्राणि तीक्ष्णानि कटून्युष्णानि तिक्तानि लवणानुरसानि लघूनि शोधनानि कफवातकृमिमेदोविषगुल्मार्शउदरकुष्ठरोचकपाण्डुरोगहराणि हृद्यानि दीपनानि च सामान्यतः ॥ २२६ ॥**

૨૩૩ ગાય, ભેંસ, બકરી, ગાડર, હાથી, ઘોડો, ગધેડો અને ઉંટ એઓનાં મૂત્રો તીખાં, કડવાં, કંઇક ખારાં, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, હલકાં, શોધન કરનારાં, હૃદ્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં અને કફ, વાયુ, કૃમિ, મેદ, વિષ, ગુલ્મ, અર્શ, ઉદરરોગો, કુષ્ઠરોગો, સોજા, અરુચિ, અને પાંડુરોગ એઓને મટાડનારાં છે. ૨૨૬

**भवन्ति चात्र ॥**

**तत्सर्वं कटुतीक्ष्णोष्णं लवणानुरसं लघु ।**
**शोधनं कफवातघ्नं कृमिमेदोविषापहम् ॥ २२७ ॥**
**अर्शोजठरगुल्मघ्नं शोफारोचकनाशनम् ।**
**पाण्डुरोगहरं भेदि हृद्यं दीपनपाचनम् ॥ २२८ ॥**

૨૩૪ આ વિષયમાં આ પ્રમાણે શ્લોકો છેઃ–સઘળી જાતનાં મૂત્રો, તીખાં કંઇક ખારાં, ઉષ્ણવીર્ય, હલકાં, શોધન કરનારાં, હૃદયને હિતકારક, દસ્તને સાફ લાવનારાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં, આહારને પાચન કરનારાં અને કફ, વાયુ, કૃમિ, મેદ, વિષ, અર્શ, ઉદરરોગો, ગુલ્મ, સોજો, અરુચિ અને પાંડુરોગ એઓને મટાડનારાં છે. ૨૨૭–૨૨૮

### ગાયના મૂત્રના ગુણો.

**गोमूत्रं कटु तीक्ष्णोष्णं सक्षारत्वान्न वातलम् ।**
**लघ्वग्निदीपनं मेध्यं पित्तलं कफवातजित् ॥२२९॥**
**शूलगुल्मोदरानाहविरेकास्थापनादिषु ।**
**मूत्रप्रयोगसाध्येषु गव्यं मूत्रं प्रयोजयेत् ॥ २३० ॥**

૨૩૫ ગાયનું મૂત્ર તીખું, ઉષ્ણવીર્ય, હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, પવિત્ર, પિત્તને ઉત્પન્ન કરનારું, અને કફને તથા વાયુને મટાડનારું છે. ગાયનું મૂત્ર ક્ષારવાળું હોવાને લીધે વાયુને ઉત્પન્ન થવા દેતું નથી. શૂળ, ગુલ્મ, ઉદરરોગો, મળબંધ–દસ્તની કબજીયત, વિરેચન, નિરૂહ વગેરે બસ્તિઓમાં તથા મૂત્રના પ્રયોગથી સાધ્ય–મટાડી શકાય એવા પ્રયોગોમાં ગાયનું મૂત્ર વાપરવું. ૨૨૯–૨૩૦

### ભેંસના મૂત્રના ગુણો.

**दुर्नामोदरशूलेषु कुष्ठमेहाविशुद्धिषु ।**
**आनाहशोफगुल्मेषु पाण्डुरोगे च माहिषम् ॥२३१॥**

૨૩૬ ભેંસનું મૂત્ર અર્શ, ઉદરરોગો, શૂળ, કુષ્ઠ, પ્રમેહ, મળબંધ, સોજો, ગુલ્મ અને પાંડુરોગ એ રોગોમાં તથા વમન, વિરેચન વગેરેથી બરાબર શુદ્ધિ ન થઈ હોય ત્યાં હિતકારી છે. ૨૩૧

### બકરીના મૂત્રના ગુણો.

**कासश्वासापहं शोषकामलापाण्डुरोगनुत् ।**
**कटुतिक्तान्वितं छागमीषन्मारुतकोपनम् ॥ २३२ ॥**

૨૩૭ બકરીનું મૂત્ર કંઇક તીખું અને કડવું, કંઇક વાયુને કોપાવનારું તથા ઉધરસ, શ્વાસ, શોષ, કમળો અને પાંડુરોગ એઓને મટાડનારું છે. ૨૩૨

### ગાડરના મૂત્રના ગુણો.

**कासप्लीहोदरश्वासशोषवर्चोग्रहे हितम् ।**
**सक्षारं तिक्तकटुकमुष्णं वातघ्नमाविकम् ॥२३३॥**

૨૩૮ ગાડરનું મૂત્ર કડવું, તીખું, કંઇક ખારવાળું, ઉષ્ણવીર્ય, વાયુને મટાડનારું અને ઉધરસ, પ્લીહાના રોગો, ઉદરરોગો, શ્વાસ, શોષ અને દસ્તની કબજીયત એ રોગોમાં હિતકારી છે. ૨૩૩

### ઘોડાના મૂત્રના ગુણો.

**दीपनं कटु तीक्ष्णोष्णं वातचेतोविकारनुत् ।**
**आश्वं कफहरं मूत्रं कृमिदद्रुषु शस्यते ॥ २३४ ॥**

૨૩૯ ઘોડાનું મૂત્ર તીખું, ઉષ્ણવીર્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, કફ, વાયુ અને માનસિક રોગો–ચિત્તના વિકારો એઓને મટાડનારું તથા કૃમિ અને દાદર એઓ ઉપર હિતકારક છે. ૨૩૪

### હાથીના મૂત્રના ગુણો.

**सतिक्तं लवणं भेदि वातघ्नं पित्तकोपनम् ।**
**तीक्ष्णं क्षारे किलासे च नागं मूत्रं प्रयोजयेत् २३५**

૨૪૦ હાથીનું મૂત્ર કંઇક કડવું, ખારું, તીક્ષ્ણ, મળને પાતળો કરનારું, પિત્તનો પ્રકોપ કરનારું અને વાયુને મટાડનારું છે. ક્ષાર બનાવવામાં અને સફેદ કોઢ ઉપર લગાડવાના લેપ વગેરેમાં હાથીના મૂત્રનો ઉપયોગ કરવો. ૨૩૫

**ગધેડાના મૂત્રના ગુણો.**

**गरचेतोविकारघ्नं तीक्ष्णं ग्रहणिरोगनुत् ।**
**दीपनं गार्दभं मूत्रं कृमिवातकफापहम् ॥ २३६ ॥**

૨૪૧ ગધેડાનું મૂત્ર તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને વિષ, ચિત્તના–મનના રોગો, ગ્રહણી, કૃમિ, વાયુ અને કફ એઓને મટાડનારું છે. ૨૩૬

**ઉંટના મૂત્રના ગુણો.**

**शोफकुष्ठोदरोन्मादमारुतक्रिमिनाशनम् ।**
**अर्शोघ्नं कारभं मूत्रं**

૨૪૨ ઉંટનું મૂત્ર સોજો, કુષ્ઠ રોગો, ઉદર રોગો, ઉન્માદ, વાયુ, કૃમિ અને અર્શ એઓને મટાડનારું છે.

**મનુષ્યના મૂત્રના ગુણો.**

**मानुषं च विषापहम् ॥ २३७ ॥**

૨૪૩ માણસનું મૂત્ર વિષને મટાડનારું છે. ૨૩૭

**અધ્યાયનો ઉપસંહાર.**

**द्रवद्रव्याणि सर्वाणि समासात्कीर्तितानि तु ।**
**कालदेशविभागज्ञो नृपतेर्दातुमर्हति ॥ २३८ ॥**

૨૪૪ આ અધ્યાયમાં સર્વે દ્રવરૂપ દ્રવ્યો સંક્ષેપમાં કહ્યાં છે. જે વૈદ્ય દેશના તથા કાળના વિભાગ પ્રમાણે તે દ્રવદ્રવ્યો આપવાનું જાણે છે તે રાજવૈદ્ય થવાને યોગ્ય છે. ૨૨૬

---

## અધ્યાય ૪૬ મો.*
## અન્નપાનવિધિ

**ઉપક્રમ**

**अथातोऽन्नपानविधिमध्यायं व्याख्यास्यामः ॥ १ ॥**
**यथोवाच भगवान् धन्वन्तरिः ( सुश्रुताय ) ॥ २ ॥**

૧ મહર્ષિ સુશ્રુત કહે છે કે; હવે અહીંથી હું અન્નપાનવિધિ એ નામના અધ્યાયનું વ્યાખ્યાન જે પ્રમાણે ભગવાન્ ધન્વન્તરિએ મને તે વિષયમાં કહેલું છે તે પ્રમાણે કરું છું. ૧–૨

**અન્નપાનવિધિવિશે સુશ્રુતનો પ્રશ્ન.**

**धन्वन्तरिमभिवाद्य सुश्रुत उवाच । प्रागभिहितं प्राणिनां पुनर्मूलमाहारो बलवर्णौजसां च स षट्सु रसेष्वायत्तो रसाः पुनर्द्रव्याश्रयिणा द्रव्यरसगुणवीर्यविपाकनिमित्ते च क्षयवृद्धी दोषधातूनां साम्यं च । ब्रह्मादेरपि च लोकस्याहारः स्थित्युत्पत्तिविनाशहेतुराहारादेवाभिवृद्धिर्बलमारोग्यं वर्णेन्द्रियप्रसादश्च तथाहारवैषम्यादस्वास्थ्यम् । तस्याशितपीतलीढखादितस्य नानाद्रव्यात्मकस्यानेकविधविकल्पस्यानेकविधप्रभावस्य पृथक्पृथग्द्रव्यरसगुणवीर्यविपाकप्रभावकर्माणीच्छामि ज्ञातुम् । नह्यनवबुद्धस्वभावा भिषजः स्वस्थानुवृत्तिं रोगनिग्रहणं च कर्तुं समर्थाः । आहारमूलाश्च सर्वप्राणिनो यस्मात्तस्मादन्नपानविधिमुपदिशतु मे भगवान् ॥ ३ ॥**

૨ સુશ્રુતે પ્રણામ કરીને ધન્વંતરિને પૂછ્યું કે;–મહારાજ પ્રાણીઓનું તથા પ્રાણીઓના બળનું, વર્ણનું, અને ઓજનું મૂળ કારણ આહાર છે. એ આહાર ૭ રસોને આધીન છે, છ રસો દ્રવ્યોને આધીન છે અને દોષોનો તથા ધાતુઓનો ક્ષય, વૃદ્ધિ તથા સમતા દ્રવ્યોના રસોથી, ગુણોથી, વીર્યોથી તથા વિપાકોથી થાય છે. એમ આપે પ્રથમ કહ્યું છે. બ્રહ્માંડથી માંડીને જે જે કોઇ પ્રાણીઓ છે તેઓની ઉત્પત્તિનો, સ્થિતિનો, અને પ્રલયનો હેતુ આહાર જ છે. આહારથી જ શરીરની અભિવૃદ્ધિ, બળ તથા આરોગ્ય થાય છે, આહારથી જ વર્ણોની ઉત્તમતા અને ઇંદ્રિયોનું સામર્થ્ય થાય છે અને આહારનો વિપરીત ઉપયોગ કરવાથી અસ્વસ્થતા થાય છે

---

* આ અધ્યાયમાં અન્નના તથા પાનના એટલે અનુપાનના વિધિને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે તેથી આ અધ્યાયનું 'अन्नपानविधि' એવું નામ છે.

૪૫ મા અધ્યાયના ૧૪૨ મા શ્લોકની નોટ.

મચ્છરના જેવી અત્યંત ઝીણી કાળી, લોકોને બહુ જ પીડા કરનારી અને વૃક્ષના કોતરમાં રહેનારી પુત્તિકા નામની માખીઓએ બનાવેલું મધ पौत्तिक કહેવાય છે, નાના નાના ભ્રમરોએ બનાવેલું મધ भ्रामर કહેવાય છે, પીળા રંગની ઝીણી માખીઓએ બનાવેલું મધ क्षौद्र કહેવાય છે, પીળા રંગની મોટી માખીઓએ બનાવેલું મધ माक्षिक કહેવાય છે, પીળી માખીઓ હિમાચલના વનમાં છત્રના આકારના પોંડાં બનાવે છે તે પોંડાનું મધ छात्र કહેવાય છે, ભમરાઓના મુખ જેવા તીક્ષ્ણ મુખવાળી માખીઓએ બનાવેલું મધ आर्घ्य કહેવાય છે. રાફડામાં રહેનારી પીળારંગની ઝીણી માખીઓ જે મધ બનાવે છે તે औद्दालक કહેવાય છે. પુષ્પોમાંથી ઝરીને પાંદડા ઉપર પડેલો મધુર, ખાટો અને તુરો જે પુષ્પરસ તે दाल કહેવાય છે.

૪૫ મા અધ્યાયના ૧૫૮ મા શ્લોકની નોટ.

મિશ્ર રંગની શેલડીને पौंड्रक કહે છે.

કાળી શેલડીને भीरु કહે છે.

વાંસના આકારની શેલડીને वंशक કહે છે.

ઘણી કાતળીવાળી શેલડીને शतपोरक કહે છે.

કાળા રંગની જંગલી શેલડીને कांतार કહે છે. પાતળી શેલડીને तापसेक्षु કહે છે. ધોળી શેલડીને काष्ठेक्षु કહે છે. સોઇ જેવા પાંદડાવાળી શેલડીને सूचिपत्रक કહે છે. નેપાળ દેશની શેલડીને नैपाल કહે છે. લાંબા પાંદડાવાળી શેલડીને दीर्घपत्र કહે છે. શ્યામ રંગની કાતળીઓવાળી શેલડીને नीलपोर કહે છે. પોટા જેવી કાતળીઓવાળી શેલડીને कोशकार કહે છે.

ભક્ષ્ય, ભોજ્ય, પેય અને લેહ્ય આ રીતે ચાર પ્રકારના પૃથ્વી આદિ અનેક દ્રવ્યોથી ઉત્પન્ન થનારા, અનેક વિભાગવાળા તથા અનેક પ્રભાવવાળા તે આહારનાં જે જુદાં જુદાં દ્રવ્યો છે તેઓના રસોને, ગુણોને, વીર્યોને, વિપાકોને, પ્રભાવોને તથા કર્મોને ભિન્ન ભિન્ન રીતે જાણવાની ઇચ્છા રાખું છું. કારણ કે જેઓએ આહારના સ્વભાવ જાણ્યા ન હોય તે વૈદ્યો સ્વસ્થ (સાજા) મનુષ્યોની સ્વસ્થતાને જાળવી શકતા નથી. તેમ રોગી મનુષ્યોના રોગનો નિગ્રહ (અટકાવ) પણ કરી શકતા નથી. આહાર જ સર્વ પ્રાણીઓનું મૂળ છે માટે આપ ભગવાન અન્નોના તથા અનુપાનાદિકના વિધિનો મને ઉપદેશ કરો ! ૩

**ધન્વન્તરિએ ઉત્તર આપવાનો આરંભ કર્યો.**

**इत्युक्तः प्रोवाच भगवान्धन्वन्तरिरथ खलु वत्स सुश्रुत यथाप्रश्नमुच्यमानमुपधारयस्व ॥ ४ ॥**

૩ આ પ્રમાણે સુશ્રુતના પ્રશ્નને સાંભળી ભગવાન્ ધન્વન્તરિયે તેને કહ્યું કે–પુત્ર સુશ્રુત ! તારા પૂછવા પ્રમાણે અન્નપાનવિધિનો ઉપદેશ કરું છું તે તું સાંભળ ! ૪

**શાલીની જાતો.**

**तत्र लोहितकशालिकलमकर्दमकपाण्डुकसुगंधकशकुनाहृतपुष्पाण्डकपुण्डरीकमहाशालिशीतभीरुकरोध्रपुष्पकदीर्घशूककाञ्चनकमहिषमस्तकहायनकदूषकमहादूषकप्रभृतयः शालयः ॥ ५ ॥**

૪ લોહિતકશાલી (રાતા રંગના ચોખા) કલમ, કર્દમક, સુગંધક, પાંડુક, શકુનાહૃત, પુષ્પાંડક, પુંડરીક, મહાશાલિ, શીતભીરુક, રોધ્રપુષ્પક, દીર્ઘશૂક, કાંચનક, મહિષમસ્તક, હાયનક, દૂષક, મહાદૂષક વગેરે શાળની ( હેમંત ઋતુમાં પાકનારા ચોખાની) જાતો છે. ૫

**શાલીના સામાન્ય ગુણો.**

**मधुरा वीर्यतः शीता लघुपाका बलावहाः ।**
**पित्तघ्नाल्पानिलकफाः स्निग्धा बद्धाल्पवर्चसः ६**

૫ સર્વ પ્રકારનાં શાલિ ધાન્યો (શાળના ચોખાઓ) મધુર, શીતવીર્ય, પચવામાં હલકા, બળ આપનારા, સ્નિગ્ધ, કંઇક વાયુને તથા કફને ઉત્પન્ન કરનારા, પિત્તને મટાડનારા તથા ઘટ્ટ અને ઓછી વિષ્ટાને ઉત્પન્ન કરનારા છે. ૬

**રક્ત (રાતી) શાલિના ગુણો.**

**तेषां लोहितकः श्रेष्ठो दोषघ्नः शुक्रमूत्रलः ।**
**चक्षुष्यो वर्णबलकृत्स्वर्यो हृद्यः श्रमापहः ॥ ७ ॥**
**व्रण्यो ज्वरहरश्चैव सर्वदोषविषापहः ।**
**तस्मादल्पान्तरगुणाः क्रमशः शालयोऽवराः ॥८॥**

૬ એ સઘળા પ્રકારના શાલિ ધાન્યોમાં રક્તશાલિ શ્રેષ્ઠ, વાતાદિ ત્રણે દોષોને મટાડનારા, વીર્યને તથા મૂત્રને વધારનારા, આંખને ફાયદો કરનારા, શરીરના વર્ણને સારો કરનારા, બળ આપનારા, સ્વરને–અવાજને સારો કરનારા, મનને પ્રિય લાગે એવા, વ્રણને ફાયદો કરનારા તથા શ્રમ–થાક, જ્વર, સર્વ દોષો અને વિષ એઓને મટાડનારા છે. રક્તશાલિ પછીના ઉપર કહેલા બીજા શાલિઓ અનુક્રમે એથી ઉત્તરોત્તર ઓછા ગુણવાળા છે. ૭–૮

**સાઠી ચોખાની જાતો.**

**षष्टिककाङ्गुकमुकुन्दकपीतकप्रमोदककाकलकासनपुष्पकमहाषष्टिकचूर्णककुरबककेदारकप्रभृतयः षष्टिकाः ॥९॥**

૭ ષષ્ટિક, કાંગુક, મુકુંદક, પીતક, પ્રમોદક, કાકલક, અસન પુષ્પક, મહાષષ્ટિક, ચૂર્ણક, કુરબક, કેદારક વગેરે ષષ્ટિક ધાન્યોની (સાઠી ચોખાની) જાતો છે. ૯

**સાઠી ચોખાના ગુણો.**

**रसे पाके च मधुराः शमना वातपित्तयोः ।**
**शालीनां च गुणैस्तुल्या बृंहणाः कफशुक्रलाः १०**

૮ સઘળા પ્રકારના સાઠી ચોખાઓ રસમાં અને વિપાકમાં મધુર, વાયુને તથા પિત્તને શાંત કરનારા, શરીરને પુષ્ટિ આપનારા, કફને તથા વીર્યને વધારનારા અને શાલિઓના જેવા જ ગુણવાળા છે. ૧૦

**સાઠી ચોખાના ખાસ ગુણો.**

**षष्टिकः प्रवरस्तेषां कषायानुरसो लघुः ।**
**मृदुः स्निग्धस्त्रिदोषघ्नः स्थैर्यकृद्बलवर्धनः ॥ ११ ॥**
**विपाके मधुरो ग्राही तुल्यो लोहितशालिभिः ।**

૯ એ સઘળા ષષ્ટિક ધાન્યોમાં (સાઠી ચોખાઓમાં) ષષ્ટિક એટલે સફેદ સાઠી ચોખા સૌથી ઉત્તમ, કંઇક તુરા, વિપાકમાં મધુર, હલકા, મૃદુવીર્ય, સ્નિગ્ધ, ગ્રાહિ, ત્રણે દોષોને મટાડનારા, શરીરને મજબૂત કરનારા, બળને વધારનારા અને રક્તશાલિના જેવા જ ગુણવાળા છે. ૧૧

**સાઠી સિવાયના બીજા ચોખાના ગુણો.**

**शेषास्त्वल्पान्तरगुणाः षष्टिकाः क्रमशो गुणैः ॥१२॥**

૧૦ ષષ્ટિક પછીના બાકીના સઘળા સાઠી ચોખાઓ ષષ્ટિક કરતાં ગુણોમાં અનુક્રમે કાંઇક કાંઇક ઓછા છે. ૧૨

**હલવાઇ ચોખાની જાતો.**

**कृष्णव्रीहिशालामुखजतुमुखनन्दीमुखलावाक्षकत्वरितककुक्कुटाण्डकपारावतकपाटलप्रभृतयो व्रीहयः ॥ १३ ॥**

૧૧ કૃષ્ણવ્રીહિ, શાલામુખ, જતુમુખ, નંદીમુખ, લાવાક્ષક, ત્વરિતક, કુક્કુટાંડક, પારાવતક, પાટલ વગેરે વ્રીહિધાન્યોની (હલવાઇ ચોખાની) જાતો છે. ૧૩

**હલવાઇ ચોખાના ગુણો.**

**कषायमधुराः पाकेऽमधुरा वीर्यतोऽहिमाः ।**
**अल्पाभिष्यन्दिनस्तुल्याः षष्टिकैर्बद्धवर्चसः ॥१४॥**

૧૨ સઘળી જાતના વ્રીહિઓ (હલવાઇ ચોખાઓ) રસમાં તુરા અને મધુર, વિપાકમાં-પચ્યા પછી અમધુર (ખાટા), ઉષ્ણવીર્ય, કંઇક અભિષ્યંદી, વિષ્ટાને-ઝાડાને બાંધનારા અને સાઠી ચોખાના જેવા ગુણવાળા છે. ૧૪

**કૃષ્ણવ્રીહિ નામના હલવાઇ ચોખાના ખાસ ગુણો.**

**कृष्णव्रीहिर्वरस्तेषां कषायानुरसो लघुः ।**
**तस्मादल्पान्तरगुणाः क्रमशो व्रीहयोऽपरे ॥ १५ ॥**

૧૩ સઘળી જાતના વ્રીહિઓમાં કૃષ્ણવ્રીહિ ઉત્તમ, કંઇક તુરા અને હલકા છે. કૃષ્ણવ્રીહિ પછીના બીજી જાતના વ્રીહિઓ કૃષ્ણવ્રીહિ કરતાં અનુક્રમે કંઇક ઓછા ગુણવાળા છે. ૧૫

**ભૂમિ અનુસાર ચોખાના ગુણો.**

**दग्धायामवनौ जाताः शालयो लघुपाकिनः ।**
**कषाया बद्धविण्मूत्रा रूक्षाः श्लेष्मापकर्षणाः ॥१६॥**

૧૪ ખડ વગેરે પાથરીને બાળેલી પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા શાલિઓ તુરા, પચવામાં હલકા, રૂક્ષ, મળમૂત્રની કબજીયત કરનારા અને કફને ઓછો કરનારા છે. ૧૬

**જાંગલ દેશમાં પાકેલા ચોખાના ગુણો.**

**स्थलजाः कफपित्तघ्नाः कषायाः कटुकान्वयाः ।**
**किंचित्सतिक्तमधुराः पवनानलवर्धनाः ॥ १७ ॥**

૧૫ જાંગલ પ્રદેશમાં ઉત્પન્ન થયેલા શાલિઓ-ચોખાઓ તુરા, મધુર, કંઇક તીખા અને કડવા, કફને તથા પિત્તને મટાડનારા અને વાયુને તથા જઠરાગ્નિને વધારનારા છે. ૧૭

**પાણીવાળા પ્રદેશમાં પાકેલા ચોખાના ગુણો.**

**कैदारा मधुरा वृष्या बल्याः पित्तनिबर्हणाः ।**
**ईषत्कषायाल्पमला गुरवः कफशुक्रलाः ॥ १८ ॥**

૧૬ આનૂપ-ઘણા પાણીવાળા, પ્રદેશમાં ઉત્પન્ન થયેલા શાલિઓ-ચોખાઓ મધુર, કંઇક તુરા, વીર્યને વધારનારા, બળ આપનારા, ભારે, વિષ્ટાને ઓછી કરનારા, કફને તથા વીર્યને વધારનારા અને પિત્તને મટાડનારા છે. ૧૮

**રોપેલા ભાતના ગુણો.**

**रोप्यातिरोप्या लघवः शीघ्रपाका गुणोत्तराः ।**
**अदाहिनो दोषहरा बल्या मूत्रविवर्धनाः ॥ १९ ॥**

૧૭ એકવાર બેવાર કે ત્રણવાર એક ઠેકાણેથી ઉખેડીને બીજે ઠેકાણે વાવેલા ચોખાઓ હલકા, જલદી પચી જાય એવા, ઉત્તમ ગુણોવાળા, પાકાવસ્થામાં દાહને ઉત્પન્ન નહી કરનારા, બળને આપનારા, મૂત્રને વધારનારા અને વાતાદિ દોષોને હરનારા છે. ૧૯

**છોડવાને કાપીને ઉગાડેલા ચોખાના ગુણો.**

**शालयश्छिन्नरूढा ये रूक्षास्ते बद्धवर्चसः ।**
**तिक्ताः कषायाः पित्तघ्ना लघुपाकाः कफावहाः २०**

૧૮ એક વખત ઉગેલા છોડવાઓને કાપીને, તેને બીજી જગોયે પાછા વાવીને ઉગાડેલા ચોખાઓ રૂક્ષ, કડવા, તુરા, જલદી પચી જાય એવા, વિષ્ટાને બાંધનારા, કફને ઉત્પન્ન કરનારા અને પિત્તને મટાડનારા છે. ૨૦

**શાલિવર્ગનો ઉપસંહાર.**

**विस्तरेणायमुद्दिष्टः शालिवर्गो हिताहितः ।**
**तद्वत्कुधान्यमुद्गादिमाषादीनां च वक्ष्यते ॥ २१ ॥**

૧૯ હિતકારક અને અહિતકારક એવો શાલિઓનો આ વર્ગ વિસ્તારથી કહ્યો. હવે તેની પેઠે જ ખડધાન્ય, મગ વગેરે તથા અડદ વગેરેનું હિતાહિતપણું કહેવામાં આવશે. ૨૧

**ઇતિ શાલિવર્ગ.**

**અથ કુધાન્યવર્ગ-ખડ ધાન્યની જાતો.**

**कोरदूषकश्यामाकनीवारशान्तनुवरकोद्दालकप्रियङ्गुमधूलिकानान्दीमुखीकुरुविन्दगवेधुकवरुकतोदपर्णीमुकुन्दकवेणुयवप्रभृतयः कुधान्यविशेषाः २२**

૨૦ કોદરો, સામો, નમાર, શાંતનું, વરક, જંગલી કોદરો, કાંગ, મધૂલિકા, નાંદીમુખી, કુરુવિંદ, ગવેધુક, વરુક, તોદપર્ણી, મુકુંદક, વાંસીયા જવ વગેરે કુધાન્યની-ખડ ધાન્યની જાતો છે. ૨૨

**ખડધાન્યના ગુણો.**

**उष्णाः कषायमधुरा रूक्षाः कटुविपाकिनः ।**
**श्लेष्मघ्ना बद्धनिष्यन्दा वातपित्तप्रकोपणाः ॥ २३ ॥**

૨૧ સઘળી જાતનાં ખડધાન્યો તુરાં, મધુર, વિપાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, કફને મટાડનારાં, મૂત્રને રોકનારાં અને વાયુને તથા પિત્તને કોપાવનારાં છે. ૨૩

**કોદરા વગેરેના ગુણો.**

**कषायमधुरस्तेषां शीतःपित्तापहः स्मृतः ।**
**कोद्रवश्च सनीवारः श्यामाकश्च सशान्तनुः ॥२४॥**

૨૨ એઓમાં કોદરો, નમાર, સામો અને શાંતનુ એઓ તુરા, મધુર અને શીત તથા પિત્તને મટાડનારા છે. ૨૪

**કાંગની જાતો અને તેના ગુણો.**

**कृष्णा रक्ताश्च पीताश्च श्वेताश्चैव प्रियङ्गवः ।**
**यथोत्तरं प्रधानाः स्यू रूक्षाः कफहराः स्मृताः २५**

૨૩ કાંગ કાળી, રાતી, પીળી અને ધોળી એમ ચાર પ્રકારની થાય છે. એ ચાર જાતની કાંગોમાં ઉત્તરોત્તર જાત પ્રધાન-ઉત્તમ, રુક્ષ અને કફને મટાડનારી છે. ૨૫

**મધુલિકા અને નાંદીમુખીના ગુણો.**

**मधूली मधुरा शीता स्निग्धा नान्दीमुखी तथा ।**

૨૪ મધુલિકા અને નાંદીમુખી એઓ મધુર, શીતવીર્ય અને સ્નિગ્ધ છે.

**વરક અને મુકુંદકના ગુણો.**

**विशोषी तत्र भूयिष्ठं वरुकः समुकुन्दकः ॥ २६॥**

૨૫ વરક અને મુકુંદક દ્રવધાતુઓને બહુજ શોષણ કરનારા છે. ૨૬

**વાંસીયા જવના ગુણો.**

**रूक्षा वेणुयवा ज्ञेया वीर्योष्णाः कटुपाकिनः ।**
**बद्धमूत्राः कफहराः कषाया वातकोपनाः ॥ २७॥**

૨૬ વાંસીયા જવ તુરા, વિપાકમાં તીખા, ઉષ્ણવીર્ય, રૂક્ષ, મૂત્રને રોકનારા, કફને મટાડનારા અને વાયુને કોપાવનારા છે. ૨૭

**વૈદલ ( બે પડવાળાં ) ધાન્યોની જાત.**

**मुद्गवनमुद्गकलायमकुष्ठमसूरमङ्गल्यचणकसतीनत्रिपुटकहरेण्वाढकीप्रभृतयो वैदलाः ॥ २८॥**

૨૭ મગ, જંગલી મગ, વટાણા, મઠ, મસૂર, મંગલ્ય, ચણા, મટર, બીજી જાતના મટર, નાના વટાણા, તુવર વગેરે ધાન્યોની જાતોને વૈદલ (બે પડવાળાં ધાન્યો) ધાન્યો કહેવામાં આવે છે. ૨૮

**વૈદલ ધાન્યના ગુણો.**

**कषायमधुराः शीताः कटुपाका मरुत्कराः ।**
**बद्धमूत्रपुरीषाश्च पित्तश्लेष्महरास्तथा ॥ २९ ॥**

૨૮ સઘળી જાતનાં વૈદલ ધાન્યો તુરાં, મધુર, શીતવીર્ય, વિપાકમાં તીખાં, મૂત્રને તથા ઝાડાને રોકનારાં, વાયુને ઉત્પન્ન કરનારાં અને પિત્તને તથા કફને મટાડનારાં છે. ૨૯

**મગના ગુણો.**

**नात्यर्थं वातलास्तेषु मुद्गा दृष्टिप्रसादनाः ।**
**प्रधाना हरितास्तत्र वन्या मुद्गसमाः स्मृताः ३०**

૨૯ મગ વાયુને બહુ ઉત્પન્ન કરનારા નથી અને દૃષ્ટિને સ્વચ્છ કરનારા છે. મગમાં લીલા રંગના મગ શ્રેષ્ઠ છે. જંગલી મગ મગના જેવાજ ગુણોવાળા છે. ૩૦

**મસૂરાદિ દાળના ગુણો.**

**विपाके मधुरा प्रोक्ता मसूरा बद्धवर्चसः ।**
**मकुष्ठकाः क्रिमिकराः कलायाः प्रचुरानिलाः ॥३१॥**

૩૦ મસૂર વિપાકમાં મધુર અને વિષ્ઠાને બાંધનારી છે. મઠ કૃમિઓને ઉત્પન્ન કરનારા છે. વટાણા બહુ વાયુ કરનારા છે. ૩૧

**તુવરના ગુણો.**

**आढकी कफपित्तघ्नी नातिवातप्रकोपणी ।**

૩૧ તુવર વાયુનો બહુ પ્રકોપ નહીં કરનારી અને કફને તથા પિત્તને મટાડનારી છે.

**ચણાના ગુણો.**

**वातलाः शीतमधुराः सकषाया विरूक्षणाः ॥३२॥**
**कफशोणितपित्तघ्नाश्चणकाः पुंस्त्वनाशनाः ।**

૩૨ ચણા મધુર, કંઇક તુરા, શીતવીર્ય, રૂક્ષતા કરનારા, વાયુને ઉત્પન્ન કરનારા અને કફ, રક્ત, પિત્ત, તથા વીર્ય એઓનો નાશ કરનારા છે. ૩૨

**હરેણુ તથા મટરના ગુણો.**

**हरेणवः सतीनाश्च विज्ञेया बद्धवर्चसः ।**

૩૩ હરેણું અને મટર વિષ્ઠાને બાંધનારા છે.

**આફરો કરનારાં કઠોળ.**

**ऋते मुद्गमसूराभ्यामन्ये त्वाध्मानकारकाः ॥ ३३ ॥**

૩૪ મગ અને મસૂર સિવાય બાકીના સઘળાં વૈદલ ધાન્યો આફરો કરનારાં છે. ૩૩

**અડદના ગુણો.**

**माषो गुरुर्भिन्नपुरीषमूत्रः**
**स्निग्धोष्णवृष्यो मधुरोऽनिलघ्नः ।**
**संतर्पणः स्तन्यकरो विशेषाद्**
**बलप्रदः शुक्रकफावहश्च ॥ ३४ ॥**

૩૫ અડદ મધુર, ભારે, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, મળમૂત્રને સાફ લાવનારા, કામને જાગૃત કરનારા, વાયુને મટાડનારા, તૃપ્તિ કરનારા, ધાવણને ઉત્પન્ન કરનારા, વિશેષે કરીને બલ આપનારા અને વીર્યને તથા કફને વધારનારા છે. ૩૪

**ચોળાના ગુણો.**

**कषायभावान्न पुरीषभेदी**
**न मूत्रलो नैव कफस्य कर्ता ।**
**स्वादुर्विपाके मधुरोऽलसान्द्रः**
**संतर्पणः स्तन्यरुचिप्रदश्च ॥ ३५ ॥**

૩૬ ચોળા રસમાં અને વિપાકમાં મધુર, તૃપ્તિ કરનારા, ધાવણને વધારનારા અને રુચિ ઉપજાવનારા છે. ચોળા તુરા હોવાને લીધે દસ્ત લગાડનારા, મૂત્રને વધારનારા અને કફને ઉત્પન્ન કરનારા નથી. ૩૫

**કવચાના તથા કાગડોળીયાના ગુણો.**

**माषैः समानं फलमात्मगुप्त-**
**मुक्तं च काकाण्डफलं तथैव ।**

૩૭ કવચાં અને કાકડોળીયાં એ બન્નેને અડદના જેવા જ ગુણોવાળાં કહ્યાં છે.

**જંગલી અડદના ગુણો.**

**आरण्यमाषा गुणतः प्रदिष्टा**
**रूक्षाः कषाया अविदाहिनश्च ॥ ३६ ॥**

૩૮ જંગલી અડદ તુરા અને રૂક્ષ છે તથા પાકાવસ્થામાં દાહને ઉત્પન્ન કરતા નથી. ૩૬

**કળથીના ગુણો.**

**उष्णः कुलत्थो रसतः कषायः**
**कटुर्विपाके कफमारुतघ्नः ।**
**शुक्राश्मरीगुल्मनिषूदनश्च**
**संग्राहकः पीनसकासहारी ॥ ३७॥**

૩૯ કળથી તુરી, વિપાકમાં તીખી, ઉષ્ણવીર્ય, ગ્રાહિ અને કફ, વાયુ, વીર્યની પથરી, ગુલ્મ, પીનસ તથા ઉધરસ એઓને મટાડનારી છે. ૩૭

### ચમેડના ગુણો.

आनाहमेदोगुदकीलहिक्का-
श्वासापहः शोणितपित्तकृच्च ।
कफस्य हन्ता नयनामयघ्नो
विशेषतो वन्यकुलत्थ उक्तः ॥ ३८ ॥

૪૦ ચમેડ વિશેષે કરીને આંખના રોગોને મટાડનારી, રક્તને અને પિત્તને વધારનારી તથા મલબંધ, મેદવૃદ્ધિ, અર્શ, હેડકી, શ્વાસ અને કફ એઓને મટાડનારી છે. ૩૮

### તલની જાતો તથા તેના ગુણો.

ईषत्कषायो मधुरः सतिक्तः
संग्राहकः पित्तकरस्तथोष्णः ।
तिलो विपाके मधुरो बलिष्ठः
स्निग्धो व्रणालेपन एव पथ्यः ॥ ३९ ॥
दन्त्योऽग्निमेधाजननोऽल्पमूत्र-
स्त्वच्योऽथ केश्योऽनिलहा गुरुश्च ।
तिलेषु सर्वेष्वसितः प्रधानो
मध्यः सितो हीनतरास्तथान्ये ॥ ४० ॥

૪૧ તલ મધુર, કંઇક તુરા અને કડવા, વિપાકમાં મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, ભારે, ગ્રાહિ, પિત્ત કરનારા, જઠરાગ્નિને અને બુદ્ધિને વધારનારા, થોડું મૂત્ર ઉત્પન્ન કરનારા, વાયુને મટાડનારા અને દાંતો, ચામડી તથા વાળ એઓને ફાયદો કરનારા છે. તલ વ્રણની ઉપર લેપ કરવાના કામમાં જ પથ્ય છે પણ ખાવામાં પથ્ય નથી. તલોમાં કાળા તલ સૌથી ઉત્તમ, ધોળા તલ મધ્યમ તથા બીજા (રાતા વગેરે) તલો અત્યંત નિકૃષ્ટ—હલકા છે. ૩૯–૪૦

### જવના ગુણો.

यवः कषायो मधुरो हिमश्च
कटुर्विपाके कफपित्तहारी ।
व्रणेषु पथ्यस्तिलवच्च नित्यं
प्रबद्धमूत्रो बहुवातवर्चाः ॥ ४१ ॥
स्थैर्याग्निमेधास्वरवर्णकृच्च
सपिच्छिलः स्थूलविलेखनश्च ।
मेदोमरुत्तृड्हरणोऽतिरूक्षः
प्रसादनः शोणितपित्तयोश्च ॥ ४२ ॥

૪૨ જવ તુરા, મધુર, વિપાકમાં તીખા, શીતવીર્ય, કંઈક પિચ્છિલ—ચીકણા, બહુ જ રૂક્ષ, તલની પેઠે વ્રણની ઉપર લેપ કરવામાં પથ્ય, (સારા) મૂત્રને કમી કરનારા, વાયુને તથા મળને—વિષ્ઠાને વધારનારા, શરીરને દૃઢ કરનારા, જઠરાગ્નિને તથા બુદ્ધિને વધારનારા, સ્વરને અને વર્ણને સારો કરનારા, જાડા માણસને પાતળો કરનારા, રક્તને સ્વચ્છ કરનારા, પિત્તને શાંત કરનારા, અને મેદથી આવરણ પામેલા વાયુને તથા તૃષાને મટાડનારા છે. ૪૧–૪૨

### અણી વિનાના જવના ગુણો.

एभिर्गुणैर्हीनतरांस्तु किंचि-
द्विद्याद्यवेभ्योऽतियवानशेषैः ।

૪૩ અણી વગરના રાતા અને કાળા રંગના નાના જવોમાં ઉપર કહેલા જવના ગુણો કંઇક ઓછા પ્રમાણમાં હોય છે.

### ઘઉંના ગુણો.

गोधूम उक्तो मधुरो गुरुश्च
बल्यः स्थिरः शुक्ररुचिप्रदश्च ।
स्निग्धोऽतिशीतोऽनिलपित्तहन्ता
संधानकृच्छ्लेष्मकरः सरश्च ॥ ४३ ॥

૪૪ ઘઉં મધુર, ભારે, શીતવીર્ય, બહુ જ સ્નિગ્ધ, દસ્તને સાફ લાવનારા, બળ આપનારા, શરીરને દૃઢ કરનારા, વીર્યને વધારનારા, રુચિ ઉપજાવનારા, ભાંગેલાં અસ્થિ વગેરેને સાંધનારા, કફને ઉત્પન્ન કરનારા અને વાયુને તથા પિત્તને મટાડનારા છે. ૪૩

### શીંગના સામાન્ય ગુણો.

रूक्षः कषायो विषशोफशुक्र-
बलासहृद्दृष्टिक्षयकृद्विदाही ।
कटुर्विपाके मधुरस्तु शिम्बः
प्रभिन्नविण्मारुतपित्तलश्च ॥ ४४ ॥

૪૫ શીંગો તુરી, મધુર, વિપાકમાં તીખી, રૂક્ષ, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારી, ઝાડાને પાતળો કરનારી, વાયુને તથા પિત્તને ઉત્પન્ન કરનારી, દૃષ્ટિનો ક્ષય કરનારી અને વિષ, સોજો, વીર્ય અને કફ એઓનો નાશ કરનારી છે. ૪૪

### શીંગના રંગપરત્વે ગુણો.

सितासिताः पीतकरक्तवर्णा
भवन्ति येऽनेकविधास्तु शिम्बाः ।
यथोदितास्ते गुणतः प्रधाना
ज्ञेयाः कटूष्णा रसपाकयोश्च ॥ ४५ ॥

૪૬ ધોળી, કાળી, પીળી અને રાતી એવી જે ઘણી જાતની શીંગો થાય છે તેઓમાં રાતી કરતાં પીળી, પીળી કરતાં કાળી અને કાળી કરતાં ધોળી શીંગો ગુણોમાં શ્રેષ્ઠ છે. સઘળી જાતની શીંગો રસમાં અને વિપાકમાં તીખી તથા ઉષ્ણવીર્ય છે. ૪૫

### જંગલી શીંગોના ગુણો.

सहाह्वयं मूलकजाश्च शिम्बाः
कुशिम्बिवल्लीप्रभवास्तु शिम्बाः ।

**ज्ञेया विपाके मधुरा रसे च**
**बलप्रदाः पित्तनिबर्हणाश्च ॥ ४६ ॥**

૪૭ જંગલી મગની શીંગો, જંગલી અડદની શીંગો, મોધરા, મોધરી અને ભૈરવની શીંગ એઓ રસમાં અને વિપાકમાં મધુર, બળ આપનારી તથા પિત્તને શાંત કરનારી છે. ૪૬

**મગ વગેરેની શીંગોના ગુણો.**

**विदाहवन्तश्च भृशं च रूक्षा**
**विष्टभ्य जीर्यन्त्यनिलप्रदाश्च ।**
**रुचिप्रदाश्चैव सुदुर्जराश्च**
**सर्वे स्मृता वैदलिकास्तु शिम्बाः ॥ ४७ ॥**

૪૮ મગ વગેરે સર્વે વૈદલ ધાન્યોની શીંગો બહુ જ રૂક્ષ, પાકાવસ્થા દાહ કરનારી, પેટમાં ગડગડાટ કરીને પાચન કરનારી, વાયુને ઉત્પન્ન કરનારી, રુચિ ઉપજાવનારી અને માંડ પચે એવી છે. ૪૭

**કસુંબાના અને અળશીના ગુણો.**

**कटुर्विपाके कटुकः कफघ्नो**
**विदाहिभावादहितः कुसुम्भः ।**
**उष्णातसी स्वादुरसाऽनिलघ्नी**
**पित्तोल्बणा स्यात्कटुका विपाके ॥ ४८ ॥**

૪૯ કસુંબાનાં બી રસમાં અને વિપાકમાં તીખાં, કફનો નાશ કરનારાં અને પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારાં હોવાથી અહિત—નુકસાન કરનારાં છે. અળસી રસમાં મધુર, વિપાકમાં તીખી, ઉષ્ણવીર્ય, વાયુને મટાડનારી અને પિત્તનો વિશેષ પ્રકોપ કરનારી છે. ૪૮

**ધોળા તથા પીળા સર્ષવના ગુણો.**

**पाके रसे चापि कटुः प्रदिष्टः**
**सिद्धार्थकः शोणितपित्तकोपी ।**
**तीक्ष्णोष्णरूक्षः कफमारुतघ्नः**
**तथागुणश्चासितसर्षपोऽपि ॥ ४९ ॥**

૫૦ ધોળા સર્ષવ રસમાં અને વિપાકમાં તીખા, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, રૂક્ષ, રક્તને તથા પિત્તને કોપાવનારા અને કફને તથા વાયુને મટાડનારા છે. પીળા સર્ષવ પણ ધોળા સર્ષવના જેવા જ ગુણવાળા છે. ૪૯

**કેવાં ધાન્ય ગુણકારી નથી ?**

**अनार्तवं व्याधिहतमपर्यागतमेव च ।**
**अभूमिजं नवं चापि न धान्यं गुणवत्स्मृतम ५० ॥**

૫૧ જે ધાન્ય પોતાની ઋતુ વગર બીજી ઋતુમાં ઉત્પન્ન થયેલું, ગેરુ વગેરે ધાન્યના રોગોથી ખરાબ થયેલું, બરાબર નહી પાકેલું, ખરાબ જમીનમાં ઉગેલું, નવું અને જેની અંકુરો ઉત્પન્ન કરવાની શક્તિ જતી રહી હોય એવું હોય તે ધાન્ય ગુણકારી નથી. અર્થાત્ તે ધાન્યમાં ઉપર કહેલા પોતપોતાના ગુણો હોતા નથી. ૫૦

**ધાન્યની અવસ્થાપ્રમાણે તેના ગુણો.**

**नवं धान्यमभिष्यन्दि लघु संवत्सरोषितम् ।**
**विदाहि गुरु विष्टम्भि विरूढं दृष्टिदूषणम् ॥ ५१ ॥**

૫૨ નવું ધાન્ય કફની વૃદ્ધિ કરે છે, જે ધાન્ય એક વર્ષનું જૂનું હોય તે હલકું છે, જેનામાંથી અંકુરો ઉત્પન્ન કરવાની શક્તિ નાશ પામી હોય એવું ધાન્ય બળતરા કરનારું, ભારે, કબજીયાત કરનારું અને નેત્રોને ખરાબ કરનારું છે. ૫૧

**ધાન્યોના ગુણોનો તથા દોષોનો ઉપસંહાર.**

**शाल्यादेः सर्षपान्तस्य विविधस्यास्य भागशः ।**
**कालप्रमाणसंस्कारमात्राः संपरिकीर्तिताः ॥ ५२ ॥**

૫૩ શાલિથી માંડીને સર્ષવ સુધીનાં અનેક જાતનાં ધાન્ય વિભાગ પ્રમાણે ક્યારે લઘુ થાય તેના કાળનાં એક વર્ષ વગેરે પ્રમાણ કહ્યાં, તેઓને હલકાં કરવામાટે, રાંધવા, ભુંજવા વગેરે સંસ્કારો કહ્યા, તથા તેઓને કેટલા વાપરવાં તે વિશેની માત્રાઓ પણ કહી. (તે ઉપર વૈદ્યોએ ધ્યાન આપવું.) ૫૨

**ઇતિ ધાન્યવર્ગ.**

**અથ માંસવર્ગ–માંસના છ વર્ગ.**

**अत ऊर्ध्वं मांसवर्गानुपदेक्ष्यामः । तद्यथा । जलेशया आनूपा ग्राम्याः क्रव्यभुज एकशफा जाङ्गलाश्चेति षण्मांसवर्गास्तेषां वर्गाणामुत्तरोत्तरं प्रधानतमाः ॥ ५३ ॥**

૫૪ હવે માંસોના વર્ગો તથા તેઓના ગુણ કર્મો કહું છું. જલેશય, આનૂપ, ગ્રામ્ય, ક્રવ્યભુજ, (ક્રવ્યયાદ) એકશફ અને જાંગલ એ રીતે—એ નામના માંસોના છ વર્ગ છે. તે છ માંસ વર્ગોમાં પૂર્વપૂર્વ કરતાં પછી પછીનો માંસવર્ગ અત્યંત શ્રેષ્ઠ છે. ૫૩

**છના બે વિભાગ.**

**ते पुनर्द्विविधा जाङ्गला आनूपाश्चेति ॥ ५४ ॥**

૫૫ એ છ માંસવર્ગોના જાંગલ અને આનૂપ એમ બે પ્રકાર છે. ૫૪

**જાંગલવર્ગના આઠ ભેદ.**

**तत्र जाङ्गलवर्गोऽष्टविधः । तद्यथा । जङ्घाला विष्किराः प्रतुदा गुहाशयाः प्रसहाः पर्णमृगा बिलेशया ग्राम्याश्चेति । तेषां जङ्घालविष्किरौ प्रधानतमौ ॥ ५५ ॥**

૫૬ જાંગલવર્ગ આઠ પ્રકારનો છે. તે આ પ્રમાણે;—જંઘાલ, વિષ્કિર, પ્રતુદ, ગુહાશય, પ્રસહ, પર્ણમૃગ, બિલેશય અને ગ્રામ્ય. આ આઠ પ્રકારનાં પ્રાણીઓનો જાંગલવર્ગમાં સમાવેશ થાય છે. તેઓમાં જંઘાલ અને વિષ્કિર વધારે શ્રેષ્ઠ છે. ૫૫

**જંઘાલ (સાથળના જોરવાળાં) પશુઓ.**

**एणहरिणर्क्षकुरङ्गकरालकृतमालशरभश्वदंष्ट्रपृषतचारुष्करमृगमातृकाप्रभृतयो जङ्घालाः ॥ ५६ ॥**

૫૭ કાળો હરણ, રાતો હરણ, રૂક્ષ, ધોળો હરણ, કસ્તુરી મૃગ, સમુદાયમાં ફરનારો મૃગ, શરભ, શ્વદંષ્ટ્ર, (ચાર ડાઢવાળો ક્રૂર મૃગ) પૃષત (છાટણાવાળો નાનો મૃગ) ચારુષ્ક મૃગ (નાના કદનો મૃગ) મૃગમાતૃકા (મોટા પેટવાળી મૃગલી), વગેરે મૃગો–પશુઓ જંઘાલ કહેવાય છે. ૫૬

**જંઘાલ પશુઓના માંસના ગુણો.**

**मृगाः कषाया मधुरा लघवो वातपित्तहरा-स्तीक्ष्णा हृद्या बस्तिशोधनाश्च ॥ ५७ ॥**

૫૮ જંઘાલ મૃગોનું માંસ તુરું, મધુર, હલકું, તીક્ષ્ણ, મનને પ્રિય લાગે એવું, મૂત્રાશયને સાફ કરનારું અને વાયુને તથા પિત્તને મટાડનારું છે. ૫૭

**કાળા હરણના માંસના ગુણો.**

**कषायो मधुरो हृद्यः पित्तासृक्कफरोगहा ।**
**संग्राही रोचको बल्यस्तेषामेणो ज्वरापहः ॥५८॥**

૫૯ તે જંઘાલોમાં કાળા હરણનું માંસ તુરું, મધુર, મનને પ્રિય લાગે એવું, ગ્રાહિ, રુચ ઉપજાવનારું, બળ આપનારું અને પિત્તરોગો, રક્તના રોગો, કફના રોગો તથા જ્વર એઓને મટાડનારું છે. ૫૮

**રાતા હરણના માંસના ગુણો.**

**मधुरो मधुरः पाके दोषघ्नोऽनलदीपनः ।**
**शीतलो बद्धविण्मूत्रः सुगन्धिर्हरिणो लघुः ॥ ५९ ॥**

૬૦ રાતા હરણનું માંસ રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, હલકું, સુગંધિ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મળમૂત્રને અટકાવનારું અને દોષોને મટાડનારું છે. ૫૯

**મૃગની જાતિનાં લક્ષણો.**

**एणः कृष्णस्तयोर्ज्ञेयो हरिणस्ताम्र उच्यते ।**
**न कृष्णो न च ताम्रश्च कुरङ्गः सोऽभिधीयते ६०**

૬૧ કાળા હરણને 'એણ' કહેવામાં આવે છે, રાતા હરણને 'હરિણ' કહેવામાં આવે છે અને જે હરણ રાતો પણ ન હોય તેમ કાળો પણ ન હોય (એટલે ધોળો હોય) તેને કુરંગ કહેવામાં આવે છે. ૬૦

**મૃગમાતૃકાના માંસના ગુણો.**

**शीतासृक्पित्तशमनी विज्ञेया मृगमातृका ।**
**सन्निपातक्षयश्वासकासहिक्काऽरुचिप्रणुत् ॥ ६१ ॥**

૬૨ મૃગમાતૃકાનું માંસ શીતવીર્ય, રક્તપિત્તને શાંત કરનારું તથા સંનિપાત, ક્ષય, શ્વાસ, ઉધરસ, હેડકી અને અરુચિ એઓને મટાડનારું છે. ૬૧

**વિષ્કિર જાતિના પક્ષીઓ અને તેના માંસના ગુણો.**

**लावतित्तिरिकपिञ्जलवर्तीरवर्तिकावर्तकनप्तृकावार्तीकचकोरकलविङ्कमयूरक्रकरोपचक्रकुक्कुटसारङ्गशतपत्रकुतित्तिरिकुरुबाहुकयवालकप्रभृतयस्त्र्याहला विष्किरा लघवः शीतमधुराः कषाया दोषशमनाश्च ॥ ६२ ॥**

૬૩ લાવ, કાળો તેતર, ધોળો તેતર, લવાઇડાં, બટાઉડાં, વૈયાં, નપ્તૃકા, વાતીક (ઘુઘુ) ચકોરપક્ષી, ચકલાં, મોર, કલકલીયો, ઉપચક્રક, કુકડો, બપૈયો, સુતાર ટકારો, ભુરાં રંગનાં તેતર, કુરુબાહુક અને યવાલક વગેરે પક્ષીઓ ત્ર્યાહલ (બે પગથી અને ચાંચથી એમ ત્રણ પદાર્થથી પ્રહાર કરીને ખોતરીને ખાનારાં) પક્ષીઓ 'વિષ્કિર' વર્ગનાં છે. વિષ્કિર વર્ગનાં પક્ષીઓનું માંસ મધુર, તુરું, શીતવીર્ય, હલકું અને દોષોને શમાવનારું છે. ૬૨

**લાવાના માંસના ગુણો.**

**संग्राही दीपनश्चैव कषायमधुरो लघुः ।**
**लावः कटुविपाकश्च सन्निपाते च पूजितः ॥६३॥**

૬૪ લાવાનું માંસ તુરું, મધુર, વિપાકમાં તીખું, હલકું, ગ્રાહિ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને સંનિપાતમાં પથ્ય છે. ૬૩

**કાળા તેતરના માંસના ગુણો.**

**ईषद्गुरूष्णमधुरो वृष्यो मेधाग्निवर्धनः ।**
**तित्तिरिः सर्वदोषघ्नो ग्राही वर्णप्रसादनः ॥ ६४ ॥**

૬૫ કાળા તેતરનું માંસ મધુર, ઉષ્ણવીર્ય, કંઇક ભારે, ગ્રાહિ, વીર્યને, બુદ્ધિને તથા જઠરાગ્નિને વધારનારું, વર્ણને સારો કરનારું અને દોષોને મટાડનારું છે. ૬૪

**ધોળા તેતરના માંસના ગુણો.**

**हिक्काश्वासानिलहरो विशेषाद्गौरतित्तिरिः ।**

૬૬ ધોળા તેતરનું ઉપર કહેલા ગુણોવાળું તથા વિશેષે કરીને હેડકી, શ્વાસ અને વાયુ એઓને મટાડનારું છે.

**કપિંજલના માંસના ગુણો.**

**रक्तपित्तहरः शीतो लघुश्चापि कपिञ्जलः ॥ ६५ ॥**
**कफोत्थेषु च रोगेषु मन्दवाते च शस्यते ।**

૬૭ કપિંજલનું (રાતા માથાવાળા તથા કાળી ડોકવાળા ચકલાનું) માંસ રક્તપિત્તને હરનારું, ટાઢું, હલકું, કફથી થયેલા રોગો ઉપર તથા મંદ થયેલા વાયુ ઉપર ફાયદો કરનારું છે. ૬૫

**ક્રકર તથા ઉપચક્રકના માંસના ગુણો.**

**वातपित्तहरा वृष्या मेधाग्निबलवर्द्धनाः ॥ ६६ ॥**
**लघवः क्रकरा हृद्यास्तथा चैवोपचक्रकाः ।**

૬૮ ક્રકર તથા ઉપચક્રક એઓનું માંસ હલકું, મનને પ્રિય લાગે એવું, વીર્ય, બુદ્ધિ અને જઠરાગ્નિ એઓને વધારનારું તથા વાયુને અને પિત્તને મટાડનારું છે. ૬૬

**મોરના માંસના ગુણો.**

**कषायः स्वादुलवणस्त्वच्यः केश्यो रुचिप्रदः ६७**
**मयूरः स्वरमेधाग्निदृक्छ्रोत्रेन्द्रियदार्ढ्यकृत् ।**

૬૯ મોરનું માંસ તુરું, મધુર, ખારું, રુચિ ઉપજાવનારું, ચામડીને તથા કેશોને ફાયદો કરનારું અને સ્વર, બુદ્ધિ, જઠરાગ્નિ, દૃષ્ટિ તથા શ્રોત્રેંદ્રિય એઓને દૃઢ કરનારું છે. ૬૭

**જંગલી કુકડાના માંસના ગુણો.**

**स्निग्धोष्णोऽनिलहा वृष्यः स्वेदस्वरबलावहः ६८**
**बृंहणः कुक्कुटो वन्यः,**

૭૦ જંગલી કુકડાનું માંસ ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, વીર્યને વધારનારું, પરસેવો લાવનારું, સ્વરને સારો કરનારું, બળ આપનારું અને શરીરને પુષ્ટ કરનારું છે. ૬૮

**ગામમાં રહેનારા કુકડાના માંસના ગુણો.**

**तद्वद्ग्राम्यो गुरुस्तु सः ।**
**वातरोगक्षयवमीविषमज्वरनाशनः ॥ ६९ ॥**

૭૧ ગામમાં રહેનારા કુકડાનું માંસ જંગલી કુકડાના માંસના જેવા જ ગુણોવાળું છે. પણ તેના કરતાં વિશેષ ભારે છે તથા વાયુના રોગો, ક્ષય, ઉલટી અને વિષમ જ્વર એઓને મટાડનારું છે. ૬૯

**પ્રતુદ વર્ગનાં પક્ષીઓ.**

**कपोतपारावतभृङ्गराजपरभृतकोयष्टिककुलिङ्गगृहकुलिङ्गगोक्ष्वेडकडिंडिमाणकशतपत्रकमातृनिन्दकमेदाशिशुकसारिकावल्गुलीगिरिशालट्वाअदूषकसुगृहीखञ्जरीटकहारीतदात्यूहप्रभृतयः प्रतुदाः ७०**

૭૨ હોલાં, કબૂતર, પારેવાં, ભૃંગરાજ, કોયલ, કોયષ્ટિક, જંગલી ચકલો, ચકલો, ગોક્ષ્વેડક, ડિંડિમાનક, શતપત્રક, માતૃનિંદક, ભેદાશી, પોપટ, મેના, વડવાનરી, ભૈરવ, લાટ, અન્નદૂષક, સુગૃહી, (સુગરી) ખંજરીટક, હારીત–સુડા, બપૈયો વગેરે પક્ષીઓ (ચાંચવડે ફળ વગેરેને ફોલીફોલીને ખાય છે તેથી) પ્રતુદ વર્ગનાં છે. ૭૦

**પ્રતુદ વર્ગનાં પક્ષીઓનાં માંસના ગુણો.**

**कषायमधुरा रूक्षाः फलाहारा मरुत्कराः ।**
**पित्तश्लेष्महराः शीता बद्धमूत्राल्पवर्चसः ॥ ७१ ॥**

૭૩ પ્રતુદ વર્ગના પક્ષીઓનું માંસ તુરું, મધુર, શીતવીર્ય, રુક્ષ, મૂત્રને રોકનારું, વિષ્ટાને થોડી ઉત્પન્ન કરનારું, વાયુને ઉત્પન્ન કરનારું અને પિત્તને તથા કફને મટાડનારું છે. ૭૧

**ભેદાશીના માંસના ગુણો.**

**सर्वदोषकरस्तेषां भेदाशी मलदूषकः ।**

૭૪ એઓમાં ભેદાશીનું માંસ સઘળા વિકારોને ઉત્પન્ન કરનારું અને મળોને બગાડનારું છે.

**હોલાના માંસના ગુણો.**

**कषायस्वादुलवणो गुरुः काणकपोतकः ॥ ७२ ॥**

૭૫ હોલાનું માંસ તુરું, મધુર, ખારું અને ભારે છે. ૭૨

**કબુતરના માંસના ગુણો.**

**रक्तपित्तप्रशमनः कषायविशदोऽपि च ।**
**विपाके मधुरश्चापि गुरुः पारावतः स्मृतः ॥ ७३ ॥**

૭૬ કબુતરનું–પારેવાનું માંસ સ્વાદમાં તુરું, વિપાકમાં મધુર, ચીકાસ વગરનું, ભારે અને રક્તપિત્તને મટાડનારું છે. ૭૩

**જંગલી ચકલાના માંસના ગુણો.**

**कुलिङ्गो मधुरः स्निग्धः कफशुक्रविवर्धनः ।**

૭૭ જંગલી ચકલાનું માંસ મધુર, સ્નિગ્ધ અને કફને તથા વીર્યને વધારનારું છે.

**ગામના ચકલાના માંસના ગુણો.**

**रक्तपित्तहरो वेश्मकुलिङ्गस्त्वतिशुक्रलः ॥ ७४ ॥**

૭૮ ઘરમાં રહેનારા ચકલાનું માંસ રક્તપિત્તને મટાડનારું અને વીર્યને બહુ જ વધારનારું છે. ૭૪

**ગુહાશય વર્ગનાં પશુઓ.**

**सिंहव्याघ्रवृकतरक्ष्वृक्षद्वीपिमार्जारशृगालमृगेर्वारुकप्रभृतयो गुहाशयाः ॥ ७५ ॥**

૭૯ સિંહ, વાઘ, વરુ, ઝરખ, રીંછ, ચિત્રો, બીલાડો, શીયાળ, મૃગેર્વારુક (શીયાળની આકૃતિનું પશુ) વગેરે પશુઓ ગુહાશય (ગુફામાં સુનારાં) વર્ગનાં છે. ૭૫

**ગુહાશય પશુઓના માંસના ગુણો.**

**मधुरा गुरवः स्निग्धा बल्या मारुतनाशनाः ।**
**उष्णवीर्या हिता नित्यं नेत्रगुह्यविकारिणाम् ॥७६॥**

૮૦ ગુહાશય પશુઓનું માંસ મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, ભારે, બળ આપનારું, વાયુને મટાડનારું અને નેત્ર રોગવાળાઓને તથા ગુહ્યના રોગોવાળાને હિતકારી છે. ૭૬

**પ્રસહ વર્ગનાં પક્ષીઓ.**

**काककङ्ककुररचाषभासशशघात्युलूकचिल्लिश्येनगृध्रप्रभृतयः प्रसहाः ॥ ७७ ॥**

૮૧ કાગડો, કંગડો, ટીટોડો, ગરજ, ભાસ, બાઝ, ઘુવડ, સમળી, સકરો, ગીધ વગેરે પક્ષીઓ* પ્રસહ વર્ગનાં છે. ૭૭

**પ્રસહ વર્ગનાં પક્ષીઓના માંસના ગુણો.**

**एते सिंहादिभिः सर्वे समाना वायसादयः ।**
**रसवीर्यविपाकेषु विशेषाच्छोषिणे हिताः ॥ ७८ ॥**

૮૨ પ્રસહ વર્ગના પક્ષીઓનું માંસ રસ, વીર્ય અને વિપાકમાં ગુહાશય વર્ગનાં સિંહાદિક પશુઓના માંસ જેવું જ અને વિશેષે કરીને ક્ષયવાળાને હિતકારી છે. ૭૮

**પર્ણમૃગની જાતિઓ.**

**मद्गुमूषिकवृक्षशायिकावकुशपूतिघासवानरप्रभृतयः पर्णमृगाः ॥ ७९ ॥**

* જે પક્ષીઓ બલાત્કારથી બીજાં પક્ષીઓની પાસેથી ઝુંટી લઇને ખાય છે તે પ્રસહ જાતિનાં પક્ષીઓ કહેવાય છે.

૮૩ મદ્દગુ, ઝાડમાં રહેનારા ઉંદર, ખીસકોલી, ગોલાંગૂળ (વાનરાની એક જાત) જબાદી મીદડાં (જેના વૃષણમાંથી જબાદીયા કસ્તૂરી થાય છે તે) વાંદરા વગેરે પર્ણમૃગો છે. ૭૯

**પર્ણમૃગોના માંસના ગુણો.**

**मधुरा गुरवो वृष्याश्चक्षुष्याः शोषिणे हिताः ।**
**सृष्टमूत्रपुरीषाश्च कासार्शःश्वासनाशनाः ॥ ८० ॥**

૮૪ પર્ણમૃગોનું માંસ મધુર, ભારે, વીર્યને વધારનારું, આંખોને ફાયદો કરનારું, ક્ષય રોગવાળાને ફાયદો કરનારું, મળમૂત્રને સાફ લાવનારું અને ઉધરસ, અર્શ તથા શ્વાસ એઓને મટાડનારું છે. ૮૦

**દરમાં સુનારાં પ્રાણીઓ અને તેના માંસના ગુણો.**

**श्वाविच्छल्यकगोधाशशवृषदंशलोपाकलोमशकर्णकदलीमृगप्रियकाऽजगरसर्पमूषिकनकुलमहाबभ्रुप्रभृतयो बिलेशयाः ॥ ८१ ॥**

૮૫ શેઢાઇ, શેળો, ઘો, સસલો, ગામઠી બીલાડો, લોંકડી, લોમશ, કર્ણકદલી, મૃગપ્રિયક, અજગર, સર્પ, ઉંદર, નોળીયો તથા મોટો નોળીયો વગેરે પ્રાણીઓ બિલેશયો (દરમાં સુનારાં) કહેવાય છે. ૮૧

**वर्चोमूत्रं संहतं कुर्युरेते**
**वीर्ये चोष्णाः पूर्ववत्स्वादुपाकाः ।**
**वातं हन्युः श्लेष्मपित्ते च कुर्युः**
**स्निग्धाः कासश्वासकार्श्यापहाश्च ॥ ८२ ॥**
**कषायमधुरस्तेषां शशः पित्तकफापहः ।**
**नातिशीतलवीर्यत्वाद्वातसाधारणो मतः ॥ ८३ ॥**
**गोधा विपाके मधुरा कषायकटुका स्मृता ।**
**वातपित्तप्रशमनी बृंहणी बलवर्धनी ॥ ८४ ॥**
**शल्यकः स्वादुपित्तघ्नो लघुः शीतो विषापहः ।**
**प्रियको मारुते पथ्योऽजगरस्त्वर्शसां हितः ॥८५॥**
**दुर्नामानिलदोषघ्नाः कृमिदूषीविषापहाः ।**
**चक्षुष्या मधुराः पाके सर्पा मेधाग्निवर्धनाः ॥८६॥**
**दर्वीकरा दीपकाश्च तेषूक्ताः कटुपाकिनः ।**
**मधुराश्चातिचक्षुष्याः सृष्टविण्मूत्रमारुताः ॥ ८७ ॥**

૮૬ બિલેશયોનું માંસ વિપાકમાં મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, મળને તથા મૂત્રને ઘાટું કરનારું, કફને તથા પિત્તને ઉત્પન્ન કરનારું અને વાયુ, ઉધરસ, શ્વાસ અને કૃશપણું એઓને મટાડનારું છે. શશલાનું માંસ તુરું, મધુર, પિત્તને તથા કફને મટાડનારું અને બહુ શીતવીર્ય નહીં હોવાને લીધે વાયુને માટે સાધારણ છે એટલે વાયુને કોપાવતું પણ નથી તેમ શાંત પણ કરતું નથી. ઘોનું માંસ તુરું, તીખું, વિપાકમાં મધુર, શરીરને પુષ્ટ કરનારું, બલને વધારનારું અને વાયુને તથા પિત્તને મટાડનારું છે. શેળાનું માંસ મધુર, શીતવીર્ય, હલકું અને પિત્તને તથા વિષને મટાડનારું છે. પ્રિયકનું માંસ વાયુના રોગોમાં હિતકારી છે. અજગરનું માંસ અર્શ રોગવાળાને હિતકારી છે. સર્પનું માંસ વિપાકમાં મધુર, બુદ્ધિને તથા જઠરાગ્નિને વધારનારું, આંખોને ફાયદો કરનારું અને અર્શ, વાયુના રોગો, કૃમિ અને દૂષીવિષ એઓને મટાડનારું છે. સર્પોમાં દર્વીકર જાતિના સર્પનું માંસ મધુર, વિપાકમાં તીખું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, આંખોને બહુ ફાયદો કરનારું અને ઝાડાને તથા પેસાબને સાફ લાવનારું છે. ૮૨–૮૭

**ગ્રામ્ય પશુઓ.**

**अश्वाश्वतरगोखरोष्ट्रबस्तोरभ्रमेदःपुच्छकप्रभृतयो ग्राम्याः ॥ ८८ ॥**

૮૭ ઘોડો, ખચર, બળદ, ગધેડો, ઊંટ, બકરું, ગાડર, મેદઃપુચ્છ વગેરે પ્રાણીઓ ગામમાં રહે છે માટે તેઓને 'ગ્રામ્ય' કહેવામાં આવે છે. ૮૮

**ગ્રામ્ય પશુઓના માંસના સામાન્ય ગુણો.**

**ग्राम्या वातहराः सर्वे बृंहणाः कफपित्तलाः ।**
**मधुरा रसपाकाभ्यां दीपना बलवर्धनाः ॥ ८९ ॥**

૮૮ ગ્રામ્ય પશુઓનું માંસ રસમાં અને વિપાકમાં મધુર, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, બલને વધારનારું, શરીરને પુષ્ટ કરનારું, વાયુને મટાડનારું અને કફને તથા પિત્તને ઉત્પન્ન કરનારું છે. ૮૯

**બકરાના માંસના ગુણો.**

**नातिशीतो गुरुः स्निग्धो मन्दपित्तकफः स्मृतः ।**
**छगलस्त्वनभिष्यन्दी तेषां पीनसनाशनः ॥ ९० ॥**

૮૯ બકરાનું માંસ બહુ ટાઢું નહીં, ભારે, સ્નિગ્ધ, કંઇક પિત્તને તથા કફને ઉત્પન્ન કરનારું, સ્રોતસ વગેરેને ક્લેદવાળું કરનારું નથી અને પીનસને મટાડનારું છે. ૯૦

**ઘેટાનાં અને ગાડરનાં માંસના ગુણો.**

**बृंहणं मांसमौरभ्रं पित्तश्लेष्मावहं गुरु ।**

૯૦ ઘેટાનું–ગાડરનું માંસ ભારે, શરીરને પુષ્ટ કરનારું અને પિત્તને તથા કફને વધારનારું છે.

**મેદઃપુચ્છના માંસના ગુણો.**

**मेदःपुच्छोद्भवं वृष्यमौरभ्रसदृशं गुणैः ॥ ९१ ॥**

૯૧ મેદઃપુચ્છનું માંસ ઘેટાના માંસના જેવા જ ગુણવાળું અને વીર્યને વધારનારું છે. ૯૧

**એક ખરીવાળા ઘોડા વગેરેના માંસના ગુણો.**

**श्वासकासप्रतिश्यायविषमज्वरनाशनम् ।**
**औरभ्रवत्सलवणं मांसमेकशफोद्भवम् ॥ ९२ ॥**

૯૨ ઘોડા વગેરે એક ખરીવાળા પશુઓનું માંસ ઘેટાના માંસના જેવા જ ગુણોવાળું, કંઇક ખારું અને

શ્વાસ, ઉધરસ, શલેખમ અને વિષમજ્વર એઓને મટાડનારૂં છે. ૯૨

### જાંગલ પ્રાણીઓના માંસના ગુણો.

**अल्पाभिष्यन्ध्ययं वर्गो जाङ्गलः समुदाहृतः ।**
**दूरे जनान्तनिलया दूरे पानीयगोचराः ॥ ९३ ॥**
**ये मृगाश्च विहङ्गाश्च तेऽल्पाभिष्यन्दिनो मताः ।**
**अतीवासन्ननिलयाः समीपोदकगोचराः ॥**
**ये मृगाश्च विहङ्गाश्च महाभिष्यन्दिनस्तु ते ॥९४॥**

૯૩ આ જે જાંગલ પ્રાણીઓના માંસનો વર્ગ કહ્યો, તે જરાક અભિષ્યંદી (શરદી કરનાર) છે. તેઓમાં જે જાંગલ પશુઓ અને પક્ષીઓ ગામથી અને જલાશયથી દૂર રહેતાં હોય તેઓનું માંસ થોડું અભિષ્યંદિ હોય છે. અને જે જાંગલ પશુઓ તથા પક્ષીઓ ગામની અને જલાશયની બહુ જ નજદીક રહેતાં હોય તેઓનું માંસ બહુ અભિષ્યંદિ હોય છે. ૯૩-૯૪

### આનૂપ વર્ગનાં પશુ પક્ષીઓ.

**आनूपवर्गस्तु पञ्चविधः । तद्यथा । कूलचराः प्लवाः कोशस्थाः पादिनो मत्स्याश्चेति ॥ ९५ ॥**

૯૪ કૂલેચર, પ્લવ, કોશસ્થ, પાદી અને મત્સ્ય એ પાંચ જાતનાં પ્રાણીઓનો આનૂપ વર્ગમાં સમાવેશ થાય છે. ૯૫

### કૂલેચર પ્રાણીઓ.

**तत्र गजगवयमहिषरुरुचमरसृमररोहितवराहखड्गिगोकर्णकालपुच्छकोद्रन्यङ्कुरण्यगवयप्रभृतयः कूलेचराः पशवः ॥ ९६ ॥**

૯૫ હાથી, રોઝ, ભેંસ-પાડો, રુરુ, ચમરી ગાય, સૃમર, રોહિત, સૂવર, ગેંડો, ગોકર્ણ, કાલપુચ્છક, ઓદ્ર, ન્યંકુ, જંગલી રોઝ વગેરે પ્રાણીઓ-પશુઓ જલાશયના કીનારા ઉપર ફરનારાં અને ચરનારાં હોય છે તેથી તેઓને 'કૂલેચર' કહેવામાં આવે છે. ૯૬

### કૂલેચર પ્રાણીઓના માંસના ગુણો.

**वातपित्तहरा वृष्या मधुरा रसपाकयोः ।**
**शीतला बलिनः स्निग्धा मूत्रलाः कफवर्धनाः ९७**

૯૬ કૂલેચર પ્રાણીઓનું માંસ રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, વીર્યને વધારનારું, મૂત્રને સાફ લાવનારું, કફને વધારનારું અને વાયુને તથા પિત્તને મટાડનારું છે. ૯૭

**विरूक्षणो लेखनश्च वीर्योष्णः पित्तदूषणः ।**
**स्वाद्वम्ललवणस्तेषां गजः श्लेष्मानिलापहः ॥९८॥**

૯૭ હાથીનું માંસ મધુર, ખાટું, ખારું, ઉષ્ણવીર્ય, શરીરને રૂક્ષ અને પાતળું કરનારું, પિત્તને બગાડનારું અને કફને તથા વાયુને મટાડનારું છે. ૯૮

### રોઝના માંસના ગુણો.

**गवयस्य तु मांसं हि स्निग्धं मधुरकासजित् ।**
**विपाके मधुरं चापि व्यवायस्य तु वर्धनम् ॥९९॥**

૯૮ રોઝનું માંસ રસમાં અને વિપાકમાં મધુર, સ્નિગ્ધ, મૈથુનશક્તિને વધારનારું અને ઉધરસને મટાડનારું છે. ૯૯

### પાડાના માંસના ગુણો.

**स्निग्धोष्णमधुरो वृष्यो महिषस्तर्पणो गुरुः ।**
**निद्रापुंस्त्वबलस्तन्यवर्धनो मांसदार्ढ्यकृत् ॥१००॥**

૯૯ પાડાનું માંસ મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, ભારે, તૃપ્તિ કરનારું, માંસપેશીઓને દૃઢ કરનારું અને વીર્ય, નિદ્રા, પુરુષપણું, બળ અને ધાવણ એઓને વધારનારું છે. ૧૦૦

### રુરુના માંસના ગુણો.

**रुरुमांसं समधुरं कषायानुरसं स्मृतम् ।**
**वातपित्तोपशमनं गुरु शुक्रप्रवर्धनम् ॥ १०१ ॥**

૧૦૦ રુરુનું માંસ મધુર, કંઈક તુરું, ભારે, વીર્યને વધારનારું અને વાયુને તથા પિત્તને મટાડનારું છે. ૧૦૧

### ચમરી ગાયના માંસના ગુણો.

**तथा चमरमांसं तु स्निग्धं मधुरकासजित् ।**
**विपाके मधुरं चापि वातपित्तप्रणाशनम् ॥ १०२ ॥**

૧૦૧ ચમરી ગાયનું માંસ, રસમાં અને વિપાકમાં મધુર, સ્નિગ્ધ, ખાંસી, વાયુ અને પિત્ત એઓને મટાડનારું છે. ૧૦૨

### સૃમરના માંસના ગુણો.

**सृमरस्य तु मांसं च कषायानुरसं स्मृतम् ।**
**वातपित्तोपशमनं गुरु शुक्रविवर्धनम् ॥ १०३ ॥**

૧૦૨ સૃમરનું માંસ કંઈક તુરું, ભારે, વીર્યને વધારનારું અને વાયુને તથા પિત્તને મટાડનારું છે. ૧૦૩

### સૂવરના માંસના ગુણો.

**स्वेदनं बृंहणं वृष्यं शीतलं तर्पणं गुरु ।**
**स्निग्धं श्रमानिलहरं वाराहं बलवर्धनम् ॥ १०४ ॥**

૧૦૩ સૂવરનું માંસ શીતવીર્ય, ભારે, શરીરને પુષ્ટ કરનારું, સ્નિગ્ધ, વીર્ય તથા બલને વધારનારું, તૃપ્તિ આપનારું અને થાકને તથા વાયુને મટાડનારું છે. ૧૦૪

### ગેંડાના માંસના ગુણો.

**कफघ्नं खड्गिपिशितं कषायमनिलापहम् ।**
**पित्र्यं पवित्रमायुष्यं बद्धमूत्रं विरूक्षणम् ॥ १०५ ॥**

૧૦૪ ગેંડાનું માંસ તુરું, પિતૃઓને પ્રસન્ન કરનારું, પવિત્ર, આયુષ્યને વધારનારું, મૂત્રને રોકનારું અને શરીરમાં રૂક્ષપણું કરનારું છે. ૧૦૫

### ગોકર્ણના માંસના ગુણો.

**गोकर्णमांसं मधुरं स्निग्धं मृदु कफावहम् ।**
**विपाके मधुरं चापि रक्तपित्तविनाशनम् ॥ १०६ ॥**

૧૦૫ ગોકર્ણનું માંસ રસમાં અને વિપાકમાં મધુર, સ્નિગ્ધ, મૃદુ, કફને ઉત્પન્ન કરનારું અને રક્તપિત્તને મટાડનારું છે. ૧૦૬

### પ્લવ પક્ષીઓ.

**हंससारसक्रौञ्चचक्रवाककुररकादम्बकारण्डवजीवंजीवकबकबलाकापुण्डरीकप्लवशरारीमुखनन्दिमुखमद्गूत्क्रोशकाचाक्षमल्लिकाक्षशुक्लाक्षपुष्करशायिकाकोनालकाम्बुकुक्कुटिकामेघरावश्वेतचरणप्रभृतयः प्लवाः संघातचारिणः ॥ १०७ ॥**

૧૦૬ હંસ, સારસ, ક્રૌંચ, ચક્રવાક, ટીટોડી, બતક, કારંડવ, જીવંજીવક, બગલો, બલાકા, પુંડરીક, પ્લવ, શરારીમુખ, નંદિમુખ, મદ્દગુ, ઉત્ક્રોશ, કાચાક્ષ, મલ્લિકાક્ષ, શુકલાક્ષ, પુષ્કરશાયિકા, કોનાલક, જલકુકડી, મેઘરાવ, (બપૈયો) શ્વેતચરણ વગેરે પક્ષીઓ (પાણી ઉપર તરનારાં હોવાથી) પ્લવ કહેવાય છે અને તે પક્ષીઓ પોતાના સમુદાયથી ફરનારાં હોય છે. ૧૦૭

### પ્લવ પક્ષીઓના માંસના ગુણો.

**रक्तपित्तहराः शीताः स्निग्धा वृष्या मरुज्जितः ।**
**सृष्टमूत्रपुरीषाश्च मधुरा रसपाकयोः ॥ १०८ ॥**

૧૦૭ પ્લવ પક્ષીઓનું માંસ રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, વીર્યને વધારનારું, ઝાડાને તથા પેસાબને સાફ લાવનારું અને વાયુને મટાડનારું છે. ૧૦૮

### હંસના માંસના ગુણો.

**गुरूष्णमधुरः स्निग्धः स्वरवर्णबलप्रदः ।**
**बृंहणः शुक्रलस्तेषां हंसो मारुतनाशनः ॥ १०९ ॥**

૧૦૮ હંસનું માંસ, મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, સ્વરને, શરીરના વર્ણને સારો કરનારું, બળ આપનારું, શરીરને પુષ્ટ કરનારું, વીર્યને વધારનારું અને વાયુને મટાડનારું છે. ૧૦૯

### કોશસ્થો અને પાદીઓ.

**शङ्खशङ्खनखशुक्तिशम्बूकभल्लूकप्रभृतयः कोशस्थाः । कूर्मकुम्भीरकर्कटककृष्णकर्कटकशिशुमारप्रभृतयः पादिनः ॥ ११० ॥**

૧૦૯ શંખના જીવડા, શંખલાના જીવડા, છીપના જીવડા, કડાના જીવડા તથા ભલ્લૂક (મોટા કડાના જીવડા) ઇત્યાદિ પ્રાણીઓ સંપુટમાં રહે છે તેથી તે 'કોશસ્થ' કહેવાય છે. કાચબો, કુંભીર, ધોળો કરચલો, કાળો કરચલો, સુસવાટ વગેરે પ્રાણીઓ પગવાળાં હોવાથી 'પાદી' કહેવાય છે. ૧૧૦

### કોશસ્થો અને પાદીઓના ગુણો.

**शङ्खकूर्मादयः स्वादुरसपाका मरुन्नुदः ।**
**शीताः स्निग्धा हिताः पित्ते वर्चस्याः श्लेष्मवर्धनाः १११**

૧૧૦ શંખ વગેરે કોશસ્થ પ્રાણીઓ અને કાચબા વગેરે પાદી પ્રાણીઓ રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, વિષ્ઠાને તથા કફને વધારનારાં, વાયુને મટાડનારા અને પિત્તના રોગોમાં હિતકારક છે. ૧૧૧

### કાળા તથા ધોળા કરચલાના માંસના ગુણો.

**कृष्णकर्कटकस्तेषां बल्यः कोष्णोनिलापहः ।**
**शुक्लः संधानकृत्सृष्टविण्मूत्रोऽनिलपित्तहा ॥११२॥**

૧૧૧ તેઓમાં કાળા કરચલાનું માંસ કંઈક ગરમ, બળ આપનારું અને વાયુને મટાડનારું છે. અને ધોળા કરચલાનું માંસ ભાંગેલાં અસ્થિ વગેરેને સાંધનારું, દસ્તને તથા મૂત્રને સાફ લાવનારું અને વાયુને તથા પિત્તને મટાડનારું છે. ૧૧૨

### માછલાં બે પ્રકારનાં છે.

**मत्स्यास्तु द्विविधा नादेयाः सामुद्राश्च ॥ ११३ ॥**

૧૧૨ નાદેય–નદીનાં અને સામુદ્ર–સમુદ્રનાં એ રીતે મત્સ્યો–માછલાંઓ બે પ્રકારનાં છે. ૧૧૩

### નાદેય માછલાના ભેદ.

**तत्र रोहितपाठीनपाटलाराजीववर्मिगोमत्स्यकृष्णमत्स्यवागुञ्जारमुरलसहस्रदंष्ट्रप्रभृतयो नादेयाः ११४**

૧૧૩ રોહિત, પાઠીન, પાટલ, રાજીવ, વર્મિ, ગોમત્સ્ય, કૃષ્ણમત્સ્ય, વાગુંજાર, મુરલ, સહસ્રદંષ્ટ્ર વગેરે માછલાંઓ નાદેય–નદીમાં રહેનારાં છે. ૧૧૪

### નાદેય માછલાંના ગુણો.

**नादेया मधुरा मत्स्या गुरवो मारुतापहाः ।**
**रक्तपित्तकराश्चोष्णा वृष्याः स्निग्धाल्पवर्चसः ११५**

૧૧૪ નદીમાં રહેનારાં માછલાંઓનું માંસ મધુર, ઉષ્ણવીર્ય, ભારે, વીર્યને વધારનારું, રક્તપિત્તને ઉત્પન્ન કરનારું અને વાયુને મટાડનારું છે. નદીનાં માછલાંઓથી વિષ્ટા સ્નિગ્ધ અને થોડી ઉત્પન્ન થાય છે. ૧૧૫

### શેવાળ ખાનારાં માછલાંના ગુણો.

**कषायानुरसास्तेषां शष्पशैवालभोजिनः ।**

૧૧૫ એઓમાંનાં જે માછલાંઓ તૃણ (જલમાં ઉગેલી વનસ્પતિઓ) તથા શેવાળ ખાનારાં છે તેઓનું માંસ કંઈક તુરું હોય છે.

### રોહિત નામના માછલાંના ગુણો.

**रोहितो मारुतहरो नात्यर्थं पित्तकोपनः ॥ ११६ ॥**

૧૧૬ રોહિત નામનાં માછલાંનું માંસ પિત્તનો અત્યંત પ્રકોપ નહીં કરનારું અને વાયુને મટાડનારું છે. ૧૧૬

### પાઠીન નામના માછલાંના ગુણો.

**पाठीनः श्लेष्मलो वृष्यो निद्रालुः पिशिताशनः ।**
**दूषयेद्रक्तपित्तं तु कुष्ठरोगं करोत्यसौ ॥ ११७ ॥**

૧૧૭ માંસ ભક્ષણ કરનારાં પાઠીન નામનાં માછ-

લાનું માંસ વીર્યને વધારનારું, નિદ્રા લાવનારું અને કફ, અમ્લપિત્ત અને કુષ્ઠ એઓને ઉત્પન્ન કરનારું છે. ૧૧૭

**મુરલ નામના માછલાંના ગુણો.**

**मुरलो बृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा ।**

૧૧૮ મુરલ નામના માછલાનું માંસ શરીરને પુષ્ટ કરનારું, વીર્યને વધારનારું તથા ધાવણને અને કફને ઉત્પન્ન કરનારું છે.

**સરોવર અને તળાવનાં માછલાંના માંસના ગુણો.**

**सरस्तडागसम्भूताः स्निग्धाः स्वादुरसाः स्मृताः ।**
**महाह्रदेषु बलिनः स्वल्पेऽम्भस्यबला स्मृताः ११८**

૧૧૯ સરોવરમાં અને તળાવમાં રહેનારાં માછલાંઓનું માંસ મધુર અને સ્નિગ્ધ છે. મહાધરાનાં માછલાંઓ બળ આપનારાં છે અને છીછરા પાણીનાં માછલાંઓ થોડું બળ આપનારાં છે. ૧૧૮

**સમુદ્રનાં માછલાંની જાતિ.**

**तिमितिमिङ्गिलकुलिशपाकमत्स्यनिरालकनन्दिवारलकमकरगर्गरकचन्द्रकमहामीनराजीवप्रभृतयः सामुद्राः ॥ ११९ ॥**

૧૨૦ તિમિ, તિમિંગિલ, કુલિશ, પાકમત્સ્ય, નિરાલક, નંદિવારલક, મકર, ગર્ગરક, ચંદ્રક, મહામીન, રાજીવ વગેરે માછલાંઓ સામુદ્ર–સમુદ્રમાં રહેનારાં છે. ૧૧૯

**સમુદ્રનાં માછલાંના માંસના ગુણો.**

**सामुद्रा गुरवः स्निग्धा मधुरा नातिपिच्छलाः ।**
**उष्णा वातहरा वृष्या वर्चस्याः श्लेष्मवर्धनाः १२०**
**बलावहा विशेषेण मांसाशित्वात्समुद्रजाः ।**

૧૨૧ સમુદ્રમાં ઉત્પન્ન થયેલાં માછલાંઓનું માંસ મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, ભારે, કંઇક પિત્તને ઉત્પન્ન કરનારું અને વીર્ય, વિષ્ઠા અને કફ એઓને વધારનારું છે. સમુદ્રનાં માછલાંઓ માંસનું ભક્ષણ કરનારાં છે તેથી તેઓનું માંસ વિશેષ કરીને બળ આપનારું છે. ૧૨૦

**બાંધ્યા વિનાના કુવાનાં, બાંધેલા કુવાનાં અને વાવનાં માછલાંના માંસના ગુણો.**

**तेषामप्यनिलघ्नत्वाच्चौण्ट्यकौप्यौ गुणोत्तरौ १२१**
**स्निग्धत्वात्स्वादुपाकत्वात्तयोर्वाप्या गुणोत्तराः ।**

૧૨૨ મીઠા પાણીનાં માછલાંઓમાં બાંધ્યા વગરના કુવાનાં અને બાંધેલા કુવાનાં માછલાંઓ ઉત્તમ ગુણોવાળાં છે. એઓથી પણ વાવનાં માછલાંઓ સ્નિગ્ધ હોવાને લીધે તથા વિપાકમાં મધુર હોવાને લીધે વધારે ગુણવાળાં છે. ૧૨૧

**નદી વગેરેનાં માછલાંના કયા અવયવો હલકા છે અને કયા અવયવો ભારે છે તે વિશે.**

**नादेया गुरवो मध्ये यस्मात्पुच्छास्यचारिणः १२२**
**सरस्तडागजानां तु विशेषेण शिरो लघु ।**
**अदूरगोचरा यस्मात्तस्मादुत्सोदपानजाः ॥ १२३ ॥**
**किंचिन्मुक्त्वा शिरोदेशमत्यर्थं गुरवस्तु ते ।**
**अधस्ताद्गुरवो ज्ञेया मत्स्याः सरसिजाः स्मृताः ।**
**उरोविचरणात्तेषां पूर्वमङ्गं लघु स्मृतम् ॥ १२४ ॥**
**इत्यानूपो महाभिष्यन्दिर्मांसवर्गो व्याख्यातः १२५**

૧૨૩ નદીનાં માછલાંઓ પુછડું અને મ્હોડું હલાવીને ગતિ કરે છે–ચાલે છે તેથી તેઓના શરીરનો વચલો ભાગ ભારે હોય છે અને પુછડાંનો તથા મ્હોડાંનો ભાગ હલકો હોય છે. સરોવરમાં અને તળાવમાં રહેનારાં માછલાંઓનો માથાનો ભાગ વિશેષે કરીને હલકો હોય છે. પર્વતના ઝરણાઓમાં ઉત્પન્ન થયેલાં માછલાંઓ થોડી જગોમાં હાલચાલ કરનારાં હોવાથી એટલે થોડી મ્હેનત કરનારાં હોવાથી તેઓનો માથાનો કાંઇક ભાગ છોડીને બાકીનું સઘળું શરીર અત્યંત ભારે હોય છે. સરોવરમાં રહેનારાં માછલાંઓ છાતિથી હાલચાલ કરનારાં હોય છે તેથી તેઓની છાતીની ઉપરનો ભાગ હલકો હોય છે અને પાછલો ભાગ ભારે હોય છે. આ રીતે મહાઅભિષ્યંદી ( ઘણી શરદી કરનારો ) આનૂપ પ્રદેશના પ્રાણીઓના માંસનો વર્ગ વિસ્તારથી કહ્યો છે. ૧૨૨–૧૨૫

**કયાં માંસો ખાવાને અયોગ્ય છે?**

**तत्र शुष्कपूतिव्याधितविषसर्पहतदिग्धविद्धजीर्णकृशबालानामसात्म्यचारिणां च मांसान्यभक्ष्याणि यस्माद्विगतव्यापन्नापहतपरिणताल्पासंपूर्णवीर्यत्वाद्दोषकराणि भवन्ति ॥ १२६ ॥**

**अरोचकं प्रतिश्यायं गुरु शुष्कं प्रकीर्तितम् ।**
**विषव्याधिहतं मृत्युं बालं छर्दिं च कोपयेत् १२७**
**कासश्वासकरं वृद्धं त्रिदोषं व्याधिदूषितम् ।**
**क्लिन्नमुत्क्लेशजननं कृशं वातप्रकोपणम् ॥ १२८ ॥**
**एभ्योऽन्येषामुपादेयं मांसमिति ॥ १२९ ॥**

૧૨૪ સુકાયેલું માંસ, સડેલું માંસ, રોગથી મરેલા પ્રાણીનું માંસ, ઝેરથી મરેલા પ્રાણીનું માંસ, સર્પ કરડવાથી મરેલા પ્રાણીનું માંસ, જેના ઉપર ઝેર વગેરે લગાડેલું હોય એવા પ્રાણીઓનું માંસ, શસ્ત્રાદિથી વિંધાયલાં પ્રાણીનું માંસ, વૃદ્ધ પ્રાણીનું માંસ, બાલક પ્રાણીનું માંસ, દુર્બલ પ્રાણીનું માંસ અથવા અસાત્મ્ય આહાર કરનારા પ્રાણીનું માંસ આટલાં માંસ ખાવા યોગ્ય નથી. કારણ કે સુકાયેલું અને સડેલું માંસ વીર્ય વગરનું હોય છે તેથી, રોગથી, ઝેરથી અને સર્પના ડંખથી મરેલા પ્રાણીનું માંસ બગડેલું હોય છે તેથી, ઝેરથી ખરડાયેલાં, શસ્ત્રોથી મરેલાં પ્રાણીનું માંસ અપહત (ઝેરી) હોય છે તેથી, વૃદ્ધ અને દુર્બલ પ્રાણીનું માંસ હીનવીર્ય હોય છે તેથી અને બાલક પ્રાણીનું માંસ અસંપૂર્ણ વીર્યવાળું હોય છે તેથી

તે દોષોને ઉત્પન્ન કરે છે. માટે તે માંસ ખાવું નહીં. સુકું માંસ ભારે અને અરુચિને તથા શ્લેષ્મને ઉત્પન્ન કરનારું છે, ઝેરથી અને રોગથી મરેલાં પ્રાણીનું માંસ મરણ નીપજાવનારું છે, બાલક પ્રાણીનું માંસ ઉલટી કરાવનારું છે, વૃદ્ધ પ્રાણીનું માંસ ઉધરસને તથા શ્વાસને ઉત્પન્ન કરનારું છે, રોગથી બગડેલું માંસ ત્રણે દોષોને કોપાવનારું છે, સડેલું માંસ ઉછાળો કરનારું છે, અને દુર્બળ પ્રાણીનું માંસ વાયુને કોપાવનારું છે. ઉપર કહેલા સંયોગવાળાં પ્રાણીઓથી બીજાં પ્રાણીઓનું માંસ ખાવું. ૧૨૬-૧૨૯

### જાતિ ઉપરથી તથા શરીરના નાના મોટા અવયવો ઉપરથી માંસની ઉત્તમતા.

**स्त्रियश्चतुष्पादेषु पुमांसो विहङ्गेषु महाशरीरे-ष्वल्पशरीरा अल्पशरीरेषु महाशरीराः प्रधानतमा एवमेकजातीयानां महाशरीरेभ्यः कृशशरीराः प्रधानतमाः ॥ १३० ॥**

૧૨૫ પશુઓમાં સ્ત્રી જાતિનું, પક્ષીઓમાં પુરુષ જાતિનું, મોટા કદવાળા પ્રાણીઓમાં નાના કદવાળાનું, નાના કદવાળામાં મોટા કદવાળાનું અને એક જાતનાં પ્રાણીઓમાં મોટા શરીરવાળા કરતાં પાતળા શરીરવાળાં પ્રાણીનું માંસ વિશેષ શ્રેષ્ઠ છે. ૧૩૦

### ધાતુઓ તથા અવયવો અનુસાર માંસના ભારેપણાનો વિચાર.

**स्थानादिकृतं मांसस्य गुरुलाघवमुपदेक्ष्यामः । तद्यथा । रक्तादिषु शुक्रान्तेषु धातुषूत्तरोत्तरास्तु गुरुतरास्तथा सक्थिस्कन्धक्रोडशिरःपादकरकटी-पृष्ठचर्मकालेयकयकृदन्त्राणि ॥ १३१ ॥**

૧૨૬ હવે શરીરના અવયવો ઉપરથી માંસના ભારેપણાનો અને હલકાપણાનો ઉપદેશ કરું છું. જેમ રક્તથી માંડીને વીર્ય સુધીના ધાતુઓ ઉત્તરોત્તર એક બીજાથી વધારે ભારે છે. તેમ સાથળ, ખભા, હૃદય, માથું, પગ, હાથ, કમ્મર, પીઠ, ચામડી, કાલેયક, કલેજું અને આંતરડાં એ અવયવો પણ ઉત્તરોત્તર એક બીજા કરતાં વધારે ભારે છે.* ૧૩૧

**शिरः स्कन्धं कटी पृष्ठं सक्थिनी चात्मपक्षयोः ।**
**गुरुपूर्वं विजानीयाद्धातवस्तु यथोत्तरम् ॥ १३२ ॥**
**सर्वस्य प्राणिनो देहे मध्यो गुरुरुदाहृतः ।**
**पूर्वभागो गुरुः पुंसामधोभागस्तु योषिताम् १३३**
**उरोग्रीवं विहङ्गानां विशेषेण गुरु स्मृतम् ।**
**पक्षोत्क्षेपात्समो दिष्टो मध्यभागस्तु पक्षिणाम् १३४**

૧૨૭ ખભા કરતાં માથું અને પીઠ કરતાં કમ્મર ભારે છે; સાથળોમાં નીચેના ભાગ કરતાં ઉપરનો ભાગ ભારે છે; રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને વીર્ય એ ધાતુઓમાં પહેલાંના ધાતુ કરતાં પછી પછીનો ધાતુ ભારે છે. સર્વે પ્રાણીઓનાં શરીરમાં વચલો ભાગ ભારે હોય છે; પુરુષોનો ઉપરનો-છાતીનો ભાગ અને સ્ત્રીઓનો નીચેનો-કમ્મરનો ભાગ ભારે હોય છે. પક્ષીઓનો છાતીનો અને ગળાનો ભાગ વધારે ભારે છે અને મધ્યભાગ-વચલો ભાગ પાંખો ફડફડાવવાને લીધે સમાન-બહુ ભારી નહીં તેમ બહુ હલકો પણ નહીં એવો કહ્યો છે. ૧૩૨-૧૩૪

### માંસના ભારેપણા હલકાપણાનો આધાર પ્રાણીના ખોરાક ઉપર છે.

**अतीव रूक्षं मांसं तु विहङ्गानां फलाशिनाम् ।**
**बृंहणं मांसमत्यर्थं खगानां पिशिताशिनाम् १३५**
**मत्स्याशिनां पित्तकरं वातघ्नं धान्यचारिणाम् ।**

૧૨૮ ફળ ખાનારાં પક્ષીઓનું માંસ બહુ રૂક્ષ હોય છે, માંસ ખાનારા પક્ષીઓનું માંસ શરીરને બહુ જ પુષ્ટિ કરનારું છે, માછલાં ખાનારાં પક્ષીઓનું માંસ પિત્તને ઉત્પન્ન કરનારું છે અને ધાન્ય ખાનારાં પક્ષીઓનું માંસ વાયુને મટાડનારું છે. ૧૩૫

### ઉત્તરોત્તર વર્ગનું માંસ હલકું છે.

**जलजानूपजा ग्राम्या क्रव्यादैकशफास्तथा ॥१३६॥**
**प्रसहा बिलवासाश्च ये च जङ्गालसंज्ञिताः ।**
**प्रतुदा विष्किराश्चैव लघवः स्युर्यथोत्तरम् ॥**
**अल्पाभिष्यन्दिनश्चैव यथापूर्वमतोऽन्यथा ॥१३७॥**

૧૨૯ જલચર, આનૂપ, ગ્રામ્ય, ક્રવ્યાદ (કાચું માંસ ખાનારા) એકશફ, પ્રસહ, બિલેશય, જંગલ, પ્રતુદ અને વિષ્કિર એ વર્ગોમાં ઉત્તરોત્તર વર્ગનાં માંસો પૂર્વ પૂર્વ વર્ગનાં માંસો કરતાં હલકાં અને થોડાં અભિષ્યંદિ છે અને ઉત્તરોત્તર વર્ગનાં માંસો કરતાં પૂર્વ પૂર્વવર્ગનાં માંસો ભારે તથા વધારે અભિષ્યંદિ છે. ૧૩૬-૧૩૭

### કદાવર પશુપક્ષીઓનું માંસ સારું નથી.

**प्रमाणाधिकास्तु स्वजातौ चाल्पसारा गुरवश्च १३८**

૧૩૦ પોતાની જાતિમાં જેઓ મ્હોટાં કદવાળાં હોય તેઓનું માંસ થોડી શક્તિવાળું અને ભારે હોય છે. ૧૩૮

### શરીરના કયા અવયવનું માંસ શ્રેષ્ઠ?

**सर्वप्राणिनां सर्वशरीरेभ्यो ये प्रधानतमा भवन्ति यकृत्प्रदेशवर्तिनस्तानाददीत । प्रधानलाभाभावे मध्यमवयस्कं सद्यस्कमक्लिष्टमुपादेयं मांसमिति ॥ १३९ ॥**

૧૩૧ સઘળાં પ્રાણીઓના આખા શરીરમાં કલેજાની આજુબાજુના પ્રદેશનું માંસ શ્રેષ્ઠ છે. માટે તે જગોનું

* ૧૩૧ થી ૧૩૪ સુધીના શ્લોકોમાં જે અવયવો ભારે કહ્યા છે તેનું માંસ ભારે જાણવું.

માંસ લેવું. પરંતુ તે જગોનું માંસ ન મળે તો પછી મધ્યમ અવસ્થાવાળા પ્રાણીનું–જુવાન પ્રાણીનું તાજું અને મનને અનુકૂલ લાગે એવું જે માંસ હોય તે લેવું. ૧૩૯

### માંસ વર્ગનો સંક્ષિપ્ત સાર.

भवति चात्र ।

वयः शरीरावयवाः स्वभावो धातवः क्रियाः ।
लिङ्गं प्रमाणं संस्कारो मात्रा चास्मिन्परीक्षिता १४०

૧૩૨ આ વિષયમાં એક શ્લોક આ પ્રમાણે છે;– પ્રાણીઓની અવસ્થા, તેના શરીરના અવયવો, આહાર-વિહાર આદિ સ્વભાવ, રક્ત આદિ ધાતુઓ, ચલન આદિ ક્રિયા, સ્ત્રી પુરુષ આદિ જાતિ, શરીરનાં કદ, ખટાશ વગેરે નાંખીને કરેલા સંસ્કારો, અને માત્રા આટલા વિષયોનું અવલોકન કરીને માંસનું હલકાપણું, ભારેપણું તથા સ્નિગ્ધ રૂક્ષાદિપણું ઇત્યાદિ ગુણોની આ પ્રકરણમાં પરીક્ષા કરવામાં આવી છે. (તે પ્રમાણે વિદ્વાન્ વૈદ્યે પરીક્ષા કરવી.) ૧૪૦

### ઇતિ માંસવર્ગ.

### અથ ફળવર્ગ–દાડીમ વગેરે ફળ અને તેના સામાન્ય ગુણો.

अत ऊर्ध्वं फलवर्गानुपदेक्ष्यामः । तद्यथा ।
दाडिमामलकबदरकोलककर्कन्धुसौवीरसिम्बितिका-
फलकपित्थमातुलुङ्गाम्राम्रातककरमर्दप्रियाललकु-
चभव्यपारावतवेत्रफलप्राचीनामलकतिन्तिडीकनी-
पकोशाम्राम्लिकानारङ्गजम्बीरप्रभृतीनि ॥ १४१ ॥
अम्लानि रसतः पाके गुरूण्युष्णानि वीर्यतः ।
पित्तलान्यनिलघ्नानि कफोत्क्लेशकराणि च ॥१४२॥

૧૩૩ હવે પછી ફળના વર્ગોનો ઉપદેશ કરીએ છીએ. દાડીમ, આંબળાં, મ્હોટાં બોર, બોર (સુરતી), ચણીયા બોર, ખારેકીયાં બોર, સફરજન, કોઠ, બીજોરૂ, આંબા, અંબાડાં, કરમદાં, ચારોળી, લકુચ (લીંદી–બડહર), ઓંટ ફળ, અનનાસ, નેતરનાં ફળ, પાણી આંબળાં, કોકમનાં ફળ, કદંબનાં ફળ, પાહાડી આંબાનાં ફળ, આંબલી, નારંગી, ખાટાં લીંબૂ વગેરે ફળો રસમાં ખાટાં, પચવામાં ભારે, ઉષ્ણવીર્ય, પિત્તને ઉત્પન્ન કરનારાં, વાયુને મટાડનારાં અને કફનો ઉછાળો કરનારાં છે. ૧૪૧–૧૪૨

### દાડીમના ખાસ ગુણો.

कषायानुरसं तेषां दाडिमं नातिपित्तलम् ।
दीपनीयं रुचिकरं हृद्यं वर्चोविबन्धनम् ॥ १४३ ॥
द्विविधं तत्तु विज्ञेयं मधुरं चाम्लमेव च ।
त्रिदोषघ्नं च मधुरमम्लं वातकफापहम् ॥ १४४ ॥

૧૩૪ તેઓમાં દાડમ કંઈક તુરૂં, કંઈક પિત્તને ઉત્પન્ન કરનારૂં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારૂં, અન્ન ઉપર રુચિ ઉપજાવનારૂં, મનને પ્રિય લાગે એવું અને ઝાડાને બાંધનારૂં છે. દાડમ મીઠું અને ખાટું એમ બે જાતનું થાય છે. તેમાં મીઠું દાડમ વાતાદિ ત્રણે દોષોને મટાડનારું છે અને ખાટું દાડમ વાયુને તથા કફને મટાડનારું છે. ૧૪૩–૧૪૪

### આંબળાંના ખાસ ગુણો.

अम्लं समधुरं तिक्तं कषायं कटुकं सरम् ।
चक्षुष्यं सर्वदोषघ्नं वृष्यमामलकीफलम् ॥ १४५ ॥
हन्ति वातं तदम्लत्वात्पित्तं माधुर्यशैत्यतः ।
कफं रूक्षकषायत्वात्फलेभ्योऽभ्यधिकं च तत् १४६

૧૩૫ આંબળાં ખાટાં, કડવાં, તુરાં, કંઈક મીઠાં, તીખાં, દસ્તને સાફ લાવનારાં, આંખોને ફાયદો કરનારાં, વીર્યને વધારનારાં અને સર્વે દોષોને મટાડનારાં છે. આંબળાં ખાટાં હોવાથી વાયુને મટાડે છે, મીઠાં અને શીતવીર્ય હોવાથી પિત્તને મટાડે છે તથા રૂક્ષ અને તુરાં હોવાથી કફને મટાડે છે. આ પ્રમાણે આંબળાં ત્રણે દોષોને મટાડનારાં હોવાથી સઘળા ફળોમાં શ્રેષ્ઠ છે. ૧૪૫–૧૪૬

### બોરના ખાસ ગુણો.

कर्कन्धुकोलबदरमामं पित्तकफावहम् ।
पक्वं पित्तानिलहरं स्निग्धं समधुरं सरम् ॥१४७॥

૧૩૬ ચણીયાં બોર, સુરતી બોર અને અમદાવાદી બોર એઓ કાચાં હોય તો પિત્તને તથા કફને ઉત્પન્ન કરનારાં છે. અને પાકાં હોય તો મધુર, સ્નિગ્ધ, દસ્તને સાફ લાવનારાં અને પિત્તને તથા વાયુને મટાડે છે. ૧૪૭

### સુકાં બોરના તથા સુપ ફળના ખાસ ગુણો.

पुरातनं तृट्शमनं श्रमघ्नं दीपनं लघु ।
सौवीरं बदरं स्निग्धं मधुरं वातपित्तजित् ॥१४८॥

૧૩૭ સુકાં બોર હલકાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં અને તરશને તથા થાકને મટાડનારાં છે. સૂપ ફળ મીઠાં, સ્નિગ્ધ અને વાયુને તથા પિત્તને મટાડનારાં છે. ૧૪૮

### સફરજનના ગુણો.

कषायं स्वादु संग्राहि शीतं सिम्बितिकाफलम् ।

૧૩૮ સફરજન તુરું, મધુર, ગ્રાહિ અને શીતવીર્ય છે.

### કાચા કોઠના ગુણો.

आमं कपित्थमस्वर्यं कफघ्नं ग्राहि वातलम् १४९
कफानिलहरं पक्वं मधुराम्लरसं गुरु ।

૧૩૯ કાચું કોઠ સ્વરને બગાડનારું, ગ્રાહિ, કફને મટાડનારું અને વાયુને ઉત્પન્ન કરનારું છે. પાકું કોઠ મધુર, ખાટું, ભારે અને કફને તથા વાયુને મટાડનારું છે. ૧૪૯

### બીજોરાના ખાસ ગુણો.

**श्वासकासारुचिहरं तृष्णाघ्नं कण्ठशोधनम् १५०**
**लघ्वम्लं दीपनं हृद्यं मातुलुङ्गमुदाहृतम् ।**
**त्वक्तिक्ता दुर्जरा तस्य वातक्रिमिकफापहा १५१**
**स्वादु शीतं गुरु स्निग्धं मांसं मारुतपित्तजित् ।**
**मेध्यं शूलानिलच्छर्दिकफारोचकनाशनम् ॥१५२॥**
**दीपनं लघु संग्राहि गुल्मार्शोघ्नं तु केसरम् ।**
**शूलाजीर्णविबन्धेषु मन्दाग्नौ कफमारुते ॥ १५३ ॥**
**अरुचौ च विशेषेण रसस्तस्योपदिश्यते ।**
**पित्तानिलकरं बालं पित्तलं बद्धकेसरम् ॥ १५४ ॥**
**हृद्यं वर्णकरं रुच्यं रक्तमांसबलप्रदम् ।**

૧૪૦ બીજોરૂં ખાટું, હલકું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, કંઠને સ્વચ્છ કરનારું, મનને પ્રિય લાગે એવું અને સ્વાસ, ઉધરસ, અરુચિ તથા તરશ એઓને મટાડનારું છે. બીજોરાની છાલ કડવી, માંડ પચે એવી અને વાયુ, કૃમિ તથા કફ એઓને મટાડનારી છે. બીજોરાનો ગર્ભ મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, ભારે અને વાયુને તથા પિત્તને મટાડનારો છે. બીજોરાનાં કેશરાં (બીજમાં રહેલા તાંતણાઓ) હલકાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં, ગ્રાહિ, બુદ્ધિને વધારનારાં અને શૂળ, વાયુથી થયેલી ઉલટી, કફ, અરુચિ, ગુલ્મ અને અર્શ એઓને મટાડનારાં છે. શૂળ, અજીર્ણ, મળબંધ, કબજીયત, જઠરાગ્નિની મંદતા, કફ, વાયુ અને અરુચિ એઓમાં બીજોરાનો રસ વિશેષ ઉપયોગી છે. કાચું બીજોરૂં પિત્તને તથા વાયુને ઉત્પન્ન કરનારું છે, જેમાં કેશરો-તાંતણાઓ બંધાણાં હોય એવું બીજોરું પિત્તને ઉત્પન્ન કરનારું છે, અને પાકું બીજોરું મનને પ્રિય લાગે એવું, વર્ણને સારો કરનારું, રુચિ ઉપજાવનારું તથા રક્ત, માંસ અને બળ એઓને વધારનારું છે. ૧૫૦-૧૫૪

### પાકી કેરીના ગુણો.

**कषायानुरसं स्वादु वातघ्नं बृंहणं गुरु ॥ १५५ ॥**
**पित्ताविरोधि संपक्वमाम्रं शुक्रविवर्धनम् ।**

૧૪૧ પાકેલું આંબાનું ફલ મધુર, કંઈક તુરું, ભારે, શરીરને પુષ્ટ કરનારું, વીર્યને વધારનારું, મનને પ્રિય લાગે એવું, વર્ણને સારો કરનારું, રુચિ ઉપજાવનારું, કંઈક પિત્તને શાંત કરનારું, અને રક્ત, માંસ તથા બળ એઓને વધારનારું છે. ૧૫૫

### અંબાડાના ગુણો.

**बृंहणं मधुरं बल्यं गुरु विष्टभ्य जीर्यति ॥ १५६ ॥**
**आम्रातकफलं वृष्यं सस्नेहं श्लेष्मवर्धनम् ।**

૧૪૨ અંબાડાનું ફળ મધુર, ભારે, કંઈક સ્નિગ્ધ, શરીરને પુષ્ટિ આપનારું, બળને, કફને તથા વીર્યને વધારનારું, અને ઘણીવાર સુધી પેટમાં રહીને પછી પચનારું છે. ૧૫૬

### લકુચના ગુણો.

**त्रिदोषविष्टम्भकरं लकुचं शुक्रनाशनम् ॥ १५७ ॥**

૧૪૩ લકુચ (હીંદી-બડહર) નામનું ફળ ત્રણે દોષોને ઉત્પન્ન કરનારું, વીર્યનો નાશ કરનારું અને ઘણીવાર સુધી પેટમાં રહી ગડગડાટ કરીને પછી પચે એવું છે. ૧૫૭

### કરમદાના ગુણો.

**अम्लं तृष्णापहं रुच्यं पित्तकृत्करमर्दकम् ।**

૧૪૪ કરમદાં ખાટાં, તરશને મટાડનારાં, રુચિ ઉપજાવનારાં અને પિત્તને ઉત્પન્ન કરનારાં છે.

### ચારોળીના ગુણો.

**वातपित्तहरं वृष्यं प्रियालं गुरु शीतलम् ॥ १५८ ॥**

૧૪૫ ચારોળી શીતવીર્ય, ભારે, વીર્યને વધારનારી અને વાયુને તથા પિત્તને મટાડનારી છે. ૧૫૮

### ઓંટફળના ગુણો.

**हृद्यं स्वादु कषायाम्लं भव्यमास्यविशोधनम् ।**
**पित्तश्लेष्महरं ग्राहि गुरु विष्टम्भि शीतलम् १५९**

૧૪૬ ઓંટફળ મધુર, તુરું, ખાટું, શીતવીર્ય, ભારે, મનને પ્રિય લાગે એવું, મ્હોડાને સ્વચ્છ કરનારું, ગ્રાહિ, ઘણી વાર સુધી પેટમાં રહીને પછી પચનારું અને પિત્તને તથા કફને મટાડનારું છે. ૧૫૯

### પારાવત નામના ફળના ગુણો.

**पारावतं समधुरं रुच्यमत्यग्निवातनुत् ।**

૧૪૭ 'પારાવત' નામનું ફળ કંઈક મીઠું, રુચિ ઉપજાવનારું અને જઠરાગ્નિની તીક્ષ્ણતાને તથા વાયુને મટાડનારું છે.

### કદંબના ફળના તથા પાણીઆંબળાના ગુણો.

**गरदोषहरं नीपं प्राचीनामलकं तथा ॥ १६० ॥**

૧૪૮ કદંબનું ફળ તથા પાણીઆંબળાનું ફળ વિષના દોષને મટાડનારું છે. ૧૬૦

### કોકમના ગુણો.

**वातापहं तिन्तिडीकमामं पित्तबलासकृत् ।**
**ग्राह्युष्णं दीपनं रुच्यं संपक्वं कफवातनुत् ॥ १६१ ॥**

૧૪૯ કોકમનું કાચું ફળ વાયુને મટાડનારું અને કફને તથા પિત્તને ઉત્પન્ન કરનારું છે અને કોકમનું પાકું ફળ ઉષ્ણવીર્ય, ગ્રાહિ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, રુચિ ઉપજાવનારું અને કફને તથા વાયુને મટાડનારું છે. ૧૬૧

### કોશામ્રના તથા આંબલીના ગુણો.

**तस्मादल्पान्तरगुणं कोशाम्रफलमुच्यते ।**
**अम्लिकायाः फलं पक्वं तद्वद्भेदि तु केवलम् १६२**

૧૫૦ કોશામ્રનું ફળ કોકમના ફળ કરતાં કંઈક ઓછા ગુણવાળું છે. આંબલીનું પાકું ફળ પાકા કોકમના જેવા જ ગુણોવાળું છે. પરંતુ દસ્તને સાફ લાવનારું છે. ૧૬૨

### નારંગીના ફળના ખાસ ગુણો.

**अम्लं समधुरं हृद्यं विशदं भक्तरोचनम् ।**
**वातघ्नं दुर्जरं प्रोक्तं नारङ्गस्य फलं गुरु ॥ १६३ ॥**

૧૫૧ નારંગીનું ફળ ખાટું, કંઈક મધુર, ભારે, મનને પ્રિય લાગે એવું, વિશદ, અન્ન ઉપર રુચિ ઉપજાવનારું, વાયુને મટાડનારું અને માંડ પચે એવું છે. ૧૬૩

### ખાટા લીંબૂના ખાસ ગુણો.

**तृष्णाशूलकफोत्क्लेशच्छर्दिश्वासनिवारणम् ।**
**वातश्लेष्मविबन्धघ्नं जम्बीरं गुरु पित्तकृत् ॥१६४॥**

૧૫૨ ખાટું લીંબૂ ભારે, પિત્તને ઉત્પન્ન કરનારું અને તરશ, શૂળ, કફનો ઉછાળો, ઉલટી, શ્વાસ, વાયુ, કફ અને મળબંધ–દસ્તની કબજીયાત એઓને મટાડનારું છે. ૧૬૪

### દોડીંગા લીંબૂના ખાસ ગુણો.

**ऐरावतं दन्तशठमम्लं शोणितपित्तकृत् ॥ १६५ ॥**

૧૫૩ દોડીંગાં લીંબૂ ખાટાં અને રુધિરને તથા પિત્તને વધારનારાં છે. ૧૬૫

### ક્ષીરવૃક્ષ વગેરેના ફળના સામાન્ય ગુણો.

**क्षीरवृक्षफलजाम्बवराजादनतोदनशीतफलाति-न्दुकबकुलधन्वनाश्मन्तकाश्वकर्णफल्गुपरूषकगाङ्गे-रुकीपुष्करवर्तिबिल्वबिम्बीप्रभृतीनि ॥१६६॥**
**फलान्येतानि शीतानि कफपित्तहराणि च ।**
**संग्राहकाणि रूक्षाणि कषायमधुराणि च ॥ १६७ ॥**
**क्षीरवृक्षफलं तेषां गुरु विष्टम्भि शीतलम् ।**
**कषायं मधुरं साम्लं नातिमारुतकोपनम् ॥ १६८ ॥**

૧૫૪ વડ, ઉંબરો, પિપળો વગેરે છીરવાળાં વૃક્ષોનાં ફળો, જાંબૂ, રાયણ, બખાઈ આંબલી, ટીંબરૂ, બોલસરીનાં ફળ, ધ્રામણનાં ફળ, આંસોદરનાં ફળ, અશ્વકર્ણ, અંજીર, ફાલસાં, ગાંગેડાં, પુષ્કરવર્તિ, બિલાં, ઘોલાં (તીંડોરાં) વગેરે ફળો તુરાં, મધુર, શીતવીર્ય, ગ્રાહિ, રૂક્ષ અને કફને તથા પિત્તને મટાડનારાં છે. વડ વગેરે છીરવાળા વૃક્ષોનાં ફળો તુરાં, મીઠાં, કંઈક ખાટાં, શીતવીર્ય, ભારે, પેટમાં ગડગડાટ કરીને ઘણી વારે પચનારાં અને કંઈક વાયુને કોપાવનારાં છે. ૧૬૬–૧૬૮

### જાંબૂના ગુણો.

**अत्यर्थं वातलं ग्राहि जाम्बवं कफपित्तजित् ।**

૧૫૫ જાંબૂનું ફળ બહુજ વાયુને કોપાવનારું ગ્રાહિ અને કફને તથા પિત્તને મટાડનારું છે.

### રાયણના ગુણો.

**स्निग्धं स्वादु कषायं च राजादनफलं गुरु १६९**

૧૫૬ રાયણનું ફળ મધુર, તુરું, સ્નિગ્ધ અને ભારે છે. ૧૬૯

### બખાઇ આંબલીના ગુણો.

**कषायं मधुरं रूक्षं तोदनं कफवातजित् ।**
**अम्लोष्णं लघु संग्राहि स्निग्धं पित्ताग्निवर्धनम् ॥१७०॥**

૧૫૭ બખાઈ આંબલીનું ફળ તુરું, મીઠું, ખાટું, ઉષ્ણવીર્ય, રૂક્ષ, હલકું, ગ્રાહિ, પિત્તને તથા જઠરાગ્નિને વધારનારું અને કફને તથા વાયુને મટાડનારું છે. ૧૭૦

### ટીંબરૂના કાચા ફળના ગુણો.

**आमं कषायं संग्राहि तिन्दुकं वातकोपनम् ।**
**विपाके गुरु संपक्वं मधुरं कफपित्तजित् ॥ १७१ ॥**

૧૫૮ ટીંબરૂનું ફળ કાચું તુરું, ગ્રાહિ અને વાયુનો પ્રકોપ કરનારું છે. ટીંબરૂનું પાકું ફળ મધુર, વિપાકમાં– પચવામાં ભારે અને કફને તથા પિત્તને મટાડનારું છે. ૧૭૧

### બોલસરીના ફળના ગુણો.

**मधुरं च कषायं च स्निग्धं संग्राहि बाकुलम् ।**
**स्थिरीकरं च दन्तानां विशदं फलमुच्यते ॥१७२॥**

૧૫૯ બોલસરીનું ફળ મધુર, તુરું, સ્નિગ્ધ, વિશદ, ગ્રાહિ અને દાંતોને મજબૂત કરનારું છે. ૧૭૨

### ધ્રામણાં, ગાંગેડાં અને આંસોદરાના ગુણો.

**कषायं च हिमं स्वादु धान्वनं कफवातजित् ।**
**तद्वद्गाङ्गेरुकं विद्यादश्मन्तकफलानि च ॥ १७३ ॥**

૧૬૦ ધ્રામણનાં ફળ, ગાંગેડાં અને આંસોદરાનાં ફળ એઓ તુરાં, મધુર, શીતવીર્ય, અને કફને તથા વાયુને મટાડનારાં છે. ૧૭૩

### અંજીરના ગુણો.

**विष्टम्भि मधुरं स्निग्धं फल्गुजं तर्पणं गुरु ।**

૧૬૧ અંજીરનું ફળ મીઠું, સ્નિગ્ધ, તૃપ્તિ આપનાર, ભારે અને પેટમાં ગડગડાટ કરીને ઘણીવારે પચે એવું છે.

### કાચા પાકા ફાલસાના ગુણો.

**अत्यम्लमीषन्मधुरं कषायानुरसं लघु ॥ १७४ ॥**
**वातघ्नं पित्तजननमामं विद्यात्परूषकम् ।**
**तदेव पक्वं मधुरं वातपित्तनिबर्हणम् ॥ १७५ ॥**
**विपाके मधुरं शीतं रक्तपित्तप्रसादनम् ।**

૧૬૨ કાચાં ફાલસાં અત્યંત ખાટાં, કંઈક મીઠાં અને તુરાં, હલકાં, વાયુને મટાડનારાં અને પિત્તને ઉત્પન્ન કરનારાં છે. પાકાં ફાલસાં રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, રક્તપિત્તને શાંત કરનારાં અને વાયુને તથા પિત્તને મટાડનારાં છે. ૧૭૪–૧૭૫

### કમલ કાકડીના ગુણો.

**पौष्करं स्वादु विष्टम्भि बल्यं कफहरं गुरु ॥१७६॥**

૧૬૩ કમલ કાકડી મધુર, ભારે, બળ આપનારી, કફને ઉત્પન્ન કરનારી અને પેટમાં ગડગડાટ કરીને ઘણી વારે પચનારી છે. ૧૭૬

### કાચાં બિલાના અને પાકાં બિલાના ગુણો.

**कफानिलहरं तीक्ष्णं स्निग्धं संग्राहि दीपनम् ।**
**कटुतिक्तकषायोष्णं बालं बिल्वमुदाहृतम् ॥ १७७ ॥**
**तदेव विद्यात्सम्पक्वं मधुरानुरसं गुरु ।**
**विदाहि विष्टम्भकरं दोषकृत्पूतिमारुतम् ॥ १७८ ॥**

૧૬૪ કાચું બિલું, તીખું, કડવું, તુરું, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, સ્નિગ્ધ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને કફને તથા વાયુને મટાડનારું છે. પાકું બિલું કંઈક મધુર, ભારે, પાકાવસ્થામાં દાહને ઉત્પન્ન કરનારું, પેટમાં ગડગડાટ કરીને ઘણીવારે પચે એવું, દોષોને ઉત્પન્ન કરનારું, અને દુર્ગન્ધી અધોવાયુને ઉત્પન્ન કરનારું છે. ૧૭૭-૧૭૮

### ઘોલાંના તથા રાળના ઝાડના ગુણો.

**बिम्बीफलं सश्विकर्णं स्तन्यकृत्कफपित्तजित् ।**
**तृड्दाहज्वरपित्तासृक्कासश्वासक्षयापहम् ॥१७९॥**

૧૬૫ ઘોલાં અને રાળના ઝાડનાં ફળો ધાવણને ઉત્પન્ન કરનારાં અને કફ, પિત્ત, તૃષા, દાહ, જ્વર, રક્તપિત્ત, ઉધરસ, શ્વાસ અને ક્ષય એઓને મટાડનારાં છે. ૧૭૯

### તાડગોળા, નાળીયેર, ફણસ, કેળાં વગેરેના ગુણો.

**तालनारिकेलपनसमोचप्रभृतीनि ॥ १८० ॥**
**स्वादुपाकरसान्याहुर्वातपित्तहराणि च ॥**
**बलप्रदानि स्निग्धानि बृंहणानि हिमानि च ॥१८१॥**

૧૬૬ તાડનાં ફળ-તાડગોળા. નાળીયેર, ફણસ, કેળાં વગેરે ફળો રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, બળ આપનારાં, શરીરને પુષ્ટ કરનારાં અને વાયુને તથા પિત્તને મટાડનારાં છે. ૧૮૦-૧૮૧

### તાડનાં ફળના ગુણો અને તેના બીના ગુણો.

**फलं स्वादुरसं तेषां तालजं गुरु पित्तजित् ।**
**तद्बीजं स्वादुपाकं च मूत्रलं वातपित्तजित् ॥१८२॥**

૧૬૭ તેઓમાં તાડનું ફળ મધુર, ભારે અને પિત્તને શાંત કરનારું છે. તાડના ફળનાં બી વિપાકમાં મધુર, મૂત્રને સાફ લાવનારાં અને વાયુને તથા પિત્તને મટાડનારાં છે. ૧૮૨

### નાળીયેરના ગુણો.

**नारिकेलं गुरु स्निग्धं पित्तघ्नं स्वादु शीतलम् ।**
**बलमांसप्रदं हृद्यं बृंहणं बस्तिशोधनम् ॥ १८३ ॥**

૧૬૮ નાળીયેર ભારે, મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, મનને પ્રિય લાગે એવું, મૂત્રાશયને સાફ કરનારું, બળ આપનારું, માંસને વધારનારું અને પિત્તને મટાડનારું છે. ૧૮૩

### ફણસના ગુણો.

**पनसं सकषायं तु स्निग्धं स्वादुरसं गुरु ।**

૧૬૯ ફણસ મધુર, કંઈક તુરું. સ્નિગ્ધ અને ભારે છે.



### કેળાના ખાસ ગુણો.

**मौचं स्वादुरसं प्रोक्तं कषायं नातिशीतलम् १८४**
**रक्तपित्तहरं वृष्यं रुच्यं श्लेष्मकरं गुरु ।**

૧૭૦ કેળાં મધુર, તુરાં, કંઈક ટાઢાં, ભારે, વીર્યને વધારનારાં, રુચિ ઉપજાવનારાં, કફને વધારનારાં અને રક્તપિત્તને મટાડનારાં છે. ૧૮૪

### દરાખ વગેરેના ગુણો.

**द्राक्षाकाश्मर्यमधूकपुष्पखर्जूरप्रभृतीनि ॥ १८५ ॥**
**रक्तपित्तहराण्याहुर्गुरूणि मधुराणि च ।**

૧૭૧ દરાખ, સવનનાં ફળ, મહુડાનાં ફુલ, ફળ, ખજૂર વગેરે ફળો મધુર, ભારે અને રક્તપિત્તને મટાડનારાં છે. ૧૮૫

### દરાખના ખાસ ગુણો.

**तेषां द्राक्षा सरा स्वर्या मधुरा स्निग्धशीतला १८६**
**रक्तपित्तज्वरश्वासतृष्णादाहक्षयापहा ।**

૧૭૨ તેઓમાં દરાખ મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, દસ્તને સાફ લાવનારી, સ્વરને સારો કરનારી અને રક્તપિત્ત, જ્વર, શ્વાસ, તરશ, દાહ અને ક્ષય એઓને મટાડનારી છે. ૧૮૬

### સવનના ફળના ખાસ ગુણો.

**हृद्यं मूत्रविबन्धघ्नं पित्तासृग्वातनाशनम् ॥ १८७ ॥**
**केश्यं रसायनं मेध्यं काश्मर्यं फलमुच्यते ।**

૧૭૩ સવનનાં ફળ હૃદયને હિતકારી, રસાયન, વાળને ફાયદો કરનારાં, બુદ્ધિને વધારનારાં અને મૂત્રની અટકાયત, પિત્ત, રક્તવિકાર અને વાયુ એઓને મટાડનારાં છે. ૧૮૭

### ખજૂરના ખાસ ગુણો.

**क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु ॥ १८८ ॥**
**रसे पाके च मधुरं खार्जूरं रक्तपित्तजित् ।**

૧૭૪ ખજૂરનું ફળ રસમાં અને વિપાકમાં મધુર, શીતવીર્ય, ભારે, મનને પ્રિય લાગે એવું, તૃપ્તિ આપનાર અને રક્તપિત્ત; ઉરઃક્ષત તથા ક્ષય એઓને મટાડનાર છે. ૧૮૮

### મહુડાના ફળ ફુલના ગુણો.

**बृंहणीयमहृद्यं च मधूककुसुमं गुरु ॥ १८९ ॥**
**वातपित्तोपशमनं फलं तस्योपदिश्यते ।**

૧૭૫ મહુડાનાં ફુલ ભારે, શરીરને પુષ્ટ કરનારાં અને હૃદયને અપ્રિય લાગે એવાં છે. અને મહુડાનાં ફળ વાયુને તથા પિત્તને શાંત કરનારાં છે. ૧૮૯

### બદામ વગેરેના ખાસ ગુણો.

**वातामाक्षोडाभिषुकनिलचुपिचुनिकोचकोरुमाण-**
**प्रभृतीनि ॥ १९० ॥**
**पित्तश्लेष्महराण्याहुः स्निग्धोष्णानि गुरूणि च ।**
**बृंहणान्यनिलघ्नानि बल्यानि मधुराणि च ॥१९१॥**

૧૭૬ બદામ, અખોડ, અભિષુક, નિચુલ (ગુજરાતીમાં નામ મળતું નથી) કપાસના ડોડવા, પિસ્તાં, અને વાયવરણાં વગેરે ફળો મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, ભારે, શરીરને પુષ્ટ કરનારાં, બળને વધારનારાં અને કફ, પિત્ત તથા વાયુ એઓને મટાડનારાં છે. ૧૯૦-૧૯૧

**લવલી ફળના (હરફારેવડીના) ગુણો.**

**कषायं कफपित्तघ्नं किंचित्तिक्तं रुचिप्रदम् ।**
**हृद्यं सुगन्धि विशदं लवलीफलमुच्यते ॥ १९२ ॥**

૧૭૭ લવલીનું ફળ તુરું, કંઇક કડવું, રુચિ ઉપજાવનાર, સુગંધિ, વિશદ, મનને પ્રિય લાગે એવું અને કફને તથા પિત્તને મટાડનાર છે. ૧૯૨

**વસિર, કાંસકી અને ભીલામાના ફળના ગુણો.**

**वसिरं शीतपाक्यं च सारुष्करनिबन्धनम् ।**
**विष्टम्भि दुर्जरं रूक्षं शीतलं वातकोपनम् ॥१९३॥**
**विपाके मधुरं चापि रक्तपित्तप्रणाशनम् ।**

૧૭૮ વસિર (અઘેડા)નાં ફળ, કાંસકીનાં ફળ અને ભીલામાનાં ફળ એઓ વિપાકમાં મધુર, શીતવીર્ય, રૂક્ષ, પેટમાં ગડગડાટ કરનારાં, માંડ પચે એવાં, વાયુનો પ્રકોપ કરનારાં અને રક્તપિત્તને મટાડનારાં છે. ૧૯૩

**લીંબુના તથા ટંક નામના ફળના ગુણો.**

**ऐरावतंदन्तशठमम्लं शोणितपित्तकृत् ॥ १९४ ॥**
**शीतं कषायं मधुरं टङ्कं मारुतकृद्गुरु ।**

૧૭૯ દોડીગાં લીંબુ તથા લીંબુ ખાટાં અને રક્તપિત્તને કરનારાં છે. 'ટંક' નામનું ફળ મધુર, તુરું શીતવીર્ય, ભારે અને વાયુને ઉત્પન્ન કરનારું છે. ૧૯૪

**ઇંગોરીયાના ફળના ગુણો.**

**स्निग्धोष्णं तिक्तमधुरं वातश्लेष्मघ्नमैङ्गुदम् १९५**

૧૮૦ ઈંગોરીયાનું ફળ કડવું, મધુર, ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ અને વાયુને તથા કફને ઉત્પન્ન કરનારું છે. ૧૯૫

**ખીજડીના ફળના ગુણો.**

**शमीफलं गुरु स्वादु रूक्षोष्णं केशनाशनम् ।**

૧૮૧ ખીજડીનું ફળ મધુર, ઉષ્ણવીર્ય, રૂક્ષ, ભારે અને કેશોનો-વાળોનો નાશ કરનારું છે.

**ગુંદાના ગુણો.**

**गुरु श्लेष्मातकफलं कफकृन्मधुरं हिमम् ॥ १९६ ॥**

૧૮૨ ગુંદાં મધુર, શીતવીર્ય, ભારે અને કફને કરનારાં છે. ૧૯૬

**કેરડાં, ભીલામા, ખારી જાળ અને મોગરાના ગુણો.**

**करीराक्षिकपीलूनि तृणशून्यफलानि च ।**
**स्वादुतिक्तकटूष्णानि कफवातहराणि च ॥१९७॥**

૧૮૩ કેરડાં, ભીલામાં, ખારી જાળનાં ફળ અને મોગરાનાં ફળ એઓ મધુર, કડવાં, તીખાં, ઉષ્ણવીર્ય અને કફને તથા વાયુને મટાડનારાં છે. ૧૯૭

**ખારી જાળના ખાસ ગુણો.**

**तिक्तं पित्तकरं तेषां सरं कटुविपाकि च ।**
**तीक्ष्णोष्णं कटुकं पीलु सस्नेहं कफवातजित् १९८**

૧૮૪ ખારી જાળનાં ફળ કડવાં, તીખાં, વિપાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, કંઇક સ્નિગ્ધ, દસ્તને સાફ લાવનારાં, પિત્તને ઉત્પન્ન કરનારાં તથા કફને અને વાયુને મટાડનારાં છે. ૧૯૮

**ભીલામાના તથા ચેરીયાના ખાસ ગુણો.**

**आरुष्करं तौबरकं कषायं मधुरं लघु ।**
**उष्णं कृमिज्वरानाहमेहोदावर्तनाशनम् ॥ १९९ ॥**
**कुष्ठगुल्मोदरार्शोघ्नं कटुपाकि तथैव च ।**

૧૮૫ ભીલામા અને તવરનાં-ચેરનાં ફળ તુરાં, મધુર, વિપાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, હલકાં અને કૃમિ, જ્વર, આનાહ (કબજીયત), પ્રમેહ, ઉદાવર્ત, કુષ્ઠ, ગુલ્મ, ઉદરરોગો અને અર્શ એ રોગોને મટાડનારાં છે. ૧૯૯

**કરંજ, ખાખરો અને લીંબડાના ગુણો.**

**करञ्जकिंशुकारिष्टफलं जन्तुप्रमेहनुत् ॥ २०० ॥**
**रूक्षोष्णं कटुकं पाके लघु वातकफापहम् ।**

૧૮૬ કરંજ, ખાખરો અને લિંબડો એઓનાં ફળો વિપાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, રૂક્ષ અને કૃમિ, પ્રમેહ કફ અને વાયુ એઓને મટાડનારાં છે. ૨૦૦

**વાવડીંગના ગુણો.**

**तिक्तमीषद्विषहितं विडङ्गं क्रिमिनाशनम् ॥ २०१ ॥**

૧૮૭ વાવડીંગ કંઈક કડવાં અને વિષનો તથા કૃમિઓનો નાશ કરનારાં છે. ૨૦૧

**હરડેના ગુણો.**

**व्रण्यमुष्णं सरं मेध्यं दोषघ्नं शोफकुष्ठनुत् ।**
**कषायं दीपनं चाम्लं चक्षुष्यं चाभयाफलम् ॥२०२॥**

૧૮૮ હરડે તુરી, ખાટી, ઉષ્ણવીર્ય, દસ્તને સાફ લાવનારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, બુદ્ધિને વધારનારી, વ્રણને તથા આંખોને ફાયદો કરનારી અને દોષોને, સોજાને તથા કુષ્ઠને મટાડનારી છે. ૨૦૨

**બહેડાના ગુણો.**

**भेदनं लघु रूक्षोष्णं वैस्वर्यक्रिमिनाशनम् ।**
**चक्षुष्यं स्वादुपाक्यक्षं कषायं कफपित्तजित् २०३**

૧૮૯ બહેડાં તુરાં, વિપાકમાં મધુર, ઉષ્ણવીર્ય, રૂક્ષ, હલકાં, દસ્તને પાતળો કરનારાં, આંખોને ફાયદો કરનારાં અને સ્વરભંગ, કૃમિ, કફ અને પિત્ત એઓને મટાડનારાં છે. ૨૦૩

**સોપારીના ગુણો.**

**कफपित्तहरं रूक्षं वक्त्रक्लेदमलापहम् ।**
**कषायमीषन्मधुरं किंचित्पूगफलं सरम् ॥ २०४ ॥**

૧૯૦ સોપારી તુરું, કંઈક મધુર, રૂક્ષ, દસ્તને સાફ લાવનારું, કફ, પિત્ત અને મોઢાની ચીકાસને તથા મોઢાના મેલને મટાડનારું છે. ૨૦૪

**જાવંત્રી, કપૂર, જાયફળ, લતાકસ્તૂરી, ચણકબાબ અને લવંગના ગુણો.**

**जातीकोशोऽथ कर्पूरं जातीकटुकयोः फलम् ।**
**कक्कोलकं लवङ्गं च तिक्तं कटु कफापहम् ॥२०५॥**
**लघु तृष्णापहं वक्त्रक्लेददौर्गन्ध्यनाशनम् ।**

૧૯૧ જાવંત્રી, કપૂર, જાયફળ, લતાકસ્તૂરીનાં ફળ, ચણકબાબ અને લવીંગ એઓ કડવાં, તીખાં, હલકાં, તરસ, કફ અને મોઢાની ચીકાસ તથા દુર્ગંધ એઓને મટાડનારાં છે. ૨૦૫

**કપૂરના ખાસ ગુણો.**

**सतिक्तः सुरभिः शीतः कर्पूरो लघुलेखनः ॥२०६॥**
**तृष्णायां मुखशोषे च वैरस्ये चापि पूजितः ।**

૧૯૨ કપૂર કંઈક કડવું, શીતવીર્ય, હલકું, સુગંધી; લેખન અને તરસ તથા મોઢાનું સુકાવું અને બદસ્વાદપણું એ રોગોમાં ઉત્તમ છે. ૨૦૬

**લતાકસ્તૂરીના ખાસ ગુણો.**

**लताकस्तूरिका तद्वच्छीता बस्तिविशोधनी २०७**

૧૯૩ લતાકસ્તૂરી પણ કપૂરના જેવા જ ગુણોવાળી, શીતવીર્ય અને મૂત્રાશયને સાફ કરનારી છે. ૨૦૭

**ચારોળીના મગજના ગુણો.**

**प्रियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ।**

૧૯૪ ચારોળીનો મગજ મધુર, વીર્યને વધારનાર અને પિત્તને તથા વાયુને મટાડનાર છે.

**બેહેડાના મગજના ગુણો.**

**बैभीतको मदकरः कफमारुतनाशनः ॥ २०८ ॥**

૧૯૫ બ્હેડાંનો મગજ મદ-નીશો કરનારો અને કફને તથા વાયુને મટાડનાર છે. ૨૦૮

**બોરના મગજના ગુણો.**

**कषायो मधुरो मज्जा कोलानां पित्तनाशनः ।**
**तृष्णाच्छर्द्यनिलघ्नश्च**

૧૯૬ બોરનો મગજ તુરો, મધુર અને પિત્ત, તરશ, ઉલટી તથા વાયુ એઓને મટાડનારો છે.

**આંબળાના મગજના ગુણો.**

**तद्वदामलकस्य च ॥ २०९ ॥**

૧૯૭ આંબળાનો મગજ પણ બોરના મગજના જેવા જ ગુણવાળો છે. ૨૦૯

**બીજોરૂ, ગરમાળો અને કોશામ્રના મગજના ગુણો.**

**बीजपूरकशम्याकमज्जा कोशाम्रसम्भवः ।**
**स्वादुपाकोऽग्निबलकृत्स्निग्धः पित्तानिलापहः २१०**

૧૯૮ બીજોરૂ, ગરમાળો અને જંગલી કેરી એઓનો મગજ વિપાકમાં મધુર, સ્નિગ્ધ, જઠરાગ્નિને તથા બળને વધારનારો અને પિત્તને તથા વાયુને મટાડનારો છે. ૨૧૦

**મગજના ગુણો ફળના ગુણને અનુસરતા છે.**

**यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् ।**
**तस्य तस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥ २११॥**

૧૯૯ જે જે ફળોનાં જે ગુણો અને કર્મો કહેલાં છે તે તે ફળોના મગજોનાં પણ તેજ ગુણો અને કર્મો જાણવાં. ૨૧૧

**કયાં પાકાં અને કયાં કાચાં ફળ ગુણકારક છે?**

**फलेषु परिपक्वं यद्गुणवत्तदुदाहृतम् ।**
**बिल्वादन्यत्र विज्ञेयमामं तद्धि गुणोत्तरम् ॥२१२॥**
**ग्राह्युष्णं दीपनं तद्धि कषायं कटु तिक्तकम् ।**

૨૦૦ બિલાં શિવાય બાકીનાં ફળોમાં જે ફળ પાકું હોય તેને જ ગુણકારી સમજવું. પરંતુ બિલું તો કાચું જ વિશેષ ગુણકારી છે એમ જાણવું. કાચું બિલું ગ્રાહિ, ઉષ્ણ-જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, તુરું, કડવું અને તીખું છે. ૨૧૨

**કેવું ફળ ખાવું નહિ?**

**व्याधितं कृमिजुष्टं च पाकातीतमकालजम् ॥२१३॥**
**वर्जनीयं फलं सर्वमपर्यागतमेव च ।**

૨૦૧ જે ફળ રોગવાળું, કીડાવાળું, બહુ જ પાકી ગયેલું, ઋતુ વગર થયેલું અથવા બરોબર નહીં પાકેલું હોય તે ફળ ખાવું નહીં. ૨૧૩

**ઇતિ ફળવર્ગ.**

**અથ શાકવર્ગ અને તેના ગુણો.**

**शाकान्यत ऊर्ध्वं वक्ष्यामः ।**
**तत्र पुष्पफलाऽलाबुकालिन्दकप्रभृतीनि ।**
**पित्तघ्नान्यनिलं कुर्युस्तथा मन्दकफानि च २१४**
**सृष्टमूत्रपुरीषाणि स्वादुपाकरसानि च ।**

૨૦૨ હવે પછી અમે શાકવર્ગ કહીશું. કોહળું, દુધલું, તરબૂચ વગેરે શાકો કહેવાય છે. શાકો રસમાં અને વિપાકમાં મધુર, દસ્તને તથા મૂત્રને સાફ લાવનારાં, પિત્તનો નાશ કરનારાં અને વાયુને તથા કંઈક કફને ઉત્પન્ન કરનારાં છે. ૨૧૪

**કાચાં કોહળાના ગુણો.**

**पित्तघ्नं तेषु कूष्माण्डं बालं मध्यं कफावहम् २१५**
**पक्वं लघूष्णं सक्षारं दीपनं बस्तिशोधनम् ।**
**सर्वदोषहरं हृद्यं पथ्यं चेतोविकारिणाम् ॥ २१६॥**

૨૦૩ કાચું કોહળું પિત્તને મટાડનારું છે. મધ્યમ-કંઇક કાચું કંઇક પાકું કોહળું કફને ઉત્પન્ન કરનારું છે. પાકું કોહળું કંઇક ક્ષારતાવાળું, ઉષ્ણવીર્ય, હલકું, જઠ-

રાગ્નિને પ્રદીપ્ત કરનારૂં, મૂત્રાશયને સાફ કરનારૂં, સઘળા દોષોને મટાડનારૂં હૃદયને પ્રિય લાગે એવું અને ચિત્તના વિકારવાળાઓને હિતકારી છે. ૨૧૫-૨૧૬

**તરબુચના ખાસ ગુણો.**

**दृष्टिशुक्रक्षयकरं कालिन्दं कफवातकृत् ।**

૨૦૪ તરબૂચ-કલીંગર દૃષ્ટિને તથા વીર્યને નુકસાન કરનારું અને કફને તથા વાયુને ઉત્પન્ન કરનારું છે.

**દુધીના ખાસ ગુણો.**

**अलाबूर्भिन्नविट्का तु रूक्षा गुर्व्यतिशीतला २१७**

૨૦૫ દુધલું રૂક્ષ, ભારે, બહુ જ ટાઢું અને દસ્તને સાફ લાવનારું છે. ૨૧૭

**કડવા દુધલાના ખાસ ગુણો.**

**तिक्तालाबूरहृद्या तु वामनी वातपित्तजित् ।**

૨૦૬ કડવું દુધલું હૃદયને અહિત કરનારું, ઉલટી કરાવનારું અને વાયુને તથા પિત્તને મટાડનારું છે.

**કાકીડોની જુદી જુદી જાતના ગુણો.**

**त्रपुसैर्वारुकर्कारुकशीर्णवृन्तप्रभृतीनि ॥२१८॥**
**गुरुविष्टम्भिशीतानि स्वादूनि कफकृन्ति च ।**
**सृष्टमूत्रपुरीषाणि सक्षारमधुराणि च ॥ २१९ ॥**

૨૦૭ કાકડી, એર્વારુ, ( કાકડીની જાત ) કર્કારુક (કાકડીની જાત) ખરબૂચ (સકરટેટી) વગેરે શાકો મધુર, કંઇક ખારાશવાળાં, શીતવીર્ય, ભારે, પેટમાં ગડગડાટ કરનારાં, સ્વાદિષ્ટ, દસ્તને તથા મૂત્રને સાફ લાવનારાં અને કફને ઉત્પન્ન કરનારાં છે. ૨૧૮-૨૧૯

**કાચી પાકી કાકડીના ખાસ ગુણો.**

**बालं सुनीलं त्रपुसं तेषां पित्तहरं स्मृतम् ।**
**तत्पाण्डु कफकृज्जीर्णमम्लं वातकफापहम् ॥२२०॥**

૨૦૮ તેઓમાં કાચી અને બહુ જ લીલા રંગની કાકડી પિત્તને મટાડનારી છે. તે જ કાકડી સફેદાઇ ઉપર આવી જાય ત્યારે કફને ઉત્પન્ન કરે છે અને જૂની-બહુ પાકી ગયેલી કાકડી ખાટી અને વાયુને તથા કફને મટાડનારી છે. ૨૨૦

**એર્વારુક તથા કર્કારુ જાતની કાકડીના ગુણો.**

**एर्वारुकं सकर्कारु सम्पक्वं कफवातकृत् ।**
**सक्षारं मधुरं रुच्यं दीपनं नातिपित्तलम् ॥ २२१॥**

૨૦૯ એર્વારુક અને કર્કારુ નામની કાકડીની જાતો પાકી હોય તો કંઇક ક્ષારતાવાળી, મધુર, રુચિ ઉપજાવનારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી અને કંઇક પિત્તને તથા કફને અને વાયુને ઉત્પન્ન કરનારી છે. ૨૨૧

**પાકા ખડબૂચના ખાસ ગુણો.**

**सक्षारं मधुरं चैव शीर्णवृन्तं कफापहम् ।**
**भेदनं दीपनं हृद्यमानाहाष्ठीलनुल्लघु ॥ २२२ ॥**

૨૧૦ પાકું ખડબૂચ કંઇક ક્ષારવાળું, મધુર, દસ્તને પાતળો કરનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, હલકું, મનને પ્રિય લાગે એવું અને કફ, આનાહ-કબજીયત તથા અષ્ઠીલા એઓને મટાડનારું છે. ૨૨૨

**પિપર વગેરે પદાર્થોના સામાન્ય ગુણો.**

**पिप्पलीमरिचशृङ्गवेरार्द्रकहिङ्गुजीरककुस्तुंबुरुजम्बीरकसुमुखसुरसार्जकभूस्तृणसुगन्धककासमर्दककालमालकुठेरकक्षवकखरपुष्पशिग्रुमधुशिग्रुफणिज्झकसर्षपराजिकाकुलाहलवेणुगण्डीरतिलपर्णिकावर्षाभूचित्रकमूलकपोतिकालशुनपलाण्डुकलायप्रभृतीनि ॥ २२३ ॥**
**कटून्युष्णानि रुच्यानि वातश्लेष्महराणि च ।**
**कृतान्नमुपयुज्यन्ते संस्कारार्थमनेकधा ॥ २२४ ॥**

૨૧૧ *પિપર, મરી, સુંઠ, આદુ, હિંગ, જીરું, ધાણા, બખાઈ લીંબુ, સુમુખ (તુલસી), સુરસા (જંગલી તુળસી), અર્જક (તુલસી), ભૂસ્તૃણ, સુગંધક (સુગંધી તૃણ), કાંસોદરો, કાળી તુલસી, કુઠેરક (એક જાતની તુલસી), ક્ષવક (કાળા સર્ષવ), ખરપુષ્પ, કડવો સરગવો, મીઠો સરગવો, મરવો, સરષવ, રાઈ, કુલાહર (ગોરખમુંડી), વેણુ (વાંસ), ગંડીર (કડવું સુરણ), તિલપર્ણિકા (તલવણી), સાટોડી, ચિત્રો, મૂલાની ભાજી, લસણ, ડુંગળી-કાંદા, વટાણા વગેરે શાકો તીખાં, ઉષ્ણવીર્ય, રુચિ ઉપજાવનારાં, અને વાયુને તથા કફને મટાડનારાં છે. આ સઘળાં દ્રવ્યો રાંધેલાં અન્નોને વઘાર વગેરે સંસ્કારો આપવાના કામમાં અનેક રીતે વપરાય છે. ૨૨૩-૨૨૪

**લીલી સુકી પીપરના ખાસ ગુણો.**

**तेषां गुर्वी स्वादुशीता पिप्पल्यार्द्रा कफावहा ।**
**शुष्का कफानिलघ्नी सा वृष्या पित्ताविरोधिनी२२५**

૨૧૨ લીલી પિપર મધુર, શીતવીર્ય, ભારે અને કફને ઉત્પન્ન કરનારી છે. સુકી પિપર વીર્યને વધારનારી તથા કફને અને વાયુને મટાડનારી છે અને પિત્તને ઉત્પન્ન કરતી નથી. ૨૨૫

**લીલાં સુકાં મરીના ગુણો.**

**स्वादुपाक्यार्द्रमरिचं गुरु श्लेष्मप्रसेकि च ।**
**कटूष्णं लघु तच्छुष्कमवृष्यं कफवातजित् ॥२२६॥**

૨૧૩ લીલાં મરી વિપાકમાં મધુર, ભારે અને કફનો સ્રાવ કરાવનારાં છે. સુકાં મરી તીખાં, ઉષ્ણવીર્ય, હલકાં, વીર્યને નુકસાન કરનારાં અને કફને તથા વાયુને મટાડનારાં છે. ૨૨૬

* પિપર વગેરે જે પદાર્થો ગણાવ્યા છે તેમાંના કેટલાએક પદાર્થ વઘારના કામમાં ઉપયોગી છે, કેટલાએક શાક તરિકે વપરાય છે, કેટલાએક ઔષધરૂપ છે અને કેટલાએક આહારરૂપ છે.

### ધોળાં મરીના ખાસ ગુણો.

**नात्युष्णं नातिशीतं च वीर्यतो मरिचं सितम् ।**
**गुणवन्मरिचेभ्यश्च चक्षुष्यं च विशेषतः ॥ २२७॥**

૨૧૪ ધોળાં મરી બહુ શીતવીર્ય નથી, તેમ બહુ ઉષ્ણવીર્ય પણ નથી, કાળા મરીનાં જેવા જ ગુણવાળાં અને વિશેષે કરીને આંખોને ફાયદો કરનારાં છે. ૨૨૭

### સુંઠના ખાસ ગુણો.

**नागरं कफवातघ्नं विपाके मधुरं कटु ।**
**वृष्योष्णं रोचनं हृद्यं सस्नेहं लघु दीपनम् ॥२२८॥**

૨૧૫ સુંઠ તીખી, વિપાકમાં મધુર, ઉષ્ણવીર્ય, હલકી, કંઈક સ્નિગ્ધ, વીર્યને વધારનારી, રુચિ ઉપજાવનારી, મનને પ્રિય લાગે એવી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી અને કફને તથા વાયુને મટાડનારી છે. ૨૨૮

### આદુના ખાસ ગુણો.

**कफानिलहरं स्वर्यं विबन्धानाहशूलनुत् ।**
**कटूष्णं रोचनं हृद्यं वृष्यं चैवार्द्रकं स्मृतम् ॥२२९॥**

૨૧૬ આદુ તીખું, ઉષ્ણવીર્ય, રુચિ ઉપજાવનાર, મનને પ્રિય લાગે એવું, વીર્યને વધારનાર, સ્વરને ફાયદો કરનાર અને કફ, વાયુ, મળબંધ, શૂળ તથા આનાહ એઓને મટાડનાર છે. ૨૨૯

### હિંગના ખાસ ગુણો.

**लघूष्णं पाचनं हिङ्गु दीपनं कफवातजित् ।**
**कटु स्निग्धं सरं तीक्ष्णं शूलाजीर्णविबन्धनुत् २३०**

૨૧૭ હિંગ તીખી, ઉષ્ણવીર્ય, હલકી, સ્નિગ્ધ, તીક્ષ્ણ, પાચન કરનારી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, દસ્તને સાફ લાવનારી અને કફ, વાયુ, શૂળ, અજીર્ણ અને કબજીયત એઓને મટાડનારી છે. ૨૩૦

### બે જાતનાં જીરાના ખાસ ગુણો.

**तीक्ष्णोष्णं कटुकं पाके रुच्यं पित्ताग्निवर्धनम् ।**
**कटु श्लेष्मानिलहरं गन्धाढ्यं जीरकद्वयम् २३१**
**कारवी करवी तद्वद्विज्ञेया सोपकुञ्चिका ।**

૨૧૮ સફેદ જીરું અને શાહજીરું એ બન્ને જાતનાં જીરાં રસમાં અને વિપાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, રુચિ ઉપજાવનારાં, સુગંધી, પિત્તને તથા જઠરાગ્નિને વધારનારાં અને કફને તથા વાયુને મટાડનારાં છે. કલોંજી જીરું, કાલીજીરી અને અજમા એઓ પણ જીરાના જેવા જ ગુણોવાળાં છે. ૨૩૧

### કોથમરીના ગુણો.

**भक्ष्यव्यञ्जनभोज्येषु विविधेष्ववचारिता ॥२३२॥**
**आर्द्रा कुस्तुम्बरी कुर्यात्स्वादुसौगन्ध्यहृद्यताम् ।**

૨૧૯ લીલી કોથમરી–ધાણાભાજી ભક્ષ્યોમાં, ભોજ્યોમાં અને કઢી વગેરેમાં નાંખવામાં આવેલી હોય તો તેઓને સ્વાદિષ્ટ, સુગંધી અને મનને પ્રિય લાગે એવાં બનાવે છે. ૨૩૨

### સુકા ધાણાના ખાસ ગુણો.

**सा शुष्का मधुरा पाके स्निग्धा तृड्दाहनाशनी २३३**
**दोषघ्नी कटुका किंचित्तिक्ता स्रोतोविशोधनी ।**

૨૨૦ સુકા ધાણા તીખા, કંઈક કડવા, વિપાકમાં મધુર, સ્નિગ્ધ, માર્ગોને સાફ કરનારા અને દોષોને, તરસને તથા દાહને મટાડનારા છે. ૨૩૩

### સુકાં બખાઈ લીંબુના ખાસ ગુણો.

**जम्बीरः पाचनस्तीक्ष्णः कृमिवातकफापहः ॥२३४॥**
**सुरभिर्दीपनो रुच्यो मुखवैशद्यकारकः ।**

૨૨૧ સુકું બખાઈ લીંબુ પાચન કરનાર, તીક્ષ્ણ, સુગંધી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર, મ્હોડાને સ્વચ્છ કરનાર અને કૃમિ, કફ તથા વાયુ એઓને મટાડનાર છે. ૨૩૪

### સફેદ માંજરવાળી તથા તીખા પાંદડાંવાળી તુળસી તથા જંગલી તુળસીના ખાસ ગુણો.

**कफानिलविषश्वासकासदौर्गन्ध्यनाशनः ॥ २३५ ॥**
**पित्तकृत्पार्श्वशूलघ्नः सुमुखः समुदाहृतः ।**
**तद्वत्तु सुरसो ज्ञेयो विशेषाद्गरनाशनः ॥ २३६ ॥**

૨૨૨ સફેદ માંજરવાળી તુળસી તથા તીખા પાંદડાંવાળી તુળસી કફને, વાયુને, વિષને, શ્વાસને, ખાંસીને તથા દુર્ગંધપણાને મટાડે છે. પિત્ત કરે છે, પડખાંના શૂળને મટાડે છે. જંગલી તુળસીના પણ એવા જ ગુણો છે. પરંતુ તે ઝેરના વિકારનો ખાસ નાશ કરે છે. ૨૩૫-૨૩૬

### કાળાં માંજરવાળી, ક્ષુદ્ર તુળસી અને ભૂસ્તૃણના ખાસ ગુણો.

**कफघ्ना लघवो रूक्षाः स्निग्धोष्णाः पित्तवर्धनाः ।**
**कटुपाकरसाश्चैव सुरसार्जकभूस्तृणाः ॥ २३७ ॥**

૨૨૩ કાળાં માંજરવાળી જંગલી તુળસી, ક્ષુદ્ર તુળસી અને ભૂસ્તૃણ કફને હરનારાં છે, હલકાં છે, રૂક્ષ છે, કંઈક સ્નિગ્ધ છે, ઉષ્ણવીર્ય છે, પિત્તને વધારનારાં છે અને પાકમાં તથા રસમાં તીખાં છે. ૨૩૭

### કાસંદરાના ખાસ ગુણો.

**मधुरः कफवातघ्नः पाचनः कण्ठशोधनः ।**
**विशेषतः पित्तहरः सतिक्तः कासमर्दकः ॥ २३८ ॥**

૨૨૪ કાસંદરો મધુર, કંઈક કડવો, પાચન કરનારો, કંઠને શુદ્ધ કરનારો, તથા કફને, વાયુને અને વિશેષે કરીને પિત્તને મટાડનારો છે. ૨૩૮

### કડવા સરગવાના ખાસ ગુણો.

**कटुः सक्षारमधुरः शिग्रुस्तिक्तोऽथ पिच्छलः ।**

૨૨૫ કડવો સરગવો તીખો, કંઈક ક્ષારપણાવાળો અને મધુર, કડવો તથા પિત્તને મટાડનારો છે.

### મીઠા સરગવાના ખાસ ગુણો.

**मधुशिग्रुः सरस्तिक्तः शोफघ्नो दीपनः कटुः२३९**

૨૨૬ મીઠો સરગવો તીખો, કડવો, દસ્તને સાફ લાવનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો અને સોજાને મટાડનારો છે. ૨૩૯

### સરષવની ભાજી, કડવું સુરણ અને વેગ નામના શાકના ખાસ ગુણો.

**विदाहि बद्धविण्मूत्रं रूक्षं तीक्ष्णोष्णमेव च ।**
**त्रिदोषं सार्षपं शाकं गाण्डीरं वेगनाम च ॥२४०॥**

૨૨૭ સરષવની ભાજી, કડવું સુરણ અને વેગ નામનું શાક એઓ ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, રૂક્ષ, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન કરનારાં, મળમૂત્રને રોકનારાં અને ત્રણે દોષોને ઉત્પન્ન કરનારાં છે. ૨૪૦

### ચિત્રાના અને તલવણીના ખાસ ગુણો.

**चित्रकस्तिलपर्णी च कफशोफहरे लघू ।**

૨૨૮ ચિત્રો અને તલવણી એઓ હલકાં અને કફને તથા સોજાને મટાડનારાં છે.

### સાટોડીના ખાસ ગુણો.

**वर्षाभूः कफवातघ्नी हिता शोफोदरार्शसाम् २४१**

૨૨૯ સાટોડી કફને તથા વાયુને મટાડનારી અને સોજો, ઉદરરોગ અને અર્શ એ રોગોમાં ફાયદો કરનારી છે. ૨૪૧

### મૂળાની ભાજીના ખાસ ગુણો.

**कटुतिक्तरसा हृद्या रोचनी वह्निदीपनी ।**
**सर्वदोषहरा लघ्वी कण्ठ्या मूलकपोतिका ॥२४२॥**

૨૩૦ મૂળાની ભાજી તીખી, કડવી, હલકી, મનને પ્રિય લાગે એવી, અન્ન ઉપર રુચિ ઉપજાવનારી, જઠરાગ્નિ પ્રદીપ્ત કરનારી, કંઠને ફાયદો કરનારી અને સર્વ દોષોને મટાડનારી છે. (વાત, પિત્તને કફને શાંત કરનારી છે.) ૨૪૨

### રાંધેલા મૂળાના તથા કાચા મૂળાના ખાસ ગુણો.

**महत्तद्गुरु विष्टम्भि तीक्ष्णमामं त्रिदोषकृत् ।**
**तदेव स्निग्धसिद्धं तु पित्तनुत्कफवातजित् २४३**

૨૩૧ કાચા (અગ્નિથી નહીં પકાવેલા) મૂળા અત્યંત ભારે, વિષ્ટંભી (પેટમાં ગડગડાટ કરીને પચે તેવા) તીક્ષ્ણ, અને ત્રણે દોષોને ઉત્પન્ન કરનારા છે. પરંતુ તે જ મૂળા જો ઘી વગેરે સ્નેહની સાથે પકાવીને ખાધા હોય તો વાયુ, પિત્ત અને કફ એ ત્રણે દોષોને શમાવે છે. ૨૪૩

### સુકા મૂળાના ખાસ ગુણો.

**त्रिदोषशमनं शुष्कं विषदोषहरं लघु ।**

૨૩૨ સુકા મૂળા હલકા, વિષના વિકારોને મટાડનારા અને ત્રણે દોષોને શમાવનારા છે.

### સુકાં શાક (કાચરી)ના ખાસ ગુણો.

**विष्टम्भि वातलं शाकं शुष्कमन्यत्र मूलकात् २४४**

૨૩૩ મૂળા શિવાયના બાકીનાં સુકાં શાકો વાયુને ઉત્પન્ન કરનારાં અને વિષ્ટંભી (પેટમાં ગડગડાટ કરીને માંડ માંડ પચનારાં) છે. ૨૪૪

### મૂળાના ફુલ, ફળ, પાંદડાં વગેરેના ગુણો.

**पुष्पं च पत्रं च फलं तथैव**
**यथोत्तरं ते लघवः प्रदिष्टाः ।**
**तेषां तु पुष्पं कफपित्तहन्तृ**
**फलं निहन्यात्कफमारुतौ च ॥ २४५ ॥**

૨૩૪ મૂળાનાં ફુલોથી પાંદડાંને અને પાંદડાંથી ફળોને વધારે વધારે હલકાં કહ્યાં છે. મૂળાનાં ફુલ કફને તથા પિત્તને મટાડનારાં છે અને મૂળાનાં ફળ (મોગરા) કફને તથા વાયુને મટાડનારાં છે. ૨૪૫

### લસણના ખાસ ગુણો.

**स्निग्धोष्णतीक्ष्णः कटुपिच्छिलश्च**
**गुरुः सरः स्वादुरसश्च बल्यः ।**
**वृष्यश्च मेधास्वरवर्णचक्षु-**
**र्भग्नास्थिसंधानकरो रसोनः ॥ २४६ ॥**
**हृद्रोगजीर्णज्वरकुक्षिशूल-**
**विबन्धगुल्मारुचिकासशोफान् ।**
**दुर्नामकुष्ठानलसादजन्तु-**
**समीरणश्वासकफांश्च हन्ति ॥ २४७ ॥**

૨૩૫ લસણ તીખું, મધુર, ઉષ્ણવીર્ય, ચિકાસવાળું, સ્નિગ્ધ, તીક્ષ્ણ, ભારે, દસ્તને સાફ લાવનારું, બળ આપનારું, વીર્યને ઉત્પન્ન કરનારું, બુદ્ધિને વધારનારું, સ્વરને તથા વર્ણને સારો કરનારું, આંખોને ફાયદો કરનારું, ભાંગેલાં અસ્થિને સાંધનારું અને હૃદયના રોગો, જીર્ણજ્વર, પેટનો દુખાવો, દસ્તની કબજીયત, ગુલ્મ, અરુચિ, ઉધરસ, સોજો, અર્શ, કુષ્ઠ, જઠરાગ્નિની મંદતા, કૃમિ, વાયુના રોગો, શ્વાસ અને કફ એઓને મટાડનારું છે. ૨૪૬-૨૪૭

### ડુંગળીના ખાસ ગુણો.

**नात्युष्णवीर्योऽनिलहा कटुश्च**
**तीक्ष्णो गुरुर्नातिकफावहश्च ।**
**बलावहः पित्तकरोऽथ किंचि-**
**त्पलाण्डुरग्निं च विवर्धयेत्तु ॥ २४८ ॥**

૨૩૬ ડુંગળી તીખી, કંઈક ગરમ, તીક્ષ્ણ, ભારે, વાયુને મટાડનારી, બળ આપનારી, જઠરાગ્નિને વધારનારી, કફને બહુ ઉત્પન્ન નહીં કરનારી, અને કંઈક પિત્તને ઉત્પન્ન કરનારી છે. ૨૪૮

### લીલી ડુંગળીના ખાસ ગુણો.

**स्निग्धो रुचिष्यः स्थिरधातुकर्ता**
**बल्योऽथ मेधाकफपुष्टिदश्च ।**
**स्वादुर्गुरुः शोणितपित्तशस्तः**
**सपिच्छिलः क्षीरपलाण्डुरुक्तः ॥ २४९ ॥**

૨૩૭ લીલી ડુંગળી મધુર, રસવાળી, સ્નિગ્ધ, ભારે, કંઈક ચિકાસવાળી, રુચિ ઉપજાવનારી, ધાતુઓને સ્થિર કરનારી, બળ આપનારી, બુદ્ધિને તથા કફને વધારનારી અને રક્તપિત્ત ઉપર ફાયદો કરનારી છે. ૨૪૯

### વટાણાની ભાજીના ખાસ ગુણો.

**कलायशाकं पित्तघ्नं कफघ्नं वातलं गुरु ।**
**कषायानुरसं चैव विपाके मधुरं च तत् ॥ २५० ॥**

૨૩૮ વટાણાની ભાજી કંઈક તુરી, વિપાકમાં મધુર, ભારે, વાયુને ઉત્પન્ન કરનારી અને કફને તથા પિત્તને મટાડનારી છે. ૨૫૦

### ચુંછ વગેરે ભાજી અને તેના ગુણો.

**चुञ्चूयूथिकातरुणीजीवन्तीबिम्बीतिकानदीभ-ल्लातकच्छगलान्त्रीवृक्षादनीफञ्जीशाल्मलीशेलुवन-स्पतिप्रसवशणकर्बुदारकोविदारप्रभृतीनि ॥२५१॥**
**कषायस्वादुतिक्तानि रक्तपित्तहराणि च ।**
**कफघ्नान्यनिलं कुर्युः संग्राहीणि लघूनि च २५२**

૨૩૯ ચુંછ, જૂઈ, કુંવાર, ખરખોડીની ભાજી, બીંબીતિકાની ભાજી (ભાષામાં નામ નથી મળતું), નદી-ભલ્લાતક (ભાષામાં નામ નથી મળતું), બીલામાની, વરધારાની, બાંદાની, ફાંગની અથવા ભારંગીની, શેમળો, ગુંદી, ઉંબરો વગેરે વનસ્પતિનાં કુપળીયાંની, સણુ, ગુંદાની ભાજી ચંપાભાજી વગેરેની ભાજીઓ તુરી, મધુર, કડવી, હલકી, ગ્રાહી, વાયુને ઉત્પન્ન કરનારી અને કફને તથા રક્તપિત્તને મટાડનારી છે. ૨૫૧-૨૫૨

### ચુંછની ભાજીના ખાસ ગુણો.

**लघुः पाके च जन्तुघ्नः पिच्छिलो व्रणिनां हितः ।**
**कषायमधुरो ग्राही चुञ्चूस्तेषां त्रिदोषहा २५३**

૨૪૦ તેઓમાં ચુંછની ભાજી તુરી, મધુર, પાકમાં હલકી, ગ્રાહી, ચિકાસવાળી, વ્રણવાળાને ફાયદો કરનારી અને કૃમિઓને તથા સર્વ દોષોને મટાડનારી છે. ૨૫૩

### ખરખોડીની ભાજીના ખાસ ગુણો.

**चक्षुष्या सर्वदोषघ्नी जीवन्ती समुदाहृता ।**

૨૪૧ ખરખોડીની ભાજી આંખોને ફાયદો કરનારી અને સર્વ દોષોને મટાડનારી છે.

### બાંદાની ભાજીના ખાસ ગુણો.

**वृक्षादनी वातहरा ।**

૨૪૨ બાંદાની ભાજી વાયુને મટાડનારી છે

### ફાંગની ભાજીના ખાસ ગુણો.

**फञ्जी त्वल्पबला मता ॥२५४॥**

૨૪૩ ફાંગની ભાજી કંઈક બળ આપનારી છે. ૨૫૪

### ઉંબરા વગેરે છીરવાળા વૃક્ષોના ખાસ ગુણો.

**क्षीरवृक्षोत्पलादीनां कषायाः पल्लवाः स्मृताः ।**
**शीताः संग्राहिणः शस्ता रक्तपित्तातिसारिणाम् २५५**

૨૪૪ ઉંબરા વગેરે છીરવાળા વૃક્ષોનાં અને કમળ વગેરેના કોમળ પાંદડાંઓ તુરાં, શીતવીર્ય, ગ્રાહિ અને રક્તપિત્ત તથા અતિસાર એ રોગો ઉપર ફાયદો કરનારાં છે. ૨૫૫

### ધોળી સાટોડી વગેરે ભાજીના ગુણો.

**पुनर्नवावरुणतर्कार्युरुबूकवत्सादनीबिल्वशाक-प्रभृतीनि । उष्णानि स्वादुतिक्तानि वातप्रशम-नानि च ॥ २५६ ॥**

૨૪૫ ધોળી સાટોડી, વરણો, અરણી, ધોળો એરંડો, ગળો, બીલી વગેરેની ભાજીઓ મધુર, કડવી, ઉષ્ણવીર્ય અને વાયુને મટાડનારી છે. ૨૫૬

### ધોળી સાટોડીના ખાસ ગુણો.

**तेषु पौनर्नवं शाकं विशेषाच्छोफनाशनम् ॥२५७॥**

૨૪૬ તેઓમાં ધોળી સાટોડીનું શાક વિશેષે કરીને સોજાને મટાડનારું છે. ૨૫૭

### તાંદળજો, પોથી, ગદભ, ચીલ, પાલખ, ટાંકો વગેરેની ભાજીના ખાસ ગુણો.

**तण्डुलीयकोपोदिकाऽश्वबलाचिल्लीपालङ्क्यावास्तु-कप्रभृतीनि ॥२५८॥**
**सृष्टमूत्रपुरीषाणि सक्षारमधुराणि च ।**
**मन्दवातकफान्याहू रक्तपित्तहराणि च ॥ २५९ ॥**

૨૪૭ તાંદળજો, પોથી, ગદભ, ચીલ, પાલખ, ટાંકો વગેરે ભાજીઓ કંઈક ક્ષારપણાવાળી અને મધુર, ઝાડાને તથા પેસાબને સાફ લાવનારી, કંઈક વાયુને તથા કફને ઉત્પન્ન કરનારી અને રક્તપિત્તને મટાડનારી છે. ૨૫૮-૨૫૯

### તાંદળજાની ભાજીના ખાસ ગુણો.

**मधुरो रसपाकाभ्यां रक्तपित्तमदापहः ।**
**तेषां शीततमो रूक्षस्तण्डुलीयो विषापहः ॥२६०॥**

૨૪૮ તાંદળજાની ભાજી રસમાં અને વિપાકમાં મધુર, બહુ જ ઠંડી, રૂક્ષ તથા વિષ, રક્તપિત્ત અને મદ એઓને મટાડનારી છે. ૨૬૦

### પોથીની ભાજીના ખાસ ગુણો.

**स्वादुपाकरसा वृष्या वातपित्तमदापहा ।**
**उपोदिका सरा स्निग्धा बल्या श्लेष्मकरी हिमा २६१**

૨૪૯ પોથીની ભાજી રસમાં અને વિપાકમાં મધુર

શીતવીર્ય, વીર્યને વધારનારી, સ્નિગ્ધ, દસ્તને સાફ લાવનારી, બળ આપનારી, કફને ઉત્પન્ન કરનારી અને વાયુ, પિત્ત તથા મદ એઓને મટાડનારી છે. ૨૬૧

**ટાંકાની ભાજીના ખાસ ગુણો.**

**कटुर्विपाके क्रमिहा मेधाग्निबलवर्धनः ।**
**सक्षारः सर्वदोषघ्नो वास्तूको रोचकः सरः॥२६२॥**

૨૫૦ ટાંકો વિપાકમાં તીખો, કંઇક ક્ષારવાળો, બુદ્ધિને, જઠરાગ્નિને તથા બળને વધારનારો, રુચિ ઉપજાવનારો, દસ્તને સાફ લાવનારો અને કૃમિઓને તથા સર્વ દોષોને મટાડનારો છે. ૨૬૨

**ચીલની ભાજીના તથા પાલખની ભાજીના ખાસ ગુણો.**

**चिल्ली वास्तुकवज्ज्ञेया पालङ्क्या तण्डुलीयवत् ।**
**वातकृद्बद्धविण्मूत्रा रूक्षा पित्तकफे हिता २६३**

૨૫૧ ચીલની ભાજી ટાંકાના જેવા જ ગુણોવાળી છે. અને પાલખની ભાજી તાંદળજાના જેવા ગુણોવાળી, રૂક્ષ, વાયુને ઉત્પન્ન કરનારી, ઝાડાને તથા પીશાબને રોકનારી અને પિત્તને તથા કફને માટે સારી છે. ૨૬૩

**ગદભની ભાજીના ખાસ ગુણો.**

**शाकमाश्वबलं रूक्षं बद्धविण्मूत्रमारुतम्**

૨૫૨ ગદભની ભાજી રૂક્ષ અને ઝાડાને, પીસાબને તથા અધોવાયુને રોકનારી છે.

**બ્રાહ્મી વગેરેની ભાજીઓ અને તેના ગુણો.**

**मण्डूकपर्णीसप्तलासुनिषण्णकसुवर्चलाब्रह्मसुवर्चलापिप्पलीगुडूचीगोजिह्वाकाकमाचीप्रपुन्नाडावल्गुजसतीनबृहतीकण्टकारिकाफलपटोलवार्ताकुकारवेल्लककटुकिकाकेबुकोरुबूकपर्पटककिरातातिक्तककोटकारिष्टकोशातकीवेत्रकरीराटरूषकार्कपुष्पीप्रभृतीनि ॥ २६४ ॥**

**रक्तपित्तहराण्याहुर्हृद्यानि सुलघूनि च ।**
**कुष्ठमेहज्वरश्वासकासारुचिहराणि च ॥ २६५ ॥**

૨૫૩ બ્રાહ્મી, હાથલા થોરની ભાજી, લાંપડીની ભાજી, સૂરજમુખીની ભાજી, બ્રહ્મસુવર્ચલાની ભાજી, (બ્રાહ્મીની એક જાત છે) લિંડી પિપરની ભાજી, ગળોની ભાજી, ભોંપાથરી, પીલુડી, કુવાડીયાની ભાજી, બાબચીની ભાજી, મટરની ભાજી, ઉભી રીંગણીના ડોડવા, ભોંયરીંગણીના ડોડવા, પરવળ, રીંગણાં, કારેલાં, જંગલી કાસુંદરાની ભાજી, કોબી, એરંડાની ભાજી, ખડશલીયાની ભાજી, કરીયાતાની ભાજી, કંટોલાંની ભાજી, લીંબડાની ભાજી, તૂરીયાં, નેતરનો અગ્રભાગ, અરડુસાની ભાજી, ખરણેરની ભાજી વગેરે શાકો બહુ હલકાં, મનને પ્રિય લાગે એવાં (અથવા હૃદયને હિતકારી) તથા રક્તપિત્ત, કુષ્ઠ, પ્રમેહ, જ્વર, સ્વાસ, ખાંસી અને અરુચિ એઓને મટાડનારાં છે. ૨૬૪–૨૬૫

**બ્રાહ્મીના તથા ભોંયપાથરીના ખાસ ગુણો.**

**कषाया तु हिता पित्ते स्वादुपाकरसा हिमा ।**
**लघ्वी मण्डूकपर्णी तु तद्वद्गोजिह्विका मता ॥२६६॥**

૨૫૪ બ્રાહ્મી રસમાં તુરી, વિપાકમાં મધુર, શીતવીર્ય, હલકી અને પિત્તને માટે ફાયદો કરનારી છે. ભોંયપાથરી પણ બ્રાહ્મીના જેવા જ ગુણોવાળી છે. ૨૬૬

**લાંપડીની ભાજીના ખાસ ગુણો.**

**अविदाही त्रिदोषघ्नः संग्राही सुनिषण्णकः ।**

૨૫૫ લાંપડીની ભાજી પાકાવસ્થામાં દાહને ઉત્પન્ન નહી કરનારી, ગ્રાહી અને ત્રણે દોષોને મટાડનારી છે.

**બાબચીની ભાજીના ખાસ ગુણો.**

**अवल्गुजः कटुः पाके तिक्तः पित्तकफापहः २६७**

૨૫૬ બાબચીની ભાજી કડવી, વિપાકમાં તીખી અને પિત્તને તથા કફને મટાડનારી છે. ૨૬૭

**મટરની ભાજીના ખાસ ગુણો.**

**ईषत्तिक्तं त्रिदोषघ्नं शाकं कटु सतीनजम् ।**

૨૫૭ મટરની ભાજી તીખી, કંઇક કડવી અને ત્રણે દોષોને મટાડનારી છે.

**પીલુડીની ભાજીના ખાસ ગુણો.**

**नात्युष्णशीतं कुष्ठघ्नं काकमाच्यास्तु तद्विषम् २६८**

૨૫૮ પીલુડીની ભાજી તીખી, કંઇક કડવી, બહુ ટાઢી નહી તેમ બહુ ગરમ પણ નહી એવી અને કુષ્ટને તથા ત્રણે દોષોને મટાડનારી છે. ૨૬૮

**ભોરીંગણીના ડોડવાના ખાસ ગુણો.**

**कण्डूकुष्ठक्रमिघ्नानि कफवातहराणि च ।**
**फलानि बृहतीनां तु कटुतिक्तलघूनि च ॥ २६९ ॥**

૨૫૯ ભોરીંગણીના ડોડવા તીખા, કડવા, હલકા અને કફ, વાયુ, ખરજ, કુષ્ઠ અને કૃમી એઓને મટાડનારાં છે. ૨૬૯

**પરવળના ખાસ ગુણો.**

**कफपित्तहरं व्रण्यमुष्णं तिक्तमवातलम् ।**
**पटोलं कटुकं पाके वृष्यं रोचनदीपनम् ॥ २७० ॥**

૨૬૦ પરવળ કડવાં, વિપાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, વીર્યને વધારનારાં, રુચિ ઉપજાવનારાં, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં, વાયુને ઉત્પન્ન નહી કરનારાં અને કફને તથા પિત્તને મટાડનારાં છે. ૨૭૦

**રીંગણાના ખાસ ગુણો.**

**कफवातहरं तिक्तं रोचनं कटुकं लघु ।**
**वार्ताकं दीपनं प्रोक्तं जीर्णं सक्षारपित्तलम्॥२७१॥**

૨૬૧ રીંગણું કડવું, તીખું, હલકું રુચિ ઉપજાવનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, અને કફને તથા વાયુને મટાડનારું છે. પાકી ગયેલું રીંગણું કંઇક ક્ષારવાળું અને પિત્તને ઉત્પન્ન કરનારું છે. ૨૭૧

**કંટોલાં અને કારેલાના ગુણો.**

**तद्वत्कर्कोटकं प्रोक्तं कारवेल्लकमेव च ।**

૨૬૨ કંટોલાં અને કારેલાં પણ રીંગણાનાં જેવા જ ગુણોવાળાં છે.

**અરડુશી, નેતરનાં કુંપળાં, ગળો, લીબડો, કરીયાતું અને ખડસલીયાંના ખાસ ગુણો.**

**अटरूषकवेत्राग्रगुडूचीनिम्बपर्पटाः ॥ २७२ ॥**

**किराततिक्तसहितास्तिक्ताः पित्तकफापहाः ।**

૨૬૩ અરડૂશી, નેતરનો અગ્રભાગ, ગળો, લિંબડો કરીયાતું અને ખડશલીઓ એઓનાં પાનડાંઓનું શાક કડવું અને પિત્તને તથા કફને મટાડનારું છે. ૨૭૨

**વરણાનાં તથા કુવાડીયાનાં પાંદડાના ખાસ ગુણો.**

**कफापहं शाकमुक्तं वरुणप्रपुनाडयोः॥ २७३ ॥**

**रूक्षं लघु च शीतं च वातपित्तप्रकोपणम् ।**

૨૬૪ વરણાનાં અને કુવાડીયાનાં પાનડાંઓનું શાક શીતવીર્ય, રૂક્ષ, હલકું, કફને મટાડનારું અને વાયુને તથા પિત્તને કોપાવનારું છે. ૨૭૩

**કાલશાકના ખાસ ગુણો.**

**दीपनं कालशाकं तु गरदोषहरं कटु ॥ २७४ ॥**

૨૬૫ 'કાલશાક' નામનું શાક તીખું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું અને વિષના વિકારોને મટાડનારું છે. ૨૭૪

**કસુંબાની ભાજીના ખાસ ગુણો.**

**कौसुम्भं मधुरं रूक्षमुष्णं श्लेष्महरं लघु ।**

૨૬૬ કસુંબાની ભાજી મધુર, ઉષ્ણવીર્ય, રૂક્ષ, હલકી, અને કફને મટાડનારી છે.

**નાળાની ભાજીના ખાસ ગુણો.**

**वातलं नालिकाशाकं पित्तघ्नं मधुरं च तत् ॥२७५॥**

૨૬૭ નાળાની ભાજી મધુર, વાયુને ઉત્પન્ન કરનારી અને પિત્તને મટાડનારી છે. ૨૭૫

**ચાંગેરી ભાજીના ખાસ ગુણો.**

**ग्रहण्यर्शोविकारघ्नी साम्ला वातकफे हिता ।**

**उष्णा कषायमधुरा चाङ्गेरी चाग्निदीपनी ॥२७६॥**

૨૬૮ 'ચાંગેરી' નામની ભાજી ખાટી, તુરી, મધુર, ઉષ્ણવીર્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, વાયુના અને કફના રોગોમાં ફાયદો કરનારી અને ગ્રહણી તથા અર્શ એ રોગોને મટાડનારી છે. ૨૭૬

**લુણી વગેરે શાક અને તેના ગુણો.**

**लोणिकाजातुकत्रिपर्णिकापत्तूरजीवकसुवर्चलाकुरुबककठिञ्जरकुन्तलिकाकुरण्टिकाप्रभृतीनि ॥२७७**

**स्वादुपाकरसाः शीताः कफघ्ना नातिपित्तलाः ।**

**लवणानुरसा रूक्षाः सक्षारा वातलाः सराः॥२७८॥**

૨૬૯ લૂણી, જાતુક, ત્રિપર્ણિકા, પત્તૂર, જીવક, સુવર્ચલા, કુરુબક (રાતાં ફૂલનો કાંટા અશેળીયો) કઠિંજર (તુળસીની એક જાત) પરપોટી, આગીઓ વગેરે શાકો રસમાં તથા વિપાકમાં મધુર, કંઇક ખારાં, શીતવીર્ય, રૂક્ષ, ક્ષારપણાવાળાં, દસ્તને સાફ લાવનારા, પિત્તને બહુ ઉત્પન્ન નહીં કરનારાં, વાયુને ઉત્પન્ન કરનારાં અને કફને મટાડનારાં છે. ૨૭૭–૨૭૮

**પરપોટી અને આગીયા નામની ભાજીના ખાસ ગુણો.**

**स्वादुतिक्ता कुन्तलिका सकषाया कुरण्टिका ।**

૨૭૦ કુન્તલિકા (પરપોટી) નામની ભાજી મધુર અને કડવી છે તથા કુરંટિકા (આગીયા) નામની ભાજી કંઇક તુરી છે.

**રાજક્ષવકના અને કચોરાના ખાસ ગુણો.**

**संग्राहि शीतलं चापि लघु दोषाविरोधि च ॥२७९**

**राजक्षवकशाकं तु सटीशाकं तु तद्विधम् ।**

૨૭૧ રાજક્ષવકનું અને કચોરાનું શાક શીતવીર્ય, હલકું, ગ્રાહી અને દોષોને કોપાવે નહીં એવું છે. ૨૭૯

**ચણાની ભાજી તથા વટાણાની ભાજીના ખાસ ગુણો.**

**स्वादुपाकरसं शाकं दुर्जरं हरिमन्थजम् ॥ २८० ॥**

**भेदनं मधुरं रूक्षं कलायमतिवातलम् ।**

૨૭૨ ચણાની ભાજીનું શાક રસમાં તથા પાકમાં મધુર અને માંડ પચે એવું છે. તથા વટાણાની ભાજીનું શાક, મધુર, રૂક્ષ, દસ્તને પાતળો કરનારું અને વાયુને બહુ જ કોપાવનારું છે. ૨૮૦

**કાંકચીયાની ભાજીના ખાસ ગુણો.**

**स्रंसनं कटुकं पाके लघु वातकफापहम् ॥ २८१ ॥**

**शोफघ्नमुष्णवीर्यं तु पत्रं पूतिकरञ्जजम् ।**

૨૭૩ કાંકચના પાનડાંનું શાક વિપાકમાં તીખું, ઉષ્ણવીર્ય, હલકું, મળને બહાર કહાડનારું અને સોજાને, વાયુને તથા કફને મટાડનારું છે. ૨૮૧

**નાગરવેલના પાનના ખાસ ગુણો.**

**ताम्बूलपत्रं तीक्ष्णोष्णं कटु पित्तप्रकोपणम् ॥२८२॥**

**सुगन्धि विशदं तिक्तं स्वर्यं वातकफापहम् ।**

**स्रंसनं कटुकं पाके कषायं वह्निदीपनम् ।**

**वक्त्रकण्डूमलक्लेददौर्गन्ध्यादिविशोधनम् ॥२८३॥**

૨૭૪ નાગરવેલનું પાન તીખું, કડવું, તુરું, ઉષ્ણવીર્ય, વિપાકમાં તીખું, વિશદ (વિશેષ રજોગુણવાળું), સુગંધિ, સ્વરને સારો કરનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, મળને બહાર કહાડનારું, પિત્તને કોપાવનારું, અને વાયુ, કફ, મ્હોડાની ખરજ, મ્હોડાનો મેલ, મ્હોડાની ચીકાસ અને મ્હોડાની દુર્ગંધ–બદબો એઓને મટાડનારું છે. ૨૮૨–૨૮૩

ઇતિ પત્રશાક.

અથ પુષ્પવર્ગ—ચંપાકાઠી, શણ, અને શેમળાના પુષ્પોના ખાસ ગુણો.

**कोविदारशणशाल्मलीपुष्पाणि मधुराणि मधुरविपाकानि रक्तपित्तहराणि च ॥ २८४ ॥**

૨૭૫ ચંપાકાઠી, શણ અને શેમળો એઓનાં ફુલો રસમાં અને વિપાકમાં મધુર તથા રક્તપિત્તને મટાડનારાં છે. ૨૮૪

અરડૂસીનાં અને અગથીયાનાં ફુલોના ગુણો.

**वृषागस्त्ययोः पुष्पाणि तिक्तानि कटुविपाकानि क्षयकासापहानि च ॥ २८५ ॥**

૨૭૬ અરડૂશીનાં તથા અગથીયાનાં ફુલો કડવાં, વિપાકમાં તીખાં અને ક્ષયને તથા ખાંસીને મટાડનારાં છે. ૨૮૫

મીઠા સરગવાનાં તથા કેરડાનાં ફુલના ગુણો.

**मधुशिग्रुकरीरकुसुमानि कटुविपाकानि वातहराणि सृष्टमूत्रपुरीषाणि च ॥ २८६ ॥**

૨૭૭ મીઠા સરગવાનાં અને કેરડાનાં ફુલ વિપાકમાં તીખાં, વાયુને મટાડનારાં તથા મળમૂત્રને સાફ લાવનારાં છે. ૨૮૬

અગથીઆનાં ફુલના ખાસ ગુણો.

**आगस्त्यं नातिशीतोष्णं नक्तान्धानां प्रशस्यते ।**

૨૭૮ અગથીઆનાં ફુલ બહુ ઠંડાં પણ નહીં તેમ બહુ ગરમ પણ નહીં એવાં અને રાતઆંધળાઓને ફાયદો કરનારાં છે.

રક્તવૃક્ષ, લીંબડો, મરવો, આકડો, બીઓ અને કડાયાના પુષ્પના ખાસ ગુણો.

**रक्तवृक्षस्य निम्बस्य मुष्ककार्कासनस्य च॥२८७॥**
**कफपित्तहरं पुष्पं कुष्ठघ्नं कुटजस्य च ।**

૨૭૯ રક્તવૃક્ષ, લિંબડો, મરવો, આકડો, બીઓ અને કડાયો એઓનાં ફુલોનું શાક કફ, પિત્ત અને કુષ્ઠ એઓને મટાડનારું છે. ૨૮૭

કમળ, કુમુદ, કુવલય અને ઉત્પલના ખાસ ગુણો.

**सतिक्तं मधुरं शीतं पद्मं पित्तकफापहम् ॥ २८८ ॥**
**मधुरं पिच्छिलं स्निग्धं कुमुदं ह्लादि शीतलम् ।**
**तस्मादल्पान्तरगुणे विद्यात्कुवलयोत्पले ॥ २८९ ॥**

૨૮૦ કમળના ફુલનું શાક કંઇક કડવું, મધુર, શીતવીર્ય અને પિત્તને તથા કફને મટાડનારું છે. કુમુદનું, (પોયણાનું) શાક મધુર, ચિકણું, શીતવીર્ય, સ્નિગ્ધ અને મનને પ્રસન્ન કરનારું છે. અને કુવલયનું તથા ઉત્પલનું શાક તેના કરતાં કંઇક ઓછા ગુણોવાળું છે. ૨૮૮–૨૮૯

નગોડનાં ફુલના ગુણો.

**सिन्दुवारं विजानीयाद्धितं पित्तविनाशनम् ।**

૨૮૧ નગોડનાં ફુલનું શાક પિત્તને મટાડનારું અને હિતકારક જાણવું.

જાઈના અને મોગરાના ખાસ ગુણો.

**मालतीमल्लिके तिक्ते सौरभ्यात्पित्तनाशने ॥२९०॥**

૨૮૨ જાઇ અને મોગરો એઓનાં ફુલનું શાક કડવું અને સુગંધિ હોવાને લીધે પિત્તને મટાડનારું છે. ૨૯૦

બોલસરી અને પાડળનાં ફુલના ખાસ ગુણો.

**सुगन्धि विशदं हृद्यं बाकुलं पाटलानि च ।**

૨૮૩ બોલસરીનાં અને પાડળનાં ફુલનું શાક સુગંધિ, વિશદ (વિશેષ રજોગુણી) અને મનને પ્રિય લાગે એવું છે.

નાગકેસરના તથા કેસરના ખાસ ગુણો.

**श्लेष्मपित्तविषघ्नं तु नागं तद्वच्च कुङ्कुमम् ॥२९१॥**

૨૮૪ નાગકેસર અને કેસર કફને, પિત્તને અને ઝેરના વિકારને હણનારાં છે. ૨૯૧

ચંપાનાં પુષ્પના ગુણો.

**चम्पकं रक्तपित्तघ्नं शीतोष्णं कफनाशनम् ।**

૨૮૫ ચંપાનાં પુષ્પ રક્તપિત્તને હરનારાં, શીતળ, ઉષ્ણવીર્ય અને કફનો નાશ કરનારાં છે.

કેસુડાના તથા કાંટા અશેળીયાના ખાસ ગુણો.

**किंशुकं कफपित्तघ्नं तद्वदेव कुरण्टकम् ॥ २९२ ॥**

૨૮૬ ખાખરાનાં ફુલનું–કેસુડાનું અને કાંટા અશેળીયાનાં ફુલનું શાક કફને તથા પિત્તને મટાડનારું છે. ૨૯૨

પુષ્પશાક વર્ગનો ઉપસંહાર.

**यथावृक्षं विजानीयात्पुष्पं वृक्षोचितं तथा ।**

૨૮૭ આ પુષ્પશાક વર્ગમાં જે પુષ્પશાકોના ગુણો કહ્યા નથી તેઓના ગુણો તે પુષ્પો જે વૃક્ષનાં હોય તે વૃક્ષના ગુણો પ્રમાણે તેના ગુણોને જાણી લેવા.

મીઠા સરગવાની ડાંડલીના ખાસ ગુણો.

**मधुशिग्रुकरीराणि कटुश्लेष्महराणि च ॥ २९३ ॥**

૨૮૮ મીઠા સરગવાની ડાંડલીઓનું શાક તીખું અને કફને મટાડનારું છે. ૨૯૩

ઇતિ પુષ્પવર્ગ.

અથ ઉદ્ભિજ્જ વર્ગ–ઉદ્ભિજ્જ (ધરતી ફોડીને નિકળનારાં) શાકના ગુણો.

**क्षवककुलेचरवंशकरीरप्रभृतीनि कफहराणि सृष्टमूत्रपुरीषाणि ॥ २९४ ॥**

**क्षवकं कृमिलं तेषु स्वादुपाकं सपिच्छिलम् ।**
**विष्यन्दि वातलं नातिपित्तश्लेष्मकरं च तत् २९५**
**वेणोः करीराः कफला मधुरा रसपाकतः ।**
**विदाहिनो वातकराः सकषाया विरूक्षणाः ॥२९६॥**

**उद्भिदानि पलालेक्षुकरीषवेणुक्षितिजानि ॥ तत्र पलालजातं मधुरं मधुरविपाकं रूक्षं दोषप्रशमनं च। इक्षुजं मधुरं कषायानुरसं कटुकं शीतलं च ॥ उष्णं कारीषं कषायं वातकोपनं च ॥ वेणुजातं कषायं वातकोपनं च ॥ भूमिजं गुरु नातिवातलं भूमितश्चास्यानुरसः ॥ २९७ ॥**

૨૮૯ મીંદડાના ટોપ, કુલેચર અને વાંસના અંકુર ઇત્યાદિ શાક કફને હરનારાં અને વિષ્ટાની તથા મૂત્રની વિશેષ પ્રવૃત્તિ કરનારાં, છે. એમાં મીંદડાનો ટોપ કૃમિઓને ઉત્પન્ન કરનારો, મધુર વિપાકવાળો, ચિકણો, કફનો સ્રાવ કરનારો, વાયુને વધારનારો, અને કફને તથા પિત્તને કંઇક ઉત્પન્ન કરનારો છે. વાસના અંકુરો કફ કરનારા, મધુર રસવાળા, *મધુર વિપાકવાળા, પાકમાં પહેલાં બળતરા કરનારા, વાયુને કરનારા, તુરાશવાળા, અને રૂક્ષતા કરનારા છે. મીંદડાના ટોપો ધાન્યનાં ફોતરા વગેરેમાં, શેલડીઓમાં, છાણમાં, વાંસમાં તથા પૃથ્વી ઉપર થાય છે. તેમાં ધાન્યનાં ફોતરામાંથી ઉત્પન્ન થયેલા ટોપો મધુર રસવાળા, વિપાકમાં પણ મધુર, રૂક્ષ અને દોષોને શાંત કરનારા છે. શેલડીમાં ઉત્પન્ન થયેલા ટોપો મધુર, થોડા તુરાશવાળા, તીખા અને શીતળ છે. છાણમાં ઉત્પન્ન થયેલા ટોપો ઉષ્ણવીર્યવાળા, તુરા અને વાયુને કોપાવનારા છે. વાંસમાં ઉત્પન્ન થનારા ટોપો તુરા અને વાયુને કોપાવનારા છે અને પૃથ્વીમાં ઉત્પન્ન થયેલા ટોપો ભારે અને વાયુને અતિ કોપાવનારા નથી. તે પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે માટે તેમાં પૃથ્વીના જેવા ગુણો છે. ૨૯૪–૨૯૭

### ખોળના, તલની વડીના, તથા કાચરીના ગુણો.

**पिण्याकतिलकल्कस्थूणिकाशुष्कशाकानि सर्वदोषप्रकोपणानि ॥ २९८ ॥**

૨૯૦ ખોળ, તલનો કલ્ક (વડી) અને સુકાં શાક–કાચરીઓ આ સર્વ દોષોને કોપાવનારાં છે. ૨૯૮

### વડાના તથા સિંડાકી*ના ગુણો.

**विष्टम्भिनः स्मृताः सर्वे वटका वातकोपनाः ।**
**सिण्डाकी वातला सान्द्रा रुचिष्यानलदीपनी २९९**

૨૯૧ વડાં ઝાડાની કબજીયાત કરનારાં છે, અને વાયુને કોપાવનારાં છે તથા ખાટી એવી સિંડાકી વાયુને કરનારી, રુચિ ઉત્પન્ન કરનારી અને અગ્નિને પ્રદીપ્ત કરનારી છે. ૨૯૯

### મધુર શાકના સામાન્ય ગુણો.

**विड्भेदि गुरु रूक्षं च प्रायो विष्टम्भि दुर्जरम् ।**
**सकषायं च सर्वं हि स्वादु शाकमुदाहृतम्॥३००॥**

૨૯૨ સર્વે જાતનાં શાક મધુર છે દસ્ત લાવનારાં છે, ભારે છે, રૂક્ષ છે, દસ્તને અટકાવીને પેટમાં પીડા તથા શૂળ સાથે દસ્ત લાવનારાં છે, માંડમાંડ પચે તેવાં છે, અને તુરાશવાળાં છે. ૩૦૦

### પુષ્પપત્રાદિક શાકના ભારેપણાવિશે.

**पुष्पं पत्रं फलं नालं कन्दाश्च गुरवः क्रमात् ।**

૨૯૩ પુષ્પશાક કરતાં પત્રશાક ભારે છે, પત્રશાક કરતાં ફળશાક ભારે છે, ફળ શાક કરતાં નાળ શાક (ડાંડલીયોના આકારનું શાક) ભારે છે અને નાળ શાકના કરતા કંદશાક ભારે છે.

### કેવી ભાજીનો ત્યાગ કરવો?

**कर्कशं परिजीर्णं च कृमिजुष्टमदेशजम् ॥ ३०१ ॥**
**वर्जयेत्पत्रशाकं तद्यदकालविरोहि च ।**

૨૯૪ જે પત્રશાક (ભાજી) કઠોર સ્પર્શવાળું હોય, અત્યંત જુનું હોય અર્થાત્ વાસી હોય, કીડાઓથી ખાધેલું હોય, અયોગ્ય સ્થાનમાં ઉગેલું હોય, અને ઋતુ વગર ઉત્પન્ન થયેલું હોય તેવાં પત્રશાકનો (ભાજીનો) ત્યાગ કરવો. ૩૦૧

## અથ કંદવર્ગ.

### કંદો અને તેના સામાન્ય ગુણો.

**कन्दानत ऊर्ध्वं वक्ष्यामः । विदारीकन्दशतावरीबिसमृणालशृङ्गाटककशेरुकपिण्डालुकमध्वालुकहस्त्यालुककाष्ठालुकशङ्खालुकरक्तालुकेन्दीवरोत्पलकन्दप्रभृतीनि ॥ ३०२ ॥**

**रक्तपित्तहराण्याहुः शीतानि मधुराणि च ।**
**गुरूणि बहुशुक्राणि स्तन्यवृद्धिकराणि च ॥ ३०३॥**

૨૯૫ હવે પછી કંદો કહીએ છીએ. વિદારીકંદ, શતાવરી, કમળના મૂળમાં થનારા જાડા અંકુરો, કમળનાં નાળ, શીંગોડાં, કસેલાં, પિંડાલુક, મધ્વાલુક, હસ્ત્યાલુક, કાષ્ઠાલુક, શંખાલુક, રતાળુ–શકરીયાં, કમળના કંદ વગેરે કંદો મીઠા, શીતવીર્ય, ભારે, વીર્યને તથા ધાવણને વધારનારા અને રક્તપિત્તને મટાડનારા છે. ૩૦૨–૩૦૩

### વિદારીના ખાસ ગુણો.

**मधुरो बृंहणो वृष्यः शीतः स्वर्योऽतिमूत्रलः ।**
**विदारीकन्दो बल्यस्तु पित्तवातहरस्तु सः ॥३०४॥**

૨૯૬ વિદારીકંદ મધુર, શીતવીર્ય, શરીરને પુષ્ટ કરનાર, વીર્યને વધારનાર, સ્વરને સારો કરનાર, મૂત્રને ખૂબ સાફ લાવનારો અને પિત્તને તથા વાયુને મટાડનારો છે. ૩૦૪

### નાની મોટી શતાવરીના ખાસ ગુણો.

**वातपित्तहरी वृष्या स्वादुतिक्ता शतावरी ।**
**महती चैव हृद्या च मेधाग्निबलवर्धिनी ॥ ३०५ ॥**

---

* તેલનો વધાર મૂકી હીંગ, રાઈ વગેરે નાખીને કરેલા મૂળાનાં શાકને સિંડાકી કહેવામાં આવે છે.

**ग्रहण्यर्शोविकारघ्नी वृष्या शीता रसायनी ।**
**कफपित्तहरास्तिक्तास्तस्या एवाङ्कुराः स्मृताः३०६**

૨૯૭ નાની શતાવરી મધુર, કડવી, વીર્યને વધારનારી અને વાયુને તથા પિત્તને મટાડનારી છે. મોટી શતાવરી શીતવીર્ય, રસાયન, વીર્યને વધારનારી, હૃદયને હિતકારી, બુદ્ધિ, જઠરાગ્નિ અને બળ એઓને વધારનારી તથા ગ્રહણીને અને અર્શને મટાડનારી છે. શતાવરીના અંકુરો કડવા અને કફને તથા પિત્તને મટાડનારા છે. ૩૦૫–૩૦૬

**કમળના મૂળમાં થનારા અંકુરોના ગુણો.**

**अविदाहि बिसं प्रोक्तं रक्तपित्तप्रसादनम् ।**
**विष्टम्भि दुर्जरं रूक्षं विरसं मारुतावहम् ॥ ३०७ ॥**

૨૯૮ કમળનાં મૂળમાં થનારા અંકુરો સ્વાદ વગરના, પાકાવસ્થામાં દાહને ઉત્પન્ન નહી કરનારા, પેટમાં ગડગડાટ કરનારા, માંડ પચે એવાં, વાયુને ઉત્પન્ન કરનારાં અને રક્તપિત્તને શાંત કરનારાં છે. ૩૦૭

**શીંગોડાના તથા કસેલાંના ખાસ ગુણો.**

**गुरू विष्टम्भिशीतौ च शृङ्गाटककशेरुकौ ।**

૨૯૯ શીંગોડાં અને કસેલાં શીતવીર્ય, ભારે અને પેટમાં ગડગડાટ કરીને ઘણીવારે પચે એવાં છે.

**પિંડાલુના ખાસ ગુણો.**

**पिण्डालुकं कफकरं गुरु वातप्रकोपणम् ॥ ३०८॥**

૩૦૦ પિંડાલુ ભારે, કફને ઉત્પન્ન કરનાર અને વાયુને કોપાવનાર છે. ૩૦૮

**સુરેંદ્રકંદના ખાસ ગુણો.**

**सुरेन्द्रकन्दः श्लेष्मघ्नो विपाके कटुपित्तकृत् ॥**

૩૦૧ સુરેંદ્રકંદ વિપાકમાં તીખો, પિત્તને ઉત્પન્ન કરનારો અને કફને મટાડનારો છે.

**વાંસના અંકુરોના ખાસ ગુણો.**

**वेणोः करीरा गुरवः कफमारुतकोपनाः ॥ ३०९॥**

૩૦૨ વાંસના અંકુરો (કુમળા વાંસ) ભારે અને કફને તથા વાયુને કોપાવનારા છે. ૩૦૯

**સ્થૂલ કંદાદિકના ખાસ ગુણો.**

**स्थूलसूरणमाणकप्रभृतयः कन्दा ईषत्कषायाः कटुका रूक्षा विष्टम्भिनो गुरवः कफवातलाः पित्तहराश्च ॥ ३१० ॥**

૩૦૩ સ્થૂલકંદ, સૂરણ, માણકકંદ વગેરે કંદો કંઇક તુરા, તીખા, રૂક્ષ, પેટમાં ગડગડાટ કરનારા, ભારે, કફ તથા વાયુને ઉત્પન્ન કરનારા અને પિત્તને મટાડનારા છે. ૩૧૦

**માણક કંદના ખાસ ગુણો.**

**माणकं स्वादु शीतं च गुरु चापि प्रकीर्तितम् ।**

૩૦૪ માણક કંદને મધુર, શીતવીર્ય અને ભારે કહ્યો છે.

**સ્થૂલકંદના ખાસ ગુણો.**

**स्थूलकन्दस्तु नात्युष्णः ।**

૩૦૫ સ્થૂલકંદ કંઇક ઉષ્ણવીર્ય છે.

**સૂરણના ખાસ ગુણ.**

**सूरणो गुदकीलहा ॥३११॥**

૩૦૬ સૂરણ અરશને મટાડનારું છે. ૩૧૧

**પોયણા અને કમળના કંદોના ખાસ ગુણો.**

**कुमदोत्पलपद्मानां कन्दा मारुतकोपनाः ।**
**कषायाः पित्तशमना विपाके मधुरा हिमाः ॥३१२॥**

૩૦૭ પોયણાંના ઉત્પલના, અને કમળના કંદો તુરા, વિપાકમાં મધુર, શીતવીર્ય, વાયુને કોપાવનારા અને પિત્તને શમાવનારા છે. ૩૧૨

**કુક્કરકંદના ખાસ ગુણો.**

**वाराहकन्दः श्लेष्मघ्नः कटुको रसपाकतः ।**
**मेहकुष्ठक्रिमिहरो बल्यो वृष्यो रसायनः ॥ ३१३ ॥**

૩૦૮ કુક્કરકંદ રસમાં અને વિપાકમાં તીખો, બળ આપનારો, વીર્યને વધારનારો, રસાયન અને કફ, પ્રમેહ, કુષ્ઠ અને કૃમિ એઓને મટાડનારો છે. ૩૧૩

**તાડી, નાળીયેરી અને ખજુરી વગેરેનાં માથાની મજ્જાના ગુણો.**

**तालनालिकेरखर्जूरप्रभृतीनां मस्तकमज्जानः।३१४।**
**स्वादुपाकरसानाहू रक्तपित्तहरांस्तथा ॥**
**शुक्रलानलिघ्नांश्च कफवृद्धिकरानपि ॥ ३१५ ॥**

૩૦૯ તાડી, નાળીયેરી, ખજૂરી વગેરેની ટોંચની મજ્જાએ મધુર રસવાળી, મધુર પાકવાળી, રક્તપિત્તને તથા વાયુને હરનારી, અને કફને તથા વીર્યને વધારનારી છે. ૩૧૪–૩૧૫

**કયો કંદ ઉપયોગમાં લેવો નહિ ?**

**बालं ह्यनार्तवं जीर्णं व्याधितं क्रिमिभक्षितम् ।**
**कन्दं विवर्जयेत्सर्वं यो वा सम्यङ्ग रोहति॥३१६॥**

૩૧૦ જે કંદ કાચો, ઋતુ વગર ઉત્પન્ન થયેલ, જૂનો, રોગવાળો, કીડાઓએ ખાધેલો કે વાવતાં બરાબર ન ઉગે એવો હોય તેવા સર્વ કંદોનો ઉપયોગ કરવો નહી. ૩૧૬

**ઇતિ કંદવર્ગ–અથ લવણવર્ગ.**

**લવણવર્ગ અને તેના સામાન્ય ગુણો.**

**सैन्धवसामुद्रबिडसौवर्चलरोमकौद्भिदप्रभृतीनि लवणानि यथोत्तरमुष्णानि वातहराणि कफपित्तकराणि यथापूर्वं स्निग्धानि स्वादूनि सृष्टमूत्रपुरीषाणि चेति ॥ ३१७ ॥**

૩૧૧ સિંધાલૂણ, દરીયાનું મીઠું, બિડલૂણ, સંચલ, વડાગરુ, ઔદ્ભિદ વગેરે લવણો-મીઠાંઓ ઉત્તરોત્તર ઉષ્ણ–ગરમ, વાયુને મટાડનારાં, કફને તથા પિત્તને ઉત્પન્ન કરનારાં, સ્વાદિષ્ટ અને ઝાડાને તથા પેસાબને સાફ

લાવનારાં છે. આ લવણોમાં પૂર્વ પૂર્વ લવણ ઉત્તરોત્તર લવણ કરતાં વધારે સ્નિગ્ધ છે. ૩૧૭

સિંધાલુણના ખાસ ગુણો.

**चक्षुष्यं सैन्धवं हृद्यं रुच्यं लघ्वग्निदीपनम् ।**
**स्निग्धं समधुरं वृष्यं शीतं दोषघ्नमुत्तमम् ॥ ३१८॥**

૩૧૨ સિંધાલુણ કંઇક મધુર, શીતવીર્ય, સ્નિગ્ધ, હલકું, મનને પ્રિય લાગે એવું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, વીર્યને વધારનારું, દોષોને મટાડનારું અને સર્વ લવણોમાં ઉત્તમ છે. ૩૧૮

દરીયાઇ મીઠાના ખાસ ગુણો.

**सामुद्रं मधुरं पाके नात्युष्णमविदाहि च ।**
**भेदनं स्निग्धमीषच्च शूलघ्नं नातिपित्तलम् ॥ ३१९॥**

૩૧૩ દરીયાનું* મીઠું વિપાકમાં મધુર, કંઇક ગરમ, સ્નિગ્ધ, પાકાવસ્થામાં દાહને ઉત્પન્ન નહી કરનારુ, દસ્તને સાફ લાવનારું, પિત્તને બહુ ઉત્પન્ન નહી કરનારું અને શૂળને મટાડનારું છે. ૩૧૯

બિડલૂણના ખાસ ગુણો.

**सक्षारं दीपनं सूक्ष्मं शूलहृद्रोगनाशनम् ।**
**रोचनं तीक्ष्णमुष्णं च बिडं वातानुलोमनम् ॥३२०॥**

૩૧૪ બિડલૂણ કંઇક ક્ષારવાળું, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, સૂક્ષ્મસ્રોતોમાં પણ પેસી જાય એવું, રુચિ ઉપજાવનારું, વાયુનું અનુલોમન કરનારું અને શૂળને તથા હૃદયના રોગોને મટાડનારું છે. ૩૨૦

સંચળના ખાસ ગુણો.

**लघु सौवर्चलं पाके वीर्योष्णं विशदं कटु ।**
**गुल्मशूलविबन्धघ्नं हृद्यं सुरभि रोचनम् ॥ ३२१ ॥**

૩૧૫ સંચળ તીખું, પાકમાં હલકું, ઉષ્ણવીર્ય, વિશદ, મનને પ્રિય લાગે એવું, સુગંધિ, રુચિ ઉપજાવનારું અને ગુલ્મ, શૂળ તથા ઝાડાની કબજીયત એઓને મટાડનારું છે. ૩૨૧

વડાગરાના ખાસ ગુણો.

**रोमकं तीक्ष्णमत्युष्णं व्यवायि कटुपाकि च ।**
**वातघ्नं लघु विष्यन्दि सूक्ष्मं विड्भेदि मूत्रलम् ३२२**

૩૧૬ વડાગરૂ બહુ ઉષ્ણ, તીક્ષ્ણ, વિપાકમાં તીખું, વ્યવાયી, હલકું, સૂક્ષ્મ સ્રોતોમાં—માર્ગોમાં પેસી શકે એવું, દસ્તને પાતળો કરનારું, મૂત્રને સાફ લાવનારું અને વાયુને મટાડનારું છે. ૩૨૨

ઔદ્ભિદ લવણના ખાસ ગુણો.

**लघु तीक्ष्णोष्णमुत्क्लेदि सूक्ष्मं वातानुलोमनम् ।**
**सतिक्तं कटु सक्षारं विद्याल्लवणमौद्भिदम् ॥३२३॥**

૩૧૭ ઔદ્ભિદ (જમીનમાંથી નિકળનારું) લવણ કડવું, તીખું, ક્ષારપણાવાળું, ઉષ્ણવીર્ય, તીક્ષ્ણ, હલકું, સૂક્ષ્મ સ્રોતોમાં—માર્ગોમાં પેસી શકે એવું અને વાયુને અનુલોમ કરનારું છે. ૩૨૩

ગડ લવણના ખાસ ગુણો.

**कफवातक्रिमिहरं लेखनं पित्तकोपनम् ।**
**दीपनं पाचनं भेदि लवणं गुटिकाह्वयम् ॥ ३२४ ॥**

૩૧૮ ગડ* લવણ પાચન કરનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, કફને ઉખેડનારું, દસ્તને પાતળો કરનારું, પિત્તને કોપાવનારું અને કફ, વાયુ તથા કૃમિ એઓને મટાડનારું છે. ૩૨૪

તીખા લવણના ખાસ ગુણો.

**ऊषसूतं वालुकैलं शैलमूलाकरोद्भवम् ।**
**लवणं कटुकं छेदि विहितं कटु चोच्यते ॥३२५॥**

૩૧૯ ક્ષારવાળી જમીનમાં થયેલું લવણ, રેતાળ જમીનમાં થયેલું લવણ, પહાડની તલાટીની ખાણોમાંથી નીકળેલું લવણ તીખું અને કફને તોડનારું છે તથા બનાવટથી કરવામાં આવેલાં લવણને પણ તીખું જ કહેવામાં આવે છે. ૩૨૫

જવખાર, સાજીખાર, પાકીમ અને ટંકણક્ષારના ગુણો.

**यवक्षारस्वर्जिकाक्षारपाकिमटङ्कणक्षाराः ॥ ३२६॥**
**गुल्मार्शोग्रहणीदोषशर्कराश्मरिनाशनाः ॥**
**क्षारास्तु पाचनाः सर्वे रक्तपित्तकराः स्मृताः ३२७**

૩૨૦ જવખાર, સાજીખાર, પાકીમ અને ટંકણખાર એ સર્વ ક્ષારો પાચન કરનારા, રક્તપિત્તને ઉત્પન્ન કરનારા અને ગુલ્મ, અર્શ, ગ્રહણી, શર્કરા-રેતી અને પથરી એ રોગોને મટાડનારા છે. ૩૨૬–૩૨૭

સાજીખાર અને જવખારના ખાસ ગુણો.

**ज्ञेयौ वह्निसमौ क्षारौ स्वर्जिकायावशूकजौ ।**
**शुक्रश्लेष्मविबन्धार्शोगुल्मप्लीहविनाशनौ ॥३२८॥**

૩૨૧ સાજીખાર અને જવખાર એઓ અગ્નિ જેવા ગુણોવાળા અને વીર્ય, કફ, ઝાડાની કબજીયત, અર્શ, ગુલ્મ અને પ્લીહા એઓનો નાશ કરનારા છે. ૩૨૮

પાપડીયા ખારાના ગુણો.

**उष्णोऽनिलघ्नः प्रक्लेदी ऊषक्षारो बलापहः ।**

૩૨૨ પાપડીયો ખારો ઉષ્ણવીર્ય, બળનો અને વાયુનો નાશ કરનારો અને શરીરમાં આર્દ્રતા કરનારો છે.

પાકીમ ખારના ખાસ ગુણો.

**मेदोघ्नः पाकिमः क्षारो मूत्रबस्तिविशोधनः ३२९**

૩૨૩ પાકીમક્ષાર મૂત્રને તથા મૂત્રાશયને શુદ્ધ કરનારો અને મેદવૃદ્ધિને મટાડનારો છે. ૩૨૯

ટંકણખારના ખાસ ગુણો.

**विरूक्षणोऽनिलकरः श्लेष्मघ्नः पित्तदूषणः ।**
**अग्निदीप्तिकरस्तीक्ष्णष्टङ्कणः क्षार उच्यते ॥ ३३० ॥**

---

* ગડલવણ ગોળીયોના આકારનું થાય છે.

૩૨૪ ટંકણખાર શરીરને રૂક્ષ કરનારો, તીક્ષ્ણ, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, વાયુને ઉત્પન્ન કરનારો, પિત્તને બગાડનારો અને કફને મટાડનારો છે. ૩૩૦

ઇતિ લવણવર્ગ.

**અથ ધાતુવર્ગ–સુવર્ણના ગુણો.**

**सुवर्णं स्वादु हृद्यं च बृंहणीयं रसायनम् ।**
**दोषघ्नयघ्नं शीतं च चक्षुष्यं विषसूदनम् ॥३३१॥**

૩૨૫ સોનું મધુર, શીતવીર્ય, મનને પ્રિય લાગે એવું, હૃદયને હિતકારી, શરીરને પુષ્ટ કરનારું, રસાયન, આંખોને ફાયદો કરનારું અને ઝેરના વિકારને તથા દોષોને મટાડનારું છે. ૩૩૧

**રૂપાના ગુણો.**

**रूप्यमम्लं सरं शीतं सस्नेहं पित्तवातनुत् ।**

૩૨૬ રૂપું ખાટું, શીતવીર્ય, કંઇક સ્નિગ્ધ, દસ્તને સાફ લાવનારું અને પિત્તને તથા વાયુને મટાડનારું છે.

**ત્રાંબાના ગુણો.**

**ताम्रं कषायं मधुरं लेखनं शीतलं सरम् ॥ ३३२ ॥**

૩૨૭ ત્રાંબું તુરું, મધુર, શીતવીર્ય, કફને ઉખેડનારું (અથવા ઉલટી લાવનારું) અને દસ્તને સાફ લાવનારું છે, ૩૩૨

**કાંસાના ગુણો.**

**तिक्तं कांस्यं लेखनं च चक्षुष्यं कफवातजित् ।**

૩૨૮ કાંસું કડવું, કફને ઉખેડનારું, આંખોને ફાયદો કરનારું અને વાયુને તથા કફને મટાડનારું છે.

**લોઢાના ગુણો.**

**वातकृच्छीतलं लोहं तृष्णापित्तकफप्रणुत् ॥३३३॥**

૩૨૯ લોઢું શીતવીર્ય, વાયુને ઉત્પન્ન કરનારું અને તરશ, પિત્ત તથા કફ એઓને મટાડનારું છે. ૩૩૩

**કલઈ અને સીસાના ગુણો.**

**कटुक्रिमिघ्ने लवणे त्रपुसीसे विलेखने ।**

૩૩૦ કલઈ અને સીસું કડવાં, ખારાં, કફને ઉખેડનારાં અને કૃમિઓનો નાશ કરનારાં છે.

**મોતી, પરવાળાં, હીરા, માણેક, લસણીયો, સ્ફટિક વગેરેના ગુણો.**

**मुक्ताविद्रुमवज्रेन्द्रवैदूर्यस्फटिकादयः ॥ ३३४ ॥**
**चक्षुष्या मणयः शीता लेखना विषसूदनाः ।**
**पवित्रा धारणीयाश्च पाप्मालक्ष्मीमलापहाः॥३३५॥**

૩૩૧ મોતી, પરવાળાં, હીરા, માણેક, લસણીયો, સ્ફટિક વગેરે મણિઓ શીતવીર્ય, લેખન કરનારાં, આંખોને ફાયદો કરનારાં, પવિત્ર, ધારણ કરવા યોગ્ય, અને પાપ, અલક્ષ્મી, મળ અને વિષનો વિકાર એઓને ટાળનારાં છે. ૩૩૪–૩૩૫

**જે જે ધાન્ય તથા માંસાદિકના ગુણ કહ્યા ન હોય તેના ગુણો જાણવાની રીત.**

**धान्येषु मांसेषु फलेषु चैव**
**शाकेषु चानुक्तमिहाप्रमेयात् ।**
**आस्वादतो भूतगुणैश्च मत्वा**
**तदादिशेद्द्रव्यमनल्पबुद्धिः ॥ ३३६ ॥**

૩૩૨ ધાન્યો, માંસો, ફળો, શાકો વગેરે પદાર્થો અસંખ્યેય હોવાને લીધે સર્વ ગુણો અહીં કહેવાનું બની શકે એમ નથી. એટલા માટે ધાન્યવર્ગ, માંસવર્ગ વગેરે વર્ગોમાં જે જે ધાન્યો, માંસો વગેરેનાં ગુણો કહેવામાં આવ્યા નથી તેઓના ગુણો વિશાળ બુદ્ધિવાળા વૈદ્યે તે તે પદાર્થોના રસો વગેરેના સ્વાદ ઉપરથી તથા તેઓને ઉત્પન્ન કરનારાં પૃથ્વી વગેરે મહાભૂતોના ગુણો ઉપરથી જાણી લેવા. ૩૩૬

**ધાન્યવર્ગમાં કયાં ધાન્ય ઉત્તમ?**

**षष्टिका यवगोधूमा लोहिता ये च शालयः ।**
**मुद्गाढकीमसूराश्च धान्येषु प्रवराः स्मृताः ॥३३७॥**

૩૩૩ ધાન્યવર્ગમાં સાઠી ચોખા, જવ, ઘઉં, રાતા ચોખા, મગ, તૂર અને મસૂર એઓ ઉત્તમ છે. (એટલે ચોખાની સઘળી જાતોમાં સાઠી ચોખા અને લાલ ચોખા, શૂક ધાન્યોમાં જવ અને ઘઉં તથા શીંબીધાન્યોમાં મગ, તૂવર અને મસૂર ઉત્તમ છે). ૩૩૭

**માંસવર્ગમાં કયાં પ્રાણીઓ શ્રેષ્ઠ છે?**

**लावतित्तिरिसारङ्गकुरङ्गैणकपिञ्जलाः ।**
**मयूरवर्मिकूर्माश्च श्रेष्ठा मांसगणेष्विह ॥ ३३८ ॥**

૩૩૪ લાવ, તેતર, ગૌર હરિણ, કુરંગ, કૃષ્ણ મૃગ, કપિંજલ (ગૌર તેતર), મોર, રોહિતમત્સ્ય અને કાચબો એઓ માંસ વર્ગમાં શ્રેષ્ઠ છે. (એટલે વિષ્કિર પક્ષીઓમાં લાવ, તેતર, ધોળો તેતર અને મોર; જાંગલ પશુઓમાં ગૌર હરિણ અને કાળો હરણ; મત્સ્યવર્ગમાં રોહિતમત્સ્ય; તથા પાદીવર્ગમાં કાચબો ઉત્તમ છે). ૩૩૮

**ફળ વર્ગમાં કયાં ફળ શ્રેષ્ઠ છે?**

**दाडिमामलकं द्राक्षा खर्जूरं सपरूषकम् ।**
**राजादनं मातुलुङ्गं फलवर्गे प्रशस्यते ॥ ३३९ ॥**

૩૩૫ ફળવર્ગમાં દાડમ, આંબળાં, દરાખ, ખજૂર, ફાલસા, રાયણ અને બીજોરૂ એઓ શ્રેષ્ઠ છે. ૩૩૯

**શાકવર્ગમાં કઈ ભાજી શ્રેષ્ઠ છે?**

**सतीनो वास्तुकश्चुञ्चूचिल्लीमूलकपोतिकाः**
**मण्डूकपर्णी जीवन्ती शाकवर्गे प्रशस्यते ॥ ३४० ॥**

૩૩૬ શાકવર્ગમાં વટાણાની ભાજી, ટાંકાની ભાજી, ચીલની ભાજી, કુમળા મૂળાની ભાજી, બ્રાહ્મી અને ખરખોડી–ડોડી એઓ ઉત્તમ ગણાય છે. ૩૪૦

**કયું દુધ અને કયું ઘી શ્રેષ્ઠ છે?**

**गव्यं क्षीरं घृतं श्रेष्ठम्।**

૩૩૭ સર્વ દુધોમાં ગાયનું દુધ અને સર્વ ઘૃતોમાં ગાયનું ઘૃત ઉત્તમ છે.

**લવણવર્ગમાં, ખાટા પદાર્થોમાં, તીખા પદાર્થોમાં, કડવા પદાર્થોમાં, મધુર પદાર્થોમાં અને તુરા પદાર્થોમાં કયા કયા પદાર્થો ઉત્તમ છે?**

**सैन्धवं लवणेषु च।**
**धात्री दाडिममम्लेषु पिप्पली नागरं कटौ ॥३४१॥**
**तिक्ते पटोलवार्ताके मधुरे घृतमुच्यते।**
**क्षौद्रं पूगफलं श्रेष्ठं कषाये सपरूषकम् ॥ ३४२ ॥**

૩૩૮ લવણવર્ગમાં સિંધાલૂણ; ખાટા પદાર્થોમાં આંબળાં અને દાડમ; તીખાં પદાર્થોમાં લિંડીપિપર અને સુંઠ; કડવા પદાર્થોમાં પરવળ અને રીંગણાં; મધુર પદાર્થોમાં ઘી તથા મધ; અને તુરા પદાર્થોમાં સોપારી તથા ફાલસા એઓ ઉત્તમ છે. ૩૪૧–૩૪૨

**શેલડીમાંથી બનતા પદાર્થોમાં કયો પદાર્થ શ્રેષ્ઠ છે.**

**शार्करेक्षुविकारेषु।**

૩૩૯ શેલડીના રસમાંથી બનતા પદાર્થોમાં સાકર સર્વથી ઉત્તમ છે.

**કયું મદ્ય ઉત્તમ છે?**

**पाने मध्वासवौ तथा।**

૩૪૦ સઘળા પ્રકારના મદ્યોમાં દરાખનું મદ્ય તથા દ્રાક્ષનો આસવ શ્રેષ્ઠ છે.

**કેવું ધાન્ય શ્રેષ્ઠ ગણાય છે?**

**परिसंवत्सरं धान्यं।**

૩૪૧ જેને ઉત્પન્ન થવાને એક વર્ષ વીતી ગયું હોય (જે એક વર્ષનું જૂનું હોય) તે ધાન્ય શ્રેષ્ઠ છે.

**કેવું માંસ ઉત્તમ ગણાય છે?**

**मांसं वयसि मध्यमे ॥ ३४३ ॥**

૩૪૨ માંસોમાં જે માંસ મધ્યમ વયવાળા પ્રાણીનું હોય તે શ્રેષ્ઠ છે. ૩૪૩

**કેવું અન્ન ઉત્તમ ગણાય છે?**

**अपर्युषितमन्नं तु संस्कृतं मात्रया शुभम्।**

૩૪૩ રાંધેલાં અન્નોમાં જે અન્ન વાસી ન હોય, તથા જેને માપસર સંસ્કારો આપીને પકાવેલું હોય તે શ્રેષ્ઠ છે.

**કેવું ફળ શ્રેષ્ઠ ગણાય છે?**

**फलं पर्यागतं।**

૩૪૪ ફળોમાં જે ફળ બરાબર પાકેલું હોય તે ઉત્તમ છે.

**કેવું શાક ઉત્તમ ગણાય છે?**

**शाकमशुष्कं तरुणं नवम् ॥३४४॥**

૩૪૫ શાકોમાં જે શાક સુકાયેલું કે કરમાયેલું ન હોય અને તાજું હોય તે શાક ઉત્તમ છે. ૩૪૪

**રાંધેલાં અન્નના ગુણો.**

**अतःपरं प्रवक्ष्यामि कृतान्नगुणविस्तरम्।**
**लाजमण्डो विशुद्धानां पथ्यः पाचनदीपनः॥३४५॥**
**वातानुलोमनो हृद्यः पिप्पलीनागरायुतः।**

૩૪૬ હવે પછી રાંધેલાં અન્નોના ગુણો વિસ્તારથી કહીશ. વમન, વિરેચન વગેરેથી શુદ્ધ થયેલા (જેનો કોઠો સાફ કરવામાં આવેલો હોય એવા) પુરુષને જેમાં સુંઠ અને પિપરનું ચૂર્ણ નાંખેલું હોય એવો લાજમંડ (ચોખાની ધાણીથી બનાવેલી રાબની ઉપરનો પાતળો ભાગ) પથ્ય (હિતકારક) છે. આ લાજમંડ આમનું પાચન કરનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, વાયુનું અનુલોમન કરનારો અને મનને પ્રિય લાગે એવો છે. ૩૪૫

**પેયાના ગુણો.**

**स्वेदाग्निजननी लघ्वी दीपनी बस्तिशोधनी॥३४६॥**
**क्षुत्तृट्श्रमग्लानिहरी पेया वातानुलोमनी।**

૩૪૭ પેયા–પાતળી રાબ પરસેવો લાવનારી, જઠરાગ્નિને ઉત્પન્ન કરનારી અને અગ્નિને દીપન કરનારી, પચવામાં હલકી, મૂત્રાશયને સાફ કરનારી, વાયુને અનુલોમ કરનારી અને ભુખ, તરશ, થાક અને ગ્લાનિ એઓને મટાડનારી છે. ૩૪૬

**વિલેપીના ગુણો.**

**विलेपी तर्पणी हृद्या ग्राहिणी बलवर्धनी ॥ ३४७ ॥**
**पथ्या स्वादुरसा लघ्वी दीपनी क्षुत्तृषापहा।**
**हृद्या सन्तर्पणी वृष्या बृंहणी बलवर्धनी ॥ ३४८ ॥**

૩૪૮ વિલેપી–ઘાટી રાબ મધુરરસવાળી, પચવામાં હલકી, તૃપ્તિ આપનારી, મનને પ્રિય લાગે એવી, બળને વધારનારી, પુષ્ટિકારક, પથ્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી અને ભુખને તથા તરશને મટાડનારી છે. ૩૪૭–૩૪૮

**મંડ, પેયા, વિલેપી અને યવાગૂનું લક્ષણ.**

**सिक्थैर्विरहितो मण्डः पेया सिक्थसमन्विता।**
**विलेपी बहुसिक्था स्याद्यवागूर्विरलद्रवा ॥३४९॥**

૩૪૯ જેમાં ઘાટો ભાગ ન હોય તેને મંડ જાણવો, જેમાં ઘાટો ભાગ હોય તેને પેયા જાણવી, જેમાં પાણીનો ભાગ થોડો હોય તેને યવાગૂ જાણવી અને જેમાં ઘાટો ભાગ વિશેષ હોય તેને વિલેપી જાણવી.* ૩૪૯

* બીજા તંત્રકારો પણ મંડ, પેયા, વિલેપી અને યવાગૂ એમ ચાર પ્રકાર માને છે અને તેના પ્રમાણમાં એક શ્લોક આ પ્રમાણે કહે છે;–मंडं पंचगुणे तोये यवागूं षड्गुणे पचेत्। चतुर्दशगुणे पेयां विलेपीं तु चतुर्गुणे ॥ મંડને પાંચગણા પાણીમાં તયાર કરવો, છગણા પાણીથી યવાગૂ બનાવવી, ચૌદગણા પાણીમાં પેયાને તયાર કરવી અને ચારગણા પાણીમાં વિલેપીને બનાવવી.

### દુધપાકના ગુણો.

**विष्टम्भी पायसो बल्यो मेदःकफकरो गुरुः ।**

૩૫૦ પાયસ—દુધપાક પચવામાં ભારે, પેટમાં ગડગડાટ કરીને ઘણીવારે પચે એવો (અથવા દસ્તની કબજીયત કરનારો), બળ આપનારો અને ચરબીને તથા કફને વધારનારો છે.

### કૃશરાના ગુણો.

**कफपित्तकरी बल्या कृशराऽनिलनाशनी ॥३५०॥**

૩૫૧ કૃશરા (તલ અને અડદની બનાવેલી ખીચડી) કફને તથા પિત્તને ઉત્પન્ન કરનારી, બળ આપનારી અને વાયુને મટાડનારી છે. ૩૫૦

### કેવી રીતે રાંધેલો ભાત પાચન થાય?

**धौतस्तु विमलः शुद्धो मनोज्ञः सुरभिः समः ।**
**स्विन्नः सुप्रस्रुतस्तूष्णो विशदस्त्वोदनो लघुः ३५१**

૩૫૨ સફેદ, નિર્મળ (વીણેલા), સુગન્ધી અને મનને હરણ કરે એવા ચોખાને સારી રીતે ધોઇને ગરમ પાણીમાં ઓરવા. અને સઘળા ભાગમાં બરોબર બફાય એવી રીતે તેને રાંધવા. જ્યારે ચોખાના દાણા ફુલી જાય ત્યારે, તેમાંથી ઓસાણ ગાળી લઇને (તેને ઓસાવીને) થોડી વાર ધીમી આંચ ઉપર તે ભાત છુટો થાય એવી રીતે વીસમવા દેવો એટલે ઉત્તમ ભાત તૈયાર થશે. આ પ્રમાણે બનાવેલો ભાત ઉનો ઉનો ખાવામાં આવે તો તે જલદી પચી જાય છે. ૩૫૧

### કેવો ભાત જલદી પચે નહિ?

**अधौतोऽप्रस्रुतोऽस्विन्नः शीतश्चाप्योदनो गुरुः ।**

૩૫૩ ચોખાને ધોયા વિના ઓરવામાં આવે, તેઓને બરાબર બાફવામાં ન આવે અને તેમાંથી ઓસાણ ગાળી લેવામાં ન આવે તેવો ભાત તથા ટાઢો ભાત પચવામાં ભારે છે.

### કેવો ભાત હલકો હોય છે?

**लघुः सुगन्धिः कफहा विज्ञेयो भृष्टतण्डुलः ॥३५२॥**

૩૫૪ ચોખાને સેકીને પછી તેઓનો બનાવવામાં આવેલો ભાત હલકો, સુગન્ધી અને કફનો નાશ કરનારો છે. ૩૫૨

### પુષ્ટિકારક ભાત બનાવવાની રીત.

**स्नेहैर्मांसैः फलैः कन्दैर्वैदलाम्लैश्च संयुताः ।**
**गुरवो बृंहणा बल्या ये च क्षीरोपसाधिताः ॥३५३॥**

૩૫૫ ઘી વગેરે સ્નેહોની, માંસોની, ફળોની, કંદોની મગ વગેરે વૈદલ ધાન્યોની કે દાડમ વગેરે પદાર્થોની સાથે પકાવેલો ભાત ભારે, શરીરને પુષ્ટ કરનારો અને બળ આપનારો છે. ભાતમાં દુધ નાંખી, રાંધીને બનાવેલી ખીર પણ ઉપરના જેવા જ ગુણોવાળી છે. ૩૫૩

### કેવી દાળને હલકી જાણવી?

**सुस्विन्नो निस्तुषो भृष्ट ईषत्सूपो लघुर्हितः ।**

૩૫૬ પ્રથમ દાળને છડી, ફોતરાં કહાડી, જરા સેકીને પછી પાણીમાં સારી પેઠે રાંધેલી દાળ હલકી ને હિતકારક છે.

### કેવી રીતે પકાવેલું શાક ગુણકારી થાય છે અને કેવી રીતે પકાવેલું શાક નુકસાન કરે છે?

**स्विन्नं निष्पीडितं शाकं हितं स्यात्स्नेहसंस्कृतम् ३५४**
**अस्विन्नं स्नेहरहितमपीडितमतोऽन्यथा ।**

૩૫૭ શાકને પ્રથમ બાફી, તેનું પાણી નીચોવીને પછી તેને ઘી તેલ વગેરેમાં વઘારીને જો તેનો ઉપયોગ કરવામાં આવે તો તે હિતકારી છે, પરંતુ જેને બાફવામાં આવેલું ન હોય, જેમાંથી પાણી નીચોવી લેવામાં આવ્યું ન હોય અને જેને ઘી તેલ વગેરેમાં વઘારવામાં આવેલું ન હોય એવું શાક નુકસાન કરનારું છે. ૩૫૪

### માંસના ખાસ ગુણો.

**मांसं स्वभावतो वृष्यं स्नेहनं बलवर्धनम् ॥३५५॥**

૩૫૮ માંસ સ્વાભાવિક રીતેજ શરીરને સ્નિગ્ધ કરનારું અને બળને તથા વીર્યને વધારનારું છે. ૩૫૫

### કેવા સંસ્કારો આપવાથી માંસ પુષ્ટિકારક બને છે?

**स्नेहगोरसधान्याम्लफलाम्लकटुकैः सह ।**
**सिद्धं मांसं हितं बल्यं रोचनं बृंहणं गुरु ॥३५६॥**

૩૫૯ માંસને જો ઘી વગેરે સ્નેહ, દહી વગેરે ગોરસ, કાંજી, દાડમ વગેરે ખાટાં ફળો અને મરી વગેરે તીખાં દ્રવ્યોની સાથે પકાવવામાં આવેલું હોય તો તે હિતકારી, બળને વધારનારું, રુચિ ઉપજાવનારું, શરીરને પુષ્ટ કરનારું અને ભારે થાય છે. ૩૫૬

### રાંધેલું માંસ દહીં વગેરે ગોરસ નાખવાથી પુષ્ટિકારક બને છે.

**तदेवं गोरसादानं सुरभिद्रव्यसंस्कृतम् ।**
**विद्यात्पित्तकफोद्रेकि बलमांसाग्निवर्धनम् ॥३५७॥**

૩૬૦ એવી રીતે પકાવવામાં આવેલા માંસમાં જો ઉપરથી દહીં વગેરે ગોરસ નાંખવામાં આવે અને હિંગ, જીરૂં વગેરે સુગન્ધી પદાર્થોથી તેને સંસ્કાર આપવામાં આવે તો તે માંસ પિત્તને અને કફને કોપાવનારું, બળ આપનારું તથા માંસને અને જઠરાગ્નિને વધારનારું થાય છે. ૩૫૭

### પરિશુષ્ક માંસના ગુણો.

**परिशुष्कं स्थिरं स्निग्धं हर्षणं प्रीणनं गुरु ।**
**रोचनं बलमेधाग्निमांसौजःशुक्रवर्धनम् ॥ ३५८ ॥**

૩૬૧ માંસને ઘણા ઘીમાં તળી સેકી, જીરૂં વગેરે મસાલો નાંખી, વારંવાર ગરમ પાણી છાંટીને પકાવવામાં આવે તો તે 'પરિશુષ્ક' કહેવાય છે. પરિશુષ્ક માંસ શરીરને દૃઢ અને સ્નિગ્ધ કરનારું, હર્ષ આપનારું, તૃપ્તિ કરનારું, ભારે, રુચિ ઉપજાવનારું, બળ, બુદ્ધિ, જઠરાગ્નિ, માંસ, ઓજ અને વીર્ય એઓને વધારનારું છે. ૩૫૮

**ઉલ્લુપ્ત માંસનું લક્ષણ અને તેના ગુણો.**

**तदेवोल्लुप्तपिष्टत्वादुल्लुप्तमिति पाचकाः ।**
**परिशुष्कगुणैर्युक्तं वह्नौ पक्वमतो लघु ॥ ३५९ ॥**

૩૬૨ પરિશુષ્ક માંસને જ જો ઝીણા ઝીણા ટુકડા કરીને તેને વાટેલા જેવું કરવામાં આવે તો તેને માંસ પકાવનારા લોકો 'ઉલ્લુપ્તમાંસ' કહે છે. ઉલ્લુપ્ત માંસ પણ પરિશુષ્ક માંસના જેવાજ ગુણોવાળું છે. પરંતુ તેને અગ્નિમાં પકાવેલું હોવાથી તે હલકું થાય છે. ૩૫૯

**શૂલ્યમાંસનું લક્ષણ અને તેના ગુણો.**

**तदेव शूलिकाप्रोतमङ्गारे परिपाचितम् ।**
**ज्ञेयं गुरुतरं किंचित्प्रदिग्धं गुरुपाकतः ॥ ३६० ॥**

૩૬૩ તે પરિશુષ્ક માંસને જ લોઢા વગેરેની શળી ઉપર ચોપડીને અંગારા ઉપર પકાવવામાં આવે તો તેને 'શૂલ્યમાંસ' કહેવામાં આવે છે. આ શૂલ્ય માંસને પકાવ્યા પછી તેના ઉપર ઘી, કાંજી, દહીં વગેરે નાખવામાં આવ્યું હોય તો તે પરિશુષ્ક માંસના કરતાં કંઇક વિશેષ ભારે થાય છે અને પચવામાં પણ ભારે થાય છે. ૩૬૦

**તેલમાં તથા ઘીમાં પકાવેલા માંસના ગુણો.**

**उल्लुप्तं भर्जितं पिष्टं प्रतप्तं कन्दुपाचितम् ।**
**परिशुष्कं प्रदिग्धं च शूल्यं यच्चान्यदीदृशम्॥३६१॥**
**मांसं यत्तैलसिद्धं तु वीर्योष्णं पित्तकृद्गुरु।**
**लघ्वग्निदीपनं हृद्यं रुच्यं दृष्टिप्रसादनम् ॥३६२॥**
**अनुष्णवीर्यं पित्तघ्नं मनोज्ञं घृतसाधितम् ।**

૩૬૪ ઉલ્લુપ્ત, ભર્જિત, પિષ્ટ, પ્રતપ્ત, કંદુપાચિત, પરિશુષ્ક, પ્રદિગ્ધ, શૂલ્ય અને એવા જ પ્રકારનાં બીજાં પણ માંસોને જો તેલમાં પકાવેલાં હોય તો તેઓ ઉષ્ણવીર્ય, ભારે અને પિત્તને ઉત્પન્ન કરનારાં થાય છે તથા જો તેઓને ઘીમાં પકાવેલાં હોય તો તેઓ હલકાં જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં, મનને પ્રિય લાગે એવાં, રુચિ ઉપજાવનારાં, આંખોને ફાયદો કરનારાં, ઉષ્ણવીર્ય નહી એવાં, પિત્તને મટાડનારાં અને મનને રૂચે એવાં થાય છે. ૩૬૧-૩૬૨

**માંસના રસના ગુણો.**

**प्रीणनः प्राणजननः श्वासकासक्षयापहः ॥ ३६३ ॥**
**वातपित्तश्रमहरो हृद्यो मांसरसः स्मृतः ।**
**स्मृत्योजःस्वरहीनानां ज्वरक्षीणक्षतोरसाम्॥३६४॥**
**भग्नविश्लिष्टसन्धीनां कृशानामल्परेतसाम् ।**
**आप्यायनः संहननः शुक्रौजोबलवर्धनः ॥ ३६५ ॥**

૩૬૫ માંસરસ (માંસનો સોરબો-સૂપ) તૃપ્તિ આપનારો, બળ આપનારો, મનને પ્રિય લાગે એવો અને શ્વાસ, ખાંસી, ક્ષય, વાયુ, પિત્ત અને થાક એઓને મટાડનારો છે. આ માંસરસ જેઓનાં સ્મરણશક્તિ, વીર્ય અને ઓજ ઓછાં થયેલાં હોય, અવાજ ક્ષીણ થઈ ગયો હોય, જેઓ જ્વરથી ક્ષીણ થયેલા હોય અને જેઓ દુર્બળ હોય તેઓને આરોગ્ય આપનારો છે; ઉરઃક્ષત રોગવાળાનાં ક્ષતને રુઝવનારો છે, જેઓનાં અસ્થિ ભાંગેલાં હોય અથવા સ્થાનમાંથી ખસી ગયેલાં હોય તેઓનાં તે ભગ્ન અસ્થિઓને સાંધે છે. તથા જેઓનું વીર્ય, ઓજ અને બળ ક્ષીણ થયેલું હોય તેઓનાં વીર્યને, ઓજને તથા બળને વધારે છે. ૩૬૩-૩૬૫

**દાડિમ વગેરેના રસવાળા માંસના રસના ગુણો.**

**स दाडिमयुतो वृष्यः संस्कृतो दोषनाशनः ।**

૩૬૬ જે માંસરસમાં દાડમનો રસ અને જીરું વગેરે મસાલો નાંખીને પકાવવામાં આવેલો હોય તે માંસરસ વૃષ્ય-મૈથુનની શક્તિને વધારનારો અને દોષોને મટાડનારો છે.

**રસ વિનાના માંસના ગુણો.**

**यन्मांसमुद्धृतरसं न तत्पुष्टिबलावहम् ॥ ३६६ ॥**
**विष्टम्भि दुर्जरं रूक्षं विरसं मारुतावहम् ।**

૩૬૭ જે માંસમાંથી રસો કહાડી લેવામાં આવ્યો હોય તે માંસ સ્વાદ વગરનું, રૂક્ષ, વાયુને ઉત્પન્ન કરનારું, પેટમાં ગડગડાટ કરનારું અને માંડ પચે એવું છે, આવું શરીરને પુષ્ટ કરતું નથી તેમ બળ પણ આપતું નથી. ૩૬૬

**ખાનિષ્કના ગુણો.***

**दीप्ताग्नीनां सदा पथ्यः खानिष्कस्तु परं गुरुः ३६७**

૩૬૮ ખાનિષ્ક પ્રદીપ્ત અગ્નિવાળાઓને સદાય ફાયદો કરનાર છે તથા અત્યંત ગુરુ (ભારે) છે. ૩૬૭

**વેસવાર બનાવવાની રીત અને તેના ગુણો.**

**मांसं निरस्थि सुस्विन्नं पुनर्दृषदि चूर्णितम् ।**
**पिप्पलीशुण्ठिमरिचगुडसर्पिःसमन्वितम् ॥३६८॥**
**एकध्यं पाचयेत्सम्यग्वेसवार इति स्मृतः ।**
**वेसवारो गुरुः स्निग्धो बल्यो वातरुजापहः ॥३६९॥**
**प्रीणनः सर्वधातूनां विशेषान्मुखशोषिणाम् ।**
**क्षुत्तृष्णापहरः श्रेष्ठः स एव स्वादुशीतलः ॥ ३७० ॥**

૩૬૯ જેમાંથી હાડકાં કહાડી લેવામાં આવ્યાં હોય એવા માંસને પ્રથમ સારી રીતે બાફીને છીપર ઉપર વાટવું. તે પછી તેમાં લિંડીપિપર, સુંઠ, મરી, ગોળ અને ઘી નાખીને સારી રીતે પકાવવું. આ પ્રમાણે પકાવેલા માંસને વેશવાર કહેવામાં આવે છે. વેશવાર ભારે, સ્નિગ્ધ, બળ આપનારો અને વાયુના રોગોને મટાડનારો છે. સર્વ ધાતુઓને તૃપ્ત કરનારો છે,

* સુકા માંસને ખાંડી તેનો ભુકો કરવામાં આવે છે તેને ખાનિષ્ક કહે છે. તે એક ગરમ મસાલાના જેવો પદાર્થ છે અને તેને દાળ શાક વગેરેમાં ભમરાવીને ખાવામાં આવે છે. જેની જઠરાગ્નિ તેજ હોય તેને આ મસાલો પચે છે.

મુખના રોગોને વિશેષે કરીને હિતકારક છે, એ વેશવાર મધુર તથા શીતલ કરવામાં આવ્યો હોય તો તે શ્રેષ્ઠ છે અને ભૂખને તથા તરસને ટાળે છે. ૩૬૮–૩૭૦

મગના યૂષના ગુણો.

कफघ्नो दीपनो हृद्यः शुद्धानां प्राणिनामपि ।
ज्ञेयः पथ्यतमश्चापि मुद्गयूषः कृताकृतः ॥ ३७१ ॥

૩૭૦ કૃત (વઘારેલો) અને અકૃત (નહી વઘારેલો) મગનો યૂષ વમન વિરેચન વગેરેથી શુદ્ધ થયેલા પ્રાણીઓને પથ્ય–હિતકારી, મનને પ્રિય લાગે એવો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો અને કફને મટાડનારો છે. ૩૭૧

રાગખાડવ કરવાની રીત અને તેના ગુણો.

स तु दाडिममृद्वीकायुक्तः स्याद्रागखाडवः ।
रुचिष्यो लघुपाकश्च दोषाणामविरोधकृत् ॥३७२॥

૩૭૧ એ યૂષમાં જ જો દાડમ અને દરાખ નાંખવામાં આવેલાં હોય તો તેને રાગખાડવ કહેવામાં આવે છે. રાગખાડવ રુચિ ઉપજાવનારો, પચવામાં હલકો અને વાતાદિ દોષોને કંઇક શાંત કરનારો છે. ૩૭૨

મસૂર, મગ, ઘઉં, કલથીના યૂષના ગુણો.

मसूरमुद्गगोधूमकुलत्थलवणैः कृतः ।
कफपित्ताविरोधी स्याद्वातव्याधौ च शस्यते ३७३
मृद्वीकादाडिमैर्युक्तः स एवोक्तोऽनिलार्दिते ।
रोचनो दीपनो हृद्यो लघुपाक्युपदिश्यते ॥ ३७४॥

૩૭૨ મસૂર, મગ, ઘઉં, કલથી અને સિંધાલુણ એઓથી બનાવેલો યૂષ કફને અને પિત્તને નહી કોપાવનારો અને વાયુના રોગોમાં ફાયદો કરનારો છે. એ જ યૂષમાં જો દરાખ અને દાડમ નાંખવામાં આવ્યાં હોય તો તે વાયુથી પીડાતા રોગીને માટે ઉત્તમ રુચિ ઉપજાવનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, મનને પ્રિય લાગે એવો અને પચવામાં હલકો થાય છે. ૩૭૩–૩૭૪

પરવળની અથવા તો લિંબડાના પાન સાથે બનાવેલા યૂષના ગુણો.

पटोलनिम्बयूषौ तु कफमेदोविशोषिणौ ।
पित्तघ्नौ दीपनौ हृद्यौ कृमिकुष्ठज्वरापहौ ॥३७५॥

૩૭૩ પટોલ–પરવળની અથવા લિંબડાના પાનની સાથે બનાવેલો મગ વગેરેનો યૂષ કફને તથા ચરબીને સુકાવનારો, પિત્તને મટાડનારો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો અને હૃદયને હિતકારી તથા કૃમિ અને કુષ્ઠને મટાડનારો છે. ૩૭૫

મૂળાની સાથે બનાવેલા મગના યૂષના ગુણો.

श्वासकासप्रतिश्यायप्रसेकारोचकज्वरान् ।
हन्ति मूलकयूषस्तु कफमेदोगलामयान् ॥ ३७६॥

૩૭૪ મૂળાની સાથે બનાવેલો મગ વગેરેનો યૂષ શ્વાસ, ખાંસી, શલેખમ, મ્હોડામાંથી લાળનો સ્રાવ થવો, અરુચિ, જ્વર, કફના રોગો, મેદના રોગો અને ગળાના રોગો એઓને મટાડનારો છે. ૩૭૬

કળથીના યૂષના ગુણો.

कुलत्थयूषोऽनिलहा श्वासपीनसनाशनः ।
तूणीप्रतूणीकासार्शोगुल्मोदावर्तनाशनः ॥ ३७७ ॥

૩૭૫ કળથીનો યૂષ વાયુ, શ્વાસ, પીનસ, તૂણી, પ્રતૂણી, ઉધરસ, અર્શ, ગુલ્મ અને ઉદાવર્ત એઓને મટાડનારો છે. ૩૭૭

દાડમ તથા આંબળાં નાખીને બનાવેલા કળથીના યૂષના ગુણો.

दाडिमामलकैर्यूषो हृद्यः संशमनो लघुः ।
प्राणाग्निजननो मूर्छामेदोघ्नः पित्तवातजित् ॥३७८॥

૩૭૬ દાડમ અને આંબળાં નાંખીને બનાવેલો કળથીનો યૂષ મનને પ્રિય લાગે એવો, દોષોનું શમન કરનારો, હલકો, બળ આપનારો, જઠરાગ્નિને ઉત્પન્ન કરનારો અને મૂર્છા, મેદવૃદ્ધિ, વાયુ તથા પિત્ત એઓને મટાડનારો છે. ૩૭૮

મગ અને આંબળાના યૂષના ગુણો.

मुद्गामलकयूषस्तु ग्राही पित्तकफे हितः ।

૩૭૭ મગ અને આંબળાં એઓથી બનાવેલો યૂષ ગ્રાહી અને વાયુના તથા પિત્તના રોગોમાં હિતકારક છે.

જવ, બોર અને કળથીથી બનાવેલા યૂષના ગુણો.

यवकोलकुलत्थानां यूषः कण्ठ्योऽनिलापहः॥३७९॥

૩૭૮ જવ, બોર અને કળથી એઓથી બનાવેલો યૂષ કંઠને ફાયદો કરનારો અને વાયુને મટાડનારો છે. ૩૭૯

સર્વ જાતનાં ધાન્યમાંથી બનાવેલા યૂષના ગુણો.

सर्वधान्यकृतस्तद्वद्बृंहणः प्राणवर्धनः ।

૩૭૯ સર્વ જાતનાં ધાન્યોને ભેળાં કરીને તેઓથી બનાવેલો યૂષ કંઠને ફાયદો કરનારો, વાયુને મટાડનારો, શરીરને પુષ્ટ કરનારો અને બળને વધારનારો છે.

ખડયૂષ તથા કાંબળિકયૂષના ગુણો.

खलकाम्बलिकौ हृद्यौ तथा वातकफे हितौ. ३८०

૩૮૦ ખડયૂષ તથા કાંબલિકયૂષ એઓ મનને પ્રિય લાગે એવા અને કફના તથા વાયુના રોગોમાં ફાયદો કરનારા છે. ૩૮૦

દાડમ નાખીને ખાટા કરેલા યૂષના ગુણો.

बल्यः कफानिलौ हन्ति दाडिमाम्लोऽग्निदीपनः ।

૩૮૧ દાડમ નાંખીને ખાટો કરેલો યૂષ જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, બળ આપનારો અને કફને તથા વાયુને મટાડનારો છે.

દહીં નાખીને ખાટા કરેલા યૂષના ગુણો.

दध्यम्लः कफकृद्बल्यः स्निग्धो वातहरो गुरुः ३८१

૩૮૨ દહીં નાંખીને ખાટો કરેલો યૂષ સ્નિગ્ધ, ભારે, બળ આપનારો, કફને ઉત્પન્ન કરનારો અને વાયુને મટાડનારો છે. ૩૮૧

**છાસ નાંખીને ખાટા કરેલા યૂષના ગુણો.**

**तक्राम्लः पित्तकृत्प्रोक्तो विषरक्तप्रदूषणः ।**

૩૮૩ છાશ નાંખીને ખાટો કરેલો યૂષ પિત્તને ઉત્પન્ન કરનારો, રક્તને બગાડનારો અને વિષને કોપાવનારો છે.

**ખડ વગેરેની બનાવટ માટે વૈદ્યોની સલાહ લેવી.**

**खडाः खडयवाग्वश्च खाडवाः पानकानि च ॥३८२॥**
**एवमादीनि चान्यानि क्रियन्ते वैद्यवाक्यतः ।**

૩૮૪ ખડો, ખડોની યવાગૂઓ—રાબો, ખાડવો, પાનકો અને એના જેવા બીજા પ્રયોગો વૈદ્યને પૂછીને તેના કહેવા પ્રમાણે બનાવવા. ૩૮૨

**કૃત યૂષનું તથા અકૃત યૂષનું લક્ષણ.**

**अस्नेहलवणं सर्वमकृतं कटुकैर्विना ॥ ३८३ ॥**
**विज्ञेयं लवणस्नेहकटुकैः संयुतं कृतम् ।**

૩૮૫ જે યૂષને ઘી, તેલ વગેરે સ્નેહો અને મરી, જીરું વગેરે તીખા પદાર્થોથી વઘારવામાં ન આવે તે યૂષને 'અકૃતયૂષ' કહેવામાં આવે છે અને જે યૂષને ઘી, તેલ વગેરે સ્નેહો અને મરી, વગેરે તીખા પદાર્થોથી વઘારવામાં આવે તે યૂષને 'કૃતયૂષ,' કહેવામાં આવે છે. ૩૮૩

**કયા યૂષને હલકો જાણવો?**

**अथ गोरसधान्याम्लफलाम्लैरन्वितं च यत् ॥ ३८४॥**
**यथोत्तरं लघु हितं संस्कृतासंस्कृतं रसे ।**

૩૮૬ દહીં વગેરે ગોરસો નાંખીને બનાવેલા યૂષો વગેરે કરતાં કાંજી નાંખીને બનાવેલા યૂષો વગેરે હલકા છે અને કાંજી નાંખીને બનાવેલા યૂષો વગેરે કરતાં દાડમ, બીજોરાં વગેરે ફળો નાંખીને બનાવેલા યૂષો વગેરે હલકા છે. વઘારેલા અને નહી વઘારેલા યૂષોમાં અને માંસરસોમાં વઘારેલા કરતાં નહી વઘારેલા હલકા છે. ૩૮૪

**કાંબલિક બનાવવાની રીત.**

**दधिमस्त्वम्लसिद्धस्तु यूषः काम्बलिकः स्मृतः ३८५**

૩૮૭ દહીંની ઉપરની આછ તથા ખાટા પદાર્થ નાંખીને તૈયાર કરેલો યૂષ 'કાંબલિક' કહેવાય છે. ૩૮૫

**તલના પદાર્થો, ખોળ, કાચરીઓ, શણગાઓ, શિંડાકીઓ શિંડાકીનાં વડાઓના ગુણો.**

**तिलपिण्याकविकृतिः शुष्कशाकं विरूढकम् ।**
**सिण्डाकी च गुरूणि स्युः कफपित्तकराणि च ३८६**
**तद्वच्च वटकान्याहुर्विदाहीनि गुरूणि च ।**

૩૮૮ તલથી અને તલના ખોળથી બનાવવામાં આવતા ખાવાના પદાર્થો, સૂકાં શાકો (કાચરીઓ) કોટા ફુટેલાં ધાન્યો અને સિંડાકી એઓ ભારે અને કફને તથા પિત્તને ઉત્પન્ન કરનારાં છે. સિંડાકીનાં વડાં પાકાવસ્થામાં દાહ કરનારાં અને ભારે છે. ૩૮૬

**રાગો તથા ખાડવોના ગુણો.**

**लघवो बृंहणा वृष्या हृद्या रोचनदीपनाः ॥ ३८७ ॥**
**तृष्णामूर्छाभ्रमच्छर्दिश्रमघ्ना रागखाडवाः ।**

૩૮૯ સઘળી જાતના રાગો અને ખાડવો હલકા, શરીરને પુષ્ટ કરનારા, વીર્યને વધારનારા, મનને પ્રિય લાગે એવા, રુચિ ઉપજાવનારા, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારા અને તરસ, મૂર્છા, માથાની ચકરી, ઉલટી અને થાક એઓને મટાડનારા છે. ૩૮૭

**શિખંડના ગુણો.**

**रसाला बृंहणी बल्या स्निग्धा वृष्या च रोचनी ३८८**

૩૯૦ (રસાલા-શિખંડ) શરીરને પુષ્ટ કરનારી, બળ આપનારી, સ્નિગ્ધ, વીર્યને વધારનારી અને રુચિ ઉપજાવનારી છે. ૩૮૮

**ગોળ સાથે મેળવેલા દહીના ગુણો.**

**स्नेहनं गुडसंयुक्तं हृद्यं दध्यनिलापहम् ।**

૩૯૧ ગોળની સાથે મેળવેલું દહી શરીરને સ્નિગ્ધ કનારું, મનને પ્રિય લાગે એવું અને વાયુને મટાડનારું છે.

**મંથ બનાવવાની રીત.**

**सक्तवः सर्पिषाभ्यक्ताः शीतवारिपरिप्लुताः ॥३८९॥**
**नातिद्रवा नातिसान्द्रा मन्थ इत्युपदिश्यते ।**

૩૯૨ સાથવાને ઘીમાં ચોળી થંડા પાણીમાં નાંખીને તેનો બહુ પાતળો પણ નહી તેમ બહુ ધાટો પણ નહી એવો જે પદાર્થ બનાવવામાં આવે તેને મંથ એમ કહેવામાં આવે છે. ૩૮૯

**મંથના ગુણો.**

**मन्थः सद्योबलकरः पिपासाश्रमनाशनः ॥३९०॥**

૩૯૩ મંથ તુરતજ બળ આપનારો અને તરસને તથા થાકને મટાડનારો છે. ૩૯૦

**ખાટા પદાર્થના મેળવણવાળા મંથના ગુણો.**

**साम्लस्नेहगुडो मूत्रकृच्छ्रोदावर्तनाशनः ।**

૩૯૪ જેમાં દાડમ વગેરે ખાટા પદાર્થો, ઘી વગેરે સ્નેહો અને ગોળ નાંખવામાં આવેલાં હોય એવો મંથ મૂત્રકૃચ્છ્રને તથા ઉદાવર્તને મટાડનારો છે.

**જેમાં સાકર તથા શેલડીનો રસ નાખ્યો હોય એવા મંથના ગુણો.**

**शर्करेक्षुरसद्राक्षायुक्तः पित्तविकारनुत् ॥ ३९१ ॥**

૩૯૫ જેમાં સાકર, શેલડીનો રસ અને દ્રાક્ષ નાંખવામાં આવેલાં હોય એવો મંથ પિત્તના રોગોને મટાડનારો છે. ૩૯૧

**દરાખ તથા મહૂડાના ફુલવાળા મંથના ગુણો.**

**द्राक्षामधूकसंयुक्तः कफरोगनिबर्हणः ।**

૩૯૬ જેમાં દરાખ અને મહુડાનાં ફુલ નાંખવામાં આવેલાં હોય એવો મંથ કફના રોગોને મટાડે છે.

**દાડિમ વગેરે જેમાં નાખ્યાં હોય એવા મંથના ગુણો.**

**वर्गत्रयेणोपहितो मलदोषानुलोमनः ॥ ३९२॥**

૩૯૭ જેમાં દાડમ વગેરે ખાટા પદાર્થો, ઘી, ગોળ, સાકર, શેલડીનો રસ, દરાખ અને મહુડાંનાં ફુલ એ નાંખવામાં આવેલાં હોય એવો મંથ મળોને તથા દોષોને અનુલોમ કરે છે. અર્થાત્ મળોને અને દોષોને નીચે ઉતારે છે. ૩૯૨

**જેમાં ખટાશ નાખેલી હોય તેવાં અથવા તો ખટાશ વિનાનાં શરબતના ગુણો.**

**गौडमम्लमनम्लं वा पानकं गुरु मूत्रलम् ।**

૩૯૮ જેમાં ખટાશ નાંખવામાં આવેલી હોય એવું અથવા જેમાં ખટાશ નાંખવામાં ન આવેલી હોય એવું ગોળનું પાનક (શરબત) ભારે અને મૂત્રને સાફ લાવનારું છે.

**દાડિમ વગેરે નાખીને બનાવેલા ગોળના, ખાંડના, દરાખના અને સાકરના શરબતના ગુણો.**

**तदेव खण्डमृद्वीकाशर्करासहितं पुनः ॥ ३९३ ॥**

**साम्लं सतीक्ष्णं सहिमं पानकं स्यान्निरत्ययम् ।**

૩૯૯ જેમાં દાડમ વગેરે ખાટા પદાર્થો, મરી-તજ વગેરે તીક્ષ્ણ પદાર્થો અને ભીમસેની કપૂર નાંખવામાં આવેલાં હોય એવું ગોળનું, ખાંડનું, દરાખનું અથવા સાકરનું પાનક નિર્દોષ છે. ૩૯૩

**દરાખના પાનકના ગુણો**

**मार्द्वीकं तु श्रमहरं मूर्छादाहतृषापहम् ॥ ३९४ ॥**

૪૦૦ દરાખનું પાનક થાક, મૂર્છા, દાહ અને તૃષા એઓને મટાડનારું છે. ૩૯૪

**ફાલસાના અને બોરના પાનકના ગુણો.**

**परूषकाणां कोलानां हृद्यं विष्टम्भि पानकम् ।**

૪૦૧ ફાલસાનું અને બોરનું પાનક મનને પ્રિય લાગે એવું અને પેટમાં ગડગડાટ કરીને ઘણીવારે પચે એવું છે.

**પાનકોનું (શરબતોનું) ભારેપણું તથા હલકાપણું જાણવાની રીત.**

**द्रव्यसंयोगसंस्कारं ज्ञात्वा मात्राश्च सर्वतः ॥ ३९५॥**

**पानकानां यथायोगं गुरुलाघवमादिशेत् ।**

૪૦૨ જુદા જુદા દ્રવ્યોના સંયોગોને, દ્રવ્યોના સંસ્કારોને, તથા દ્રવ્યોની માત્રાઓને સંપૂર્ણ રીતે જાણીને યોગ્ય રીત્યા તે તે પાનકોનું-શરબતોનું ભારેપણું તથા હલકાપણું કહેવું. (જાણવું) ૩૯૫

**ઇતિ કૃતાન્નવર્ગ.**

**ભક્ષ્યવર્ગ:-દુધ મેળવીને કરેલા ઘઉંના લાડુ વગેરેના સામાન્ય ગુણો.**

**वक्ष्याम्यतः परं भक्ष्यान्रसवीर्यविपाकतः ॥३९६॥**

**भक्ष्याः क्षीरकृता बल्या वृष्या हृद्याः सुगन्धिनः ।**

**अदाहिनः पुष्टिकरा दीपनाः पित्तनाशनाः ॥३९७॥**

૪૦૩ હવે પછી રસોનો, વીર્યોના અને વિપાકનો વિચાર કરીને ભક્ષ્ય (ભક્ષણ કરીને ખાવાના) પદાર્થો કહું છું. ઘઉંના લોટને દુધની સાથે મેળવીને બનાવવામાં આવેલા ભક્ષ્યો-(ખાવાના પદાર્થો) બળ આપનારા, વીર્યને વધારનારા, મનને પ્રિય લાગે એવા, સુગન્ધી, પાકાવસ્થામાં દાહ નહી કરનારા, શરીરને પુષ્ટ કરનારા, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારા અને પિત્તને મટાડનારા છે. ૩૯૬-૩૯૭

**ઘેબરના ખાસ ગુણો.**

**तेषां प्राणकरा हृद्या घृतपूराः कफावहाः ।**

**वातपित्तहरा वृष्या गुरवो रक्तमांसलाः ॥ ३९८ ॥**

૪૦૪ તેઓમાં ઘૃતપુર (ઘેબર) બળ આપનારાં, હૃદયને પ્રિય લાગે એવાં, ભારે, કફ, વીર્ય, રક્ત અને માંસ એઓને વધારનારાં તથા વાયુને અને પિત્તને મટાડનારાં છે. ૩૯૮

**ગોળના ભક્ષ્યના ગુણો.**

**बृंहणा गौडिका भक्ष्या गुरवोऽनिलनाशनाः ।**

**अदाहिनः पित्तहराः शुक्रलाः कफवर्धनाः ॥३९९॥**

૪૦૫ ગોળ નાંખીને બનાવેલા ભક્ષ્યો શરીરને પુષ્ટ કરનારા, ભારે, વીર્યને વધારનારા, પાકાવસ્થામાં દાહ ઉત્પન્ન નહી કરનારા, કફને વધારનારા તથા વાયુને અને પિત્તને મટાડનારા છે. ૩૯૯

**મધુમસ્તક, સંપાવ અને માલપુડાના ગુણો.**

**मधुमस्तकसंपावाः पूपा ह्येते विशेषतः ।**

૪૦૬ મધુમસ્તક, સંપાવ અને માલપૂડા એઓ વિશેષ ભારે છે અને શરીરને પુષ્ટિ આપનારા છે.* ૪

**લાડુના ગુણો.**

**गुरवो बृंहणाश्चैव मोदकास्तु सुदुर्जराः ॥ ४०० ॥**

૪૦૭ લાડુઓ માંડ માંડ પચે એવા ભારે અને પુષ્ટિ આપનારા છે. ૪૦૦

---

* પરસુદીને ઘીનું મોણ દઈ તેમાં દુધ નાખીને તેનાં મૂઠીયાં કરવાં અને તેને ઘીમાં તળવાં, અને તેને ખાંડી, ચાળીને તેના ભુકામાં સાકરનું બુરુ ખૂબ ચોળીને મેળવવું અને તેમાં એલચી, લવીંગ, મરી, ટોપરું, ભીમસેની બરાસ, અને ચારોળીનાં બી નાખવાં, તે પછી ઘીના મોણવાળી પરસુદીનો પુરી વણાય તેવો લોટ બાંધીને તેને રોટલી અથવા પુરીના આકારમાં વણીને તેમાં ઉપર કહેલું પુરણ ભરવું અને તેને વાળી ગોળ કરીને ઘીમાં ડુબડુબાં તળી કાઢવો આને સંપાવ કહે છે.

### सट्टकना गुणो.

रोचनो दीपनः स्वर्यः पित्तघ्नः पवनापहः ।
गुरुर्मिष्टतमश्चैव सट्टकः प्राणवर्धनः ॥ ४०१ ॥

४०८ सट्टक रुचि उपजावनार, जठराग्निने प्रदीप्त करनार, स्वरने सारो करनार, भारे, बहु ज मधुर, बळने वधारनार अने पित्तने तथा वायुने मटाडनार छे.* ४०१

### विष्यंदनना गुणो.

हृद्यः सुगन्धिर्मधुरः स्निग्धः कफकरो गुरुः ।
वातापहस्तृप्तिकरो बल्यो विष्यन्दनः स्मृतः ४०२

४०९ विष्यंदन एक जातनो खाद्य पदार्थ मनने प्रिय लागे एवो, सुगंधी, मधुर, स्निग्ध, भारे, बळ आपनार, तृप्ति करनार, कफने उत्पन्न करनार अने वायुने मटाडनार छे. ४०२

### परसुदीमांथी बनता खोराकना गुणो.

बृंहणा वातपित्तघ्ना भक्ष्या बल्यास्तु सामिताः ।

४१० परसुदीमांथी बनावेला भक्ष्यो बळ आपनारा, शरीरने पुष्ट करनारा अने वायुने तथा पित्तने मटाडनारा छे.

### फेनक वगेरेना गुणो.

हृद्याः पथ्यतमास्तेषां लघवः फेनकादयः ॥४०३॥

४११ परसुदीमांथी बनावेला भक्ष्योमां फेनक वगेरे हलका, मनने प्रिय लागे एवा अने बहु हितकारी छे. ४०३

### कचवडीना गुणो.

मुद्गादिवेसवाराणां पूर्णा विष्टम्भिनो मताः ।

४१२ मग वगेरेनो वेसवार भरीने बनावेला भक्ष्यो (कचवडी वगेरे) पेटमां गडगडाट करीने घणीवारे पचे एवा छे.

### मांस वगेरेनी कचवडीना गुणो.

वेसवारैः सपिशितैः सम्पूर्णा गुरुबृंहणाः ॥ ४०४ ॥

४१३ मांस सहित मग वगेरेनो वेसवार भरीने बनावेला भक्ष्यो भारे अने शरीरने पुष्ट करनारा छे. ४०४

### परसुदीनी साथे मेळवेला तल, गोळ वगेरेना भक्ष्यना गुणो.

पाललाः श्लेष्मजननाः ।

४१४ तलने वाटी तेमां गोळ मेळवी तेना परसुदीनी साथे बनावेला भक्ष्यो–खावाना पदार्थो कफने उत्पन्न करनारा छे.

### परसुदीनी पुरीना गुणो.

शष्कुल्यः कफपित्तलाः ॥ ४०५ ॥

४१५ परसुदीनी शष्कुलीओ ( पुरीओ ) कफने तथा पित्तने उत्पन्न करनारी छे. ४०५

### चोखाना लोटना भक्ष्य पदार्थना गुणो.

वीर्योष्णाः पैष्टिका भक्ष्याः कफपित्तप्रकोपणाः ।
विदाहिनो नातिबला गुरवश्च विशेषतः ॥ ४०६ ॥

४१६ चोखाना लोटथी बनावेला भक्ष्यो उष्णवीर्य, अत्यंत भारे, पाकावस्थामां दाह करनारा, कंईक बळ आपनारा अने कफने तथा पित्तने कोपावनारा छे. ४०६

### मग वगेरेना भक्ष्य पदार्थना गुणो.

वैदला लघवो भक्ष्याः कषायाः सृष्टमारुताः ।
विष्टम्भिनः पित्तसमाः श्लेष्मघ्ना भिन्नवर्चसः॥४०७॥

४१७ मग वगेरे वैदल ( बे दलवाळा ) धान्योथी बनाववामां आवेला भक्ष्यो तुरा, हलका, अधोवायुने लावनारा, पेटमां गडगडाट करीने घणीवारे पचे एवा, झाडाने पातळो करनारा, पित्तनुं शमन करनारा अने कफने मटाडनारा छे. ४०७

### अडदना भक्ष्य पदार्थना गुणो.

बल्या वृष्यास्तु गुरवो विज्ञेया माषसाधिताः ।

४१८ अडदथी बनाववामां आवेला भक्ष्यो भारे, बळ आपनारा अने वीर्यने वधारनारा छे.

### कुर्चिकाना गुणो.

कूर्चिकाविकृता भक्ष्या गुरवो नातिपित्तलाः ४०८

४१९ कूर्चिकामांथी एटले दुधने फाडी नांखी तेनो मावो करीने तेमांथी बनाववामां आवेला भक्ष्यो भारे अने कंईक पित्तने उत्पन्न करनारा छे. ४०८

### मगना सणगामांथी बनावेला खोराकना गुणो.

विरूढककृता भक्ष्या गुरवोऽनिलपित्तलाः ।
विदाहोत्क्लेशजनना रूक्षा दृष्टिप्रदूषणाः ॥ ४०९ ॥

४२० कोंटा फुटेलां मग वगेरे धान्योथी बनावेला भक्ष्यो भारे, रूक्ष, पाकावस्थामां दाह उत्पन्न करनारा, मोळ लावनारा, आंखोने नुकसान करनारा अने वायुने तथा पित्तने उत्पन्न करनारा छे. ४०९

### घीमां बनावेला खोराकना गुणो.

हृद्याः सुगन्धिनो वृष्या लघवो घृतपाचिताः ।
वातपित्तहरा बल्या वर्णदृष्टिप्रसादनाः ॥४१०॥

४२१ घीथी बनावेला भक्ष्यो हलका, मनने प्रिय लागे एवा, सुगंधी, वीर्यने वधारनारा, बळ आपनारा, वायुने तथा पित्तने मटाडनारा, शरीरना वर्णने सारो करनारा अने आंखोने ठंडक आपनारा छे. ४१०

### तेलमां बनावेला खोराकना गुणो.

विदाहिनस्तैलकृता गुरवः कटुपाकिनः ।
उष्णा मारुतदृष्टिघ्नाः पित्तलास्त्वक्प्रदूषणाः॥४११॥

४२२ तेलमां बनावेला भक्ष्यो विपाकमां तीखा, उष्णवीर्य, भारे, पाकावस्थामां दाह उत्पन्न करनारा,

* लवींग, सुंठ, मरी, पीपर अने खांड ए बधानी साथे दहींने मथवुं अने गाळी लेवुं. ते पछी तेमां दाडीमनो रस अने भीमसेनी कपूर नाखीने बनावेलो खोराक सट्टक कहेवाय छे.

વાયુને મટાડનારા, આંખોને નુકસાન કરનારા, પિત્તને ઉત્પન્ન કરનારા અને ચામડીને બગાડનારા છે. ૪૧૧

### ફળ, માંસ વગેરેના બનાવેલા ખોરાકના ગુણો.

**फलमांसेक्षुविकृतितिलमाषोपसंस्कृताः ।**
**भक्ष्या बल्यास्तु गुरवो बृंहणा हृदयप्रियाः ॥४१२॥**

૪૨૩ ફળ, માંસ, ગોળ વગેરે શેલડીના રસમાંથી બનતા પદાર્થો, તલ અને અડદ એઓથી બનાવેલા ભક્ષ્ય પદાર્થો પચવામાં ભારે, બળ આપનારા, શરીરને પુષ્ટ કરનારા અને હૃદયને પ્રિય લાગે એવા છે. ૪૧૨

**कपालाङ्गारपक्कास्तु लघवो वातकोपनाः ।**
**सुपक्कास्तनवश्चापि भूयिष्ठं लघवो मताः ॥४१३॥**

૪૨૪ તાવડી ઉપર અને અંગારામાં પકાવેલા ઘઉં વગેરેના ભાખરા હલકા અને વાયુનો પ્રકોપ કરનારા છે. પરંતુ બહુ પકાવેલી રોટલી વગેરે પાતળા પદાર્થો બહુજ હલકા હોય છે. ૪૧૩

### બગડેલા દુધના માવાના તથા તક્રપિંડમાંથી બનાવેલા પદાર્થોના ગુણો.

**सकिलाटादयो भक्ष्या गुरवः कफवर्धनाः ।**

૪૨૫ બગડેલા દુધનો માવો અને તક્રપિંડ (ખાટી છાસને વસ્ત્રથી ગાળી કાઢતાં પાછળ રહેલો લોંદો)-નાખીને બનાવેલા ખોરાકો ભારે છે. અને કફને વધારનારા છે.

### ઘઉં વગેરેની ઘુઘરીના ગુણો.

**कुल्माषा वातला रूक्षा गुरवो भिन्नवर्चसः ॥४१४॥**

૪૨૬ ઘઉં વગેરેની બાફેલી ઘુઘરીઓ રૂક્ષ, ભારે, દસ્તને પાતળો કરનાર અને વાયુને ઉત્પન્ન કરનાર છે. ૪૧૪

### ઢોકળાના ગુણો.

**उदावर्तहरो वाट्यः कासपीनसमेहनुत् ।**

૪૨૭ ઢોકળાં ઉદાવર્ત, ખાંસી, પીનસ અને પ્રમેહ એઓને મટાડે છે.

### જવની ધાણીના તથા ઓળાના ગુણો.

**धानोलुम्बास्तु लघवः कफमेदोविशोषणाः ॥४१५॥**

૪૨૮ જવની ધાણી અને ઓળા હલકા અને કફને તથા મેદને સુકવનારા છે. ૪૧૫

### સાથવાના ગુણો.

**सक्तवो बृंहणा वृष्यास्तृष्णापित्तकफापहाः ।**
**पीताः सद्यो बलकरा भेदिनः पवनापहाः ॥ ४१६॥**
**गुर्वी पिण्डी खरात्यर्थं लघ्वी सैव विपर्ययात् ।**
**सक्तूनामाशु जीर्येत मृदुत्वादवलेहिका ॥ ४१७ ॥**

૪૨૯ સાથવો શરીરને પુષ્ટિ આપનારો, વીર્યને વધારનારો અને તરસ, પિત્ત તથા કફ એઓને મટાડનારો છે. સાથવાને પાણીમાં નાખીને પીવામાં આવે તો તે તરતમાં બળ આપનારો, દસ્તને પાતળો કરનારો અને પવનને તોડનારો છે. સાથવામાં પાણી નાંખીને તેનો કઠણ પીંડો કરવામાં આવે તો તે બહુજ ભારે થાય છે અને સાથવામાં પાણી નાંખીને તેને પાતળો કરવામાં આવે તો તેજ હલકો થાય છે. સાથવાનો અવેલહ કોમળ હોવાને લીધે તરત પચી જાય છે. ૪૧૬-૪૧૭

### શાળની ધાણીના ગુણો.

**लाजाश्छर्द्यतिसारघ्ना दीपनाः कफनाशनाः ।**
**बल्याः कषायमधुरा लघवस्तृण्मलापहाः ॥ ४१८॥**

૪૩૦ શાળની ધાણી તુરી, મધુર, હલકી, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારી, બળ આપનારી, અને ઉલટી, અતિસાર, કફ, મળ અને તૃષા એઓને મટાડનારી છે. ૪૧૮

### શાળની ધાણીના સાથવાના ગુણો.

**तृट्छर्दिदाहघर्मार्तिनुदस्तत्सक्तवो मताः ।**
**रक्तपित्तहराश्चैव दाहज्वरविनाशनाः ॥ ४१९ ॥**

૪૩૧ શાળની ધાણીનો સાથવો તરસ, ઉલટી, દાહ, લૂ લાગવી, રક્તપિત્ત અને દાહજ્વર એઓને મટાડનારો છે. ૪૧૯

### પવાના ગુણો.

**पृथुका गुरवः स्निग्धा बृंहणाः कफवर्धनाः ।**

૪૩૨ પવા સ્નિગ્ધ, ભારે, શરીરને પુષ્ટ કરનારા અને કફને વધારનારા છે.

### દુધ પવાના ગુણો.

**बल्याः सक्षीरभावात्तु वातघ्ना भिन्नवर्चसः ४२०॥**

૪૩૩ દુધમાં ભીંજાવેલા પવા વાયુને મટાડનારા અને દસ્તને પાતળો કરનારા છે. ૪૨૦

### નવા ચોખાના ગુણો.

**सुदुर्जरः स्वादुरसो बृंहणस्तण्डुलो नवः ।**

૪૩૪ નવા ચોખા મધુર, શરીરને પુષ્ટ કરનારા અને માંડ પચે એવા છે.

### જુના ચોખાના ગુણો.

**सन्धानकृन्मेहहरः पुराणस्तण्डुलः स्मृतः ॥ ४२१॥**

૪૩૫ જૂના ચોખા ભાંગેલા અસ્થિ વગેરે સાંધનારા અને પ્રમેહને મટાડનારા છે. ૪૨૧

### કોને કયું અનુપાન પથ્ય (હિતકારક) છે?

**द्रव्यसंयोगसंस्कारविकारान्समवेक्ष्य तु ।**
**यदा कारणमासाद्य भोक्तृणां छन्दतोऽपि वा ॥४२२**
**अनेकद्रव्ययोनित्वाच्छास्त्रतस्तान्विनिर्दिशेत् ।**

૪૩૬ જ્યારે રોગીને તે તે ભક્ષ્યો ખવરાવવાનું કારણ પ્રાપ્ત થાય અથવા તો તે તે ભક્ષ્ય ખાવાની રોગીઓને ઇચ્છા થાય ત્યારે દ્રવ્યોના સંયોગોનો, સંસ્કારોનો તથા વિકારોનો વિચાર કરીને વૈદ્યે શાસ્ત્રાનુસાર તે તે ભક્ષ્યોના

ગુરુત્વ લઘુત્વાદિકનો નિર્દેશ કરવો. કારણ કે ભક્ષ્ય પદાર્થો અનેક દ્રવ્યોમાંથી બને છે. ૪૨૨

ઇતિ ભક્ષ્યવર્ગ.

## અથ અનુપાન વર્ગ.

**अतः सर्वाण्यनुपानान्युपदेक्ष्यामः ॥ ४२३ ॥**

**अम्लेन केचिद्विहता मनुष्या**
**माधुर्ययोगे प्रणयीभवन्ति ।**
**तथाम्लयोगे मधुरेण तृप्ता-**
**स्तेषां यथेष्टं प्रवदन्ति पथ्यम् ॥ ४२४ ॥**

૪૩૭ હવે પછી સર્વ પ્રકારનાં અનુપાનોનો ઉપદેશ કરશું. ખાટા પદાર્થો ખાવા પીવાથી ઉદ્વેગ–કંટાળો પામેલા કેટલાએક માણસો મધુર પદાર્થોના ઉપયોગથી સુખી થાય છે અને મધુર પદાર્થો ખાવાપીવાથી ઉદ્વેગ–કંટાળો પામેલા કેટલાએક લોકો ખાટા પદાર્થોના ઉપયોગથી સુખી થાય છે. એટલા માટે વિદ્વાન્ માણસો ખાટા પદાર્થોથી તૃપ્ત થયેલાઓને મધુર અને મધુર પદાર્થોથી તૃપ્ત થયેલાઓને ખાટા પદાર્થો અનુપાન તરીકે પથ્ય છે એમ કહે છે. ૪૨૩–૪૨૪

### અનુપાનમાં વપરાતા પદાર્થો.

**शीतोष्णतोयासवमद्ययूष-**
**फलाम्लधान्याम्लपयोरसानाम् ।**
**यस्यानुपानं तु हितं भवेद्य-**
**त्तस्मै प्रदेयं त्विह मात्रया तत् ॥ ४२५ ॥**

૪૩૮ ટાઢું પાણી, ઉનું પાણી, આસવ, મદ્ય, યૂષ, બીજોરાં વગેરે ખાટાં ફળોનો રસ, કાંજી, દુધ અને માંસરસ એ સઘળા પદાર્થો અનુપાનને માટે વપરાય છે. બુદ્ધિમાન્ વૈદ્યે આ સઘળા પદાર્થોમાંથી જેને જે હિતકારક જણાય તેને તે પદાર્થ માત્રાથી અનુપાન તરીકે આપવો. ૪૨૫

### ઋતુ, રોગ વગેરે જોઇને અનુપાનની ગોઠવણ કરવા વિશે.

**व्याधिं च कालं च विभाव्य धीरै-**
**र्द्रव्याणि भोज्यानि च तानि तानि ।**

૪૩૯ ધીર વૈદ્યોએ રોગ, ઋતુઓ, અને અવસ્થાઓ, એઓનો વિચાર કરીને તથા તે તે દ્રવ્યો (તેલ વિગેરે પદાર્થો)નો તથા ભોજ્ય પદાર્થોનો વિચાર કરીને અનુપાનની યોજના કરવી.

### સર્વ અનુપાનોમાં જળનું *અનુપાન ઉત્તમ છે.

**सर्वानुपानेषु वरं वदन्ति**
**मेध्यं यदम्भः शुचिभाजनस्थम् ॥ ४२६॥**
**लोकस्य जन्मप्रभृति प्रशस्तं**
**तोयात्मकाः सर्वरसाश्च दृष्टाः ।**

**सङ्क्षेप एषोऽभिहितोऽनुपाने-**
**ष्वतःपरं विस्तरतोऽभिधास्ये ॥ ४२७ ॥**

૪૪૦ સર્વ અનુપાનોમાં નિર્મળ, અને પવિત્ર પાત્રમાં રહેલાં પાણીને ઉત્તમ અનુપાન કહ્યું છે. કારણ કે પાણી મનુષ્યોને જન્મથી આરંભીને સાત્મ્ય (અનુકૂળ) હોય છે તથા પૃથ્વી ઉપરના સર્વ રસો પણ પાણીરૂપ જોવામાં આવે છે. અનુપાનોને માટે આ સંક્ષેપમાં કહ્યું છે. હવે પછી વિસ્તારથી કહીશ. ૪૨૬–૪૨૭

### તેલ ઉપર અનુપાન.

**उष्णोदकानुपानं तु स्नेहानामथ शस्यते ।**
**ऋते भल्लातकस्नेहात्स्नेहात्तौवरकात्तथा ॥ ४२८ ॥**

૪૪૧ સ્નેહનું (તેલ ઘી વગેરેનું) પાન કરાવીને તેના ઉપર ઉના પાણીનું અનુપાન આપવું (ઉનું જળ પાવું) પરંતુ ભીલામાના તથા ચેરીયાના સ્નેહનું પાન કરાવ્યા પછી તેના ઉપર ઉના પાણીનું અનુપાન આપવું નહિ. ૪૨૮

### ઉષ્ણ કાળમાં તથા શીત કાળમાં કેવું અનુપાન આપવું ?

**अनुपानं वदन्त्येके तैले यूषाम्लकाञ्जिके ।**

૪૪૨ કેટલાએક કહે છે કે; તેલ ઉપર ઉષ્ણકાળમાં યૂષનું અનુપાન આપવું અને શીતકાળમાં ખાટી કાંજીનું અનુપાન આપવું.

### મદ્ય, ચોખાના લોટના પદાર્થ વગેરે ખાદ્ય ઉપર અનુપાનો.

**शीतोदकं माक्षिकस्य पिष्टान्नस्य च सर्वशः॥४२९॥**
**दधिपायसमद्यार्तिविषजुष्टे तथैव च ।**
**केचित्पिष्टमयस्याहुरनुपानं सुखोदकम् ॥ ४३० ॥**

૪૪૩ સર્વ પ્રકારનું મદ્ય, ચોખાના લોટના પદાર્થો, દહીં, દુધપાક, વગેરે ખાધા પછી, મદ્ય પીવાથી થતા દાહ ઉપર, અને ઝેર પીધાથી થનારા વ્યામોહ ઉપર ટાઢા પાણીનું અનુપાન આપવું. કેટલાએક કહે છે કે;– ચોખાના લોટના ભક્ષ્ય ઉપર જરાક ઉના પાણીનું અનુપાન આપવું. ૪૨૯–૪૩૦

### ભાત, મગ વગેરેનાં ભોજનો ઉપર અનુપાન.

**पयो मांसरसो वापि शालिमुद्गादिभोजिनाम् ।**
**युद्धाध्वातपसन्तापविषमद्यरुजासु च ॥ ४३१॥**

૪૪૪ ભાત, તથા મગના ભોજન ઉપર, યુદ્ધ કરવાથી થયેલી પીડા ઉપર, તડકાથી કે પંથ કરવાથી થયેલી પીડા ઉપર, અગ્નિના તાપથી થયેલી પીડા ઉપર દુધનું અથવા તો માંસના રસનું અનુપાન દેવું એ શ્રેષ્ઠ છે. ૪૩૧

### અડદ વગેરેનાં ભોજન ઉપર તથા માંસના ભોજન ઉપર અનુપાન

**माषादेरनुपानं तु धान्याम्लं दधिमस्तु वा ।**

* તેલ ઘી વગેરે પીધા પછી તથા ભોજન કર્યા પછી જે પદાર્થ પીવામાં આવે છે તેને અનુપાન કહેવામાં આવે છે.

**मद्यं मद्योचितानां तु सर्वमांसेषु पूजितम् ॥४३२॥**
**अमद्यपानामुदकं फलाम्लं वा प्रशस्यते ।**

૪૪૫ અડદ વગેરેના ભોજન ઉપર ધાન્યામ્લ (ખાટી કાંજી)નું અથવા તો દહીની તરનું, અથવા તો દહીની નીચે રહેલાં પાણીનું અનુપાન આપવું. તથા જેઓને મદ્ય પીવાનો અભ્યાસ હોય તેઓને સર્વ પ્રકારનાં માંસો ઉપર મદ્યનું અનુપાન આપવું ઉત્તમ છે. જેઓને મદ્ય પીવાનો અભ્યાસ ન હોય તેઓને સર્વ પ્રકારના માંસો ઉપર જળનું અથવા તો દાડિમ વગેરેની ખટાશનું અનુપાન આપવું શ્રેષ્ઠ છે. ૪૩૨

**તડકો સેવવાથી, પંથ કરવાથી, ઉચ્ચ સ્વરે બોલવાથી, સ્ત્રીનું સેવન કરવાથી થાકી ગયેલાને માટે અનુપાનો.**

**क्षीरं घर्माध्वभाष्यस्त्रीक्लान्तानाममृतोपमम् ॥४३३॥**

૪૪૬ ધામથી, પંથ કરવાથી, ઉચ્ચ સ્વરે ભાષણ કરવાથી અને સ્ત્રીનો સંગ કરવાથી થાકી ગયેલા પુરુષોને દુધનું અનુપાન અમૃત સમાન છે. ૪૩૩

**મદ્ય પીવાથી દુર્બળ થયેલાઓને માટે, સ્થૂળોને માટે તથા આરોગ્ય મનુષ્યને માટે અનુપાન.**

**सुराकृशानां स्थूलानामनुपानं मधूदकम् ।**
**निरामयानां चित्रं तु भक्तमध्ये प्रकीर्तितम् ॥४३४॥**

૪૪૭ મદિરાનું પાન કરવાથી દુર્બળ થયેલા મનુષ્યોને તથા સ્થૂલ શરીરવાળા મનુષ્યોને મધ મેળવેલા જળનું અનુપાન ઉત્તમ છે અને સ્વસ્થ મનુષ્યોને (આરોગ્ય મનુષ્યોને) ભોજનની વચ્ચે *વિચિત્ર પ્રકારનું અનુપાન આપવું. ૪૩૪

**દોષોને અનુકૂળ એવાં અનુપાનો**

**स्निग्धोष्णं मारुते पथ्यं कफे रूक्षोष्णमिष्यते ।**
**अनुपानं हितं चापि पित्ते मधुरशीतलम् ॥ ४३५ ॥**
**हितं शोणितपित्तिभ्यः क्षीरमिक्षुरसस्तथा ।**
**अर्कसेलुशिरीषाणामासवास्तु विषार्तिषु ॥ ४३६ ॥**

૪૪૮ વાયુ ઉપર સ્નિગ્ધ તથા ઉષ્ણ અનુપાન આપવું, પિત્ત ઉપર મધુર તથા શીતળ અનુપાન આપવું, કફ ઉપર રુક્ષ તથા ઉષ્ણ અનુપાન આપવું, રક્તપિત્ત ઉપર દુધનું તથા શેલડીના રસનું અનુપાન આપવું અને ઝેરની પીડા ઉપર આકડો, ગુંદો, તથા સરસડાના આસવોનું અનુપાન આપવું ફાયદાકારક છે. ૪૩૫-૪૩૬

**ધાન્યાદિક વર્ગો ઉપર અનુપાન કહેવાની પ્રતિજ્ઞા.**

**अतः परं तु वर्गाणामनुपानं पृथक्पृथक् ।**
**प्रवक्ष्याम्यानुपूर्व्येण सर्वेषामेव मे शृणु ॥ ४३७ ॥**

૪૪૯ હવે પછી હું ધાન્યાદિક સર્વેય વર્ગોના ઉપર અનુક્રમથી જુદાં જુદાં અનુપાન કહીશ. તે તું મારી પાસેથી સાંભળ. ૪૩૭

**શુક ધાન્યાદિ તથા વૈદલ ધાન્યાદિ ઉપર અનુપાન.**

**तत्र पूर्वशस्यजातीनां बदराम्लं वैदलानां धान्याम्लम् ।**

૪૫૦ પ્રથમ કહેલા *શુકધાન્ય, †કુધાન્ય, અને ‡શમીધાન્ય ઉપર બોરની ખટાશવાળું અનુપાન આપવું. અને મગ, તુવર વગેરે વૈદલ ધાન્ય ઉપર (કઠોળ ઉપર) ધાન્યામ્લનું અનુપાન આપવું.

**જુદાં જુદાં પ્રાણીઓના માંસ ઉપર આપવાનાં અનુપાનો.**

**जङ्गालानां वर्तकादीनां च पिप्पल्यासवः । विष्किराणां कोलबदरासवः । प्रतुदानां तु क्षीरवृक्षासवः । गुहाशयानां तु खर्जूरनारिकेलासवः । प्रसहानामश्वगन्धासवः ॥ पर्णमृगाणां कृष्णगन्धासवः । बिलेशयानां फलसारासवः । एकशफानां त्रिफलासवः । अनेकशफानां खदिरासवः । कूलचराणां तु शृङ्गाटककशेरुकासवः । कोशवासिनां पादिनां च तदेव । प्लवानामिक्षुरसासवः । नादेयानां मत्स्यानां मृणालासवः । सामुद्राणां तु मातुलुङ्गासवः ॥ ४३८ ॥**

૪૫૧ જંઘાલવર્ગનાં અને વિષ્કિરવર્ગનાં પ્રાણીઓનાં માંસોની ઉપર લિંડીપિપરના આસવનું અનુપાન આપવું. વિષ્કિરવર્ગનાં પક્ષીઓનાં માંસોની ઉપર બોરનાં આસવનું અનુપાન આપવું. પ્રતુદ વર્ગનાં પાક્ષીઓનાં માંસોની ઉપર ઉંબરા વગેરે છીરવાળાં વૃક્ષોના આસવોનું અનુપાન આપવું. ગુહાશયવર્ગના પ્રાણીઓનાં માંસની ઉપર ખજૂરના અને નાળીયેરના આસવનું અનુપાન દેવું. પ્રસહવર્ગના પ્રાણીઓનાં માંસની ઉપર આસંધનાં આસવનું અનુપાન આપવું. પર્ણમૃગવર્ગનાં પ્રાણીઓનાં માંસની ઉપર સરગવાના આસવનું અનુપાન આપવું. બિલેશયવર્ગના પ્રાણીઓનાં માંસની ઉપર દરાખ વગેરે ફળોના આસવનું અનુપાન દેવું. એક ખરીવાળા પશુઓનાં માંસોની ઉપર ત્રિફળાના આસવનું અનુપાન આપવું. બે ખરીવાળા બકરી વગેરે પશુઓનાં માંસની ઉપર ખેરના આસવનું અનુપાન આપવું. કૂલચર વર્ગનાં પ્રાણીઓનાં માંસની ઉપર સીંઘોડાના અને કસેલાના આસવનું અનુપાન દેવું. કોશસ્થવર્ગના અને પાદી વર્ગના માંસની ઉપર પણ સીંઘોડાના અને કસેલાના આસવનું અનુપાન દેવું. પ્લવવર્ગના પ્રાણીઓના

* આ શ્લોકમાં चित्रं પદ છે તેનો અર્થ હારાણચંદ્ર આપ્રમાણે કરે છે કે; આરોગ્ય મનુષ્યને સ્નિગ્ધ, રુક્ષ, ઉષ્ણ, મધુર, શીતળ એમ સર્વ પ્રકારનું અનુપાન આપવું. અને તે અનુપાન ભોજનના મધ્યમાં આપવું.

* અણીવાળાં જવ વગેરે ધાન્ય, † સામા બંટી વગેરે ધાન્ય, ‡ અડદ વગેરે ધાન્ય.

માંસની ઉપર શેલડીના રસના આસવનું અનુપાન આપવું. નદીમાં થનારાં માછલાંઓના માંસની ઉપર કમળના દાંડલાંઓના આસવનું અનુપાન આપવું અને સમુદ્રનાં માછલાંઓનાં માંસની ઉપર બીજોરાના આસવનું અનુપાન આપવું. ૪૩૮

**દાડિમ વગેરે ફળોના ઉપર આપવાનાં અનુપાનો.**

**अम्लानां फलानां पद्मोत्पलकन्दासवः । कषायाणां दाडिमवेत्रासवः । मधुराणां त्रिकटुकयुक्तः कन्दासवः। तालफलादीनां धान्याम्लम्। कटुकानां दूर्वानलवेत्रासवः । पिप्पल्यादीनां श्वदंष्ट्रावसुकासवः ॥ ४३९ ॥**

૪૫૨ દાડમ વગેરે ખાટાં ફળોની ઉપર કમળના અને પોયણાના કંદોના આસવોનું અનુપાન આપવું. વડનાં ફળ વગેરે તુરાં ફળોની ઉપર દાડમના અથવા નેતરના આસવનું અનુપાન દેવું. દરાખ વગેરે મધુર ફળોની ઉપર જેમાં સુંઠ, મરી અને લિંડીપીપર પડેલાં હોય એવા કંદોના આસવોનું અનુપાન આપવું. તાલ વગેરેનાં ફળોની ઉપર ધાન્યામ્લનું અનુપાન દેવું. તીખાં ફળોની ઉપર ધ્રોકડના, બરૂના અથવા નેતરના આસવનું અનુપાન આપવું. પીપર વગેરેની ઉપર ગોખરૂના અથવા બોલસરીના આસવનું અનુપાન આપવું. ૪૩૯

**કોળાં વગેરે શાક ઉપર આપવાનાં અનુપાનો.**

**कूष्माण्डादीनां दार्वीकरीरासवः । चुञ्चूप्रभृतीनां लोध्रासवः । जीवन्त्यादीनां त्रिफलासवः। कुसुम्भशाकस्य स एव । मण्डूकपर्ण्यादीनां महापंचमूलासवः ॥ ४४० ॥**

૪૫૩ કોહળાં વગેરે શાકોની ઉપર દારૂહળદરના અને કેરડાંના આસવનું અનુપાન આપવું. છુંછ વગેરે શાકોની ઉપર લોધરના આસવનું અનુપાન દેવું. ડોડી વગેરે શાકોની ઉપર ત્રિફળાના આસવનું અનુપાન દેવું. કસુંબાની ભાજી ઉપર પણ ત્રિફળાના આસવનું અનુપાન દેવું. બ્રાહ્મી વગેરે શાકોની ઉપર બૃહત્પંચમૂળના આસવનું અનુપાન દેવું. ૪૪૦

**તાડીની મજજા ઉપરનું અનુપાન.**

**तालमस्तकादीनामम्लफलासवः ॥ ४४१ ॥**

૪૫૪ તાડીના અગ્ર ભાગની મજ્જા વગેરેના ઉપર ખાટાં ફળોના આસવનું અનુપાન આપવું. ૪૪૧

**સીંધાલુણ વગેરે ઉપર અનુપાન.**

**सैन्धवादीनां सुरासव आरनालं च ॥ ४४२ ॥**

૪૫૫ સિંધાલૂણ વગેરે લવણોની ઉપર સુરાસવનું અથવા આરનાળનું અનુપાન આપવું. ૪૪૨

**અનુપાનના વિષયનો ઉપસંહાર.**

**तोयं वा सर्वत्रेति ॥ ४४३ ॥**

૪૫૬ અથવા તો સર્વ પદાર્થોની ઉપર જળનું અનુપાન દેવું. ૪૪૩

**भवन्ति चात्र ।**

**सर्वेषामनुपानानां माहेन्द्रं तोयमुत्तमम् ।**

૪૫૭ આ વિષયમાં આ પ્રમાણે પ્રાચીન શ્લોક છે. સઘળા અનુપાનોમાં આંતરીક્ષ જળનું–આકાશના જળનું અનુપાન શ્રેષ્ઠ છે.

**આંતરીક્ષ જળના અભાવમાં સાત્મ્ય જળનું અનુપાન આપવું.**

**सात्म्यं यस्य तु यत्तोयं तत्तस्मै हितमुच्यते॥४४४॥**

૪૫૮ આંતરીક્ષ જળ ન મળે તો પછી જે માણસને જે જળ સાત્મ્ય–માફક હોય તે માણસને તે જળનું અનુપાન હિતકારક કહ્યું છે. ૪૪૪

**વાતાદિક દોષના પ્રકોપ ઉપર આપવાનાં અનુપાનો.**

**उष्णं वाते कफे तोयं पित्ते रक्ते च शीतलम् ।**

૪૫૯ વાયુના તથા કફના પ્રકોપની ઉપર જરા ઉના પાણીનું અનુપાન આપવું અને પિત્તના તથા રક્તના પ્રકોપની ઉપર શીતળ જળનું અનુપાન દેવું.

**અધિક ભોજન કર્યું હોય તેના ઉપર આપવાનું અનુપાન.**

**दोषवद्गुरु वा भुक्तमतिमात्रमथापि वा ॥ ४४५ ॥**
**यथोक्तेनानुपानेन सुखमन्नं प्रजीर्यति ।**

૪૬૦ વાયુ વગેરે દોષોને ઉત્પન્ન કરે એવું, ભારે અથવા માત્રાથી અધિક ભોજન કરવામાં આવ્યું હોય તોપણ જો તેની ઉપર ઉપર લખેલા પદાર્થોનું અનુપાન આપવામાં આવે તો તે સ્હેલાઇથી પચી જાય છે. ૪૪૫

**અનુપાનના ગુણો ( ફાયદાઓ).**

**रोचनं बृंहणं वृष्यं दोषसङ्घातभेदनम् ॥ ४४६ ॥**
**तर्पणं मार्दवकरं श्रमक्लमहरं सुखम् ।**
**दीपनं दोषशमनं पिपासाच्छेदनं परम् ॥ ४४७ ॥**
**बल्यं वर्णकरं सम्यगनुपानं सदोच्यते ।**

૪૬૧ અનુપાન રુચિ ઉપજાવનારું, શરીરને પુષ્ટ કરનારું, વીર્યને વધારનારું, દોષોના સમુદાયને પૃથક્કરણ કરનારું, તૃપ્તિ કરનારું, શરીરને કોમળ કરનારું, થાકને ગ્લાનિને અને તરસને મટાડનારું, સુખ આપનારું, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારું, દોષોનું શમન કરનારું, બળ આપનારું અને શરીરના વર્ણને સારો કરનારું સદા કહેવાય છે. ૪૪૬–૪૪૭

**અનુપાન ક્યારે પીવું તે વિશે અને તે પીવાથી થનારા ફાયદા.**

**तदादौ कर्शयेत्पीतं स्थापयेन्मध्यसेवितम् ॥ ४४८॥**
**पश्चात्पीतं बृंहयति तस्माद्वीक्ष्य प्रयोजयेत् ।**

૪૬૨ ભોજનના આદિમાં અનુપાન પીવામાં આવ્યું

હોય તો તે શરીરને કૃશ કરે છે. ભોજનના મધ્યમાં અનુપાન પીવામાં આવે તો તે શરીરને મધ્યમ સ્થિતિમાં રાખે છે અને ભોજનના અંતમાં પીવામાં આવે તો તે શરીરને સ્થૂલ કરે છે. એટલા માટે વૈદ્યે પ્રયોજનને અનુસરીને અનુપાનની યોજના કરવી. ૪૪૮

**ભોજન કર્યા પછી અનુપાન પીવાનું કારણ.**

**स्थिरतां गतमक्लिन्नमन्नमद्रवपायिनाम् ॥ ४४९ ॥**
**भवत्याबाधजननमनुपानमतः पिबेत् ।**

૪૬૩ ભોજન કર્યા પછી અનુપાન (જળ વગેરે) પીવામાં ન આવે તો ખાધેલું અન્ન આમાશયમાં બરાબર ક્લિન્ન (એકરસ) નહીં થવાને લીધે સ્થિર પડી રહીને પીડા કરે છે. એટલા માટે ભોજન કર્યા પછી જળ વગેરે અનુપાન પીવું જોઇએ. ૪૪૯

**ભોજન પછી કોણે કોણે અનુપાન પીવું નહિ?**

**न पिबेच्छ्वासकासार्तो रोगे चाप्यूर्ध्वजत्रुगे ॥४५०॥**
**क्षतोरस्कः प्रसेकी च यस्य चोपहतः स्वरः ।**

૪૬૪ શ્વાસ, ઉધરસ, જત્રુથી–હાંસડીથી ઉપરના ભાગમાં થયેલા રોગો, ઉરઃક્ષત, લાળનો સ્રાવ અને સ્વરભંગ એઓથી પીડાયેલા મનુષ્યે ભોજન કર્યા પછી અનુપાન પીવું નહી. ૪૫૦

**અનુપાન પીધા પછી કઇ કઇ ક્રીયા કરવી નહિ?**

**पीत्वाऽध्वभाष्याध्ययनगेयस्वप्नान्न शीलयेत् ४५१**
**प्रदूष्यामाशयं तद्धि तस्य कण्ठोरसि स्थितम् ।**
**स्यन्दाग्निसादच्छर्द्यादीनामयाञ्जनयेद्बहून् ॥ ४५२ ॥**

૪૬૫ અનુપાન પીધા પછી પંથ કરવો નહીં, ઉંચે સ્વરે બોલવું નહીં, ભણવું નહીં, ગાવું નહીં અને નિદ્રા કરવી નહીં. કારણ કે અનુપાન પીધા પછી પંથ વગેરે કરવાથી તે અનુપાન આમાશયને ક્ષોભ પમાડી કંઠ અને છાતીમાં આવી લાળનો સ્રાવ, જઠરાગ્નિની મંદતા, ઉલટી વગેરે ઘણા રોગોને ઉત્પન્ન કરે છે. ૪૫૧–૪૫૨

**ભક્ષ્ય પદાર્થના હલકાપણાનો તથા ભારેપણાનો વિચાર તે તે પદાર્થના સ્વભાવાદિકનું ઉલ્લંઘન કરી શકતો નથી.**

**गुरुलाघवचिन्तेयं स्वभावं नातिवर्तते ।**
**तथा संस्कारमात्रान्नकालांश्चाप्युत्तरोत्तरम् ।४५३।**

૪૬૬ ખાવા પીવાના પદાર્થના હલકાપણા વિશે તથા ભારેપણા વિશે જે વિચાર કરવામાં આવ્યો છે તે વિચાર તે તે પદાર્થોના સ્વભાવનું ઉલ્લંઘન કરી શકતો નથી (જેમકે જાંગલ પ્રદેશનાં પ્રાણીઓ સ્વભાવથી જ હલકાં છે માટે તેઓનું માંસ પણ હલકું છે) સંસ્કારનું પણ ઉલ્લંઘન કરતો નથી (જેમકે ચોખા હલકા છે છતાં તેના લોટના પદાર્થ ભારે છે વગેરે) માત્રાનું પણ ઉલ્લંઘન કરતો નથી (જેમકે હલકા અન્નથી તૃપ્તિ કરવી અને ભારે અન્નથી અરધી તૃપ્તિ કરવી). અન્નનું પણ ઉલ્લંઘન કરતો નથી. (જેમકે મંડ, પેયા, વિલેપી, ભાત, પુડલા આમાં ઉત્તરોત્તર ભારે છે અને પૂર્વ પૂર્વનાં હલકાં છે) કાળનું પણ ઉલ્લંઘન કરતો નથી (જેમકે નવું ધાન્ય કફ કરનારું છે અને જૂનું ધાન્ય હલકું છે વગેરે). ૪૫૩

**આહારના ભારેપણાનો તથા હલકાપણાનો આધાર મનુષ્યના ઉપર હોય છે.**

**मन्दकर्मानलारोग्याः सुकुमाराः सुखोचिताः ।**
**जन्तवो ये तु तेषां हि चिन्तेयं परिकीर्तिता ॥४५४॥**
**बलिनः खरभक्ष्या ये ये च दीप्ताग्नयो नराः ।**
**कर्मनित्याश्च ये तेषां नावश्यं परिकीर्त्यते ॥ ४५५॥**

૪૬૭ જે લોકો થોડું કામ કરનારા (આળસુ), મંદ અગ્નિવાળા, થોડા આરોગ્યવાળા (બહુધા રોગી), કોમળ શરીરવાળા અને સુખ ભોગવનારા હોય તે લોકોને માટે જ આ આહારના ભારેપણાનો કે હલકાપણાનો વિચાર કરવાનો છે. પરંતુ જે લોકો બળવાન્, કઠણ પદાર્થો ખાનારા, પ્રદીપ્ત જઠરાગ્નિવાળા અને હમ્મેશાં મહેનત કરનારા છે તેઓને માટે આહારના ભારેપણાનો તથા હલકાપણાનો વિચાર કરવાની વિશેષ આવશ્યકતા નથી–અવશ્ય કરવો જોઇએ એમ નથી. ૪૫૪–૪૫૫

**ઇતિ સર્વાનુપાનવર્ગ.**

## અથ ભોજનવિધિ.

**अथाहारविधिं वत्स विस्तरेणाखिलं शृणु ।**

૪૬૮ પુત્ર સુશ્રુત! હવે હું ભોજન કરવાના સમગ્ર વિધિનો વિસ્તારથી ઉપદેશ કરું છું તે તું સાંભળ.

**પાકશાળા (રસોડું) અને તેમાં રાખવા યોગ્ય મનુષ્યો.**

**आप्तान्वितमसंकीर्णं शुचि कार्यं महानसम् ॥४५६॥**

૪૬૯ રસોડું સ્વચ્છ અને સાંકડ વગરનું (દરેક પ્રકારની સગવડવાળું) બનાવવું અને તેમાં દરેક કામકાજને માટે જે માણસો વિશ્વાસપાત્ર હોય તેઓને જ રાખવાં. ૪૫૬

**વૈદ્યે અન્નની પરીક્ષા કરીને રાજાને નિવેદન કરવું.**

**तत्राप्तैर्गुणसम्पन्नमन्नं भक्ष्यं सुसंस्कृतम् ।**
**शुचौ देशे सुसंगुप्तं समुपस्थापयेद्भिषक् ॥ ४५७ ॥**
**विषघ्नैरगदैः स्पृष्टं प्रोक्षितं व्यजनोदकैः ।**
**सिद्धैर्मन्त्रैर्हतविषं सिद्धमन्नं निवेदयेत् ॥ ४५८ ॥**

૪૭૦ ત્યાં વૈદ્યે વિશ્વાસપાત્ર માણસો–રસોયાઓ પાસેથી સારા ગંધ, રસ, અને વર્ણવાળું અન્ન રંધાવીને, તેને પવિત્ર સ્થાનમાં સાધારણ લોકોની નજર ન પડે એવી રીતે રખાવવું. ત્યાર પછી તે અન્નને વિષને મટાડનારા ઔષધોથી યુક્ત કરી, વિષ હર ઔષધવાળા જળવડે ભીંજાવેલા પંખાઓવડે તે ઉપર પવન નાંખી,

તથા અથર્વવેદમાં કહેલા વિષનાશક સિદ્ધ મંત્રોથી તે અન્નને અભિમંત્રિત કરીને રાજાને ભોજન કરવામાટે આપવું. ૪૫૭–૪૫૮

### કયા પદાર્થો કેવા પાત્રમાં પીરસવા ?

**वक्ष्याम्यतः परं कृत्स्नामाहारस्योपकल्पनाम् ।**
**घृतं कार्ष्णायसे देयं पेया देया तु राजते ॥ ४५९॥**
**फलानि सर्वभक्ष्यांश्च प्रदद्याद्वैदलेषु च ।**
**परिशुष्कप्रदिग्धानि सौवर्णेषु प्रकल्पयेत् ॥ ४६० ॥**
**प्रद्रवाणि रसांश्चैव राजतेषूपहारयेत् ।**
**कट्वराणि खडांश्चैव सर्वाञ्छैलेषु दापयेत् ॥४६१॥**
**दद्यात्ताम्रमये पात्रे सुशीतं सुश्टतं पयः ।**
**पानीयं पानकं मद्यं मृण्मयेषु प्रदापयेत् ॥ ४६२ ॥**
**काचस्फटिकपात्रेषु शीतलेषु शुभेषु च ।**
**दद्याद्वैदूर्यपात्रेषु रागखाडवसट्टकान् ॥ ४६३ ॥**

૪૭૧ હવે કયા પદાર્થો કેવા પાત્રમાં પીરસવા અને કયા કયા પ્રદેશમાં મુકવા વગેરે બાબતની સઘળી યોજના કહું છું. ઘી લોઢાના–ગજવેલ પાત્રમાં દેવું, પેયા–પાતળી રાબ રૂપાના પાત્રમાં દેવી, ફળો તથા સર્વ પ્રકારનાં ભક્ષ્યો ખાખરા કેળ વગેરેના પાનડા ઉપર પીરસવાં, પરિશુષ્ક તથા પ્રદિગ્ધ માંસો સોનાના પાત્રમાં પીરસવાં, મંડ વગેરે પ્રવાહી પદાર્થો અને માંસરસો રૂપાના પાત્રમાં પીરસવા, છાશ તથા સર્વ પ્રકારના ખડો–યૂષો પથરાના વાસણમાં પીરસવા, સારી રીતે ઉકાળીને થંડું કરેલું દૂધ ત્રાંબાના વાસણમાં પીરસવું, જળ-પાનકો અને મદ્યો એઓને માટીના વાસણમાં પીરસવાં તથા રાગ, ખાડવો અને સટ્ટકો એઓને શીતળ અને નિર્મળ એવા કાચના, સ્ફટિકના અથવા તો વૈદૂર્યમણિના પાત્રોમાં પીરસવા. ૪૫૯–૪૬૩

### ભોજનના પદાર્થોમાંથી કયો પદાર્થ ભોજન કરનારાની કઇ બાજુ પર મૂકવો તે વિશે.

**पुरस्ताद्विमले पात्रे सुविस्तीर्णे मनोरमे ।**
**सूदः सूपौदनं दद्यात्प्रदेहांश्च सुसंस्कृतान् ॥ ४६४॥**
**फलानि सर्वभक्ष्यांश्च परिशुष्काणि यानि च ।**
**तानि दक्षिणपार्श्वे तु भुञ्जानस्योपकल्पयेत् ४६५॥**
**प्रद्रवाणि रसांश्चैव पानीयं पानकं पयः ।**
**खडान्यूषांश्च पेयांश्च सव्ये पार्श्वे प्रदापयेत्॥४६६॥**
**सर्वान्गुडविकारांश्च रागखाडवसट्टकान् ।**
**पुरस्तात्स्थापयेत्प्राज्ञो द्वयोरपि च मध्यतः ॥४६७॥**

૪૭૨ રસોયાએ સારી રીતે બનાવેલા દાળ, ભાત અને પ્રદિગ્ધ માંસ એઓને નિર્મળ, વિસ્તીર્ણ–પ્હોળા અને મનોહર પાત્રમાં રાખીને જમનારની સામે મુકવાં; સર્વ પ્રકારનાં ફળો સર્વ પ્રકારનાં ભક્ષ્યો અને પરિશુષ્ક માંસ એ સઘળી ચીજો જમનારને જમણે પડખે રાખવી; મંડ વગેરે પ્રવાહી પદાર્થો, માંસરસ, પાણી, પાનકો, દૂધ, ખડયૂષ અને પેયા એ સઘળા પદાર્થો જમનારને ડાબે પડખે મુકવા; તથા ગોળથી બનાવેલાં ભક્ષ્યો, રાગો, ખાડવો અને સટ્ટકો જમનારની સામે મધ્ય ભાગમાં રાખવા. ૪૬૪–૪૬૭

### ભોજન કરવાનું સ્થાન કેવું જોઇએ ?

**एवं विज्ञाय मतिमान्भोजनस्योपकल्पनाम् ।**
**भोक्तारं विजने रम्ये निःसंबाधे शुभे शुचौ॥४६८॥**
**सुगन्धिपुष्परचिते समे देशेऽथ भोजयेत् ।**

૪૭૩ બુદ્ધિમાન્ વૈદ્યે એકાંત, રમણીય, સુગન્ધી પુષ્પોથી સજજ કરેલા, ધુડ, માખી વગેરે ન પડે એવા, સપાટ, શુભ અને પવિત્ર પ્રદેશમાં ઉપર લખવા પ્રમાણેની સઘળી ભોજનની ગોઠવણ કરીને રાજાને જમાડવો. ૪૬૮

### કેવું ભોજન ફાયદો કરે છે ?

**विशिष्टमिष्टसंस्कारैः पथ्यैरिष्टैरसादिभिः ॥ ४६९ ॥**
**मनोज्ञं शुचि नात्युष्णं प्रत्यग्रमशनं हितम् ।**

૪૭૪ જેને મનને પ્રિય લાગે એવા તથા હિતકારી વઘાર વગેરે સંસ્કારો આપવામાં આવેલા હોય એવું, મનને પ્રિય લાગે એવા રસ, ગન્ધ અને વર્ણવાળું, પથ્ય, મનોહર, પવિત્ર, સ્હેજ ઉનું અને તરતનું રાંધેલું અન્ન હિતકારક છે. ૪૬૯

### ભોજન વખતે આરંભમાં, મધ્યમાં અને અંતમાં કેવા રસોનો ઉપયોગ કરવો ?

**पूर्वं मधुरमश्नीयान्मध्येऽम्ललवणौ रसौ ॥४७०॥**
**पश्चाच्छेषान्रसान्वैद्यो भोजनेष्ववचारयेत् ।**

૪૭૫ વૈદ્યે ભોજનમાં પ્રથમ મધુર રસવાળા પદાર્થો જમાડવા, મધ્યમાં ખારા રસવાળા પદાર્થો જમાડવા અને છેવટે બાકીના તીખા, કડવા અને તુરા રસવાળા પદાર્થો જમાડવા. ૪૭૦

### ભોજન વખતે કયા પદાર્થ પ્રથમ ખાવા અને કયા પછી ખાવા ?

**आदौ फलानि भुञ्जीत दाडिमादीनि बुद्धिमान् ४७१**
**ततः पेयांस्ततो भोज्यान्भक्ष्यांश्चित्रांस्ततः परम् ।**

૪૭૬ બુદ્ધિમાન્ માણસે પ્રથમ દાડમ વગેરે ફળો ખાવાં, પછી મંડ વગેરે પીવાના પદાર્થો જમવા. તે પછી ભાત વગેરે ભોજ્ય પદાર્થો ખાવાં અને તે પછી લાડુ વગેરે અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થો ખાવા. ૪૭૧

### ભોજનવિશે બીજા વિદ્વાનોનું મત.

**घनं पूर्वं समश्नीयात्केचिदाहुर्विपर्ययम् ॥ ४७२ ॥**

૪૭૭ કેટલાએક વિદ્વાનો કહે છે કે, પ્રથમ કઠિન પદાર્થો જમાડવા. ત્યારે કેટલાએક કહે છે કે, પ્રથમ દ્રવ એટલે પાણીના જેવા પાતળા પદાર્થો જમાડવા. ૪૭૨

**ભોજનના આદિમાં અને અંતમાં આંબળાં ખાવાં.**

**आदावन्ते च मध्ये च भोजनस्य तु शस्यते ।**
**निरत्ययं दोषहरं फलं ह्यामलकं नृणाम् ॥४७३॥**

૪૭૮ આંબળાં મનુષ્યોને કંઈ પણ નુકસાન નહી કરતાં દોષોનું હરણ કરનારાં છે માટે ભોજનના આદિમાં, મધ્યમાં અને અંતમાં આંબળા ખાવાં એ શ્રેષ્ઠ છે. ૪૭૩

**ભોજન કર્યા પછી નહિ ખાવા યોગ્ય પદાર્થ**

**मृणालबिसशालूककन्देक्षुप्रभृतीनि च ।**
**पूर्वं योज्यानि भिषजा न तु भुक्ते कथंचन ॥४७४॥**

૪૭૯ કમળના દાંડા, કમળનાં મૂળ, કમળના કંદ, સૂરણ વગેરે કંદો, શેરડી વગેરે પદાર્થો ભોજનના આદિમાં જ ખાવા, ભોજન કર્યા પછી કદી પણ ખાવા નહી. ૪૭૪

**ક્યારે, કેમ બેસીને, કેવી રીતે, કેવું, અને કેટલું ભોજન કરવું?**

**सुखमुच्चैः समासीनः समदेहोऽन्नतत्परः ।**
**काले सात्म्यं लघु स्निग्धं क्षिप्रमुष्णं द्रवोत्तरम् ४७५**
**बुभुक्षितोऽन्नमश्नीयान्मात्रावद्विदितागमः ।**

૪૮૦ આયુર્વેદ જાણનારા માણસે ભુખ લાગે ત્યારે, યોગ્ય સમયે, ઉંચા આસન ઉપર, સુખ ઉપજે તેમ બેસી, શરીરને સરખું રાખી, ભોજનમાં જ ચિત્ત રાખીને, સાત્મ્ય-માફક આવે એવું, હલકું, સ્નિગ્ધ અને ઉનું, ભોજન યોગ્ય માત્રામાં-પ્રમાણ સર બહુ વિલંબ નહી કરતાં તેમ બહુ જલદી-ઉતાવળ પણ નહી કરતાં જમવું. ૪૭૫

**વિધિપૂર્વક ભોજન કરવાથી ઘણા ફાયદા થાય છે.**

**काले भुक्तं प्रीणयति सात्म्यमन्नं न बाधते ॥४७६॥**
**लघु शीघ्रं व्रजेत्पाकं स्निग्धोष्णं बलवह्निदम् ।**
**क्षिप्रं भुक्तं समं पाकं यात्यदोषं द्रवोत्तरम्॥४७७॥**
**सुखं जीर्यति मात्रावद्धातुसाम्यं करोति च ।**

૪૮૧ ભુખ લાગે ત્યારે જમવાથી તૃપ્તિ થાય છે, સાત્મ્ય અન્ન જમવાથી પીડા થાતી નથી, હલકું અન્ન જમવાથી તે તરત પચી જાય છે, સ્નિગ્ધ અન્ન જમવાથી બળ વધે છે. ઉનું અન્ન જમવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, બહુ વિલંબ નહી કરતાં તેમ બહુ ઉતાવળ પણ નહી કરતાં જમવાથી અન્ન સરખી રીતે પચે છે, ભોજનમાં દ્રવ પદાર્થો પાછળથી જમવાથી ભોજન વિદાહને પામતું નથી અને યોગ્ય પ્રમાણમાં અન્નનું ભોજન કરવાથી તે સ્હેલાઇથી પચી જાય છે અને ધાતુઓને સમાન રાખે છે. ૪૭૬-૪૭૭

**ઋતુપરત્વે ભોજનનો વિધિ.**

**अतीवायतयामास्तु क्षपा येष्वृतुषु स्मृताः ॥४७८॥**
**तेषु तत्प्रत्यनीकाढ्यं भुञ्जीत प्रातरेव तु ।**
**येषु चापि भवेयुश्च दिवसा भृशमायताः ॥४७९॥**
**तेषु तत्कालविहितमपराह्ने प्रशस्यते ।**
**रजन्यो दिवसाश्चैव येषु चापि समाः स्मृताः४८०**
**कृत्वा सममहोरात्रे तेषु भुञ्जीत भोजनम् ।**

૪૮૨ જે ઋતુઓમાં રાત્રિ અત્યંત લાંબા પહોરવાળી થાય છે (મોટી થાય છે) તે ઋતુઓમાં (હેમંત તથા શિશિરમાં) તે ઋતુઓના ગુણોથી વિપરીત ગુણવાળું અન્ન જમવું અને તે સવા પ્રહર દિવસ ચઢે ત્યારે જમવું. જે ઋતુઓમાં દિવસો અત્યંત લાંબા થાય છે તે ઋતુઓમાં (ગ્રીષ્મમાં તથા વર્ષામાં) તે ઋતુઓના ગુણોથી વિપરીત ગુણવાળું અન્ન જમવું. અને તે અપરાહ્નમાં એટલે અઢી પ્રહર દિવસ ગયા પછી જમવું. જે ઋતુઓમાં દિવસો તથા રાત્રિઓ સમાન થાય છે તે ઋતુઓમાં (શરદમાં અને વસંતમાં) તે ઋતુઓના ગુણોથી વિરુદ્ધ ગુણવાળું અન્ન જમવું, અને તે મધ્યાહ્ને* જમવું ૪૭૮-૪૮૦

**ભોજન ક્યારે કેવું અને કેટલું કરવું?**

**नाप्राप्तातीतकालं वा हीनाधिकमथापि वा ॥४८१॥**
**अप्राप्तकाले भुञ्जानः शरीरे ह्यलघौ नरः ।**
**तांस्तान्व्याधीनवाप्नोति मरणं वा नियच्छति ४८२**
**अतीतकाले भुञ्जानो वायुनोपहतेऽनले ।**
**कृच्छ्राद्विपच्यते भुक्तं द्वितीयं च न काङ्क्षति॥४८३॥**
**हीनमात्रमसन्तोषं करोति च बलक्षयम् ।**
**आलस्यगौरवाटोपसादांश्च कुरुतेऽधिकम् ॥ ४८४॥**
**तस्मात्सुसंस्कृतं युक्त्या दोषैरेतैर्विवर्जितम् ।**
**यथोक्तगुणसम्पन्नमुपसेवेत भोजनम् ॥ ४८५ ॥**
**विभज्य कालदोषादीन्कालयोरुभयोरपि ।**

૪૮૩ ભોજન કરવાનો સમય થયા પહેલાં અથવા ભુખ લાગ્યા પહેલાં ભોજન કરવું નહી, ભોજનનો સમય થયા પછી અથવા ભુખ લાગ્યા પછી ઘણો સમય જવા દેઇને ભોજન કરવું નહી (એટલે ભોજનનો સમય થાય કે ભુખ લાગે ત્યારે વિલંબ નહી કરતાં તરત જમી લેવું.) ઓછા પ્રમાણમાં અથવા તો વધારે પ્રમાણમાં પણ ભોજન કરવું નહી, ભોજન કરવાનો સમય થયા પહેલાં અથવા ભુખ લાગ્યા પહેલાં માણસનું શરીર ભારે હોય છે, તેથી તેવા સમયમાં ભોજન કરવાથી માથાનો દુઃખાવો વગેરે અનેક પ્રકારના રોગો થાય છે અથવા મરણ સુધાં નિપજે છે, ભોજનનો સમય વીતી ગયા પછી ભોજન કરવાથી વાયુ પ્રકોપ પામીને જઠરાગ્નિનો ઉપઘાત કરે છે તેથી ખાધેલું અન્ન માંડ માંડ

---

* આ ભોજનનો વિધિ એક ટંક જમનારાને માટે કહ્યો છે. પરંતુ જે મનુષ્ય દિવસમાં બે વાર જમતો હોય તેને સવા પહોર દિવસ ચહડ્યા પછી જમાડવો અને તે પણ ભોજનની માત્રાથી અડધું અથવા તો ત્રીજા ભાગનું અન્ન દિવસના સાડાત્રણ પ્રહર ગયા પછી અથવા તો રાત્રે જમાડવું.

પચે છે અને બીજી વખત જમવાની ઇચ્છા થતી નથી, ઓછા પ્રમાણુમાં ભોજન કરવાથી તૃપ્તિ થતી નથી અને બળનો ક્ષય થાય છે તથા વધારે પ્રમાણમાં ભોજન કરવાથી આળસ, શરીરનું ભારેપણું, આફરો અને સુસ્તી થાય છે. એટલા માટે દોષ, કાળ વગેરેનો વિચાર કરીને બન્ને વખતે યુક્તિથી–સારી રીતે સંસ્કાર આપેલું (રાંધેલું) ઉપર જણાવેલા દોષો વગરનું અને આયુર્વેદમાં કહેલા ઉત્તમ ગુણોવાળું ભોજન યોગ્ય માત્રાથી જમવું. ૪૮૧–૪૮૫

### કેવું અન્ન જમવું નહિ ?

**अचोक्षं दुष्टमुच्छिष्टं पाषाणतृणलोष्टवत् ॥ ४८६ ॥**
**द्विष्टं व्युषितमस्वादु पूति चान्नं विवर्जयेत् ।**
**चिरसिद्धं स्थिरं शीतमन्नमुष्णीकृतं पुनः ॥ ४८७ ॥**
**अशान्तमुपदग्धं च तथा स्वादु न लक्ष्यते ।**

૪૮૪ જે અન્ન ચોખાઇ વગરનું, વિષ વગેરેથી દૂષિત થયેલું, ઉચ્છિષ્ટ–એઠું, કાંકરીવાળું, તણુસલાંવાળું, માટીના ઢેફાવાળું, મનને અપ્રિય લાગે એવું, વાશી રહેલું, સ્વાદ વગરનું, સડેલું, રંધાયા પછી ઘણીવાર સુધી પડી રહેલું, કઠણ થઇ ગયેલું, ટાઢું થઇ ગયેલું, ફરીવાર–બીજીવાર ઉનું કરેલું, જેમાં પાણી વગેરે રહી ગયેલું હોય તેવું, બળી ગયેલું હોય તેવું તથા જે સ્વાદ વિનાનું હોય તેવું ભોજન–અન્ન–ખાવું નહી. ૪૮૬–૪૮૭

### સ્વાદિષ્ટ અન્ન પાછળથી પીરસવું.

**यद्यत्स्वादुतरं तत्तद्विदध्यादुत्तरोत्तरम् ॥ ४८८ ॥**

૪૮૫ પીરસતી વખતે ઘણાં પ્રકારનાં અન્નો સ્વાદિષ્ટ હોય તેઓમાંથી જે જે અન્ન વધારે વધારે સ્વાદિષ્ટ હોય તે તે અન્ન પાછળથી પીરસવું. ૪૮૮

### ભોજનની વચ્ચે પાણીના કોગળા કરીને મુખને સાફ કરવું.

**प्रक्षालयेदद्भिरास्यं भुञ्जानस्य मुहुर्मुहुः ।**
**विशुद्धरसने तस्मै रोचतेऽन्नमपूर्ववत् ॥ ४८९ ॥**
**स्वादुना तस्य रसनं प्रथमेनापि तर्पितम् ।**
**न तथा स्वादयेदन्यत्तस्मात्प्रक्षाल्यमन्तरा ॥ ४९० ॥**

૪૮૬ જમતી વખતે માણુસે જમતાં જમતાં વચમાં વારં વાર પાણીથી કોગળા કરવા. કેમકે પાણીથી કોગળા કરવાને લીધે જીભ સ્વચ્છ થવાથી તે પછી જે અન્ન ખવાય તે અન્ન અપૂર્વની–નવાની પેઠે રુચે છે–ભાવે છે. પ્રથમ એક સ્વાદિષ્ટ અન્નથી જીભ તૃપ્ત થઇ જાય છે એટલે તેને બીજું અન્ન સ્વાદિષ્ટ લાગતું નથી એટલા માટે વચમાં વચમાં પાણીથી કોગળા કરીને ભોજન કરવું. ૪૮૯–૪૯૦

### સ્વાદિષ્ટ અન્નના ફાયદાઓ.

**सौमनस्यं बलं पुष्टिमुत्साहं हर्षणं सुखम् ।**
**स्वादु संजनयत्यन्नम्**

૪૮૭ સ્વાદિષ્ટ અન્ન ભોજન કરવાથી મનની પ્રીતિ, બળ, પુષ્ટિ, ઉત્સાહ, સંતોષ અને આરોગ્ય પ્રાપ્ત થાય છે.

### સ્વાદ વિનાનાં ભોજનથી થતા ગેરફાયદાઓ.

**अस्वादु च विपर्ययम् ॥ ४९१ ॥**

૪૮૮ સ્વાદ વગરનું અન્ન ભોજન કરવાથી મનની અપ્રીતિ, દુર્બળપણું, કૃશતા, નિરુત્સાહીપણું, અસંતોષ અને રોગ પ્રાપ્ત થાય છે. ૪૯૧

### સ્વાદિષ્ટ ભોજનનું લક્ષણ.

**भुक्त्वा च यत्प्रार्थयते भूयस्तत्स्वादु भोजनम् ।**

૪૮૯ માણુસ જે ભોજનને ખાઇને વારં વાર તેને ખાવાની માગણી કરે છે તે ભોજનને સ્વાદિષ્ટ જાણુવું.

### ભોજન કરતી વખતે પાણી પીવા વિશે.

**अशितश्चोदकं युक्त्या भुञ्जानश्चान्तरा पिबेत् ४९२**

૪૯૦ જમતાં જમતાં વચમાં અને જમી રહ્યા પછી યોગ્ય પ્રમાણુમાં પાણી પીવું. ૪૯૨

### દાંતોમાં ભરાઇ રહેલું અન્ન સળીથી કહાડી નાખવું.

**दन्तान्तरगतं चान्नं शोधनेनाहरेच्छनैः ।**
**कुर्यादनिर्हृतं तद्धि मुखस्यानिष्टगन्धताम् ॥ ४९३ ॥**

૪૯૧ દાંતોમાં ચોટી રહેલાં અન્નને ખડની સળી વગેરેથી ધીરે ધીરે કહાડી નાખવું. કારણુ કે જો દાંતોમાં ચોટી રહેલું અન્ન કહાડી નાંખવામાં ન આવે તો તે મ્હોડામાં દુર્ગન્ધ ઉત્પન્ન કરે છે. ૪૯૩

### ભોજનના આદિ, મધ્ય અને અંતમાં પ્રકોપ પામનારા વાતાદિક.

**जीर्णेऽन्ने वर्धते वायुर्विदग्धे पित्तमेव तु ।**
**भुक्तमात्रे कफश्चापि तस्माद्भुक्ते हरेत्कफम् ॥ ४९४ ॥**

૪૯૨ જમેલું અન્ન, પચી ગયા પછી વાયુ પ્રકોપ પામે છે; અન્ન પચવા લાગે છે ત્યારે પિત્ત પ્રકોપ પામે છે અને જમ્યા પછી તરત કફનો પ્રકોપ થાય છે. એટલા માટે જમ્યા પછી તરત જ કફને હરણુ કરવાના ઉપાયો કરવા. ૪૯૪

### ભોજન કર્યા પછી ધૂમપાન કરવું તથા મુખવાસ ખાવો.

**धूमेनापोह्य हृद्यैर्वा कषायकटुतिक्तकैः ।**
**पूगकंकोलकर्पूरलवङ्गसुमनःफलैः ॥ ४९५ ॥**
**कटुतिक्तकषायैर्वा मुखवैशद्यकारकैः ।**
**ताम्बूलपत्रसहितैः सुगन्धैर्वा विचक्षणः ॥ ४९६ ॥**

૪૯૩ વિચક્ષણુ પુરુષે જમ્યા પછી કફને શાંત કરવાને માટે ધૂમપાન કરવું અથવા મનને પ્રિય લાગે એવા સોપારી, ચણુકબાબ, ભીમસેની કપૂર, લવંગ, જાયફળ વગેરે તુરા, તીખા અને કડવા પદાર્થો અથવા મ્હોડાને સ્વચ્છ કરે એવા બીજા કડવા, તીખા કે તુરા પદાર્થો અથવા એલચી વગેરે સુગંધી પદાર્થોની સાથે નાગરવેલનાં પાન ચાવવાં. ૪૯૫–૪૯૬

**ભોજન કર્યા પછી થોડીકવાર વિશ્રાંતિ લઇને સો પગલાં ચાલવું.**

**भुक्त्वा राजवदासीत यावदन्नक्लमो गतः ।**
**ततः पादशतं गत्वा वामपार्श्वे तु संविशेत् ॥४९७॥**
**शब्दरूपरसान्गन्धान्स्पर्शांश्च मनसः प्रियान् ।**
**भुक्तवानुपसेवेत तेनान्नं साधु तिष्ठति ॥ ४९८ ॥**

૪૯૪ જમ્યા પછી જ્યાં સુધી જમવાનો થાક ઉતરે નહી ત્યાં સુધી રાજાની પેઠે નિશ્ચિંત થઇને બેસવું. થાક ઉતર્યાં પછી એકસો પગલાં ચાલીને પછી ડાબે પડખે સુવું અને મનને પ્રિય લાગે એવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એઓનું સેવન કરવું. તેથી ખાધેલું અન્ન પેટમાં સારી રીતે ઠેકાણે પડે છે. ૪૯૭–૪૯૮

**ભોજન પછી સુગ થાય તેવા પદાર્થ જોવા નહિ.**

**शब्दरूपरसस्पर्शगन्धाश्चापि जुगुप्सिताः ।**
**अशुच्यन्नं तथा भुक्तमतिहास्यं च वामयेत् ॥४९९॥**

૪૯૫ જમ્યા પછી જેથી ઘૃણા–સુગ ઉત્પન્ન થાય એવા શબ્દ, રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ એઓનું સેવન કરવાથી અથવા વધારે હસવાથી અથવા અપવિત્ર અન્નનું ભોજન કરવાથી ઉલટી થાય છે. ૪૯૯

**ભોજન કર્યા પછી શું શું કરવું નહિ?**

**शयनं चासनं वापि नेच्छेद्वापि द्रवोत्तरम् ।**
**नाग्न्यातपौ न प्लवनं न यानं नापि वाहनम् ५००**

૪૯૬ જમ્યા પછી લાંબા વખત સુધી સુવું કે બેઠું રહેવું નહી, જેમાં દ્રવભાગ વિશેષ હોય એવા અન્નનું ભોજન કરવું નહી, જમ્યા પછી અગ્નિના તાપનું કે સૂરજના તડકાનું સેવન કરવું નહી, પાણીમાં ન્હાવું કે તરવું નહી, પંથ કરવો નહી અને ઘોડા વગેરે વાહન ઉપર બેસવું નહી. ૫૦૦

**રસોના સેવન કરવા વિશે.**

**नचैकरससेवायां प्रसज्येत कदाचन ।**
**शाकावराान्नभूयिष्ठमम्लं च न समाचरेत् ॥५०१॥**
**एकैकशः समस्तान् वा नाप्यश्नीयाद्रसान्सदा ।**

૪૯૭ કદી પણ એકના એક રસનું નિરંતર સેવન કરવું નહી, જેમાં શાક, દાળ કે ખટાસ વધારે હોય એવા અન્નનું ભોજન કરવું નહી. અર્થાત્ શાક દાળ અને ખટાશ ઝાઝાં ખાવાં નહિ, એક એક રસનું પણ હમ્મેશાં અધિક પ્રમાણમાં સેવન કરવું નહી. તેમ સર્વ રસોનું પણ હમ્મેશાં અધિક પ્રમાણમાં સેવન કરવું નહી. ૫૦૧

**જેનો જઠરાગ્નિ મંદ હોય તેણે એક વખત ભોજન કરવું.**

**प्राग्भुक्ते त्वविविक्तेऽग्नौ द्विरन्नं न समाचरेत् ५०२**
**पूर्वभुक्ते विदग्धेऽन्ने भुञ्जानो हन्ति पावकम् ।**

૪૯૮ સવારના જમ્યા પછી જો સાંજના જઠરાગ્નિ મંદ હોય તો બીજી વાર જમવું નહીં. એક વખત જમેલું અન્ન બરાબર પચ્યું ન હોય એટલે કંઇક પચ્યું હોય અને કંઇક પચ્યું ન હોય એવી હાલતમાં બીજીવાર જમવાથી જઠરાગ્નિ નાશ પામે છે. ૫૦૨

**જેનો જઠરાગ્નિ મંદ હોય તેણે કેવું ભોજન કરવું?**

**मात्रागुरुं परिहरेदाहारं द्रव्यतश्च यः ॥ ५०३ ॥**
**पिष्टान्नं नैव भुञ्जीत मात्रया वा बुभुक्षितः ।**
**द्विगुणं च पिबेत्तोयं सुखं सम्यक्प्रजीर्यति ॥५०४॥**

૪૯૯ જેનો જઠરાગ્નિ મંદ હોય એવા માણસે હલકાં અન્નનું પણ અધિક પ્રમાણમાં ભોજન કરવું નહીં. જે અન્ન માત્રાથી–પ્રમાણથી અથવા સ્વભાવથી જ ભારે હોય તે અન્નનું પણ ભોજન કરવું નહીં. ચોખાના લોટથી બનાવેલા પદાર્થો ખાવા જ નહીં. જો બહુ જ ભૂખ લાગી હોય તો એવું અન્ન પ્રમાણમાં જ ખાવું અને ખાધા પછી તેના ઉપર બમણું પાણી પીવાથી તે સારી રીતે પાચન થઈ જાય છે. ૫૦૩–૫૦૪

**પેય, લેહ્ય, ખાદ્ય અને ભક્ષ્ય પદાર્થો ઉત્તરોત્તર ગુરુ છે.**

**पेयलेह्यखाद्यभक्ष्याणां गुरु विद्याद्यथोत्तरम् ।**

૫૦૦ મંડ વગેરે પીવા યોગ્ય પદાર્થો કરતાં લેહ્ય વગેરે ચાટવા યોગ્ય પદાર્થો ભારે છે, ચાટવા યોગ્ય પદાર્થોના કરતાં પણ દાળ ભાત વગેરે ભોજ્ય પદાર્થો ભારે છે અને દાળ, ભાત વગેરે ભોજ્ય પદાર્થોના કરતાં પણ લાડુ વગેરે ભક્ષ્ય પદાર્થો વિશેષ ભારે છે.

**ભારે પદાર્થ તથા હલકા પદાર્થ કેટલા પ્રમાણમાં ખાવા?**

**गुरूणामर्धसौहित्यं लघूनां तृप्तिरिष्यते ॥ ५०५ ॥**

૫૦૧ ભારે પદાર્થો અરધી તૃપ્તિ થાય ત્યાં સુધી અને હલકા પદાર્થો જરાક ઓછી તૃપ્તિ રહે ત્યાં સુધી ખાવા. ૫૦૫

**દ્રવ પદાર્થ વિશેષ પ્રમાણમાં ખાવા નહિ.**

**द्रवोत्तरो द्रवश्चापि न मात्रागुरुरिष्यते ।**

૫૦૨ જેમાં દ્રવ ભાગ વિશેષ હોય એવા પદાર્થો અથવા દ્રવ પદાર્થો વધારે પ્રમાણમાં ખાવા નહી.

**સુકું અન્ન એકલું ખાવાથી વિદાહને પામે છે.**

**द्रवाढ्यमपि शुष्कं तु सम्यगेवोपपद्यते ॥ ५०६ ॥**
**विशुष्कमन्नमभ्यस्तं न पाकं साधु गच्छति ।**
**पिण्डीकृतमसंक्लिन्नं विदाहमुपगच्छति ॥ ५०७ ॥**

૫૦૩ સુકું અન્ન પણ ઘણાં દ્રવ–દાળ વગેરે પદાર્થોની સાથે ખાવામાં આવે તો તે સારી રીતે પચી જાય છે. પરંતુ સુકું અન્ન એકલું ખાવામાં આવે તો તે બરાબર પચતું નથી પણ આમાશયમાં બરોબર ક્લેદ નહી પામવાને લીધે પિંડારૂપ થઇને વિદાહને પામે છે. ૫૦૬–૫૦૭

**અન્ન ક્યારે વિદાહને પામે?**

**स्रोतस्यन्नवहे पित्तं पक्तौ वा यस्य तिष्ठति ।**
**विदाहि भुक्तमन्यद्वा तस्याप्यन्नं विदह्यते ॥५०८॥**

૫૦૪ પિત્ત જેના આમાશયમાં અથવા પચ્યમાનાશયમાં આવીને રહેલું હોય તો તેનું વિદાહ પામનારું અથવા તો વિદાહ નહી પામનારું સર્વ પ્રકારનું અન્ન વિદાહ પામે છે. ૫૦૮

**કેવાં ભોજનથી જઠરાગ્નિ મંદ થાય છે?**

**शुष्कं विरुद्धं विष्टम्भि वह्निव्यापदमावहेत् ।**

૫૦૫ શુષ્ક અન્ન, વિરુદ્ધ અન્ન અથવા તો વિષ્ટંભી અન્ન (કબજીયત કરનારાં અન્ન)નું ભોજન કરવાથી જઠરાગ્નિ મંદ થાય છે.

**ત્રણ દોષથી. ત્રણ જાતનાં અજીર્ણ થાય છે.**

**आमं विदग्धं विष्टब्धं कफपित्तानिलैस्त्रिभिः ॥५०९॥**
**अजीर्णं केचिदिच्छन्ति चतुर्थं रसशेषतः ।**

૫૦૬ કફ, પિત્ત અને વાયુ એ ત્રણ દોષોથી અનુક્રમે આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ અને વિષ્ટબ્ધાજીર્ણ એવા ત્રણ પ્રકારના અજીર્ણ રોગો ઉત્પન્ન થાય છે. (એટલે કફથી આમાજીર્ણ, પિત્તથી વિદગ્ધાજીર્ણ અને વાયુથી વિષ્ટબ્ધાજીર્ણ ઉત્પન્ન થાય છે.) કેટલાએક અન્નના સારરૂપ દ્રવભાગ અપકવ રહી જાય ને તેનાથી જે અજીર્ણ થાય તેને રસશેષાજીર્ણ છે આમ ઇચ્છે છે–કહે છે. ૫૦૯

**અન્ન ન પચવાનાં કારણો.**

**अत्यम्बुपानाद्विषमाशनाद्वा**
**संधारणात्स्वप्नविपर्ययाच्च ।**
**कालेऽपि सात्म्यं लघु चापि भुक्त-**
**मन्नं न पाकं भजते नरस्य ॥ ५१० ॥**

૫૦૭ ઘણું પાણી પીવાથી, અનિયમિત ભોજન કરવાથી, મળ–મૂત્ર વગેરેના વેગોને રોકવાથી, દિવસે સુવાથી અને રાતે જાગવાથી માણસને વખતસર ખાધેલું, સાત્મ્ય અને હલકું એવું અન્ન પણ પચતું નથી. ૫૧૦

**ईर्ष्याभयक्रोधपरिक्षतेन**
**लुब्धेन रुग्दैन्यनिपीडितेन ।**
**प्रद्वेषयुक्तेन च सेव्यमान-**
**मन्नं न सम्यक्परिणाममेति ॥ ५११ ॥**

૫૦૮ ઇર્ષાથી, ભયથી, ક્રોધથી, કે લોભથી ભરપૂર થયેલો મનુષ્ય અથવા તો રોગથી કે દીનતાથી પીડાયલો મનુષ્ય અથવા તો અત્યંત દ્વેષી મનુષ્ય જે અન્નનું ભોજન કરે છે તે અન્ન તેને બરાબર પચતું નથી. ૫૧૧

**આમાજીર્ણનું સ્વરૂપ.**

**माधुर्यमन्नं गतमामसंज्ञं**

૫૦૯ જઠરાગ્નિ કફથી દૂષિત થયેલો હોવાથી ખાધેલું અન્ન અજીર્ણ રહી (નહી પચી)ને મધુરપણાને પામે તો તેને આમાજીર્ણ કહેવામાં આવે છે.

**વિદગ્ધાજીર્ણનું સ્વરૂપ.**

**विदग्धसंज्ञं गतमम्लभावम् ।**

૫૧૦ જઠરાગ્નિ પિત્તથી દૂષિત થયેલો હોવાને લીધે ખાધેલું અન્ન અજીર્ણ–અપકવ રહીને અમ્લપણાને પામે તો તેને વિદગ્ધાજીર્ણ કહેવામાં આવે છે.

**વિષ્ટબ્ધાજીર્ણનું સ્વરૂપ.**

**किंचिद्विपक्वं भृशतोदशूलं**
**विष्टब्धमाबद्धविरुद्धवातम् ॥ ५१२ ॥**

૫૧૧ જઠરાગ્નિ વાયુથી દૂષિત થયેલો હોવાને લીધે ખાધેલાં અન્નનો કેટલોક ભાગ પકવ થાય–પચી જાય અને કેટલોક અંશ અપકવ રહી જાય, તથા જેમાં શૂળના જેવી વેદના થાય અને વાયુ સરે નહી તેવા અજીર્ણને વિષ્ટબ્ધાજીર્ણ કહેવામાં આવે છે. ૫૧૨

**રસશેષાજીર્ણનું સ્વરૂપ.**

**उद्गारशुद्धावपि भक्तकाङ्क्षा**
**न जायते हृद्गुरुता च यस्य ।**
**रसावशेषेण तु सप्रसेकं**
**चतुर्थमेतत्प्रवदन्त्यजीर्णम् ॥ ५१३ ॥**

૫૧૨ રસશેષાજીર્ણમાં ઓડકાર સાફ આવે છે પરંતુ જમવાની ઇચ્છા થતી નથી, રસનું અજીર્ણ થવાથી લાળ સ્ત્રવ્યા કરે છે અને છાતી ભારે થઈ રહે છે. આ અજીર્ણને ચોથું રસશેષાજીર્ણ કહે છે. ૫૧૩

**અજીર્ણથી થનારા રોગો.**

**मूर्छा प्रलापो वमथुः प्रसेकः सदनं भ्रमः ।**
**उपद्रवा भवंत्येते मरणं चाप्यजीर्णतः ॥ ५१४ ॥**

૫૧૩ અજીર્ણથી મૂર્છા, પ્રલાપ–બકવા, ઉલટી, લાળનો સ્ત્રાવ, સુસ્તી તથા માથે ચકરી આવવી એ ઉપદ્રવો થાય છે અને વખતે મરણ સુધાં નીપજે છે. ૫૧૪

**ત્રણેય અજીર્ણની ચિકિત્સા.**

**तत्रामे लंघनं कार्यं विदग्धे वमनं हितम् ।**
**विष्टब्धे स्वेदनं पथ्यं रसशेषे शयीत च ॥ ५१५ ॥**

૫૧૪ આમાજીર્ણ થયું હોય તો લંઘન કરાવવું, વિદગ્ધાજીર્ણ થયું હોય તો વમન કરાવવું, વિષ્ટબ્ધાજીર્ણ થયું હોય તો સ્વેદ આપવો (પેટને સેક કરવો) અને રસશેષાજીર્ણ થયું હોય તો નિદ્રા કરાવવી એ હિતકારી છે. ૫૧૫

**वामयेदाशु तं तस्मादुष्णेन लवणाम्बुना ।**

૫૧૫ વિદગ્ધાજીર્ણમાં રોગીને તરત જ ઉના પાણીમાં સિંધાલૂણ નાંખીને તે પાણી પાઇને ઉલટી કરાવવી.

**कार्यं चानशनं तावद्यावन्न प्रकृतिं भजेत् ॥५१६॥**

૫૧૬ આમાજીર્ણમાં જ્યાં સુધી અજીર્ણનો પરિપાક ન થાય ત્યાં સુધી **લંઘન** (રોગીને ઉપવાસ) કરાવવું. ૫૧૬

**અજીર્ણી મનુષ્યનાં શરીરને હલકું કરનારા ઉપચારો કરવા.**

**लघुकायमतश्चैनं लंघनैः समुपाचरेत् ।**
**यावन्न प्रकृतिस्थः स्याद्दोषतः प्राणतस्तथा॥५१७॥**

૫૧૭ ઉપર કહેલા ઉપચારોથી રોગીનું શરીર હલકું થયા છતાં પણ જ્યાં સુધી દોષોના અને બળના સંબન્ધમાં અસલ પ્રકૃતિ ઉપર ન આવે ત્યાં સુધી રોગીને લંઘનો (શરીરને હલકું કરનારા ઉપવાસો) કરાવવા. ૫૧૭

**સમશન, વિષમાશન અને અધ્યશનનાં લક્ષણ.**

**हिताहितोपसंयुक्तमन्नं समशनं स्मृतम् ।**
**बहु स्तोकमकाले वा विज्ञेयं विषमाशनम् ॥५१८॥**
**स्याजीर्णे भुज्यते यत्तु तदध्यशनमुच्यते ।**
**त्रयमेतन्निहन्त्याशु बहून्व्याधीन्करोति वा ॥५१९॥**

૫૧૮ હિત અને અહિત બન્ને પ્રકારના અન્નોને સાથે મેળવીને કરવામાં આવતાં ભોજનને 'સમશન' કહેવામાં આવે છે. ઘણું, થોડું અથવા સમય વગર ગમે ત્યારે જે ભોજન કરવામાં આવે તેને 'વિષમાશન' કહેવામાં આવે છે અને એક વખત ખાધેલું અન્ન જીર્ણ થયા પ્હેલાં બીજીવાર જે ભોજન કરવામાં આવે તેને 'અધ્યશન' કહેવામાં આવે છે. આ ત્રણે પ્રકારનાં ભોજન મનુષ્યને તુરત મારી નાખે છે અથવા તો ઘણા રોગોને ઉત્પન્ન કરે છે. ૫૧૮-૫૧૯

**વિદગ્ધ અન્નનો ઉપાય.**

**अन्नं विदग्धं हि नरस्य शीघ्रं**
**शीताम्बुना वै परिपाकमेति ।**
**तद्ध्यस्य शैत्येन निहन्ति पित्त-**
**मक्लेदिभावाच्च नयत्यधस्तात् ॥ ५२० ॥**

૫૧૯ વિદગ્ધ થયેલું અન્ન શીતળ જળનું પાન કરવાથી તરત પચી જાય છે. કેમકે શીતળજળ પોતાના શીત ગુણને લીધે પિત્તને શાંત કરે છે. અને પોતાના ક્લેદ ગુણને લીધે અન્નને એકરસ કરીને નીચે લઇ જાય છે. ૫૨૦

**ભોજન પછી છાતીમાં, ગળામાં અને પેટમાં દાહ થાતો હોય તો તેનો ઉપાય.**

**विदह्यते यस्य तु भुक्तमात्रे**
**दह्येत हृत्कोष्ठगलं च यस्य ।**
**द्राक्षाऽभयां माक्षिकसम्प्रयुक्तां**
**लीढ्वाऽभयां वा स सुखं लभेत ॥ ५२१ ॥**

૫૨૦ જમતાંવેંત જ જે માણસને આમાશયમાં વિદાહ થાય (અન્નનો અમ્લ પાક થાય) તથા હૃદયમાં (છાતીમાં) ગળામાં અને પેટમાં દાહ-ઝાર ઝાર બળતરા થાય તે માણસ દ્રાક્ષની સાથે અથવા મધની સાથે હરડેનું ચૂર્ણ ચાટે તો આરોગ્ય મેળવે છે. ૫૨૧

**રસશેષાજીર્ણનો ઉપાય.**

**भवेदजीर्णं प्रति यस्य शङ्का**
**स्निग्धस्य जन्तोर्बलिनोऽन्नकाले ।**
**प्रातः सशुण्ठीमभयामशङ्को**
**भुञ्जीत सम्प्राश्य हितं हितार्थी ॥ ५२२ ॥**

૫૨૧ જે સ્નિગ્ધ અને બળવાન્ માણસને પ્રાતઃકાલમાં રસશેષાજીર્ણની શંકા થાય તે માણસે પોતાના હિતને માટે ભોજનના સમયમાં સુંઠ અને હરડેનું ચૂર્ણ ખાઇને પછી નિઃશંક ચિત્તથી હિતકારી અન્નનું ભોજન કરવું. ૫૨૨

**અજીર્ણમાં ભોજન કરવાથી મરણ થાય છે.**

**स्वल्पं यदा दोषविबद्धमामं**
**लीनं न तेजःपथमावृणोति ।**
**भवत्यजीर्णेऽपि तदा बुभुक्षा**
**सा मन्दबुद्धिं विषवन्निहन्ति ॥ ५२३ ॥**

૫૨૨ થોડુંક આમ જ્યારે દોષોથી રોકાઇને જઠરાગ્નિના માર્ગના એક પડખામાં છુપાઈ રહે અને જઠરાગ્નિના માર્ગને સંપૂર્ણ રીતે રોકી શકે નહી ત્યારે અજીર્ણ છતાં પણ જમવાની ઇચ્છા થાય છે. આ ઇચ્છા મંદબુદ્ધિવાળા માણસને વિષની પેઠે **મારી નાંખે** છે. (એટલે મંદ બુદ્ધિવાળો માણસ આવી ખોટી ભુખ લાગવાથી અજીર્ણ મટી ગયું એમ સમજીને અજીર્ણમાં પણ ભોજન કરે છે અને તેથી તેને નુકસાન થાય છે). ૫૨૩

**ગુણોના કર્મોનું વર્ણન.**

**अत ऊर्ध्वं प्रवक्ष्यामि गुणानां कर्मविस्तरम् ।**
**कर्मभिस्त्वनुमीयन्ते नानाद्रव्याश्रया गुणाः॥५२४॥**

૫૨૩ હવે સઘળા ગુણોના કર્મોનું સવિસ્તર વર્ણન કરું છું. ગુણોના કર્મો ઉપરથી નાના પ્રકારના દ્રવ્યોમાં રહેલા ગુણોનું અનુમાન કરી શકાય છે. ૫૨૪

**શીત ગુણનાં કર્મ.**

**ह्लादनः स्तम्भनः शीतो मूर्छातृट्स्वेददाहजित् ।**

૫૨૪ શીત ગુણ સુખ આપનારો, રક્ત વગેરેનું સ્તંભન કરનારો, તથા મૂર્છા, તૃષા, પરસેવો અને દાહ એઓને મટાડનારો છે.

**ઉષ્ણ ગુણનાં કર્મ.**

**उष्णस्तद्विपरीतः स्यात्पाचनश्च विशेषतः ॥ ५२५॥**

૫૨૫ ઉષ્ણગુણ સુખ નહી આપનારો, રક્ત વગેરેની પ્રવૃત્તિ કરાવનારો, મૂર્છા-તરસ-પરસેવો અને દાહ એઓને ઉત્પન્ન કરનારો તથા વિશેષે કરીને વ્રણ વગેરેને પકાવનારો છે. ૫૨૫

**સ્નિગ્ધ ગુણનાં કર્મ.**

**स्नेहमार्दवकृत्स्निग्धो बलवर्णकरस्तथा ।**

૫૨૬ સ્નિગ્ધ ગુણ શરીરને સ્નિગ્ધ અને કોમળ કરનારો, બળ આપનારો અને વર્ણને સારો કરનારો છે.

**રૂક્ષ ગુણનાં કર્મ.**

**रूक्षस्तद्विपरीतः स्याद्विशेषात्स्तम्भनः खरः॥५२६॥**

૫૨૭ રૂક્ષગુણ શરીરને રૂક્ષ અને કઠણ કરનારો, બળને ઓછું કરનારો, વર્ણને ખરાબ કરનારો અને વિશેષે કરીને અતિસાર વગેરેને અટકાવનારો તથા ચામડીને ખરસટ કરનારો છે. ૫૨૬

**પિચ્છિલ ગુણનાં કર્મ.**

**पिच्छिलो जीवनो बल्यः संधानः श्लेष्मलो गुरुः।**

૫૨૮ પિચ્છિલ ગુણ પ્રાણને ધારણ કરનારો, બળ આપનારો, ભાંગેલાં અસ્થિને સાંધનારો, કફને ઉત્પન્ન કરનારો અને શરીરમાં ભારેપણું કરનારો છે.

***વિશદ ગુણનાં કર્મ.**

**विशदो विपरीतोऽस्मात्क्लेदाचूषणरोपणः॥५२७॥**

૫૨૯ વિશદ ગુણ પિચ્છિલથી વિપરીત છે એટલે બળને ઓછું કરનારો, ભાંગેલાં અસ્થિને સંધાવા નહી દેનારો, કફને મટાડનારો, શરીરને હલકું કરનારો, ભેજને સુકવનારો અને વ્રણને રુઝવનારો છે. ૫૨૭

**તીક્ષ્ણ ગુણનાં કર્મ.**

**दाहपाककरस्तीक्ष्णः स्रावणो।**

૫૩૦ તીક્ષ્ણ ગુણ દાહ ઉત્પન્ન કરનારો, વ્રણ વગેરેને પકાવનારો અને તેમાંથી સ્રાવ કરાવનારો છે.

**મૃદુ ગુણનાં કર્મ.**

**मृदुरन्यथा।**

૫૩૧ મૃદુ ગુણ દાહને શાંત કરનારો, વ્રણ વગેરેને પાકવા નહી દેનારો અને સ્રાવને બંધ કરનારો છે.

**ગુરુ ગુણનાં કર્મ.**

**सादोपलेपबलकृद्गुरुस्तर्पणबृंहणः॥ ५२८ ॥**

૫૩૨ ગુરુ ગુણ શરીરમાં સુસ્તી લાવનારો, મળોની વૃદ્ધિ કરનારો, કફને ઉત્પન્ન કરનારો, તૃપ્તિ આપનારો અને શરીરને પુષ્ટ કરનારો છે. ૫૨૮

**લઘુ ગુણનાં કર્મ.**

**लघुस्तद्विपरीतः स्याल्लेखनो रोपणस्तथा।**
**दशाद्याः कर्मतः प्रोक्तास्तेषां कर्मविशेषणैः॥५२९॥**
**दशैवान्यान्प्रवक्ष्यामि द्रवादींस्तान्निबोध मे।**

૫૩૩ લઘુ ગુણ શરીરને ઉત્સાહ આપનારો, મળોને ઓછા કરનારો, કફને મટાડનારો, તૃપ્તિ નહી આપનારો, શરીરને કૃશ કરનારો, લેખન કરનારો અને વ્રણને રુઝવનારો છે. આ પ્રમાણે પ્રથમના શીત આદિ દશ ગુણો અને તેનાં કર્મો કહ્યાં. હવે બીજા દ્રવઆદિ દશ ગુણો અને તેનાં કર્મો કહીશ તે મારી પાસેથી સાંભળ! ૫૨૯

**દ્રવગુણનું કર્મ.**

**द्रवः प्रक्लेदनः।**

૫૩૪ દ્રવગુણ ભીનાપણું કરનારો છે.

**સાંદ્ર ગુણનાં કર્મ.**

**सान्द्रः स्थूलः स्याद्बंधकारकः ५३०**

૫૩૫ સાંદ્રગુણ માંસ વગેરેને વધારનારો અને ઘાટાપણું કરનારો છે. ૫૩૦

**શ્લક્ષ્ણ ગુણનાં કર્મ.**

**श्लक्ष्णः पिच्छिलवज्ज्ञेयः।**

૫૩૬ શ્લક્ષ્ણ ગુણ પિચ્છિલ ગુણના જેવાં જ કર્મોવાળો છે.

**કર્કશ ગુણનાં કર્મ.**

**कर्कशो विशदो यथा।**

૫૩૭ કર્કશ ગુણ વિશદ ગુણના જેવા જ કર્મોવાળો છે.

**સુગંધ ગુણનાં કર્મ.**

**सुखानुबंधी सूक्ष्मश्च सुगन्धो रोचनो मृदुः॥५३१॥**

૫૩૮ સુગન્ધ ગુણ સુખ આપનારો, સૂક્ષ્મ, રુચિ ઉપજાવનારો અને કોમળપણું કરનારો છે. ૫૩૧.

**દુર્ગંધ ગુણનાં કર્મ.**

**दुर्गन्धो विपरीतोऽस्माद्धृल्लासारुचिकारकः।**

૫૩૯ દુર્ગન્ધ ગુણ દુઃખ ઉત્પન્ન કરનારો, સ્થૂલ, અરુચિ ઉત્પન્ન કરનારો, કઠણ અને મોળ લાવનારો છે.

**સર ગુણનાં કર્મ.**

**सरोऽनुलोमनः प्रोक्तो।**

૫૪૦ સરગુણ મળ વગેરેને અનુલોમ કરનારો–પ્રવર્તાવનારો છે.

**મદ ગુણનાં કર્મ.**

**मदो यात्राकरः स्मृतः ॥ ५३२ ॥**

૫૪૧ મદગુણ શરીરની વૃત્તિઓને પ્રવર્તાવનારો છે. ૫૩૨

**વ્યવાયી ગુણનાં કર્મ.**

**व्यवायी चाखिलं देहं व्याप्य पाकाय कल्पते।**

૫૪૨ વ્યવાયી ગુણ અપકવ અવસ્થામાં જ આખા શરીરમાં વ્યાપ્ત થઇને પછી પાકને પામે છે. જેમકે–મદ્ય.

**વિકાસી ગુણનાં કર્મ.**

**विकासी विकसन्नेवं धातुबंधान्विमोक्षयेत्॥५३३॥**

૫૪૩ વિકાસી ગુણ અપકવ અવસ્થામાં જ આખા શરીરમાં વ્યાપ્ત થઈ ધાતુઓનાં બન્ધનોને શિથિલ કરીને પછી પાકને પામે છે. ૫૩૩

**આશુકારી ગુણનાં કર્મ.**

**आशुकारी तथाशुत्वाद्धावत्यम्भसि तैलवत्।**

૫૪૪ આશુકારી ગુણ જેમ પાણીમાં નાંખેલું તેલ એકદમ પ્રસરે છે તેમ તે એકદમ આખા શરીરમાં પ્રસરે છે.

**સૂક્ષ્મ ગુણનાં કર્મ.**

**सूक्ष्मस्तु सौक्ष्म्यात्सूक्ष्मेषु स्रोतस्स्वनुसरः स्मृतः५३४**
**गुणा विंशतिरित्येवं यथावत्परिकीर्तिताः॥**

૫૪૫ સૂક્ષ્મગુણ પોતાનાં સૂક્ષ્મપણાથી શરીરના સૂક્ષ્મ સ્રોતોમાં–માર્ગોમાં પણ પેસી શકે છે. આવી રીતે વીશ ગુણોનું તેનાં કર્મો સાથે યથાર્થ રીતે વ્યાખ્યાન કર્યું. ૫૩૪

**પાંચ ભૂતાત્મક આહાર શરીરના પાંચ ભૂતોનું પોષણ કરે છે**

**संप्रवक्ष्याम्यतश्चोर्ध्वमाहारगतिनिश्चयम् ॥ ५३५ ॥**
**पंचभूतात्मके देह आहारः पांचभौतिकः ।**
**विपक्वः पंचधा सम्यग्गुणान्स्वानभिवर्धयेत् ५३६॥**

૫૪૬ આ પંચભૂતાત્મક (પૃથ્વી વગેરે પાંચ મહાભૂતોથી બનેલ ) શરીરમાં પંચભૂતાત્મક આહાર પંચમહાભૂતોના અગ્નિઓથી સારી રીતે પાકીને પંચભૂતાત્મક શરીરમાં રહેલા પોતપોતાના અંશોનું સારી રીતે પોષણ કરે છે. (એટલે આહારમાં રહેલો પૃથ્વીનો અંશ શરીરમાં રહેલા પૃથ્વીના અંશને, જળનો અંશ જળના અંશને, અગ્નિનો અંશ અગ્નિના અંશને, વાયુનો અંશ વાયુના અંશને અને આકાશનો અંશ આકાશના અંશને પોષણ કરે છે. ૫૩૫–૫૩૬

**કફ વગેરેની ઉત્પત્તિ આહારથી થાય છે**

**अविदग्धः कफं पित्तं विदग्धः पवनं पुनः ।**
**सम्यग्विपक्वो निःसार आहारः परिबृंहयेत् ॥५३७॥**

૫૪૭ મધુરપણાને પામેલો આહાર કફને, અમ્લપણાને પામેલો આહાર પિત્તને અને સારી રીતે પકવ થઈને નિઃસાર થયેલો આહાર વાયુને વધારે છે. ૫૩૭

**વિષ્ટા તથા રસ શેમાંથી થાય છે?**

**विण्मूत्रमाहारमलः सारः प्रागीरितो रसः ।**

૫૪૮ વિષ્ટા અને મૂત્ર એ પરિપકવ થયેલા આહારનો મળ ભાગ છે અને રસ જે છે તે સાર ભાગ છે. આ વિશે આગળ 'શોણિતવર્ણનીય' નામના આ સ્થાનના ચૌદમા અધ્યાયમાં કહી આવ્યા છીએ.

**રસ ધાતુઓનું પોષણ કરે છે**

**स तु व्यानेन विक्षिप्तः सर्वान्धातून्प्रतर्पयेत् ॥५३८॥**

૫૪૯ એ રસ વ્યાન વાયુથી આખા શરીરમાં ફેલાઈને સઘળા ધાતુઓનું પોષણ કરે છે. ૫૩૮

**કફ આદિ મળ કયા કયા ધાતુના છે?**

**कफः पित्तं मलः खेषु स्वेदः स्यान्नखरोम च ।**
**नेत्रविट् त्वक्षु च स्नेहो धातूनां क्रमशो मलाः ५३९**

૫૫૦ કફ રસનો મળભાગ છે, પિત્ત રક્તનો મળભાગ છે, ઈંદ્રિયોનો મેલ માંસનો મળભાગ છે, મેદનો મળભાગ પરસેવો છે, અસ્થિનો મળભાગ નખ અને રુંવાડાં છે અને મજ્જાનો મળભાગ આંખના ચીપડા તથા ચામડીનો સ્નેહ છે. આ રીતે અનુક્રમથી ધાતુઓના મળ છે. ૫૩૯

**દિવસે ન પચ્યું હોય તો પણ રાત્રે જમવું પરંતુ રાત્રે ન પચ્યું હોય તો દિવસે જમવું નહિ.**

**दिवा विबुद्धे हृदये जाग्रतः पुण्डरीकवत् ।**
**अन्नमक्लिन्नधातुत्वादजीर्णेऽपि हितं निशि ॥५४०॥**
**हृदि संमीलिते रात्रौ प्रसुप्तस्य विशेषतः ।**
**क्लिन्नविस्रस्तधातुत्वादजीर्णे न हितं दिवा ॥५४१॥**

૫૫૧ દિવસે માણસ જાગતો હોય છે તેથી તેનું હૃદય કમળની પેઠે ખુલ્લું રહે છે તેથી ધાતુઓ ક્લિન્ન થતા નથી. માટે દિવસે ખાધેલું અન્ન પચ્યું ન હોય તો પણ રાત્રે જમવામાં કશી અડચણ નથી. પરંતુ રાત્રે માણસ સૂઈ જાય છે ત્યારે તેનું હૃદય સંકોચાઈ જાય છે એથી રાત્રે સઘળા ધાતુઓ ક્લિન્ન અને શિથિલ થઈ જાય છે તેટલા માટે રાત્રે કરેલો આહાર પચ્યો ન થયો હોય તો દિવસે આહાર કરવો એ હિતકારી નથી. ૫૪૦–૫૪૧

**આ અધ્યાયનો અભ્યાસ કરનારો વિદ્વાન્ વૈદ્ય બને છે.**

**इमं विधिं योऽनुमतं महामुने-**
**र्नृपर्षिमुख्यस्य पठेद्धि यत्नतः ।**
**स भूमिपालाय विधातुमौषधं**
**महात्मनां चार्हति सूरिसत्तमः ॥ ५४२ ॥**

**इतिश्री भगवता धन्वंतरिणोपदिष्टायां तच्छिष्येण महर्षिणा सुश्रुतेन विरचितायां सुश्रुतसंहितायां सूत्रस्थानं समाप्तम् ॥**

૫૫૨ જે વૈદ્ય રાજર્ષિશ્રેષ્ઠ મહામુનિ ભગવાન્ ધન્વતરિએ ઉપદેશ કરેલા આ આહારવિધિનો યત્નથી અભ્યાસ કરે છે તે વૈદ્ય ઉત્તમ વિદ્વાન્ બનીને રાજાની અને રાજાઓના જેવા મહાત્મા પુરુષોની ચિકિત્સા કરવાને યોગ્ય થાય છે. ૫૪૨

**ઇતિ શ્રી ભગવાન્ ધન્વતરિએ ઉપદેશ કરેલી અને તેના શિષ્ય મહર્ષિ સુશ્રુતે રચેલી સુશ્રુતસંહિતામાં સૂત્રસ્થાન સમાપ્ત.**

